# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક
૧૮

સંવત ૧૯૯૦
વૈશાખ–આશ્વિન



તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ

# લેખોની અનુક્રમણિકા

# લેખકોની અનુક્રમણિકા

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૮ વૈશાખ : ૧૯૯૦ અંક ૧

# સ્વદેશી*

૨

આપણે જોયું કે બંગાળના ભાગલાની હિલચાલને અંગે જે સ્વદેશીનો વિસ્તાર થયો તે રાષ્ટ્રના જીવનમાં દરેક અંગમાં ફેલાયો અને છતાં સ્વદેશી ઉદ્યોગ-હુન્નરને વધારવા માટે જે સાધનસંપત્તિની જરૂર હતી તે અમુક પૈસાદાર વર્ગના જ હાથમાં રહેલી હોવાથી, અને તેમને દેશના હિત કરતાં પોતાના તાત્કાલિક સ્વાર્થની જ પડેલી હોવાથી સ્વદેશી પોતાનું મહાન કાર્ય કરી ન શકી અને જ્યાંત્યાં નાના નાના પરચુરણ ધંધાઓ ચાલુ કરવા ઉપરાંત આપણે અધિક ન કરી શક્યા.

જેટલું કરી શક્યા તે પણ પ્રજાને ઓછું આશીર્વાદ રૂપ નહોતું. દેશના કારીગરો જે ભૂખે મરતા હતા અને જેમનો સજ્જનતા ઉપરનો વિશ્વાસ ઊડી જતો હતો તેઓ પ્રામાણિકપણે ધંધે વળગ્યા, અને તેમનાં બાલબચ્ચાં વગરચિંતાએ રોટલો ખાઈ શક્યાં.

પ્રજા ધારે તો ગરીબ લોકો પણ પાઈ પૈસો ભેગો કરી પોતાની મૂડી ઊભી કરી શકે છે એ જાતની કલ્પના કાલે નામના સામાન્ય કોટિના માણસને સૂઝી અને દરેક જણ કેવળ એક દિવસની આવક ઉદ્યોગના ઉદ્ધારને અર્થે આપે તો કેટલાં નાણાં ભેગાં થઈ શકે છે એની ત્રિરાશિ તેઓ પ્રજાને સમજાવતા ફર્યા. એ પૈસાફંડનો ઇતિહાસ મનોરંજક અને બોધક પણ છે. પાઈ પૈસો કરતાં દશ હજાર રૂપિયા ભેગા થયા ને એમાંથી કાચનું કારખાનું સ્થપાયું. એ જ કારખાનામાંથી નવાં કારખાનાં ઉત્પન્ન થયાં અને આજે આપણે સુંદર સ્વદેશી કાચનો માલ વાપરી શકીએ છીએ. આ કારખાનાની આર્થિક અસર કરતાં નૈતિક અસર ભારે થઈ. સ્વદેશી ખાંડનાં પણ નાનાંનાનાં કારખાનાં બેત્રણ ઠેકાણે સ્થપાયાં. કાનપુર તરફની સ્વદેશી ખાંડની પ્રવૃત્તિ જે મરવાની અણી પર હતી તે સજીવન થઈ. વેપારીઓએ જુઠ્ઠાણું પણ કંઈ ઓછું ચલાવ્યું નહિ. 'પઠના બળવામાં બંદૂક અને તોપના દારૂમાં છાણ અને રાખ ભેળવનાર દેશદ્રોહીઓની ઓલાદ હજી નિર્વંશ થઈ નથી.

પ્રજાએ જોઈ લીધું કે પૈસાદાર લોકોની દાનત શુદ્ધ નથી હોતી. પૈસાદાર લોકો સ્વદેશી-પરદેશીનો ભેદ ભૂલી જઈ સ્વાર્થ ખાતર એકબીજા સાથે ભળી જાય છે અને પ્રજાને દગો દે છે. ત્યારે આ મિલોનો ઇલાજ શો? લોકમાન્યની નજર સ્વાભાવિક રીતે મિલમજૂરો તરફ ગઈ. એમણે મુંબઈના મજૂરોને કહ્યું: "મુંબઈની વસ્તીમાં તમે ત્રણ લાખ છો. મુંબઈ તમારી છે. મુંબઈની જાહોજલાલી તમને આભારી છે." લોકમાન્યે આટલો

* તા. ૧૯-૨-૩૪ ના રોજ પ્રેમાભાઈ હોલમાં શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠકના પ્રમુખપણા નીચે અપાયેલું ભાષણ.

ગમે તેટલી મિત્રાચારી હોય તોએ શું? હું કાંઈ મારાં ફેફસાં કોરે મૂકી તમારા પંપથી થોડા જ શ્વાસ લેવાનો હતો? સ્વદેશી—ખાસ કરી કાપડનું સ્વદેશી—આપણે માટે પ્રાણ સમાન છે. એ આપણાં ફેફસાં છે. એ ફેફસાં બગાડનાર દરેક વસ્તુ આપણે માટે ક્ષયરોગ જેવી છે એટલું આપણે સમજવું જોઇએ. તેથી તમામ પરદેશી કાપડનો બહિષ્કાર શુદ્ધ સ્વદેશીમાં આવી જાય છે અને તે હંમેશને માટે હોવો જોઈએ.

જ્યારે સામ્રાજ્ય પરનો આપણો વિશ્વાસ ઊડી ગયો, એમાં ભલમનસાઈનાં તત્ત્વો ઊંડે ઊંડે પણ રહ્યાં નથી એવી ખાતરી થઈ ત્યારે જ વ્યાપક બહિષ્કારની આપણે વાત કરી. સામ્રાજ્યે હિંદમાં ભયાનક દ્રોહ કર્યો છે અને તેથી હિંદુસ્તાનની નિષ્ઠા ઉપરનો અધિકાર તે ખોઈ બેઠું છે. પરદેશી કાપડનો બહિષ્કાર તો સ્વદેશીના પેટામાં જ આવી જાય છે અને તેનો જ આપણે અહીં વિચાર કરવાના છીએ.

કેટલાક લોકો બ્રિટિશ કાપડનો બહિષ્કાર કરી જાપાની, અમેરિકન કે બીજા દેશનું કાપડ ખરીદવામાં માને છે. આને હું અપશુકનિયા બહિષ્કાર કહું છું. બ્રિટન ધારે તો જાપાન અને અમેરિકા મારફતે ત્યાંના નામે પોતાનો માલ અહીં મોકલી શકે છે. અને મારાં ભાઈભાંડુને ભૂખે મારવાનું કામ હું ઇંગ્લંડ મારફતે કરું કે જાપાન, અમેરિકા મારફતે કરું એમાં મારાં ભાઈભાંડુઓને શો ફેર જણાવાનો હતો? જે બહિષ્કાર સ્વદેશીને મદદ ન કરે તેની ઉપયોગિતા અમુક વખત માટે જ છે. કેમકે એ વાટે દેશનું સામર્થ્ય વધતું નથી. એવો બહિષ્કાર લડત પૂરતો જ વપરાય.

તેથી ગાંધીજીએ ખાદી ઉપર જ ભાર મૂકયો. યંત્રો પરદેશથી આવે છે, ઘણા લોકોને મજૂરી વગરના કરી મૂકે છે, ઉદ્યોગો થોડાક મૂડીવાળાઓના તાબામાં સોંપી દે છે અને સરકારની દખલ સહેલી કરે છે; એટલે યંત્રો વગર ચલાવીએ તો જ આપણા દેશમાં આપણે ગરીબોનો ભૂખમરો ટાળી શકીએ. પરચૂરણ ધંધાઓનો પ્રશ્ન હાથમાં ન લેતાં એમણે મોટામાં મોટો ખાદીનો જ ધંધો હાથમાં લીધો કે જે ગામડાંના ખેડુત લોકોને આડધંધા તરીકે કામ આવે. ખાદીનો સવાલ હાથમાં લીધા પછી ગાંધીજીએ સ્વદેશી પ્રદર્શનોની નીતિ નક્કી કરી આપી. જે ધંધાને ઉત્તેજનની જરૂર નથી તેને સ્વદેશી પ્રદર્શનમાં સ્થાન ન હોય; માટે જ મિલના કાપડને સ્વદેશી પ્રદર્શનમાંથી ગાંધીજીએ બાદ રાખ્યું.

મિલવાળાઓ સ્વદેશસેવા કરવા ધારે તો તેમણે શું શું કરવું જોઈએ એ ગાંધીજીએ વિગતવાર કહ્યું છે. એમણે ખાદી સાથે હરીફાઈ ન કરવી જોઈએ, નફો લેવાનું ધોરણ પ્રમાણબહાર ન લઈ જવું જોઈએ વગેરે કેટલીક ચોક્કસ સૂચનાઓ એમણે મિલવાળાઓ આગળ મૂકી; પણ એમાંથી એકકે વસ્તુ એમણે સ્વીકારી નથી. મિલો જ્યારે બેસી જવાની અણી પર આવી હતી ત્યારે મહાસભાએ એમને રક્ષણ આપ્યું; મિલોએ કરોડોનો નફો કર્યો પણ તેઓ નગુણા જ રહ્યા.

ગાંધીજી જેલમાં હતા ત્યારે મોતીલાલજીએ મિલવાળાઓ સાથે કેટલીક શરતો નક્કી કરી એમના કાપડને માન્યતા આપી દીધી. પરિણામે મિલવાળાઓને ધીકતી કમાણી થઈ. પરદેશી કાપડનો બહિષ્કાર સજ્જડ થશે એવી આશા બંધાઈ. કૉંગ્રેસની પ્રતિષ્ઠા તે વખતે વધારેમાં વધારે જણાતી હતી; પણ તે વખતે ખાદીને જે ધક્કો પહોંચ્યો તે હજી કાયમ છે. મિલના કાપડને જો આટલી પ્રતિષ્ઠા ન મળી હોત તોયે એમનું કાપડ તો વેચાત જ. આજે

થઈ એટલી કમાણી વખતે એમને ન થાત; પણ જેઓ ખાદી ખરીદી શકતા હતા અને જેમણે ખાદી જ પહેરવાનો નિશ્ચય કર્યો હતો તેઓ મિલકાપડ તરફ ન લલચાત અને ખાદી બચી જાત. દેશમાં જે ભારેમાં ભારે બલિદાન અપાયું, માથાં ભંગાયાં ને રંગાયાં તેનો લાભ ખરું જોતાં ખાદીને મળવો જોઈ તો હતો તે મિલો ખાઈ ગઈ અને મિલોમાં દેશભક્તિ ન મળે એટલે આખી હિલચાલનું જોર ભાંગી ગયું. દેશમાં પડેલો પરદેશી માલ ખરીદીને પરદેશ વેચી આવવાની યોજનાનું અંતે શું થયું ? પરદેશી કાપડના વેપારીઓ અને મિલમાલિકો વચ્ચે એ આખી યોજના ક્યાંક અટવાઈ ગઈ.

અને બ્રિટિશ મશિનરી ન વાપરવાનો એમનો કોલકરાર ક્યાં ગયો એ કોણ જાણે ? જેમના પર વધારેમાં વધારે ભરોસો રખાય તેઓ જ જો શિથિલ થઈ જાય તો કોનો વિશ્વાસ રખાય ને કોનો ન રખાય ! અને જેમણે ગઈ કાલ સુધી બ્રિટિશ મશિનરી નથી મંગાવી તેઓ આજે કે આવતી કાલે ન જ મંગાવે એનો ભરોસો શો ? મારો તો વિશ્વાસ જ બેસતો નથી કે મિલવાળાઓની નીતિ કોઈ પણ રીતે ખાદીને કે સ્વરાજને અનુકૂળ આપણે આજે કરી શકીએ.

અને હવે તો બ્રિટિશ વેપારીઓ, જાપાનના કારખાનદારો અને આપણા મિલવાળાઓ, એ ત્રણેએ મળીને મનેકમને એક અપવિત્ર સંતલસ ને સમજૂતી કરી છે. એને કાવત્રું કહીએ તોયે વાંધો નથી. ઓટાવાનો કરાર એ તો દેશનો દ્રોહ હતો જ. હવે જાપાન સાથેનો કરાર તો હડહડતું અપમાન જ છે. ગણતરીની પંચાતમાં ન પડીએ તોયે ઉપર ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે જાપાનનો અમુક જથાનો પાકો માલ લઈએ તો જ આપણો અમુક કાચો માલ તેઓ લેવા તૈયાર છે, એ જાતની જાપાનની વાત આપણે માથે પિસ્તોલ તાકીને આપણી પાસેથી વેપાર કરાવવા જેવી છે. આપણા દેશનું રૂ આપણે વાપરી ન શકીએ છતાં એનાં બનેલાં કપડાં પરદેશથી આપણે આણવાં પડે એ સ્થિતિ કેવી ? આપણા દેશમાં ઉદ્યોગહુન્નર છે, આપણી પ્રજા મહેનતુ અને શાંતિપ્રિય છે. દેશમાં ભૂખમરો પાર વગરનો છે અને છતાં આપણે દેશમાં કાપડનો ઉદ્યોગ વધારી શકતા નથી. સ્વદેશી સરકાર હોત તો એણે અનેક જાતના ઉપાયો યોજી એ વસ્તુ શક્ય કરી હોત. મિલવાળાઓમાં જો દેશદાઝ હોત, કૃતજ્ઞતા હોત, તો એમણે મહાસભાની નીતિ સાથે ભળી જઈ પરદેશી કાપડનો પૂરો બહિષ્કાર કર્યો હોત અને જાપાનની ઉદ્ધતાઈભરી માગણીનો અસ્વીકાર કર્યો હોત.

જાપાની કાપડ સસ્તું આવે છે ખરું, પણ એ દેશમાં આબાદી નથી આણતું; એ તો બેકારી ને ભૂખમરો આણે છે. એમ તો ચોરીનો માલ પણ સસ્તો મળે છે એ જેમ આપણે લેતા નથી કેમકે એમાં આબરૂને જોખમ છે, તે જ રીતે જાપાની કાપડ પણ આપણે ન લેવું જોઈએ; કેમકે એમાં દેશહિતનું જોખમ છે. હજીયે આપણે જો ખાદીને જ વળગી રહ્યા તો આરો છે. મિલવાળાઓએ બતાવી દીધું છે કે તેઓ ગમે ત્યારે ફરી જાય એવા છે. એમને દેશની શક્તિ સાથે પોતાની શક્તિ કેળવવાની આવડત નથી. એમની દયા ખાઈએ, એમના ઉપર આધાર ન રાખીએ.

આપણા દેશપૂરતો વિચાર કરીએ તો યંત્રો અને સ્વદેશી એમનો મેળ નહિ જ ખાય. હાથકારીગરી, સાદાઈ અને સ્વદેશી અભિરુચિ એમાં જ સ્વદેશીનું ખરું તત્ત્વ રહેલું છે.

ઇતિહાસસિદ્ધ રાષ્ટ્રસ્વભાવમાંથી જ બધા સવાલોનો ઉકેલ આણવો. બધાના હિતમાં દરેક વ્યક્તિનું અને વર્ગનું હિત સમાયેલું છે, એ સમજી સાર્વત્રિક શક્તિ કેળવીએ એ જ વ્યાપક સ્વદેશી છે.

આપણે જાણવું જોઈએ કે સ્વદેશીનું તત્ત્વ અભિમાનમાંથી કે સ્વાર્થમાંથી જન્મ્યું નથી. એનો ઉદ્ભવ અહિંસામાંથી છે, કર્તવ્યના ભાનમાંથી છે. આપણે આપણી આસપાસના સમાજ સાથે સંકળાયેલા છીએ, આપણા સમાજના લોકોને આપણા પર આધાર રાખવાનો હક છે. આપણે આધારે તેઓ જીવે છે, તેમને આધારે આપણે જીવીએ છીએ. ગોરાઓ જો વિલાયતના ભૂખે મરતા કે વધી પડેલા કારકુનોને હિંદુસ્તાનમાં લઈ આવે અને નોકરીએ ચડાવે તો અહીંના કારકુનો ક્યાં જાય, શું ખાય? અહીંના કારકુનોને અહીં જ નોકરી મેળવવાનો હક છે. વિલાયતના કારકુનો અહીં આવીને વધારે સારું અંગ્રેજી લખી શકતા હોય તોયે તેમનું કામ અહીં નથી. અને તેઓ ઓછે પગારે રહેવા તૈયાર હોય તોયે તેમનું અહીં કામ નથી. જેઓ અહીંના નથી, અહીંના થયા નથી, અહીંના થવા માગતા નથી તેમને માટે અહીં સ્થાન ન જ હોવું જોઈએ. ખાસ આવડતને માટે આપણે બોલાવ્યા હોય તો વહેલામાં વહેલી તકે એમને પાછી વિદાય આપવી જોઈએ. અહીંનું ક્ષેત્ર અહીંના લોકો માટે જ છે. એ જ ન્યાય કાપડ માટે પણ છે. હિંદુસ્તાનને કાપડ પૂરું પાડવાનો ધંધો હિંદુસ્તાનના લોકોના જ હાથમાં હોવો જોઈએ. હિંદુસ્તાનની આવડત છે, પરદેશી કાપડ ગમે તેટલું સસ્તું મળતું હોય તોયે આપણાથી તે ન લેવાય. અહીંના લોકોના ભૂખમરા માટે આપણે જવાબદાર છીએ. સ્વાર્થને કે મોહને વશ થઈ એ ભૂખમરા વિશે બેદરકાર થવું એ ઘોર અન્યાય છે, અને એમાં જ આપણો નાશ પણ છે.

જેમાં આર્થિકનો સવાલ નથી, જેમાં સેવાની અને ત્યાગની ભાવના રહેલી છે તેમાં કોઈ સ્વદેશી-પરદેશીનો ભેદ પાડવું નથી; કેમકે એમાં કોઈના હક ઉપર તરાપ નથી, કોઈના પેટ ઉપર પાટુ નથી. અને છતાં કેળવણી, ધર્મ અને સામાજિક સંબંધ વગેરે બાબતોમાં પણ માણસનો ઉત્કર્ષ વ્યાપક સ્વદેશી દ્વારા જ થઈ શકે છે એ આપણે ભૂલી ન જઈએ. પોતાને ત્યાં જે કંઈ કઢંગુ કે સંકુચિત હોય તે સુધારવાની ફરજ આપણી જ છે. અનુકરણ કરવું કે ઉછીનું લેવું એમાં આપણી શક્તિ વધતી નથી, સુંદરતા દેખાતી નથી, એમાં કેવળ બોજો જ હોય છે, દરિદ્રતા હોય છે.

તેથી જ ગાંધીજીએ મિશનરીઓ આગળ સ્વદેશી ઉપર વ્યાખ્યાન આપતાં સ્વદેશી અને સ્વધર્મને એક રૂપે વર્ણવ્યાં હતાં. કોઈને સ્વધર્મ છોડવાનું આપણે કહીએ નહિ. આપણા જીવનમાં જો કંઈ ઉચ્ચ, ઉદાત્ત ને ઉજ્જ્વળ દેખાઈ આવે તેનો લાભ આસપાસના લોકો જાણેઅજાણે ઉઠાવવાના જ. દરેક ધર્મમાં વધવાની શક્તિ રહેલી જ છે. કોઈ એક ધર્મમાં કંઈ ખાસ ખૂબી દેખાય તો આસપાસના બધા ધર્મો સ્વાભાવિક વાતાવરણમાં એ ખૂબી પોતાની ઢબે પોતાની પરિસ્થિતિને અનુરૂપ કેળવવાના જ. અને એમાં શાંતિ, સમાધાન અને ભાઈચારો વધવાનાં અને તેથી જ આ વ્યાપક સ્વદેશીને પરમ મંગલ તત્ત્વ કહેલું છે.

એક જ ધંધાને વરેલા લોકો પોતાની દશાનો ઉત્કર્ષ કરવા માટે એકબીજા સાથે હરીફાઈ કરે તો તે ઇષ્ટ છે; પણ વધુ નફાને લોભે કોઈ પોતાનો ધંધો છોડી બીજાના

ધંધામાં ઘૂસી જાય તો તે હરીફાઈ મલિન છે. જેની પાસે વધારે જ્ઞાન છે, આવડત છે તે બીજાને જરૂર સોંપી શકે. પણ જો દરેક પોતાની આવડત પ્રમાણે વધુમાં વધુ સેવા આપતો હોય અને પોતાની જરૂરિયાત જેટલું જ સમાજ પાસેથી લેતો હોય તો હરીફાઈને પણ સ્થાન નથી, અને સામાન્યપણે ધંધો બદલવાનું પણ કંઈ કારણ રહેતું નથી. દરેક જણ પોતાને ઠેકાણે રહી વગર ચિંતાએ પોતાની આજીવિકા મેળવી લે અને નવરાશનો વખત પોતાની યોગ્યતા અને સેવાશક્તિ ખીલવવામાં વાપરે એ સ્વદેશીનો આદર્શ છે.

માણસજાત આગળ આજે મોટામાં મોટો સવાલ હોય તો તે આર્થિક છે. અને તેથી સ્વદેશીની આર્થિક બાજુ ઉપર—પ્રજા સમસ્તની આજીવિકાની વ્યવસ્થા ઉપર—ભાર મૂકવો પડે છે. પણ સ્વદેશીની અપેક્ષા છે કે માણસજાત જો બરાબર કેળવાય, માણસની આવડત અને ધન બન્ને કેળવાય, તો આજીવિકાનો સવાલ રહેવો જ ન જોઈએ અને માણસના સર્વોચ્ચ વિકાસ માટે ધનના ઢગલાની જરૂર પણ ન હોય. આજે ધનની હસ્તિ અને ધનનો અભાવ બન્ને શાપ રૂપ છે. તેથી આખો સમાજ ધનનો જ વિચાર કરે છે, ધનનું ધ્યાન ધરે છે અને ધનની આસપાસ ફરે છે. આ ધનની સંસ્કૃતિ માણસજાતને ધન્યતા આપવાની નથી. ધનનું કાર્ય એક વાર સ્વાભાવિક થઈ ગયું એટલે માણસજાતનું ચિંતન વધારે મહત્ત્વનાં અંગો તરફ વળશે. એ વસ્તુસ્થિતિ લાવવા માટે સ્વદેશીના બધા પ્રયત્નો છે. આજે એનું આર્થિક સ્વરૂપ ખાસ પ્રગટ થયું છે. કાળે કરીને જ્યારે એનાં બીજાં અંગો પ્રગટ થશે ત્યારે સંપૂર્ણ સ્વદેશીનું રૂપાંતર સ્વધર્મપાલનમાં થશે અને ત્યારપછી જ વિશ્વકુટુંબનો આનંદ આપણે જોવા પામીશું.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

## સ્વભાવ

[ પૃથ્વી ]

ભલે ઉછરી પાંજરે રમકડું જનોનું થયો,
ભલે શરીર પોષિયું પયથી ધાન્ય સામાન્યથી,
છતાંયે શિશુ સિંહનો રૂધિર બિન્દુ જો ચાખશે,
સ્વભાવ સમજી લઈ વન મતંગ જો મારશે.

નાગરદાસ અ. પંડ્યા

# મોચી

વિક્ટોરિયા બાગ વિષે સહેલવા
આવે સુખી લોક સવાર સાંજે;
ને એમનાં બૂટ પરે પડાપડી,
પાલીશ કાજે કંઈ છોકરાં કરે.
રાતો, કાળો,
યા તો ધોળો,
પૈસેપૈસે રંગી દે બૂટ મોજે.
સિંહાસને બાગ વચે જ બેસી
હસ્યાં કરે છે દિનરાત રાણી
વિક્ટોરિયા દેખતી લોકચર્યા.
સામે વિશાળા વડછાપરા તળે
મોચી ખુલ્લે મારગને જમાવી
દુકાન, બેઠો ભરી દેવદારનું
ખોખું જૂનાં જીરણુ ચામડાં ને
ઓજારથી. ઊગમતે પ્રભાતે
આવી ઘરે ઠેઠ જતો જ રાતે.
જોડા જૂના સાંધી કરી દે નવા,
ને થીંગડાં ક્યાંક લગાવી કામનાં
ઘરાકના કોટખીસાનું થીંગડું
ઢીલું કરંતો હકથી. દિને દિને
મજૂરીથી થીંગડતો જ જિંદગી.
એ બાગ, ને એ વડ, એહ રાણી
એનાં જ એ નિત્ય જ આવતાં જતાં
દીઠાં હતાં—યા ન દીઠાં હતાં જો
ચાલ્યા જતા'તા કંઈ ખ્વાબધૂનમાં.
પરંતુ એ મોરી દીઠેલ ત્યારથી
એ બાગ, ને એ વડ,
એ રાણી, ને એ ધડ
પાસે જ બેઠેલ મજાની આકૃતિ
સાથે જ સૌ ચિત્ત મહીં થતાં છતાં.

કૉલેજથી આજ જતાં ઘરે હું
સંધાવવા ચંપલ બાગ પાસે
મોચી કને જૈ ઘડીવાર થોભ્યો.
બ્હેઠાં હતા બે જણ તેમનું બધું
પત્યા પછી, ચંપલ હાથમાં લઈ
મોચી કરંતો મુજ સાથ ભાવ
—બે ચાર કે જે કંઈ દામદોકડા
દેવા જ સંધામણના—, ઊંધીચતી
તપાસીને ચંપલ, ચાર કોરે
ક્યાં ક્યાં ખપે સાંધણ એ તપાસણી.
કરી રહ્યો'તો, મુજ ફાટલી શી
રમાડતો'તો નવલા જ લાડ ને
વાત્સલ્યથી ચંપલ; ત્યાં કહીંયથી
ગલૂડિયાં શાં નવલોહિયાં કો

આવ્યાં વઢંતાં
બાથો ભીડંતાં

બીજાંયાં બે છોકરાં રોષરાતાં.
હતી ખભેથી લટકાવી પેટી
નાની સમી બેઉ જણે, નિશાળિયા
જાણે ખભે—દફ્તર—ભેરવેલા.

એ પેટીઓ આથડી ઝૂઝવા જતાં
ને બેઉની મિલ્કત બ્હાર જૈ પડી,
કોબ્રાની પાલીશડબી જમીન પેં
આળોટતી, બે ય છૂટા પડીને
વીણી લઈને ચીજ આપઆપણી
મોચી કને આવી ઊભા. 'મને જરી
કાકા, દિયો પાલીશની ડબી તો!'
'જુઓ, છ ખાલી!
તો યે ન આલી
પાલીશ ડબ્બી ત્રણ દિ' થકી તમે!
મારા ગયા આમ ઘરાક કેટલા?!'

'શેનો તું માગે?'
'ભલિયા, તું ભાગ એ!'
'ના ઓળખે તું, છનિયા, મને કે?'
ને લાત ઠોંસે છનિયો ભગાડી
મોચી કને જૈ ભલિયો ઊભો, ને
માગી રહ્યો પાલીશ કેરી ડબ્બી.

'પ્હેલાં લીધેલી,
તેં, મેં દીધેલી
બબ્બે ડબીના નથી દામ આપવા,
નવી ડબીના વળી કોડ રાખવા?!'
ત્યાં આવી પ્હોંચ્યો છનિયોઃ 'ન એને
દેશો ડબી, સીધી મને જ આપો.
લઈ તમો પાસથી ચાર પૈસે
વેચે મને છે લઈ પાંચ પૈસા.'
'હાં એમ કે?'
ને એક ધક્કે છનિયો ખસેડી
બોલી રહ્યો ત્યાં ભલિયોઃ 'ન એને
દેશો ડબી. ભાગ મહીં બધાયના
પાલીશના ભાવ બગાડી મારતો.
ચવેણું જૂઠું,
બીડીનું ઠૂંઠું
લેને કરે પાલીશ એ ભૂખાળવો.'
'હાં એમ કે?'
ને હાથ એકે
એકેક ઝાલી લઇ હાથ બેયનો
બેને ય વાંકે બરડે અકેકી
બીજા કરેથી,
મારી તુટેલી,
બોલું હું ત્યાં, ચંપલ દીધ ઝાપટી.

ને ના મળી એક ક્ષણેય એમને
કે ના મને યે મળી અશ્રુ પાડવા.
આવી ઊભો ત્યાં જ, કને ત્રિભેટે
બે હાથ વીંઝી,
આખા દિ' ખીજી,
જે આમ ને તેમ, ખજાવી સત્તા
દોડાવતો મોટરગાડીઓ બધે.
'ઊઠાવ પેટી !'
'જિ, લઉં છું છેટી !'
અને ઉશેટી પગથી જ તોરમાં,
ટેડી કરી સિંદૂરઆંજી આંખડી
ચોમેર જુએ નવ-આવનાર ત્યાં:
'પો લિ સ દા દા !
આ બૂટ સાદા
રંગી દઉં આ ઘડી એ દિ' જેવા !'
ને બાઝી બૂટે, છનિયો બુરાસથી
ઉડાડવા ધૂળ મચી પડ્યો તહીં.
'જુઓને, કેવા પજવે છ મોચી !'
ને મારી બાજુ તીરછું નિહાળી
કે બૂટનો માલિક બોલવા ગયો,
'હેં ! કે દિ' જેવા ? !'
'મેં એ દિ' કેવા
ઉપાડી આણ્યા જ હતા નવાનવા
પાલીશ દેતાં વચમાંથી કોકના....
—એ બૂટનું તો ઉપજે ય કેટલું ?'
બોલી રહ્યો'તો ભલિયો પૂંઠેથી,
'તો મોચીથી ના અમને બચાવો
પો લિ સ દા દા ? !'
'હ રા મ જા દા !
લબાડ, બચ્ચા, જરી તો ઊભો રહે,
ને દેખ કેવી જીભ ખેંચી કાઢું
હું હાથની તારી !' અને ઉપાડી,

ચીજો પડેલી નિજ વીણી લેતા
મોચી ફરેથી મુજ સાંધવા દીધી,
ફાટીતુટી ચંપલ, ફેંકી જોરથી
લાગી જતા એ ભઠિયાની પૂંઠે.

ચાલાક એ તો
આબાદ ચેત્યો,
બેસી ગયો ભોંય પરે. હાથથી
તે દૂર જાળીગટરે પડી અને
સરી ગઇ ચંપલ મારી, ભીતરે.

છેડાઇ જોને છનિયાની પીઠ
એબુ–ડીખા–સાકૂ–ગૂટેવી લાત બે
લગાવી, મારી ગમ જોઈ ટેકું
દાદા કરે હૂકમ મોચી ઉપરે:
'હટાવ પેટી !'
'જિ, લઉં સમેટી !'

ને દૂરથી મોટર ભૂંગળું સુણી
સંભાળી લે તે તરબેટ દાદા
ને લેઇ માથે નિજ ખોખું, બીજે
મોચી જવાને કરતો હતો, ત્યાં
ખંચાઈ થંભ્યો, કંઈ ઝંખવાયો,
ને હું મુંઝાયો, ગમગીન ચિંતને
સરત ભૂલો. પણ ત્યાં મળી ગઇ
આંખો અમારી, કંઇ ઓર જાતનું
હસી પડ્યા બે ય અમે. ત્વરાથી
પૂગી જઇ બેઉ ય સામસામે
રસ્તે પળ્યા. મેં જરી પૂંઠ ફેરવી
જોયું, ફટે સાધથી લૂછતો હતો
મોચી બિચારો નિજ આંખ, મેં ય ને
લોયું લઘુ બિંદુ ચખે ઝમૂમતું.

ઓળંગીને મારગને સલામત
બાંધી રહી ચંપલ બેસી માંડી

મેં માર્ક્સ ને કીટ્સની ચોપડીઓ
સાથે કરી મ્યાન. ગયો હું સીધો
ઉદ્યાનમાં, પુષ્પ તણે પથારે
ને કોકિલા કૂજનકુંજઆરે.
—જ્યાં કલ્પનાના પુરપાટ ઘોડા
સ્વપ્ને રસેલો રથ જિંદગીનો
અચિંત્ય લોમે ગગડાવતા જતા,
પગે અફાળી હિમબિંદુ હીરલા;
જ્યાં જોઈએ ના પગને પગેરખાં
ને કાખમાં પુસ્તક કલ્પનારખાં
રાખેલ બે હો; નહિ જ્યાં અડે પગે
તીણા તીખા કંકર, ઢો ય ના ખુંચે;
ના જ્યાં અડે કંટકદંશ હોઠને
સુરંગહૂંફાળ ગુલાબચુંબને.

ભલી ભલી એ દિલખ્વાબ લોમ
ભુલામણીઓ જગની ભુલાવતી!
ત્યાં મેં ભૂલીને કડવાશ કારમી
ને આંસુ ઊનાં જગનાં બીહામણાં,
ગાથા રચી અંતરને ઊંડાણે
તૂટેલ એ ચંપલની અતૂટ!
ભલી ભલી એ મુજ ખ્વાબલોમ!
અને ભલાં રક્ષણહાર એ તણાં!!
દાવાનળો છો જળતા ચહું દિશે,
છે વાડી આ આટલી તો સુરક્ષી!
હાલાહલો હો જગ રેલતાં ભલે,
આ કોકિલાકૂજનકાન્ત કુંજ તો
હરેરંત લીલી મધુઆશિષો ભરી!

ઘડી દિવાસ્વપ્ન મહીં ગુજારી
ઊઠ્યો જવા ઘેર થઈ સચેત હું.
ત્યાં આંખખૂણા મસળી નિહાળતાં
સિંહાસને બાગ વચે જ બેસી
હસંત દીઠી નિતજેમ રાણી
વિક્ટોરિયા દેખતી લોકચર્યા.

ઉમાશંકર જોષી

૬, ડિસેમ્બર, '૩૩

# ધ્યાનસ્થ બુદ્ધ

ધ્યાનસ્થ બુદ્ધની પથ્થરની મૂર્તિમાં પણ બીડાએલાં ચક્ષુ અને પ્રશાન્ત મુખમુદ્રાની પાછળ ગહનતા અને આંતરશાન્તિનું સ્પષ્ટ દર્શન થાય છે. પથ્થરની પ્રતિમામાં આટલી ભવ્યતાની છાયા ઊતરી છે, તો એ છાયાનું મૂળ સ્વરૂપ કેટલું વધારે ભવ્ય ને ગહન હશે ! બુદ્ધની ધ્યાનસ્થ મૂર્તિનું દર્શન કરીએ છીએ, ત્યારે તેમનો સ્થૂલદેહ વિસરી જવાય છે, ને સ્થૂલદેહની આકૃતિના અંતરાલમાં જે સૂક્ષ્મદેહ પ્રત્યક્ષ થાય છે, તેનું દર્શન કરતાં કરતાં આપણે થાકતા જ નથી.

બુદ્ધનાં બીડાએલાં ચક્ષુઓ સામે આપણે એકીનજરે જોયા જ કરીએ છીએ. ને જાણે એ ચક્ષુ હમણાં જ ઊઘડશે એવી ઉત્કંઠા મનમાં સેવીએ છીએ. મુખમુદ્રા ઉપરથી એ બીડાએલાં ચક્ષુઓ ખુલ્લાં ચક્ષુઓ કરતાં યે ખૂબ દૂર નિરખતાં હોય એવો ભાસ થાય છે. એ જાણે આપણા હૃદયના ઊંડાણમાં નજર નાખતાં હોય એવું આપણને લાગે છે ને આપણું હૃદય વિહ્વળ બનીને સંકોચાય છે, અને પરિણામે કંઇક એવી અનુકંપા થાય છે કે જે ભૂઝી શકાતી નથી. આ કંઇક સમજાય ને કંઇક ન સમજાય એવો અનુભવ જેની મૂર્તિનાં દર્શનમાત્રથી થાય છે, તેણે જીવનનું રહસ્ય શોધી કાઢીને કોઈ કલ્યાણતત્ત્વને પોતાના રોમેરોમમાં ઊતારી દીધું હોય ત્યારે જ આમ બને.

એ મૂર્તિના મૌનથી જે શાન્તિ પ્રસરે છે, તેના કરતાં વિશેષ સુખપ્રદ એનાં બીડાએલાં ચક્ષુઓથી વ્યાપે છે. કારણ કે વાણીમાં જે શક્તિ છે તેનાથી અનંતગણી વધારે શક્તિ ચક્ષુમાં છે. વાણી માત્ર સંભળાવે છે, જ્યારે ચક્ષુ અન્યના જીવનને સ્પર્શે છે. જેમ વાણીના મૌનથી ઘણી વાર પ્રતિભા ખીલે છે, તેમ ચક્ષુના મૌનથી—બીડાઈ જવાથી—સૂક્ષ્મદર્શનની શક્તિ પ્રાપ્ત થાય છે. એટલે કે વાણીના મૌનથી શાન્તિ માટે જે સ્ફુરણા થાય છે, તે ચક્ષુમાંથી પ્રાપ્ત થાય છે. કારણકે ચક્ષુઓ મૌન સેવે છે, ત્યારે મનના સર્વ તરંગો શમી જાય છે. ને એની ઉદાત્ત ભાવનાઓનો પ્રવાહ વહે છે કે જેના અનુભવ માત્રથી જીવનમાં શાન્તિ પ્રસરી રહે છે.

બુદ્ધ ભગવાને સંસારનાં દુ:ખોનું શમન કરવાનો માર્ગ શોધવા ઘોર તપશ્ચર્યા આદરી. દેહની શક્તિઓ રોકી-રૂંધીને અપાર પીડા વેઠી. છતાં જેને માટે ઝંખી રહ્યા હતા, તેનું દર્શન તો ન જ થયું. અનાયાસે જ થયેલી આંતરસ્ફુરણાથી તેમણે દેહને કષ્ટ દેવાનું છોડયું ને શાન્ત સ્થિર થયા. ચિત્તની વૃત્તિનો અવરોધ કરવાનું છોડી દીધા પછી, જ્યારે ચિત્ત, વિનાપ્રયત્ને શાન્ત પડયું ત્યારે તેમણે જે સ્વરૂપે ધ્યાન આદર્યું તેનું દર્શન આપણે ઘણીખરી મૂર્તિઓમાં કરીએ છીએ. કારણકે એ મૂર્તિના વદન ઉપર વિષાદની લેશ પણ છાયા નથી. એટલે શાન્ત મૂર્તિનું ઘડતર જ્ઞાની—બુદ્ધ—થયા પછીનું છે. એ સ્થિતિમાં તેમને જ્ઞાન થયું કે ચિત્તના અવરોધમાં મનની પ્રવૃત્તિને રોકવાનો કે ચિત્તનો સ્વભાવ બદલવાનો પ્રયત્ન

નિરર્થક છે. કારણકે ચિત્તનો વિષય જ પ્રવૃત્તિ છે, તેને નિવૃત્ત બનાવવાથી દેહને તો લાભ નથી જ, પરંતુ અંતરને પણ શાન્તિ આપનાર નથી. તેથી તેઓ એવા ચિત્તનિરોધનો પ્રયત્ન છોડીને ધ્યાનસ્થ થયા, ત્યારે એ પરમ સત્ય લાધ્યું કે જીવનની સર્વ શક્તિને તટસ્થ બનાવવામાં જ ધર્મનું રહસ્ય સમાએલું છે.

જ્યારે ધીરતાથી, તટસ્થભાવે મનના સંકલ્પો શાન્ત થયા પછી, પોતાનાં ચક્ષુ બીડી દીધાં અને સર્વ ઇન્દ્રિયોને સમેટી લીધી ત્યારે એ ધ્યાનસ્થ બુદ્ધે શું જોયું અને શું સાંભળ્યું હશે ? આવો પ્રશ્ન ઉદ્‌ભવે છે તેનું કારણ એ કે કંઈક ભવ્ય વસ્તુની પ્રાપ્તિ પછી જે પ્રસન્નતા ને સંતોષ જીવનમાં છાઈ રહે એવી જ સૌમ્ય છાયા બુદ્ધની ધ્યાનસ્થ મૂર્તિની મુખાકૃતિ ઉપર તરવરે છે. વદનની ધીર ગંભીરતા ને નમ્રતા એમની આંતરશાન્તિ ને સ્થિરતાનું દર્શન કરાવે છે. એ પરથી એમ જણાય છે કે ધ્યાની બુદ્ધ આ જગત અને પોતાના દેહથી પર એવા તત્ત્વમય વાતાવરણનો અનુભવ લઈ રહ્યા છે. એમની આંતરશાન્તિને પ્રભાવે આસપાસ પણ શાન્તિ છવાઈ રહી છે. ચક્ષુ બીડાયા પછી ક્ષણભર હૃદયના ધબકારનો અને નાડીઓમાં વહેતા રુધિરના વેગનો ધ્વનિ પણ જાણે શમી ગયો છે. શ્વાસોચ્છ્‌વાસથી ભરાતા હૈયાની ગતિમાં પણ હવે લક્ષ નથી રહ્યું. સ્થૂલદેહને વિસરીને એ ધ્યાનીનાં બીડાએલાં ચક્ષુઓ અંતરના અનંત પ્રદેશમાં મીટ માંડતાં જણાય છે. ચક્ષુઓ ઉપર પાંપણના જડ પડદા પડે છે ત્યારે આંતર્ચક્ષુ ખુલે છે. ને ખુલ્લાં ચક્ષુની દૃષ્ટિ જ્યાં નથી પહોંચી શકતી ત્યાં આ બીડાએલાં આંતર્ચક્ષુ બધું નીરખે છે. કારણ કે આંતર્ચક્ષુની સામે આકાશપૃથ્વીના મિલનનો બનેલો જડ પડદો આવીને દૃષ્ટિને રોકતો નથી. એ પડદાને–ક્ષિતિજને પોતાની પાંપણોમાં સમાવી લઈને તે તેનીયે પેલી પાર જઈને આગળ વધે છે. ત્યાં એવા અનંત ને અગાધ અવકાશમાં વિચરે છે કે જ્યાં દૃષ્ટિને રોકનાર કોઈ નથી હોતું. અને પછી આગળ જવાનું યે નથી રહેતું. તેમ છતાં કંઈક એવું અમાપ અંતર પથરાયેલું છે તેની વચ્ચે પોતે છે, કંઈક 'શૂન્યમાં શબ્દ થઈ' ગાજે છે, કંઈક તેજ ને તમસનું મિશ્રણ છવાયેલું છે, કંઈ જ નથી છતાં કંઈક હોય એવો ભાસ થાય છે, અવકાશની વિરાટતામાંયે કંઈક અણુ જેવું ઊડતું જણાય છે. ત્યારે ખબર નથી રહેતી કે પોતે શું જુએ છે ને શું સાંભળે છે. એને એ પણ નથી સમજાતું કે પ્રથમ તેણે જોયું કે જાણ્યા પછી જોવાનો પ્રયત્ન કર્યો. એને આવો નિર્ણય કરવાની વૃત્તિ પણ નથી થતી. જે અનુભવ્યું છે તેનાથી તે પ્રશાન્ત બને છે, ને સર્વ કામનાઓ શમી જાય છે. ત્યારે જ્ઞાન થાય છે કે વિરાટરૂપે વ્યાપેલી છતાં અણુમાં સમાયેલી જીવનશક્તિ મૂળસ્વરૂપે સ્વભાવથી તટસ્થવૃત્તિવાળી છે. જીવનતત્ત્વ વિશે આવું જ્ઞાન થતાં બુદ્ધ ભગવાને ફરીથી ધર્મોપદેશ શરૂ કર્યો. તેઓએ ધ્યાનમાં જે સનાતન તત્ત્વનું દર્શન કર્યું તે જગત અને જીવના કારણરૂપ જણાયું, ને જોયું કે વિશ્વની સર્વ જડ ને ચેતનની કૃતિઓ એ પરમ તત્ત્વમાંથી જ ઘડાઈને ફરી એમાં જ શમી જતી હતી. એ શાશ્વત ને સર્વવ્યાપક શક્તિ માનવહૃદયમાં પ્રેમસ્વરૂપે પ્રકાશતી જોઈને તેઓએ જગતને બોધ કર્યો કે ધર્મનું રહસ્ય પ્રેમમાં છે, તેથી અહિંસા જ પરમધર્મ છે. જગતને સર્વ પ્રકારની હિંસામાંથી બચાવી લેનાર એ તત્ત્વને વિશાળ અર્થમાં બીજું કંઈ નામ ન આપતાં તેઓએ તેને 'અહિંસા' કહી.

અહિંસાને-પરમધર્મ તરીકે ઉદ્‌બોધનાર ધ્યાનસ્થ બુદ્ધે આ સિવાય બીજું શું જોયું હોય! ને આવું અમરતત્ત્વ પામ્યા પછી એ મહાધ્યાનીની મુખમુદ્રા ઉપર આત્મસંતોષની અખંડ શાન્તિ ને સૌમ્યતા સિવાય બીજાં શાનું દર્શન થાય! જે સ્થિતિમાં બેસીને ધ્યાનસ્થ બુદ્ધ ભગવાને પરમતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે તેને તો જગત અહોનિશ નમે છે અને નમશે. પરંતુ માનવહૃદયના વિકાસની પરિસીમા શોધી કાઢીને માનવજીવનની ઉન્નતિ સાધવા કાજે પોતાના જીવનપ્રમાણ દ્વારા જે અહિંસાનો બોધ જગતને આપ્યો છે, તે જગત અને જીવન જેટલો જ ચિરંજીવ રહેવાનો છે.

પુરાતન બુચ

## બાલુડાં

જેવો પુષ્પે, ફલોથી, મધુર ટહુરવે પંખીના બાગ શોભે,
તેવા શોભે ગૃહો એ જીવન જગવતાં બાલુડાંના નિનાદે;
જેવું ચૈતન્ય હીણું વન નિરજન તો, ભીતિથી પૂર્ણ ભાસે
તેવાં લાગે સ્મશાનો સમ શિશુ વિણ તો સ્વર્ગ દેશ અવાસે.

નાગરદાસ અ.

# રેલ્વેની સફરે

કાળી ઘોર નિશા જામી છે,
તેમાં થોડાં ફાનસ ટમકે,
રેલ્વે એન્જિન વ્હિસલ દે છે
ઉપડવા અવસરે.
ઝટપટ બારણિયાં ખોલી, ને
ગૈરી છોરાં ને ફેંકી, ને
ટૂંકો પેંચન્તો ચડતો હું
આ જીવન–સફરે.
એન્જિન લાંબી ચીસો પાડે,
આખી ગાડી ખડભડ બોલે,
મસ–ભીંજાતાં માણુસ ઝોલે,
રે ક્યાં ચાલી એ ?
ઢાળા, ઢોરા, નદિયું, નાળાં,
ક્યાં ક્યાં તો દરિયાનાં ગાળાં,
એની કૈં દરકાર નહીં બસ–
ઝૂઝણુનો આદર્શ.
રાજ નવું એકાકી એનું,
ધારા ધોરણ સઘું એનું,
જુલ્મ તણું પણ જોવા જેવું
કૈં મેળ વિનાનું.
એવી ગાડી નિશદિન ભટકે
વચ્ચે વચ્ચે, સ્થળ સ્થળ, અટકે;
ચોમાસામાં અધ્ધર લટકે
લટકાવેય ખરી !
આજ મને ઉપાડી ચાલી–
રહી વટાવી ડુંગર, ગાળી,
ખેતર, નદિયું, સમદર, ઝાડી
ચાલી રે ચાલી.

'સ્વસ્થ'

# મહર્ષિ ઝંડુ ભટ્ટજી

[ એમના જીવનનો એક પ્રસંગ ]

" *તુમા રાતકું કોન રડતે થે ?" એક તૂટેલી ખડકી ઉઘાડી તેની સામે પરસાળમાં બેઠેલી ફાતિમા ડોશીને તેની પાડોશણ શકિનાબુએ પૂછ્યું " પાછલી રાતકું ઊઠને તક મેને સુના કોઈ રડતે રહે. "

ફતુ ડોશીની આંખો પણ ભીની હતી. તેમાંથી મોતી સરખા દાણા દડી રહ્યા હતા. તેમણે પૂછનારને ગભરાતે સ્વરે ઉત્તર વાળ્યો: " એ તો મેરા ઈસ્માઇલ—સારી રાત રડરડ કીયા. કીતની ઉસકી પીડા ! યા પરવરદિગાર ! ઉસકી બીમારી મેરેકું કયા નહિ દેતો ? બચ્ચેને તેરા કયા બિગાડ દિયા ?" મો પાછું ફેરવી ડોશીએ છૂટથી રડી દીધું.

તેમનું કલ્પાંત સાંભળી પાડોશણ અંદર આવવા આકર્ષાઈ. ખડકી ખોલીને ડોશીની પાસે આવી. તેમની પાસે એક દશ અગિયાર વરસનો બાળક પથારીમાં પડ્યો પડ્યો કણુસતો હતો. શકિનાબુની સહાનુભૂતિ આગળ વધી અને તેણે નીચા વળી આ આજારી બાળકની નાડ જોવાનો યત્ન કર્યો.

" આહ ! કીતના બુખાર ?–બાલક કીતના ખમ સકે ? " શકિનાએ અભિપ્રાય વ્યક્ત કર્યો.

" અરે, સારી રાત સોયા નહિ. ખૂબ હી પાડલે રહે. મેં અબ કયા કરું ? મેરા જી નિકલ જાતા હે !" અશ્રુપૂર્ણ આંખોથી ડોશી શકિના તરફ તાકી રહી હતી. શકિનાની આંખમાં પણ આંસુઓ દેખાયાં.

" માડી, તુમેરે રડને સે કયા હોયગા. દુસરેકી બીમારી તુમ કેસે લે સકતે હો ? હિંમત રખો. કલ અચ્છા હો જાયગા. "

" બેટા શકુ, કલ પર કલ જાતી ફિર મેરા દિન નહિ આતા—દિકરે જેસે દિકરેકું દફના દિયા ઓર એસા એક ફૂલ બી આંખ ઠારનેકું મેરી પાસ રખને દેનેકા કિસ્મતકું અચ્છા નહિ લગતા. યા ખુદા ! અબ તો દોરી ખેંચ લે—મેં મર રહી હું. " ડોશીનું કલ્પાન્ત ચાલી રહ્યું હતું.

" મા, મેરેકું ચાઈ ચહીયે " પથારીમાં સૂનેલા બાળકે મોં પરથી ચાદર દૂર કરી માગણી કરી.

" બેટા, કર દેતીહું. અબ તેરેકું આરામ હૈ ! મેરે પ્યારે " ડોશીએ બાળકને વહાલ બતાવવા મથતાં ઊઠવા માંડ્યું. એમને મહાન તૈયારી કરવી હતી પણ શકિનાએ એમને રોક્યાં.

" મા તુમ બેઠો ઇસ્માઇલકી પાસે. મેં ચહા તૈયાર કરકે લાતીહું " તે બોલી.

" બેટા શકુ, તેરા ઉપકાર થોડા નહિ હૈ. હરહમેશ તેરે પર બોઝ હોતા મેરેકું ઠીક નહિ લગતા. "

---

* [એક મિત્રે કહેલ સત્ય હકીકત ઉપરથી નામો અને ચિત્રો વગેરેના થોડા ફેરફાર સાથે ]

"અરે ફતુમા, આપ બોજા મત સમજો, એ તો ઈન્સાનકી ચાકરી હે. ઈસ્માઈલ બડા હોયગા ફિર મેરા સબ કામ કરેગા" કહેતી શકિના ગઈ.

ડોશીએ બાળકને મોં ધોવરાવીને તૈયાર કર્યો. એટલામાં ચ્હાના બે પ્યાલા લઈને શકીના આવી પહોંચી. સાથે એનો ખાવિંદ ઉસમાન પણ આવ્યો. એ ગામમાં ટપ્પો હાંકતો હતો અને ખુશમિજાજી, ઉદારદિલ હતો. શકિનાએ પ્યાલા ડોશી આગળ મૂકયા. અને પોતે રકાબીમાં ઈસ્માઈલ માટે થોડો થોડો કાઢી આપીને તેને સગી માતા સમા હાવભાવનો લહાવો લેવડાવવા લાગી. ફતુ ડોશી પોતાનો કપ પીવા લાગ્યાં.

"ફતુમા, અબ તો ઈસ્માઈલકું કોઈ અચ્છે હકીમકું દિખાના ચાહિએ" ઉસ્માને કહ્યું.

"બેટા ઉસમાન, હકીમકું દેનેકા દામ કહાંસે લાઉં. ઓર મેરેમેં તો બહાર જાનેકી બી તાકાત અભી નહિ." ડોશીએ ફરિયાદ કરી.

"મા, તુમ પૈસેકી બાત મત કરો. બહોત એસે બડે હકીમો હે કે જો ગરીબોકું મફ્ત દવા દેતે, ઓર અચ્છે કર દેતે ઓર અપને ગાંવમેં તો બહોત બમન લોક એસે બૈદ હેં કે ઉસકી દોચાર પડિયા હિ બસ, સબ અચ્છા કર દેતી." ઉસમાને પોતાનો અનુભવ વ્યક્ત કર્યો.

"મેં તો કોઈ નહિ જાનતી કે જો મેરા ઈસ્માઈલકા હાથ પકડકે ઉસકુ જીવાવે. એસા કોઈ હોવે તો મેં તો ઉસકુ આપ ખુદા હિ માનું" ફતુ ડોશીએ શોકપૂર્ણ સાદે કહ્યું.

"મા, તુમ નહિ જાનતે હો? વો ઝંડુભટ બોલતે હે. વો એસા બડા આદમી હે કે એક દફે મુવેકું બી ઊઠા સકતા" શકિનાએ કહ્યું. ઉસમાન તરફ વળીને તે બોલી: "ઈસ્માઈલને ઓ ભટ્ટજીકું દીખાના તો જરૂર. તુમ હિ જાકે દિખાવો તો કયા અરજ હે?

"કોઈ વાંધા નહિ. ફતુમા બી સાથ કયું નહિ ચલે? ભટ્ટજી દૂર નહિ રહેતા. અભિ હિ મેં જા કે દેખતા હું. દસ બજે તક ભટ્ટજીકું મિલનેકા મોકા હે."

"બેટા ઉસ્માન! તુમેરા ખુદા ભલા કરેગા. મેં ભટ્ટજી પાસ જરૂર આઉંગી ઓર ઉનકી પાસ મેરી રાવ કરેગી. ભટ્ટજી ઈસ્માઈલકું અચ્છા કરે તો વો હિ મેરા પરવારદિગાર—

*

ભટ્ટજીનું દવાખાનું એટલે અનેક પીડિતોનો આશ્રય. તેમાં હમેશ ગીરદી રહેતી જ. તેથી વધારે વાર ન બેસી શકે તેવાં બિમારો માટે પાછળ એક પરસાળ રાખી હતી. તેમાં શકિના આપણા ઈસ્માઈલને ખોળામાં રાખીને બેઠી હતી. ફતુ ડોશી તેને પવન નાખતાં હતાં. આ પરસાળ પણ હમેશ અશક્ત દરદીઓથી ભરપૂર રહેતી; પણ સદ્ભાગ્યે આજે ત્યાં સંખ્યા જૂજ હતી. ઈસ્માઈલને ભટ્ટજી તુરતમાં જ જોવા આવશે એમ કહીને ઉસમાન ગયો હતો; તેથી હવે ભટ્ટજીના આવવાની રાહ તેઓ જોતાં હતાં. ઘડીમાં ભટ્ટજી એ તરફ આવ્યા. બીજાઓને પતાવી તેમણે ઈસ્માઈલ ભણી દૃષ્ટિ ફેરવી. પાસે આવતાં પૂછ્યું:

"માડી આ છોકરાને શું છે!"

"પરમિયા હે મેરે માલિક" ફાતિમા ડોશીએ અતિશય કરુણ અવાજથી ભીંજાએલી આંખો એ કુશળ ભિષગ્વર તરફ ફેરવતાં કહ્યું.

"સારા દિન પોકાર કરતા હે."

" માડી એને સારો કરી દેશું હો; તમે ગભરાઓ નહિ " આશ્વાસન આપતા તેઓ વાંકા વળીને બાળકને તપાસવા લાગ્યા.

" જી, છોકરેકા માબાપ કોઈ નહિ હે. ડોશીમા ઉનકી દાદી લગતી. બીચારા દો માસસે બામાર હે. મેંને કહ્યા કે વૈદરાજ અચ્છા કર દેગા "

" માડી તમે આજ સુધી કેમ ન લાવ્યાં ?" વૈદરાજે કહ્યું. " દરદ વધે ત્યારે ઉપાય કરવો પડે. પણ તમે જરાય મૂંઝાશો નહિ, હો. તમારો—શું નામ એનું—જરૂર સારો થશે."

" ગરીબપરવર, ઉસ્કા નામ હે ઇસ્માઈલ. મેરી અંધીકી વો લકડી એક હી હે. ઉસ્કુ ભી ખુદા અચ્છા નહિ રહેને દેતા—મેં કમનસિબ હું. આપ મેરે ખુદા ઉસ્કુ જરૂર અચ્છા કરો. " ડોશી બોલી.

" માજી. ઈશ્વર સારું જ કરશે. એને અમારા ઘર આગળ થોડા દિવસ રાખવો પડશે."

" ચાહે સો કરો ઉસ્કા દરદ મીટાઓ તો બસ હે. મે તુમકું જીગરસે દુવા બોલુંગી. ખુદા આપકી લીલી વાડી રખેગા. "

" માજી, તમે પણ રહી શકો તો સાથે જ રહેજો. તમારે ઘેર જવું આવવું હોય તો વાંધો નથી. પણ તમારો ઇસ્માઇલ તો થોડા દિવસ મારો મિજમાન થશે " ભટજી પ્રસન્નતાથી બોલતા હતા.

ઇસ્માઈલને તુરત એક સ્વચ્છ ખાટલા પર સ્વસ્થતાથી સુવાડવામાં આવ્યો. ત્યારથી જ ભટજીનો પ્રયોગ એના ઉપર શરૂ થતો હતો. ઇસ્માઈલ અને એની ફતુ ડોશી બંને તે દિવસથી ભટજીની મહેનાનીનાં અનુભવી બન્યાં. અનેક આશીર્વાદ દેતી શકિના ઘેર ગઈ અને ડોશીનો બધો વખત ભટજીની દિનપ્રતિદિન ઉન્નતિ માટે અને પોતાના ઇસ્માઈલના આરામ માટે પ્રાર્થના કરવામાં જવા લાગ્યો. અશક્ત છતાં આકિનભરી એ વૃદ્ધા ઘેર જઈને ઘરનો સૂકો રોટલો મળે તો તે પણ ખાવાને ઇચ્છતી હતી; પણ જવા આવવાની આપદા અને ઇસ્માઈલને પોતાની ગેરહાજરીથી થતી વ્યથાનો વિચાર કરી તે પણ વૈદરાજના ઘરનું સમભાવભર્યું આતિથ્ય સ્વીકારી લેતી. એણે જોયું અને જાણ્યું હતું કે પોતાના પૌત્રના જેવા અનેક દરદીઓ ભટજીના વાડામાં આશ્રય મેળવી રહ્યા હતા અને એમની સાથે પણ પોતાના જેવા સંબંધીઓ આવી રહ્યા હતા. આ જોઈને પારકાને આશરે પડી રહેવાની એને લાગતી શરમ કંઈક ઓછી થઈ. અસાધ્ય વ્યાધિઓને સાધ્ય કરવાને કટિબદ્ધ રહેતા આ ધન્વંતરીના પ્રયોગો ઇસ્માઇલ ઉપર પણ સફળ થયા. તેનો ભયંકર વ્યાધિ પણ એમના કાબુમાં આવી ગયો અને પંદર દિવસમાં તો ઇસ્માઇલ ભટજીના દવાખાનામાં દરદીઓના પ્રેક્ષક તરીકે બેસવા જેટલો હોશિયાર થઈ ગયો. આવા સંતો ધંધામાં નિષ્ણાત હોય છે તેની સાથે હમેશ પ્રસન્નતાને ચાહનારા હોય છે. તેથી એ પ્રસન્નતાને ખાતર હમેશ ભટજી બાલદરદીઓની સાથે વિનોદ કરવાનું ચૂકતા નહિ. આ વિનોદમાં ઇસ્માઇલ રમકડા માફક તેમને સહાય થવા લાગ્યો. એથી એની પ્રકૃતિના સુધારામાં પણ ત્વરા આવી. ડોશીએ બહુએ આનાકાની કર્યા છતાં, તેમને એકને ઘેર જવાની રજા દોઢ માસ પહેલાં ન મળી.

" જો દરદ બરાબર નાબુદ ન થાય તો ઉથલો મારે. અમારે તો ઉતાવળ કરો તે ન ચાલે. જાઓ, હું તમારું સાંભળવાનો નથી. રોટી અને દૂધ ઉડાવો અને ઇસ્માઇલને સાચવો." ભટજીએ ડોશીને કહેલું.

ડોશી એક દિવસ છાનીમાની બહાર ચાલી ગયેલી અને શકિના અને ઉસ્માન પાસેથી ઉછીના દશ રૂપિયા માગી લાવી. રજા મળી ત્યારે ઘેર જવા ટાણે આંખમાં આંસુ સાથે તેણે ભટ્ટજી આગળ તે ધર્યા: "મેરે માલિક, વો મુજ ગરિબકી તુમકું બક્ષિસ હૈ. મેરે ઇસ્માઇલકું તુમને જીવાયા ગરિબપરવર!" તે માથું નીચું નમાવી નમ્ર થઈ ગઈ. ભટ્ટજી બહુ જ ખિન્ન થઇ કહેવા લાગ્યા: "અરે માજી, તમે મારી કસોટી કરો છો. તમારા આશીર્વાદની તો કિંમત જ નહિ કેમ?"

"નહિ જી" ડોશીએ કહ્યું 'મેરી દુવા તો એસી કે આપકી પર ખુદા હમેશ મહેરબાન રહેગા. લેકિન મેરા એસા શુકન તો જરૂર રખોજી" વળી ડોશીએ હાથ લંબાવ્યો.

"માજી, મને આપનારો તો એક પરવરદિગાર જ છે. માણુસ શું આપવાનાં હતાં? જુઓ, અહીં કેટલાં દરદી છે. એ બધાનો આશીર્વાદ જ હું માગું છું. અને બધાની સેવા યથાશક્તિ કરું છું; તેથી ઈશ્વર મારું એમ ને એમ ચલાવે છે. તમને લાગણી થઈ આવી માટે તમારો ઉપકાર તો માનીશ જ. પણુ પૈસાની મને ભૂખ નથી અને ખોટ પણુ નથી. આ રૂપિયા જરૂર તમે ઉછીના લાવ્યાં છો. હોય તેના પાછા આપી દેજો અથવા તમારા હોય તો એનું ઈસ્માઇલને હમેશ થોડા દિવસ દૂધ પાજો. શરીર સુધરશે. માજી, પધારો. કોઈકવાર દર્શન આપજો હો!"

ડોશી ઊભી રહી અને ભટ્ટજી પોતાના કામે બહાર નીકળી ગયા.

આ બનાવ પછી કેટલાં યે વર્ષો વહી ગયાં. જામ વિભાજી સદ્‌ગત થયા અને જામનગર ઉપર મેનેજમેન્ટ આવ્યું. ઍડમિનિસ્ટ્રેટર મિ. કેનેડી હતા. જેમ આપણા આખાય હિંદનો એમ એ વખતના જામનગરનો ભૂતકાળ ભવ્ય હતો. એ વખતે જામનગરમાં જ ઝંડુ ભટ્ટજીની રસશાળા એમના પોતાના જ નિરીક્ષણુ હેઠળ ચાલતી હતી. ભટ્ટજી એ સર્વ રાજલક્ષણુસંપન્ન જામ વિભાજીના રાજવૈદ્ય અને કુલવૈદ્ય હતા. એ વખતે મનુષ્ય આજના જેટલો પગારદાર થવાની લાલસાથી બેહાલ થએલો નહોતો. એટલે ભટ્ટજી અવેતનિક·રાજવૈદ્ય હતા. જેનામાં જરા પણુ વ્યક્તિત્વ હોય તે તે સમયે પગાર શોધતા નહિ. અને ભટ્ટજી તો એક મહાનુભાવ વ્યક્તિ હતા તેથી એમણે લાખ રૂપિયે પણ વાટકા વેચાણુ થવાનાં સ્વપ્નાંય નહિ સેવેલાં. જામ વિભાજી સદ્‌ગત થયા તેથી ભટ્ટજીની પ્રતિષ્ઠાને કશી આંચ આવેલ નહિ. ઊલટું, કદરદાન અંગ્રેજ અધિકારીઓએ એમની મહત્તા ઓળખી હતી અને સ્થિતિને નભાવી રાખી હતી. દરેક પ્રજાકીય તેમ જ રાજકીય બાબતોમાં ભટ્ટજીનો મત વજનદાર ગણાતો અને અનુસરવામાં આવતો. કંઈ પણુ અગત્યનો નિર્ણય કરવો હોય ત્યારે નિર્ણયસમિતિમાં ભટ્ટજીની હાજરી હોય જ.

શ્રી જામ વિભાજી મેમોરિયલની સ્થાપના કરવા માટેની દરખાસ્ત ઉત્સાહી અને કાર્યચતુર ઍડમિનિસ્ટ્રેટર સાહેબ મિ. કેનેડી તરફથી મૂકવામાં આવી હતી અને થોડા દિવસ ગર્ભિત ચર્ચા આ વિશે ચાલી રહ્યા પછી ફાળો કરવા માટે સભા ભરવાનું ઠર્યું હતું. અંગ્રેજ અમલદારો પણુ અહીં નામચીન મળ્યા હતા અને એમના દેશી સાથીઓ પણુ એમની તરફથી સન્માનને પાત્ર બની શકે તેવા હતા.

"આજે મેમોરિયલના ફંડનો છેવટનો નિર્ણય કરી નાખવાની સાહેબ બહાદૂરની ધારણા છે" દીવાન સાહેબની પદવી ધરાવતા અધિકારી સાહેબે એક સભામાં વાત ઉપાડી.

"તો પછી સાહેબ બહાદુર પાસે પહેલો આંકડો ભરાવી લાવવો જોઈતો હતો"—બીજા અધિકારીએ જણાવ્યું.

"સાહેબ બહાદુર પણ આજની સભામાં હમણાં જ આ કામ બાબત પધારવા જોઈએ; નહિ તો એમણે મને રકમ કહી રાખી છે." દીવાન સાહેબે કહ્યું.

એટલામાં કેનેડી સાહેબ પધાર્યા અને આસનસ્થ થયા. તુરત જ દીવાન સાહેબે શરૂ કર્યું:

"નામદાર અધિકારી ભાઈઓ અને ગૃહસ્થોને મેં આપનો વિચાર સંભળાવ્યો છે. નોંધવાની શરૂઆત કરીએ.

"બહુ જ ઇચ્છવા જેવું. લાવો લિસ્ટ" સાહેબે માગણી કરી કે તરત જ એક યાદી દીવાન સાહેબે તેમના સમક્ષ રજૂ કરી. સાહેબે આંકડો ભર્યો.

પછી જે અંગ્રેજ અધિકારીઓ હતા એમણે પણ પોતાની રકમો નોંધી.

"નગરશેઠ, હવે આપનું મુબારક નામ?" વિચક્ષણ દીવાને એક શેઠને ઉદ્દેશીને કહ્યું.

"હું આપની પછી." શેઠે જણાવ્યું.

"એમ કેમ બને, આપની પાસેથી સાહેબ બહાદુર બહુ સારી આશા રાખે છે. અમે તો પગાર પર નભનારા અમારો વાદ જોઈ આપને મેમોરિયલ થવા જ નથી દેવું કે શું? આપને પહેલાં નોંધવું પડશે, નહિ તો હું આપને નામે ફાવશે તે નોંધીશ." દીવાન સાહેબે દબાણ કર્યું.

"દીવાન સાહેબ, તમે ઠીક બધો ભાર મારે ગળે વળગાડો છો! લાવો ભરી દઉં. સાહેબ આગળ કંઈ ચાલે તેમ હતું?" શેઠે કહ્યું અને એમણે લંબાવેલા હાથમાં દીવાન સાહેબે કાગળ મૂકયો. પછી કેટલાક શેઠિયાઓએ રકમો ભરી. એમના પછી પ્રતિષ્ઠિત ગૃહસ્થોની હાર આવી. આ હારમાં ભટ્ટજીનું સ્થાન પ્રથમ હતું. એમણે કાગળ લીધો અને પોતાના નામે એક એકડો અને ચાર મીંડાં લખ્યાં. (૧૦,૦૦૦ આ પ્રમાણે) ભરવાની રકમ કોરીમાં આપવાની હતી, કારણ, આ વખતે જામનગરમાં કોરીનું ચલણ પ્રચલિત હતું.

ભટ્ટજીએ ભર્યા પછી જેના હાથમાં કાગળ ગયો તે ગૃહસ્થ જરા આશ્ચર્ય પામતા દેખાયા; કારણકે અત્યારસુધીની રકમોમાં ભટ્ટજીની રકમ સૌથી વધારે હતી અને તરી આવતી હતી આ આશ્ચર્યની પરંપરા ચાલી પણ ભટ્ટજી પ્રતિનું સર્વસામાન્ય માન એટલું બળવાન હતું કે કોઈની બોલવાની હિંમત ન ચાલે. કાગળ સભામાં ફરી વળ્યો. કયાંક કયાંક જરા ધીમી મસલત ચાલી રહી હતી. બધી નજરો ભટ્ટજી તરફ વારંવાર વળતી જોવામાં આવી. કાગળ પાછો દીવાન સાહેબને મળ્યો.

કાગળ વાંચીને અને ભટ્ટજીના નામ સામેનો આંકડો ઘણાના આંકડા કરતાં વધતો જોઈને, એમને અસંભવ અને આશ્ચર્યની લાગણી થઈ આવી. "ભૂલ તો નહિ થઈ હોય" એમના મનમાં શંકા ઉદ્‌ભવી. અને એ શંકાએ નિશ્ચયનું રૂપ લઈ ઉઘાડો પ્રશ્ન ભટ્ટજી તરફ મુકાવ્યો:

"આ શું! ભટ્ટજી આપની ભૂલ તો નથી થતી? કે હું ભૂલું છું?"

ભટ્ટજી જવાબ માટે તૈયાર હતા. કાગળ પાછો લેવા માટે હાથ લંબાવતાં તેમણે કહ્યું "જોઉં, શું ભૂલ થઇ છે?"

ચોપદારે દોડી જઈને કાગળ દીવાન સાહેબ પાસેથી એમને આપ્યો. એમણે લીધો.

"ભૂલ તો મને નથી લાગતી છતાં આપને લાગતી હોય, દીવાન સાહેબ, તો લાવો હું સુધારું." એમણે આગળના આંકડામાં એક એકડો આગળ વધાર્યો એટલે પોતાના નામ સામેની રકમ દસ હજાર મટીને એક લાખ અને એક (૧,૦૦,૦૦૧) કોરીની થઈ. "વિભાજી જામનો ઉપકાર આ શરીર ઉપર ઓછો નથી. અને એનો બદલો વળે એવો પવિત્ર પ્રસંગ ક્યાંથી ?" ભટ્ટજીએ ઉમેર્યું.

દીવાન સાહેબની લાગણીઓનું પૃથક્કરણ કરવું આ વખતે ખરેખર મુશ્કેલ હતું. તેમના નાનકડા વચનનો આ જબરદસ્ત પડઘો ખરેખર આકરો પડે તેવો હતો. સભા ઘડીવાર સ્તબ્ધ થઈ. પછી કાગળ પાછો દીવાન સાહેબ પાસે થઈને ઍડમિનિસ્ટ્રેટર સાહેબ આગળ ગયો.

"મેં તમને ઘણીવાર નથી કહ્યું કે ભટ્ટજી આ સભાને શોભાવનારું એક રત્ન છે? એ મારું કથન આજે પુરવાર થાય છે. જુઓ, એમણે આ ભાવી સંસ્થાને કેટલા ઉદાર દિલથી નવાજી છે ?" આટલું કહી સાહેબે પણ પોતાનો આંકડો સુધારી ભટ્ટજીના પ્રમાણ આગળ આણી મૂક્યો.

"ભટ્ટજી" દીવાન સાહેબને પણ વિવેક દર્શાવવાની જરૂર જણાતાં કહેવું પડ્યું: *આપે આ સંસ્થાને પ્રથમથી જ અપનાવી છે એથી એનું સુંદર ભાવી અત્યારથી જ વાંચી શકાય છે.*"

"ભટ્ટજી જેવા સમર્થ શરીરશાસ્ત્રીએ આ સંસ્થાનો હાથ પકડ્યો તેથી તે ભવિષ્યમાં કદી માંદી તો નહિ જ પડે." પ્રસન્ન પ્રકૃતિના અંગ્રેજ અમલદાર મી. સાઇક્સે કહ્યું.

"તેઓ જામનગરના એક મહાન પુરુષ છે, અને ખરું જોતાં એમણે જ આરંભેલી કહેવી જોઈએ એવી આ સંસ્થા જામનગરની એક મહાન સંસ્થા થવાની" કેનેડી સાહેબે ફરીથી કહ્યું.

"પણ દીવાન સાહેબે નોંધેલી રકમો ભરી દેવાની તારીખ પણ કહી દો. એટલે સૌને સમજણ મળી જાય. ભરવું તો રમત છે" એક શેઠે પોતાની વાચાળતાનો ઉપયોગ કર્યો.

"જેને નોંધવાની તાકાત હશે એમને ભરવાની નહિ હોય ? નાહક ચીંથરાં ફાડવાં આ સભામાં શું કામનાં" એક સજ્જને શેઠની ક્ષુદ્રતાને દબાવવા યત્ન કર્યો.

કોઈ ભાગમાં પ્રશંસાપૂર્ણ અને કોઈ ભાગમાં શંકાપૂર્ણ ચર્ચાઓ ધીમાધીમી થતી હતી; પણ એટલામાં સભાને બરખાસ્ત જાહેર કરવામાં આવી. કેનેડી સાહેબ, દીવાન સાહેબ, વગેરે ગયા. અને સૌ સભ્યો આજ વિષયને વિવિધ માનસિક રંગોથી રંગતા વીખરાયા.

*

ગામમાં પણ આ સભામાં બનેલી વાત ચર્ચાનો વિષય બની. ભટ્ટજીના સદ્ભાવનો જેણે લાભ નહિ લીધો હોય એવો જામનગરવાસી કોઈ ભાગ્યે જ હશે. એથી ઉઘાડી રીતે એમની નિંદા કરીને કૃતઘ્ની ગણાવા જેટલી જાહેર હિંમત તો કોઈ કરી શકે તેમ ન હતું, છતાં અનેકરંગી આ જગતમાં વિવિધતા તો હોય જ. તેથી એમની ઉજ્જ્વલતાને વધારે પ્રકાશિત બનાવવાના જ હોય તેમ કેટલાંક મલિન માનસો વિરોધી મતો પણ દર્શાવવા લાગ્યાં.

'માથે કરજના પાર નહિ ને રાજા બાદશાહની વાતો કરવી" એક મત હતો.

'રાજ્યના કામમાં આટલું ઊંડા પાણીમાં ઊતરવું જ શા માટે હોય." કોઈ વ્યવહારુ ભાઈ એ કહેતા હતા.

ભટજીની પોતાની સ્થિતિ વિચારવા જેવી હતી. તે ખરેખર મહાનુભાવ વ્યક્તિ હતા. એમનો મહાનુભાવતા એટલે આત્મા ઉપર અચળ શ્રદ્ધા, પોતાનું ઇષ્ટ ગમે તે રીતે પ્રાપ્ત કરી શકવાની એકટેકી ભાવના અને એમનું ઇષ્ટ હમેશ પરમાર્થ પર હતું. પોતાને માટે એમણે કદી કંઈ ઇચ્છ્યું જ નથી. અજબ રીતે સાદું જીવન, નિષ્કપટ અટલ વ્યવહાર, ગરીબો માટે અખૂટ દયા, અને શિર સાટેની અયાચક વૃત્તિ એ એમના સામાન્ય ગુણો; છતાં એમની આસપાસ રાજવી વૈભવ હમેશ ઉપસ્થિત થઈ રહેતો. સેંકડોની સંખ્યામાં દરદીઓ આવે જ જાય, કોઈની પાસે પાઈ પણ લેવાની નહિ. માત્ર એમનું દરદ શી રીતે મટે એટલી જ ચિંતા ભટજી રાખતા. છતાં દરેક સાધન, કિંમતી માત્રાઓ, દરદીઓ માટે સૂવા બેસવાની અને માવજતની તમામ સગવડ, યાન્ત્રિક નિયમિતતાથી કોણ જાણે કેમ હાજર જ રહેતી. આ બધું કયાંથી આવે છે એ કોઈ કહી શકતું નહિ. સૌ એ સગવડનો લાભ લેતા અને માત્ર એથી આશ્ચર્ય જ પામીને ચાલ્યા જતા. કોઈ એમને દૈવી મદદ મળતી હોવાનું પણ માનતા. કારણ કે કોઈ મનુષ્યજાતનો પૈસા આપીને જનાર દરદી એમને ત્યાં વિરલ હતો. રાજા મહારાજાઓ એમના મિત્ર હોવાનો દાવો કરતા અને તેથી એમની પણ સારી સહાયતા હોવાની કલ્પના લોકો કરતા.

એક ગેબર નામનો ગામડાનો શ્રીમંત શેઠ આવેલો. ગરીબ હોવાનો એણે અદ્ભુત ઢોળ કર્યો. દવા તો શું પણ ખાવાના પણ પૈસા નથી એમ કહી રડી ગયો. ભટજીનું હૃદય દ્રવ્યું. એમણે એક માસની રામબાણ દવા અને ઉપર દૂધ અને ખોરાક માટે દશ રૂપિયા આપ્યા. પાછળથી ખબર પડી કે એ જૂઠું બોલી આબાદ છેતરી ગયો—એ તો પચાસ હજારનો આસામી હતો ! આ વાત જ્યારે ભટજીને કાને આવી ત્યારે તે માત્ર એટલું જ બોલ્યાઃ

"ભલે એ ગરીબ ન હોય પણ એનો આત્મા તો જરૂર ગરીબ છે. એની તો મને બમણી દયા આવે છે. પરમાત્મા એના આત્માને લાગુ થયેલો હીનતા-દીનતાનો રોગ દૂર કરો એમ હું માગું છું.'

ભટજી તો મહાપુરુષ હતા તેથી તેમની વાત તો બાજુ પર રાખીએ, પણ એ વખતના બધા વૈદક ધંધાદારીઓની એવી જ આદરણીય પ્રણાલી હતી. ત્યારે દરદીઓ માટે બિલ તૈયાર થતાં નહિ. દવાના પણ પૈસા નહિ તો પછી વિઝીટ ફી, ટપ્પા ભાડું, કમ્પાઉન્ડર ચાર્જ વગેરેની તો વાત જ શી હોય ? માત્ર રોગીઓના રોગ મટાડવાનું વૈદ્યોનું ધ્યેય હતું. જેઓ આવી રીતે વિના દામ સમાજનું વૈદું કરતા એમનો ખર્ચ સમાજ આપોઆપ, સહેલાઈથી અને સારી રીતે નિભાવતો. આજના જેવી વૈદકીય શોધો એ વખતે નહિ થયેલી. પણ એ શોધો વધેલા રોગોને અંગે થઈ છે એમ પણ કહેવાય.

સારા શબ્દોમાં કહીએ તો, પ્રત્યક્ષ પ્રમાણુમાં માનનારા, અને ખરાબ શબ્દોમાં કહીએ તો જડવાદી, આ જમાનામાં ગમે તેવા સેવાભાવથી આ દાક્તરી કે વૈદકીય ધંધાની શરૂઆત કરનારાઓ પણ જતે દહાડે માત્ર પૈસાની જ પાછળ દોડતા જોવામાં આવે છે. દરેક નવો

દરદી એટલે એમને માટે બૅન્કનું એક ખાતું. અને એ ખાતું ખુલ્લું રહે ત્યાં સુધી એમને સંતોષ. ખાસ અનિષ્ટ તો એ છે કે એમની પૈસા લેવાની શરૂઆત દરદીને અગાની પણ પહેલાં થાય છે. આગલા વખતમાં પૈસા માટે નિરપેક્ષતા હતી, આજે દરદ માટે છે. આગળ દરદ માટે જ દરકાર હતી, આજે એ પૈસા માટે છે.

સેવાભાવ ઓછો થયો છે એની સાથે જ કલાની સફળતા પણ ઘટી છે. જેમને પોતાનાં કુકર્મોને પરિણામે એમનું શરણુ લીધા વિના છૂટકો જ નથી એવાઓ જ આ વૈદ્ય-દાક્તરોનો આશ્રય લે છે. એ ધંધામાં અત્યારે પણ આભૂષણરૂપ રત્નો નથી એમ ન કહી શકાય. કેટલાંય નામો આપણે સાંભળીને પવિત્ર થઈએ એવાં એમાં છે. પણ આ જમાનાના રંગે આ ધંધાને ખરડી મૂક્યો છે અને ઘણાખરાઓને વૈભવી અને વિલાસી એવા આજના જીવનને પહોંચી વળવાને બીજો માર્ગ જ નથી.

ભટજી મહાપુરુષ હતા. મહાપુરુષોને પણ પોતાની મુશ્કેલીઓ હોય છે. મોટાને મુશ્કેલીઓ પણ મોટી જ હોય એમ કહીએ તો પણ ચાલે. ઘણા નાના માણસો મોટા લોકોને મહાલતા, વૈભવ ભોગવતા જોઈ નિશ્વાસ નાખે છે અને પોતાના જીવનને ક્ષુદ્ર માની તિરસ્કારે છે. તેમણે ભૂલવું નહિ જોઈએ કે, નાનાઓને એમની નિવૃત્તિ સુખનું સાધન છે, અને મોટાઓને એમની મહત્તા સુખ આપનારી છે. જે નિવૃત્તિનો અનુભવ નાનાઓ કરી શકે તે મોટા માટે દુર્લભ હોય. આપણે તેમને પોતાની મોટરમાં બેસતા, બલૂનોમાં ઊડતા, બંગલાઓમાં માણતા જોઈને અંજાઈએ છીએ, પણ એ બધા સુખભોગની પાછળ જે ચિત્તશાન્તિનો વ્યય થતો હોય છે એ આપણે જોઈ શકતા નથી. કહેવાનો આશય એ નથી કે એ મહત્તા ઇચ્છવાયોગ્ય વસ્તુ નથી. એ તો સંસારનું આભૂષણ છે; પણ એની સાથે લઘુતા—નાનાપણું તિરસ્કારના યોગ્ય નથી એમાં પણ સંતોષી આનંદ અનુભવી શકે છે.

ભટજી વૈભવી હતા. એમને અજાચક વ્રત હતું. એ બેનો વિરોધ હમેશાં ચિંતાનું કારણ બને એ ચોખ્ખું છે. છતાં કદી પણ ભટજી જીવનની મુશ્કેલીઓ કોઈ આગળ રજૂ ન હોતા. એમના મુખ ઉપર પ્રસન્નતા જ જોનારને દેખાતી. આત્માના બળ ઉપર એમને દૃઢ વિશ્વાસ હતો અને તેથી જે શુભેચ્છાને તેઓ સેવતા તે એની મેળે પૂરી થતી. મહાન પુરુષોમાં અને અલ્પ લોકોમાં એ જ ફેર છે કે મહાપુરુષો, આત્માને સંસારની ક્ષુદ્ર મુશ્કેલીઓમાં પરોવી નહિ રાખતાં, ઘણી ઉચ્ચ ભૂમિકાએ જ નિભાવી શકે છે. અને એ ભૂમિકાએ રહેલો ઉચ્ચ આત્મા સર્વ પ્રકારની સામગ્રી પોતાના પ્રતિ આકર્ષી શકે છે, જ્યારે સામાન્ય અલ્પ મનુષ્યો મુશ્કેલીઓથી પરાસ્ત થઈ જઈ હમેશ લાચારી પોકારતા હોય છે. જો કે એમના એ પોકારથી મુશ્કેલી જરા પણ ઘટતી નથી અને એમનો આત્મા ક્ષુદ્ર થતો જ જાય છે. અલ્પ વિચારમાં રમનાર અલ્પ થાય છે અને મહાન વિચારો સેવનાર મહાન બને છે. "હાથીને હારો અને કીડીને કણુ" કુદરત આપે છે એનો અર્થ એવો હોઈ શકે કે જો તમે હાથી જેવા મહાન થાઓ તો તમને કુદરત હારો અનાજ આપે અને કીડી જેવા અલ્પ બનો તો એક કણુ જ આપે. પણ મહાન થનારે

"ઇસ્માઇલિ શેઠ, તમે સાંભળ્યું કે નહિ ? મેમોરિયલનો ખરડો થાય છે. તમારી પાસે એ લોકો આવવાના ખરા. એ દિવસ તમે બહારગામ હતા." અકબરઅલિ શેઠે નિરાંતે બેઠેલા ઇસમાઇલિ શેઠના દીવાનખાનામાં દાખલ થઈ ખુરશી લેતાં કહ્યું.

"ભલે આવતા, એ વખતે જોવાશે. પણ આ ગોરા લોકોની ખૂબી શી છે ? નામ સ્ટેટનું રહે અને પૈસા લોકોના ખિસ્સામાંથી કઢાવવા" ઇસ્માઇલિ શેઠ બોલ્યા.

"પણ શેઠજી, સૌથી વધારે રકમ તો વૈદરાજ ઝંડુભટજીએ ભરી. પછી સાહેબને પણ પોતાનો આંકડો વધારવો પડ્યો. એક લાખ કોરી. લોકો વાતો કરે એવું તો ખરું જ તો—"

"એમાં વાતો શાની કરે ? ભરનારની મુનસફી."

"પણ માથા પર ભટજીને કરજનો પાર નથી. કોઈએ જરા મશ્કરી કરી એટલે વધારે ઠેકયા. દસહજારની એકલાખ ને એક કરી. કયાંથી લાવે છે એ જોવા જેવું છે !"

"શેઠ, આપને નથી લાગતું કે ભટજીનું બધુંય લખલૂટ ખર્ચ એમનું એમ ચાલે છે. એમ ને એમ પાણી રાખી રહ્યા છે અને એનું એ જ પાણી રાખવાના."

"પણ હું તો આવું પોતાની શક્તિ ઉપરાંતનું પગલું ન ભરું, કોઈ રાજા-મહારાજાને પકડવાના. બીજાની પાસે રોદડા રોવા અને આમ આબરૂનું પૂછડું પકડી રાખવું એના કરતાં પહેલેથી જ વિચાર કરવો નહિ સારો !"

"આપણા જેવા લોક માટે સારો. આપણે એમની રહેણી કેમ સમજી શકીએ ? અને અભિપ્રાય પણ કેમ આપી શકીએ !"

"એમના લોકોની પદ્ધતિ જ હમેશ આવી ઉડાઉ હોય છે. આવકનાં ઠેકાણાં નહિ અને ખર્ચની હદ નહિ !"

"જેમનું આજ સુધી નભ્યું છે એમનું જરૂર નભવાનું." ઇસ્માઇલિ શેઠે કહ્યું.

આ ઇસ્માઇલિ શેઠ આપણા પૂર્વપરિચિત છે. ભટજીએ જેને બચપણમાં ભયંકર અને અસાધ્ય પ્રમેહના દરદમાંથી મુક્ત કરેલ એ જ એ ફતુ ડોશીનો ઇસ્માઇલિ હતો, અને આજે શેઠના સંબોધનને પાત્ર બન્યો હતો. રોગથી મુક્ત થયા પછી એકાદ વરસે ફતુ ડોશી એને એકલો છોડી ગયાં; પણ ફતુ ડોશીએ છોડી દીધેલ ઇસ્માઇલિને ફતુ ડોશીના એક દૂરના પિતરાઈએ અપનાવ્યો. એ એને પરદેશ લઈ ગયો. ત્યાં અનેક વિટંબનાઓ વેઠીને, અનેક ચડઊતરનો અનુભવ કર્યા પછી ઇસ્માઇલ સ્વતંત્ર વેપારી બન્યો અને નસીબની યારી મળતાં થોડા વખતમાં કરોડપતિ થયો. પૈસો મળ્યા પછી સૌને થાય છે તેમ એને સ્વદેશ સાંભર્યો અને જામનગરમાં એણે પોતાને માટે સારા બંગલા બંધાવ્યા અને થોડા વખત માટે ત્યાં સહકુટુંબ જઈને વસવાના વિચારથી એજન્ટોને સર્વ સુપરત કરી તે માતૃભૂમિ જામનગર આવ્યો. આપણી વાર્તામાંનો મેમોરિયલનો પ્રસંગ એ જ વખતે બનવા પામ્યો.

*

ભટજી બપોરના આરામમાંથી ઊઠયા હતા. એક માણસે ખબર આપી કે એક પરદેશથી હમણાં જ આવેલા મેમણ શેઠ એમની બેઠકના ઓરડામાં રાહ જુએ છે. તુરત તેઓ આગન્તુકને મળવા ગયા.

ભટજી બેઠકમાં દાખલ થયા કે તરત જ તેમને મળવા આવેલા શેઠે આદરપૂર્વક

ઊભા થઈ સન્માન આપ્યું. આ આપણે ઉપર જણાવેલ ઈસ્માઈલ શેઠ પોતે જ હતા. ભટજી ગાદી ઉપર તકિયાને અઢેલીને બેઠા; શેઠે તેમની સન્મુખ આસન જમાવ્યું.

"હું આપનો પરિચિત નથી" ભટજીએ શરૂઆત કરી.

"નહિ જી, મને આપની સાથે ન ભુલાય એવો પરિચય છે. આગળ એક નિરાધાર ડોશીના એકના એક દીકરાને આપે પરમિયાથી મરતો બચાવેલો. આપે જીવતો રાખેલો એ ઈસ્માઈલ હું પોતે જ." શેઠે ભટજીની જિજ્ઞાસા તૃપ્ત કરતાં કહ્યું. એના વદન ઉપર કૃતજ્ઞતાના વિશદ રંગો પ્રફુલ્લિત થતા હતા.

"ઓહો ! બહુ આનંદની વાત" ભટજી બોલ્યા.

"અને મારી વૃદ્ધ માએ મને મરતી વખતે જો ખુદા મને શક્તિ આપે તો આપનું મારા ઉપરનું દેવું ચૂકવવાનું ફરમાન કર્યું હતું."

"ભાઈ ઈસ્માઈલ, આજે આ ઘડીને હું મારા જીવનમાં ધન્ય માનું છું. એવી ઘણીએ ધન્ય ઘડીઓ પરમાત્મા મને આપતો રહે છે. મારે હાથે વ્યાધિમાંથી મુક્ત બનેલો કોઈ પણ સજ્જન પાછળથી સમૃદ્ધ અને સુખી થયેલો મારા જોવામાં આવે છે ત્યારે મને અવર્ણ્ય આનંદ થાય છે. એ આનંદ આજે તમને જોઈને હું અનુભવી રહ્યો છું."

"વળી તમારા જેવો શ્રીમંત, અને પ્રસિદ્ધ કોટયધિપતિ નાના સરખા એક જૂના ઉપકારને સંભારી રાખે એ ખાસ તમારી મહત્તાનું સૂચક છે."

"ભટજી, જીવિતદાનનો ઉપકાર કેમ ભૂલાય ? હું કંઈ મારા લાયક સેવા આપના તરફથી મને બતાવવામાં આવે એવી માગણી કરવા આવ્યો છું."

"શેઠ–ભાઈ ઈસ્માઈલ, આજે તમને અને તમારા સત્ત્વગુણને નિહાળીને અતિ આનંદ અનુભવવાની તમે મને તક આપી છે એ જ મારા મનથી મોટામાં મોટો લાભ છે. જીવનમાં આવા લાભો જ હું શોધું છું. બીજી બધી રીતે મને સંપૂર્ણતા છે. જે આખા જગતને ચલાવે છે તે મારું પણ ચલાવે છે. મારી બધી જરૂરિયાતો હું એને જ નિવેદન કરું છું, છતાં તમારી સજ્જનતાભારી લાગણી માટે તમારો આભાર જરૂર માનીશ."

"મુરબ્બી ભટજી, એમ નહિ ચાલે. હું આગ્રહી માણસ છું. આપ મને નિરાશ નહિ કરી શકો. હું જીવું છું એ આપના જ પ્રતાપે આપના જ પ્રતાપે કરોડો કમાયો છું. મારું સર્વસ્વ અરે આ શરીર પણ આપને ચરણે અર્પણ છે. જરૂર મને કંઈક તો બતાવો જ."

"ભાઈ ઈસ્માઈલ, સૌનો જીવાડનાર તો ઈશ્વર છે. આ તારું સૌજન્ય મને મુગ્ધ કરે છે. મારો આશીર્વાદ છે કે આની આ જ સમૃદ્ધિ અને સજ્જનતા તારા કુળમાં અવિચળ રહો. તારા જેવાં રત્નો દુનિયામાં પડયાં છે ત્યાંસુધી જરૂર ઈશ્વર માનવજાતિ ઉપર દયાળુ છે એમ હું માનું છું. હું તને શું કામ બતાવું ? મને સૂઝતું જ નથી. જો બહુ આગ્રહ હોય તો આટલું કર. રસશાળાને લગતા સેનિટોરિયમમાં પરગામના દરદીઓને માટે શું શું સગવડો છે તેની તપાસ કરાવ અને એ બાબત જે ફંડ અમારે ત્યાં ચાલે છે એમાં કંઈ યોગ્ય મદદ આપ. તારાં જેવાનો સ્નેહ આમ અખંડ જ્યાં મારા પર વહી રહ્યો હોય ત્યાં મારે બીજું શું માગવાનું હોય ?"

"જી, આપની સૂચનાનો હું તરત જ અમલ કરીશ. આજે જ તપાસ કરીશ અને

બનતું કરવામાં નહિ ચૂકું. વળી પણ કંઈ કામ હોય તો આપ મને બતાવતાં વિલંબ ન કરતા. માનો કે હું આપનો બાળક જ છું. જાણે બીજા શંકરભાઈ" શેઠે કહ્યું અને ઊભા થવા લાગ્યા.

"ભાઈ ઈસ્માઈલ, ખરેખર તેં આજે મને બહુ સુખી કર્યો છે. મને જાણે એક દિવસમાં શેર લોહી ચડયું છે. તારા જેવા સજ્જનનાં દર્શન અને તે પણ આટલા સ્વાર્પણ સાથે—એ ખરેખર પાવનકારી છે. ભાઈ, તારું કલ્યાણ થાઓ." ભટજી બોલ્યા અને પાછળ ઊઠયા.

"મારી બધી શક્તિ અને સ્થિતિ એક મહાન સંતને આભારી છે" શેઠે જતાં જતાં કહ્યું.

"આજે મને વધારેમાં વધારે સુખી અને મીઠી નિંદર આવવાની. ભાઈ ઈસ્માઈલ, કોઈ વાર આ બુઢ્ઢાની ખબર લેતો રહેજે." ભટજીએ બારણા સુધી જતાં વિવેક કર્યો. ઈસ્માઇલ શેઠ ગયા.

*

મળવા જવા વખતે શેઠે માનેલું કે ભટ્ટજીને કંઈક સેવા બતાવવા વિનતિ કરશે અને ભટજી પોતાને જામ વિભાજી મેમોરિયલમાં પોતે નોંધેલી રકમ ભરી દેવા સૂચના કરશે. શેઠે વાત પણ એવી રીતે જ શરૂ કરેલી કે ભટજી નિઃશંકપણે એવી સૂચના કરી શકે; પણ એ મહર્ષિ પોતાની ટેકને વળગી રહ્યા. એમનું અજાચક વ્રત ડગ્યું નહિ. શેઠે આજે પોતાની જિંદગીમાં પહેલી જ વાર ખરેખરો નિઃસ્પૃહ અને રામભરોસે રહેનારો પુરુષ જોયો. ભટજીની સંનિધિમાં આજે પોતાને ખરેખરી મહત્તાનો સાક્ષાત્કાર થયો. બહુએ અધિકારીઓ ધનાઢયો એમણે જોયેલા, પણ એકેમાં આટલો સંતોષ અને સ્થિરતા નહિ દેખાયલાં. આવા રોકડિયા જમાનામાં આટલી ટેક જોઈ શેઠ ખરેખર મુગ્ધ બની ગયા. શેઠને સ્થાને કોઈ ક્ષુદ્ર મનુષ્ય હોત તો ભટજીને મિથ્યાભિમાની માની ચીડે ભરાત. પણ આ મહામના શેઠને તો એ સત્ત્વશીલ વ્યક્તિ ઉપરનો પોતાનો આદર વધ્યો. આજે શેઠને અનુભવમાં આવ્યું કે ખુદા ઉપર જીવનારા એ વિરલાના શરીરમાં ખરી ખુદાઈનો વાસ હતો. એનામાં ખરું ઓજસ પ્રકાશતું જોવામાં આવ્યું હતું. એની સમીપ જઈને પોતે પાવન થયા હોય એવું એમને ભાન થયું. અને એમના સમક્ષ પોતે અનુભવેલી મહત્તા પોતાના આત્માને હજી સુધી શુદ્ધ અને પ્રેમમગ્ન બનાવી રહી હોય એમ એમને લાગ્યું. "અહા! શો એ ઓલિયાનો ટેક! કેટલું આત્મબળ! આત્મા ઉપર વિશ્વાસ હોય તો બીજું પછી કંઈ પણ શું રહે? મને ભલે એમણે મોંએ ન કહ્યું, પણ મારે એ કરવું તો જરૂર જોઈએ." આવા નિશ્ચય પર શેઠ આવી ગયા.

ઈસ્માઈલ શેઠે ભટજીના મહેતાને શોધી કાઢયો. ભટજીની શાળા એક જીવતી, પ્રામાણિક અને વ્યવસ્થિત સંસ્થા હતી અને એને અંગે એક કર્તવ્યનિપુણ મહેતો એમણે રાખેલો. ઈસ્માઈલ શેઠ જેવો આબરૂદાર કરોડપતિ પોતાને ત્યાં પોતાને મળવા આવેલા જોઈ, આનંદ અને આશ્ચર્ય પામતો મહેતો ઊભો થયો. શેઠ બેઠા—મહેતા સામે બેઠા અને

એમણે પ્રશ્ન કર્યો:

" કેમ શેઠજી, મારા પર આટલી મહેરબાની!"

"અમારે વેપારીઓને તો સ્વાર્થ જ હોય."

"અરે એમ તે હોય શેઠજી? આપને તો આખી આલમ પરમાર્થી તરીકે ગાઈ રહી છે."

" આપનું સહેજ કામ પડ્યું. આજે મુરબ્બી ભટ્ટજીને મળ્યો હતો. હું એમનો અહેસાનમંદ છું. મારા જેવા અનેક છે. કંઈ સેવા બતાવવા વિનંતિ કરી તો એમણે મને સેનીટોરિયમને અંગે કંઈ જરૂરિયાત હોય તો આપને મળીને પૂછવા સૂચવ્યું છે."

" શેઠ, આપની સખાવતની જ વાત નીકળી કે નહિ?" મહેતે કહ્યું.

" જરૂરિયાતો અમારે છે. રહેનારા દરદીઓનો મકાનમાં સમાસ નથી—એક બાજુ વિંગ વધારવી છે. વાસણ, પાગરણ પણ જોઈએ. આપ જે આપશો તે માથે ચડાવીશું."

" મહેતાજી, એક બીજી વાત. આપને જ ખાનગી જણાવવાની મેં જાણ્યું છે કે ભટ્ટજીએ મેમોરિયલ ફંડમાં એક લાખ કોરી નોંધાવી છે. અને—મને માફ કરજો, ભટ્ટજી પોતે તે ભરી શકે એવી સ્થિતિ નથી—હું એમનો ખૂબ જ ઋણી છું અને એમના આભારનો આ પ્રસંગે બદલો વાળવા માગું છું; પણ એટલું આપને ખાસ કહેવાનું કે જ્યાં સુધી ભટ્ટજીના હાથમાં એ નાણાંની પહોંચ ન આવે ત્યાં સુધી કોઈ પણ ન જાણે કે એ રકમ ભટ્ટજી સિવાય કોઈ બીજાએ ભરી છે. એમ થાય તો કદી એમના ટેકી આત્માને ક્ષોભ પહોંચે."

" વાહ શેઠજી! આપની ઉદારતા અસાધારણ છે. અને એમાં પણ ભટ્ટજી પ્રતિ આટલો આદર—"

"મહેતાજી," શેઠે વળી કહ્યું " તો આપ ગમે ત્યારે વેળાસર મારે ત્યાં આવી બને તેટલી ખાનગી રીતે રકમ લઈ જાઓ અને ફંડમાં ભરી આપો. લો, હવે હું જઈશ."

' શેઠ હું આપની સૂચનાનો બરાબર અમલ કરીશ. પણ મને ખાતરી છે કે ભટ્ટજી ક્યાંથી રકમ ભરાઈ એ જાણી જવાના. એમનામાં કોઈ ગુપ્ત શક્તિ રહેલી છે કે જે ભેદોને સહેજે ઉકેલી શકે છે. મેં અનેક વાર એ જોયું છે."

" એ માટે વાંધો નથી. લો સલામ!" શેઠ ઊઠ્યા. મહેતા એમને બારણા સુધી મૂકવા ગયા.

*

એક દિવસ દવાશાળામાં આવીને બેસતાંને વાર ભટ્ટજીએ દબાવીને મુકેલી ફંડમાં પોતાના તરફથી ભરાયેલાં નાણાંની પહોંચ વાંચી. જરાક આશ્ચર્યનો અનુભવ તો થયો, પણ એની એ જ સ્થિરતાથી પાસે બેઠેલા મહેતાજીને તેમણે કહ્યું:

" આ શું મહેતાજી, વળી આ પહોંચ ક્યાંથી? આપણે તો કાંઈ ભર્યું નથી. તમારી કલાનો નમુનો તો 'આ' નથી ને?" ઘડીવાર વિચારનિમગ્ન રહી વળી તેઓ બોલ્યા: "પેલા ઈસ્માઈલ શેઠ તમને મળ્યા હતા? મેં એમને સેનિટોરિયમ બાબત તમારી સાથે વાત કરવા કહેલું."

મહેતાજી મૂળે ગભરાય તેવા સ્વભાવના ન હતા. વળી આમાં એમને ગભરાવા જેવું કંઈ ન હતું. પોતાની જ મેળે સત્યને પકડી પાડનારી ભટજીની શુદ્ધ બુદ્ધિ ઉપર તેમને માન ઉત્પન્ન થયું. ભટજીના છેલ્લા પ્રશ્નના જવાબમાં તેમણે કહ્યું:

" હા જી, હું એમની પાસે જઈ આવ્યો છું. "

" ત્યારે બધી વાત મળી રહે છે. તમારો અને એમનો મેળ આવી ગયો હશે. ઠીક છે, એમનો પણ ઉપકાર અને તમારોએ માનું તો ખરો ને? પણ એમને મોંએ પણ જરા મારે વિવેક કરવો જોઈશે. તો તમે એક બીજો આંટો પણ જઈ આવજો ને કે'જો કે તમને બહુ જ યાદ કર્યા છે: આજે સાંજના આવી જશો. ઘણા વિવેકી અને ઉદાર છે હો!"

" હાજી, હું તો એમને ના જ ન કહી શક્યો. "

" મને મળ્યા ત્યારે જ હું એમની પ્રચ્છા પહેલેથી જ કળી ગયો હતો. જો પૃથ્વી પર સજ્જનો ન હોય તો, આ કળિયુગમાં લોકો જીવી જ કેમ શકે? "

" પણ મુરબ્બી, સમૃદ્ધિની સાથે સજ્જનતાનો મેળ ટકાવી રાખવો એ સાધારણ કામ નથી—વળી સાથે અભિમાન લેશ પણ ન મળે. "

" મહેતાજી, જો અભિમાન હોય તો એ સજ્જનતા જ ન કહેવાય. " સાંજે ઈસ્માઈલ શેઠ ભટજીને વંદન કરવા આવ્યા. અત્યારે આગળની દૃઢતા અને ટેકને ઠેકાણે એમને અત્યંત મૃદુતા અને સ્નેહભાવ જોવામાં આવ્યાં.

" ભાઈ ઈસ્માઈલ, તેં તો મારી લાજ રાખી " સહેજ સજળ દેખાતાં નેત્રોથી ભટજી બોલ્યા.

" આપે મારો દેહ રાખ્યો છે મુરબ્બી, અને આપના જેવા મોટા માણસની લાજ રાખું એવો હું તે કોણ હતો વળી! આપની લાજ તો આપની મોટાઈ ઉપર સલામત છે."

" ભાઈ, આટલો ઉપકાર કર્યા છતાં એનું પ્રદર્શન ન કરવું એ તારી સજ્જનતાને વધારે શોભાવે છે. "

" સજ્જનતાનો વારસો મને, ખરું કહું તો, આપની પાસેથી મળ્યો છે. આપના પ્રતાપે જ કંઈક કમાયો છું. એમાંથી આટલું આપને પગે ધરી શક્યો એથી મારું રળ્યુંખાટ્યું સાર્થક થયું માનું છું. "

" તું આટલી મમતા દેખાડે છે એ તારી પોતાની ભલાઈ જ માત્ર છે. આવી સજ્જનતા જોઈ મારા આનંદનો પાર નથી રહેતો. ભાઈ ઈસ્માઈલને મારો વૃદ્ધનો આશીર્વાદ છે. આની આ જ ભલાઈ, અને આની આ જ સમૃદ્ધિની પરંપરા ચલાવવાને પરમાત્મા તમને તક આપે. "

" મુરબ્બી, જે છે તે, અને હવે બનશે તે હું તો આપને લીધે જ માનીશ. "

નાગરદાસ અમરજી પંડ્યા.

# નથી નિરખવો શશી

નથી નિરખવો શશી શરદનો ભલે ને હજો,
ભલે વિહરતો લસી ગગનમણ્ડલે પૂર્ણ એ.
તુરંગમહીં બદ્ધ આ જન અમે અહીં જે ખડા
પ્રફુલ્લ શશીની છટા ઉતરતી તહીં ચોકમાં
નિહાળી સળિયા થકી નયન ઠારશું, રે, હવે
નથી વદન ચંદ્રનું નિરખવા જરાકે સ્પૃહા,
ભલે જગત માણતું શુદ્ધ રજત રેલ એની સુખે.
અમારું દિલ સ્પર્શ ચે નહિં થશે જ એ તેજનો.

હશે વ્યરથ ચાંદની રસિત રંગમાં મ્હાલવું
જહીં ન અમ સંગ કોઇ દિલદાર જો છે નહિ ?
કશે વ્યરથ ચન્દ્રનું વદન ખાલી જોવું, ખરે
જહીં ન અમ સંગ ચન્દ્રવદના અમારી ? પછી
શશી થકિય પૂર્ણ ફુલ્લ મુખ એ સ્મરી ને સ્મરી
કશે હૃદય બાળવું ? નિરખવો નથી રે શશી !

સુન્દરમ્

# લાલ ટિકિટ

ટ્રેન ઝડપથી ચાલતી હતી. આખું શરીર હચમચાટથી થાકી ગયું હતું. બોલવાનો યે કંટાળો આવવાથી મૂંગો મૂંગો બેસી રહી આજુબાજુના ઉતારૂઓને નિરખ્યા કરતો હતો. કેટલાક ઉતારૂઓ મુસાફરીના થાકથી અને કંઈ પણ કરવાનું ન હોવાથી ઝોકે ચડેલા, ત્યારે કેટલાક તાજી ઓળખાણની રસિલી વાતોમાં પડેલા. એક ખૂણામાં એક નાનું ટોળું પાનાં રમતું હતું. તેના હસવાનો અવાજ અવારનવાર સંભળાતો. એક બાજુ એક જણ ધૂનમાં આવી ગાતો હોય એમ એના હોઠના હાલવા ઉપરથી અને ડોકના ડોલન ઉપરથી લાગતું હતું. મારી સામે એક લહેરી લાલા પાન ઉપર પાન ચાવી જ હોળી આવી હોય તેમ પિચકારી ઉડાવ્યા જતા હતા. મારી બાજુના એક દમિયેલ ભાઈ દોઢિયાની દશવાળી બીડી છૂટથી પીતા હતા અને આજુબાજુનાને, (કદાચ સસ્તી લાગતી હશે એથી) ઉપહાર તરીકે ધરતા હતા. મને ટ્રેનમાં કદીએ ઊંઘ નથી આવતી તોયે હું મારું બેડીંગ પાથરી બેઠો હતો. જરૂરિયાત કરતાં વધારેના અધિકારી થવાનો તો મનુષ્યસ્વભાવ જ છે ને ! ,

શુદ ચૌદશ હતી અને ચંદ્રમા હજી ઊગતો હતો તે બારીમાંથી દેખાય છે. મનુષ્યના બનાવેલા, ધુમાડા કાઢતા, ઝડપથી દોડતા રમકડા વચ્ચે અને કુદરતના એ સુમનોહર, કદીક હસતા, કદીક સંતાતા, આમતેમ દોડતા, મીઠાં અમી રેલાવતા બાળક વચ્ચે હરીફાઈ ચાલી. ઘડીકમાં મનુષ્યના હૃદય જેવું કાળું રમકડું જીતતું દેખાતું અને ઘડીકમાં કુદરતનું એ રૂપેરી હરણ આગળ ફાળ ભરતું દેખાતું. લાંબાં લાંબાં મેદાનો અને વચ્ચે વચ્ચે કોઈ કોઈ ઝાડ ! પડછાયા ખૂબ જ લાંબા પડતા અને મને તો જોયા કરવાનું જ ગમ્યું. નદીઓ, નાળાંઓ અને તળાવોનાં કાળાંપાણીમાં પડતી રૂપેરી ભાત બહુ જ સુંદર લાગતી અને દૂર દૂર આછી આછી દેખાતી ટેકરીઓ ઉપર પ્રેમથી લચી પડેલી ધુમ્મસની વાદળીઓ કંઈક અનેરો આનંદ આપતી. કેટલીયે વાર સુધી હું આમ જ બારી ઉપર માથું ટેકવી બેઠો રહ્યો હોઈશ અને એમ જ મારી આંખ મળી ગઈ.

ટ્રેન થોભવાના આંચકા સાથે હું જાગી ઊઠયો. સ્ટેશન ઉપર 'અમદાવાદ' 'અમદાવાદ' બૂમ પાડતો મજૂર મારા ડબા આગળથી દોડી ગયો. એંજિન હજી સુસવાટા કરતા ધુમાડા કાઢતું હતું. અમદાવાદ જેવું મોટું સ્ટેશન ! એટલે ખૂબ ધાંધલ હોય એ સ્વાભાવિક છે. બેસવાની, ઉતરવાની ધમાલ, હો હા, અને 'આવજો' 'સંભાળજો' 'કાગળ લખજો' અને એવા બીજા કેટલાએ અવાજો વચ્ચે સ્ટેશનનો ઘંટ રણકી ઊઠયો, ગાર્ડની સીટી સંભળાઈ અને ટ્રેને મોટા અવાજ સાથે ધીમી ગતિથી ચાલવાની શરૂઆત કરી. 'ચા' 'સોડા લેમન' 'પાન બીડી' વગેરે અવાજો આછા થવા લાગ્યા. ત્યાં તો એક ડોસો ઉતાવળે ઉતાવળે ચડયો અને ટ્રેન સ્ટેશન છોડી બહાર નીકળી.

એના એક હાથમાં બહુ વરસના વપરાશે કાળી પડી ગઈ હોય એવી લાગતી લાકડી, અને બીજા હાથમાં ખૂબ ગોબા પડેલો પિત્તળનો લોટો હતો; ખભે, ગંદા કપડામાં બાંધેલી એક નાનીશી પોટલી હતી અને ડોક ઉપરથી ફાટીતૂટી પીછોડી જરા નીચે લટકતી હતી; એની કમરના વળાંકમાં ઘડપણ કરતાં દુઃખ વધારે દેખાતું હતું; એની આંખ બુઢાપાનાં ઝળઝળીઆં ઉપર પડતાં બત્તીનાં કિરણોથી તેજીલી લાગતી; પરંતુ એમાં શૂન્યતા જ ભાસતી. એની ઝૂલતી ચામડીના ચમકારમાં અને મોઢા ઉપરની કરચલીઓમાં મને તો એની દુર્દશાની કરુણ કથની જ સમજાઈ.

એ મારી બેઠકની પાસે આવે એ પહેલાં તો મેં મારા પગ એકદમ પથારીની બહાર લાંબા કર્યા. બિચારો નીચે જ એક ખૂણામાં બેસી ગયો. ઉચ્ચમાં ઉચ્ચ આદર્શો ઘડવા, એ કલ્પનામાં ઊભું કરેલું મહારાજ્ય બીજાઓને બતાવવું, એ મહારાજ્યમાં ગરીબોની કંગાલિયતને તન, મન અને ધનથી દૂર કરવાના નિશ્ચયો કરવા—આ બધું હું કરતો. આ પણ મનુષ્યસ્વભાવ જ છે ને? પરંતુ આ બધું કરવાના એક સાધારણ પ્રસંગમાં યે હું કંઈ હજી સુધી કરી નહોતો શક્યો. કોણ જાણે શાથી પણ એ આદર્શો ઊડતાં પંખી જેવા ન લાગ્યા, હાથ ઉપર બેઠેલા પાળેલા બુલબુલ જેવા લાગ્યા. મને ડોસા પ્રત્યે સમભાવ ઉત્પન્ન થયો. મનમાંથી છટ્ અને સૂગ નીકળી ગયાં; શરમને માટે સ્થાન ન રહ્યું. મેં મારું બેડિંગ જરાક સંકોર્યું અને પેલા ડોસાને કહ્યું: "ડોસા, અહીં બેસો ને?"

એ મારી સામું શૂન્ય દૃષ્ટિથી જરાવાર જોઈને ડોકું ધુણાવતો "ના રે બાપ, અહીં જ ઠીક છે" બોલીને એક ખૂણામાં જ્યાં કંઈએ નહોતું ત્યાં જાણે કે કોઈ કળાકારની અપૂર્વ કૃતિ પડી રહી ન હોય અને તેને નીરખ્યા કરતો ન હોય તેમ સ્થિર દૃષ્ટિથી જોવા કર્યું. થોડીવાર હું ચૂપચુપ બારીની બહાર જોઈ રહ્યો. ચાંદની અમી વરસાવી રહી હતી, પણ કોણ જાણે મને એ બધું નીરસ લાગ્યું. પેલા ડોસાના જ વિચાર આવ્યા કર્યા. મને એનું જીવન કંઈ કંઈ અવનવા રંગોથી રંગાયેલું લાગ્યું એટલે મેં એને પૂછ્યું:

"આમ ક્યાં જાઓ છો?"

"મુંબઈ"

"આમ આટલા દુઃખી કેમ દેખાવ છો?"

"દુઃખી હોઈએ તો તો દુઃખી જ દેખાઈએ ને? સુખ પછી દુઃખ હાસ્યું જ આવે છે." આટલું બોલી જરા ડોકું ધૂણાવી એ પાછો મૌન થઈ ગયો. મને લાગ્યું કે એની પાસેથી જરૂર ઘણું જાણવા મળશે. મેં એને ફરીથી પૂછ્યું:

"ડોસા, તમને વાંધો ન હોય તો તમારી વાત કહો. મને સુખી કરતાં દુઃખી મનુષ્યો સાથે વાત કરવી વધારે ગમે છે, એમનાં દુઃખ જાણવા હમેશાં મથું છું, એમને માટે સદાય હું મારાથી બનતું કરું છું."

બીજા ઉતારૂઓને પણ અમારી વાતમાં રસ પડચો. તેઓ પણ સાંભળવા લાગ્યાં. ડોસો જરાક નજીક આવી બેઠો અને બોલ્યો:

"અમારા જેવાની વાતમાં તમારા જેવાને શું રસ પડે? લ્યો, તોય સાંભળવી છે તો કહું. અમે મૂળ રહીશ તો ગીરના. બાપદાદાની ખેતી હતી અને સુખે રોટલો ખાતા'તા. મારી વહુ ત્રણ નાના છોકરા અને એક ચૌદ વરસની છોકરી મૂકી જ્યાંથી આવી'તી ત્યાં ચાલી

ગઈ, અંબા હતી અંબા." આટલું બોલતાં એની આંખમાં આંસુ આવી ગયાં અને આંખો વધુ ચમકી ઊઠી. પણ તરત જ એણે ફરીથી બોલવાની શરૂઆત કરી.

"એ હતી ત્યાં સુધી ફિકરચિંતા જેવું કંઈ એ લાગ્યું નહોતું. પણ ખબર છે ને દુઃખ આવે છે ત્યારે એકસામટું જ આવે છે! એ મરી અને ન્યાત આવડી મોટી છોકરી જોઈ ટૂંપી ખાવા મંડી; મહામહેનતે એક ન્યાતના છોકરા જોડે પરણાવવાનું નક્કી કર્યું. લગ્ન એમ ને એમ કંઈ થાય છે! એ માટે તો વાણિયા પાસેથી ઉછીના પૈસા લેવા પડ્યા. નખોદ વાણિયાની જાત! ચાર વર્ષમાં તો બધુંએ આંચકી લીધું. દુઃખમાંયે કોક વખત અમીશેરડો પડી જાય છે. હું ને મારો મોટો છોકરો બેય અમદાવાદ આવવા નીકળ્યા. અને મારાં બીજાં બે છોકરાંઓને તો એમના મામા પોતાને ઘેર લઈ ગયા. અમદાવાદમાં અમને તરત મિલમાં નોકરી મળી ગઈ. પણ અમદાવાદ જેવા શહેરમાં આઠ આના દનિયામાં શું પૂરું થાય! અને વળી પાછી આફત વરસી." ડોસો જરા થાક ખાવા થોભ્યો અને મારી સામેવાળા ભાઈએ બીડીનો છેલ્લો દમ લઈ બીડી બારીમાંથી ફેંકી અને ફેંકતાં ફેંકતાં "હરિ, હરિ" એટલી વાત સાંભળી તેનું પ્રમાણ આપતા હોય એમ ઉચ્ચાર્યું. અને ડોસાની વાત આગળ ચાલી:

"મારી છોકરી વિધવા થઈ. બીજાં બે વરસ સાસરામાં રહી. પણ સાસુ કહી એટલે થઈ રહ્યું. એણે તો મારી દીકરી ઉપર જાતજાતની વિતાવી. હવે તો મારા બે છોકરાઓએ મોટા થઈ ગયા હતા. એટલે મને વિચાર આવ્યો કે છોકરાઓને ને સાથે સાથે છોકરીને પણ લઈ આવું. હું દેશ ગયો ને ત્રણેને લઈ આવ્યો. અમે બધાં એક નાની ઓરડીમાં સુખેથી રે'તાં'તાં. મારા મોટા છોકરાને વધારે પગારની નોકરી મળવાથી એ મુંબઈ ગયો. નાના બે તો દશ દિવસ પહેલાં જ કોણ જાણે શા પાપે મિલમાંથી આવ્યા ને હાથે કરી ખાવાનો કંટાળો આવવાથી બે આનાના ગાંઠીયા ભજિયાં લાવી ખાવા બેઠા. આ ખાધું ત્યાં તો ઊલટીઓ થવા મંડી અને તે જ રાતે મરી છૂટ્યા." અહીંઆં ડોસો ડૂમો ભરાવાથી થંભી ગયો. એની આંખમાંથી પાણીની ધાર ચાલી. મારાથી સાંત્વન ન અપાયું. ડોસાએ *ગળું ખોંખારી વાત આગળ ચલાવી:*

"અને આ મોટો તે મુંબઈની ઇસ્પિતાલમાં પડ્યો છે. શું થયું એ તો ભગવાન જાણે. આ તાર આવ્યો છે તે જાઉં છું. આ અને ચાર જીવમાંથી બે તો મરી ખૂટ્યાં. રામ પણ હવે ક્યાં ગરીબોનો રહ્યો છે!" ડોસો એક નિસાસો ખાઈ બોલતો બંધ પડ્યો અને પાછો પેલા ખૂણા તરફ જોઈ રહ્યો. એની આંખ હતી એથી જરા વધારે મોટી થઈ.

"અને ડોસા, છોકરીનું શું?" કોઈ બોલી ઊઠ્યું.

આ સાંભળતાં જ ડોસાની આંખમાં ફરીથી પાણી ભરાયાં. મારી આંખમાં પણ ઝળઝળીઆં આવી ગયાં. મને થયું, જરૂર એની છોકરી પણ મરી ગઈ હશે. બધા સાંભળનારાઓનાં મુખ પણ ખેદપૂર્ણ દેખાયાં. ડોસો ગળગળા સાદે બોલ્યો!

"દીકરી તો, બાપ, થોડો વખત અમારા ભેગી રહી. પછી એક દિવસ કોણ જાણે ક્યાં ચાલી ગઈ તે પાછી હજી સુધી આવી જ નથી. મિલમાં બધાં કહે છે કે એ તો

નાના શેઠનું જ કામ. નાના શેઠ અમારા મિલમાલેકના નાના છોકરા થાય, પૈસાદારને કંઈ કહેવાય છે, બાપજી?"

ટ્રેન ધીમી પડી અને સ્ટેશન આવ્યું. ડોસાએ પણ એની વાત બંધ કરી ને મને ય કંઈ વધારે પૂછવું યોગ્ય ન લાગ્યું. પોર્ટરોની બૂમ સંભળાવા લાગી: 'નડિયાદ' 'નડિયાદ.' કેટલાંક ઊતર્યાં અને કેટલાંક ચડ્યાં. સાથે સાથે ટિકિટ ઈન્સ્પેક્ટર પણ ડબ્બામાં ચઢ્યો. બધાની ટિકિટ તપાસ્યા પછી મારી પાસે આવ્યો અને છેલ્લે પેલા ડોસા પાસે ટિકિટ માગી. ડોસાએ પોટલી છોડી કમર તપાસી, પણ ટિકિટ ન મળી તે ન જ મળી. એ નિરાશ વદને બોલી ઊઠ્યો:

"સા'બ, ટિકિટ તો લીધી'તી પણ પડી ગઈ લાગે છે."

ટિકિટ ઈન્સ્પેક્ટર નિષ્ઠુરતાથી હસ્યો અને બોલ્યો: "સાબાસ, શાહુકારના બેટા! ચલો બચ્ચા ચલો, જરા તમને મહેમાનગીરી ચખાડું" એ એનું પીખડું ખેંચતો ડબામાંથી લઈ ગયો. ન તો ડોસો એકે શબ્દ બોલી શક્યો કે ન તો એ જરાએ સામનો કરવા ઊભો રહ્યો. એની આંખમાંથી એકસરખાં પાણી વહેતાં હતાં. એનું માથું એના ઘરડા શરીર ઉપર લચી પડ્યું. એની કમર જરા વધારે વળી, એની ખૂંધ હતી તેથી વધી. એના કમજોર પગની ચામડીઓ હતી તેથી હાડકાંને વધારે ચોંટી. એ જીવતા કરતાં મરેલો વધારે લાગતો હતો. ડબા બહાર ઈન્સ્પેક્ટર એનું કાંડું પકડી ઊભો ઊભો હસીને વાત કરી રહ્યો હતો. ટ્રેને ચાલવાની શરૂઆત કરી. મેં ડોકું કાઢી ડોસા તરફ જોયું. ટ્રેન ધીમે ધીમે આગળ વધતી હતી. સ્ટેશનની બત્તીઓના આછા અજવાળામાં આમથી તેમ ફરતા કાળા ધાબા જેવા માણસો અને લગભગ વચ્ચે બે ઓળા દેખાયા. ઊંચો અને કદાવર, એક નબળો અને વળેલો. વળેલાની ડોક એ ઊંચાના હાથમાં, એ અંધકારમાંયે મને ડખાતી લાગી. ધીમે ધીમે ભૂતાવળ જેવું લાગતું એ આખું દશ્ય દૃષ્ટિ સમક્ષથી વિલીન થઈ ગયું. બહાર હજી એ જ ચાંદની અમી વરસાવી રહી હતી; હજી એ જ હરણ ઊછળે કૂદતું હતું; એ જ મેદાનો આંખ આગળથી સરી જતાં હતાં; નદી અને નાળાંઓ એમ જ સસલાની માફક ઝડપથી દોડી જતાં હતાં—પણ એ સર્વ ઉપર ગુસ્સો ચડ્યો, અણગમો આવ્યો. એ શુષ્કતાના ઉજ્જડ મેદાન ઉપર હવે તો રેતીના થર ચડ્યા હતા અને ઉપર ચંદ્ર સૂર્યનું કામ કરતો હતો. એ રેતીની ગરમી આંખમાં અને હૃદયમાં અગન પ્રસરાવતી લાગી. ફરી હું આંખ મીંચી શાંતિ મેળવવા પડી રહ્યો, પણ શાંતિ ન જ વળી. છેવટે એક નિસાસા સાથે આ દુનિયામાં કંઈ જ નથી એવા વિચાર કરતો હું પાણી પીવા ઊઠ્યો. પાણી કાઢ્યું અને પીધું અને ગ્લાસ ઉપર મૂકવા નીચા વળતાં જ કંઈક લાલ પડ્યું હતું તે દેખાયું. એ જ વખતે ક્રોફિક બોલી ઊઠ્યું:

"સાલા ગરીબોએ કંઈ ગોઝારા હોય છે ને! એ બુઢ્ઢાને આવો હરામખોર કોણે ધાર્યો હતો? કંઈ નહિ. હશે યાર હવે. ચાલો ચાલો, મગનભાઈ, યાર તમારો ગંજીપો કાઢો ને?" બીજા શબ્દો ગાડીની છૂકછૂક અને સુસવાટા સાથે મળી ગયા.

*

મેં એ લાલ દેખાતું ઊંચક્યું. એ ટિકિટ હતી. એના ઉપર લખ્યું હતું: Ahmedabad to Bombay!

જયચંદ શેઠ

# તાંડવ

जगद्रक्षायै त्वं नटसि ननु वामैव विभुता ॥ ( पुष्पदंत )

( સ્રગ્ધરા )

વજ્રીએ વજ્ર ફેંક્યું ! ઉદધિ ઉછળીઓ ! શંખ ફૂંક્યા સમીરે !
ફાટ્યો જ્વાલામૂખી શું ! રિપુદલ દમવા ચક્રવર્તિ પધારે !
નાથેલો નાગ જાગ્યો ! નહિ નહિ ગરજે કેસરી પર્વતે—ના—
શંભુએ અટ્ટહાસ્યે ત્રિભુવનવિજયી નૃત્ય આરંભ કીધો. ૧

( અનુષ્ટુપ )

વિશ્વનું થડક્યું હૈયું, બ્રહ્માંડે ઘોષ ઝીલીયા,
શંભુએ નૃત્ય આરંભ્યું, અક્ષરે નાદ ઉદ્ભવ્યા. ૨

નક્ષત્રે માર્ગ આપ્યો, ને, દેવગાંધર્વ ઊતર્યા,
ગણો સૌ હર્ષથી ઘેલા, નાચીને શંખ ફૂંકતા. ૩

( માલિની )

પવન લહર ધીમી દેવદારૂ હલાવે,
દિનકર તહીં થંભી તેજ ફેંકે દિગન્તે,
હિમશિખર મહીંથી રક્તબિંબિત ધારા
રવિકરની લપેટે શંભુની સર્વ કાયા. ૪

( મંદાક્રાન્તા )

અંગે અંગે ગતિ વહીં રહીં સર્પ સૌ વીંટળાએ
ચંદ્રજ્યોતિ ચમકતિ ધીમું આગિયો જેમ ઊડે,
તાલે વાગી ડમરૂ ડમકે અંગુલી ઠેક આપે
ઓંઢી ખેંચી રુધિર ગળતું ચર્મ અંગે વિંટાળે. ૫

( વસંતતિલકા )

લક્ષ્મી જનાર્દન કુતુહલ દષ્ટિ ફેંકે
નૃત્તે રસીક ગિરિજા શરમાઈ જતએ
ત્યાં શારદા મધુર મંજુલ ગાન ગાએ
ને વેદ વાણી વદતા અમરો સ્તવે છે. ૬

( શાર્દૂલવિક્રીડિત )

હાર્યો દક્ષ સ્વમાન રક્ષણ કર્યું લીધો હવીભાગ, ને
પાયું અમૃત દેવને વિષ પીધું, ને જાન્હવી સ્વર્ગથી
લાવી માનવ પાપ પૃથ્વી પટનાં ધોયાં અને નૃત્યથી
સાધે મંગળ વિશ્વનું, પ્રલયમાં બ્રહ્માંડ જે રોળતા. ૭

( ઉપજાતિ )

મૃદંગ વાગે, કરતાળ બાજે
ત્રિલોકમાં ભૈરવ ગાન ગાજે
મૃત્યુંજયી સુર દિગન્ત માંહે
ફરી મળી શાશ્વત શાંતિ સ્થાપે. ૮

( અનુષ્ટુપ )

પ્રલયનાથ પ્રભુ થંભ્યા, થાકયા એ વિજયી મદે
હર્ષ ને સ્નેહથી જોઈ, અટ્ટહાસ્ય કરી રહે. ૯

હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ

# શ્રી મહાભારતનું આદિપર્વ, સંશોધિત આવૃત્તિ

विज्ञेयः स च वेदानां पारगो भारतं पठन्।

આદિપર્વ ની ૬૨।૨૨ સુ પૃ. ૨૪૩

( તરજુમો ) ને પારંગત વેદોનો ભારત પાઠક જાણવો.

[ ગતાંકથી ચાલુ ]

## ૮. નવી સંશોધિત આવૃત્તિઃ સંશોધન કાર્યનું અત્યન્ત મોટું માપ

શ્રી મહાભારતની સંશોધિત આવૃત્તિ તૈયાર કરવાનું બીડું યુરોપીય એકે... ઇન્ટર્નેશનલ એસોસિએશને ઇ. ૧૯૦૪માં ઝડપેલું. પણ કામનો આરમ્ભ મોડો થયો, અને વિશેષ પ્રગતિ થઈ શકે તે પ્હેલાં જર્મનીએ મહાયુદ્ધમાં ઝંપલાવ્યું. આમ અટકી પડેલું આ ભગીરથ કર્તવ્ય પૂણા ભાણ્ડારકર ઓરિયેન્ટલ રિસર્ચ સંસ્થાએ ઇ. ૧૯૧૯માં માથે લીધું. નમુના લેખે સ્વર્ગસ્થ ભાઈશ્રી ઉટગીકર સમ્પાદિત વિરાટપર્વની સંશોધિત આવૃત્તિ બ્હાર પડી ઇ. ૧૯૨૩માં. અને હિન્દના જુદાજુદા વિભાગોમાંની સારી પ્રતોનો પૂરો ઉપયોગ થઈ શકે એવું તંત્ર રચીને આખું કામ દાક્તર સુખટણકરના હાથ તળે મુકવામાં આવ્યું ઇ. ૧૯૨૬માં. એમણે પ્હેલા ત્રણ હજાર શ્લોક બધી વાંચનાઓમાં ફરીફરી અન્યોન્ય મેળવી જોઈને પાઠપસંદગી માટે ધોરણો ઉપજાવ્યાં, જે ધોરણો પ્રમાણે આદિપર્વનું પ્રકાશન એઓ ગઈ સાલના આગસ્ટ માસમાં, આજથી ૭ મહિના ઉપર જ પૂરું કરી શક્યા. પાઠોની સુવ્યવસ્થિત નોંધનું તન્ત્ર સતત ચાલ્યા કરે છે, એટલે પ્રકાશનપ્રવૃત્તિની આગળ ને આગળ રહે છે; અને આદિપર્વને લાગ્યો છે એટલો સમય હવે પછીનાં પર્વોને નહીં લાગે. તથાપિ શતસાહસ્રી ગ્રન્થ એક જ તંત્રીને હાથે આદિથી અન્ત લગી સંશોધિત થવો અશક્ય જણાય છે; તો બે તંત્રી જુદાજુદા ભાગોનું કામ એકસાથે આપે, બેવડી ગતિએ સંશોધિત થઈને ગ્રન્થ પંદરેક વર્ષમાં પણ પૂરો થઈ જાય, એટલી ત્વરા સમ્ભવિત બનવાને માટે હોવાં જોઈએ તેટલાં વિપુલ સાધન ભાણ્ડારકર ઇન્સ્ટિટ્યૂટ કને છે પણ નહીં. આ કાર્યને પોતાનો બધો સમય અર્પે એવા નિષ્ણાત વિદ્વાનો ઓછામાં ઓછા કેટલા જોઈએ, અને તેમને ઓછામાં ઓછા મહેનતાણાનો વાર્ષિક સરવાળો કેટલો થવા જાય, તેનો પણ પૂરતો ખ્યાલ આપણા ધનાઢ્યની સાથે વિદ્યાપોષક વર્ગને હજી આવ્યો હોય એવાં

ચિહ્ન દેખાતાં નથી. ઈન્સ્ટિટ્યૂટને આ કાર્ય માટે મળતી રહેતી મદદનો ઘણો મોટો ભાગ હજી લગણ તો રાજ્યોની તીજોરીઓમાંથી જ મળે છે. હિન્દના સુશિક્ષિત વર્ગમાંના સુસંપન્ન વિભાગે ઘણો વધારે ફાળો ભરવો જોઈએ નિઃસંશય. હજાર હાથવાળા પંચરૂપ પરમેશ્વરનો ટેકો મળે નહીં, ત્યાંલગી આવી અદ્વિતીય સંસ્કૃતિસેવા ક્યાંકથી પડી મુકવાની વાળી તો નહીં આવે, એવાં ભય અને ચિન્તા રહ્યા જ કરશે.

## ૯. પ્રતોનો આંબો

શારદા, નેવારી, મૈથિલી, બંગાળી, ઉડિયા, દેવનાગરી, તેલુગુ, ગ્રન્થ અને મલયાલમ એમ નવ જુદીજુદી લિપિમાં લખાયલી અનેકાનેક પ્રતોના પાઠ નોંધાઈ અન્યોન્ય સરખાવાઈને પાઠનિર્ણય થાય છે; અને જરૂરી જણાતા બધા જ પાઠભેદ આ સંશોધિત આવૃત્તિમાં સુવ્યવસ્થિતરૂપે સંગ્રહાય છે આમ દા. સુખટણકર પોતાના પાઠનિર્ણય પાછળ કેટલો અને કેવો પુરાવો છે તે એવી અપક્ષ શાસ્ત્રીય અને સુઘડ રીતે જણાવે છે, કે એ સામગ્રીમાંથી જ કોઈ પણ વિદ્વાનને એમના નિર્ણયો સામે તકરાર ઉપાડવી યોગ્ય લાગે, તો તે માટેનાં સાધન તેને આ આવૃત્તિના પાઠસંચયમાંથી જ મળી રહે.

હિન્દના પ્રાન્તો જે પ્રમાણે એકબીજાના પાડોશમાં અને એકએકથી દૂર વિસ્તરે છે, તેમ પ્રાન્તપ્રાન્તની લિપિઓ પણ ફેલાયલી છે, અને વાચનાઓમાં ભેળસેળ સટરપટર આપલે આદિનાં પ્રમાણ મોટે ભાગે પ્રાન્ત અને લિપિના ચાલ્યા આવતા સમ્બન્ધોને અનુરૂપ જોવામાં આવે છે. સૌથી નિર્મળ અને સ્વતંત્ર વાચનાઓ હિન્દના બે છેડાની પૂરવાર થાય છે; કાશ્મીરની મૂલ શારદાલિપિમાં લખાયલી પ્રતોની વાચના સૌથી ઉત્તરના પ્રાન્તમાંથી મળે છે. મલાયલમ લિપિમાં લખાયલી વાચના સૌથી દક્ષિણે આવેલા પ્રાન્તમાંથી મળે છે. આ બે અત્યન્ત દૂરવર્તી વાચનાઓની વચ્ચે આવી રહેલી વાચનાઓમાં સમીપના પ્રાન્તોમાંથી ભેળસેળ વધારે અને બીજી વાચનાઓમાંથી તે જેમ દૂર તેમ ઓછી, એવો જાણે નિયમ બાંધી શકિયે, એમ દેખાય છે. સૌથી મોટા પ્રાન્તની લિપિઓ—દેવનાગરી અને બીજે નંબરે તેલુગુ સૌથી વધારે ફેલાયલી, તો એ લિપિઓમાં લખેલી પ્રતોમાં પુષ્કળ ચોતર્ફી ભેળસેળવાળી પ્રતોની સંખ્યા પણ મોટી જણાય છે. અને દક્ષિણાપથની વાચનામાં મોડા વધારા ન્હાનામોટા સમ્બ્યાબન્ધ થયેલા પકડાય છે, તો તેટલી સટરપટર પણ તેલુગુ અને ગ્રન્થલિપિની નકલોમાં વિશેષ જોવામાં આવે છે. આ આખો વિષય નિષ્ણાતોને જ ખપનો, વળી તેમને જ રસ પડે એવો હોવાથી, અહીં લંબાણ ન કરતાં દા. સુખટણકરે વાચનાઓના પરસ્પર સમ્બન્ધનો આંબો ઉપજાવ્યો છે, તે જ આપી દઉં છું. +

---

+ એકંદરે ૬૦ થી વધારે પ્રતો તપાસવામાં આવી છે. સારી પ્રતો પણ એકબીજીની નકલ જેવી હોય, તો એ બધીના પાઠ નોંધવા જતાં વધુ તસ્દી સમય ખર્ચ લાગે, એટલે વર્જી, સારી પ્રતોમાંથી જે બીજીથી જુદી પડતી હોય તેટલીના જ પાઠ નોંધાય છે. આમ પણ આ આખા પર્વ માટે ૩૨ થી ૪૨ પ્રતોના પાઠભેદ નોંધ્યા છે જ. જુવો Polegomena, P. XXIV; આંબા અને તેની ચર્ચા માટે જુઓ એ જ, PP. XXXII.

ભારત મહાકાવ્ય, ઇ. પૂર્વે ૧૦૦૦ ની આસપાસઃ કણ્ઠસ્થ રૂપે.

આખ્યાનો બોધ અને જ્ઞાનનાં ભરણાંવાળું મહાભારત, શતસાહસ્રીઃ ઇ. ચોથા સૈકા લગભગ તૈયાર, અને લખેલું.




×

અતિ ટૂંકામાં અને સ્થૂલતાએ વર્ણવતાં એમ પણ ખરું કે ઝેડ કરતાં વાઈ રૂપ એક્સને વધારે મળતું. વળી શારદા અને મલયાલમ લિપિની પ્રતો કે એવી પ્રતોને વફાદાર નકલો ( જો કે લખાયલી દેવનાગરી નેવારી બંગાળી કે તેલુગુમાં ) સૌથી ઓછી ભેળસેળવાળી નકલો. આમાંથી "શુદ્ધતર" વિશેષણ સાથે આંબામાં એક જ લિપિની નોંધી છે, એવડાં કારણેઃ આવી 'શુદ્ધતર' નકલોની સંખ્યા દેવનાગરીમાં સારી જોવામાં આવે છે, વળી પુષ્કળ ભેળસેળ અને વધારાવાળી પ્રતોની સંખ્યા પણ દેવનાગરીમાં જ વધારે છે, ઉપર નોંધાઈ ગયું તેમ એ લિપિ સૌથી વધારે પ્રસરેલી હોવાથી. અને તથાપિ બધી જાતની પ્રતોને અન્યોન્ય મેળવતાં, આ હકીકત પણ તરી આવે છે અને મહત્ત્વની છે, કે સેંકડો અને હજારો શ્લોકો લગભગ બધી જ સારી પ્રતોમાં છેક નજીવા પાઠાન્તરોવાળા મળી આવે છે.

×

### ૧૧. ૭ પ્રતિષ્ઠિત વાચના

આવા મોટા પાયા ઉપરની વ્યવસ્થા, આટઆટલી પ્રતોની વિદ્વાનોને હાથે સાખ્ય તેટલી બધી યે ઝીણવટભરી તપાસણી, નિષ્ણાતોનો આવો સંતત સહોદ્યોગ, એ સર્વને પરિણામે આપણને મળે છે શું, જે લાભ પરિણમે છે તે કેટલા અને કેવા મુદ્દાનો જવાબ મેળવવા એ તર્ફ હવે આપણે વળિયે.

શ્રીમહાભારતની છાપેલી વાચનાઓ ત્રણ જાણીતી છે : એક બંગાળી, બીજી નીલકંઠની 'ભારતભાવદીપ' નામે ટીકા સાથેની દેવનાગરી, ત્રીજી દક્ષિણમાં પ્રચલિત મહાભારતની

કુમ્ભકોણમની. માત્ર દક્ષિણમાં મળી આવતી પ્રતોના સંશોધન વડે દ ની નવી આવૃત્તિ પ્રોફેસર શાસ્ત્રીએ બ્હાર પાડવાનો આરંભ કરેલો છે (ઇ. ૧૯૩૧), તે ચોથી ગણાય. અને નીલકંઠ પ્હેલાં થઈ ગયેલા ટીકાકારોમાંથી અર્જુનમિશ્ર અને દેવબોધને ઉમેરી લેતાં જાણીતી વાચનાઓ ૭ થાય.× દાક્તર સુખટણકરના સંશોધનથી આ છમાંથી એકે ઉત્તમોત્તમ નીવડી આવે છે ખરી? ના. એકએ પર્વ થઈ જતાં એટલાં સંશોધનમાં જે વાચના સૌથી ઓછા સેળભેળવાળી તરી આવે, તે બીજાં પર્વો માટે પણ એટલી ચોકખી હશે, એવું અનુમાને વધુ પડતું લેખાય. બધાં પર્વોનું સંશોધન એકસરખી ખંતથી કરવું પડશે.

## ૧૨. વ્યાસનો લહિયો ગણેશ

પોતાનું કાવ્ય પૂરું થતાં વ્યાસને ચિન્તા થાય છે કે આવો મહાગ્રન્થ ભણાવવો શી રીતે? હું બોધતો જાઉં એમ શ્લોકો સાફ ઉતારવાને સમર્થ એવું લેખકરત્ન મેળવવું ક્યાંથી? ત્યાં તો આ ચિન્તા જાણી લઈને બ્રહ્મા પોતે દર્શન દે છે, અને સલાહ આપે છે: "શ્રીગણેશનું ધ્યાન ધર." વ્યાસ તેમ કરે છે એટલે સાક્ષાત્ વિઘ્નેશ ત્યાં પ્રગટ થાય છે. પણ એક શરત મુકે છે: "લખતાં લખતાં મ્હારો હાથ અટકવો ન જોઈએ, જો અટકશે (ઊતરાવતાં તમે જો પાછળ પડી જશો), તો પછી હું કદી લખવા માંડવાનો નથી. અને તમારો ગ્રન્થ અધૂરો રહેશે, તમે જાણો!" ત્યારે વ્યાસ સામી વિનંતિ કરે છે, "અર્થ સમઝી સમઝીને લખજો." એટલે જ્યાં જ્યાં શ્રીગણેશની લેખણ આગળ નીકળી જતી લાગે, ત્યાં ત્યાં વ્યાસ દુર્બોધ કૂટ શ્લોક ઊતરાવે, તેનો અર્થ બેસાડી લેતાં લેખણનો વેગ જરા મન્દ પડે. આ પ્રમાણે આખા ભારતમાં કર્તાએ ૮૮૦૦ કૂટ શ્લોકો વેર્યા છે. વગેરે. (**ની. ૧ । ૫૫–૮૭; બં. ૧ । ૫૬–૮૭**).

આ અંશ વિષે વિદ્વાનોને પ્રથમથી શંકા ગયેલી જે આ બત્રીશતેત્રીશ શ્લોક ગ્રન્થનો મહિમા વધારવાને પાછળથી ઉમેરાયલા હોવા જોઈએ. વ્યાસવિરચિત ભારતી કથા લખાઈ હતી જ નહીં, એ એક કારણ. વ્યાસની એ કણ્ઠસ્થ જ રહેલી રચના શતસાહસ્રી હતી નહીં, સામાન્ય કદની હતી, એ બીજું કારણ. ગ્રન્થમાં જ કહે છે, વ્યાસે પોતાનું સર્જન પાંચ શિષ્યોને ભણાવ્યું અને જૂના કાળમાં ભારતી કથાના કથકોની શાખાઓ હતી, અર્થાત્ એ કથા બેચાર ભિન્ન રૂપમાં ફેલાયલી હતી, એ ત્રીજું કારણ. જાવાના ભારતમાં તેલુગુ તરજુમામાં, કે ક્ષેમેન્દ્રના સારમાં આ વિગત છે નહીં, એ ચોથું કારણ. વળી ગણેશભક્તિ આર્યધર્મના ઇતિહાસમાં મોડી પ્રકટી છે. લિપિ નિર્માયા અને ફેલાયા પછી ૐ ઉચ્ચારણનું ખાસ ચિહ્ન પ્રચારમાં આવેલું, એ વર્ણાકૃતિ ઉપરથી તેને મળતી, ગણ અને વર્ણના નાયક લેખે—શારદા અને ગાયત્રીની મૂર્તિઓથી અત્યન્ત ભિન્ન એવી—પાઘડી શુણ્ડ દન્તુશલ પેટ મોદક, આદિવાળી મૂર્ત્તિ કલ્પવામાં આવી, એ મૂર્તિના અધિષ્ઠાતાનું દેવોમાં સ્થાન ધીમેધીમે જ ઉચ્ચતર થતું ગયું, અને શ્રીગણેશની પૂજા અહિંસાને વળગતી ક્રિયાઓવાળા સંસ્કારો

× રત્નગર્ભ, વિમલબોધ, શાણ્ડિલ્ય, અને સર્વજ્ઞનારાયણની ટીકાઓ ઓછી જાણીતી હોઈ ઉપર ગણાવેલી નથી. નીલકણ્ઠ ઈ. ૧૭ મા સૈકામાં થઇ ગયો. ગોદાવરીતીરે કોપરગાંવનો વતની, પણ પોતાની ટીકા એણે કાશીમાં લખી હતી. રત્નગર્ભ તૈલંગ, અર્જુનમિશ્ર બંગાળી, અને સૌથી જૂનો ટીકાકાર દેવબોધ કાશ્મીરી હતો. દેવબોધની ટીકા આખી મેળવીને છાપવી જોઈએ.

અને નિસ્યકર્મોના વિકાસમાં બહુ મોડી સ્થપાતા પામી;—એ ઇતિહાસદૃષ્ટિએ સૌથી વજનદાર કારણ. સ્થૂલ શબ્દોમાં કહી નાખિયે તો શ્રીગણેશ પોતે હજી પ્રજા–કુંભારને ચાકડે હતા, ત્યાં એ દેવના આ ગ્રન્થ સાથે સંયોજન વડે ગ્રન્થનો મહિમા વધે, એવી કલ્પના પણ અશક્ય. તો આ શ્લોકજૂથ વિષે શ્રી સુખટણકરનું સંશોધન શું જણાવે છે તે જોઈયે. આ પંક્તિઓ નીલકંઠી પ્રતોમાં છે, નીલકંઠી વાચનામાંથી ઉમેરણો સ્વીકારેલાં સાબીત થાય છે એવી પ્રતોમાં છે, અને બીજી પ્રતોમાં છે નહીં. દેવનાગરી પ્રતોમાં છેક પાછલા સમયમાં પણ વધારા થયા કર્યા છે, તેવો આ એક વધારો જ ગણાવાને પાત્ર છે.

## ૧૩. નાયકો આદિની જુદે જુદે સમયે ઉંમર

આવો એક ટૂંકો વધારો દક્ષિણ વાચનામાં જ જોવામાં આવે છે. જનમેજય પૂછે છે અને વૈશમ્પાયન તેને યુધિષ્ઠિર આદિનાં આયુષ્યની ગણતરી અથેતિ કરી આપે છે. નકુલ સહદેવથી એક વર્ષ મોટો અર્જુન, તેનાથી વર્ષે ભીમ મોટો, ભીમ અને દુર્યોધનનો જન્મ એક દિવસે, બંનેથી યુધિષ્ઠિર પણ એક વર્ષ મોટો; વળી બલરામ યુધિષ્ઠિરથી જેટલો મોટો, તેટલો યુધિષ્ઠિર શ્રીકૃષ્ણથી, અને તેટલો શ્રીકૃષ્ણ અર્જુનથીઃ ચારે વચ્ચે ફેર છ છ માસનો અને પાણ્ડવો હસ્તિનાપુર પ્હોંચ્યા ત્યારે યુધિષ્ઠિર સોળ વર્ષનો. પછી તેર વર્ષે પાણ્ડવ કૌરવ દ્રોણાચાર્ય પાસે બધી વિદ્યા ભણી ઊતર્યા અને તેમની પરીક્ષા થઈ. હિડમ્બાવન અને એકચક્રામાં મળીને એક વર્ષ. સ્વયંવરથી દ્યૂત લગીનાં વર્ષ અઠ્ઠાવીસ. એમાં ત્રણેક બાકી હશે ને અર્જુને સુભદ્રાનું હરણ કરેલું, એટલે તે પ્રસંગે અર્જુનની ઉંમર પચાશ ઉપર.×

× યુધિષ્ઠિર-દ્રૌપદી ખાનગીમાં હતાં અને એક બ્રાહ્મણની વ્હારે ચડવા અર્જુનને શસ્ત્રાસ્ત્ર લેવા એ ઓરડામાં જવું પડયું. એટલે બ્રાહ્મણનું કાર્ય કરી દઈને પાછો વળ્યો તેવો જ અર્જુન-નારદે બાંધી આપેલા નિયમાનુસાર-દેશવટે નીકળી પડે છે અને તેટલો બધો વખત બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા કરે છે. આ સમય કેટલો લાંબો? બીજી વાચનાઓ કહે છે, તેર વર્ષ. પણ અર્જુન આ દેશવટા દરમિયાન ઉલૂપી ચિત્રાંગદા આદિને પરણે છે, પછી સુભદ્રાનું હરણ કરે છે, બ્રહ્મચર્ય નથી પાળતો એ મોટા દોષમાં આવી જાય છે. દક્ષિણ કથકોએ આ દોષની જડ જ ટાળી છે. અવધિમાં વર્ષ શબ્દને ઠેકાણે તેઓ માસ શબ્દ સેરવી દે છે. એટલે પછીના કાળમાં અર્જુને દેશાટન તીર્થયાત્રાદિ કેવળ સ્વેચ્છાએ, બ્રહ્મચર્ય પણ એણે તેર માસ પાળેલું, ઉલૂપી આદિ સાથેના બનાવ એ તેર માસ પછીના, એમ ફલિત થાય છે. અસંગતિ ઉપજાવ્યા વગર અર્જુનને નિર્દોષ રાખવાના એમના ઉદ્દેશ તો શુદ્ધ; પણ એ લોક તેને સાધે છે આમ પાઠની સટરપટર વડે.

પ્રથમ હસ્તિનાપુર પ્હોંચે છે ત્યારે યુધિષ્ઠિર સોળનો, એ પ્હેલી કાતળી જ બહુ લાંબી છે; મહાભારતમાંના વર્ણન સાથે બેસે એવી પણ નથી નકુલસહદેવ આશરે બે વર્ષના હોય ત્યાં પાણ્ડુ ચળ્યો અને એનો કાળ થયો, એમ લેતાં એ પેલી કાતળીમાંથી દશઅગિયાર વર્ષ કપાઈ જાય. વચલી ૨૮ વર્ષની, છેલ્લી ૩૬ની, એ બે પણ અતિલાંબી છે. દ્યૂત પછી તેર વર્ષ એ વિષે આપણા મહાભારતમાં એકવાક્યતા છે, તથાપિ મૂલ ભારતી કથામાં એ કાતળી એટલી લાંબી ભાગ્યે હોય.

અને મુદ્દાની વાત તો આ કે કાવ્ય નાટક નવલઆદિમાં સર્જકો ઐતિહાસિક પૌર્વાપર્ય કે વર્ષોની ગણનાની ઝાઝી પરવા રાખતા જ નહીં. હેમ્લેટની ઉંમરની ગણતરી અને એ નાટકમાંના બનાવોની સાલવારી બરોબર બેસાડી આપે એવો એ નાટકનો વાચક કે પ્રેક્ષક હજી લગી તો પાકયો નથી. ચૈત્રી પડવાના દરબારમાં બુદ્ધિધન સુવર્ણપુરનો દિવાન થયો. તે પછી કેટલા તો થોડા દિવસમાં સરસ્વતીચંદ્ર અને કુસુમ પરણે છે, એ કેટલા થોડા વાચકો જુવે છે!

ઉંમરગણનાની અને બીજી થોડી અસંગતિઓને માટે જુવો W. Hopkins, The Great Epic, pp 375-383.

દ્યૂત પછી તેર વર્ષ વીતી જતાં એટલે યુધિષ્ઠિરના ઓતેરમા વર્ષમાં મહાભારત યુદ્ધ, અને તેમાં જીતીને પછી છત્રીશ વર્ષ રાજ્ય ભોગવી એકસોનેઆઠ વર્ષના યુધિષ્ઠિરે છત્રીશ વર્ષના પરિક્ષિતને ગાદી સોંપી દઈ સ્વર્ગારોહણ કર્યું. આ વિગતવાર વ્યવસ્થા કે સાલવારીનો ઉદ્દેશ એક જ જણાય છે. શ્રીકૃષ્ણ અને યુધિષ્ઠિર બંનેએ પૂરું ૧૦૮ વર્ષનું આયુષ્ય ભોગવ્યું એટલું જ ઠસાવવાનો.+ આ શ્લોકો દક્ષિણ શિવાયની કોઈક જ પ્રતમાં જોવામાં આવે છે, અગર જો કે આપણા વિદ્વાનોમાંથી કેટલાક આ અંશને પણ અક્ષરશઃ વળગે છે ખરા. શ્રદ્ધા સામે દલીલમાત્ર વ્યર્થ.

## ૧૪. દક્ષિણ વાચનામાં બીજા થોડા વધારા

નીલકણ્ઠી આદિપર્વમાં ૨૩૪ અધ્યાય અને ૮૪૦૦-૮૫૦૦ શ્લોક છે. બંગાળીમાં ૨૩૬ અધ્યાય અને થોડા વધારે શ્લોક છે. આ સંશોધિત આવૃત્તિના અધ્યાય ૨૨૫ અને શ્લોક ૮૦૦૦ થી ઓછા છે. દક્ષિણની પ્રતોમાં તેરસો પંદરસો શ્લોક દેખાતા વધારે છે. કુમ્ભકોણમ્ આવૃત્તિમાં આદિપર્વની શ્લોકસંખ્યા દશ હજારથી પણ વધારે છે.

દક્ષિણાપથની વાચનામાં જ્યાં જ્યાં ગાન્ધર્વવિવાહ, સ્વેચ્છાચાર કે રખાયતની વાત આવે છે, ત્યાં ત્યાં હકીકતને બનતાં લગી વિધિપૂર્વક લગ્નનાં અને ધર્મબોધના ઉમેરણ વડે "સુધારી" લીધી છે. લોકો આગળ શુદ્ધ અને ઉચ્ચ આદર્શ જ ધરવાની એ કથકોની આવી પ્રવૃત્તિ આપણને અત્યારે ધર્મછલ (પાયસ ફ્રૉડ pious fraud) અને ઇતિહાસના ખૂન જેવી ભલે લાગે; એમણે તો પોતાને આકર્ષક, આ ધર્મકર્તવ્ય બજાવવામાં ભરમ્બરા, સમ્ભવા-સંભવ, આખ્યાનનું સ્વરૂપ, પૂર્વાપર વિરોધ, કશું જ ગણકાર્યું નથી.

(ક) શકુન્તલોપાખ્યાનની ઉત્તરવાચનામાં દુષ્યન્ત-શકુન્તલા એકલાં જ મળે છે અને ગાન્ધર્વ લગ્ન કરી લે છે. પણ દક્ષિણવાચનામાં શકુન્તલા કહે છે, "ગાન્ધર્વવિવાહને લોક વગોવે, વળી ક્રિયાહીન લગ્નની પ્રજા તેજસ્વી ના થાય, માટે વિધિવત્ વિવાહ કરિયે, અહીં બધી સામગ્રી તૈયાર છે." અને દુષ્યન્ત તેના આગ્રહને માન આપી પોતાના પુરોહિતને ત્યાં આણે છે અને રીતસર પરણે છે.

(ખ) મત્સ્યગંધા-પરાશર અને તેમના પુત્ર વ્યાસના આખ્યાનમાં, ઉત્તરવાચનામાં, મત્સ્યગંધા કહે છે, "અહીં તો બે ન કાંઠે ઋષિઓ છે તે!" પરાશર એકદમ નીહાર (ફ્રૉગ fog) ઉપજાવી આ મુશ્કેલી દૂર કરે છે. પરન્તુ તેલુગુ અને અન્યપ્રતોમાં અહીં પણ પરાશર વિચાર કરે છે,—

गान्धर्वेण विवाहेन न स्पशामि यदृच्छया ।
क्रियाहीनं तु गान्धर्वे न कर्त्तव्य मनापदि ॥
यशस्यां जायते पुत्रो वेदव्यासो भवेदृषिः ।
क्रियाहीनं कथं विप्रो भवेदृषिरुदारधीः ॥

અને ત્યાં તો પિતૃઓ ઊતરી આવે છે, વસિષ્ઠ અરુન્ધતી દર્શન દે છે, નૈમિષારણ્યના ઋષિઓ અને ઋષિપત્નીઓ પ્રકટ થઈ જાય છે, વિશ્વકર્મા તત્ક્ષણ પર્ણશાલા રચી આપે છે, અને વૈશાખ સુદ ત્રયોદશીને શુભ લગ્ને તમામ ક્રિયાઓ વિધિવત્ કરવામાં આવે છે. નરસૉ મ્હેતાં

+ આ શ્લોકો માટે જુવો સુખઠણકર, પૃ. ૬૧૨.

પુત્રીને વસ્ત્રાભૂષણની પહેરામણી પૂરવામાં કંઈક એક ચીજ માગી લેવી ભૂલી જાય છે, તે શ્રીકૃષ્ણને આકાશમાંથી નાખીને સામાજિક કકળાટ શાન્ત પાડવો પડે છે, એવી કશી જ વિસ્મૃતિ આ દક્ષિણ કથકોને નડતી નથી. અથવા કહો કે એવા હાસ્યરસનું છાંટણું એમને ઉચિત લાગતું નથી.

(ગ) શર્મિષ્ઠા–યયાતિ આખ્યાનની દક્ષિણવાચના જુવો. શર્મિષ્ઠા માત્ર દાસી એટલે ખવાસણ કે લોંડી છે, કશા અંગત હક્ક કે રક્ષણ વિનાની ગુલામડી છે, પણ તેની સાથે ય સમ્બન્ધ કરતાં પહેલાં આ વાચનામાં યયાતિ એને ઋત્વિગ પુરોહિત આચાર્યો અને મંત્રીઓની હાજરીમાં પરણે છે.

(ઘ) ચિત્રાંગદાખ્યાનમાં પણ દક્ષિણવાચના ઉમેરી લે છે—

कृत्वा वैवाहिकीं क्रियां।+

૧૫. દ્રૌપદી સ્વયંવર: સુભદ્રાહરણ

દ્રૌપદી સ્વયંવર અને સુભદ્રાહરણમાં તો આ વાચના અનેક અને લાંબા વધારા કરે છે. સ્વયંવરાખ્યાનમાં નાળાયની અને ભૌમાશ્વીની કથાઓ અને પાણ્ડવો સાથે દ્રુપદની સામે કૌરવોના યુદ્ધનું લાંબું વર્ણન આ પ્રતોમાં જ દેખાય છે. અને સુભદ્રાહરણને તો દક્ષિણી કથકોએ પાંચસોથી વધારે પંક્તિઓ ઉમેરી સ્વતંત્ર કાવ્ય જેવું બનાવી લીધું છે. નવા પ્રસંગ ચિત્રવિચિત્ર વર્ણનો અને વારંવાર કેહવતો નીતિસૂત્રો અને કાવ્યશૈલીના અલંકારો વડે ઉપાખ્યાનને નખશિખ શણગાર્યું છે. અર્જુનના યતિવેશથી શ્રીકૃષ્ણ શિવાયના બધા યાદવો ઉતરાય છે. બલરામ પોતે કન્યાપુરમાં એને ઉતારો આપી આતિથ્યનું ધર્મકર્તવ્ય કુમારી સુભદ્રાને સોંપે છે. આવી યોજનામાં તો અર્જુન ગુરુ અને સુભદ્રા એની ધર્મપુત્રી કે ધર્મભગિની બની જાય, એ એનાં લગ્ન તો પાતકી ગણાવાને પાત્ર, એ મુદ્દો ધ્યાન બહાર જ રહી ગયો છે. દક્ષિણાપથના આ કથકો સુભદ્રાના હૃદયમાં અર્જુન માટે પક્ષપાતની ઉત્પત્તિ અને અભિવૃદ્ધિ નિરૂપે છે, ત્યાં આપણને ( શેક્સપીયરના નાટકમાં ) ડેસ્ડિમોના નગર-સ્થવિરોને ઓથેલો ઉપરના પોતાના મનોભાવને ઇતિહાસ ચિત્રે છે તે સુંદર રોમાંચક પંક્તિઓ સાંભરી આવે છે-માત્ર દાડમિજ્જર જોતાંમે જેનું તે યુવતી સાંભરે એ પ્રમાણે! વીગત તે જ છે પણ જુસ્સો કે શબ્દાલંકારલય-પ્રભુત્વ ઠીક ઉતરતાં છે, અને ગાન્ધર્વવિવાહ આ કથકોને અમાન્ય છે એ તો આપણે ઉપર જોઈ ગયા. અહીં પણ પૂરેપૂરો લગ્નવિધિ થાય છે, તેમાં વસુદેવદેવકી, શ્રીકૃષ્ણ, સાત્યકિ, અક્રૂર, રુક્મિણી ઇન્દ્ર, શચી, કાશ્યપ, નારદ, આદિ ઘણાની હાજરી વર્ણવી છે. ઇન્દ્ર પોતાના પુત્રને ખોળે છે અને શચી રાજકુમારી દેવ જેવો વરરાજા બનાવે છે. કન્યાનાં પ્રસાધન તો ભૂલાય જ શેનાં. પછી દર્પની ન્હાસે છે ત્યાં સુભદ્રાને સારથીપણું કરતી વર્ણવી છે, અને યાદવોની સૈના નજરે પડતાં જ, "જોનો ખરી, પ્રિયે, મ્હારૂં બાહુબલ!" એમ અર્જુન આજ્ઞા કરે છે, સુભદ્રા રથને એના સામે હાંકી તેની અંદર

+ (ક) (ખ) (ગ) (ઘ) માટે અનુક્રમે જુવો સુ. પૃ. ૨૯૯ (અવતરણ ૬૦૯, ૬૧૦); પૃ. ૮૯૩ થી ૮૯૬ ( Appendix Iમાં અવતરણો ૩૫ થી ૩૯ ); પૃ. ૩૫૧ ( અવતરણ ૯૦૭ ); પૃ. ૮૧૫ ( અવતરણ ૨૦૩૩ ). સુભદ્રાહરણ અને પાણ્ડુના શૈલને લગ્ના બાબમાંના વધારાઓ માટે સુ નાં પૃષ્ઠો આદિ નોંધતો નથી; માનો છું કે આટલે હવી આ ટિપ્પણો પ્રમાણે એ આવૃત્તિને વપરાશી જોનારને તે પરિચિત થઈ જતાં, બીજું જે કંઈ જોવું હશે તે બધું જડી રહેશે.

ઘૂસાડે છે, તેથી કરીને જ શુદ્ધ થાય છે; વગેરે. કથકોએ કાવ્યશૈલી તો ઠીક કેળવી છે, પણ વસ્તુગુમ્ફનમાં એમને હાથે મોટામોટા દોષ થઈ ગયા છે, એમ આપણું આ સંક્ષિપ્ત વર્ણન બતાવી દેવાને પૂરતું છે.

૧૬. સ્વયંવરમાં કર્ણ

એક વ્યાખ્યાનની મર્યાદામાં થોડા વીણી કહાડેલા દાખલા જ આપી શકાય, તો પણ બીજા બે જરા જુદી જાતના નમૂના ખાસ વિચારી જોવાની ભલામણ સાથે ઉમેરું છું. દ્રૌપદીસ્વયંવરમાં રાજાઓ એક પછી એક પાછા પડે છે, એટલે ખરી રીતે જે કૌન્તેય છે, પણ જગતની જાણ પ્રમાણે રાધેય છે, તે કર્ણ આગળ આવીને ધનુષની પણછ ચડાવે છે. પરન્તુ ત્યાં તો દ્રૌપદી આખો મણ્ડપ સાંભળે એમ નિષેધ કરે છે. આ પ્રસંગ રોમેશ દત્તે ઊછળતી બાનીમાં આલેખ્યો છેઃ—

" Uprose Karna, peerless archer, proudest of the archers he,
And he went & strung the weapon, fixed the arrows gallantly,
Stood like Sūrya in his splendour, & like Agni in his flame,
-Pāndu's sons in terror whispered, 'Karna sure must hit the aim!'
But in proud & queenly accents Drupad's queenly daughter said,
" Monarch's daughter, born a Kshatra, Suta's Son I will not wed."
Karna heard with crimdon'd forehead, left the emprise almost done,
Left the bow already circled, silent gazed upon the Sun."×

દા. સુખટણકર કહે છે, આ પ્રસંગ નીલકંઠી પ્રતો ઉપરાંત એક નેવારી અને એક શુદ્ધતર દેવનાગરી પ્રતમાં જ દેખાય છે; શારદા, દક્ષિણાપથની, અને બંગાળીમાં દેખાતો નથી;

× રોમેશ દત્તે જેનો ઉપર પ્રમાણે અંગ્રેજીમાં તરજુમો કર્યો, તે મૂલ શ્લોકો સમશ્લોકી ગુજરાતી અનુવાદ સાથે આપું છું.

ત્રિષ્ટુપ

सर्वान्नृपांस्तान्प्रसमीक्ष्य कर्णो धनुर्धराणां प्रवरोजगाम ।
उध्धृत्य तूर्णं धनुरुद्यतं तत् सज्यं चकाराशुययोज बाणान् ॥
दृष्ट्वा सूतं मेनिरे पाण्डुपुत्रा भित्त्वा नीतं लक्ष्यवरं धरायां ।
धनुर्धरारागकृतप्रतिज्ञं अत्यग्निसोमार्कमथार्कपुत्रं ॥
दृष्ट्वा तु तं द्रौपदी वाक्यमुच्चैर्जगाद नाहं वरयामिसूतं ।
सामर्षहासं प्रसमीक्ष्यसूर्यं तत्याजकर्णस्स्फुरितं धनुस्तत् ॥

ની. ૧-૧૮૭ । ૨૧ થી ૨૩; સુ. ૫ ૭૨૪-૭૨૫.

એ સર્વે રાજા પ્રતિ દૃષ્ટિ તુચ્છ ફેંકી ધસ્યો કર્ણ પ્રસિદ્ધ ધન્વી;
ઊપાડતામાં ધનુ વાળ્યું સાજ્યું, તીરોય તત્કાલ ચડાવિ લીધા.
રાધેય જોતાં ઉર પાણ્ડુપુત્રો શોચે,-'વીંધી લક્ષ્ય ભૂ પાડશે એ!'
ને જોઈ તાકેલું 'ને ચૂકનારો સોમાગ્નિ ને સૂર્ય થકી સવાઈ
આ સૌર્યને, વેણ વદે જ કૃષ્ણા, 'અરે વરે કાગ કદી શું હંસી!'
તાકેલ તીરો પછડાય ભોંય, ચડે નભે તાત ભણી નિસાસો"!

તો છે તે પ્રતોમાં પાછળથી ઉમેરાયેલો ગણાવો ઘટે. પ્રતોના પુરાવાને લગતી આ દલીલ સંગીન છે; બીજી અનેક પ્રતો મેળવીને આ સંશોધનમાં સ્વીકારાયલાં ધોરણોને જ નબળાં ઠરાવવામાં વિજય મેળવાય, તે વખતની વાત ત્યારે. પરન્તુ ડાક્ટર સાહેબ પોતાના નિર્ણયના સમર્થનમાં સામાન્ય ચર્ચાના ક્ષેત્રમાં પેસીને ઉમેરે છે,—(ક) દ્રૌપદી જેવી બાલા આવી હિંમત કરે નહીં, (ખ) સ્વયંવરમાં તો હોડ નક્કી કરેલી હોય, તે જે કોઈ પ્રથમ પ્હેલો પૂરી કરી આપે તેને સ્વીકારવો જ પડે, (ગ) આગળ ચાલતાં જુવો કે યુધિષ્ઠિર દ્રુપદના પુરોહિતને ચોક્કું સંભળાવે છેઃ—

न तत्र वर्णेषु कृता विवक्षा न जीविशिल्पे न कुले न गोत्रे ।
(મુ. પૃ. ૭૪૭-૮)

(ઘ) વળી એકલો અર્જુન નહીં અમે પાંચે ભાઈ એને પરણીશું, એવી મધ્ય દેશના આર્યોને 'અબ્રહ્મણ્યં' કે ઉત્પાત, કે છેક જંગલીપણા જેવી લાગણી થાય છે ત્યારે પણ દ્રૌપદી તો મૌન સેવે છે, વગેરે. ત્યારે આ પ્રસંગના બચાવમાં ચોકખું કહેવું પ્રાપ્ત થાય છે, જે એ તો જેવી જુદા જુદા વાચકની મતિ અને રુચિ; જે વાચક વાચકની ભિન્નભિન્ન જ હોવાની. એવા વૈયક્તિક મતિ–રુચિ–ભેદો વડે પાઠનિર્ણય થઈ શકે નહીં. વળી મહાભારત તો અસંગતિઓ અને પૂર્વાપર વિરોધોનો મહાસાગર છે, એટલે એ કસોટી પણ કોઈ એક જ પાઠને ઉત્તમ ઠેરવવા માટે નકામી. એમના જ કેટલાક નિર્ણયની સામે આવા આવા તો અનેક વાદ લડાવી શકાય એમ છે. કર્ણના દાખલામાં જ જુવો. જ્યાં જ્યાં એનો પ્રવેશ કરાવ્યો છે ત્યાં ત્યાં કોઈ ને કોઈ પ્રકારે એનો તેજોભંગ પણ આરોપેલો જોઈયે છિયે. કયકો કે સર્જકોનું આ કર્ણવિરોધી વલણ મહાભારતનું જાણે એક ઉપલક્ષણ ગણવું પડે એટલી બધીવાર દેખાય છે. તો એવો આ પ્રસંગ મૂલ તો યોજેલો, પછી કોઈ કારણે ઘણી આધુનિક પ્રતોમાંથી પડી જવા પામ્યો, એમ પણ કેમ નહીં વારુ ! બેશક, આવી દલીલનો લાભ અત્યંત વિરલ અંશોને જ આપી શકાય. તાત્પર્ય આટલું, જે સંશોધકે પોતાની પ્રતોના પુરાવાને જ વળગી રહેવું: એ સંશોધનના ખાસ પડમાં સંશોધકનો નિર્ણય નિષ્ણાતનિર્ણયના દરજ્જાનો અને માનનીય પોતાનું પડ છોડીને સંશોધક સામાન્ય ચર્ચાના ક્ષેત્રમાં આવે, ત્યાં તો જેટલું તેની ચર્ચાનું બલાબલ હોય, તેટલી જ એની હારજીત.

## ૧૭. ભારતોનો વંશકર ભરત, તે કયો ભરત ?

યયાતિના પુરુ પછી કેટલીક પેઢીએ દુષ્યન્ત અને તેનો ભરત એમ વંશાવલિ છે. ભારતી પ્રજા, ભારતવર્ષ, ભરતખણ્ડ, એ નામો જેના ઉપરથી છપાઈ ગયાં, તે રાજર્ષિ ભરત આ દૌષ્યન્તિ ભરત ? શ્રી મહાભારતની ઉત્તરાપથની વાચનામાં

**ક્રમભંગ અને તેનો હેતુ**

શકુન્તલોપાખ્યાનને જેટલું બન્યું તેટલું વ્હેલું દાખલ કર્યું છે. દુષ્યન્તના પૂર્વજ યયાતિનું આખ્યાન અને યયાતિના પૂર્વજોની મનુ વૈવસ્વતથી માંડીને યાદી મોડાં ગોઠવેલાં છે. વંશાવલિના ટુકડા કરી નાખીને મોડાં નામ અને આખ્યાનો વ્હેલાં અને તે પ્હેલાંનું તમામ પછી, એવો ક્રમ-ફેરફાર કરેલો છે. અને આવી ઉથલપાથલ બેદરકારીથી કે અકસ્માત બનવા પામેલી હોય જ નહીં. આવી બાબતોને તે કાલના કવિઓ, કથકો, વિદ્વાનો ને શ્રોતાઓ એટલા મહત્ત્વની સમજતા હતા, કે તેમણે આ ફેરફાર કરી, તેની પાછળ કોઈક મોટો એમને પૂરતા ગૌરવનો લાગેલો હેતુ હોવો જ જોઈએ.

દા. સખ્ટણકરે વંશાવલિ આદિની એટલે અધ્યાયોની અને અધ્યાયખણ્ડોની ગોઠવણમાં આમ બે ક્રમ જોવામાં આવે છે. તેની ભિન્નતા દેખાડે છે, કયો ક્રમ કઈ વાચનામાં છે તેની વિગતો સાફ કરી આપે છે, ક્રમભંગ કરતા તૂટેલા તન્તુ ફરી સાંધવા માટે પુનરુક્તિઓ કરેલી છે તે પણ નોંધે છે. અને ખુલાસામાં કે કારણની કરી કલ્પનામાં ઊતરતા નથી. બરોબર છે. પ્રતોમાંના પાઠભેદ સાફ નોંધવા ઉપરાંત ચર્ચા, તર્ક કે સૂચન પણ ફેંકવાં એ જવાબદાર સંશોધકનું ભૂષણ પણ નથી પણ આપણે વાચકો મુકાબલે સ્વતંત્ર છિયે. તો મ્હને આમાં જે કારણ વાહોક સમ્ભવિત લાગે છે, તે વિદ્વાનો આગળ કેવલ તર્ક વા પ્રશ્ન લેખે રજૂ કરવાને લલચાઉં છુ.

**કાલિદાસનો કણ્વ અને કણ્વ સમ્રાટો**

દાષ્યન્તિ ભરત કણ્વના આશ્રમમાં જન્મ્યો. ગાદીએ આવતાં એણે મોટાગોટા યજ્ઞો કર્યા તેમાં એનો મુખ્ય ઋત્વિજ કણ્વ હતો. આ કણ્વને મહાકવિ કાલિદાસ અભિજ્ઞાન શાકુન્તલ નાટકમાં મરીચિ પ્રજાપતિ (બ્રહ્માનો પુત્ર; ઇન્દ્ર, બારે ભાસ્કર, અને વામનાવતારનો પિતામહ, તે) નો ગોત્રી જણાવે છે. વળી મનુથી માંડીને જે જૂનામાં જૂની સૂર્યવંશની વંશાવલિઓ મળી આવે છે, તેમાં એકવાક્યતા છે નહીં. રામાયણની વંશાવલિ સાથે મહાભારત અને પુરાણોમાંની એક જ મળતી આવે છે. ઉપરાંત બીજી બે તેનાથી તેમ એકબીજીથી જુદી પડે છે. વિષય ગૂંચવણિયો અંદર ત્રુટિઓવાળો અને નિષ્ણાતો માટેનો જ હોવાથી અહીં વિગતમાં ઊતરી શકતો નથી.

**ઈ. પૂર્વે પહેલા સૈકાના કણ્વો**

પણ આપણે ઉપર જોઈ ગયા કે આ મહાભારતનું આપણને જાણીતું સ્વરૂપ ઇ. પૂર્વે બીજાથી ઈસવી ચોથા સૈકા દરમિયાન ઘડાઈ રહેલું માનવું પડે એવું છે. અને એ સમયના ઇતિહાસ ઉપર દૃષ્ટિ કરિયે તો જણાય છે, કે ઇ. પૂર્વે આશરે ૧૮૪ થી શુંગો સમ્રાટ થયા, તેમણે સમ્રાટપદ ૧૧૨ વર્ષ ભોગવ્યું. અને દરમિયાન કણ્વો એમના મંત્રી થઈ ગયેલા; અને છેલ્લા શુંગનું ખૂન કરીને કણ્વો સમ્રાટપદે આવ્યા. એટલે આ સર્વ તન્તુને એક દોરમાં ગૂંથી જોતાં એક તર્ક વા પ્રશ્ન ઊઠે છે,કે દૌષ્યન્તિ ભરત જ સૌથી મોટો ભરત, ભારતી પ્રજાનો વંશકર એ ભરત, ભારતવર્ષ નામ છપાયું એના ઉપરથી, એવી નવી વ્યવસ્થા અને પ્રાચીન ઇતિહાસની ઊથલપાથલ આ કણ્વોના સમય દરમિયાન એમણે અને એમના આશ્રિત વિદ્વાનો અને પૌરાણિકોએ તો નહીં કરી હોય? પ્રાચીન ઈતિહાસ અને વ્યવસ્થા પ્રમાણે તો વૈવસ્વત મનુ પછી થોડે અન્તરે થયેલો ભરત 'જ વંશકર ગણાતો હતો. ભારતો ભારતવર્ષ આદિનામ મૂલ એ આદિભરત ઉપરથી પડેલાં, આ દૌષ્યન્તિ કે બીજા ભરતોમાંથી કોઈને લીધે નહીં, એમ જોવામાં આવે છે.

કાલિદાસનું વિક્રમોર્વશીય પણ સાથે સાથે સંભારવા જેવું છે. પુરૂરવસ્ જેવા અત્યન્ત પ્રાચીન અને દેવોપમ રાજાની રાજધાની એ નાટકમાં ગંગાયમુનાના સંગમ ઉપર આવેલી જણાવી છે. અને મહાકવિનાં તમામ લખાણોમાંથી 'બ્રહ્માવર્ત', 'આર્યાવર્ત', 'મધ્યદેશ' એવાં નામે પ્રસિદ્ધ આર્યસંસ્કૃતિના ખાસ ધામ વિષે એક જ અભિપ્રાય ફલિત થાય એમ છે. કાલિદાસના સમયની એ સર્વસંમત માન્યતા પ્રમાણે આ આર્યભૂમિની મર્યાદાઓ, ઉત્તરે

માનસસર કૈલાસ પર્વત અને ક્રૌન્ચરંધ્ર, દક્ષિણે વિન્ધ્યાચળ અને નર્મદા, પશ્ચિમે કુરુક્ષેત્રમાંના વિનશનથી લઈને સરસ્વતીના લુપ્ત થયેલા પ્રવાહની રેખા, અને પૂર્વે વિદેહ—મિથિલાથી ગંગાયુમનાનો સંગમ. તે સમયની એ માન્યતા પ્રમાણે આર્યો આ પ્રદેશના 'તલપદા' 'ભૂમિયા' વતની; આ જ એમની સંસ્કૃતિની સમુત્ક્રાન્તિનું ધામ, આર્યપ્રજા અને સંસ્કૃતિ અહીંથી જ દશે દિશામાં ફેલાયલી.

વેદ મુખ્યત્વે સપ્તનદ પ્રદેશની સરજત (શિવાય કે અથર્વવેદ), યયાતિ અને વૃષપર્વા તો ઈરાનથી સિન્ધુનદ લગીની હિન્દુકુશ અને પામીરની તળેટીઓમાં થઈ ગયા, આર્યપ્રજા એથી પણ ઉત્તર અને પશ્ચિમ દિશાએ આવેલા પ્રદેશોમાંથી આ તળેટીઓ વટાવીને આવી સપ્તનદમાં, અને પૂર્વે વધતી વધતી હિમાલયની તળેટીઓમાં છેક આસામ લગી અને સપાટ પ્રદેશમાં ગંગાયમુના—વિરચિત "મધ્યદેશ"માં ફેલાઈ ગઈ, વધારે દક્ષિણ તર્ફ અને દરિયા ઓળંગી દક્ષિણ અને પૂર્વના ટાપુઓમાં પણ આ પછી વધી, વગેરે આપણી અર્વાચીન દૃષ્ટિ, કલ્પના, કે તર્કસૃષ્ટિ, નથી કાલિદાસનાં કાવ્યનાટકોમાં, નથી ગૌતમ બુદ્ધ અને મહાવીર થઈ ગયા, તે પછીનાં સંસ્કૃતવાઙ્મયમાં કે નથી તેના સમકાલીન બૌદ્ધ જૈન વાઙ્મયમાં.

૧૮. ફલશ્રુતિ

છેવટે, ઘણી વધારે પ્રતો તપાસવામાં આવે અને તેમાં સારી (બધી જુદી જુદી વાચનાની) પ્રતો સારી સંખ્યામાં મળી આવી હોય, તો સમ્ભવિત છે કે આદિપર્વની આ સંશોધિત આવૃત્તિ માટે બાંધેલાં અને પાળેલાં ધોરણ વધુઓછાં ફેરવવાં પડે. તો પણ આપણા પશ્ચિમ હિન્દના દેશભાગમાં અયોધ્યાકાશીથી છેક ગોદાવરી લગી તો દેવનાગરી પ્રતોનું પ્રાધાન્ય છે; વળી આખા હિન્દમાં દેવનાગરી પ્રતો જેટલી અત્યારે બીજી લિપિની પ્રતો કોઈ પણ પ્રતિષ્ઠિત સંસ્કૃત ગ્રન્થની ભાગ્યે મળી આવે. અને આમ હોવાથી શ્રી મહાભારતના દાખલામાં તો ડા. સુખટણકરે દેવનાગરી પ્રતોના મોટા ભાગ વિષે જે મત ઉચ્ચાર્યો છે, તે જ કાયમ રહેવાનો એમ લાગે છે. એઓ ઠીક મંભળાવી દે છે કે "દેવનાગરી લિપિ આખા હિન્દના વિદ્વાનોને લેતાં સૌથી વધારે જાણીતી એટલે બીજી લિપિઓની પ્રતોમાંથી ઉમેરા અને ફેરફાર સૌથી વધારે દેવનાગરી પ્રતોમાં જ થયેલા છે." આ હકીકતને બીજા દૃષ્ટિકોણથી વર્ણવિયે, તો આપણું પશ્ચિમ હિન્દનું મહાભારત—આપણું નીલકણ્ઠી મહાભારત—ખાસ શંકાગ્રસ્ત ઠરવાને પાત્ર છે. કાશી, મથુરા, ઉજ્જયિની, ધારા, સિદ્ધપુર, ખંભાત, શુકલતીર્થ, નાસિક, આદિ સૈકાઓ લગી પોતપોતાની વિદ્વત્તા માટે અને વિદ્વાનોને આકર્ષવાપોષવાની શક્તિ માટે ગુમાની હતાં, તો આપણી પેલી કહેતી પ્રમાણે બન્યું છે, કે વધુ જ્ઞાની તે વધુ ખરડાયઃ એ આપણી દેવનાગરી પોથીઓમાં ચારે દિશામાંથી આણેલી દૂરદૂરની પોથીઓમાંના અંશો પણ સમાસ પામ્યા. આપણા દેશભાગની પ્રતોમાં આપણને પરિચિત થઈ ગયા છે, પણ બીજી લિપિઓની વાચનામાં નથી દેખાતા એવા ઘણા અંશ, આપણી પ્રતોમાં છે માટે માનાર્હ ગણવાને બદલે બીજી પ્રતોમાં નથી એટલે દરેકજે શંકા પડતા ગણાય, એવું વલણ જ વધારે ઉચિત લાગે છે. શારદા અને મલયાલમમાં, જાવાના તરજુમામાં અને ક્ષેમેન્દ્રની મંજરીમાં પણ એમાંના જે જે અંશ ના હોય, તે તો દરેકે દરેક ખાસ શંકાપાત્ર.

આ સંશોધિત આવૃત્તિ આપણા પશ્ચિમ હિન્દને માટે, આ એક જ બાબત પુષ્કળ પુરાવા સામગ્રી સાથે રજુ કરવાને કારણે સારી પેઠે કીંમતી ગણાય, તો

આખા હિન્દ માટે પણ બીજી અનેકાનેક રીતે કીંમતી ગણાય, એમ ઉપર ફૂલગૂંથણીન્યાયે ટાંકેલા છેક થોડા નમૂના પણ ચોકખું પૂરવાર કરે છે.

**મહાભારત, હોમર, ઓલ્ડ ટેસ્ટમેંટ.**

શ્રી મહાભારત આપણી પુરાતન સંસ્કૃતિ અને તેના લાંબા ઇતિહાસ દરમિયાન તેના ઉપર વીતી ગયેલા ઉપરાઉપર ન્હાનામોટા પલટાઓને સમઝવાને સારુ એવો તો અમૂલ્ય ગ્રન્થ છે, કે પ્રાચીન ગ્રીક સંસ્કૃતિ સમજવા માટે હોમર, અથવા પ્રાચીન યાહુદી સંસ્કૃતિ ઊકેલવા માટે ઓલ્ડ ટેસ્ટમેંટ જેટલાં આવશ્યક તે કરતાં આપણી પ્રાચીન સંસ્કૃતિના સમ્બન્ધમાં આ મહાભારત અત્યન્ત વધારે આવશ્યક છે. એના યથાશક્ય સંશોધન વડે આપણા ભૂતકાલના ઘણા તન્તુને સારી રીતે ઊકેલવામાં આપણને અનેક જાણીતી તેમ કેટલીક અણધારી રીતે ઘણીઘણી મદદ મળશે. ધર્મ સમાજ નીતિ અને વિચારાચારને લગતી ઘણી યે બાબતોને આપણે પ્રાચીન બલ્કે સનાતન, નિરપવાદ બલ્કે ઇશ્વરશાસિત, અને આપણા ધન્ય વારસાની ખાસ સાત્ત્વિક સંપત્તિ જેવી માન્યા કરીએ છિયે, તેવા ઘર કરીને રહેલા આપણા કંઈ કંઈ ભ્રમો અને મોહો દૂર થવા પામશે; આપણે અત્યારે જાણતા જ નથી અગર ભૂલી ગયા છિયે અગર ગૌણ ગણિયે છિયે, એવી આપણા વારસાની કેટલીક સંપત્તિ નિર્મલ અને સતેજ પણ બનશે; અને અનેકાનેક પ્રકારે અને ચારે દિશામાં જે સમુન્નતિ વાંછિયે છિયે, તે આપણા પુરુષાર્થી મન્થનમાં શ્રી મહાભારતનું આ સંશોધન આ જ ધોરણે છેક અન્ત લગી પૂરું થતાં, આપણને નવી દિશાઓ સુઝાડશે, નવો પ્રકાશ આપશે, અણધારી શક્તિઓ પ્રેરશે. ૐ तेजस्विनावधीतमस्तु ॥

બલવન્તરાય ક. ઠાકોર

## કુદરતનું વેર

"બાંધે છે ભાઇ શાને મુજ મુખ શીંકલી," ખેડુને આખલો કે',
"ખેડું, જુદા કરું હું કણ, પગ પિલીને, એ શું તારે જ માટે ?
આવે વેપારી જો, આ કરજ તુજ શિરે સૌ ચડેલું બતાવા,
વાવે ધાન્યો મઝાનાં, પણ તુજ કરમે કોદરા ક્ષુદ્ર ખાવા."

નાગરદાસ અ. પંડયા

# અન્તિમ તન્તુ

( પૃથ્વી–અનુષ્ટુપ )

અનેક ઉરવાદ્યના સુભગ તાર તૂટી ગયા,
પરંતુ રણકારશેષ નવ શૂન્યમાં ડૂબિયા;
અખંડ અવશિષ્ટ તન્તુ તણું ગાન જે ગૂંજતું
સદાય ધ્વનિ મૂક એ કરુણના રહે ધારતું.

અનેક રજની વિશે પરમ શાન્ત એકાન્તમાં,
ઊંડા હ્રદયવાદ્યમાં ધ્વનિ નવા સ્વયં ઊઠતા;
વિરાટ સ્વશૂન્યતામહિં સમત્વયોગે કરી
ધરે હ્રદય મૂકતા;—અરવ ગાન વાધે ત્યહિં.

પરંતુ અણુચિન્તવ્યું હ્રદયવાદ્ય શું થંભિયું?
ગયું કરુણ ગાનના ધ્વનિ વિશે હવે રાચવું?
રહેલ અવશિષ્ટ તન્તુ પણ ગૂઢ હસ્તે ત્રૂટ્યો,
નિગૂઢતર અશ્રુ–સ્રોત પણ નેત્રમાં ઊભર્યો.

સૂક્ષ્મ સંવાદી જે તન્તુ આત્મવાદ્યતણો ગ્રહે–
વિશ્વવાદ્યતણું ગાન, છિન્ન એ ન થશો અરે!

સુંદરજી ગો. બેટાઈ

# દોલ

[ શાંતિનિકેતનમાં વસંતોત્સવ ]

વ્યક્તિગત કરતાંયે મનુષ્યના સામાજિક જીવનમાં ઉત્સવોને કેટલું મહત્ત્વનું સ્થાન છે તે વિવિધ પ્રાંતો અને દેશોમાં પ્રતિવર્ષ ઉજવાતા નાના પ્રકારના ઉત્સવોનું અસ્તિત્વ જ દર્શાવી આપે છે. તદુપરાંત આજકાલ લુપ્ત થતા જતા કેટલાક ઉત્સવોને પુનર્જીવિત કરવા માટે થતા પ્રયાસો એ મહાન સંસ્થાની સમાજજીવનને ચેતનવંતું રાખવાની અમોઘ શક્તિનો પરિચય કરાવવા બસ છે.

કવિવર ટાગોરના શાંતિનિકેતનમાં અપાતા શિક્ષણનો, પુસ્તકિયા જ્ઞાન કરતાં ખુદ પ્રકૃતિની પાસેથી જ મળતા પ્રેરણાપૂર્ણ પાઠદ્વારા થતા માનવજીવનની મહત્તાના અનુભવને વધુ મહત્ત્વનું સ્થાન આપવાનો આદર્શ છે. એ કારણે જ એ સંસ્થાના વિશિષ્ટ અંગરૂપે વિવિધ ઉત્સવો અને ખાસ કરીને ઋતુઉત્સવો છે. તેમાંયે વસંત અને વર્ષાઋતુના ઉત્સવો ખૂબ પ્રેરક હોય છે.

શાંતિનિકેતનની સ્થાપના પછી આશ્રમની સીમામાં જે વિશાળ વનસ્પતિસામ્રાજ્ય જામ્યું છે તેમાં એક પછી એક એમ પ્રત્યેક ઋતુમાં ખીલતાં વૃક્ષો અને લતાઓ છે. ઋતુ-ઉત્સવો માટેની એ પ્રાકૃતિક સામગ્રી ઉપરાંત એની જ ઈંગિતમય મૌનવાણીને શબ્દ અને સૂરના સુમધુર સામંજસ્યે ગૂંથનાર કવિવરનાં અજોડ ઋતુગીતો અહીંના ઉત્સવોનું એક પ્રધાન અંગ છે.

આ વર્ષે ફાલ્ગુનમાસ શરૂ થતાં જ આશ્રમિકોએ પ્રભાતના પહોરમાં

"આજ દખિન દુવાર ખોલા
એસોહે, એસોહે આમાર વસંત."

એ મધુર ગીતના વૈતાલિકથી વસંતને આવાહન કર્યું ત્યારથી જ આશ્રમમાં ચોમેર ઉત્સવનું વાતાવરણ ફેલાયું. દોલ પૂર્ણિમા—હોલિ—ને દિવસે ઉજવાતા વસંતોત્સવની તૈયારીઓ ચાલી. કેટલાક વસંતગીતો અને તે સાથે થનારાં નૃત્યની તાલીમ અપાવી શરૂ થઈ ગઈ. આશ્રમની વૃક્ષઘટામાંથી કોકિલનાં પંચમગીત સંભળાવા લાગ્યાં. પલાશ તો ભાવાવેશમાં લાલ-લ થઈ ગયાં. આંબાને મંજરીઓ આવી. કુંજ પાસેની પ્રફુલ્લિત માધવી લતાઓ પર ભ્રમરસંગીત ચાલુ થઈ ગયું. મારી ઓરડી પાસેથી જતી ગગનચુંબી શાલવૃક્ષોની હારને અંગે કોમલ કિસલયની લાલિમા ચળકવા લાગી અને શાલમંજરીઓ પણ ફૂટવા માંડી. શીમળાને અંગે પણ રાતાં પુષ્પોના ગુચ્છા જામવા લાગ્યા. નીલવર્ણાં કાંચનફૂલનાં વૃક્ષ ઉપર એકેએક પાંદડું જણાતું બંધ થયું. વનપુલક કહેવાતાં મીઠી ગંધવાળાં ફૂલનાં શ્વેત ગુંજરાં પણ દીપી નીકળ્યા. આમ વિવિધ પુષ્પો અને મંજરીઓની મહેકથી દક્ષિણના મંદગતિ વાયુની લહેરો

પણ આશ્રમમાં પ્રવેશતાં જ સુવાસિત લાગવા માંડી. ધીરે ધીરે ચાંદની પણ વધતી ગઈ. માનવ અને પ્રકૃતિ ઉભયે મહોત્સવની તૈયારીઓ કરવા માંડી હતી.

ફાલ્ગુનમાસની શુક્લા ચતુર્દશી આવી. આશ્રમવાસી સૌએ પોતાનું એકેક વસ્ત્ર—સાડી, ઉત્તરીય કે ધોતિયું—વાસંતી રંગે (આછા પીળા) રંગાવી લીધું. વસંતોત્સવમાં આનંદ માણનાર પ્રત્યેકને અંગે વાસંતીવસ્ત્ર તો હોવું જ જોઇએને! આમ્રકુંજમાં કલાભવનના આચાર્ય શ્રી નંદલાલ બાબુ અને એમના શિષ્યસમુદાયે મળી આલપના[1] પૂરી અને ઉત્સવનું સ્થાન શણગાર્યું. એ કરવામાં કેટલાંક ગૂજરાતી ભાઈબહેનો પણ હતાં. એ સ્થળ ઉપરાંત ગ્રંથાગાર સામેના હરિયાળા મેદાનમાં પણ એક વર્તુલ જેટલી સાફ કરેલી જગામાં આલપના પુરાતી હતી. એ દિવસની ચાંદનીમાં ઘણુંયે ટોળાં ફરવા નીકળી પડ્યાં હતાં. વસંતોત્સવનો આનંદ માણવા બહારના આવેલા ઘણા મહેમાનોમાં આચાર્ય કૃપાલાની અને કવિવરના ભત્રીજા સૌમ્યેન્દ્રનાથ ટાગોર પણ હતા.

દોલપૂર્ણિમા. પ્રભાતના પહોરમાં હજી તો ઊઠવાનો ઘંટ પણ નહોતો થયો, માત્ર ચાર જ વાગ્યા હતા. દશેદિશામાં વ્યાપી રહેલી નિસ્તબ્ધ શાંતિ અને પૂર્ણ વિકસીત જણાતા ચંદ્રની રૂપેરી ચાંદનીમાં પંખીડાંનો કલરવ શરૂ થાય તે પહેલાં તો

" આજિ વસંત જાગ્રત દ્વારે,
તવ અવગુંઠિત કુંઠિત જીવને, કરો ના વિડંબિત તારે.
ખુલિયો હૃદયદલ ખુલિયો, આજી ભુલિયો આપનપર ભુલિયો,
એઇ સંગીતમુખરિત ગગને તવ ગંધ તરંગિયા તુલિયો
એઇ બાહિરે ભુવને દિશા હારાયે, દિયો છડાયે માધુરી ભારેભારે–× ×"

એ ગીતના મધુર સૂરો આશ્રમવાસીઓને કાને પહોંચ્યા. મંજીરાનો ટિન્કાર, ફીડલનો તીણો તોયે મધુરો નાદ અને ધીરે તાલ દેતા મૃદંગ સાથે નાનાં ગાયકગાયિકા મળી પચીસેક આશ્રમવાસીઓ દ્વારા ગવાયે જતું એ વૈતાલિક ગીત બધાંને વસંતના આગમનોત્સવમાં સ્વ–પર ભૂલી ઘેલા થવા આમંત્રણ દેતું હતું. આશ્રમના લગભગ બધા જ મુખ્ય મુખ્ય માર્ગો ઉપર ચાલતાં ચાલતાં એ ગીત એક કલાક સુધી ગવાયું. સૌ આશ્રમવાસીઓ સંગીતને સૂરે એ શુભ દિને જાગ્રત થયાં.

સવારના આઠેક વાગ્યા ત્યાં તો વળી બધાંનેયે વાસંતીવસ્ત્રે સજ્જ થઈ આમ્રકુંજમાં આવવા આમંત્રણ દેતા ઘંટના ચાર ચાર 'ટંકારા થવા માંડ્યા. ધીરે ધીરે આમ્રકુંજમાં વાસંતીસાગરનાં મોજાંની જેમ બધાંનાં ઉત્તરીયો ફરફરતાં જણાયાં. દૂર કલાભવન આગળ જલતરંગના ધમકાર અને શંખનાદ થયા કરતા હતા. સંગીતજ્ઞ અને નૃત્યજ્ઞ આશ્રમવાસીઓનું આખુંયે વૃંદ કલાભવનમાં કંઇક ધમાલમાં રોકાયું હતું. થોડીવારમાં તો કલાભવનમાંથી જ એક સરઘસ નીકળતું જણાયું. બધાયે વાસંતીવસ્ત્રે શોભતાં હતાં. મોખરે બે બહેનો શંખનાદ કર્યે જતી હતી. તેમની પાછળ બબ્બેની હારમાં અનુસરતી બહેનોમાંથી કોઇના હાથમાં પત્રાલેખ તો કોઈના હાથમાં કાંચનપુષ્પનો કલશ, કોઈના હાથમાં ધૂપદાની તો કોઇના હાથમાં પ્રદીપ, કોઈના હાથમાં કુંકુમનો તો કોઈના હાથમાં ગુલાલનો થાળ એમ

૧. ખડીને ભીંજવી લીંપેલી જેવી જગા ઉપર ચીતરવામાં આવતી રંગોળીને આલપના કહે છે.

ઋતુરાજના અર્ઘ્યની સૌ સામગ્રી હતી. એ સરઘસની સાથે જ ચાલતું એક વૃંદ

" ઓરે ! ગૃહવાસી ! ખોલ દ્વાર ખોલ,
સ્થલે જલે વનતલે લાગલો જે દોલ × × × "

એ ગીત ગાતું ઘરમાં ગોંધાઈ રહેનારને દ્વારખોલીને મહોત્સવ માણવા બહાર નીકળવા હાકલ દઈ રહ્યું હતું. વચ્ચે વચ્ચે થાળમાંથી વાસંતીને હસ્તે ઊડતું ગુલાલ અને શંખ તથા ઘંટાનો નાદ ઉત્સવનાં આનંદ અને ગાંભીર્યની જમાવટ કરતાં હતાં. એક, દો, તીન, ચાર એમ સોળ પગલાં આગળ ભરાય તેમાં ત્રણચાર પગલાં પાછળ પણ ભરાય—એ રીતે નૃત્યની લહેરાતી નિયમિત રીતે શાલવૃક્ષોની હારમાંથી વાંકીચૂકી ગતિથી સરઘસ આમ્રકુંજપ્રતિ જતું હતું. કેટલાયે લોકો પોતપોતાના કેમેરાથી ફોટા લીધા કરતા હતા.

ગુરુદેવ[1] તો આછાં બદામી વસ્ત્રોમાં સજ્જ થઈ ક્યારનાયે આમ્રકુંજમાં આવીને તેમને માટે શણગારીને રાખેલી વેદી ઉપર બેઠા હતા. અર્ઘ્યવાહી સરઘસ તેમની સન્મુખ આવ્યું. કેદ્દારના આકારમાં વેદી સામે જ સૌએ એક પછી એક અર્ઘ્યપાત્રો ગોઠવી દીધાં. બધાંએ ગુરુદેવને વંદન કરી સભામાં પોતપોતાનું સ્થાન ખોળી લીધું. તે પછી ગુરુદેવે પોતે જ પસંદ કરી આપેલા કેટલાક પ્રસંગોચિત શ્લોકો એક બંગાળી વિદુષી બહેન તથા મેં મળીને ગાયા તેમાં શબ્દલાલિત્યવાળા બે આર્યાછંદ અને એક શાર્દૂલવિક્રિડીત ઉપરાંત નીચેનો કવિ કાલિદાસનો સુંદર શ્લોક હતોઃ

आदीप्त वह्नि सदृशैरपयात पत्रैः ।
सर्वत्र किंशुकवनैः कुसुमावनम्रैः ॥
सद्यो वसंत समयेन समागतेयं ।
रक्तांशुका नववधूरिव भाति भूमि ॥

એ ગાઈને ગુરુદેવને નમન કર્યા પછી એમણે

" નમો, નમો, નમો, તુમિ સુંદરતમ
દૂર હોઇલો દૈન્ય દ્વન્દ્વ
છિન્ન હોઇલો દુઃખબંધ
ઉત્સવપતિ મહાનંદ, તુમિ સુંદરતમ "

એ પ્રણતિગીત તથા એમનાં પોતાનાં કેટલાંક વસંતકાવ્યો મધુર કંઠે વાંચી સંભળાવ્યાં કે તરત જ સિતાર, એસરાજ ફીડલ વગેરે વાજિંત્રોપર " આજ દખિન દુઆર ખોલા " એ ગીતનું ઐક્યવાદન થયું. કાવ્યજગતમાં ઉચ્ચ સ્થાન ધરાવતા ફારસી સાહિત્યમાંથી પણ આશ્રમવાસી બે મુસ્લિમ વિદ્વાનોએ વસંત વિશેનાં કેટલાંક ફારસી કાવ્યો સુરીલી રીતે સંભળાવ્યાં. એ બધો કાર્યક્રમ થઈ રહ્યા પછી " ગાનેર દલે " વાજિંત્રની સાથે કેટલાંક વસંતગીતો ગાયાં. અંતે એ સભા વિસર્જન થતાં પરસ્પરને સૌએ ગુલાલના ચાંલ્લા કર્યા અને કેટલાકે તો આપસમાં ખૂબ ગુલાલ ઉડાડયું.

ઉત્સવનો એ પછીનો કાર્યક્રમ સાંજ પછી રાખવામાં આવ્યો હતો. સવારે આમ્રકુંજમાં જે સ્થળે ઉત્સવ થયો હતો તે જ સ્થળે સાંજ પછી નૃત્ય અને ગીત થવાનાં હતાં. તે માટે

૧. શાંતિનિકેતનમાં કવિવર ટાગોરને સૌ ગુરુદેવ કહે છે.

આમ્રવૃક્ષોમાં રંગીન પ્રદીપ અને ચોમેર દીપતી જ્યોતવાળી દીવીઓ ઝૂલાવી હતી. તદુપરાંત પરીઓની પાંખની જેમ ઊડ્યા કરતાં ડાળીઓપર લટકાવેલાં રંગબેરંગી વસ્ત્રો ફરફરતાં હતાં. સવારે જે વેદીપર ગુરુદેવ બેઠેલા ત્યાં 'ગાનેર દલ' (ગાયક દલ) બેસવાનું હતું અને તેની જમણી બાજુએ સભા વચ્ચે જ ગુરુદેવને બેસવાનું સ્થાન હતું. માટીની એ ગોળ વેદી ઉપર તો કેટલાયે વિશિષ્ટતાવાળા મહેમાનોનો સત્કાર થાય છે.

સાંજનું ભોજન વહેલું પૂરું થયું. આઠેક વાગતામાં તો ઘંટના ચાર ચાર ટકોરાં સાંભળી આખોયે આશ્રમ આમ્રકુંજમાં આવ્યો. ગુરુદેવ તો ક્યારના આવી ગયા હતા.

'ઓરે ભાઈ! ફાગુન લેગેછે વનેવને
ડાલે ડાલે ફુલે ફલે પાતાય પાતાય રે ×××"

એ ગીત સાથે વર્તુલાકારમાં સહનૃત્ય શરૂ થયું. તે પછી "તાલેર વનેર કરતાલિ" એ ગીત સાથે પણ સહનૃત્ય થયું. આ બે નૃત્યમાં અન્ય નૃત્યપ્રકારો કરતાં ઘણી વિશિષ્ટતા હતી. છેલ્લા દોઢ બે માસથી મલબારથી અત્રે બોલાવવામાં આવેલાં એક દક્ષિણ-નૃત્યનિપુણ મહિલા નૃત્યની દક્ષિણ ભારતમાં જળવાઈ રહેલી શાસ્ત્રીય કલા શીખવે છે. તે પદ્ધતિ (technique) શીખીને તેની ઉપરથી ગીતને અનુરૂપ નૃત્ય તૈયાર કરવામાં આવ્યાં હતાં તે સ્પષ્ટ સમજાતું હતું. એ બે નૃત્યોમાં જણાતા અંગમરોડ તથા વિવિધ મુદ્રાઓ દક્ષિણ ભારતીય નૃત્યની હોવા છતાંયે એમાં એ classic નૃત્યના કરતાં વધારે મુક્તિનો આભાસ થતો હતો. કવિવરનું 'સુંદર' નામક ગીતિનાટ્ય એ ગીતનૃત્યો દ્વારા જ અભિનીત થતું હતું એટલે લગભગ બધાં જ ગીત સાથે અભિનયનૃત્ય હતાં. વસંતની વિદાય સૂચવતું કરુણ સૂરોવાળું

"એખોન આમાર સમય હોલો
જવાર દુવાર ખોલો ખોલો ×××"

એ ગીત મેં ગાયું. છેલ્લાં સાત વર્ષથી શાંતિનિકેતનમાં હોવા છતાંયે ગુરુદેવ સમક્ષ સભામાં તેમનું જ બંગાળી ગીત એકલા ગાવાનો મારે તો પહેલો જ પ્રસંગ હતો. 'સુંદર'નો નૃત્યાભિનય કરનાર કલાભવનમાં અભ્યાસ કરતાં એક ગૂજરાતી બહેનને નંદલાલબાબુએ રંગીન વસ્ત્ર અને પુષ્પમાલાથી સુંદર રીતે શણગાર્યાં હતાં. નાની દસ દસ વર્ષની બાલિકાઓએ 'કે દેખે ઓ ચાંદ! તોમાય દોલા' એ ગીત સાથે કરેલું ભાવનૃત્ય ખૂબ મનોહર લાગતું હતું. મુંબઈમાં ટાગોરસપ્તાહ વખતે ભજવાયેલા 'શાપમોચન'માં અરુણેશ્વર ગાંધર્વનો અને 'તાસેર દેશ'માં રાજપુત્રનો મુખ્ય પાઠ કરનાર શાંતિનિકેતનના નૃત્ય શિક્ષક શ્રી. શાંતિદેવ ઘોષનું

"એખેલા ડાક પડે છે કોન ખાને
ફાગુનের ક્ષાન્તક્ષણের શેષ ગાને ×××"

એ બાઉલસૂરવાળા ગીત સાથેનું સાદું છતાંયે ભાવભર્યું મસ્તનૃત્ય મન ઉપર ઊંડી છાપ પાડતું હતું. છેલ્લા ગીત સાથે તો આખુંયે નૃત્યદલ તેમના રંગબેરંગી સાજ સાથે ઉત્તરીય ફરકાવતું નૃત્યની ધૂનમાં મચ્યું હતું. આ કાર્યક્રમ માટે સ્ટેઈજ કે પડદાઓ કંઈ જ ઊભાં કરવા પડ્યા નહોતા. દૂર અંધારામાંથી અભિનયકાર ધીરેધીરે પ્રકાશ તરફ આવે. બેઠા

ઘાટવાળાં આમ્રવૃક્ષોની પરસ્પરમાં ગુંથાયેલી ડાળીઓથી થયેલું પ્રવેશદ્વાર રંગીન પ્રદીપના પ્રકાશથી સુશોભિત લાગતું હતું. એ કાર્યક્રમ ત્યાં જ પૂરો થયો.

આખોયે આશ્રમ જે જોવા ખૂબ ઉત્સુક હતો, જેની તાલીમ તો ઉત્સવની પહેલાં એક માસથી ચાલતી હતી તે દાંડિયારાસ અને ગરબીનો કાર્યક્રમ હજી બાકી હતો. ગયે વર્ષે પણ વસંતોત્સવને દિને સામાન્યરૂપમાં સૌ ગૂજરાતીઓએ દાંડિયારાસ લીધેલા પણ આ વર્ષે તો એથીયે સારા રૂપમાં ગુરુદેવ અને આશ્રમ આગળ ગૂજરાતની એ વિશિષ્ટ વસ્તુ ધરવાની હતી. દક્ષિણામૂર્તિમાંથી આવીને અત્રે સ્નાતકનો અભ્યાસ કરતા ભાઈ પ્રેમશંકરના ઉત્સાહથી એ વિચાર દૃઢ થયો. તેમની પાસેથી ઘણાં માણસોએ રાસના પંચિયા, અઠિયા ઈત્યાદિ પ્રકારોના તાલ અને અંગમરોડ શીખી લીધા. શાંતિનિકેતનના નૃત્યદલમાં અગ્રણી ગણાતાં ચારપાંચ બંગાળી બહેનો, શ્રી. શાંતિદેવ ઘોષ તથા એક આશ્રમવાસી યુરોપિયન બહેને પણ રાસના ઉત્સવ માટે નક્કી કરેલા પ્રકારો ખૂબ ઝડપથી શીખી લીધા. ઉત્સવના બે દિન પહેલાં જ રાસમંડળે ગુરુદેવનાં સૂચનો જાણવા ખાતર તેમની સન્મુખ રાસની તાલીમ કરેલી. તે દિવસે ગુરુદેવે કરેલી સૂચનાઓમાં તેમણે કહેલું "આ નૃત્યને તમે બધા, જે સમાજના માનસમાં તેને માટે કેટલાયે સૈકાઓથી જામેલું ભાવનાપૂર્ણ વાતાવરણ છે ત્યાંથી નિચ્છિન્ન કરીને અમારી સૌની આગળ ધરો છો. અહીંના પ્રેક્ષક સમુદાયના માનસમાં રાસ માટેનું ગૂજરાત જેવું પ્રથાગત વાતાવરણ ન હોવાથી એ બધા તો રાસ ગરબીને માત્ર નૃત્યકલાના દૃષ્ટિબિંદુથી જ જોવાના. એટલે તમારે લોકોએ એ વાત લક્ષ્યમાં રાખી રાસમાં monotony ન આવે તે પર ધ્યાન દેવું જોઈએ. તમે પંચિયા અઠિયા એ બધાં જુદાં જુદાં રાસસ્વરૂપો વચ્ચે વચ્ચે અટકી અટકીને બતાવો છો તે કરતાં એ બધા જ પ્રકારો સતતનૃત્યરૂપે કર્યે જાઓ તો તેમ કરવામાં રહેલા વૈચિત્ર્યદ્વારા એનો રસ જામી રહે. એમાં પરિશ્રમ તો છે જ. વિશેષ પુનરાવર્તન દ્વારા અમુક દ્રુતગતિએ પહોંચવાથી રાસનૃત્યથી અભ્યસ્ત થએલાઓને આનંદની છોળો ઉછરતી લાગે એવા ઊંડાણે એમના અંતરમાં રહેલી ભાવના છે, પણ માત્ર અભિનવનૃત્યકલાની દૃષ્ટિએ જોનાર અગૂજરાતી પ્રેક્ષકને તો એથી કંટાળો ઉપજવાનો સંભવ રહે છે." આવાં કેટલાંક સૂચનો તથા રમુજ કરી એમણે સૌને એ માટે ઉત્સાહ દીધેલો. બીજે જ દિવસે અને પૂર્ણિમાને દિને પણ સવારના કાર્યક્રમ પછી રાસમંડળે એકત્રિત થઈ એકસાથે જ પંચિયાના ચારેક પ્રકારો તથા સાથે અઠિયાનો પ્રકાર જોડી દઈ રાસ લીધેલા. એ પરિવર્તન કર્યા પછી તેમાં કંટાળો ઉપજાવે તેવું તત્ત્વ નહોતું રહ્યું.

આમ્રકુંજના કાર્યક્રમ પછી પ્રેક્ષકસમૂહ ગ્રંથાગાર સામે રંગોળી પૂરાયેલા વર્તુલની આસપાસ બેસી ગયો. રાસ રમનારા ભાઈઓને નંદબાબુએ શ્વેત ઉષ્ણીષ અને ઉપર ખલાઘાતું ફૂમતું લગાવી શણગાર્યા, અને રાસ લેનાર બહેનો પણ નંદબાબુની સૂચના મુજબ ઘેરારંગનાં વિવિધ ભાતવાળાં વસ્રો પહેરી આવ્યાં હતાં.

રાસમંડળ સજ્જ થઈ હાથમાં દાંડિયા લઈ વર્તુલમાં જવા ઊભું હતું એટલામાં તો વાઘ, રીંછ, કૂતરું, શિયાળ એવાં બધાં પ્રાણીઓના ઘોર નાદ સંભળાયા. પાસેના જ એક ઓરડામાંથી બિહામણું લાગતું બાર પંદર મૂર્તિનું એક સરઘસ રાસના વર્તુલ તરફ આવતું

હતું. પ્રાણી સમુદાય ઉત્સવમાં રાસ જોવાનો આનંદ લેવા આવ્યો હતો. કલાભવનના સભ્યોએ એ તૈયારી કરી હતી. તેમણે સૌએ બનાવેલાં બનાવટી મોઢાં–masks–પહેરીને પ્રત્યેક મોઢાને અનુરૂપ અવાજ કરતા તે બધા આવ્યા હતા. એ બધું ટોળું એત્રણ પાટ ઉપર આવીને બેઠું. અચાનક આ જોઈને પ્રેક્ષકમંડળમાં હસાહસ થઈ રહી.

રાસમંડળ વર્તુલમાં જઈ યથાનિયમ ઊભું રહ્યું. વચ્ચે આંકેલા બીજા નાના વર્તુલમાં ગાયનમાં સાથ દેનાર ચારપાંચ બંગાળી ભાઈબહેનો સાથે હું પણ તાલ દેવા માટે ખોલ લઈ બેઠો. ગુરુદેવ પણ આવી ગયા એટલે

" નિર્મલ કાન્ત નમો હે નમો
સ્નિગ્ધ સુશાંત નમો હે નમો × × × "

એ દાલવર્ણ પ્રણતિગીતથી રાસનો આરંભ થયો. એ નાનકડાગીત સાથે લેવાયેલા રાસનો પ્રકાર પણ નમનના અભિનયવાળો જ હતો. એ પછી સૌએ નીચે મૂકી દીધેલા દાંડિયા લીધા અને ' આજ દખિન દુવાર ખોલા " એ ગીત સાથે પંચિયા શરૂ કર્યા. અરધું વર્તુલ થતાં દર વખતે રાસના પ્રકારો બદલાયા કરતા અને ગતિપણ સહેજ દ્રુત થતી હતી એટલે રાસનો રસ જળવાઇ રહેતો હતો. અડિયા પણ એ ગીત સાથેના પંચિયા સાથે જ ચાલુ રીતે લીધા. વળી પાછા સૌએ દાંડિયા નીચે મૂકી દીધા. વર્તુલની વચ્ચેથી ખોલ વગાડતાં મેં મેઘાણી પાસેથી શીખી લીધેલું " આજરે સપનામાં મેં'તો ડોલતા ડુંગર દીઠા જો " એ લોકગીત ગાવું શરૂ કર્યું અને સૌ રાસ લેનારાંએ ઝીલ્યું. એ સાથે જ કરતાલી સાથેની ગરબી શરૂ થઈ. ધીરેધીરે એની ગતિ વધતી ગઈ અને સંકુચિત તથા વિસ્તારીત થતા એ સહનૃત્યના પ્રકારની આકર્ષકતા ખીલી ઊઠી એટલામાં તો ગીત પૂરું થયું. ગુરુદેવને રાસ ગરબી ગમી ગયાં. તેમાં કરેલાં પરિવર્તનોથી તેમાં અભિનવ નૃત્યની વિશિષ્ટતા આવવા ઉપરાંત monotony ન લાગી તેમ એમણે કહ્યું પણ ખરું. પહેલાંના વસંતોત્સવ કરતાં આ વર્ષે કેટલીક નવીનતાઓ હતી.

બધો કાર્યક્રમ પૂરો થયો. સૌને ચાંદનીમાં શરબત અને સહેજ નાસ્તો મળ્યાં. વસંતોત્સવના બીજા જ દિન પછી સૌને ગ્રીષ્મનો તાપ લાગવા માંડ્યો.

શાંતિનિકેતન,
ગાંધીદિન ૧૦-૨-૩૪.

# બહારવટું

લસે શબ્દે, રંગે ધ્વનિ સુરખ રેખાકૃતિ વિષે,
પ્રતિચ્છાયા રૂપે સહૃદયજનોમાં હૃદ નચ્ચે,
વિહારાર્થે વ્યંગ્ય-ધ્વનિત સઘળા વેષ સજતી
ચહે તેને જોવા અવનિતલમાં પાય ધરતી.

*

વહાવું કાવ્યના કોઇ અંતરંગ તરંગમાં
સજાવું રસ-વાદ્યા કે સર્વ ભાવાનુભાવના.
તારિકા તાંડવપ્રેમી છોડીને રંગ-પીઠિકા
નભેથી ખરતી કે'વા શુભ સંદેશ સ્વાન્તના.
એ પેરે સરતી દેખું: આ આવી રમ્ય કલ્પના
અરે કાં કથતા એને મિથ્યા આભાસ સ્વપ્નના?

પડી રે' શબ્દ-જાલોના ગુંફનો બસ રાખ હો,
તંત્રીલય વિના એને શૂન્ય સર્વસ્વ સર્વદા.
ભાવમૂર્તિ રહે કેમ સ્થૂલ શબ્દ વડે ગ્રહી.
બીનના તારમાંથી આ અશ્રોને અક્ષ આપતી
નહિ કવનની પેઠે વિદ્વત્તાનેય માપતી
ડોલાવે પશુપંખીને ભૂતમાત્રે વસી રહી.

કલ્પના થર ગાઢા કે કલ્પનાના ભુલાયલા
[illegible]
પ્રતીકે પ્રાણ પૂરું ને રેખામાંય સજીવતા,
જોતામાં ઓસરે સર્વે વિષમાસ્વાદ વિશ્વના.
ઊંડથી એક એ ઊઠે: જગાવે દિવ્ય જ્યોતને,
ને શોધીભાવવૃત્તિ સહૃદય-હૃદયને કલ્પનામાં ઝુલાવે.

*

પાર્થિવ-સ્પર્શથી બ્હીતી કલ્પના આભને અડે
હજીએ .એ બધા તોયે છૂપા બ્હારવટે ચડે.

પ્રતાપરાય અ. પંડ્યા

# એશિયામાં વ્યક્તિત્વ

**પૂર્વ**ના દેશોમાં વ્યક્તિત્વ હંમેશાં નમ્ર રહ્યું છે. ચીનની ભાષામાં વિભૂતિ -Personality-માટે શબ્દ પણ નથી. વ્યક્તિત્વના જે ખ્યાલની પશ્ચિમમાં પૂજા થાય છે તેના પર પૂર્વમાં ભાર નથી મુકાતો એ પૂર્વ તથા પશ્ચિમના આત્મા વચ્ચે રહેલો ઊંડો તફાવત દેખાડે છે.

પશ્ચિમનો કવિ અહંભાવપૂર્વક આખા વિશ્વને પોતાના ગજ વડે જ આંકે છે. પૂર્વનો એનો બંધુ વિશ્રાંતિ કે ક્રાન્તિના—સ્વાસ્થ્ય કે ઉત્પાતના—કુદરતના પલટાઓમાં પોતાની મનોદશાનું આરોપણ કરી શકે તો આત્મસાક્ષાત્કારની પોતાની ઝંખના તૃપ્ત થયેલી માને છે. આમાંથી જ પૂર્વના રમ્ય કવનની ગેબી કોમળતા ઉદ્‌ભવે છે. પરંતુ, સૌંદર્ય સાથે ઘણી વખત નિર્બળતા જોવામાં આવે છે, તેમ પૂર્વના આ આત્મનિયંત્રણને લીધે એશિયન પ્રજાઓમાં શક્તિશાળી લોકનાયકો ઓછા પેદા થયા છે.

પશ્ચિમે વ્યક્તિત્વને આપેલી મહત્તા તેના ધર્મમાં વધારે સ્પષ્ટ રીતે દેખાય છે. હિંદ તથા ચીન અશરીરી શક્તિઓની ઉપાસના કરતાં, ત્યારે પશ્ચિમમાં ઈશ્વરનું મુખ્ય તત્ત્વ તેનું વ્યક્તિત્વ હતું. દેવમાં મનુષ્યત્વનું આરોપણ કરવામાં આવે છે એના કરતાં, દેવ મનુષ્યો સાથે જે રીતે બોલે છે તેમાંથી આ મુદ્દો વધારે સ્પષ્ટ જણાઈ આવે છે. ભગવાન કહે છેઃ "તું આમ ન કરીશ," એ વચન ઈશ્વરને વ્યક્તિરૂપે રજૂ કરે છે. એ દેવ પોતાના સેવકોને બોલાવી પોતાને માટે તેમને કામ સોંપતો. એક સર્વોપરિ વ્યક્તિ પોતાને કામ સોંપે એ ખ્યાલને લીધે એ સેવકોનું વ્યક્તિત્વ વધારે ખડતલ બનતું.

આની અસર સારી પણ થાય કે નરસી પણ થાય, પરંતુ પશ્ચિમના ઘણા મહાપુરુષોમાં ચોકસાઈ ને અમુક જાતની દુર્ધર્ષતા આવી છે. ઈશ્વર પોતાને પડખે છે (અથવા પોતે ઈશ્વરને પડખે છે, પરિણામે બંને એક જ છે) એમ માનનાર જેવી ખાતરી ને નિષ્ઠુરતાથી ઝૂઝી શકે એવી રીતે, પોતાની બુદ્ધિ, પરોપકાર, મહત્ત્વાકાંક્ષા કે પરંપરાગત ડહાપણ પર આધાર રાખનાર ઝૂઝી શકતો નથી. એટલે, સામાન્ય રીતે પશ્ચિમના મહાપુરુષોએ પોતાના સમાજનું ભલું કે બૂરું કર્યું છે એટલું તેમના પૌર્વાત્ય સમકાલીનો નથી કરી શક્યા.

પૂર્વ ને પશ્ચિમ એ શબ્દો હું તાત્ત્વિક અર્થમાં જ વાપરું છું. એ રીતે યહૂદી ને ઇસ્લામ ધર્મ પણ હું પશ્ચિમના લેખું છું. યહૂદી ધર્મ યુરોપના વિચારોનું એક મૂળિયું નથી શું? અને ઝંગિસખાન જેવાને પણ હું અપવાદરૂપ લેખું છું, કેમકે એવા તો પૂર્વ કે પશ્ચિમના તત્ત્વચિંતનથી અસ્પૃષ્ટ કેવળ મનુષ્યપ્રાણીઓ જ ગણી શકાય. પણ સંસ્કારી સમાજ પરત્વે મારી માન્યતા ઇતિહાસ તપાસતાં સાચી લાગે છે. ઉધારપાસામાં, ચીન કે હિંદે ઝેવિયર, લ્યૂથર, ક્રોમવેલ કે લિંકન સર્જ્યા નથી, તેમ જમા બાજુએ ઇન્કિવઝિટર, રેશેલ્યુ કે કૈસર વિલિયમ પણ પેદા નથી કર્યા.

ઘણે અંશે પૌર્વાત્ય એવા ઈશુ ખ્રિસ્તના ઉપદેશ પશ્ચિમની પ્રબળ ને અસહિષ્ણુ સંસ્કૃતિ સાથે ભળ્યા ત્યારે "શાંતિ નહિ, પણ સમશેર"ની ઘોષણા પરિણમી. એના સૂક્ષ્મ ભાવો આપણે કળી શકીએ તો ઈશુની ભાવના પોતાના પ્રભવસ્થાનરૂપ ઝનૂની યહૂદીઓ કે વ્યવસ્થાપક પૉલ અથવા તર્કકુશળ ઑગસ્ટીન કરતાં મેળ શોધનાર કૉન્ફ્યૂશિયસ અથવા દયામય, ક્ષમાશીલ બુદ્ધ કે પ્રેમતત્ત્વના ચીની ઉપાસક મો દી (Mo Dee)ની ભાવનાને વધારે મળતી આવે છે. પાર્વાત્ય સંતોમાં નહોતાં એવાં ઉદાત્ત આશાવાદ તથા ભાવનાઃ મયતા ઈશુમાં હતાં—કદાચ આને વધારે વ્યક્તિત્વ પણ ગણી શકાય, પરંતુ પશ્ચિમના વીરોનાં બળરૂપ લડાયકવૃત્તિ ને સમાધાન–નહિ–જોઈ એની અડગ વૃત્તિ એનામાં નહોતી.

પોતે અલ્પ છે તથા ભૂલને પાત્ર છે, એ ભાનને લીધે એશિયાના અગ્રણીઓ ઘણે અંશે નમ્ર ને પરિણામે અલ્પબળ નીવડયા છે. પોતાના સિદ્ધાન્તોના ઉત્પાદક તથા પદ્ધતિઓને અનુમોદન આપનાર તરીકે ઈશ્વરનો ઈજારો રાખી લેવાની વિરાટ તેમ જ સંરક્ષક ધૃષ્ટતા ઘણે અંશે એમનામાં નહોતી. ગમે તેવા તેજસ્વી ઋષિના જ્ઞાન કરતાં સમગ્ર માનવજાતનું અનુભવજન્ય જ્ઞાન વધારે છે, એવી પૌર્વાત્ય ફિલસૂફીના પાયારૂપ માન્યતા એમણે નમ્રપણે સ્વીકારી લીધી છે. "ભગવાને મને આ પ્રમાણે કહ્યું હતું" એ રીતે આ સંતો પોતાના શ્રોતાઓને કહેતા નહોતા પરંતુ "મનુષ્યનાં જીવન આમ શીખવે છે, તમારા પોતાના અંતરાત્માને પૂછી જુઓ" એમ કહેતા. સમાજપરિવર્તન કરવાનો અધિકાર પૂર્વમાં વ્યક્તિને આપવામાં નહોતો આવ્યો; આદર્શરૂપ મનાએલી સમાજરચનાની યાદ આપી તેવા બનવા માટે જ લોકોને કહી શકાતું.

એશિયાના આગેવાનોની આ પુરાણી પ્રથા છે. પાંચ હજાર વર્ષના એશિયાના ઇતિહાસમાં આપણે એવી કેટલીક પ્રભાવશાળી વ્યક્તિઓ જોઈ શકીએ છીએ, જે આ મુશ્કેલી પર વિજય મેળવી શકી છે અથવા એને અવગણવામાં જ જેમની કીર્તિ બંધાઈ છે; અથવા તો બીજી રીતે એને સ્વીકારી લઈ, પોતાના ઉપદેશમાં એને વણી લઈ એને જ પોતાની કીર્તિનો જેમણે પાયો બનાવ્યો છે. પહેલી કોટિમાં ચીન–શી–હુઆંગ–ટી આવે છે; મહાન સિકંદર પછી સો વર્ષે એનો જ દાખલો લઈ એણે ચીનનો પંડિતપૂજાનો ધર્મ ત્યજી દીધો ને ચીનમાં સમૂહસ્વાતંત્ર્ય દાબી દીધું. એની "કીર્તિ" એવી ફેલાઈ કે એની કબર પાસેથી પસાર થનાર કોઈ પણ ચીનો તેને ભ્રષ્ટ કર્યા વિના ન રહે. પરંતુ એનાં સ્થાપેલા સામ્રાજ્ય કરતાં લાંબું ટકયું હોય એવું સામ્રાજ્ય ઇતિહાસમાં હજી નોંધાયું નથી. એ જ કોટિમાં ફિલસૂફ સુનયગ્મુનો પણ સમાવેશ થાય છે. એ માનતો હતો કે સંસ્કૃતિને બચાવવા માટે પોતાનું એક રૂંવાડું પણ આપવું એ આત્મદ્રોહ છે, પણ રાષ્ટ્રની ઇચ્છા વિરુદ્ધ જાપાની રાષ્ટ્રનું ઘડતર ઘડનાર હિડેયોશી તથા બાહ્ય વિજય સાથે પોતાના લોકનાં દિલ જીતનાર મુહમ્મદનો પણ એમાં સમાવેશ થાય છે. નીતિના ઉપદેશક કૉન્ફ્યૂશિયસ, રાજકારણમાં બંધારણવાદી મેન્શિયસ અને ગૌતમ બુદ્ધ બીજી કોટિના મહાપુરુષો છે. આ બીજા પ્રકારના મહાપુરુષો પણ વિરોધ કે જુલમમાંથી બચ્યા નહોતા પણ એમને માત્ર કેટલીક વ્યક્તિઓ તથા વિપરીત આચારવિચાર સામે જ ઝઘડો થતો હતો, એશિયાની ભાવના સામે નહિ.

આવા લોકનાયકોને ઉત્પન્ન કરનાર પૂર્વની ધરતી પર પશ્ચિમના નવા પણ ભયંકર પવન વાયા ત્યારે એમાંથી આજના એશિયાની વિભૂતિઓ જન્મ પામી. એમની આસપાસ નવા વાયુ વીંટળાયા છે ખરા પરંતુ એમાંથી એમણે એમના પુરોગામીઓમાં ન હતું એવું સામર્થ્ય અને જોમ મેળવી લીધું છે.

મુસ્તફા કમાલની બાબતમાં આ વધારે અંશે સાચું છે. પ્રાચીન ચીનની દૃષ્ટિએ જોતાં સુન-યાટ-સેનમાં પરદેશી વ્યવહારપરાયણતા વધારે ઊતરી આવે છે પરંતુ એમાંથી એને અજેય આત્મવિશ્વાસ પ્રાપ્ત થયો. જેમના નિરંતર વિખવાદ ને કામચલાઉ સમાધાનોને લીધે આધુનિક જાપાનનું વિધાન થયું છે તે યામગાટા અને આયટો પૂર્વ અને પશ્ચિમની મનોદશાના ઝગડામાંથી વધારે અંશે મુક્ત રહ્યા છે કેમકે પોતાના પ્રશ્નોનો સીધી રીતે ઉકેલ લાવવામાં અને સિદ્ધાંતોના શબ્દશઃ પાલનમાં એમનો દેશ પૂર્વમાં હોવા છતાં અર્ધ પાશ્ચાત્ય રહ્યો છે. મહાત્મા ગાંધી એવા ચિરંતન આધ્યાત્મિક મંડાણ પર ખડા થાય છે કે ટીકા અથવા વિવેચનના ઝંઝાવાતોથી એમની મુખમુદ્રા માત્ર વધારે તાજગીજ પામે છે. તો પણ એમનામાં બે જાતની અસરોનું મિશ્રણ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. પૂર્વની શાંતિ અને ધીરજ પશ્ચિમનાં બળ અને બંડવૃત્તિ સાથે ભળી શકે એનું અસરકારક ઉદાહરણ એમણે પૂરું પાડયું છે. પૂર્વ ને પશ્ચિમમાં, બંનેનાં ઉત્તમ તત્ત્વોનો સમન્વય કરનાર મહાજનો પૂરતા પ્રમાણમાં પાકે તો આપણે નવીજ સંસ્કૃતિની આશા રાખી શકીએ. એ તત્ત્વો એકનાં એક જ હોવાની કંઈ જરૂર નથી.

માનવજાતનાં વાતાવરણ અને વિચાર પર થતી અસરની દૃષ્ટિથી જોતાં નૂતન એશિયાના વિધાયકો આ યુગની સૌથી મહત્ત્વની વ્યક્તિઓ ગણી શકાય. યુરોપના બધા દેશોમાં એકી વખતે ફેલાયલી પુનર્જાગૃતિ (રિનેસાં) અને પ્રજાશાસનની પ્રવૃત્તિઓ પછી પશ્ચિમની દૃષ્ટિએ જોતાં પણ એશિયાના આગેવાનોએ એકસામટી ચલાવેલી સંસ્કૃતિ તથા રાજકારણની હિલચાલ સૌથી મહત્ત્વની છે. એશિયા જે આજ સુધી રમ્ય કાવ્યમય કલ્પનાભૂમિ હતું તેને આ લોકો શક્તિશાળી કર્મભૂમિ બનાવી રહ્યા છે. પશ્ચિમના લોકો જેમને અંધારા અને અવગણ્યા જેવા ખૂણામાં પડેલા માને છે, એવા પૃથ્વીના આ મોટામાં મોટા ખંડને અને એ ખંડની કેટલીક અદ્ભુત શક્તિશાળી પ્રજાઓને એ વિભૂતિઓ જગતની રંગભૂમિને મોખરે લાવી રહ્યા છે.

મેં જોયું છે કે જે અંધાપો આપણી દુનિયાને નાશકારક નીવડે એવો છે તે દૂર કરવા માટે જાતિદ્વેષ વિરુદ્ધનાં પ્રવચનોના લાંબા લાંબા પ્રવાહો કરતાં એકાદ ચીની કાવ્યનું વાચન વધારે અસરકારક નીવડે છે. કાવ્યો અને જીવનચરિત્રો માણસોના અંતરદીપ પર જડાયેલાં ઢાંકણાંને ઉઘાડી શકે છે. એમની ચામડીના કાળા, પીળા કે રાતા રંગથી એ દીપશિખાનું તેજ પણ ઝાંખું નથી થતું.+

દિનકર મહેતા

+ જોસેફ વોશિંગ્ટન હૉલના 'એમિનન્ટ એશિયન્સ' ના પુસ્તકની પ્રસ્તાવના 'પર્સનાલિટિઝ ઇન એશિયા'નો અનુવાદ.

# 'ફાંસી'

[ પૃથ્વી ]

ઉગે અરુણ રંગનો નવલ ભાનુ પૃથ્વી પટે,
અને નવપ્રભાતની કિરણ અંગુલી ફેરવે:
ગ્રહે વિહગ ત્યાં બધા નિજ ઉરે અમી પ્રાણને,
કૂદે ગગન સિંધુના છલકતા તરંગો પરે.

બધું જગત જાગતું, નયન પાંપણો ચોળતું,
હશે ઉદધી પ્રાણમાં પ્રણય પ્રેમ ત્યાં પૂરતું;
અને મનુજ પીંજરે સકલ જેલ કેદી અમે,
ઊઠી શરૂ કર્યું નવા સૃજન વિશ્વનું કામ જ્યાં.

મ્હણે વિષમ ઘંટના ગરજતા ટકોરા સુણી,
બન્યું હૃદય બાવરું! ધબકતું તરંગો મહીં!
હશે! નયન પ્રાણ કો નવયુવાન ફાંસી ચઢે!
ઊંડા હૃદય ભેદતા દુઃખદ મૃત્યુ ટંકાર એ!

ઊભા મરણ માંચડે શિથિલ પ્રાણ લીંસાઈને
જુઓ! તરફડી મરે! લટકતો મૃદુ દેહ એ!
હશે હૃદયરક્તની તરસ માનવી અંતરે!
બની શરમહીન જે પથિક પુષ્પનો પ્રાણ લે?

ભલા! કુદરતે રૂડાં કુસુમ વિશ્વ બાગે સૃજ્યાં,
તુ કાં જડ બની કરે વિષમ ક્રૂર સંહાર એ?
કદી હૃદયવેગથી મનુજ ઘોર હત્યા કરે
શું એ મરણદંડથી વિગતપ્રાણ પાછો વળે?

ગોવિંદલાલ માધવલાલ શાહ




## વખત એટલે ગતિ નહિ તથા ગતિ અજ્ઞેય નહિ

'પ્રસ્થાન'ના સં. ૧૯૮૯ના જ્યેષ્ઠ માસના અંકમાં " વખત એટલે ગતિ " એ મથાળાના લેખમાં શ્રી. હરિકૃષ્ણ વ્યાસે કાલનો પરિચય આપતાં કાલપદાર્થને ગતિપદાર્થથી અભિન્ન ગણ્યો છે, અને સાથે ગતિમાં પણ અજ્ઞેયત્વ સ્વીકારી કાલગત અજ્ઞેયતા સાધી છે. પરંતુ, ભારતીય દાર્શનિક દૃષ્ટિએ તપાસતાં પ્રબલ પ્રમાણોથી કાલપદાર્થ અને ગતિપદાર્થ ભિન્ન ઠરતા હોઈ તેમ જ ગતિપદાર્થ ઇન્દ્રિયવેદ્ય હોઈ તે સિદ્ધાન્તયુક્તિના અભાવે અપ્રમાણ ઠરે છે.

કારણ કે ગતિપદાર્થ અનિત્ય, દ્રવ્યાશ્રિત, અવ્યાપ્યવૃત્તિ અને સખંડ છે; જ્યારે કાલપદાર્થ નિત્ય, દ્રવ્યાશ્રય, વ્યાપક અને અખંડ છે. એટલે આ પ્રમાણે વિરુદ્ધ ધર્મોવાળા બે પદાર્થો એક જ છે એમ કોઈ પણ રીતે કહી શકાય નહિ. મતલબ કે, ગતિ કે જેનો ઉત્પત્તિવિનાશ સંભવતો હોઈ જે દ્રવ્યના અસ્તિત્વથી જ પોતાનું અસ્તિત્વ ભોગવે છે અને જેની વહેંચણી થઈ શકે છે તેનું, કાલ કે જેનો ઉત્પત્તિવિનાશ કદાપિ સંભવતો ન હોઈ જે સર્વનો આધાર (પોતાના અસ્તિત્વથી સર્વનું અસ્તિત્વ સ્થિર કરનાર) છે અને જેની વહેંચણી થઈ શકતી નથી તેની સાથે ઐક્ય કોઈ પણ રીતે સંભવી શકે નહિ જ. અલબત ગતિ ઉપાધિ તરીકે કાલની અવચ્છેદક હોઈ શકે છે.

કાલની અવચ્છેદક ગતિ સદા સર્વત્ર સમાન ન હોઈ ઘડી, પલ, વિપલ વગેરેની નિશ્ચિત વ્યાખ્યા કઈ રીતે થઈ શકે ? એ પ્રશ્ન કદાચ અહીં મૂંઝવે, પરંતુ દ્રવ્યમાં કોઈ પણ રીતની ગતિ થતાં તરત જ તે ક્રિયાને લઈ તે દ્રવ્યનો પૂર્વ દેશથી વિભાગ સર્જાયા પછી પૂર્વસંયોગનો નાશ તથા ઉત્તરસંયોગ ક્રમથી ઉપજતા હોઇ, '**સ્વજન્ય જે વિભાગ તેના પ્રાગભાવથી અવચ્છિન્ન જે ક્રિયા તેને અથવા પૂર્વસંયોગથી અવચ્છિન્ન જે વિભાગ તેને** ક્ષણોપાધિ તરીકે માનવાથી તે મૂંઝવણ રહેશે નહિ. આ રીતની ક્ષણોના જે તે તે સમૂહો તે ઘડી પલ વિપલ વગેરે કહેવાશે.

તેમ છતાં કદાચ ગતિના વૈષમ્યને લઈ ક્ષણની ઉક્ત વ્યાખ્યાને ત્રણે કાલમાં ક્ષણ-સમસ્વરૂપને જણાવનારી ન ગણીએ તો પણ ગતિની તે વિષમતા ગતિમાં કંઈ અજ્ઞેયતા તો સાબિત ન જ કરી શકે.

કારણ–જ્ઞેયપદાર્થથી વિપરીત અર્થને જણાવનાર અજ્ઞેય શબ્દ હોવાથી, અજ્ઞેય શબ્દ યોજતાં પહેલાં જ્ઞેય શબ્દનો અર્થ જાણવો અપેક્ષિત છે. જ્ઞેય એટલે જ્ઞાનવિષય. મતલબકે, પ્રત્યક્ષ અનુમિતિ વગેરે પૈકી કોઈ પણ જ્ઞાનનો જે વિષય હોય તે જ્ઞેય કહેવાય. હવે, જો ગતિ અજ્ઞેય હોય–પ્રત્યક્ષ કે અનુમાન પૈકી એકે પ્રમાણથી જ્ઞેય ન હોય—તો તે (ગતિ) છે એમ પણ સ્વીકારી શકાય નહિ. સારાંશઃ—ગતિમાં અજ્ઞેયતા સ્વીકારતાં ગતિનું અસ્તિત્વ જ વાંધામાં પડે. આથી, ગતિના સ્વીકારની સાથે જ તેમાં આ રીતની જ્ઞેયતા તો અનાયાસે સ્વીકૃત થઈ જાય છે.

જો અજ્ઞેયતાનો અર્થ અનિર્વચનીયતા કરવામાં આવે તો તે માન્ય કદાચ થાય પરંતુ તે રીતે આખું વિશ્વ અનિર્વચનીય ઠરતું હોઈ અજ્ઞેય ઠરે, ત્યાં અમુક જ અજ્ઞેય એમ કેમ?

અજ્ઞેયતાનો અર્થ જો અતીન્દ્રિયતા કરીએ તો પણ, "જો આશ્રય દ્રવ્ય પ્રત્યક્ષ હોય તો તેમાં થતી ગતિ પ્રત્યક્ષ જ હોય છે," એટલે ગતિ અતીન્દ્રિય ન હોઈ જ્ઞેય જ ઠરે. અન્યથા, આબાલવૃદ્ધ સર્વને ચક્ષુસંયોગથી નીપજતાં "દોડે છે" "ચાલે છે" એ વગેરે જે જ્ઞાનો તેનો વિષય શું? એ પ્રશ્ન નિરુત્તર જ હોય.

વળી—પાશ્ચાત્ય પંડિત સ્પેન્સરનો "ગતિ છે છતાં અજ્ઞેય છે" એ વાદ પણ આ રીતે તપાસતાં નિર્મૂલ લાગ્યા વગર રહેશે નહિ. કારણ કે, જે વસ્તુ માટે કોઈ પણ પ્રકારનું પ્રમાણ (પ્રમા–જ્ઞાન–નું કારણ) ન હોય તે વસ્તુના અસ્તિત્વનો સ્વીકાર જ હોઈ શકે નહિ, અને જો પ્રમાણ હોય તો તો પ્રમાણથી નીપજતી જે પ્રમા (જ્ઞાન) તેનો તે વસ્તુ વિષય હોય. એટલે પ્રમેય જ કહેવાય, અને પ્રમેય એટલે જ જ્ઞેય. તો પછી ગતિનું અસ્તિત્વ સ્વીકારતાં તેમાં અનાયાસે ઊભી થતી જે પ્રમેયતા (જ્ઞેયતા) તેનો અસ્વીકાર કઈ રીતે યુક્તિયુક્ત ગણાય?

કદાચ અજ્ઞેયતાનો સંકુચિત અર્થ અનિર્વચનીયતા લઈ ઉક્ત પાશ્ચાત્ય પંડિતે અનિર્વચનીય અર્થમાં જો અજ્ઞેય શબ્દ યોજ્યો હોય, અને આકાશ સીમાવગરનું હોવાથી તેમાં પણ સ્થાન (સીમા) નિર્ણીત ન થઈ શકતું હોવાથી, સ્થાનત્યાગરૂપ ગતિ અજ્ઞેય (અનિર્વચનીય) છે એમ સિદ્ધ કરવા માગતો હોય તો તે પણ અવિચારમૂલક જ ઠરે. કારણ કે, અહીં સ્થાનનો અર્થ કોઈ પણ મૂર્તદ્રવ્ય એમ સંભવતો હોઈ "**સ્થાનત્યાગ**" ની મતલબ "**એક મૂર્તથી વિખૂટું પાડનાર કે અન્ય મૂર્તની સાથે જોડનાર જે ક્રિયા**" એમ થશે. (ક્રિયા જેમાં સંભવી શકે તે દ્રવ્યને મૂર્ત કહેવામાં આવે છે.) આ જ અર્થ વધારે સ્પષ્ટ થવા સારુ ભારતીય તત્ત્વજ્ઞો "**બીજા દેશ—મૂર્ત—ની સાથે સંયોગને પેદા કરનાર ક્રિયા તે ગતિ**" એમ વ્યાખ્યા કરે છે. (**अपरदेशसंयोगानुकूलव्यापारो गमनम्।**) જેથી ગતિનાં બન્ને (જ્યાંથી અને જ્યાં) મૂર્તદ્રવ્યરૂપ સ્થાનો નિર્ણીત હોઈ ગતિ નિર્વચનીય (જ્ઞેય) જ હોય.

આ ઉપરાંત મિ. સ્પેન્સર પોતાના મંતવ્યના સમર્થનમાં એવો આશય પ્રકટ કરે છે કેઃ—જો કોઈ વહાણ પશ્ચિમ તરફ ગતિ કરતું હોય અને તે ઉપર તેનો કેપ્ટન તેથી વિરુદ્ધ (પૂર્વ તરફ) તેટલી જ ગતિથી ચાલતો હોય તો, તે કેપ્ટન ચાલે છે કે ત્યાં ને ત્યાં જ છે? એ પ્રશ્નનો નિર્ણાયક ઉત્તર મળવો અશક્ય છે. કારણ કે, કેપ્ટન જ્યારે વહાણની ચીજોની અપેક્ષાએ ચાલે છે ત્યારે વહાણ બહારની કિનારો પાણી વગેરે વસ્તુઓની અપેક્ષાએ ત્યાં ને ત્યાં જ છે. એટલું જ નહિ પરંતુ પૃથ્વીના ભ્રમણના હિસાબે તો

તે પ્રશ્ન વધારે દુરૂહ થાય. બીજું, કેપ્ટનને તે દશામાં જો ચાલતો માનીએ તો પણ, પૂર્વ કે પશ્ચિમ પૈકી કઈ તરફ ચાલે છે? એ પ્રશ્ન નિરુત્તર જ હોય. એટલે ગતિ અજ્ઞેય માન્યા સિવાય છૂટકો નથી.

પરંતુ, ગતિની પૂર્વોક્ત ભારતીય વ્યાખ્યા ધ્યાનમાં લેતાં ઉપર્યુક્ત શંકા પણ નિર્મૂલ લાગ્યા વગર રહેશે નહિ; કારણ કે, જેમ વહાણમાં અમુક જલરૂપ મૂર્તથી પોતાને વિખૂટું પાડનારી કે અન્ય મૂર્ત સાથે પોતાને જોડનારી ક્રિયા હોઈને વહાણ ચલ ગણાય છે, તેમ કેપ્ટનમાં પણ વહાણના અમુક અવયવરૂપ એક મૂર્તથી વિખૂટા પાડનારી અથવા અન્ય અવયવરૂપ મૂર્ત સાથે જોડનારી ક્રિયા હોવાથી કેપ્ટન પણ ત્યાં ને ત્યાં નથી, પરંતુ ચલ છે. તેમ જ, "જે મૂર્ત દ્રવ્ય જેના કરતાં સૂર્યોદયની ક્ષિતિજરેખાની પાસેનું હોય તેનાથી પૂર્વ કહેવાય" એમ પૂર્વ વગેરેની વ્યાખ્યા હોઈ પૂર્વ પશ્ચિમ એ વગેરે નામો પણ મૂર્તદ્રવ્યોનાં હોવાથી કેપ્ટનનું પૂર્વ પશ્ચિમ વગેરે પણ વહાણમાં જ સમાશે. એટલે મિ. સ્પેન્સરનો દ્વિતીય પ્રશ્ન પણ સોત્તર જ થઈ જશે.

વળી, તે આંગ્લ પંડિત ગતિને અજ્ઞેય ઠરાવવા વિશેષમાં જણાવે છે કે—વર્તમાન ગતિથી માંડી બધી મંદતર ગતિઓ ભોગવ્યા પછી જ ગતિમાન્ પદાર્થ વિશ્રામ લે છે, એવો સિદ્ધાન્ત સર્વસમ્મત છે, તો પછી તે અંતિમ ગતિ કે જે મન્દતમ છે—જેના કરતાં કોઈ પણ મન્દતર ગતિ નથી—તેનો વિચાર અશક્ય હોઈને ગતિ અજ્ઞેય ઠરે છે.

પરંતુ, સૂક્ષ્મ અવલોકન કરનારને તો તેવી શંકા થવાનો સંભવ જ નથી. કારણ કે, ગતિ અખંડ એક પદાર્થ નથી, પરંતુ સખંડ છે, એટલે કેટલીક ગતિઓ અપ્રત્યક્ષ અથવા અનિર્વચનીય થવાથી બધી ગતિઓ અપ્રત્યક્ષ અથવા અનિર્વચનીય છે, એમ કંઈ કહી શકાય નહિ. અન્યથા, પાર્થિવ પરમાણુ અપ્રત્યક્ષ કે અનિર્વચનીય હોવાથી પર્વત વગેરે બધી પાર્થિવ બનાવટોને પણ તેમ કહેવા પ્રસંગ ઉપસ્થિત થાય.

આમ છતાં પણ, કદાચ ગતિને અનિર્વચનીય ગણવાનો વ્યામોહ જો રહેતો જ હોય, તો પણ અનિર્વચનીય એ અર્થમાં અજ્ઞેય શબ્દ યોજવા માટે કોઈ પ્રમાણ મળતું નથી જ એટલે પોતાના અસ્તિત્વ માટે પ્રમાણ લઈ બેઠેલી અને તેથી સર્વસંમતિથી પ્રમેય (જ્ઞેય) ગણાતી ગતિ અજ્ઞેય એ નામને પાત્ર તો સર્વથા ન જ હોઈ શકે. ઇતિશમ્.

જયદત્ત શાસ્ત્રી

# વિરોધ

પોતે છે પૂર્ણ તેથી જરી ન છલકતો, અબ્ધિ માજા ન મૂકે,
જે મોટા પેટવાળો સમપણું ન ખુએ વારિધિની જ રીતે,
ઓછું છે પેટ તો દે, છલકી, તટ રહ્યાં ને નદી ત્રાસ પુરો,
થોડે લાભે ફુલાતો, જગત ગળી જવા, ધાય ભીડે અધુરો.

નાગરદાસ અ. પંડ્યા

# સોગટી

[ ગઝલ ]

ફરતી હું સ્થાન સ્થાને, મઝલ મારી કાપતી,
ગુઝરાનની મારા કશી ફિકર ન રાખતી :
હેવાલ મારી જિંદગીનો જો પૂછો તમે,
તો સાચું કહેતાં મને શરમ ન લાગતી :—
આજે હું હતી કોઈની, થઈ કાલ પારકી;
પૂરી એક ચારથી ન મારી કામના થતી.
મારી જુવાનીમાં, અને મારી ઝચીફીમાં
હું જેમ નાચતી સદાય તેમ નાચતી !
ગાફિલ જે કોઈ મારી કદી મશ્કરી કરે
જતી લાજ તેહની, મહારી લાજ ના જતી !
મૂકી વજૂદ મારી વફાદારીમાં રહે
તે મારતો મને અને તેને હું મારતી :
કદી હોય રાય રંક તેહને બનાવતી,
અને રંકને કદીય હું રાજા બનાવતી !
કિસ્મત નથી જોતું, કદાપિ તેની હું નથી,
હારે છે તમારું નસીબ—નથી હું હારતી :
કરજો મહારી વારતા મિત્રો મહીં, પતીલ,
જે ચાહે છે મને હું તેહને ન ચાહતી !

# માની ખોટ

## ૧

"જનુ, મારે તને કેટલી વાર કહેવું કે આ બધાં વાંદરાં અહીં આવે છે એ મને પાલવતું નથી" દીવાનખાનામાં પગ મૂકતાં જ નીતમલાલે ધડાકો કર્યો.

દીવાનખાનાના એક ખૂણામાં રમતાં બાળકો નીતમલાલને આવેલા જોઈ, કોઈ રાક્ષસ આવ્યો હોય અને માણસો ત્રાસ પામીને નાસે એવા ભયથી બહાર દોડી ગયાં. નાનો જનાર્દન કાંઈ ક્ષોભ પામતો, કાંઈ ભય પામતો, હાથમાંનો દડો જેમનો તેમ રાખી સ્થિર ઊભો અને પોતાના ક્રોધિત પિતાના મુખની રેખાઓ વાંચવાના પ્રયાસમાં પડી ગયો તેનો પણ તેને ખ્યાલ ન રહ્યો.

નર્મદાએ હસતાં હસતાં જવાબ આપ્યો: "એ વાંદરાંમાં તો તમારો વાંદરો પણ આવી ગયો ને!"

"તું હસી કાઢ નહિ હું તને ફરીથી કહું છું કે અહીં છોકરાંને આવવા જ ન દેવાં" જરા ઉકેળાતાં નીતમલાલે કહ્યું.

નર્મદા ગંભીર બની. તેણે પ્રશ્ન કર્યો: "તે પાડોશીનાં છોકરાં બીચારાં આપણા જનુ સાથે રમવા આવે તેને કાઢી મૂકવાં?"

"સાત વાર કાઢી મૂકવાં. વળી કાઢી મૂકવાં એટલે શું? આ છોકરા માટે કાંઈ રમકડાં લાવું એટલે બધાં વાંદરાં ભેળાં થઈ ને ભાંગી નાખે; કાંઈ ખાવાનું લાવ્યો હોઉં તો તું બધાંને વહેંચી દે. એ તો જાણે ઠીક. પણ એવાં ઉરાંગઉટાંગ જેવાં છોકરાં સાથે રમવાથી તો ઊલટા આપણા છોકરામાં પણ ખરાબ સંસ્કાર પડે છે. એમાંય પેલો મણીઓ તો બહુ જ બદમાસ છે. એ વાત મને પસંદ નથી." બોલતાં બોલતાં ખીસામાંથી આલુબદામનું પડીકું નીતમલાલે ફેંક્યું.

નર્મદાએ પોતાના ખોળામાં બેસવા આવેલા જનાર્દનને માથે હાથ ફેરવતાં કહ્યું: "તો ધંધાપાણી છોડીને છોકરાના સંસ્કાર સુધારવા આખો દિવસ ઘેર રહો! બીચારું છોકરું છે તે રમતું તો જોઈએ ને. એને એકલું શે ગમે?"

જનુનું નાનું મગજ આ નાટકનો ભેદ ઉકેલવામાં ગુંચવાઈ પડયું હતું. તે એટલું સમજી શકતો હતો કે પોતાના માતાપિતાની તકરારનો વિષય તે પોતે હતો. તે એમ પણ જાણતો હતો કે એ તકરારમાં માતા તેના પક્ષમાં અને પિતા વિરુદ્ધ પક્ષમાં હતા, પણ તેને આશ્ચર્ય તો એ થતું કે જે પિતા પોતાને સવારે અને સાંજે ફરવા સાથે તેડી જતા અને પોતાની બધી જરૂરિયાતો એવા પ્રેમથી પૂરી પાડતા તે આમ વિરુદ્ધ કેમ જઈ શકતા હશે? તેને એમ તો કાંઈ ઝાંખો ખ્યાલ આવ્યો કે જ્યારે જ્યારે તેના પિતા તેને પાડોશીઓનાં છોકરાં અને તેમાં પણ પેલો તેનો ખાસ મિત્ર મણીઓ તેની સાથે રમતો જોતા ત્યારે આવું જ નાટક ભજવાતું, પણ મણીઓ કેવો ગમ્મની હતો! એની સાથે રમ્યા વિના ચાલે પણ કેમ!

જનુની બુદ્ધિ જો કે તર્કશાસ્ત્રના નિયમો પ્રમાણે વિચાર કરવા કેળવાયેલી ન હતી છતાં આવા જ કાંઈ વિચારો બાળકના મનમાં હમેશાં જેવા અસ્ફુટ સ્વરૂપમાં આવે છે એવા અસ્ફુટ સ્વરૂપમાં તેના મનમાં પણ આવતા હતા. અને એ સંબંધી વિચારપરંપરાને અંતે તેના માનસમાં આ બધા પ્રશ્નો પાછળ પ્રશ્નાર્થ ચિહ્ન આવવાને બદલે ઉદ્‌ગાર ચિહ્ન આવીને ઊભાં રહેતાં.

નર્મદાએ તેને ખોળામાં બેસાડી એક ચુંબન લીધું અને પછી તેને જ ઉદ્દેશીને બોલી: "બેટા, જો છે ને, તારા બાપને તું બીજાં છોકરાં સાથે રમે છે અને એમનું દીવાનખાનું બગાડી મૂકે છે તે નથી ગમતું."

"ટી હું કાલે નહિ લમું." કાંઈક નિરાશા, કાંઈક વિશાદ અને તે બધા પર પથરાયેલી ભયની આછી છાયા સહિત જનુએ પ્રત્યુત્તર આપ્યો.

તરત નૌતમલાલ બોલી ઊઠયા: "જો, છોકરો તો બીચારો સીધો છે. તું જ એને બગાડે છે."

નર્મદાએ વળી કંટાળાથી જવાબ દીધો: "પણ તો મેં તમને કહ્યું નહિ કે એને સુધારવા ઘેર રહેતા જાવ? છોકરો બીજા કોની સાથે રમે?"

"કેમ તું નથી? બાળકને કેળવણી આપવી એ તો માનું જ કામ છે. તેં કોઈ દિવસ છાપાં ઉઘાડીને જોયાં હોય તો ખબર પડે ને રૂશિયા, ઇટાલી, અને ફ્રાન્સની સ્ત્રીઓ પોતાનાં બાળકોને કેવી તાલીમ આપે છે! તું હો ત્યાં સુધી એને બીજા કોઇની સોબતની જરૂર જ ન હોવી જોઇએ અને વળી હું તેને ફરવા સાથે તેડી જાઉં છું ત્યારે બહારની દુનિયા પણ બતાવું છું ને?"

આ સંવાદ આગળ ચાલત, પણ એટલામાં રસોડામાંથી શાક દાઝી જતું હોવાથી વાસ આવવાથી નર્મદાને યાદ આવ્યું કે પોતે આ ભાંજગડમાં ચૂલે મૂકેલા ગુવારમાં પાણી નાખતાં ભૂલી ગઈ છે! તેથી તે ત્યાં દોડી ગઈ. નૌતમલાલ જનુને આલુબદામ અને થોડી દ્રાક્ષ આપવામાં રોકાયા.

૨

એ જ દીવાનખાનું, એ જ જનુ, એ જ નૌતમલાલ; પણ આજ નૌતમલાલને જગત કાંઈ જુદું જ જણાતું હતું. આકાશમાં વીજળી ચમકે ત્યારે તેનો ચમકારો તો બહુ જ અલ્પ સમય ટકે. પણ આંખ તેથી ઘણો વખત અંજાએલી રહે, એવું જ કાંઇ એમને પણ થતું હતું. નમુ એમના જીવનમાં એક વિપળવાર ચમકી. એ ચમકારાનાં ત્રણ વર્ષ તો જોતજોતામાં ચાલ્યાં ગયાં અને એ અદૃશ્ય પણ થઈ ગઈ. પણ પાછળથી નૌતમલાલની આંખો આંજી નાંખવા જીવનના મીઠામાં મીઠા અનુભવોની યાદગીરી રૂપે જનુને પાછળ રાખતી ગઈ!

નર્મદાની છેલ્લી ઘડીએ તેને આશ્વાસન આપવા નૌતમલાલે તેને કહેલું કે: "જનુની ફિકર ન કરતી." ત્યારે તેણે પોતાના હમેશના ખુલ્લા હાસ્ય સહિત જ કેવું કહેલું કે: "એની ફિકર શા માટે કરું? એ કયાં મારી એકલીનો છે? ફિકર તો મને તમારી થાય છે." નૌતમલાલનાં મનમાં એ શબ્દોના ભણકારા આખો દિવસ સંભળાતા અને રાત્રે સ્વપ્નમાં આવતા. એ શબ્દો પાછળ એ માનવહૃદયના નિકટમાં નિકટના સંબંધ વખતની અચળ શ્રદ્ધા હતી; અનેક મીઠી સ્મૃતિઓ હતી અને અનેકાનેક સ્વપ્નસૃષ્ટિઓનાં ખંડિયેર પણ હતાં.

'પુરુષ અને સ્ત્રીનો સંબંધ સગવડતા પૂરતો હોવાથી એક જાતનો કરાર-કૉન્ટ્રાક્ટ-માત્ર છે. એની આસપાસ ચણાયેલી પવિત્રતાની ભેદી દિવાલો પોતાની નિર્બળતાને ઢાંકવાનાં મનુષ્યનાં ફાંફાં છે. સમાજશાસ્ત્રીને મન માનવસમાજમાં અનિવાર્ય બીજા અનેક કરારો કે સોદાઓ કરતાં આ કરારની કાંઈ વિશેષ કિંમત નથી હોતી ' આવી વિચારસરણી એક વખત નૌતમલાલે જ રજુ કરેલી. પણ તેઓ તે દિવસે સ્મશાનમાં બેઠા આંસુ પાડતા હતા અને સામે ચિતામાં નમુનું શબ બળતું હતું ત્યારે તેમના એક ક્રૂર મિત્રે એ વિચારસરણીની યાદી આપી ત્યારે તેમનું હૃદય કેવું કડાકા કરી રહ્યું હતું! બસ એક કૉન્ટ્રાક્ટ અને તે પૂરો થયો! પુનર્જન્મે પણ નમુને મળવાની આશા નહિ! નમુ કાંઇક બોલી ખરી. પણ કેવી હેતાળ! એની ભાલા જેવી જીભ પણ ક્યારેક કેવી મીઠી લાગે એવી! અને એ બધાં ઉપરાંત એની નૌતમપરની શ્રદ્ધા! ઓ ભગવાન! પણ અરે! ભગવાન તો મરી ખૂટયો અને પુનર્જન્મ પણ નથી! જગતમાં હવે કયી તરફ નજર કરવી!

હૃદયને કોરી ખાતી અનેક વિચારપરંપરાથી બચવા નૌતમલાલે સીનેમા જોયાં, નાટકો જોયાં અને તેમ કરી પોતાના ઘરથી જેમ દૂર રહેવાય એવા અનેક પ્રયત્નો કર્યા, અને છતાં ઘેર તો આવવું જ પડતું અને પછી એ ઘરમાં કોણ? પોતે અને જનુ બે જ. એ નિર્જનતા જોતાં તેને ઘડીભર આત્મહત્યા કરવાની ઇચ્છા થઇ આવતી. પણ જનુનું શું!

નૌતમલાલનું સ્વપ્ન 'બાપા' શબ્દથી તૂટયું. તેમણે સજળ આંખે પોતાની પાસે ખેલા પોતાના પ્રેમના સ્મારકને નિહાળ્યો. દિવાલમાંથી કાંઈ અવાજ સંભળાયો: "જનુ કયાં મારી એકલીનો છે?" અને નૌતમલાલ એ બાળકના ચહેરા તરફ કંઇક પળો સુધી જોઈ જ રહ્યા. એ બાળકના હાસ્ય કે રૂદનમાં પોતાના જ સ્નાયુઓની ગતિ તેમણે નિહાળી અને આંખોમાં નમુની એ જ મીઠી યાદ અને કપાળ પરની પેલી એક રેખા તો કેમ જાણે નમુના કપાળ પરથી ઉખેડીને જ ત્યાં જડી હોય નહિ!

"બેટા" એ મૃદુરેખા પર ચુંબન લેતાં નૌતમલાલ બોલ્યા. પણ નૌતમલાલના મોઢામાં નામ બીજાનું હતું ત્યારે સામે પ્રતિમા જુદી જ હતી. પળવાર તો એમનું મન ગુંચવાડામાં પડી ગયું કે પોતે કોને ચુંબન લેતા હશે! પણ વળી જનુના શબ્દે એમને કલ્પનાસૃષ્ટિના આકાશમાંથી વાસ્તવિક જગતની ધરતી પર ખેંચી લીધા.

"માલી બાને બોલાવો ને, મને નથી ગમટું."

નૌતમલાલના ગળામાં આખી સોપારી અટકી ગઈ હોય એવું કાંઈ થયું. ખોંખારો ખાઈને એમણે ગળાની રગને ઠેકાણે આણી. પણ આંખને રોકી શકાય તેમ ન હતું. ઉપરટ જનુ પરથી દ્રષ્ટિ ઉખેડી બીજી તરફ જોઈ તેમણે તેને ખોળામાં બેસાડયો અને પૂછ્યું: "આપણે ફરવા જઈએ તો તને ગમે?"

"...ના."

"એમ તો ઠીક નાટક જઈશું?"

"અને તેમાં પણ પન ન ગમે."

"નાટક ભજવાતું, ...માં જઈશું!"

"... કેમ?

નાં ટો માલી બા એ. પન ટમે બોલાવટા ટો નઠી ને?"

નમાયો જનુ કોઈ નદીને પોતાની બા માની બેઠેલો એ બા એને ક્યાંથી લાવી આપવી ? નૌતમલાલને એ કલ્પનામાં રહેલા કટાક્ષથી જરા હસવું આવ્યું. પણ બીજી જ પળે તે હાસ્ય પર સર્વભક્ષી ગ્લાનિની છાયા ફરી વળી.

નૌતમલાલને પોતાનું દુઃખ ન હતું. નમુ કદાચ ચાલી ગઈ તો તેનું પણ એટલું બધું દુઃખ ન હતું, પણ આ નમાયા બાળકનાં પોતાની માતાને મળવા માટેનાં વલખાં તેનાથી જોયાં જતાં ન હતાં. જો કોઈ પણ ઉપાયે જનુ એની માતાને ભૂલી બીજી પ્રવૃત્તિમાં પડી શકે તો પછી નમુના વિરહને હિંમતથી સહન કરવા પૂરતી શક્તિ તો આટલા સમયમાં નૌતમલાલે કેળવી લીધી હતી. પણ તે કેવી રીતે બને ?

"બેટા...જનુ !"

"હં..." ઊંડા પાતાળમાંથી આવતો હોય એવો ચિંતાભર્યો, નિરાશભર્યો સ્વર જનુના ગળામાંથી આવ્યો.

"બેટા, એમ બોલે છે ત્યારે મને ફિકર થાય છે. જરા મઝામાં રહે ને !" ગળગળા થઈ નૌતમલાલે કહ્યું.

"પન મને નઠી ગમટું."

"બેટા, તું બીજાં છોકરાં સાથે રમવા કેમ જતો નથી ? જરા રમીએ તો બધું ગમે."

"પન ટમે વઢો ને, એટને માલી બા હોય ટો મનીઓ પન આવે."

"બેટા, હવે નહિ વઢું હો. તું મણીઆ સાથે ખુશીથી રમજે. જો આ રમકડાં છે ને ?"

"હા" જનુએ માથું ધુણાવ્યું.

"એ રમકડાંથી બધાં ય છોકરાં રમજો. મણીઓ રમવા આવે તો તને ગમે ?"

"હા" જનુએ ઉત્સાહપૂર્ણ સ્વરે જવાબ આપ્યો.

"બીજાં કોણ કોણ છોકરાં તને ગમે ?"

"બચુનો પન મને ગમે, ને જગુ યે ને હયે મને ગમે. ગમે ને બાબુનો ટાં મને રે દિ માલટો'ટો, એને નહિ બોનાવીએ, ખલું ભઈ બાપા ? અને પચી માલી બા આવે ને રે બધાંયને પતાચાં આપચે ખલુ ભઈ બાપા ?"

"હવે તને કોઈ નહિ મારે, બેટા, હું બાબુને પણ કહીશ કે તારી સાથે રમે. એને બધાંને બોલાવી લાવું ?"

"હા"

પાડોશનાં છોકરાંને રમવા બોલાવવા પહેલાં તેઓમાં પોતાના સદ્ભાવનો વિશ્વાસ જગવવા નૌતમલાલ જનુ માટે મેવો લાવ્યા હતા તે તેઓને વહેંચી આપવા ઊભા થયા.

હરિકૃષ્ણ વ્યાસ

# લાઈબ્રેરી

મહાસમુદ્રના સો વર્ષના કલ્લોલ જો કોઈ એવી રીતે બાંધીને રાખી શકે કે તે ઉંઘેલા બાળકની માફક ચૂપ થઈને બેસી રહે, તો તે નીરવ મહાશબ્દની સાથે લાઈબ્રેરીની તુલના થઈ શકે. અહીંઆં ભાષા ચૂપ થઈ બેઠેલી છે, પ્રવાહ સ્થિર થયેલો છે, માનવાત્માનો અમર પ્રકાશ કાળા અક્ષરની બેડીમાં કાગળના કારાગારમાં બદ્ધ થઈને રહ્યો છે. આ જો સહસા વિદ્રોહી થઈ ઊઠે તો, નિસ્તબ્ધતા ભાંગી દે તો, અક્ષરની વાડ બાળી દઈને તરત જ બહાર ધસી આવે તો ! હિમાલયના માથા ઉપર કઠણ બરફની વચ્ચે જેમ કેટકેટલાય તોફાનો જકડાઈ રહેલાં છે, તેમ આ લાઈબ્રેરીમાં માનવહૃદયના તોફાનને કોણે બાંધી રાખ્યાં છે !

વીજળીને માણસે લોઢાના તારથી બાંધી દીધી છે, પણ કોણ જાણતું હતું કે માણસ શબ્દને નિઃશબ્દમાં બાંધી રાખી શકશે ! કોણ જાણતું હતું કે સંગીતને, હૃદયની આશાને, જાગ્રત આત્માના આનંદધ્વનિને, આકાશની દૈવવાણીને તે કાગળમાં વીંટાળી રાખી શકત ! કોણ જાણતું હતું કે માણસ અતીતને વર્તમાનમાં બંદી કરશે, અતલસ્પર્શ કાળસમુદ્રની ઉપર કેવળ એકએક પુસ્તકથી સેતુ બાંધી દેશે !

લાઈબ્રેરીમાં આપણે હજારો રસ્તા મળતા ચોકમાં ઊભીએ છીએ. કોઈ રસ્તો જાય છે અનંત સમુદ્રમાં, કોઈ ચડે છે અનંત શિખર ઉપર, અને કોઈ ઊતરે છે માનવહૃદયના અતલસ્પર્શમાં. જ્યાં જવાની ઇચ્છા થાય ત્યાં દોડો, ક્યાંય બાધા ન મળે. મનુષ્યે પોતાના પરિત્રાણને એક નાનકડી જગ્યામાં બાંધી રાખ્યું છે.

શંખમાં જેવી રીતે સમુદ્રનો શબ્દ સંભળાય છે તેવી રીતે આ લાઈબ્રેરીમાં શું તમે હૃદયનાં ઉત્થાન અને પતનના શબ્દો સાંભળો છો ? અહીંઆં જીવિત અને મૃત બન્ને વ્યક્તિઓનાં હૃદયો પાસેપાસે એક જ લત્તામાં રહે છે. વાદ અને પ્રતિવાદ અહીંઆં બે ભાઈની માફક સાથેસાથે રહે છે. સંશય અને વિશ્વાસ, સંધાન અને આવિષ્કાર, અહીંઆં એકબીજાનાં શરીરની લગોલગ વસે છે. અહીંઆં દીર્ઘ પ્રાણ અને સ્વલ્પ પ્રાણ પરમ ધૈર્ય અને શાંતિ સાથે જીવનયાત્રાનો નિર્વાહ કરે છે, કોઈ કોઈની ઉપેક્ષા કરતું નથી.

કેટલીય નદીઓ, સમુદ્ર, અને પર્વતો ઓળંગીને માનવનો કંઠ અહીં આવી પહોંચ્યો છે—કેટલાય સૈકાઓના છેડેથી આ સ્વર આવે છે—આવો, અહીં આવો, અહીં પ્રકાશનું જન્મસંગીત ગવાય છે !

અમૃત લોકનો પ્રથમ આવિષ્કાર કરીને જે જે મહાપુરુષોએ જે કોઈ દિવસે પોતાની ચોતરફનાં માણસોને હાકલ પાડીને બોલાવ્યાં છે—"તમે સઘળા અમૃતના પુત્ર છો, તમે દિવ્ય ધામનાવાસી છો—" તે જ મહાપુરુષોનો કંઠ સહસ્ર ભાષામાં સહસ્ર વર્ષોમાંથી પસાર થતો આ લાઈબ્રેરીમાં પ્રતિધ્વનિત થઈ રહ્યો છે.

આ બંગાળ તરફથી શું આપણે કાંઈ જ કહેવાનું નથી ! માનવસમાજને શું કાંઈ સમાચાર આપવાના આપણી પાસે નથી ? જગતનાં એકતાન સંગીતમાં શું બંગાળ* જ કેવળ નિસ્તબ્ધ રહેશે ?

ઘણો સમય નીરવ રહીને બંગાળનું ચિત્ત ભરાઈ ગયું છે. તેને પોતાની જ ભાષામાં એકવાર પોતાની વાત કહેવા દો. બંગાળી કંઠની સાથે મળીને વિશ્વસંગીત મધુરતર થઈ જાશે !

રવીન્દ્રનાથ ઠાકુર

---

* 'બંગાળ' અને 'બંગાળી' શબ્દની જગાએ 'ગુજરાત' અને 'ગુજરાતી' શબ્દ મૂકીને પણ વાંચી શકાશે. તંત્રી

# પુસ્તકાલય

આ જે પુસ્તકોનો સર્વસંગ્રહ છે, જેને આપણે પુસ્તકાલય કહીએ છીએ એ શિક્ષણને માટે કાંઈ કમ સાધન છે? ખરું પૂછો તો એ એક સાર્વભૌમ સાર્વકાલિક નગર છે. ત્યાં પૃથ્વીના બધા દેશના અને બધા કાળના જ્ઞાનીઓ, કવિઓ અને ઋષિઓ સૌ સાથે વાસ કરે છે. અહીં ગાતમને અને વ્યાસને ભેગા વસતાં કશો વિવાદ થતો નથી; વેદાંતની પાસે ન્યાય સમાનભાવે રહે છે; અહીં મહમુદના કુરાનની સાથે હિંદુઓનો વેદ રહે છે. ચીનના મહાન કોન્ફ્યૂશિયસની સાથે ક્રિશ્ચિયનોનું બાઈબલ રહે છે. કોઈની સાથે કોઈનો વિરોધ નથી . . .

માનવની આવી ચિન્મયી મુક્તિ પુસ્તકાલય સિવાય બીજે ક્યાં છે? કોઈ પણ વ્યક્તિ જરા પણ બાધા સિવાય એ ચિન્મય રસ્તે જઈ શકે.

પણ જંત્રી જો સજીવ ન રહે, સાધક પોતાનો પ્રાણ ખુએ તો આ જ પુસ્તકાલય તેને ભારરૂપ થશે. આ પુસ્તકાલય ઘણાય સાધકોને સહાયરૂપ થયું છે, તે જ પુસ્તકાલયથી ઘણાય સાધકો દબાઈને મરી પણ ગયા છે—જેમ બખ્તરના ભારથી અનેક યોદ્ધાઓ મરી ગયા છે તેમ.

એક બાઉલની વાત છે. એક વખત એક ધાન્યના કોઠારમાંથી ધાન્ય બહાર કાઢતાં તેમાંથી એક મરેલો સુકાઈ ગએલો ઉંદર નીકળ્યો. બાળકો તેને જોઈને કિલકિલાટ હસવા લાગ્યાં કે, "કોઠારમાંથી મરેલો ઉંદર નીકળ્યો!" બાઉલે કહ્યું: "એ શુષ્ક ઉંદરને જોઈને તમે હસો નહિ, એ જેવો તેવો માણસ નથી. એ તો જ્ઞાનના અને શાસ્ત્રના ભારથી પીસાઈ ગએલો દબાઈ ગએલો પંડિત છે! મહાપ્રાણની આશા રાખીને તેણે શાસ્ત્રના કોઠારમાં પ્રવેશ કર્યો હશે. જો ધીરે ધીરે શાસ્ત્રને તે પચાવી શક્યો હોત તો ધીરે ધીરે તેને જ્ઞાન પ્રાપ્ત થાત અને શક્તિસંપન્ન પણ થાત. પણ થયું તેથી વિપરીત જ. સમસ્ત શાસ્ત્રના ભારથી તેનો પ્રાણ પીસાઈ ગયો."

ક્ષિતિમોહન સેન

# શિખરો

[ ઉપજાતિ ]

આકર્ષતાં એ શિખરો અનેરાં;
પાતાળદેશે દૃઢ પાય સ્થાપી,
પૃથ્વીતણું વસ્ત્રપડો ઉથાપી,
શૃંગે વિંધે આભ અથાગ ઘેરાં.
અને અનામી અકલા અનંતે,
આશ્ચર્યથી મુગ્ધ પ્રશાંત ભાવે
ઊભાં ઊભાં મૌનરુચા ગજાવે;
એના પડે આ પડઘા દિગંતે.
ના કાળની પ્હોંચત ત્યાંહિ ફાળ,
દિગંબરો યે સરકી પડે ત્યાં,
ત્યાં નગ્નસૌન્દર્ય સ્વરૂપશોભા—
લસે ધરી કંઠ અનંતમાળ.
ના વાદળાં કાજળરંગ કૂડાં,
તોફાનનાં ગર્જન, મેલ છાયા
સ્વપ્ને ય આવે ન, ન મોહમાયા;
ત્યાં વિસ્તરે મુક્ત પ્રકાશ રૂડાં.
અસહ્ય વેગે શુચિ જ્યોતિ-પાંખે
પ્રદક્ષિણા શાશ્વતની કરંતા,
બાધા નિશાની સહુએ હરંતા
તારા, નરી પાવકદીપ્ત આંખે
એકાગ્રતાનાં પ્રખરાસ્ત્ર સાધી
ભેદોતણું અંતર ભેદનારા,
વિશ્રામ લે ત્યાં, શ્રમખેદભારા
ઊતારી પાછા ઉડતા ત્વરાથી.
ત્યાં અંતરંગી બની આત્મમિત્ર
અમેય આશ્ચર્યસ્વરૂપ કેરો,
બાંધી સદાનો અવિનાશ-ડેરો
વાસો ચહું, નિત્ય નવીન ચિત્ર
નિહાળતો અક્ષય નંદનોનાં,
આનંદની લ્હેર પરે તરંતો,
શાંતિતણા ગર્ભમહીં ગરંતો,
આજન્મ સેવ્યાં લહું સ્વપ્નસોનાં

પૂજાલાલ

# લોકચર્ચા

## નિઝામ રિયાસતમાં વસતા ગુજરાતીઓ

સત્તરમી સદીમાં મોગલ સમ્રાટ ઔરંગઝેબે દક્ષિણની ચઢાઈ કરી અને સર કરેલો પ્રદેશ નિઝામ-ઉલ-મુલ્કને સોંપ્યો, ત્યારથી ગુજરાતીઓ નિઝામ રિયાસતમાં આવીને વસ્યા. ગુજરાતીઓ દિલ્હીથી નિઝામ-ઉલ-મુલ્કની સાથે નીકળી બુરહાનપુર મુકામે થોડો વખત વસ્યા અને ત્યારબાદ નિઝામ રિયાસતમાં આવી વસ્યા હોય એમ જણાય છે. આમ માનવાનું કારણ એ છે કે, ઘણાંખરાં ગુજરાતી કુટુંબોને બુરહાનપુર સાથે સંબંધ છે એટલું જ નહિ, પણ કેટલાકની તો જમીન અને મિલકતો પણ ત્યાં છે.

નિઝામ રિયાસતના ગુજરાતીઓમાં, બ્રહ્મક્ષત્રિયો, મોઢ વાણિયાઓ, પોરવાડ વાણિયાઓ, ગુર્જર વાણિયાઓ તેમ જ ઔદિચ્ય, મેવાડા, સારસ્વત, શ્રીગોડ, શ્રીમાળી વગેરે બ્રાહ્મણો તેમ જ નાગરોનો સમાવેશ થતો હતો. હાલમાં તેમાં વેપારી-ગુજરાતની વેપારી કોમોનો ઉમેરો થયો છે. તેમાં ખાસ કરીને પારસીઓ, જૈન વાણિયાઓ, ખોજાઓ, મેમણો અને વહોરાઓ સારા પ્રમાણમાં વધ્યા છે. રિયાસતમાં લગભગ છ થી સાત હજાર ગુજરાતીઓ વસે છે, એવો અંદાજ થઈ શકે છે. ગુજરાતી બોલનારાઓમાં સૌથી વધારે વસ્તી પારસીઓની છે. અને રાજ્યના ઉપરી અમલદારો, તેમ જ દારૂ તાડીના ઇજારદારો આ કોમે સારી સંખ્યામાં પૂરા પાડયા છે. આ ઉપરાંત આ કોમ પાસે સારા પ્રમાણમાં પૈસો, અને ગુણે સાહસિક હોવાથી વેપારમાં આગળ પડતા છે. ખાસ કરીને રૂવાળા પ્રદેશમાં તો કારખાનાં એમનાં જ જોવામાં આવે છે.

પારસી કોમ જે સહુકાઈથી બીજી કોમો સાથે ભળી જાય છે, તે જ પ્રમાણે આ રિયાસતમાં પણ એ કોમ બધા સાથે ભળી ગઈ છે. હાલના નિઝામ તેમ જ સ્વર્ગસ્થ નિઝામે પણ એમની સારી કદર કરી છે. અને નવાબજંગ વગેરે ઈલકાબો એમને આપ્યા છે. પારસીઓનો ઊર્દૂ ભાષા પર સારો કાબુ છે, અને તેથી રાજ્યને પણ તેઓ ઘણા જ ઉપયોગી થઈ પડે છે. એમની વસ્તી લગભગ સાડા ત્રણ હજારની ગણાય છે. અને દરેક જગ્યાની માફક એમની સખાવતો નિઝામની રિયાસતમાં પણ મશહૂર છે.

એમ કહેવાય છે કે, પહેલાં ગુજરાતી બ્રાહ્મણોનાં આશરે બસો ઘર હતાં, તેમાંથી ધીમે ધીમે ઘટીને અત્યારે ભાગ્યે તેમનાં પચીસથી ત્રીસ ઘર હશે. એ જ પ્રમાણેની સ્થિતિ, જે અસલ ગુજરાતી વતનીઓની બીજી જ્ઞાતિઓ છે, તેમની થવા માંડી છે, સિવાય કે બ્રહ્મક્ષત્રિયો, કે જેઓની વસ્તી વધી છે. આ વસ્તી વધવાનું કારણ એમ મનાય છે કે લખનૌ બાજુ વસતા બ્રહ્મક્ષત્રિયોનો મોટો સમૂહ અત્રે આવી સ્થાયી થયો છે. અહીંના બ્રહ્મક્ષત્રિયોને ગુજરાતના બ્રહ્મક્ષત્રિયો સાથે થોડો થોડો સંબંધ છે, પણ તે દિનપ્રતિદિન ઓછો થતો જાય છે. અહીંની એમની આખી કોમના પુરુષો માંસાહારી છે, પરંતુ સ્ત્રીઓ

માંસાહારી નથી. એમનાં લગ્નનાં ગીતો હજી ગુજરાતીમાં જ ગવાય છે. એમનો પહેરવેશ રાજ્યમાં જાગીરો અને અમલદારીને અંગે પૂરો મોગલાઈ થઈ ગયો છે. તેથી સાધારણ સંજોગોમાં આપણે એમને હિંદુ તરીકે ઓળખવા પણ મુશ્કેલ પડે. તેમનો હમેશનો પહેરવેશ ચોરણી, શેરવાણી અને લાલફુમતાવાળી ટોપી છે. તેમ જ ભાષા પણ ઉર્દૂ બોલે છે. તેથી નવો આવેલો ગુજરાતી એમ માનવાની પણ ના પાડે કે, એ લોકોને ગુજરાત સાથે સંબંધ હોઇ શકે! હાલના જમાનાને અનુસરીને યુવકોમાં પરિવર્તન થઈ રહ્યું છે, અને ટર્કીશ ટોપીને બદલે ગાંધી ટોપી ધીરે ધીરે પગપેસારો કરી રહી છે. તેમ જ યુવકોની માંસાહાર પ્રત્યે પ્રીતિ કમી થતી જાય છે. એમનો ગુજરાત સાથે સંબંધ છે, અને હજી કન્યાઓ ગુજરાતમાં અપાય છે, એટલા પૂરતા જ એમને ગુજરાતી કહી શકાય. એમના શુકલ અને પુરોહિત ગુજરાતી છે અને તેમના સંસર્ગને લઇને સ્ત્રીઓમાં થોડી ઘણી ગુજરાતી ભાષા જાણનાર હોય છે. પુરુષોમાં ગુજરાતી ભાષા જાણનાર જવલ્લે જ મળે છે, એમ કહીએ તો ચાલે.

હિંદુઓમાં, ગુજરાતી મોઢ, ગુર્જર અને નાગર વાણિયાઓની વસતી સારી જેવી ગણાય છે. એમની ભાષા અને પહેરવેશ ગુજરાતનો જ કાયમ રહ્યો છે. જો કે સ્ત્રીઓ મદ્રાસીઓની માફક ઓઢે છે અને બહાર નીકળે છે ત્યારે પડદો પાળે છે, પરંતુ તે વખતે પહેરવેશ તદ્દન ગુજરાતી પહેરે છે.

ગુજરાતીઓની વસ્તી ખાસ કરીને ઔરંગાબાદ, જાલના, નાંદેર, સીકન્દ્રાબાદ અને હૈદ્રાબાદમાં છે. સીકન્દ્રાબાદમાં એક ગુજરાતી કલબ પણ છે. અને તે વેપારનું મથક હોવાથી ગુજરાતી વેપારીઓની અવરજવર પણ ત્યાં વિશેષ રહે છે. હૈદ્રાબાદમાં પણ એક ગુજરાતી મિત્રમંડળ છે, તેમ જ તેને અંગે એક પુસ્તકાલય પણ છે. બે વર્ષથી અત્રે એક ગુજરાતી નિશાળ પણ સારા પાયા ઉપર કાઢવામાં આવી છે. એ નિશાળ માટે બે મોટર બસો ભાડે રાખી...સીકન્દ્રાબાદ, કારવાન વગેરે આજુબાજુનાં સ્થળોથી ગુજરાતી છોકરાછોકરીઓને લાવવા અને લઈ જવામાં આવે છે. આ નિશાળનો લાભ લગભગ ૧૨૦ થી ૧૪૦ છોકરા-છોકરીઓ લે છે. શિક્ષકો પણ અનુભવી અને શિક્ષકોની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલા રોકવામાં આવ્યા છે આ નિશાળની સંસ્થા ઊભી કરી તેને નિભાવી રાખવાની ઉપાધિ અને ભાર શ્રી. ચંદુલાલ છોટાલાલ ડંગોરીઆએ પોતાને માથે લીધી છે. શ્રી. ચંદુલાલ અસલ ખંભાતના વતની છે. એમના પિતાશ્રી અત્રે આવી વસ્યા હતા. એ પોતે અત્રે અભ્યાસ કરી રિયાસતની જ નોકરીમાં દાખલ થયા. અમેરિકા જઈ ઇન્જિનિયરીંગની ડીગ્રી મેળવી હાલમાં નિઝામ સરકારના ઇજનેરખાતામાં સારી પદવી ભોગવે છે, અને નિઃસ્વાર્થપણે ગુજરાતીઓની સારી સેવા કરી રહ્યા છે.

રિયાસતના ગુજરાતી અમલદારો વિષે જણાવતાં, ગુજરાતને ઘણું મગરૂર થવા જેવું છે. નિઝામ રિયાસતના નાણાં પ્રકરણી પ્રધાન સર અકબર હૈદરી ખંભાતના એક વહોરા ગૃહસ્થ છે. આ ઉપરાંત ગુજરાતના જાણીતા તૈયબજી કુટુંબના નવાબ હાશીયારજંગ નિઝામ સરકારના કાયદાના સલાહકાર છે. સરકારી આબકારી ખાતાના વડા મિ. ભરૂચા કરીને એક પારસી ગૃહસ્થ છે, જેઓ મુંબાઇ ઇલાકામાં જુદે જુદે સ્થળે કલેકટર હતા, અને છેવટના ભાગમાં એકસાઇઝ કમિશનર પણ નીમાયા હતા. નિઝામ સરકારના પોસ્ટ માસ્તર જનરલ

પણ એક પારસી ગૃહસ્થ હતા જેઓ થોડા વખત ઉપર જ નોકરીમાંથી ફરાગત થયા છે. આ રીતે ગુજરાતે આટલે દૂર દક્ષિણની રિયાસતને પણ સારા અમલદારો અને રાજ્યના સ્થંભો આપ્યા છે.

અત્રેના મૂળ ગુજરાતીઓની એવી ફરિયાદ છે કે, ગુજરાતના લોકો કન્યાઓ લઈ જાય છે, પણ કન્યા આપતા નથી. આમાં ગુજરાતના લોકોનો વાંક નથી; કારણ કે ગુજરાત સામાજિક બાબતોમાં એટલું બધું આગળ વધ્યું છે કે, અત્રેના ગુજરાતીઓ તેના પ્રમાણમાં લગભગ એક સદી જેટલા પછાત છે. દાખલા તરીકે, હાલના સંસ્કારી ગુજરાતની સરખામણીમાં, અત્રેના ગુજરાતી સમાજમાં ખાદી તો પ્રમાણમાં ઘણી જ ઓછી દેખાય છે. તે ઉપરાંત દારૂ, તાડી, ભાંગ, ગાંજો વગેરે કેફી વસ્તુઓના ઇજારદારો ગુજરાતીઓ ઘણા સારા પ્રમાણમાં છે. પરદેશી કાપડનો વેપાર હજી છોડી શકયા નથી. આવા સંજોગોમાં રહેતા ગુજરાતીઓ, ગુજરાતને કન્યાઓ ન આપવા માટે અવગણે તો તે ખચીત જ અસ્થાને ગણાય. લાંબા સમયથી રહેતા ગુજરાતીઓ શુદ્ધ ગુજરાતી પણ બોલી શકતા નથી, અને ત્રણને તીન કહે છે. એમનું ગુજરાતી, ગુજરાતમાં વસતા પરદેશીઓના જેવું છે.

અત્રેના હિંદુ ગુજરાતીઓમાં પુરાણા ગુજરાતનાં એકેએક સામાજિક બંધનો પૂર્ણ કક્ષાએ પહોંચેલાં જોવામાં આવે છે. ગુજરાતી સાહિત્યનો પ્રચાર આ બાજુ ઘણો જ ઓછો છે. અને તેથી કરીને હાલના ગુજરાતી યુવાન અને યુવતીઓના સામાજિક પરિવર્તનથી તેઓ તદ્દન અજ્ઞાત છે. અને તેથી હજી પણ તેઓ મરણ પછાડીના પ્રેતભોજનોમાં લગ્નના જેટલા જ ઉત્સાહથી ભાગ લે છે. ગાંધીજીના ગુજરાતીઓથી પ્રેતભોજનમાં કેમ ભાગ લઇ શકાય ? ગાંધીજીના ગુજરાતીઓથી દારૂ વગેરે કેફી વસ્તુઓનો બહિષ્કાર થાય કે તેના ઇજારદાર થવાય ?

ગુજરાતી ભાષા બોલતા બધા ગુજરાતીઓમાં ઝાઝા સહકાર જેવું નથી. અને તેથી ગુજરાતી શાળામાં એકલા ગુજરાતી હિંદુઓનાં જ છોકરા-છોકરીઓ આવે છે. પારસીઓને પોતાનાં છોકરાંઓને ઊર્દૂ કેળવણી આપવી પડે છે, અને ગુજરાતીનો ઘેર ખાનગી શિક્ષક રાખી અભ્યાસ કરાવે છે. ગુજરાતી બોલતા બધા જ ગુજરાતીઓ, ન્યાતજાત અને ધર્મના ભેદ ન ગણતાં શું એક સમાજ ન થઇ શકે ?

ચંદ્રપ્રસાદ હરદેવરામ દીવાનજી

## ‘વાડના બાવળને’

ટુંકાં પર્ણ, તુરાં હીણાં ફૂળ વળી—
છાયા બધે પાતળી;
શાખાએ શતકોટિ કંટક અને
મૂળે મકોડા અતિ.
રે રે બાવળ! કૈં પરાર્થ કરવે
તારી હવે શી મગા ?
કિન્તુ અન્ય દીએ સુમિષ્ટ-ફલ ત્યાં
આડા ધરે હાથ કાં ?

પ્રતાપરાય પ્ર. પંડયા




## (૧) વર્તમાનપત્રકારિત્વ પર શ્રી રામાનંદ ચેટરજી

**" History is the best tonic in national despair. "**

' મોડર્ન રિવ્યુ ' અને ' પ્રવાસી 'ના તંત્રી હિંદના સફળ પત્રકાર અને સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ શ્રી. રામાનંદ ચટ્ટોપાધ્યાયે એક મિત્ર સાથેની વાતચીતમાં વર્તમાનપત્રકારિત્વ ઉપર પોતાના મંતવ્યો નિમ્ન લિખિત શબ્દોમાં જાહેર કર્યા હતાઃ

' યુનિવર્સિટીની ઉપાધિ લીધા બાદ હું કલકત્તાની એક કૉલેજમાં પ્રોફેસર તરીકે દાખલ થઈ ગયો હતો. કેટલોક સમય વીત્યા બાદ હું અલ્હાબાદની એક કૉલેજમાં મુખ્યાધ્યાપક તરીકે ગયો. આ સમય પહેલાં હું પત્રકાર-જીવનમાં પ્રવેશ કરી ચૂકયો હતો અને અહીંથી જ મેં ' પ્રવાસી ' કાઢવું શરૂ કરી દીધું હતું. અનેક કારણોને લઇને મારે નોકરીનું રાજીનામું આપી દેવું પડયું અને હું કલકત્તા પાછો ફર્યો. આ વેળા ' મોડર્ન રિવ્યુ 'નો જન્મ થયો. આ જીવનમાં પ્રવેશ કરવા પહેલાં મેં આ વિષયનું કોઈ ખાસ અધ્યયન નહોતું કર્યું. એ તો સંપાદક થયા બાદ મેં પત્રકાર-કલા સંબંધી અનેક વાતોની માહિતી પ્રાપ્ત કરી.

ભારતમાં પત્રકાર થવું એ હાંસીનો ખેલ નથી. એ માર્ગ કઠણાઈના કંટકોથી ભરેલો છે, એટલે એ માર્ગે પ્રયાણ આદરવું એ તરવારની ધાર પર ચાલવાની ચેષ્ટા સમાન છે. આપણે ત્યાં સંપાદકોને જીવનનિર્વાહ નિમિત્ત વેતન નામ માત્ર-નહિ જેવો-મળે છે. ( લેખકોને માટે તો કંઇ પણ કહેવું નિરર્થક છે ). એ સત્ય છે કે કેટલાંક સ્થાપિત અંગ્રેજી પત્રોના સંપાદકોને—' સ્ટેટસમૅન ', ' ટાઇમ્સ ', ' હિંદુ ' આદિ એ શ્રેણીના પત્રો છે—સારો પગાર મળે છે, પરંતુ કોઈ દેશી ભાષાના પત્રને એ સૌભાગ્ય પ્રાપ્ત થયું જાણ્યું નથી. જો કે મારા સંબંધમાં તો પોતે જ સંપાદક અને સંચાલક ઉભય હોવાને કારણે મને એનો કંઈ અનુભવ નથી. એવી જ રીતે મારે એ ધંધામાં અનેક વાર ડાચાકૂટ પણ બહુ થઈ છે ખરી.

સ્વર્ગીય રાજર્ષિ પં. મોતીલાલ નેહરુજીએ અલ્હાબાદથી ' ઇંડિપેન્ડન્ટ ' પત્ર કાઢતી વેળા મને સંપાદન ભાર ઉઠાવવા આમંત્રણ કરેલું. પગાર સંબંધી તો કોઈ વાંધો જ નહોતો. એ કેવળ મારી મરજી પર સંપૂર્ણતઃ નિર્ભર હતું, પરંતુ એમ છતાં મેં બંધનમાં પડવું ઉચિત ન ધારી એનો અસ્વીકાર કરી દીધો.

પત્રકારને સદા કેવળ સત્યનું જ અનુસરણ કરવું પડે છે અને એને કારણે એણે સદા કઠણાઇઓ અને કષ્ટોના કંટકમય પથનો પથિક બની રહેવું પડે છે અને છતાં પત્રકાર-જીવન દેશસેવા, સમાજસેવા, અને જાતિસેવાનો શ્રેષ્ઠ માર્ગ છે.

સંસારમાં ભાગ્યે જ કોઈ એવો વિષય હશે કે જે સંબંધી જ્ઞાન પત્રકારને માટે આવશ્યક ન હોય! કોઈક વિષયોનું પૂર્ણ અને ઊંડું અધ્યયન, જ્યારે સઘળા વિષયોનું સાધારણ જ્ઞાન એક પત્રકારને માટે આવશ્યક છે. આ વિષયોમાં રાજનીતિ વિજ્ઞાન (Political Science), અર્થશાસ્ત્ર (Economics), નાણાંશાસ્ત્ર (Finance), એક્ષ્ચેંજ (Exchange), ચલણ (Currency), બેન્ક સંબંધી જ્ઞાન, નાગરિકત્વ, કાનુન, ઇતિહાસ ઇત્યાદિ મુખ્ય છે.

એ સમજવું મુશ્કેલ નથી કે પત્રકારને આ વિષયોના જ્ઞાનની કેટલીક આવશ્યકતા છે. ઉદાહરણાર્થે ઇતિહાસનો જ વિષય લઇએ. જો પત્રકાર સારા વિશ્વના ઇતિહાસથી વાકેફ હોય તો એ પોતાના દેશની અવસ્થા સંબંધે બંધબેસતા દુનિયાના બીજા દેશોના ઇતિહાસમાંથી ઉદાહરણો ખોળી કાઢે છે—ખાસ કરીને આપણા જેવી પરિસ્થિતિમાં એ દેશો હોય તે સમયના ઇતિહાસમાંથી. એ રીતે એ અન્ય દેશોના ઐતિહાસિક અનુભવના આધાર પર પોતાના દેશની તાત્કાલિક સમસ્યાઓનો ઉકેલ આણી શકે છે. એ જ રીતે રાજનીતિ વિજ્ઞાન! સંસારના ભિન્નભિન્ન શાસનવિધાનોની માહિતી ધરાવનાર પત્રકાર દેશની પરિસ્થિતિને નજર સમક્ષ રાખી શ્રેષ્ઠ શાસનવિધાનને ગ્રહણ કરવાનો જનતાને બોધ દઈ શકે છે.

પત્રકારના શિર પર બહુ ભારે ઉત્તરદાયિત્વ (જવાબદારી) છે. એને જનતાનું નેતૃત્વ કરવું પડે છે. એણે જનતાના વિચાર પ્રથમ તો જાણવા જોઇએ અને પછી એની વિચારધારાને ઉપયુક્ત દિશામાં વાળવી જોઇએ. એ જનતાના વિચારોનું પ્રતિનિધિત્વ કરે છે. એ જનતાનો સાચો પ્રતિનિધિ છે. એના વિચાર એવા ગંભીર અને સુવ્યવસ્થિત રૂપમાં પ્રગટ થવા જોઇએ કે જેથી સરકારને જનતાના હિતના કાર્યોમાં પરોવાવું પડે.

કોઈ પણ રાષ્ટ્ર ચાહે એટલું અવનત કેમ ન થયું હોય, એને હતાશ થવું ન જોઇએ. ઇતિહાસ હતાશ રાષ્ટ્રો માટે સજીવન બુટ્ટી છે (History is the best tonic in national despair.)

પત્રકારની ભાષા સરળ, જોરદાર, અને હૃદયસ્પર્શી હોવી આવશ્યક છે. એણે પરિમિત શબ્દોમાં પોતાનો ભાવ પ્રકટ કરવો જોઇએ. એણે હમેશાં ધ્યાન રાખવું જોઇએ કે વાચકને સમયનો હમેશાં અભાવ હોય છે.

પત્રકારને માટે એ આવશ્યક છે કે એ પત્રોના 'કટીંગ્સ' રાખ્યા કરે. પોતાના મુદ્દાને જોરદાર અને પ્રમાણિક બનાવવાને એની અત્યન્ત આવશ્યકતા રહે છે.

વિશ્વ આર્થિક સંમેલનમાં ભારતે તલમાત્ર પણ આશા ન રાખવી જોઇએ, એ તો એના પ્રતિનિધિઓની નામાવલિ પર નજર નાંખતાં વેંત જ વાચકને ખાત્રી થવી જોઇએ.

ઇસ્ટ ઇંડિયા કંપનીએ હિંદમાં અંગ્રેજી શિક્ષણનો પ્રચાર કર્યો હતો. પ્રારંભમાં એની ઇચ્છા કેવળ સસ્તા 'કલાર્કો' પેદા કરવાનો સાંચો ઊભો કરવાની હતી. એ સંબંધમાં

લોર્ડ મેકોલેના ચિરસ્મરણીય શબ્દોનું અત્રે અવતરણ આપવું આવશ્યક નથી. એને યથેષ્ટ કીર્તિ ( અપકીર્તિ ? ) પ્રાપ્ત થઈ ચૂકી છે. પરંતુ દૈવયોગે એથી અમારું ભલું જ થયું અને કંપની સંચાલકોની ઇચ્છા વિરુદ્ધ એ શિક્ષણે અમને નવો મંત્ર દીધો, જેના ફળરૂપે આપણી વચ્ચે અનેક મહાપુરુષોને જોઈએ છીએ. ભારતની વર્તમાન જાગૃતિ પણ એ શિક્ષણનું જ પરિણામ છે, અને પત્રકારનો એ જાગૃતિમાં બહુ જ મોટો ફાળો છે.

રાષ્ટ્રસંઘ ( League of Nations )થી સંસારને તલમાત્ર પણ લાભ થવો અસંભવ છે. એણે કેટલાક સામાન્ય પ્રશ્નોનો ઉકેલ કર્યો હશે એ સાચું, પરંતુ એના પ્રયત્ન વડે સંસારમાં સ્થાયી શાંતિ થવી તો અત્યાર સુધી અસંભવિત લાગે છે. પત્રકારે એ સ્પષ્ટ જનતાને સમજાવવું રહે છે. અન્ય દેશ એની પાસે લાભની આશા ભલે રાખે, હિંદે તો ન્યાયસુદ્ધાંની આશા રાખવી અનુચિત છે; કારણ કે એ ગણ્યાગાંઠ્યા સામ્રાજ્યવાદી રાષ્ટ્રોના હાથમાં રમકડું છે. હાલનું ચીન–જાપાન યુદ્ધ એ વાતનું જ્વલંત દૃષ્ટાંત છે. એ રાષ્ટ્રો એકબીજા વિરુદ્ધ બોલી શકતાં નથી એટલું જ નહિ, પોતાના સ્વાર્થનો પ્રશ્ન આવે ત્યારે સંઘના નિર્ણયોને વિના સંકોચે ઠોકરે મારી શકે છે. આ બધું જનતાને પત્રકાર વિના કોણ સમજાવે? માટે જ પત્રકારિત્વ પવિત્ર—પુણ્યમય છે અને એનું ઉત્તરદાયિત્વ ભારે છે.'

રંગીલદાસ મ. કાપડીઆ

## (૨) રેડીઅમ

રેડીઅમ દુનિયામાં સૌથી અલૌકિક વસ્તુ છે. તેના ગુણોનું સંશોધન કરતાં માણસની બુદ્ધિ પાછી પડે છે. રેડીઅમ અગણિત શક્તિનું મૂળ છે. ઇ. સ. ૧૮૯૬માં રોનજેન નામના માણસે 'એક્સ રેઝ' ક્ષ કિરણોની શોધ કરી. ત્યાર પછી અપારદર્શક પદાર્થોમાં કિરણો પસાર કરી શકે તેવી વસ્તુઓની શોધ કરવા સારુ સંશોધન કરનારાઓને નવું ઉત્તેજન મળ્યું, અને ઇ. સ. ૧૮૯૮માં પ્રોફેસર મેડમ ક્યુરીએ નવાઈ ઉપજાવે તેવી વસ્તુ આશ્ચર્ય પામતી દુનિયા સમક્ષ રજૂ કરી એ જ વસ્તુ રેડીઅમ. તેમાં અમાપ શક્તિ છે, તેમાં મહાન છૂપું બળ રહેલું છે. આ વસ્તુ અત્યારે દરેક સુધરેલા દેશમાં વિજ્ઞાનશાસ્ત્રીઓનું ધ્યાન ખેંચી રહી છે.

રેડીઅમ એ ' રેડીઓ ઍક્ટિવ ' ધાતુ છે. તે તેના કિરણોદ્વારા ઉષ્ણતા અને તેજ આપે છે. સાધારણ રીતે અપારદર્શક પદાર્થોમાં સામાન્ય પ્રકારનાં કિરણો પ્રવેશ કરી શકતાં નથી, પરંતુ રેડીઅમનાં કિરણો અપારદર્શક પદાર્થોમાં પ્રવેશી શકે છે. અલબત થોરીઅમ અને યુરેનીઅમ એવાં જ કિરણો ઉત્પન્ન કરી શકે તેવા પદાર્થો છે. જે ખનીજ પદાર્થોમાંથી યુરેનીઅમ જડી આવે છે, તેમાંથી જ રેડીઅમ મળી શકે છે. આ પદાર્થને અપારદર્શક પદાર્થોમાં કિરણો પ્રસાર કરી શકે તેવી વસ્તુઓનું પિતૃત્વપદ મળેલું છે.

દરેક જણ જાણે છે તે પ્રમાણે સાથી અગત્યની બાબત રેડીઅમ વિષે એ છે કે તે થોડા જથામાં જડે છે. અને સહસ્ર યુગપ્રવર્તક અને શ્રેષ્ઠ શોધોની કૂંચી સમાન આ વસ્તુ ક્યાંથી જડે છે તે વિચારવું પણ ઘણું જ રમુજી છે.

ઝેકોસ્લોવેકીઆ, બેલ્જિયમ કૉંગો, ઑસ્ટ્રેલીઆ, કોલોરાડો, અને પોર્ટુગાલમાંથી

પીચબ્લેન્ડ, કાર્નોટાઇટ, અને ઓટયૂનાઇટ જેવાં ખનીજ દ્રવ્યો જડી આવે છે, અને તેમાંથી યુરેનીઅમ શોધી કાઢવામાં આવે છે. ત્યાર પછી તેમાંથી રેડીઅમ મેળવવામાં આવે છે. ઈંગ્લાંડમાં પણ કૉર્નવૉલમાં યુરેનીઅમનાં ખનીજ દ્રવ્યો આવેલાં છે, અને તેમાંથી રેડીઅમ ઉત્પન્ન કરી શકાય તેમ છે, એમ થોડાં વરસો થયાં સત્તાવાર જાહેર થયું છે. જો આ પ્રમાણે રેડીઅમ મેળવી શકાય તો તેની કિંમત ઘણી જ ઊતરી જાય તેમ છે, અને આ ગણતરી ખરેખર સાચી નીવડે તો તે રેડીઅમના વપરાશમાં ઘણો જ વધારો કરી મૂકશે. રેડીઅમની આટલી બધી કિંમત શાથી લેવામાં આવે છે, તેની આપણને નીચેની બાબતો ઉપરથી સ્પષ્ટ સમજણ પડશે.

ધારો કે આપણી પાસે ખનીજ દ્રવ્ય છે, કે જેમાંનું ૫૦ ટકા યુરેનીઅમ છે. તો પછી આવા ખનીજના ૬ ટનમાંથી એક ગ્રામ રેડીઅમ મળી શકે છે. આ કિંમતી ધાતુનો એક પાઉન્ડ મેળવવા માટે ૨૭૦૦ ટનની કાચી ધાતુમાંથી સંશોધન કરવું પડે છે. જેમાં યુરેનીઅમ ૫૦ ટકા હોય તેવી કાચી ધાતુ મળી આવવી એ ખરેખર ઘણી જ અશક્ય બાબત છે અને તેની ખરેખર અછત છે એમ અનુભવ ઉપરથી સિદ્ધ થાય છે. દશ ટન ધાતુનું શોધન કરતાં એક ગ્રામ રેડીઅમ મળી આવે એવું કાચી ધાતુનું ખનીજ દ્રવ્ય જો જમીનના ભૂતળમાં પડેલું હોય તો તે ઘણું સુભાગ્ય સમજવું. સાચી વાત એમ છે કે ૨૦૦ અથવા તેથી વધારે ટન કાચી ધાતુમાંથી શોધન કરતાં ફક્ત એક ગ્રામ રેડીઅમ મળે છે. એટલી બધી રેડીઅમની અછત છે. તેની આવી અછતને લીધે એક ગ્રામ રેડીઅમ ખરીદવા સારુ ૧૫૦૦ પાઉન્ડ આપણી પાસે હોવા જોઇએ, અને એક ઔંસ ખરીદવા માટે ૪૦૦,૦૦૦ પાઉન્ડથી પણ અધિક કિંમત આપણે આપવી પડે છે.

રેડીઅમ કોના જેવું દેખાય છે? રેડીઅમની એક ટયુબ અથવા નળી ફક્ત કાચ અબરખના એક કકડાની બનાવેલી હોય છે. તેની આગળ મોટું બતાવી શકે તેવો સૂક્ષ્મદર્શક કાચ હોય છે, અને તેને લીધે કાચ અબરખ ઉપર એક પીળો ડાઘો કે બિન્દુ દેખાય છે. આ પીળા રંગનું બિંદુ ભાગ્યે જ ટાંકણીના માથા કરતાં વધારે મોટું હોય છે. આ પીળો ડાઘો રેડીઅમ છે અને તેની કિંમત હજારો પાઉન્ડની હોય છે. અંધકારમય ઓરડીમાં આ બિંદુ એટલા બધા તેજથી પ્રકાશે છે કે તે ઘણા યાર્ડ દૂરથી જોઈ શકાય છે. તેનો ચળકાટ અને પ્રકાશ અથવા તેજ 'ફૉસફરસ' સ્ફુરક જેવો નથી તેમ જ તે થોડા વખત માટેનો નથી. તે રેડીઅમનો પ્રકાશ છે, અને તે પ્રકાશ વરસોનાં વરસો સુધી સતત ચાલ્યા કરે છે. અરે ઘણાં સૈકાઓ સુધી, બલ્કે હમેશને માટે તેજ ચાલ્યા કરશે. આ નવાઈ ઉપજાવે તેવી રેડીઅમની વિગતો ધ્યાન રાખવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ. દરેક કલાકે પોતાના વજન જેટલું પાણી હજારો વર્ષો સુધી ગરમ કે ઉષ્ણ કરવા સારુ, ઉકાળવા સારુ તે પૂરતી ગરમી આપ્યા કરે છે. તેની ઉષ્ણતાનું પ્રમાણ વધતું નથી તેમ જ ઘટતું પણ નથી. તેને ઠંડી કે ઉષ્ણતાની ગમે તેવી સ્થિતિમાં મૂકવામાં આવે તો પણ તેને કશી હરકત થતી નથી. 'ક્ષ કિરણો'ની પ્રવેશ કરવાની શક્તિ એક જાડી સીસાની ધાતુથી અટકાવી શકાય છે, જ્યારે રેડીઅમનાં કિરણોની શક્તિ ઘણી વધારે છે. તેનાં કિરણો પથ્થરની દિવાલોમાં અથવા લડાઇનાં વહાણોના લોઢાના પતરામાં પસાર થઈ શકે છે.

લગભગ પંદરસો વરસ સુધી રેડીઅમની એક ટયુબ માણસના રોગનાં દુઃખોનો નાશ કરવાના ઉપયોગમાં લઇ શકાય છે. આવા મહાન પદાર્થની શક્તિથી ભવિષ્યમાં શું નહિ થઈ શકે !

તેની પોતાની રોગો દૂર કરવાની શક્તિને લીધે, રેડીઅમે માનવહૃદયમાં મોટી આશાઓને જન્મ આપ્યો છે, અને ઉત્તેજિત કરી છે. ભયાનક પીડા કરનાર પેલા કેન્સરના દર્દને દૂર કરવાના અખતરામાં અખિલ દુનિયાના નિષ્ણાત ડૉક્ટરો અને વૈદ્યો આખરે હિંમત હારીને બેસી રહ્યા છે. તેમના પ્રયત્નો નિષ્ફળ નીવડયા છે. આ માનવદર્દને દૂર કરવા સારુ રેડીઅમનો ઉપયોગ કરવામાં આવે છે. રોગવિદ્યાની તપાસ એવી સૂચના આપે છે કે તેનાં કિરણોની શક્તિદ્વારા, તેની "રેડીઓ એક્ટિવિટી"દ્વારા કેન્સરના રોગને કેટલેક અંશે જીતી શકશે. કેન્સરના રોગમાંથી પીડાતાં મનુષ્યોને દુઃખમાંથી રેડીઅમ શાન્તિ આપે છે એમ સાચે જ કહી શકાય છે. અને ઘણાખરા કેસોમાં ભયાનક 'ઓપરેશન' શસ્ત્રક્રિયામાંથી બચી જવું પડે છે, એટલે કે તેની જરૂર ઓછી થઇ છે. રેડીઅમના ચાલુ ઉપયોગથી કેન્સરના રોગમાં થતો વધારો અટકાવી શકાય છે. પરંતુ ઘણે ભાગે અફસોસ ! તેઓ ફરીથી શરીરના બીજા અવયવોમાં ઉત્પન્ન થાય છે. "રોડન્ટ અલ્સર" (તીવ્ર વેદના કરનારા ભગંદર અથવા નાસુર.) નામના રોગને માટે રેડીઅમ એ રામબાણ ઇલાજ છે. ચિકિત્સાશાસ્ત્રના જે વીર અને વીરાંગનાઓ રેડીઅમને વધારેમાં વધારે ઉપયોગમાં અસરકારક રીતે લઇ શકાય, તેને માટે, અને રોગો ઉપર તેને સફળતાપૂર્વક વાપરી શકાય તેને માટે પ્રયત્નો કરી રહ્યાં છે, તેમને ધન્ય છે.

તેની રોગનાશક અને ગુણકારી શક્તિ ઉપરાંત રેડીઅમ માણસને તંદુરસ્તી અને દીર્ઘાયુ આપી શકે છે. ચાલુ વરસોમાં એમ જોવામાં આવ્યું છે કે, કોલોરાડોમાં રેડીઅમની કાચી ધાતુ મારેની ખાણોમાં કામ કરતા મજૂરોએ ઘણી સુંદર તબિયત અને તંદુરસ્તી ભોગવી છે. વૈદકશાસ્ત્રમાં એક પ્રખ્યાત અને પ્રવીણ ડૉક્ટર અને વળી જે કિરણોની શક્તિ પારખવામાં ઘણો કુશળ છે, અને જે આ વિષયમાં ઘણો રસ લે છે, તે એવા અનુમાન ઉપર આવ્યો છે કે ખાણોમાં કામ કરતા મજૂરોની અતિશય સુંદર તંદુરસ્તીનું કારણ એ હતું કે તેઓ જે પાણી પીતા હતા તેમાં રેડીઅમની અસર હતી. આ શોધ ઉપરથી તે ડૉક્ટરને 'રેડીઅમ ટેબ્લેટસ" રેડીયમની ટીકડીઓનો વિચાર સૂઝી આવ્યો. તેણે ઘણી ટીકડીઓ બનાવી, અને ખાસ કરીને વૃદ્ધ માણસો ઉપર અજમાવી જોતાં તેની સુંદર અસર માલૂમ પડી એમ તે પોતે કહે છે ! આવી જાતની ટેબ્લેટસ લેવાથી ઘર કરી બેઠેલું દર્દ દૂર થાય છે, ભૂખ વધારે લાગે છે, જિંદગી, જીવન અને તેના પ્રશ્નો માટે જુસ્સાનો ઉદ્ભવ થાય છે. બીજા શબ્દોમાં કહીએ તો વૃદ્ધ માણસ જુવાનીનો આનંદ લેતો થાય છે.

કિંમતી હીરાઓ અથવા નંગ બનાવવામાં પણ રેડીઅમનો ઉપયોગ થાય છે અને તેનું પરિણામ અતિ શ્રેષ્ઠ આવ્યું છે. માણેક, નીલમ અને બીજાં રત્નોમાં જે રંગો પ્રાધાન્યપદે હોય છે, તે તેની અંદર રહેલી મલીનતાને લીધે હોય છે. સારા સાચા રત્નનો રંગ ઘણો શ્રેષ્ઠ હોય છે. નહિ જેવા રંગવાળા હીરાઓને, તેવો જ ઉત્તમ રંગ રેડીઅમના સંસર્ગથી આપવામાં આવે છે. રેડીઅમના કિરણોની ક્રિયાને લીધે, તેના મારાને લીધે આવા રત્નના કણિકામાંની મલીનતા નાના નાના ભાગોમાં વહેંચાઇ જાય છે, અને ફેલાઇ જાય છે. અને તેને પરિણામે ચળકાટ મારનો ઘાટો રંગ તેમાં ઉત્પન્ન થાય છે. ભવિષ્યમાં રેડીઅમના

આવા ચમત્કારો કેટલે અંશે વધશે તે કોઇ કહી શકે તેમ નથી. માણસ જાતની કેવા પ્રકારની તે સેવા અને સુશ્રુષા કરશે તે કોઇ કહી શકે તેમ નથી. પરંતુ આટલું પૂર્ણ ખાતરીથી કહી શકાય છે કે જ્યારે ઇ સ. ૧૮૯૮ માં મેડમ ક્યુરીએ દુનિયાને રેડીઅમની શોધ અર્પણ કરી ત્યારે સાયન્સસંશોધનની પ્રગતિમાં તે વિદ્વાન સ્ત્રીએ સેવાનો એક અગત્યનો ભાગ ભજવ્યો છે.

આ અલૌકિક દિવ્ય વસ્તુના જ્ઞાન વિષે આપણી શરૂઆત પારણામાં પહેલી પુણી જેવી છે. તેની સાચી અગત્યતાની કદર કરવામાં જેમ આપણે આગળ વધતા જઇશું તેમ આપણને વધુ આશ્ચર્ય થતું જશે. *

દલપતસિંહ પી. પરમાર

## (૩) નાગનું ઝેર

આ દુનિયા ઉપરની કોઇ પણ ચીજ વ્યર્થ અને નિરુપયોગી નથી. ગાંધીજી જેવા સાપની સુંદરતા જોઇને મોહિત થાય, પરંતુ વિજ્ઞાનશાસ્ત્રી તો તેથીયે આગળ વધીને સાપના ઝેરમાં રહેલી ઉપયોગિતા જોઈ શકે છે, અને તેનો પ્રયોગ કરી શકે છે. આપણી ગુજરાતી ભાષામાં કહેવત છે કે 'સંઘર્યો સાપ પણ કામ લાગે,' અને નાગપૂજા તો હજી આદાજનોમાં પ્રચલિત છે, છતાં આપણે બધા સાપનાથી ડરીએ છીએ, અને તેની સાથે પ્રયોગ કરતાં આપણી હિંમત ચાલતી નથી. તેથી કોઇએ કહ્યું છે કે સાપને દૂધ પાઇને ઉછેરવો નહિ, કારણ કે તેનું ઝેર બને છે. જે પાણીનું ટીપું માછલીના મોંમાં પડવાથી મોતી બંધાય છે, તે જ ટીપું સાપના મોંમાં પડવાથી તેનું હલાહલ થાય છે. મોતીની મનોહરતા અને મોતીનો દવા તરીકેનો ઉપયોગ તો આપણને સુવિદિત જ છે, પરંતુ સાપના ઝેરનો ઉપયોગ આપણને નવાઈ ઉપજાવે છે.

વિજ્ઞાનશાસ્ત્રીઓ ભયાનકમાં ભયાનક સાપોને પણ પોતાના ઉપયોગમાં લઇ શકે છે. પારીસમાં હમણાં તેના પ્રયોગ કરવામાં આવ્યા છે, અને તેઓએ શોધી કાઢયું છે કે સાપનું ઝેર કેન્સર નામનો રોગ દૂર કરવાને સારુ કિંમતી મદદકર્તા છે.

એમ. રોબર્ટ હેમારડીનકવેર નામનો એક ફ્રેંચ વિજ્ઞાનશાસ્ત્રી પારીસના પેસ્ચ્યોર ઇન્સ્ટીટયૂટ તરફથી મુંબાઇ આવ્યો છે. તે અહીં રહીને સાપનું ઝેર મેળવશે, અને પ્રયોગો આગળ વધુ કરી શકાય તે માટે પારીસમાં ઝેર મોકલી આપશે. એમ કહેવાય છે કે તેની આગળ અહીં ભગીરથ કાર્ય પડયું છે. તેનું કાર્ય એટલું બધું મહાન અને વિશાળ છે કે તેની અટકળ તથા માપ નીચેની બાબત ઉપરથી સહેજે થઇ શકે તેમ છે, કારણ કે દરેક સાપ એકી વખતે આમનો ફક્ત થોડો ભાગ જ ઝેર આપવાને શક્તિમાન છે. ડંખ માર્યા પછી આમનો થોડોક અંશ જ ઝેર બહાર કાઢે છે.

ફ્રેંચ સાયન્ટીસ્ટ એક કીલોગ્રામ અથવા લગભગ બે પાઉન્ડ જેટલું ઝેર મેળવવાનો ઇરાદો રાખે છે, અને યોગ્ય વખતની થોડી મુદતમાં જો આ ભેગું કરી શકાશે, તો તેને લગભગ ૫૦૦૦ સાપની જરૂર પડશે. તે વિજ્ઞાનશાસ્ત્રી પાસે અત્યારે ફક્ત પચાસ સાપ છે. મુંબાઇના હેફકાઇન ઇન્સ્ટીટયૂટમાં તેણે ક્યારનુંયે એક "સર્પ ક્ષેત્ર" ઊભું કરી દીધું છે,

* 'ટાઇમ્સ ઓફ ઇંડિઆ'માંથી.

અને તેમાં તેણે ઝેર એકઠું કરવાનું કામ શરૂ કર્યું છે. તેને કોબ્રા નામના સાપની જાતની જરૂર છે. પોતાના માટે સાપ મેળવવા સારુ દેશના જુદા જુદા ભાગોમાં તેણે પોતાના આડતિયાઓને મોકલી દીધા છે.

પ્રયોગશાળામાં સાપોને લાવ્યા પછી, કાચના એક પ્યાલાના મથાળે પાતળું કેન્વાસ લંબાવવામાં આવે છે. અને તેની ઉપર સાપને કરડાવવામાં આવે છે. તે વખતે ઝેરનો થોડો જથ્થો સાપ તેની તીક્ષ્ણ દાઢોમાંથી બહાર કાઢે છે. હવે તે ઝેર પછીથી ટીપે ટીપે પ્યાલામાં પડે છે. એકી વખતે આ પ્રમાણે મેળવેલા ઝેરનું પ્રમાણ ઘણું જ થોડું હોય છે: ૧૫૦ થી ૨૦૦ મીલીગ્રામ જેટલા વજનનું ઝેર મેળવી શકાય છે.

જ્યારે કાચના પ્યાલામાં સારા જોઈતા પ્રમાણમાં ઝેર એકત્રિત થાય છે, ત્યારે તેને ઘનરૂપમાં રસાયણિક પ્રયોગવડે ફેરવી દેવામાં આવે છે, અને પછી તેને પેરીસ રવાના કરવામાં આવે છે.

તેણે કહ્યું છે કે જો મને ૫૦૦ જેટલા કોબ્રા સાપ મળી આવશે તો પણ હું સંતોષ માનીશ, પરંતુ એક વખત કરડાવ્યા પછી થોડા વખતને માટે નાગ નિરુપયોગી થઈ જાય છે, અને તેથી મને મારો હેતુ સિદ્ધ કરવામાં મુશ્કેલી પડે છે, કારણ કે તેની દાઢો ભાગી જાય છે, તેથી સાપને કાળજીપૂર્વક અને મજાજીપૂર્વક ઈંડાં અને દૂધ થોડા દિવસ ખોરાક તરીકે આપવામાં આવે છે, અને ત્યાર પછી ફરીથી તેને ઉપયોગમાં લઈ શકાય છે.

વિજ્ઞાનશાસ્ત્રીએ જેટલા નાગસર્પો મેળવ્યા છે, તેમાંના ઘણાખરા દક્ષિણ હિંદુસ્તાનના છે. અને દરેક દિવસે તે વધારાના સાપો મેળવવાની આશા રાખે છે. તે હિંદુસ્તાનમાં ચાર માસ રહેવાની આશા રાખે છે, અને પછી તે આફ્રિકા જશે, અને હિંદુસ્તાનમાં તેનું બાકી રહેલું કામ તેનો મદદનીશ પૂરું કરશે.

તેણે કહ્યું છે કે કેન્સર નામના રોગના ઉપચાર માટે ઝેર હજી પ્રયોગની ભૂમિકા ઉપર છે, એટલે તેનો હજી પ્રયોગ ચાલે છે, કારણ કે પ્રયોગો અનુભવી જોવામાં ઝેરને પૂરતા પ્રમાણમાં મેળવવાને માટે ઘણી જ મહાન મુશ્કેલી સહન કરવી પડે છે.

શરીરના જે ભાગ ઉપર કેન્સરનું દર્દ થયું હોય તે ભાગ ઉપર બીજાં ઔષધની સાથે સાપના ઝેરનું 'ઇન્જેક્શન' આપવામાં આવે છે. *

દલપતસિંહ પી. પરમાર

## (૪) આંખોનો વિકાસક્રમ

યુગાંતરો પહેલાં જ્યારે પૃથ્વી ઠંડી પડી ને તેના કોકલવરણા પાણીમાં જીવનતત્ત્વ દશ્યમાન થવા લાગ્યું ત્યારે સૌથી પહેલો આવિર્ભાવ થયો હોય તો આંખોનો. ક્ષુદ્રમાં ક્ષુદ્ર આમેબા (Amoeba) નામનાં જે જંતુઓ અત્યારે પણ અસલની માફક જ કરોડોની સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે તેઓને માત્ર આંખો જ હોય છે. આમેબાનું આખું શરીર આંખ હોય છે. એના શરીરનું અણુએ અણુ નેત્ર જેવાં હોય છે; પરંતુ જેમ જેમ વિકાસ થતો ગયો તેમ આમેબા જેવી સામાન્ય દૃષ્ટિ તદ્દન સ્થિર રહેવા લાગી જ્યારે બીજી પક્ષીઓ જેવી અલૌકિક આંખો સહસ્ર અંતર કાપી નાંખવા લાગી.

* "ટાઈમ્સ ઓફ ઈંડિયા" તા. ૨૦-૧૧-૧૯૩૩ ઉપરથી.

જંતુઓમાં તપાસ કરીશું તો આપણને જણાશે કે તેઓને બે પ્રકારની આંખો હોય છે, સાદી ને મિશ્ર. આપણા ઘરમાં માખ ઊડે છે તેને ધારીને જોઇશું તો તેના માથામાં બે મોટાં ફીરમજી કાણાં જણાશે, એ તેની મિશ્ર આંખો છે. એમની સામાન્ય પ્રેક્ષણેંદ્રિય કરતાં એ ચાર હજાર ઘણાં વિશાળ હોય છે. એ મિશ્ર આંખો દ્વારા ચાર હજાર જુદા જુદા ભાગોનું બનેલું એક ચિત્ર માખીની મધ્યસ્થ જ્ઞાનતંતુ યોજના આગળ રજુ થાય છે. એ જ માખને બીજી ત્રણ સાદી આંખો હોય છે. ત્રિકોણ આકૃતિમાં ઊંધે છેડે તે બન્ને મિશ્ર આંખોની વચ્ચે ગોઠવાયેલી છે.

માખીની મિશ્ર આંખો દૂરની વસ્તુ જોવા માટે હોય છે. તે દ્વારા તે ત્રણ ચાર વાર દૂર જોઇ શકે છે. સાદી આંખો પાસેની ચીજો જોઇ શકે છે. બહુ બહુ તો એકથી બે ઇંચ સુધી, જંતુઓને એકલી મિશ્ર આંખો છે. કેટલાંકને એકલી સાદી જ હોય છે પરંતુ ઘણાખરાને બન્ને પ્રકારની આંખો હોય છે. આમાંના એકે પ્રકારના જંતુઓની આંખો ચંચલ હોતી નથી. ઘડિયાળની અંદર જેમ હીરા જડવામાં આવે છે તેમ આવી આંખો માખીના માથા ઉપર જડેલી હોય છે.

જંતુઓ પછી માછલીઓ આવે છે. કરોડરજ્જુવાળાં પ્રાણીઓમાં એમનું સ્થાન પ્રથમ હોય છે. માછલીમાં કુદરતે પ્રથમ સાચી લક્ષ્યવેધી ( Focusing ) યોજના કરીને સ્વસ્થાને ચક્ષુઓની હિલચાલ થઇ શકે તેવી રીતે માંસપેશીઓ ગોઠવી. પરંતુ માછલીઓ રંગ જોઈ શકતી નથી. ચળકતી આંખો લઇ ફરતા માછીમારને તમે આવી વાત કરશો તો તે હસી કાઢશે, પરંતુ આ વાત પ્રયોગસિદ્ધ છે. માછલીઓ વિવિધ રંગોનો ભેદ પારખી શકે છે પરંતુ તેમને રંગ તરીકે જોઈ શકતી નથી. રંગ ન સમજી શકે એવો મનુષ્ય જેમ તે આછી ઘેરી છાયાઓ પારખી શકે છે. વળી માછલીઓની દૃષ્ટિ ઘણી જ ટૂંકી હોય છે. પોતાના માથાની નીચેની સપાટીથી વધારે દૂર તે ભાગ્યે જ જોઇ શકે છે.

સર્પાકારી પ્રાણીઓના વર્ગમાં આંખની ઝાઝી પ્રગતિ થઈ નથી. સામાન્ય રીતે સાપની દૃષ્ટિ ઘણી જ ઓછી હોય છે. એમાંના ઘણાખરા તો માત્ર હાલતી વસ્તુઓ જ જોઈ શકે છે, વળી તેઓ બહેરા પણ હોય છે. એટલે દુન્યવી જ્ઞાન તેમને પોતાની કાંટાળી જીભ દ્વારા જ મળી શકે છે. એ ઇંદ્રિય અજબ તરેહની છે. વાતાવરણની અસંખ્ય હિલચાલો તે કળી શકે છે. એવી હિલચાલો આપણી રીઢી સ્પર્શેન્દ્રિય તો પામી પણ શકતી નથી.

દુન્યવી આંખોમાં પક્ષીની આંખો ખૂબ જ ધ્યાન ખેંચે એવી હોય છે. તે દૂર સુધી જોઈ શકે છે તેમ સૂક્ષ્મ વસ્તુઓ પણ પારખે છે. પક્ષીઓની દૃષ્ટિની તીવ્રતા માની ન શકાય તેવી ગજબ હોય છે. કેટલાંક પક્ષીઓ તો મનુષ્ય કરતાં સોઘણી તીવ્ર દૃષ્ટિ ધરાવે છે. એક વાર છેટે પડેલો દાણો મનુષ્યની આંખ ભાગ્યે જોઈ શકે છે, જ્યારે પક્ષી તેને સો વારના અંતરથી પણ જોઇ લે છે. પક્ષીઓની ઘ્રાણેન્દ્રિય ખૂબ જ નબળી હોય છે એટલે આવી તીવ્ર દૃષ્ટિ ખાસ જરૂરની થઈ પડે છે. લોકો માને છે કે ગીધ શિકારની ગંધથી આકર્ષાઈ આવે છે પરંતુ ખરું જોતાં તેમ હોતું નથી. એ સુંઘીને શિકાર શોધી કાઢવાને બદલે જોઇને જ પારખી લે છે.

મેમાલ ( mammal–બચ્ચાંને ધવરાવે તે પ્રાણી ) જંગલી ( non-primate ) ને શહેરી પ્રાણી ગણાય શકે. શહેરી અગર તો વસ્તીમાં ઘૂમનાર પ્રાણીઓમાં વાંદરાં ને મનુષ્યોનો

સમાવેશ થાય છે. જંગલી પ્રાણીઓમાં આંખો અગ્રભાગે જ હોય છે પરંતુ તે મસ્તકની બાજુએ હોય છે. આવાં પ્રાણીઓની બન્ને આંખોમાં દૃષ્ટિક્ષેત્રો એકબીજાની ઉપરવટ થતાં નથી. જે પ્રાણીઓનાં દૃષ્ટિક્ષેત્રો એકબીજામાં ભળી જાય છે તેમની દૃષ્ટિ બહુ તીવ્ર હોતી નથી. સસલાંની દૃષ્ટિનાં ક્ષેત્રો મસ્તકની પાછળ એકબીજાની ઉપર આવી જાય છે. એમની આંખો પાછળ હોવાનું કારણ એટલું જ કે તેઓ શીકારી પ્રાણીઓ નથી પણ જાતે જ શિકાર છે.

મેમાલની આંખની કીકીઓના આકારમાં બહુ જ તફાવત હોય છે. પાળેલી બીલાડીને સાંકડી ઊભી કીકી હોય છે કારણ કે ઝાડની ઉપરનીચે જતા શિકારને પકડવા તેની જરૂર પડે છે. પરંતુ બીલાડીના આખા વર્ગને આ સત્ય લાગુ પડતું નથી. સિંહ જેવાં મોટાં શિકારી પ્રાણીઓને ગોળ કીકીઓ હોય છે. ઘોડાની કીકીઓ આડી હોય છે જેથી તે જ્યારે ચરતો હોય ત્યારે પોતાની ડાબી ને જમણી બન્ને બાજુએ લાંબે સુધી જોઇ શકે છે. અશ્વની આંખો માથાના અગ્રભાગે સાફ જણાઈ આવે તેવી રીતે આવેલી હોય છે. એના માથાના ખૂણા આગળ આંખો હોવાથી તે ચરતાં ચરતાં પણ પોતાના નૈસર્ગિક શત્રુ વરૂને ડોક વાળ્યા વિના લાત મારી શકે છે.

અંધારામાં ચકચકતી તમામ આંખોમાં તેની સપાટી પાછળ પ્રકાશને પાછો ફેંકવાની યોજના હોય છે. એનો હેતુ પ્રાણીને અંધારામાં દેખતું કરવાનો જ હોય છે. બાહ્ય જગતમાં જે થોડો ઘણો પ્રકાશ પણ બચવા પામ્યો હોય છે તે એ કીકીઓમાં પ્રવેશ કરે છે. ઉપરના પારદર્શક પડમાંથી તે પસાર થાય છે જે તેને પોતાની દૃષ્ટિ ઉઘાડવામાં વાપરે છે. પ્રતિબિમ્બ પાડનાર તે પ્રકાશને સામેની વસ્તુ ઉપર પાછો ફેંકે છે. ત્યાં એ વસ્તુના પોતાના પ્રકાશ સાથે એ પ્રકાશ ભળી જાય છે, ને ફરી પાછો એ પ્રકાશ કીકીમાં પેસે છે. એટલે દિવસના વખતમાં કેટલાંક પ્રાણીઓની દૃષ્ટિ મનુષ્ય કરતાં ઓછી હોય છે. તે રાત્રે ઘણું સારું જોઇ શકે છે. તેથી જ પ્રાચીન મનુષ્યોને અંધારાનો ખૂબ જ ભય લાગતો. તે દિવસે શીકારી હતો છતાં રાત્રે શિકાર બની જતો.

પ્રાઇમેટને મજબૂત લક્ષ્યવેધી માંસપેશીઓ હોય છે. મનુષ્યની પેઠે જ માંકડાં ને વાંદરાની આંખો એક જ સ્થાન પર સ્થિર થાય છે ને દૃષ્ટિ પામે છે. તે લાંબા ગાળા સુધી ટકી શકતી નથી. બધાં મેમાલમાં માત્ર મનુષ્યની દૃષ્ટિ જ એક સાથે કામ કરતી ને ઊંડી હોય છે. બાલકમાં પણ બન્ને આંખો એક સાથે જોઈ શકતી નથી. જન્મ પછી ત્રણ મહિના સુધી એ સ્થિતિ કાયમ રહે છે. કેટલાક માણસોની આંખો ખૂબ ખેંચાવાથી બાડી બની જાય છે. તેનું પણ આજ કારણ છે.

આપણી આંખો ફરતી હોય છે ત્યારે તે તદ્દન અંધ હોય છે માત્ર જે બિંદુ ઉપર દૃષ્ટિ ફેંકાની હોય ત્યાં સ્થિર રહીને જ આંખો ફરતી હોય તો તે અંધ હોતી નથી. આનો પુરાવો સહેલાઈથી મેળવી શકાય તેમ હોય છે. એક અરીસા આગળ ઊભા રહી એક આંખની પ્રતિમા પર દૃષ્ટિ સ્થાપો. પ્રથમ એ આંખની જમણી તરફ ને પછી એ જ આંખની ડાબી તરફ જુઓ. વળી પાછી જમણી તરફ નજર કરો. આપણી આંખ હાલતી જણાશે જ નહિ; કારણ કે આંખ હાલવા માંડે છે ત્યારથી જ તે અંધ બની જાય છે. એ અંધત્વના ગાળાનો આપણને કદીયે ખ્યાલ આવી શકતો નથી કારણ કે આંખ હાલવા માંડે છે તે પહેલાં જે ચિત્ર મગજની દૃષ્ટિ પર છપાયું હોય છે ને અંધત્વના ગાળાના મોટા ભાગ સુધી

ટકી રહે છે, જ્યારે દૃષ્ટિપડળ (Ratina) તો અંધ જ હોય છે. આમાં અંધત્વના ગાળાનો આપણને ખ્યાલ જ આવી શકતો નથી. કારણ કે આંખ હાલવાં માંડે તે પહેલાં જે ચિત્ર જોયેલું હોય છે તે મગજના દૃષ્ટિસ્થાનમાં રમ્યા જ કરે છે ને દૃષ્ટિપડળના અંધત્વના ગાળા દરમિયાન તે અસ્તિત્વ ધરાવે છે. પરંતુ મુખ્ય વાત તો એ છે કે હિલચાલથી ઉપસ્થિત થતાં અંધત્વ દ્વારા આંખને વિરામ મળી જાય છે. આપણે જાગતા હોઇએ છીએ ત્યારે એવા વિરામના પ્રસંગો ઘણા સાંપડે છે. પરિણામે જે આછાં ને નકામાં ચિત્રો હાલતાં ચાલતાં આપણી નજરે પડવાં જ જોઈએ તે શ્રમ બચી જાય છે.

મનુષ્યનયનની લાક્ષણિક વસ્તુ પ્રાણીઓનાં નેત્રોમાં જડી આવતી નથી. દરેક મેમાલની આંખો બે નાના કેમેરા જેવી હોય છે. એમાં નાનું ચિત્ર પડી જાય છે, પરંતુ મનુષ્યના મગજમાં તો માત્ર એક જ સ્પષ્ટ ને સુરેખ ચિત્ર દેખાય છે. મનુષ્યની દૃષ્ટિમાં ખાસ અગત્યની વાત તો એ છે કે બન્ને આંખો એક ચિત્ર જોવામાં સરખો ભાગ ભજવતી નથી. જમણીયા માણસમાં જમણી આંખ ચિત્રનો મોટો ભાગ જોવામાં પોતાનો ફાળો આપે છે, જ્યારે ડાબોડી મનુષ્યનું ડાબું નેત્ર વધારે કામ આપે છે. એટલે જમણી આંખરૂપિ બારીમાંથી જ મગજ જોવાનું કામ કરે છે જ્યારે ડાબી આંખ માત્ર થોડીઘણી પૂર્તિ જ કરે છે. જ્યારે જમણી આંખ બંધ કરવામાં આવે છે ત્યારે ડાબી આંખ તુરત જ કામ કરવા મંડી પડે છે, તે જમણી આંખનું કામ બજાવી લે છે. એક આંખ કરતાં બીજી આંખ વધારે ઓછું જુએ છે કે નહિ તેની ખાત્રી કરવા થોડા ફુટ દૂર આવેલી દીવાલ પર પડેલા એક નાના ટપકા સામું જુઓ. પછી હાથમાંથી વીંટી કાઢી તેમાંથી એ બિંદુ જણાય એવી રીતે ધરી રાખો. પછી તમારી ડાબી આંખ બંધ કરો ને પેલી વીંટીની અંદરથી એ બિંદુ દેખાય છે કે નહિ તે જુઓ. તમે જમણીયા હશો તો તમો જોઈ શકશો. પછી તમારી જમણી આંખ બંધ કરી ડાબી આંખથી એ બિંદુ તરફ જુઓ. તમે એ બિંદુને વીંટીની બહાર જોશો. તમે ડાબોડી હશો તો તેથી ઊલટું પરિણામ અનુભવશો.

ઓછુંવત્તું જોવાની નેત્રની શક્તિ જમણા-ડાબોડી પણાની પેઠે જગતમાં પાછળથી ખ્યાલમાં આવ્યાં છે. કોઇ પણ પ્રાણીઓમાં આવું જમણા-ડાબોડીપણું કે આંખની ઓછુંવત્તું જોવાની શક્તિ જણાઇ નથી. આવી અજબ પરિસ્થિતિનું ભવિષ્યમાં ઘણું જ અગત્યનું પરિણામ આવશે એક પરિણામ તો મને એવું લાગે છે કે યુગાંતરો પછી મનુષ્યની બે આંખો નજીક ને નજીક આવ્યાં જશે ને નાકની દાંડી ઓછી થઇ ડૂબતી જશે. છેવટે અત્યારે જ્યાં નાકની દાંડી છે ત્યાં એક વિશાળ નેત્ર બની જશે. પછી હાલ પક્ષીઓની બન્ને આંખોમાં હોય છે તેવી રીતે મનુષ્યની એ એક આંખમાં પણ સૂક્ષ્મ વેધક દૃષ્ટિ પ્રાપ્ત થશે. પછી દૃષ્ટિવર્તુલ નાનું થઇ જશે પરંતુ આંખ સૂક્ષ્મ વસ્તુઓને પણ દૂરની વસ્તુઓ માફક સહેલાઈથી જોઇ શકશે. કદાચ અત્યારે મનુષ્યદૃષ્ટિ નથી જોઈ શકતી એવી શક્તિઓની વિવિધ જ્યોતિરેખાઓ પણ જોઈ શકશે.* .

·રમણીકલાલ દલાલ

* The Evolution of Eyes Reader's Digest December 1933
From The American Scholar-By Thomas Hall Sbaswd.

# (૫) સોવિયેટ રશિયામાં જ્ઞાનપ્રચાર

રશિયામાં ઝારના અમલ દરમિયાન સામાન્ય જનતાને જેમ બને તેમ જ્ઞાનથી વિમુખ રાખવામાં આવતી. પણ સોવિયેટ અમલ દરમિયાન ૧૯૨૮ થી ૧૯૩૩ ની પંચવર્ષીય યોજનાને પરિણામે કુલ વસ્તીના ૩૩ ટકા વાંચી લખી શકતા તે સંખ્યા ૬૬ ટકાએ આવીને ઊભી છે.

સોવિયેટ રાજ્યે પ્રથમ ધ્યાન તો બાળકેળવણી ઉપર આપ્યું. ૩ થી ૮ વરસની ઉંમર સુધીનાં બાળકો માટે કિંડરગાર્ટન શાળાઓ અને બાલગૃહો ખોલવામાં આવ્યાં છે, જ્યાં બાલકેળવણીના નિષ્ણાતોના હાથે બાળકોના માનસિક વિકાસ ઉપર પૂરતું લક્ષ અપાય છે. તે ઉપરાંત લણણીના વખતે જ્યારે કામદાર વર્ગ આખો વખત મજૂરીમાં રોકાયેલ હોય ત્યારે તેનાં બાળકો માટે નજીકમાં જ બાલક્રીડાંગણો ખોલવામાં આવેલ હોય છે. અને તે યોગ્ય શિક્ષકો અને નર્સની દેખરેખ નીચે હોય છે. આને અંગે માબાપોને પણ પોતાના માનસિક વિકાસ માટેનો વખત મળી શકે છે.

અત્યારે આખા રશિયામાં ૬,૭૮૬ કિંડરગાર્ટનશાળા, ૧,૪૩૭ બાલગૃહો અને ૨૮,૭૬૧ બાલક્રીડાંગણો ચાલે છે.

બીજા મૂડીવાદી દેશોની માફક ત્યાં પણ ૮ થી ૧૨ વર્ષની ઉંમરનાં બાળકો માટે પ્રાથમિક શાળાઓ છે. પણ તે બીજા દેશોની શાળાથી જુદી પડે છે. સોવિયેટ રશિયામાં શિક્ષણની સાથે જાતમહેનતને પણ સ્થાન આપવામાં આવ્યું છે. તેમાં નહાવાધોવાનું, પોતપોતાની જગ્યા સાફ રાખવાનું, નાનાં પ્રાણીઓની સંભાળ રાખવાનું, બગીચાનું વગેરે કાર્યો કરવાં પડે છે. ૧૯૩૨ થી આ સામાન્ય પ્રાથમિક જ્ઞાન ૮ થી ૧૧ વરસનાં બાળકો માટે ફરજિયાત કરવામાં આવેલ છે. અને ૧૯૩૩થી એક નવો અખતરો દાખલ કર્યો છે. ૮ થી ૧૫ વરસનાં બાળકો માટે સાત વર્ષની ફરજિયાત કેળવણી દાખલ કરી છે. આને અંગે સોવિયેટ રશિયાએ કેટલી પ્રગતિ કરી છે તે નીચેના આંકડા ઉપરથી જાણી શકાશે.

| | | |
|---|---|---|
| ૧૯૧૪ માં | ૭૦,૦૦,૦૦૦ | રશિયન બાળકો પ્રાથમિક શાળામાં જતાં હતાં. |
| ૧૯૨૮ માં | ૯૭,૦૦,૦૦૦ | ,, ,, ,, ,, ,, |
| ૧૯૩૩ માં | ૧,૭૦,૦૦,૦૦૦ | ,, ,, ,, ,, ,, |

આ ઉપરાંત ઔદ્યોગિક કેળવણી વ્યાપારી શાળા અને કારખાનાં મારફત આપવામાં આવે છે. આનો લાભ લેના વિદ્યાર્થીની સંખ્યા ૧૯૩૧ માં ૧,૫૨,૦૦૦ ની હતી તે ૧૯૩૩ માં ૨,૯૩,૦૦૦ સુધી પહોંચી હતી.

પુખ્ત ઉંમરનાં માણસોને ઔદ્યોગિક અને ખેતી વિષયક જ્ઞાન આપવા માટે સંખ્યાબંધ સંસ્થાઓ છે. પંચવર્ષીય યોજનામાં આને માટે ખાસ સગવડ કરવામાં આવી હતી કારણ પ્રજાના ઔદ્યોગિક વિકાસ માટે દરેક ધંધાના નિષ્ણાતો બહુ મોટા પ્રમાણમાં જોઈએ. આવી સંસ્થાઓમાં કેળવણી લેનારાઓની સંખ્યા ૧૯૨૧ માં ૪,૯૧,૦૦૦ ની હતી તે ૧૯૩૨માં ૭,૦૦,૦૦૦ સુધી પહોંચી.

ખેડૂતોની કેળવણી માટે આખા દેશમાં ઠેકઠેકાણે કૃષિગૃહો સ્થાપવામાં આવ્યાં છે. આવાં ગૃહો ખેતી વિષયક વૈજ્ઞાનિક જ્ઞાન આપવા ઉપરાંત તેમના સંસ્કાર ઘડવામાં પણ

અગત્યનો ભાગ ભજવે છે. ત્યાં દરેક વિષયો ઉપર વ્યાખ્યાનો આપવામાં આવે છે, અને સાથે નિરક્ષરતા નિર્મૂળ થાય છે. વળી આવા ગૃહો સાથે ઘણે ભાગે એક 'મ્યુઝિયમ' સંગ્રહસ્થાન હોય છે તે ખાસ વિશેષતા છે.

ઉચ્ચ કેળવણી બે જાતની સંસ્થા દ્વારા અપાય છે: (૧) કામદાર સંઘ; (૨) વિદ્યાપીઠ. કામદાર સંઘ રાજક્રાંતિ પછી હસ્તીમાં આવેલ છે. તેમાં સ્નાતકોને કાર્લ માર્ક્સના સિદ્ધાંતોને અનુસરીને ચાલુ રાજ્યશાસનને અનુકૂળ વિશેષ જ્ઞાન આપવામાં આવે છે. આ અભ્યાસક્રમ ચાર વરસનો છે.

૧૯૩૧માં આવા કામદાર સંઘો ૬૯૪ હતા. જેમાં ૧,૫૦,૮૨૭ વિદ્યાર્થીઓને શિક્ષણ મળતું. અને તે જ સાલમાં સોવિયેટ યુનિયનમાં વિદ્યાપીઠમાં જતા વિદ્યાર્થીઓની સંખ્યા ૨,૪૬,૦૦૦ હતી. તે ૧૯૩૩માં વધીને ૩,૬૫,૦૦૦ ની થઈ છે.

આ પ્રમાણે સોવિયેટ યુનિયન વસ્તીના પ્રમાણમાં વિદ્યાર્થીની સંખ્યાને હિસાબે બીજા દેશો કરતાં ઘણું આગળ વધ્યું છે.

| | વસ્તીમાં | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| સોવિયેટ યુનિયન | ૧,૦૦,૦૦૦ | ૩૨ |
| જર્મની | ૧,૦૦,૦૦૦ | ૧૪ |
| ઈંગ્લેન્ડ | ૧,૦૦,૦૦૦ | ૧૮ |
| ફ્રાન્સ | ૧,૦૦,૦૦૦ | ૮ |

આ ઉપરાંત પુખ્ત ઉમરનાં માણુસો જેમને જ્ઞાન મેળવવું હોય તેમને માટે બીજી ઘણી સગવડતાઓ છે જેવી કે:—ઘેર તૈયાર થઇ શકે તેવા અભ્યાસક્રમ. સાંજ અને તહેવારે ભરાતા વર્ગો, રાજદ્વારી શાળાઓ, વાંચનગૃહો, ક્લબો, ફરતાં પુસ્તકાલયો, અને ચોક્કસ વિષયના ગ્રંથસ્થાનો. ૧૯૨૯ની શરૂઆતમાં સોવિયેટ યુનિયનમાં ૨૯,૦૦૬ પુસ્તકાલયો, ૫,૫૮૫ ક્લબ, ૨૯,૪૪૧ ગ્રામ વાંચનાલયો હતાં. આ સિવાય સામાન્ય જનતાને કેળવવા માટે દિવાલપત્રોનો ઉપયોગ પણ ઠીક થાય છે. કારખાનાં અને મુખ્ય રસ્તાઓ ઉપર સારા અક્ષરે લખેલા સચિત્ર માહિતિવાળા દિવાલપત્રો ચોડવામાં આવે છે. આ માટે સીનેમા અને રેડીઓનો પણ ઠીક લાભ લેવાય છે. મોસ્કોમાં એક નવીન પદ્ધતિનું 'એજ્યુકેશનલ થિયેટર' ઊભું કરવામાં આવ્યું છે. જેમાં લોકોના રીતરિવાજ, રહેણીકરણી દર્શાવતી ફિલમો ઉપરાંત ઔદ્યોગિક અને વિજ્ઞાન વિષયક ફિલમો પણ બતાવવામાં આવે છે. પંચવર્ષીય યોજનાની શરૂઆતમાં એટલે ૧૯૨૮ માં 'રેડીઓ રીસીવિંગસેટ' ૩,૫૦,૦૦૦ હતા તેને બદલે ૧૯૩૩ માં ૭,૦૦,૦૦૦ થયા છે, અને સીનેમાની સંખ્યા ૫૦,૦૦૦ પહોંચી છે.

વૈજ્ઞાનિક શોધખોળમાં પણ ખૂબ પ્રગતિ આણી શકાઇ છે. વૈજ્ઞાનિક કાર્યકર્તાઓ અને તેમનાં કુટુંબો માટે સારા પેન્શનની યોજના થતાં આ દિશામાં કાર્ય ઘણું ઝડપી થઇ શક્યું છે. કોકેશિયસ પર્વતની ગીરીમાળાઓમાં અને સાઇબીરિયાની ત્રણે મોટી નદીઓમાં ભૌગોલિક શોધખોળ ખૂબ થઈ છે. તે ઉપરાંત આર્ટીક પ્રદેશની શોધ માટે ચોક્કસ યોજના હાથ ધરવામાં આવી છે. આ દિશામાં સોવિયેટ યુનિયને શું કાર્ય કર્યું છે તેનો ખ્યાલ

નીચેની હકીકત ઉપરથી સહેજે આની શકશે:

| ઔદ્યોગિક વૈજ્ઞાનિક | ૧૯૨૮ | ૧૯૨૯ | ૧૯૩૦ | ૧૯૩૧ |
|---|---|---|---|---|
| સંસ્થાની સંખ્યા | ૩૦ | ૬૫ | ૧૪૧ | ૨૦૫ |

અને તે સંસ્થામાં કાર્યકર્તાઓની સંખ્યા નીચે પ્રમાણે છે:

| | સંચાલકો | વૈજ્ઞાનિક કાર્યકર્તા | ઔદ્યોગિક કાર્યકર્તા | ઉમેદવારો |
|---|---|---|---|---|
| ૧૯૨૯ | ૩૬૨ | ૧૪૩૭ | ૧૩૪૮ | ૬૨ |
| ૧૯૩૦ | ૧૦૩૩ | ૪૯૪૩ | ૫૨૦૩ | ૨૪૮ |
| ૧૯૩૧ | ૨૯૦૩ | ૮૭૫૭ | ૧૨૦૯૯ | ૧૦૬૮ |

એ ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે કે ઉપલી સંખ્યા માત્ર ઔદ્યોગિક વિકાસમાં જ રોકાયેલી છે. તેટલી જ સંખ્યા શોધખોળ, કેળવણી, ખેતી વગેરે દરેક પાછળ પણ રોકાયેલી છે.

આ પ્રમાણે જુદી જુદી પ્રવૃત્તિ પાછળ ધ્યાન આપવા સાથે પ્રજાના શારીરિક વિકાસ માટે પણ ધ્યાન આપવામાં આવેલ છે. પ્રજાના આરોગ્ય માટે વ્યાખ્યાનો, પ્રદર્શનો, દિવાલ-પત્રો, સૂચીપત્રો વગેરે વસ્તુનો ઉપયોગ થાય છે. જેમાં જાતીય જ્ઞાન, સંતતિ નિયમન, બાળઉછેર, ગૃહવ્યવસ્થા, વ્યાયામ, અને ખોરાક વિષેની સંપૂર્ણ માહિતી આપવામાં આવે છે. રોગમુક્ત થવા માટે સમજણ આપવા ચિત્રાવલી યોજવામાં આવી છે. વળી સરકારી અમલદારોની દેખરેખ નીચે અવારનવાર શારીરિક રમતગમતના મેળાવડા પણ યોજવામાં આવે છે. આના માટે શારીરીક વિકાસસંઘો સ્થાપવામાં આવ્યા છે જેના સભ્યોની સંખ્યા ૧૯૨૯ માં ૩૮,૦૦,૦૦૦ હતી અને ૧૯૩૩ ના ઓગસ્ટ માસમાં પ્રથમ 'ઇન્ટરનેશનલ ઓલિમ્પિક ગેઇમ્સ' શરૂ કરી હતી.

ઝારના વખતમાં રશિયામાં દારૂ વગેરેનું જોર ઘણું હતું. આ બદીને નિર્મૂળ કરવા માટે સંઘો સ્થપાયા છે, જે લોકોને દરેક જગ્યાએ જઇ આ બદીનાં અનિષ્ટ સ્પષ્ટ રીતે સમજાવે છે. આ પ્રવૃત્તિમાં બાળકો પણ પોતાનો ભાગ ભજવી રહ્યાં છે. તેઓ ટુકડીમાં જ્યાં તેમનાં માતપિતા કામ કરતાં હોય ત્યાં કારખાનામાં જઇ તેમનાં માતપિતાને આ બદીથી દૂર રહેવા સમજાવી પ્રતિષ્ઠિત માણસો સન્મુખ તેમને તેમ ફરીથી ન કરવા સમ ખવરાવે છે. આ અનિષ્ટનું મૂળ તો ગૃહની અશાંતિમાં જ રહેલું છે કારણ ઘરમાં શાંતિ ન મળતાં અજ્ઞાન માણસો આવાં માદક પીણાં પી ખોટી શાંતિ શોધવા ફાંફાં મારે છે. તે સોવિયેટ યુનિયન બરાબર સમજતું હોઇ સ્ત્રીઓના સમાજસહાયકસંઘ સ્થાપ્યા છે જે કામદાર લત્તાઓમાં ઘેરઘેર જઈ કામદાર સ્ત્રીઓને ગૃહશિક્ષા, કરકસરના ફાયદા વગેરે જરૂરી વસ્તુનું જ્ઞાન આપવા સાથે તેમનાં બાળકોની કેળવણી માટે યોગ્ય વ્યવસ્થા કરે છે.

ટૂંકમાં, પંદર વરસ જેટલા ટૂંક વખતમાં સોલ કરોડની વસ્તીમાં સોવિયેટ યુનિયને જે પ્રગતિ સાધી છે તે એક જાદુ સિવાય બીજું કંઇ કહી શકાય તેમ નથી અને આને અંગે જ સોવિયેટ રશિયાએ અત્યારે અખિલ જગતનું ધ્યાન પોતાના તરફ ખેંચ્યું છે અને હજુ પણ તે પોતાની આખી વસ્તીને વાંચતી લખતી કરવાનાં સ્વપ્ન સેવી રહ્યું છે. +

ન્હાનાલાલ કે. પટેલ

---

+ અંગ્રેજી ઉપરથી.

## (૬) સ્વતંત્ર પોલાન્ડે સાધેલી પ્રગતિ

પોલાન્ડ સ્વતંત્ર થયા બાદ કેટલું પ્રગતિમાન થઈ શક્યું છે તે નીચેની હકીકત ઉપરથી જણાશેઃ—

છેલ્લા મહાન વિગ્રહમાં પોલાન્ડમાં સરકારી રિપોર્ટ પ્રમાણે ૧૮,૦૦,૦૦૦ મકાનો તારાજ થયાં હતાં. તેમાંથી ૧૯૨૪ સુધીમાં ૧૩,૦૦,૦૦૦ મકાનો ફરીથી બંધાઈ ગયાં છે અને ત્યાર બાદ પુનરૂરચનાનું કાર્ય ઘણું આગળ વધ્યું છે.

| | ૧૯૧૦–૧૧ | ૧૯૨૩–૨૪ | ટકા વધારો |
|---|---|---|---|
| નિશાળે જતાં બાળકોની સંખ્યા. | ૩,૭૦,૫૭૫ | ૧૩,૪૫,૫૮૪ | ૨૬૩ |

૧૯૨૧માં ૪ થી ૭ વરસની ઉમરનાં બાળકો માટેની શાળાઓ ૬૩૧ હતી તે ૧૯૨૮માં ૧૪૩૦ થઈ જેમાં ૮૩,૯૧૨ બાળકો ભણતાં હતાં.

૧૯૨૩–૨૪ માં પ્રાથમિક શાળાની સંખ્યા ૨૭,૩૮૪ હતી જેમાં ૬૨,૦૦૩ શિક્ષકો અને ૩૨,૦૮,૩૫૨ શિષ્યો હતા.

૧૯૧૮–૧૯ માં ૨૭૦ ખાસ વિષયક શાળાઓ હતી જ્યારે ૧૯૨૭–૨૮ માં ૪૨૮ શાળા હતી, તેમાં ૫૯,૦૧૪ શિષ્યો હતા.

જગતયુદ્ધ પહેલાં માધ્યમિકશાળાની સંખ્યા ૪૬૩ હતી જે ૧૯૨૩–૨૪ માં ૭૬૪ સુધી પહોંચી અને તેમાં ૨,૨૧,૦૯૨ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા.

ઉચ્ચ કેળવણી માટે પોલાન્ડમાં ૧૧ વિદ્યાપીઠો છે. તેમાં ૧૯૨૭ માં ૨૭,૪૫૪ વિદ્યાર્થીઓ અને ૯,૫૨૨ વિદ્યાર્થીનીઓ હતી.

કેળવણી ઉપરાંત પ્રજા પાસેથી લેવામાં આવતા કરની દૃષ્ટિએ જોતાં પોલાન્ડ પ્રગતિમાન ગણી શકાય તેમ છે.

૧૯૨૪ માં વસ્તીના માથા દીઠ જાહેર કર અને બીજા ઈજારાથી લેવાતા પૈસાઃ*

| | ડૉ. સૅ. |
|---|---|
| ગ્રેટબ્રિટન | ૬૮–૫૦ |
| ફ્રાંસ | ૩૪–૯૦ |
| હોલેન્ડ | ૨૬–૮૦ |
| જરમની | ૨૬–૨૧ |
| બેલજિયમ | ૧૯–૩૦ |
| ઑસ્ટ્રિયા | ૧૭–૪૦ |
| ઝેકોસ્લોવેકિયા | ૧૭–૦૦ |
| ઇટલી | ૧૬–૪૦ |
| પોલાન્ડ | ૭–૯૬ |

ન્હાનાલાલ કે. પટેલ

* અંગ્રેજી ઉપરથી

## (૭) કોણુ કયાંથી ?

કોઈપણ ભાષાના બંધારણનું પૃથક્કરણ કરતાં પ્રતીત થશે કે એમાં મૂળ તત્ત્વો ઉપરાંત કેટલુંક વિશેષ ભળેલું હોય છે. જેનો જેનો સંપર્ક એને થયો તેનો તેનો ભલોબુરો પાશ એને લાગ્યો. ગ્રાહ્યને અપનાવવાનું ને ત્યાજ્યને હદપાર કરવાનું કામ ભાષાશાસ્ત્રીઓનું–પંડિતોનું છે. ( રૂઢિ–ડોસીની આમન્યા પાળવી પડે છે ). જો કે એમના હુકમોનો અનાદર કરનાર કેટલાક અવિનય કાયદાભંગીઓ હોય છે. નારેવડીએ શિક્ષા પામવા છતાંયે તેઓ ( ડબલીઆ ) પોતાનું વર્ચસ્વ ઠોકી બેસાડવા પ્રયત્ન કરે છે. આવાઓનો અત્યારે વિચાર કરવાનો નથી.

આપણી માતા સંસ્કૃત. રાજસ્થાની, મરાઠી જેવી બહેનપણીઓ સાથે રમતાં રમતાં ગુજરાતીને સારી પેઠે સંગરંગ ચઢયો છે. આપણા મુસ્લિમ બિરાદરો જ્યારથી આપણે ત્યાં તશરીફ લાવવા માંડયા ત્યારથી ઉર્દૂ, ફારસી, અરબી ને તુર્કી એ ભાષાઓએ અલ્પાધિક અંશે પેસારો નથી કર્યો ?...ચર્ચાની જરૂર છે ? જો હોય, તો અત્યારે મારો વિચાર નથી, એટલે કાલક્ષેપ નહિ કરું. આપણે સૌ કબૂલ કરીએ જ છીએ કે ગુજરાતીએ ઘણી ઘણી ભાષાઓ પાસેથી ( પ્રામાણિકપણે ) લઈ પોતાનો ભંડાર વધાર્યો છે અને એનો છૂટે હાથે ઉપયોગ કર્યો છે. જો કે હજીય આપણે મૂળમાંનું ઘણું શોધવાનું છે, બીજાઓ પાસેથી લઈ આપણું કરવાનું છે. કયું કયાંથી આવ્યું–લીધું એ કેટલીકવાર સ્પષ્ટ હોય છે. પણ નીચેની યાદી જે ઢંગધડા વિનાની છે તે ઉપરથી થોડીક રમૂજ લાધશે. એ પ્રતિ વિશેષ શાસ્ત્રીય પ્રયત્નો થશે એ આશાએ આ છોટીશી યાદી અંગુલિનિર્દેશ માત્ર છે એમ સમજવું. વેરાનમાં બેઠો છું એટલે જોઈતાં સાધનોને અભાવે તુલનાત્મક દૃષ્ટિએ કાંઈ પણ લખી શકતો નથી, કિંવા ઝીણવટપૂર્વક આ યાદીનું વિવરણે કરી શકતો નથી.

### યાદી

( ફા=ફારસી; અ=અરબી; તુ=તુર્કી )

**ઝાડુ ( ફા. જારૂબ; જા=જગ્યા અને રૂફ્તન ઉપરથી રૂબ )**
**નાળિયેર ( ફા. નારજીલ ઉપરથી કે સંસ્કૃત नारिकेल ઉપરથી ?)**

| | |
|---|---|
| ગીરો ( જમીન ગીરો મૂકવી ) | ( ફા. ગિરો ) |
| કુમક ( કુમકે ચઢવું, વ્હારે ધાવું ) | ( તુ. કૂમક ) |
| ગાજર ( carrot ) | ( ફા. ગજર ) |
| સાબુ | ( અ. સાબૂન ) |
| તાક ( મકાનના તાક ) | ( અ. તાક ) |
| ઈલાજ | ( અ. ઈલાજ ) |
| કુલ ( એકંદર ) | ( અ. કુલ ) |
| લંગડો | ( ફા. લંગ ) |
| નફો | ( અ. નફા ) |
| મોત | ( અ. મોત ) |

મોસમ (અ. મોસમ)
દવા (અ. દવા)
રસીદ (પહોંચ) (ફા. રસીદન, પહોંચવું ઉપરથી રસીદ)
મેંદો (લોટ) { અ. મેદા (લોટ) }
મેવો (સૂકો મેવો) { ફા. મેવા (ફળ) }
વાજબી (યોગ્ય) (અ. વાજબી)
વહેમ (અ. વહમ)
હિંમત { અ. હિમત (પ્રયત્ન) }
ખસી (બળદને ખસી કરવી) (અ. ખસી)
ખુશાલ (ફા. ખુશહાલ)

(મળેલું)

# પ્રણય તત્ત્વ

(વસંતતિલકા)

આ વિશ્વનાં મરુત કુદડીઓ ફરીને
ભેગાં થતાં મધુર મંજુલ ગાન ગાએ;
ને અંશુમાલિ કિરણો પૃથિવી ચૂમે છે,
ચૂમે વળી શશિની રેખ સમુદ્રને આ.
અદ્વૈતમાં પુરુષ પ્રકૃતિ જો વિલાસે
આ વિશ્વમાંહી નહિ એકલ કો વિલાપે,
ના સાધીએ ઉરની એમ અભેદ ગ્રંથિ
યુગ્મો બધાં વિભુની વિકૃતિ એમ કહેવું ?*

'કપિંજલ'




**આ**જે ઝાઝે દિવસે કલમ હાથમાં ધરતાં મને સૌથી પહેલાં માંદગીની સ્તુતિ કરવાની મારી ફરજ લાગે છે. એક કડી તો માંદગીમાં જ તૈયાર થઈ ગઈ હતી. આ પ્રમાણે–

માંદગીને –

સાચાં રે સંબંધી તમે એક છો,
બીજાં ફોકટ ફંદ;
સુખ ને સુવાણુ આડી વાત છે,
તમે આદિથી અંત સાચાં રે૦

આ રાગ ભજનનો છે. માંદગીમાં જ શ્રી મેઘાણીનું "ઘણ રે બોલે ને એરણ સાંભળે" એ ભજન સાંભળેલું એટલે એને મળતા રાગમાં જ આ લીટીઓ સ્વયંભૂ ઉદ્ભવી. સાથે સાથે 'બિમારી ઉપર ગઝલ કરવાની પણ ઇચ્છા થઈ.' અને તે સાથે જ અલમારી, અલગારી, તમારી, અમારી, આજારી, પૂજારી, કિનારી, વગેરે કેટલાય પ્રાસવાળા શબ્દો આવીને ખડા થયા. ત્યાં વળી વિચાર આવ્યો! થોડા જ માસ ઉપર મારા એક મિત્રે કવિતાની મશ્કરી કરવાને કહેલું કે તેમના એક ઓળખીતા કવિ પોતાની નોટબુકમાં બધા પ્રાસો લખી રાખતા. હવે આમ કરવાથી કવિતા જરા પણ ખરાબ થાય છે કે કવિતા કલા મટી જાય છે એમ હું માનતો નથી. ટેનિસન પણ પ્રાસોનું લિસ્ટ રાખતો, પ્રાસોનું નહિ તો શબ્દોનું, અને ટેનિસન નહિ તો બીજો કોઈક અંગ્રેજ કવિ કશાકનું પણ લિસ્ટ રાખતો એ વાત તો તદ્દન ખરી છે. ચેકોવ પ્રસંગોની નોંધો રાખતો. અને આપણા સંસ્કૃત સાહિત્યકારો, જેમણે બધી બાબતમાં બધાને આંટી દીધા છે, તેમણે તો પ્રાસને લક્ષમાં રાખીને શબ્દકોષો બનાવ્યા છે; છતાં અંગ્રેજી કવિતા કે સંસ્કૃત કવિતા ખરાબ છે એમ કોઈએ કહેલું નથી. એટલે પ્રાસવાળા શબ્દોની નોંધો રાખવાથી કવિતા બગડે છે એમ હું જરા પણ માનતો નથી. પ્રાસથી કવિતાનો ભાવ સંયમમાં આવે છે એવો તેનો ફાયદો તો ઘણાએ બતાવેલો છે. પણ પ્રાસનો એથી મોટો ફાયદો એ છે કે સાંભળનાર પોતે કવિતા કરવા માંડે છે. આનો ખાસ દાખલો જોવો હોય તો ફારસી કવિઓનો મુશાયરો અથવા કોઈ પણ ગુજરાતી નાટક જોવા જાઓ. મુશાયરામાં કવિ પોતાની પંક્તિ પૂરી કરે તે

પહેલાં શ્રોતાજનો પોતે એ સમજી જઈ પૂરી કરી વાહવાહમાં કવિને વધાવી લે છે. હું એક જ નાનો દાખલો આપીશ. ધારો કે આ પ્રમાણે કવિતા ચાલતી હોયઃ

'અહીં બધાં નકકામાં ગારા અહીં બધાં ગુલઝાર છે.

તે પછી ધારો કે કવિ કહે

અહીં બધા સાજા જનો છે, અહીં બધા

આટલું બોલતાં તો શ્રોતાઓ જ બોલી ઊઠવાના

આઝાર છે.

થોડા વધારે દાખલા આપું: તમે પણ વાંચતાં વાંચતાં જ સમજી જઇને પંક્તિ પૂરી કરી જ દેવાના છો એટલે હવે સળંગ જ લીટી લખ્યે જાઉં છું.

અહીં રહેવાનાં ઘરો છે, આહીં તો બાઝાર છે.
અહીં બધા આશક પડયા છે, આહીં તો દિલદાર છે.
અહીં બધા ધંધાનશિન છે, અહીં બધા બેકાર છે
અહીં બધા આલીમુવાલી, આંહીં પૈસાદાર છે.

નાટકમાં પણ બેતો બોલાય છે. અને શ્રોતાવર્ગ તરત સમજી જાય છે કે હવે આ રીતે આ બેત પૂરી થશે. અને તેથી એ નાટક અને એ બેતો બોલનારું પાત્ર ઘણાં જ લોકપ્રિય થાય છે. એનું ખાસ કારણ એ છે કે લોકો જે જાણતા હોય છે તે જ કવિ ત્યાં કહે છે. લોકપ્રિય થવાને લોકો ન જાણતા હોય તેવું કંઈ અપૂર્વ કહેવાની જરૂર નથી, તેઓ જાણતા હોય તેવું જ કંઈક કહેવાની જરૂર છે. લોકોને લાગવું જોઇએ કે અમે કવિ છીએ, અને એમને એમ લાગે તે પછી જ તેઓ કવિને કવિ હોવાનું માન આપે છે! લોકપ્રિય થવાની આ કૂંચી છે. લોકો મુખ્યત્વે તો પોતે કવિ છે, પોતે સમજે છે એમ માનવાને રાજી હોય છે, અને એમ માનતાં થોડી મનની મોકળાશ બાકી રહે તેમાંથી કવિને કવિત્વનું માન આપવાને બિનવાંધાવાળા હોય છે. આ વાત તમને ઊલટી લાગશે પણ આ જ સાચું છે. આનો બીજો દાખલો આપું. લોકો મંદિરે જઇને કંઈક ધરાવે છે, અને એ ધરાવેલાનો શેષભાગ-પ્રસાદ પોતે રાખે છે, એમ સામાન્ય રીતે દેખાવ થાય છે. પણ એ માત્ર બહારનો દેખાવ છે. જરા ઊંડું વિચારી જોશો તો સમજાશે કે પોતા માટે વાપરતાં બાકી બચેલું હોય તેમાંથી પ્રસાદ ધરાવવાની રકમ નક્કી થાય છે. કોઈ પોતે ભૂખ્યો રહીને પ્રસાદ ધરાવવા જતો નથી. અને મંદિરમાં ધરાવતી વખતે દેખાવ એવો કરે છે કે જાણે ધરાવેલામાંથી બાકી રહેલું જ માત્ર પોતે રાખે છે બીજાને માન આપવાનું પણ એવું છે. માણસ પોતાને માન આપવાને જ ખરો ઉત્સુક તો હોય છે, એમ કરતાં કાંઈ બાકી રહે તેમાંથી દુનિયાંનાં અન્ય માણસોને માન આપે છે. માટે જ જેઓ એમ માનતા હોય કે પોતાને પૂરું માન મળ્યું નથી અથવા પોતે પોતાને પૂરું માન હજી આપી શકયો નથી તે કદી બીજાને માન આપતો નથી.

એટલે પ્રાસો પહેલેથી નક્કી કરી રાખવાથી કાવ્ય બગડે છે એમ તો હું માનતો નથી-માનવાનો નથી. એટલે પ્રાસો મને આવડે છે તેથી કવિતા ખોડી કે ખરાબ થશે એવો ભય મને નથી. પણ માંદગી વિશેની કવિતા કરતાં એટલે બધે દૂર ચાલ્યો ગયો કે

હવે કવિતા કરવા કરતાં વાતો કરવી જ વધારે સારી લાગે છે. તો આપણે શું? કવિ તો છીએ જ. પછી આ પ્રસંગે કવિતા નહિ કરીએ તોપણ શું ખોટું થઈ જવાનું છે.

× × ×

મને એમ લાગે છે કે હજી સુધી માંદગી વિશે જોઇએ તેવું અને જોઈએ તેટલું લખાયું નથી. અલબત મેકોલેએ કોઇને લખેલું કે માંદગીથી ઘણા નવા હક્કો મળે છે, ઘણા માણસો મળવા આવે છે, ભાભાપા કરવા આવે છે, વગેરે, પણ એ વાતો તો જૂની થઈ ગઈ છે. પણ જીવનની યોજનામાં માંદગીનું સ્થાન ઘણું મહત્ત્વનું છે એ હજી થોડા જ જાણે છે. કોઈ કોઈ નવલકથાકારો જાણે છે. ગોવર્ધનરામભાઈએ બુદ્ધિધનના મનનો પલટો તેની માંદગીમાં કરાવ્યો. એચ. જી. વેલ્સની 'મૅરેજ' (Marriage) નામની નવલકથામાં તેનો નાયક એવો વિચિત્ર અને મોં–શરમાળ છે કે એક વાત તે પોતાની બૈરીને વર્ષો સુધી નથી કહી શકતો, તે તે મંદવાડના લવારામાં છેવટ બોલી નાંખે છે અને ત્યાંથી બન્નેના જીવનનું પરિવર્તન થાય છે. અલબત આ માંદગીમાં મારા મનનું કોઇ ખાસ પરિવર્તન તો નથી થયું જો કે શરીરનું તો પુષ્કળ થયેલું. અને મારે પરિવર્તન જોઇતું પણ નથી. કારણકે મારા સ્વૈરવિહારીપણાથી હું પૂર્ણ સંતુષ્ટ છું. મારો એક ઓળખીતો કહેતો કે મરતી વખતે મને ખૂબ ક્રોધ ચડે તો સારું કારણકે (એ ભાઇ કહેતા કે) ક્રોધમાં હું કદી જૂઠું બોલતો નથી, અને મરતી વખતે ક્રોધ ચડે તો, ક્રોધની સચ્ચાઇને લીધે સદ્‌ગતિ થાય! ક્રોધની તો મને ખબર નથી. પણ હું એમ તો જરૂર ઇચ્છું કે મરતાં સુધી સ્વૈરવિહારી રહું તો સારું. એમર્સને કહ્યું છે કે ઈશ્વર કદી બીકણને પોતાનું સ્વરૂપ દેખાડતો નથી, માત્ર બહાદુરને દેખાડે છે. તેમ એમર્સન પછવાડે કે સામે ગયા વિના કહી શકું કે મને તો હું સ્વૈરવિહારી હોઉં ત્યારે જ સત્ય દેખાય છે. કહેવાય છે કે કૃષ્ણે કોઈવાર ગોપીઓને કહેલું કે 'કૃષ્ણ સાચો બ્રહ્મચારી હોય તો અમે જમના ઉપર ચાલી શકીએ ' એમ કહેશો એટલે ચાલી શકશો. અને કૃષ્ણને સોળહજાર બૈરીઓ છતાં ગોપીઓ એમ કહેવાથી જમનાનાં પાણી ઉપર ચાલી ગઈ હતી. તેમ અનેકની નિન્દા કર્યા છતાં હું કહી શકું કે સ્વૈરવિહારીએ કોઇ દિવસ કોઈનો પણ દ્વેષ કર્યો નથી. અલબત આ કળજુગમાં હું એ મારા સત ઉપર કોઇને પાણી ઉપર ચાલવાની તો શું પણ ઘરમાં બેસી પાણીએ નાહવાની પણ સલાહ આપતો નથી. કારણકે આ જમાનામાં, દેવ દેવીઓનાં પણ સત રહ્યાં નથી. એકવાર મથુરામાં એક ગાડી હાંકનારે આર્કીઓલૉજિકલ મ્યૂઝિયમના સંબંધમાં કહેલું કે જે જે મૂર્તિનું સત ચાલ્યું ગયું હોય છે તેને ઉપાડીને તેમાં મૂકી દે છે! એકવાર મદુરામાં એક મંદિર જઇને જોઇ આવ્યા. એ મંદિર કાર્તિકેયનું, દક્ષિણ હિંદના હિંદુધર્મ પ્રમાણે સુબ્રહ્મણ્યનું ગણાતું હતું. મૂર્તિ તો મયૂર ઉપર નહોતી પણ ચોકમાં મયૂર છૂટો હતો,—મહાદેવના મંદિરમાં પોઠિયાની પેઠે. પણ આવી વસ્તુઓમાં રસ લેનાર એક મિત્રને આ વાત કરી તો એ કહે એ તો જ્યેષ્ઠાનું મંદિર છે, અને મને એક પુસ્તકમાં પણ બતાવ્યું જ્યાં એ જ વાત સપ્રમાણ ઠરતી હતી. મને લાગે છે કે આપણો દેશ કાર્તિકેય જે યુદ્ધનો દેવ છે તેને બદલે જ્યેષ્ઠાની જ પૂજા કરે છે! જ્યેષ્ઠા એટલે શું જાણો છો? જ્યેષ્ઠા એટલે મોટી બહેન–લક્ષ્મીની મોટી બહેન–એટલે અલક્ષ્મી! આખો હિંદ યુદ્ધના દેવને બદલે ભૂલથી કે જાણી જોઈને દળદરની પૂજા કરે છે! એટલે આ જમાનામા

જ્યાં દેવ દેવીઓ પણ જૂઠાં છે ત્યાં મારા સત ઉપર આધાર રાખવાનું કોઇને કહેતો નથી. આ જમાનો દરેકે પોતાના સત ઉપર ચાલવાનો છે. કરોળિયો જેમ પોતામાંથી તંતુ કાઢીને તેનાથી દશે દિશામાં ગતિ કરે છે તેમ માણસે પોતામાંથી સતનો તંતુ કાઢીને તેના પર ગતિ કરવાની છે. હું પણ મારા સત ઉપર ચાલું એટલું કરી શકું તો બહુ છે. પણ આ દુનિયામાં કરુણમાં કરુણ અનિષ્ટ એ છે કે પોતાની મેળે ચાલવા જેટલું સત દરેક માણસ પોતામાંથી કાઢી શકતો નથી.

× × ×

માંદગીની પ્રશસ્તિ કરતાં એક શંકા થાય છે. મારા અખાડાવાળા મિત્રો કહેશેઃ અમે માંડ માંડ લોકોને તંદુરસ્તીમાં લઇ જઇએ છીએ ત્યાં આ માણસ પાછો ક્યાંથી માંદગીનાં વખાણ કરવા માંડ્યો છે! તેમને મારે ધીરજ આપવા કહેવાનું કે માંદગીની મારી પ્રશસ્તિથી કોઈ માંદું પડી જશે, અથવા કોઇને માંદગીનો મોહ લાગશે એવો ભય રાખવાનું કારણ નથી. ઘણી વસ્તુઓનાં માણસો વખાણ કરે છે પણ તે કદી એ પ્રમાણે કરતાં નથી—કરવાનાં નથી. ગરીબાઇનાં વખાણોથી આખું સાહિત્ય ભરેલું છે, પણ હજી સંત ફ્રાન્સિસ કે ગાંધીજી જેવા એક બે માણસો સિવાય કોઈ હાથે કરીને ગરીબ થયું નથી. નહિતર ગરીબ થવું તો માંદા થવા કરતાં પણ સહેલું છે! અને સાહિત્યમાં દુઃખ અને વિપત્તિઓનાં ઘણાંય વખાણ થયાં છે પણ કોઈએ હજી સુધી દુઃખને ઊભું કર્યું હોય એવો દાખલો નથી. તો આ માંદગીનાં મારાં વખાણથી કોઈ માંદું પડી જશે એવો ભય રાખવાની જરૂર નથી. હજીકેય હાથે કરીને આપઘાત કર્યાના દાખલા છે, પણ મરવાથી ઓછી અને તેની આ બાજુની માંદગીની સ્થિતિ કોઇએ આણી જાણી નથી. માટે મારી આ પ્રશસ્તિથી કોઈ માણસો માંદા થશે એવો ભય ન રાખવો. અખાડાવાળાઓને ગમે તેને મજબુત તંદુરસ્ત બળવાન કરવાની છૂટ છે—અરે મૃને પણ તેવો કરવો હોય તો કરવાની છૂટ છે ને!

× × ×

માંદગીમાં અણબનાવવાળાં પતિપત્નીને બનાવ થઈ જાય છે એવી ઘણી વાતો વાંચી છે, માંદગીમાં ઘણા ધાર્મિક બની ગયા હોય એવી ઘણી વાર્તાઓ વાંચી છે, ઘણા કવિઓએ એવી સ્થિતિમાં કાવ્યો કરેલાં છે. પણ માંદગીમાં હું કહું છું કે માણસની સૌંદર્યદૃષ્ટિ વધે છે, તીવ્ર થાય છે, શુદ્ધ થાય છે, ખૂલે છે. દાખલા તરીકે આકાશનું સૌંદર્ય માંદગીમાં બરાબર સમજી શકાય છે. માંદગીમાં તમે પુસ્તકો વાંચીને શ્રમ ન કરો એટલા માટે તમારા કુટુંબીઓએ તમારા ઓરડામાંથી પુસ્તકો તો બધાં ખસેડી નાંખ્યાં હોય છે. એટલે વાંચીને વખત કાઢવાનું અશક્ય બને છે. કોણ જાણે ક્યાંથી આ જમાનામાં માંદગીમાં બીજાઓને કેમ રાખવા તે સંબંધી જ્ઞાન આટલું બધું વ્યાપી ગયું છે? વળી બહુ સંભાળ રાખનારાં સગાં તો કાગળ પેનસિલ પણ ખસેડી નાંખે છે. જેલમાં તો ઉપવાસ કરીને પણ કદાચ લખવાનાં સાધનો, કાગળ-પેનસિલ મેળવી શકાય, પણ માંદગીમાં સત્યાગ્રહનો એ પ્રકાર

પણ અશક્ય છે કારણકે તમારું ખાવાનું તમે બંધ કરો તે પહેલાં તમારાં કુટુંબીઓએ જ તે બંધ કરેલું હોય છે. એક વાર્તામાં—ઘણું કરીને શ્રીમતી વિનોદિનીની એ વાર્તા હતી. કોણ જાણે કેમ હમણાં તેઓ વાર્તા લખતાં નથી. (એકવાર કોઈ કે પણ ભૂલેચૂકે કશુંક લખ્યું એટલે 'હવે કેમ લખતા નથી,' 'હવે કેમ પહેલાં જેવું લખતા નથી' એમ દરેકને પૂછવાનો, ફરિયાદ કરવાનો હક મળે છે એ હકથી કહું છું,)—એક વાર્તામાં (હું કહેતો હતો કે) એક માંદો છોકરો સૂતો સૂતો ભીંતની તડોમાં ઇતિહાસનાં કે પુરાણનાં બધાં ચિત્રો રચતો, આખી સૃષ્ટિ તેણે પોતાના ઓરડામાં રચેલી હતી. પણ સર્વને તડોવાળા ઓરડામાં સૂવાનું સદ્‌ભાગ્ય હોતું નથી. અને એવી કલ્પનાથી આપણા કલ્પનાશીલ કુટુંબીઓ, જેઓને બધા રોગોની અને તેનાં લક્ષણોની દાક્તરો કરતાં પણ વધારે ખબર હોય છે, તેઓ અનેક નવા રોગો કલ્પે, પાછા તમારાથી રોગોની કલ્પના છાની રાખવા અર્ધસફલ પ્રયત્ન કરે, અને તેને લીધે રોગો સંબંધી તમારી પોતાની કલ્પના વધારે ઉત્તેજિત થાય અને એમ દાક્તર કુટુંબીઓ અને તમે ( એટલે રોગી ) એમ ત્રણની વચ્ચે, રોગોની કલ્પનાનો ટ્રાઈએંગ્યુલર મૅચ ( triangular match=ત્રૈકોણિક હરીફાઈ ) ચાલે, તેના કરતાં સર્જક કલ્પનામાં ન ઊતરવું જ સારું છે. આવી રીતે વિનોદના સાધન રહિત ઓરડામાં આકાશ એ મને અગાધ સૌન્દર્યનું ધામ જણાયું છે. સાજાં હોઈએ ત્યારે એ સૌન્દર્યની આપણને ખબર જ પડતી નથી. કદાચ એ સૌન્દર્ય જોવા માટે સાચી સ્થિતિ સૂવાની જ હશે. એ આકાશમાં વાદળ હોય કે ન હોય, એ એનું એ જ આકાશ સર્વકાળે સુંદરભવ્ય લાગે છે. હાલના જમાનામાં પુરુષોને સૌથી સુંદર વસ્તુ કઈ એમ પૂછશો તો ઘણાખરા પોતાની પત્નીનું મુખ જણાવશે,—પેલા હબસીની પેઠે પોતાના છોકરાનું નહિ ! પણ કોઈ 'માણસ **प्रेक्षमाणो वधूमुखम्** । ' પેખતો વહુનું મુખ ' કલાકોના કલાકો કાઢી શકશે નહિ પણ આકાશ સામે જોતાં ગમે તેટલો વખત કાઢી શકશો. મારે જો કલાપીની પેઠે કાવ્ય કરવાનું હોય તો હું

ગુઝરાનનો ટુકડો ધટ દેવો સનમ !

એમ કહેવાને બદલે

આકાશનો ટુકડો ધટ દેવો સનમ !

એમ જ કહું. અને એમ કહેવામાં કશી ખાસ ખોટ જતી નથી. કારણકે માંદગીમાં તમારું ગુઝરાન કશી પણ ચીજના ટુકડા ઉપર નહિ પણ ઘૂંટડા ઉપર હોય છે. મેં કહ્યું કે માંદગીમાં જીવન રસમય થાય છે તે સિદ્ધાન્ત સૌથી પહેલાં તો તમારા ખોરાકને જ લાગુ પડે છે. તમારો ખોરાક ઘનરૂપ મટી રસરૂપ થાય છે. શાકનો રસ, મોસંબીનો રસ, મગનું પાણી, દૂધ, ચા એમ સર્વ ચીજો રસરૂપ થઈને જ તમારી પાસે આવે છે. અને અત્યારના જમાનાની માવજત જાણનારા તમારા કુટુંબીઓ, આમાંનો એક પણ રસ–ખાસ કરીને દવા–રસ, ભૂલે તેવા હોતા નથી. એટલે 'આકાશનો ટુકડો' માગવાથી તમારું ગુઝરાન બંધ પડવાનું નથી. બીજા બધા આકાશવૃત્તિની વાતો કરે છે પણ મારી માંદગીમાં સાચી આકાશ-વૃત્તિ મારી હતી.

ફિલસૂફીનાં કેટલાંક મહાન સત્યોનો સાક્ષાત્કાર માંદગીમાં જ થાય છે. વેદાન્તમાં એક દૃષ્ટિસૃષ્ટિવાદ છે. સૃષ્ટિ એ વાસ્તવિકતાએ કશું નથી પણ માણસની દૃષ્ટિ એ જ મુખ્ય

છે. વેદાન્તમાં કે તત્ત્વદર્શનમાં એ વાદ ખરો છે કે ખોટો છે તે સાથે મારે સંબંધ નથી. પણ રસસૃષ્ટિમાં તો દૃષ્ટિ એ જ સર્વસ્વ છે એ મારો સિદ્ધાન્ત છે. જેવી દૃષ્ટિ એવી સૃષ્ટિ રચાય છે. અને દરેક સૃષ્ટિમાં રચનારની દૃષ્ટિ જ મહત્ત્વની છે. દ્રૌપદીવસ્ત્રાહરણનો કે જમાલ–અલકકિશોરીનો પ્રસંગ, દ્રૌપદી કે અલકનાં ઉઘાડાં થતાં અંગો જોઈ મનમાં ગલગલી થાય એવી રીતે લખાયો છે કે તેમની લાચાર દશા જોઈ કરુણા કે ક્રોધ વ્યાપે એવી રીતે લખાયો છે તેમાં જ લખનારની ખરી દૃષ્ટિ આવે છે અને એ દૃષ્ટિ ઉપર જ એ સૃષ્ટિની કિંમત છે. પણ હું નકામો આટલે દૂર ચાલ્યો ગયો. મારે તો આ કરતાં ઘણી સાદી દૃષ્ટિની વાત કરવાની હતી. માંદગીમાં તમે માથું આઘું પાછું કરો, પડખું બદલાવો અને તમારો દૃષ્ટિકોણ કે દૃષ્ટિબિન્દુ બદલાય, તેની સાથે જાણે બધું બદલાતું લાગવાનું. દુષ્યન્તને મૃગયા રમવા જતાં રથવેગથી જે અનુભવ થતોઃ **यदालोके सूक्ष्मं व्रजति सहसा तद् विपुलताम्**...ગુજરાતીમાં જ લખું:

હતું ઝીણું જોતાં ઘડિ મહિં જતું મોટું બની તે
દુરેલું વચ્ચેથી દિસતું જતું સંધાઇ વળિ તે
સ્વભાવે જે વાંકું દિસતું સરખું તે નયનને

ખરે એથી પણ વધારે,—દેખાતી વસ્તુઓ તદ્દન બંધ થઈ જાય, અને નવી જ દેખાવા માંડે. જાણે આખી સૃષ્ટિ નવી રચાય. તેથી જ કદાચ માંદા માણસને પડખું બદલાવવું એ સૃષ્ટિ બદલવા જેટલું વિકટ કામ લાગતું હશે. પિંડે તે બ્રહ્માંડે એ સત્ય બરાબર સમજાય છે, તમને એક ઉધરસ આવે ને આખું બ્રહ્માંડ ખળભળી ઊઠે. એમ નાનામાં નાની હીલચાલ કે ફેરવણીએ સૃષ્ટિ બદલાય!

અને સૌન્દર્યનું એ ખરું સ્વરૂપ છે. ક્ષણે ક્ષણે જે નવતા પામે તે સૌન્દર્ય એમ કહેવાય છે તેની સાથે એમ પણ કહી શકાય કે બિન્દુએ બિન્દુએથી જે નવું દેખાય તે સૌન્દર્ય. નથી ગોલ્ડસ્મીથે એક જગાએ આયરીન વિશે કહેલું કે તે પછવાડેથી જોતાં પણ સુંદર દેખાતી હતી ? !

હું તો ધારું છું બનાવોનું પણ એમ જ છે. એક બનાવ નજીકથી દેખાય તેથી જુદો જ વળી જરા વખત પછી દેખાય છે. અને સુંદર બનાવ દરેક વખતે જુદી જુદી રીતે સુન્દર દેખાય છે.

હજી આ માંદગી દરમિયાન કરેલી એક નવી શોધ કહેવાની રહે છે. આજકાલ નૃત્ય વિશે ગુજરાતમાં ઠીક કુતૂહલ જાગ્યું છે. મને પણ એ કલાનો શોખ છે—હું જાતે નૃત્ય કરું એમ ઘણીવાર થાય છે પણ માત્ર એક જ વસ્તુ આડી આવે છે ! તે આ તમારા ન્યૂટન સાહેબે શોધી કાઢેલો ગુરુત્વાકર્ષણનો નિયમ. એ જ નિયમને લીધે આજ સુધી હું સાઈકલ ઉપર બેસી શક્યો નથી. સાંભળ્યું છે કે એક આઈન્સ્ટાઈન સાહેબે એ નિયમને ખોટો પાડી નાંખ્યો છે, પણ છતાં તેનો અમલ બંધ થયો જણાતો નથી. એનો અમલ બંધ પડે તો મને ઉમેદ છે કે દુનિયાએ અત્યાર સુધી નહિ જોયેલા ખેલો હું દેખાડી શકું. એક વિદ્વાન શોધકે કહેલું કે પૃથ્વીથી હાથેક અદ્ધર રહી શકતો હોત તો આખી પૃથ્વીનું વજન કરી આપત ! પણ એમ તો આમ હોત તો આમ થાત એ રીતે હું તેથી ઘણું વધારે કરી બતાવું એમ છું. પણ માંદગીમાં એવા કશા પણ 'તો' સિવાય હું ગુરુત્વાકર્ષણનું

નિવારણ કરી શક્યો છું. ખાટલામાં પડયાં પડયાં વિચિત્રમાં વિચિત્ર અંગવિન્યાસો ( Poses ) કરી શકાય છે, જેવા કોઈ પણ નૃત્યકારે હજી સુધી નહિ કર્યા હોય ! અલબત તે મારા ઉપર સીલિંગમાંથી જ જોઈ શકાય. સાધારણ નૃત્યકાર જે વિન્યાસો ગુરુત્વાકર્ષણને લીધે ન કરી શકે તેવા પણ ખાટલામાં રહ્યા રહ્યા આપણે કરી શકીએ.

અને આ મારી નવી શોધ સીનેમાવાળાને મફત અર્પણ કરું છું. ઘરોમાં સીલિંગમાંથી જોવાનું ન બની શકે. પણ સીનેમાવાળા તો ખાટલા ઉપર કેમેરા ગોઠવી શકે. માત્ર તેમણે આને માટે પારદર્શક ગાદલાં કરવાં જોઈએ, અથવા કહો કે કાચનાં ગાદલાં કરવાં જોઈએ. અને તે કામ તેમણે કરવાનું છે. ખરી મૌલિકતાવાળો માણસ તો નવો વિચાર આપે ! તેને અમલમાં કે વ્યવહારમાં મૂકવાનું કામ અન્ય જનોનું છે એક એટલું કરે તો સીનેમા જગતમાં અને નૃત્યના જગતમાં ક્રાન્તિ થાય !

અને એટલું ન થાય ત્યાં સુધી તો આ કલા ભોક્તા વિનાની જ રહેવાની. માંદગી દરમિયાન ઘણા માણસો મળવા આવતા પણ તેઓ કોઈ આ કલા ભોગવી શકતા નહોતા. શેના ભોગવી શકે ? તેમને સાચું દૃષ્ટિબિન્દુ જ મળ્યું નહોતુંઃ–દૈશિક તેમ જ માનસિક. તેમણે મારી ઉપર થોડે અદ્ધર રહીને જોવું જોઈએ તેને બદલે તેઓ મારી જ સપાટીએ ખુરશી પર બેઠા બેઠા જોતા હતા. અને કલાકારને બદલે તેઓ દર્દીને જોવા આવતા હતા ! એટલે આ કલા આજ સુધી ભોક્તા વિનાની રહી છે. પણ

કલા છે સૌન્દર્ય મીઠી તો ભોક્તા વિણ કલા નહિ.

એ કલાપીએ કહેલું હું માનતો નથી. હું તો માનું છું કે કલાકાર પોતે પોતાની કલાનો ભોક્તા છે. અને એમ માનવામાં લાભ છે. આજ સુધી કલાની કૃતિ સામે વાંધો ઉઠાવનાર હમેશાં ભોક્તા જ નીકળ્યો છે. કલાને એક વાર ભોક્તાથી સ્વતંત્ર કરી દો તો પછી કલાકારને કોઈનો ભય રહે નહિ ! કલાકારનું સ્વરાજ્ય ! અને એમ હોઈ શકે છે. કલાપીથી મોટા એક ફારસી કવિ કહે છે કે " હું જ શરાબ છું, હું જ કૂજો છું, અને હું જ પીનાર છું. " તેમ હું પણ કહું છું કે હું જ કલા છું હું જ કલાકાર છું અને હું જ કલાનો ભોક્તા છું.

કેટલું ઠીક થઈ ગયું ! લેખને છેડે કોઈ ભવ્ય અવતરણ વિના લેખ સુંદર કેમ થાય ?!

" સ્વૈરવિહારી "




**શ્રી અનુભૂતિપ્રકાશ : પ્રથમ વિભાગ ( અ. ૧ થી ૧૨ )**

ભાષાંતર કર્તાઃ શ્રી મોતીલાલ રવિશંકર ઘોડા, બી. એ. એલ. એલ. બી. વકીલ. જૂનાગઢ. પ્રગટ કરનારઃ શ્રી પોરબંદર વેદશાળા, ઠા. ગોવિંદજી કલાભાઈ લાખાણી, નોર્થ બંદર રોડ, પોરબંદર વિ. સં. ૧૯૮૮. કિંમત રૂ. ૨-૦-૦.

આ પુસ્તકના પ્રકાશનમાં મુમુક્ષુઓને પડત મૂલ્યે મળી શકે એ હેતુથી નામદાર લીંબડી ઠાકોર સાહેબ મહારાણા શ્રી દોલતસિંહજી બહાદુરે સહાય કરી. અને તેના ઉપર "સ્વ. કુમાર શ્રી રામરાજેંદ્રસિંહજી સ્મારક ગ્રંથમાળાનો ગ્રંથાંક ત્રીજો" એ રીતે લખેલું છે. પાકા મજબૂત પુઠાના ૩૬૦ પાનાના આ મોટા ગ્રંથની બે રૂપિયા કિંમત આ સહાય વગર ન રાખી શકાત.

શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડાએ વેદવેદાંતના ગ્રન્થોનાં ભાષાંતરો કરવાનું ઘણું અઘરું કામ વર્ષોથી માથે ઉપાડ્યું છે. શ્રી. ઋગ્વેદસંહિતા જેવા ગ્રન્થનું ભાષાંતર એ ખાવાનું કામ નથી. દશ હજાર મંત્રો–અને સેંકડો મંત્રો એવા કે જેનો અર્થ સાયણને તો શું પણ યાસ્કને યે બરાબર નહોતો સમજાયો. અલબત ઋચાઓના મૂળ અર્થને પહોંચવાના પ્રયત્ન રૂપ ઊંડા પાણીમાં ઉતરવાને બદલે સાયણ ભાષ્યાનુસાર અર્થ કરવાનો–ચીલે ચાલવાનો રસ્તો એમણે પસંદ કર્યો છે. પણ ઋગ્વેદસંહિતાનું ભાષાંતર આપણો અવલોકન વિષય નથી. મારા સમજવા પ્રમાણે તો તેના પ્રથમ અષ્ટકના બે વિભાગો જ હજી વડોદરા રાજ્યના ભાષાંતર ખાતા તરફથી છપાઈને બહાર પડ્યા છે. અને બાકીના શુક્લયજુર્વેદસંહિતા, સામવેદસંહિતા તથા અથર્વવેદસંહિતાનાં ભાષાંતરો આ ગ્રંથના પ્રકાશક શ્રીયુત ગોવિંદજી-ભાઈના પ્રયાસથી છપાય છે એમ આ ગ્રંથના "અનુવાદકના બે બોલ"માં લખેલું છે. ચારે વેદસંહિતાઓનું ગુજરાતીમાં આ પહેલું ભાષાંતર છે, અને વેદસંહિતાઓનાં ભાષાંતરની આવશ્યકતા જોઈને એના કર્તાને અભિનંદન આપવા ખાતર તથા એમના અથાગ પરિશ્રમના નિદર્શન તરીકે કાંઈક વિષયાંતર કરીને પણ આ વેદ ભાષાંતરોની નોંધ અહીં કરી છે.

પ્રસ્તુત ગ્રંથ વેદનો ભાગ નથી પણ વેદાંતનો ગ્રંથ છે. વેદાંતના શ્રી મચ્છંકરાચાર્ય પ્રણીત ઉપદેશસાહસ્રી, ઇશોપનિષદ, શ્રીમદ્ ભગવદ્ગીતા ( સંપૂર્ણ શંકરાનંદી ટીકા સમેત ) વગેરે ગ્રન્થોનાં શ્રી. મોતીલાલ રવિશંકર ઘોડાએ ભાષાંતરો કરેલાં છે. 'અનુવાદકના બે બોલ' માં શ્રી. મોતીલાલ ઘોડા કહે છે તેમ આ ગ્રન્થમાં "પ્રધાન ઉપનિષદન્તર્ગત બ્રહ્મવિદ્યાનું અતિ સ્પષ્ટ, સુંદર તથા સરલ વિવેચન કરેલું છે." વેદાંતના સમર્થ અને બહુમાન્ય થયેલા પંચદશી વગેરે ગ્રન્થોના કર્તા શ્રી. વિદ્યારણ્યમુનિનો રચેલો આ ગ્રન્થ

પણ વેદાંતનો શિષ્ટ ગ્રન્થ છે. આ ગ્રંથનું "હિંદી, મરાઠી કે ગુજરાતીમાં અદ્યાપિ પર્યંત ભાષાંતર થયું નથી. સ્વ. વે. શા. સં શ્રી વિષ્ણુશાસ્ત્રી બાપટે 'બ્રહ્મવિદ્યા ગ્રન્થ રત્નમાળા'માં આ ગ્રન્થના માત્ર બે અધ્યાયોનો મરાઠીમાં અનુવાદ કરેલો." એટલે આ સમગ્ર ગ્રંથનું ગુજરાતી ભાષાંતર બહાર પડયું છે એ ઘણું ખુશી થવા જેવું છે.

આ **અનુભૂતિપ્રકાશ** ગ્રન્થના કર્તા શ્રી. વિદ્યારણ્ય સ્વામી કેવળ વેદાન્તના જ નહિ પણ સમસ્ત સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં એક 'જ્યોતિર્ધર' ગ્રંથકાર થઈ ગયા. વેદાન્તના ઇતિહાસમાં તો ભગવાન ભાષ્યકાર અને તેની નિકટના વાર્તિકકાર, ભામતીકાર વગેરે પછી સૌથી આગળ પડતું નામ શ્રી. વિદ્યારણ્યસ્વામીનું જ છે.

આ વિદ્યારણ્ય સ્વામી શંકરાચાર્યની શૃંગેરી મઠની ગાદીના પાછલી અવસ્થામાં અધીશ થયા તે પૂર્વે પૂર્વાશ્રમમાં માધવ નામેથી, વિજયનગરની સ્થાપના કરનાર રાજા હરિહર પહેલાના ચોથા ભાઈ મારપ્પ[1]ના ઈ. સ. ૧૩૪૭ માં અમાત્ય હતા અને પછી ઈ. સ. ૧૩૬૮ માં વિજયનગરના રાજા બુક્ક પહેલાના મહાપ્રધાન તથા વનવાસી બાર હજારના સુબા હતા. ઈ. સ. ૧૩૭૯ માં હરિહર બીજો વિજયનગરની ગાદીએ બેઠો ત્યારે પણ માધવ તેના મહાપ્રધાન હતા પણ પછી એ જ વર્ષમાં કે ૧૩૮૦માં એમણે વિદ્યારણ્ય નામથી સંન્યાસ લઇ શૃંગેરીના મઠના અધિષ્ઠાતાનુ પદ સ્વીકાર્યું, અને એ પદ ઉપર જ ઈ. સ. ૧૩૮૬ માં વિજયનગરમાં વિદ્યારણ્ય મુનિનો દેહ પડી ગયો.[2]

વિદ્યારણ્ય મુનિ–પૂર્વાશ્રમના માધવાચાર્ય–ના વ્યાવહારિક જીવનનો આ ટૂંકો વૃતાન્ત છે. વિજયનગરના મહાપ્રધાન તરીકે એમણે કરેલાં કાર્યોનો સાચો ઇતિહાસ ઉપલબ્ધ નથી એટલું જ નહિ પણ વિજયનગરની સ્થાપના વિરૂપાક્ષના મંદિરમાં વસતા વિદ્યારણ્યમુનિના ઉપદેશથી હરિહર પહેલાએ કરી હોવાની દંતકથા અનેકરૂપમાં પ્રચલિત થઈ ગઈ છે. વસ્તુતઃ માધવાચાર્ય વિજયનગરની સ્થાપના વખતે વિદ્યારણ્ય થયા જ નહોતા અને આખી દંતકથા વિદ્યારણ્ય સ્વામી શૃંગેરી મઠના અધીશ થયા પછી ઘણે કાળે એ મઠની છાયામાં જ ઊભી થઈ છે એમ પ્રો. હેરાસે સિદ્ધ કર્યું છે.[3] દંતકથાનું જ્યાં અતિપ્રાબલ્ય હોય ત્યાં સાચો ઇતિહાસ મળવો અશક્ય બની જાય છે.[4] એટલે ઉપર આપેલી હકીકત ઉપરાંત માધવાચાર્યે પારાશરસ્મૃતિ ઉપરની પોતાની વ્યાખ્યામાં "પોતાની માતાનું નામ શ્રીમતી, પિતાનું નામ માયણ અને એક ભાઈનું નામ સાયણ તથા બીજાનું સોમનાથ કે ભોગનાથ, ભારદ્વાજ ગોત્ર, યજુર્વેદ અને બૌદ્ધાયન સૂત્ર" એટલી પોતાની હકીકત આપી છે. અને વેદોનાં ભાષ્યોના મંગલાચરણમાં "વેદો જેના નિઃશ્વાસ રૂપ છે અને જેણે વેદોમાંથી આ સમસ્ત

૧. આ મારપ્પનું રાજ્ય વનવાસી બાર હજારમાં હતું અને તેની રાજધાની ચન્દ્રગુટ્ટીમાં હતી. જુઓ પ્રો. રે. એચ. હેરાસનું Beginning of Vijayanagara History 1929 P. 14.

૨ વિદ્યારણ્ય મુનિના જીવનવૃત્તાંતનો આ સાર ઉપરના જ ગ્રન્થના પૃ. ૧૪ થી ૧૮માંથી લીધો છે.

૩. એજન પૃ. ૩૨ થી ૩૪

૪. શક સંવત ૧૩૧૩ના એક તામ્રપત્રમાં શ્રી બુક્કરાજના મંત્રીવર્યે કોકણની રાજધાની ગોઆના ધણી થઇ બેઠેલા તુરુષ્કો (મુસલમાનો) ને ઉખેડી નાખ્યાનું તથા એ પ્રસંગે કુચ્ચર નામનું એક ગામ દાનમાં આપ્યાનું કથન છે. પણ આ દાનપત્ર બનાવટી હોય એમ લાગે છે, કારણકે શક ૧૩૧૩માં રાજા બુક્ક કે પ્રધાન માધવ એકેય જીવતા ન હોતા.

જગતની રચના કરી છે તે વિદ્યાતીર્થ મહેશ્વરને વંદન કરું છું. તથા તેના કૃપા કટાક્ષથી તેનું રૂપ ધારણ કરનાર બુક્ક રાજાએ માધવાચાર્યને વેદના અર્થનો પ્રકાશ કરવાની આજ્ઞા કરી છે."[1] એ રીતે પોતાના ગુરુનો નિર્દેશ કરેલો છે એટલાથી સંતોષ માનવાનો છે. આ વેદભાષ્યના મંગલાચરણમાં સર્વ વિદ્યાના પ્રભવસ્થાનરૂપ મનાતા મહેશ્વર એટલે શંકરને નમસ્કાર કરવા સાથે અર્થાંતરથી વિદ્યાતીર્થ નામના ગુરુને પણ નમસ્કાર કર્યા છે. આ વિદ્યાતીર્થ શૃંગેરી મઠના આચાર્ય હતા તથા વિદ્યારણ્ય સ્વામીના દાદાગુરુ થાય એટલી હકીકત શૃંગેરી મઠની ગુરુપરંપરામાંથી તથા વિજયનગરના લેખોથી જણાય છે. પણ એ જ વિદ્યારણ્ય સ્વામીએ પંચદશીના મંગલાચરણમાં ગુરુનું નામ શંકરાનંદ લખ્યું છે. અને સર્વદર્શનસંગ્રહના મંગલાચરણમાં માધવે 'દર્શનોરૂપ સમુદ્રના પારંગત એવા શાર્ઙ્ગપાણિના પુત્ર સર્વજ્ઞ વિષ્ણુ'ને ગુરુ તરીકે નમસ્કાર કર્યા છે. આનો અર્થ મને એવો લાગે છે કે પૂર્વાશ્રમમાં માધવે સર્વજ્ઞ વિષ્ણુ પાસે અભ્યાસ કરેલો, પછી સંન્યાસ લીધો શંકરાનંદ પાસે અને શૃંગેરી મઠના આચાર્ય તરીકે વિદ્યાતીર્થને ગુરુ કર્યા. કદાચ વેદાંતશાસ્ત્રનું અધ્યયન એમાંથી એક સંન્યાસી પાસે કર્યું હશે.

હવે આ પૂર્વાશ્રમના મહાપ્રધાન અને ચરમાશ્રમના શૃંગેરી મઠના આચાર્યનું અક્ષરજીવન ટૂંકમાં જોઈએ. ઋગ્વેદભાષ્ય, યજુર્વેદભાષ્ય, સામવેદભાષ્ય, અથર્વવેદભાષ્ય, ચારેય વેદોનાં ઐતરેયતાંડ્યાદિ બ્રાહ્મણભાષ્યો પરાશર સ્મૃતિ ભાષ્ય, જૈમિનીય ન્યાયમાલા વગેરે ૨૩ માધવવિદ્યારણ્યના રચેલા ગણાતા ગ્રન્થોનાં નામો પંચદશીનું ગુજરાતીમાં ભાષાંતર કરનાર સ્વ. મુ. વિશ્વનાથ સદારામ પાઠકે પંચદશીની પ્રસ્તાવનામાં આપ્યાં છે. ઋગ્વેદાદિ ભાષ્ય ગ્રંથોનું પૂર જોતાં જ માધવની સાહિત્યરચનાના જથ્થાથી આશ્ચર્ય થાય છે. કેટલાક કહે છે કે માધવાચાર્ય પોતે તો રાજ્યકાર્યમાં જોડાયેલા રહેતા અને તેના ભાઈ સાયણાચાર્યે આ બધી ગ્રંથરચના કરી છે. પરંતુ સાયણ કાંઈ નવરા પંડિત નહોતા; એ પણ એનાં ભાઈ પેઠે રાજ્યકાર્યમાં પડેલા હતા. જ્યારે માધવ મારુપના પ્રધાન હતા ત્યારે સાયણ નેલોરમાં સંગમરાજના મહાપ્રધાન હતા અને પાછળથી ઇ. સ. ૧૩૬૪-૬૫ માં બુક્ક રાજાના મહામંડલેશ્વર—સુબા તરીકે એ જ પ્રદેશમાં રાજ્ય કરતા હતા એમ ઉત્કીર્ણ લેખો સ્પષ્ટ કહે છે.[2] છતાં કોઈ ગ્રંથને અંતે "શ્રી વીર બુક્ક ભૂપાલ સામ્રાજ્ય ધુરંધર સાયણામાત્યે રચેલા માધવીય વેદાર્થ પ્રકાશમાં" એવી રીતે શબ્દો છે, કોઈમાં 'સાયણમાધવીયે' એવા શબ્દો છે અને કોઈમાં "શ્રી રાજાધિરાજ પરમેશ્વર શ્રી વીરબુક્કના આજ્ઞાપાલક માધવામાત્યે રચેલ વેદાર્થ પ્રકાશમાં" એવા શબ્દો મળે છે. આ ઉપરથી બેય ભાઈઓએ મળીને વીરબુક્ક રાજાના ઉત્તેજનથી, કદાચ ઘણા પંડિતોની મદદ લઈને વેદાર્થપ્રકાશ જેવા મોટા ગ્રંથો લખ્યા હશે એમ મને તો લાગે છે. અલબત્ત સર્વદર્શન સંગ્રહ જીવન્મુક્તિ-

---

૧. यस्य निःश्वसितं वेदा यो वेदेभ्यो खिले जगत् ।
निर्ममे तमहं वन्दे विद्यातीर्थ महेश्वरम् ॥
यत्कटाक्षेण तद्रूपं दधद्बुक्क महीपतिः ।
आदिशन्माधवाचार्य वेदार्थस्य प्रकाशने ॥

૨ જુઓ: Beginnings of Vijayanagar History P. 97-98.

વિવેક, અનુભૂતિપ્રકાશ, પંચદશી[1] જેવા ગ્રંથો તો સળંગ, એક જ કર્તાની કૃતિઓ છે, એમાં સંદેહ નથી.

આવા સમર્થ, વ્યવહારજીવન અને અક્ષર જીવન બેયમાં સમાન વિજય મેળવનાર, પ્રાચીન પરિભાષામાં કૃતકૃત્ય ગણાય એવા વિદ્યારણ્ય સ્વામીએ આ **અનુભૂતિપ્રકાશ** નામનો ગ્રંથ ઉપનિષદોની વ્યાખ્યારૂપે લખ્યો છે. આ ગ્રંથ ઉપનિષદોની સળંગ ટીકા જેવો નથી, એ માટે એમણે ઈશાદિ દશ ઉપનિષદો ઉપર દીપીકા જુદી લખી છે. તેમ જીવન્મુક્તિ-વિવેક કે પંચદશી જેવો વેદાંત વિષયનો સ્વતંત્ર ગ્રંથ પણ નથી. પરંતુ ઐતરેયાદિ એક એક ઉપનિષદ્ લઇ તેમાં ઉપદેશાયેલા તત્ત્વજ્ઞાનનું શાંકરવેદાંતની દૃષ્ટિએ સ્પષ્ટીકરણ કરેલું છે. આ ગ્રંથમાં કુલ વીશ અધ્યાયો છે અને તેમાં બાર ઉપનિષદોનું તાત્પર્ય સમાવ્યું છે. છાંદોગ્ય, બૃહદારણ્યક અને કૌષીતકિ જેવાં મોટાં ઉપનિષદોની વ્યાખ્યામાં અનુક્રમે ૩, ૬ અને ૨ અધ્યાયો રોકાયા છે, જ્યારે બાકીનાં દરેક ઉપનીષદ્‌ની વ્યાખ્યાને એકએક અધ્યાય આપેલ છે. આ પ્રગટ થયેલા પહેલા ભાગમાં વીશમાંથી માત્ર બાર અધ્યાયો છે અને તેમાં ઐતરેય, તૈત્તિરીય, છાંદોગ્ય, મુંડક, પ્રશ્ન, કૌષીતકિ, મૈત્રાયણી, કઠ અને શ્વેતાશ્વર એ ૯ ઉપનિષદોનું વ્યાખ્યાન છે.

શ્રી. વિદ્યારણ્ય સ્વામીની ખુબી, ઉપનિષદોના થોડા તથા અપૂર્ણ અર્થવાળા શબ્દોનું, બીજાં ઉપનિષદ્ વચનોની મદદથી શાંકરવેદાંતની પ્રક્રિયાનુસાર વિવરણ કરવામાં રહેલી છે. આ ખુબી શબ્દોથી સમજાવી શકાય એવી નથી. એતો મૂળ ગ્રંથને તે તે ઉપનિષદ્ સાથે વાંચવાથી જ સમજી શકાય. એ રીતે વાંચવાથી તરત ઉપનિષદ્‌નાં સાદાં વચનોમાં પહેલાં ન દેખાયેલો અર્થવિસ્તાર આ અનુભૂતિપ્રકાશના પ્રકાશથી દેખાવા માંડે છે. અલબત આધુનિક તટસ્થ વિચારકને, ઉપનિષદોના શબ્દોમાં એમાં ન રહેલા તથા પાછળથી—શાંકરવેદાંતના વિકાસ પછી—વિકાસ પામેલા વિચારોનો વિદ્યારણ્યસ્વામી આરોપ કરે છે એમ લાગે એ સ્વાભાવિક છે. છતાં સર્વ ઉપનિષદોમાંથી એક જ પ્રકારનો સુસંબદ્ધ દાર્શનિકવાદ કાઢવો હોય તો આમ જ કરવું પડે એ સમજાય એવું છે. દાખલા તરીકે, પહેલા અધ્યાયમાં ઐતરેય ઉપનિષદ્‌નું વ્યાખ્યાન છે. ઐ. ઉ. ટૂંકું નિર્ણયસાગરના નાના ઉપનિષદ્‌ના ગુટકા આવે છે તેનાં પાંચ પાનાંનું અથવા ૨૯ ગદ્ય વાક્યોનું બનેલું છે. હવે વિદ્યારણ્ય સ્વામીએ એનું વ્યાખ્યાન ૧૦૮ શ્લોકોમાં કરેલું છે એટલું જ નહિ પણ મૂળમાં કેટલીક પુનરુક્તિ છે તે અનુભૂતિપ્રકાશમાં છોડી દીધી છે. ત્યારે વિદ્યારણ્ય સ્વામીએ આ વિસ્તાર શી રીતે કર્યો ? એ પ્રશ્નના જવાબમાં પણ દાખલો જ આપવો પડશે. ઐ. ઉ. ના આરંભમાં જ કહ્યું છે કે **आत्मा वा इदमेकएवाग्र आसीन्नान्यत्किंचन मिषत्।** આ વાક્યનું વ્યાખ્યાન શ્રી વિદ્યારણ્ય સ્વામીએ નીચે પ્રમાણે કર્યું છે :

" સૃષ્ટિની પૂર્વે આત્મા જ હતો, તે પણ એક જ, નામ તથા રૂપથી રહિત. અન્ય (આત્મા) વિદ્યમાન નથી. વળી અન્ય જડ વસ્તુ વિદ્યમાન નથી. " (શ્લો. ૧)

" પ્રકૃતિને માયા જ જાણો તથા મહેશ્વર—પરમાત્માને જ માયાનો અધ્યક્ષ જાણો એમ અન્યત્ર શ્રુત્યન્તર વિષે વર્ણવેલી માયા પરમાર્થતઃ વિદ્યમાન હોતી નથી. " (૨)

---

[1] પંચદશીમાં ૭ પ્રકરણો જ વિદ્યારણ્યનાં અને ૮ પ્રકરણો ભારતીતીર્થનાં લખેલાં હોવાનો સંભવ છે, (જુઓ પંચદશીના ગુ. ભાષાંતરની પ્રસ્તાવના) એ જુદી બાબત છે.

મતલબ કે 'પ્રકૃતિને માયા જાણવી' (**माया तु प्रकृतिं विद्यात्**) વગેરે બીજી શ્રુતિમાં મહેશ્વરથી માયાને જુદી કહેલી છે એનો ઉપરના ઐ. ઉ. ના 'સૃષ્ટિની પૂર્વે આત્મા એક જ હતો' વગેરે વચન સાથે વિરોધ આવે છે તેનું સમાધાન માયા પરમાર્થતઃ નથી એમ કહીને કર્યું ત્યારે વ્યવહાર કેમ સિદ્ધ થાય એ શંકા ઉત્પન્ન થતાં "અનૃત (માયા) નિસ્તત્ત્વ હોવા છતાં વ્યવહારાર્હ છે" (શ્લો. ૪) એહે કહીને એ 'નિસ્તત્ત્વા માયા નિદ્રા પેઠે જગદ્‌ની ભ્રાન્તિને ઉત્પન્ન કરે છે' અને "આ આત્મા નિર્વિકાર હોવા છતાં તેણે માયાવૃત્તિથી લોકસૃષ્ટિનો સંકલ્પ કર્યો (શ્લો.૫-૬) એ રીતે સમાધાન કર્યું છે. ઉપનિષદ્‌ના **सईक्षत लोकान्नुसृजा** એ શબ્દોનો અર્થ આમાં આવી ગયો.

મને લાગે છે કે આટલાથી મારું વક્તવ્ય સમજાશે. અધ્યાત્મપ્રકાશમાં ઉપનિષદોનો શ્રી વિદ્યારણ્ય સ્વામીએ પોતાના સમયના શાંકરવેદાંતને માન્ય અર્થ બરાબર ઉતાર્યો છે, એટલું જ નહિ પણ ટૂંકામાં સરસ રીતે અને સરલ ભાષામાં ઉતાર્યો છે. સંસ્કૃત ભાષા ઉપરનું જ નહિ પણ ઉપનિષદ્‌સાહિત્ય ઉપરનું તથા વેદાંતસિદ્ધાંત ઉપરનું એ સમર્થ આચાર્યનું પ્રભુત્વ સ્પષ્ટ દેખાય છે. વેદાંતનો શોખ હોય તેણે જોવા વિચારવા જેવો આ ગ્રંથ છે.

મૂળ વિષે આટલું બસ છે. હવે બે શબ્દો ભાષાંતર વિષે. ઉપર બે શ્લોકોનું ભાષાંતર દાખલા તરીકે ઉતાર્યું છે એથી શ્રી. મોતીલાલ રવિશંકર ઘોડાની ભાષાંતર શૈલી વાંચનારના ખ્યાલમાં આવી હશે. વિશેષમાં એમણે પ્રત્યેક શ્લોકના શબ્દોનો અન્વય દર્શાવવા શબ્દો ઉપર ૧-૨-૩ એમ આંકડા મુકયા છે અને ગુજરાતી વાક્યરચનાની થોડી ક્ષતિ સહન કરી લઇને પણ અર્થ એ જ ક્રમમાં આપ્યો છે. આથી ઓછું સંસ્કૃત જાણનાર છતાં આ ગ્રંથનો અભ્યાસ કરવા ઇચ્છનારનો માર્ગ સુગમ કર્યો છે. ભાષાંતરની ભાષા વિષે ખાસ કાંઇ કહેવાનું નથી. શાંકરવેદાંતના પારિભાષિક શબ્દો તો અનિવાર્ય છે. ભાષાંતર કર્તાએ મૂળ શ્લોકોનો ઉપર કહ્યું તેમ શબ્દાર્થ જ આપ્યો છે. પોતા તરફથી તેનું કાંઇ વિવેચન કર્યું નથી. પણ બે શ્લોક વચ્ચે સંબંધ દર્શાવતો અથવા પછીના શ્લોકનું પ્રયોજન દર્શાવતો ટૂંકો પ્રવેશક ઘણું કરી સંસ્કૃત ટીકાના અનુવાદરૂપ બે શ્લોકો વચ્ચે આપ્યો છે ખરો. આ ઉપરાંત પાનાંને છેડે ટૂંકાં ટિપ્પણો આપ્યાં છે જે વાંચનારને ભાષાંતર સમજવામાં સહાયક થાય એવાં છે.

વિશેષમાં જામનગરના ગુરુ શ્રી કૃષ્ણલાલજી ભગવાનજીએ ગ્રંથની વિષયાનુક્રમણી જેવી પ્રસ્તાવના લખી છે. છેવટ એટલું જ કહેવાનું છે કે જેઓને વેદાન્તનો શોખ હોય અને મૂળ સંસ્કૃત ગ્રંથો પોતાની મેળે વાંચી શકે એમ ન હોય તેઓએ આ અનુભૂતિપ્રકાશનું ભાષાંતર જરૂર વાંચવું. એથી મૂળ વાંચવા જેવો રસ આવશે અને વેદાંત પ્રક્રિયાનો સારો બોધ થશે. મૂળ જ વાંચવા ઇચ્છનાર માટે પણ આ ગ્રંથ ખોટો નથી. મૂળની નકલ આટલી સસ્તી કે આટલી સુલભ બીજી નહિ હોય.

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

# રોજનીશી

૨-૪-૩૪ : લાયલપુર પાસે પોલીસે કરેલો ગોળીબાર; હબીપુરામાં આગ લાગતાં હરિજનવાસ તારાજ, મુસ્લિમ લીગની બેઠકમાં કોમીચૂકાદાને વળગી રહેવાનો મિ. ઝીન્હાનો ઠરાવ પસાર; સોલાપુરમાં મિલ હડતાલને અંગે ૧૪૪મી કલમનો અમલ.

૩-૪-૩૪ : કલકત્તામાં અત્યાચારી ચળવળને અંગે ૬ જણની ધરપકડ અને સંખ્યાબંધ મકાનોની જડતી; ત્રીચીનોપલીમાં ભાષણ આપતાં ના. શાસ્ત્રીએ બંધારણ-સરની પદ્ધતિમાં બતાવેલી અચળ શ્રદ્ધા; સીતામઢીમાં આગથી ૧૧ જણનાં મરણ.

૪-૪-૩૪ : મિ. ઝીન્હા અને પં. માલવિયાજી વચ્ચે દિલ્હીમાં મસલત; બારીસાલની કોલેજના પ્રોફેસર શ્રી. ક્ષેત્રમોહન ઘોષના મકાનમાંથી મળી આવેલું બોંબનું કારખાનું-એકની ધરપકડ; સવિનયભંગની લડતમાં ભાગ લેવાને અંગે બનારસ યુનિવર્સિટીની ગ્રાંટ બંધ કરવામાં આવશે એવી સરકારે આપેલી ધમકીની બહાર આવેલી હકીકત; મોંઘીરની થતી પુનર્ઘટના.

૫-૪-૩૪ : અમદાવાદમાં જૈન સાધુસંમેલનની છેલ્લા દિવસની બેઠક-તેણે દીક્ષા વગેરેના કરેલા સંખ્યાબંધ ઠરાવો; ગાંધીજીએ ડૉ. અન્સારીને લખેલા પત્રની વીગતોની બહાર આવેલી હકીકત; બનારસમાં ૨૦ ઘરોની જડતી.

૬-૪-૩૪ : ધારાસભા પ્રવેશના પ્રશ્નને ગાંધીજીએ આપેલી અનુમતિ; પંડિત માલવિયાજીએ મહાસભાવાદીઓને ધારાસભાઓ કબજે કરવાની કરેલી સૂચના; સિંધના ખેડૂતોને મહેસૂલની માફી આપવા વિષે સિંધના કમિશનરે બહાર પાડેલી યાદી; નારી ગામમાં ભાઈના મૃત્યુથી તેની ચિતા ઉપર બહેને ઝંપલાવી આપઘાત કર્યાની બહાર આવેલી હકીકત; કોડીનારના ખેડૂતોને મહેસૂલમાં રૂ. ૨૫૦૦૦ની મહેસૂલ માફ; સુરતની શિક્ષિકા શ્રી. મહાલક્ષ્મી મગનલાલનો હિંદી વજીર સામે દાવો.

૭-૪-૩૪ : ગાંધીજીએ સવિનયભંગ સંકેલી લેતું બહાર પાડેલું નિવેદન; ગાંધીજીના નિર્ણય સંબંધમાં ડૉ. અન્સારીનું નિવેદન; બિહારની પ્રજાની જરૂરિયાતો વિષે બાબુ રાજેન્દ્રપ્રસાદનું નિવેદન.

૮-૪-૩૪ : ગાંધીજીના નિર્ણયને ડૉ. ટાગોરની સંમતિ; પુરી પાસે દેવી નદીમાં હોડી ડૂબતાં ૫૦ માણસો ડૂબી ગયાં.

૯-૪-૩૪ : કલકત્તા અને તેની આસપાસનાં દિવાસળીનાં ૧૨ કારખાનાં બંધ થતાં ૧૦,૦૦૦ કામદારો બેકાર; ભાગલપુર અને દરભંગામાં ધરતીકંપ, દરભંગામાં ૫૦૦ નવા કૂવા ખોદાવાની બહાર આવેલી હકીકત; બનારસમાં મહાસભા-વાદીઓની મંત્રણા.

૧૦-૪-૩૪ : મહાસભા સમિતિ તાકીદે બોલાવવા વિષે શ્રી રાજગોપાલાચારીનું નિવેદન; ગુજરાતમાં દિવાસળીનાં પાંચ કારખાનાં બંધ થવાની બહાર આવેલી હકીકત; અમદાવાદની રામકૃષ્ણ અને વેસ્ટકોટન મિલોમાં હડતાલ; લખનૌ પાસે અર્જરાબાગ જંકશનના સ્ટેશન યાર્ડમાં પાર્સલ ટ્રેન અને પેસેંજર ટ્રેનની અથડામણ; કલકત્તા કોર્પોરેશનના પ્રમુખ તરીકે એ. કે. ફઝ્લુલ હકની ચૂંટણી–પ્રમુખના રૂલીંગ વિષે કેટલાક સભ્યોનો વૉકઆઉટ; ન્યુ દિલ્હીમાં હિંદુ યુવકોનો મુસ્લિમો ઉપર ગોળીબાર; લંડનની એક સ્વીસ દેખરેખની હોટલમાં રંગભેદના કારણે ૨૧ હિંદી વિદ્યાર્થીઓને કાઢી મૂકવાનો બનેલો દાખલો.

૧૧-૪-૩૪ : વડીધારાસભામાં નરેન્દ્ર સંરક્ષણ બિલ ત્રીજી વારના વાંચનમાંથી પસાર; વીરમગામની એક મિલમાં આગ લાગતાં રૂ. ૧ લાખનું નુકસાન; જામનગરમાં શ્રી લવણપ્રસાદ ગિરફતાર; સરહદના ગાંધીના ભત્રીજાની શીઆલકોટ જિલ્લા જેલમાં બદલી–તેમણે છોડેલા અપવાસ.

૧૨-૪-૩૪ : હિંદી સરકારના ગેઝેટમાં જાપાનીઝ સુતરાઉ માલ ઉપર પ્રતિબંધ મૂકતી જાહેરાત; લંડનમાં ઇન્ડીઆ લીગનો રાજદ્વારી કેદીઓની મુક્તિ માટે માગણી કરતો ઠરાવ; સીલહટમાં આસામના ગવર્નરે વિજળીક બત્તીની યોજનાની કરેલી ઉદ્ઘાટન ક્રિયા; સ્વરાજ્ય પક્ષને અનુમોદન આપતા ડૉ. અન્સારીને મળેલા સંખ્યાબંધ પત્રોની બહાર આવેલી હકીકત.

૧૩-૪-૩૪ : રાંચીમાં ૧લી મેએ મહાસભાની કારોબારી સમિતિ તથા ત્યાર પછી તરત જ મહાસભા સમિતિ મળશે એવી બહાર આવેલી હકીકત; રાજદ્વારી ચળવળમાં ભાગ લેવા માટે સંયુક્ત પ્રાંતની સરકારની સરકારી નોકરોને મનાઈ; સવિનયભંગ સંકેલી લેવા સામે શ્રી. સંપૂર્ણાનંદનો ગાંધીજી સામે વિરોધ.

૧૪-૪-૩૪ : દિલ્હીમાં ધરતીકંપ; અમદાવાદમાં એક ગ્રેજ્યુએટે વેર્શિંગ કંપની ખોલ્યાની બહાર આવેલી હકીકત; વડી ધારાસભામાં દિવાસળીની જકાતમાં સૂચવાયેલા ફેરફારો; દેવાસના મહારાજાએ શરતી ઉપવાસ મોકુફ રાખ્યાની બહાર આવેલી હકીકત; સીલજ ગામે શ્રી હરિપ્રસાદ મહેતાના હાથે હરિજન શાળાની થયેલી ઉદ્ઘટન ક્રિયા.

૧૫-૪-૩૪ : સ્વાગામનું રેલવે સ્ટેશન આગથી તારાજ.

૧૬-૪-૩૪ : મુંબઈના મેયર તરીકે હુસેનઅલી રહીમતુલ્લાની ચૂંટણી; મહાસભા પ્રત્યેના સરકારી વલણ વિષે શ્રી. રાજગોપાલાચારીનું એસોસિયેટેડ પ્રેસ જોગું નિવેદન; સંયુક્ત પ્રાંતના મહાસભાવાદીઓની સભાનો ગાંધીજીમાં સંપૂર્ણ વિશ્વાસનો ઠરાવ; આમની સભામાં સીલેક્ટ કમિટિ સમક્ષની જુબાનીઓના સંબંધમાં હિંદી વજીર સામે મી. ચર્ચીલના આક્ષેપો.

૧૭-૪-૩૪ : વડીધારાસભામાં મિલ ઉદ્યોગ સંરક્ષણ બિલ પસાર; કેમ્બેલપુર જિલ્લામાં સિમેંટની ફેક્ટરીમાં આગ લાગતાં સાત કામદારોનાં મરણ; દરભંગાથી પાંચ માઈલ દૂર આવેલા ગામમાં ૩૦ ઝૂંપડાં આગથી તારાજ; સરહદના ગાંધીના ભત્રીજાએ જેલમાં છોડેલા અપવાસ; અયોધ્યા ખાતેના રમખાણ વિષેની

સંપૂર્ણ વિગતો આપવા માટે ગાંધીજીનું ફૈઝાબાદના ખાનસાહેબને લખાણ; રાજસભામાં નરેન્દ્ર સંરક્ષણ બિલ ત્રીજી વારના વાંચનમાંથી પસાર; શ્રી. રાજગોપાલાચારીએ મુલાકાતમાં મહાસભા વિભક્ત ટોળીઓમાં વહેંચાઈ નહિ જાય એવા દર્શાવેલા વિચારો.

૧૮–૪–૩૪ : જોરહટમાં ગાંધીજી; વડીધારાસભામાંના ગૃહમંત્રીના નિવેદન વિષે અભિપ્રાય આપવાની ગાંધીજીની ના; ચીન સબંધી જાપાને આપેલી ધમકી; સવિનય-ભંગના કેદીઓની સંખ્યા વિષે સરકારી નિવેદન; વડીધારાસભામાં ખાંડ ઉપર એકસાઈઝ જકાત નાખતો ખરડો પસાર; દાહોદમાં પ્રીતભોજન સામે પિકેટીંગ અને સરઘસ.

૧૯–૪–૩૪ : "મારી જન્મટીપ" નામના પુસ્તકમાંથી ઉતારો કરવા માટે મુંબઈ સરકારે અમદાવાદના "પ્રજાબંધુ" પાસે માગેલી રૂ. ૨૦૦૦ની જામીનગીરી; ડૉ. વિનાયક સાવરકરકૃત, શ્રી. ગોપાલરાવ ભાગવત અનુવાદીત તથા "પ્રસ્થાન કાર્યાલય" અમદાવાદ તરફથી પ્રકાશિત "મારી જન્મટીપ" ને ગવર્નર ઇન કાઉન્સિલે વાંધાભરી જાહેર કરવાથી, પ્રસ્થાન કાર્યાલય, ઉત્કૃષ્ટ પ્રેસ તથા ન્યુ પ્રિન્ટીંગ પ્રેસ ઉપર દરોડા અને જપ્ત કરેલી નકલો; ગાંધીજીને આસામના હરિજન પ્રવાસ દરમિયાન મળેલા રૂ. ૧૨,૦૦૦; ખેડા જિલ્લાના મહાસભાવાદી કાર્યકર્તા શ્રી ફુલચંદ બાપુજીનું હૃદય બંધ પડતાં નડિયાદમાં થયેલું અવસાન; હિંદ જાપાન વ્યાપારી કરાર ઉપર થયેલી સહી; દીબ્રુગઢમાં ગાંધીજીને મળેલા રૂ. ૧૪૦૦.

૨૦–૪–૩૪ : વડીધારાસભામાં દીવાસળી ઉપરની એકસાઇઝ જકાતનું બીલ પસાર; પટણામાં મી બીવુરની તાર ટપાલ ખાતાના નોકરોને વધુ રાહત આપવા વિષે જાહેરાત; સદ્‌ગત ઝવેરી મોહનલાલ મોતીચંદના સ્મારક તરીકે પટનાના જ્ઞાનમંદિરને અપાયેલા રૂ. ૫૦૦૦૦.

૨૧–૪–૩૪ : શ્રી સરોજીની નાયડુના પ્રમુખપદે મુંબઇના મહાસભાવાદીઓની સભાએ કરેલા ઠરાવોની બહાર પાડેલી સત્તાવાર યાદી; બહેરામપુરમાં શ્રી સત્યમૂર્તિના પ્રમુખપદે અખિલ ઉત્કલ યુવક પરિષદ; રાજસભામાં મિલ ઉદ્યોગ સંરક્ષણ બિલ પસાર; પૂર્ણીઆના કાર્યકર્તા બાબુ ગોકુલક્રીષ્ણ રોયનું અવસાન થવાથી તેમની પત્નીએ અન્નત્યાગ કર્યાની બહાર આવેલી વીગત; મુઝફરપુર તરફના પ્રવાસ દરમિયાન ગાંધીજીનો દરેક રેલવે સ્ટેશને સત્કાર.

૨૨–૪–૩૪ : ભરૂચમાં શ્રી. અબ્બાસ તૈયબજીના પ્રમુખપદે મહાસભાવાદી આગેવાનોની મળેલી પરિષદ; નીમવામાં આવેલી ખેડૂત રાહત સમિતિ, ગાંધીજીમાં વિશ્વાસનો ઠરાવ; પસાર થયેલો નવો વાર્ષિક કાર્યક્રમ; ગુજરાત વિદ્યાપીઠની જમીન-મહેસૂલ માટે જેલમાં શ્રી. નરહરિ દ્વારકાંદાસ પરીખ ઉપર બજાવવામાં આવેલી નોટીસ.

૨૩–૪–૩૪ : પટનામાં ૧૮ મી તથા ૧૯ મી મે એ મહાસભા સમિતિ તથા કારોબારી સમિતિ ભરવાનો નિર્ણય; બેલડંગામાં થયેલા કોમી હુલ્લડને અંગે ૨૬

મુસ્લિમોને થયેલી સખ્ત કેદની સજા; ચિતાગોંગ હથિયારબંધ ધાડ કેસના આઠ આરોપીઓને પકડવા માટે સરકારે બહાર પાડેલું રૂ. ૬૦૦૦ નું ઇનામ; સરહદના ગાંધીએ જેલમાં પોતાને પડતી અગવડો દૂર નહિ થવાના કારણે પત્રવ્યવહાર બંધ કર્યાની બહાર આવેલી હકીકત; અલ્હાબાદમાં મહાસભાના સભ્યો નોંધવાનું શરૂ થયેલું કાર્ય; રાવલપિંડીમાં પં. મદનમોહન માલવિયાજીના પ્રમુખપદે પંજાબ પ્રાંતિક સનાતન ધર્મ પરિષદનું સાતમું અધિવેશન.

૨૪-૪-૩૪ : ગાંધીજી તેમના સાથીઓ સાથે પટણામાં; રીવા રાજ્યમાં આગના પરિણામે ત્રણ ગામો ભસ્મીભૂત; મુંબઇમાં મિલ હડતાલને અંગે ૧૩ નેતાઓની ધરપકડ; કામદારોનાં સરઘસો ઉપર લાઠીમાર–એકંદર ૩૦,૦૦૦ કામદારો હડતાલ ઉપર; સર શંકરન નાયરનું અવસાન; બનારસમાં મૂશળધાર વરસાદ સાથે વાવાઝોડું.

૨૫-૪-૩૪ : શ્રી. દેવીદાસ ગાંધીને ત્યાં પુત્રીનો જન્મ; પં. માલવિયાજીના પ્રમુખપદે રાવલપિંડીમાં મળેલી પંજાબ સનાતન ધર્મ પરિષદે મંદિર પ્રવેશ બિલના વિરોધનો કરેલો ઠરાવ; સ્પેનના પ્રધાનમંડળનું રાજીનામું.

૨૬-૪-૩૪ : દેવગઢની જાહેર તથા સ્ત્રીઓની સભામાં ગાંધીજીનાં પ્રવચનો; દિલ્હીમાં ૬૫૦૦ કામદારો હડતાલ ઉપર; મૌ. શૌકતઅલી સામે રૂા. ૪૫૦ ના પગાર પેટે થયેલું હુકમનામું; વિજયગઢના મહારાજા પોંડીચેરીમાં.

૨૭-૪-૩૪ : " પ્રજાબંધુ " ના કીપર અને પ્રકાશક તરીકે શ્રી. ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોરે ભરેલી રૂ. ૨૦૦૦ની જામીનગીરી; અમદાવાદમાં " આરોગ્ય દર્પણ "નું ડેકલેરેશન નોંધાવતાં પ્રકાશક પાસેથી મંગાયેલી રૂા. ૫૦૦ ની જામીનગીરી; " સ્વરાજ્યપક્ષને કદિ વિસર્જન કરવામાં આવ્યો નથી " એ સંબંધમાં ડૉ. અન્સારીનું નિવેદન; હઝારીબાગમાં ગાંધીજીની પ્રવૃત્તિ; ગયાજીમાં ગાંધીજીને માનપત્ર અને નાણાંની થેલીઓ; પં. જવાહરલાલની જેલબદલીમાં ઢીલ થવાનાં કારણોની બહાર પડેલી વીગત.

૨૮-૪-૩૪ : " નવરાત્રિ " ની જપ્ત થયેલી રૂ. ૨૦૦૦ ની જામીનગીરી; મુંબઇમાં મિલ હડતાલને અંગે સંખ્યાબંધ મજૂર આગેવાનોની ધરપકડ–મજૂરો ઉપર ગોળીબાર; " ગુજરાત પત્રિકા "ના તંત્રીની અમદાવાદ સ્ટેશને ધરપકડ; રત્નાગીરીમાં શ્રી. વિનાયક દામોદર સાવરકરના ઘરની પોલીસે લીધેલી જડતી.

૨૯-૪-૩૪ : પુરૂલીઆમાં ગાંધીજીને માનપત્ર; ઝરીઆની મુલાકાતે ગાંધીજી; મુંબઇમાં મેજિસ્ટ્રેટે સભાબંધીનો નવો બહાર પાડેલો હુકમ; રાજદ્વારી કેદીઓની મુક્તિ માટે આગ્રહ કરતું બંગાળના ૩૦ મહાસભાવાદીઓનું નિવેદન; બેંગલોરમાં કોર્નવાલિસ ખાતે આવેલા તળાવમાં સાવિત્રી ખંડેલવાળા નામની ૮ વર્ષની બાળાનો ૧૫ કલાક સુધી તરવાનો પ્રયોગ.

# અનુક્રમણિકા

પુ૦ ૧૮ | વૈશાખ : ૧૯૯૦ | અંક ૧



લવાજમ: હિંદમાં રૂા. ૫ પરદેશમાં રૂા. ૭॥ છૂટક અંક રૂા. ૦॥

પ્રકાશક:રણછોડજી કેસુરભાઇ મીસ્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસાચોકી:અમદાવાદ
મુદ્રક :મૂળચંદભાઈ ત્રિકમલાલ પટેલ: સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ: પાનકોરનાકા: અમદાવાદ તા. ૨૮-૫-૩૪

卐 પ્ર સ્થા ન 卐

પુસ્તક ૧૮ જેઠ : ૧૯૯૦ અંક ૨

# સ્મરણસંહિતા

[ સ્વ. ભાઈ કાન્તિલાલ ન. કાપડીઆને ]

## ૧ અમર પથમાં

બીડાયાં તે નયન નમણાં મૃત્યુને શાન્ત ખોળે,
ડૂબ્યો આજે સ્વર મધુર તે શૂન્ય અંકે ખગોળે!
કે' છે સૌ કે પ્રિય મુજ સખા—તે અરે! પ્રાણ મારો
રીસાઈને મુજ થકી સૂતો ના કદી જાગવાનો!
ઊડયો તે તો કનકવરણા વહ્નિ કેરા વિમાને,
ને પોઢયો જૈ અતલ નભના નીલઘેરે વિતાને!
મારી સાથે અહીં કદી ન તે આવશે ગાન ગાવા,
મારે કાજે જગ મહીં હવે વેદના, આંસુ, લ્હારા!

વ્હાલા મારા કયમ કરી કહે વાત એ સાચી માનું?—
જ્યારે તારું વદન મધુરું નેત્ર મીચ્યે ય ભાળું!
કુંજે કુંજે કુસુમ કુસુમે તારકે પુષ્પ ભાનુ,
લ્હેરે તારી મૃદુ ઉર સુધા ગુંજતી ગીત છાનું!
પોઢયો તું? તો કયમ કરી કહે વિશ્વની વેલ ફાલે?
નક્કી તું ત્યાં અમર પથમાં વાટ મારી નિહાળે!

## ૨ સ્વપ્ન

શૂન્યે પોઢી કુસુમ શયને વિષ્ણુએ સ્વપ્ન સેવ્યાં
મીઠાં મીઠાં અમૃત ઝરતાં સ્નેહ સૌન્દર્ય ભીનાં!
લ્હેરે તેની થનગની ઊઠી ઊર્મિલી વિશ્વ-વીણા,
ને ખીલ્યાં તે કુસુમ બનીને લક્ષ્મીની વેણીએ ત્યાં!
ધીમે ધીમે મૃદુલ લહરે પુષ્પ તે ઊડી વ્યોમે—
તારા રૂપે, બની જગ-ઉષા વ્યાપિયાં સૂર્ય સોમે!

પૃથ્વીખોળે કનકવરણી સ્નેહની - શાન્ત કુંજે
જાગી ગાનો લલિત મધુરાં પુષ્પ કો બાળ ગુંજે;
તેની મીઠી હલક હલકે સુસ સૌ તાર જાગ્યા,
મૂગે મારે હૃદય સહસા છન્દના છન્દ ગાજ્યા !
ને તેનું તે સ્મિત મધુર હું ઝીલું ના ઝીલું ત્યાં હા !
બીડાયું તે, મુજ નભ ઝુકી વેદના—ગાન–ધારા !
ના જાણ્યું મેં સુહૃદ ! તું હતો વિષ્ણુનું સ્વપ્ન આદિ–
પંખેરું રે ! કર મુજ હવે એકલો મંદભાગી !

## ૩ અશ્રદ્ધા

નભે જાગી હસે ક્ષણ મહીં પ્રભા ઇન્દ્ર ધનુની
ખીલે ના ખીલે ત્યાં ઊડી જતી ઉષા તન્વી સલુણી !
લતા અંકે પુષ્પો વિલસી ક્ષણમાં સૌ ખરી પડે,
ઊડી ગાનો ઘેરાં કવિહૃદયમાં સદ્ય વિરમે;
અને જાગે વા ના ઉર–ધબક કૈં દેહ મહીં ત્યાં
બુઝે પ્રાણ–જ્વાલા, ધસમસ ચડે કાળસરિતા !

સખા ! વ્યોમે મારે ક્ષણભર ઝગી તું ઊડી ગયો;
અને મારે કાજે ‘ વિભુ ’ ‘ નસીબ ’નો સાથ જ રહ્યો !
અશ્રદ્ધા શંકાના મુજ ઉર હવે વહ્નિ ભભુકે—
વિના તારા મારે વિભુતણી તથા શી પડી કહે ?
છીએ વિશ્વે આંહી હૃદય જડ કો ક્રૂર વિધિનાં
સખા ! મ્હારાં સર્વે—વિધિ જ અથવા વ્યર્થ ભ્રમણા !
હશે વા તે ક્યાં યે વિજન કહીં કો ભીષણ તીરે
હશે સૌન્દર્યોને કચરી ભમતો અંધ તિમિરે !

## ૪ દિલાસા

જે ઘેરે ના નિજ સ્વજનનું મૃત્યુ કો દી થયું હો,
ત્યાંથી ભિક્ષા મુઠી તલતણી લાવવા માતને કો,
બુદ્ધે પૂર્વે કહ્યું હતું, અને પુત્રના મૃત્યુ કેરી
તે માતાની જગત નીરખી વેદના કૈં શમેલી !—
સંભારી એ ફરી ફરી કથા, તત્ત્વ ગંભીર વાતે
લોકો ઝંખે મુજ ઉર તણો વહ્નિ બુઝાવવાને !

ના જાણું રે ! સુહૃદ ! સુણી એ દુઃખ મારું ભૂલું, કે
દેખી આંખે જગ ગઝુમતી મૃત્યુની કારમી તે
છાયા ઘેરી, મુજ સમ–દુઃખી વિશ્વ આખું નિહાળી
રોઉં આજે જગ અખિલના દુઃખ પે આંસુ સારી ?
આશાભીનાં મનુજ ઉરને ક્રૂર આઘાત સાથે
ભાંગી, છૂંદી, કચરી મલકે મૃત્યુ જ્યાં અટ્ટહાસ્યે,
મારે કાજે ભુલથી વિધિએ દુષ્ટ વા હેતુથી ત્યાં
રાખ્યા આંસુ ઉર તણી મુગી વેદનાના દિલાસા ?

## ૫ દર્શન

કહે છે કે વિશ્વે વ્યથિત ઉરનો એક જ અહીં
વિસામો છે મોટો અચલ દૃઢ શ્રદ્ધા પ્રભુ મહીં;
હું યે રાખી આસ્થા ઉર મુજ ભરી ભક્તિ વિમલે
હતો પંથે મારે નિશદિન જતો નેત્ર મીંચીને.
ન જાણ્યું ત્યાં કોણે સુહૃદ ! સહસા પીઠ ઉપરે
કરી જખ્મો કારી હૃદય મુજ ભાંગ્યું હરી તને !

સખા ! આજે મારાં નયન સહસા રે ! ખુલી ગયાં,
હશે જો તે ક્યાં યે—અદય વિભુનાં દર્શન થયાં !
સદા જેને કાજે મૃદુ કુસુમનાં શોણિત વહે,
વિના હિંસા જેને જપ નહિ વળે એક ઘડિ યે,
મળે જો તે સામે હૃદય જડ તે ઈશ મુજને,
ઘડી રોકી તેને, મુજ ઉર તણી હાય થકી હું
ભખું બાળી તેનું જગ, વદન તે ક્રૂર પટકું
ઉન્હા અંગારા ને પૂછું: "તુજ ક્ષુધા તૃપ્ત થઈ કે ?"

## ૬ કબર

એકાન્તે જ્યાં રજની ધબકે ગાન મૂગાં બને જ્યાં,
સ્નેહીની તે કબર ઉપરે આવીને પુષ્પ તાજાં
ને દીવો કો સ્વજન ધરીને આંસુ છાનાં વહાવી,
જોઈ રે'તું કબર પ્રતિ તે નીરવે મીટ માંડી.
તે તેજે ને પરિમલ થકી મૃત્યુની પાંખમાંથી
જાગી વ્હાલાં સ્વજન મળી તે સ્નેહીને જાય પોઢી.

હું યે ઝંખું પ્રિય સુહૃદ ઓ! દીપ તેવો જલાવા,
ને પુષ્પોની ચુપચુપ ચહું ગૂંથવા એક માલા!
ના જાણું રે! કયમ પણ સખા! હાથ મારા ન હાલે!
ને શ્વાસો યે અટકી પડીને સ્થંભતા હોય જાણે!
ભગ્નાશાના ખડક ઉપરે ન્હાવરી મીટ માંડી
તૂટ્યાં મારા ઉરતણી રહી કંપી જો દીપ-દાંડી!
તેને તેજે સુહૃદ, તું શકે ભાળવા ત્યાં થકી તો
જોજે મારાં તનની કબરે સ્નેહનાં પુષ્પ દીવો!

## ૭ છબી

જઈ પગ અધીર મેં ઘર મહીં ,મૂંક્યો ના મૂક્યો,
પડી નજર ત્યાં છબી લટકતી ભીંતે મિત્રની—
હતી નીરખી તે રહી સુહૃદ જેમ તે માહરો
હતો નીરખતો પ્રફુલ્લ નયને સદા સ્નેહથી!

ગયો, સુહૃદ તે ગયો!—ઉડી જતાં મીઠાં સ્વપ્ન શો!
ગયો મૂકી પરંતુ સૌમ્ય મુજ કાજ તેની છબી!
હલાવી નિજ હોઠ એ ઘડીકમાં હવે બોલશે,
અને અધુરી તે બધી ઉરની વાત કે'શે મને.

છબી નીરખી એ રહું દિવસ આ રહે જ્યાં સુધી,
પછી પ્રસરશે અહીં ગહન શાન્તિ સંધ્યા તણી,
અને ઝળકશે બીજાં નયન સ્નિગ્ધ ઊંડે નભે
અપૂર્વ મૃદુતા ભર્યાં—પ્રિય સખા તણા સખ્યથી!
અને અધુરી વાત પૂરી કરવા પછી નેત્ર તે
મને પથ બતાવીને સુહૃદ ધામનો દોરશે!

## ૮ કોલ

સ્મરે છે કે પેલો જુગ જુગ જુનો કોલ તુજને?—
દીધેલો એકાન્તે ગહન રજનીના તટ પરે!
હતા થંભ્યા તારા નિજ પથમહીં દૃશ્ય નિરખી,
ઊભો ઊંડો ઘેરો ઉદધિ પણ ત્યાં નીરવ બની!

સખે! ત્યારે તેં તો કર મુજ લઈ પ્રેમ થકી ત્યાં
કહ્યું'તું કે "જૈશું સફર કરવા વ્યોમ–સરમાં!
ઉષા–રંગી હોડી સજી નીકળશું સૂર્ય ઉગતાં,
અને એકાન્તે ત્યાં રમત રમશું રમ્ય નભમાં!"

દઈ આવાં આવાં વચન વિચર્યો "સ્હેજ ફરવા!"
અને મારી સંગે રજનિ નભ નિઃસીમ જ રહ્યાં!
ઉષા સંધ્યા મારે રજનિ દિન સૂનાં ઉગી પળે,
હવે આશા શી કે વચન કદિ તું યાદ કરશે!
છતાં હું તો નિત્યે અનિમિશ દૃગે રાહ નિરખી,
જપી તારી માળા તપીશ અહીં કાળાન્ત અવધિ!

## ૯ શાશ્વત

સખા! નાચે ગાને તટતટ ભરી વિશ્વ–સરિતા,
ઝુલે કુંજે કુંજે વિટપ વિટપે સ્વપ્ન–કલિકા!
અને સ્નેહે ઘેલી છલછલ થતી નિર્મલ સુધા
સ્મિતે ઝીલી જાગે ચકિત નયના સ્નિગ્ધ વસુધા!
ગભીરે વ્યોમે ત્યાં રવિ—શશી—ઉરે તારકગણે
નવી જ્યોતિ જાગે, કુસુમ ખીલતાં નિર્જન રણે!
ગુંથ્યુ રે! શું આજે વિપરિત ક્રમે વિશ્વ સઘળું?—
રડું હું ને એને વદન ફરકે હાસ્ય ઉજળું!

ગુમાવી રે! મોંઘી તક વિરલ મેં તો ભ્રમ રહી—
સખા! નો'તો તું કો મનુ તનુજ—તું શાશ્વત પ્રભા
બધાં વિશ્વો ફેરી, મુજ ગરીબને આંગણુ વળી,
મને સ્વપ્ને રાખી ઉડી જઈ ઉગી શૂન્ય નભમાં!
તને પામી તારા રવિ વિધુ વધુ ઉજ્જ્વલ બને!
તને પામી વ્હાલા! બની અમરતા શાશ્વત હવે!

## ૧૦ નીરવ

અરણ્યે અંધારે પ્રસરતી નિશા નીરવ પદે,
ગભીરે આકાશે ઉડુગણ પ્રભા મૌન વિચરે!
સદા સ્વપ્નો જોતાં જલધિ હૃદયે નીરવ ઉરે
રમે મુક્તા પુંજો; કુસુમ વદને મૌન વિહરે.
મહા મૌને ઘેરું રવિ–શશી–ઉરે ગાન વિલસે,
અને વ્હાલા મારા સુહૃદ ઉર ચે મૌન વિકસે!

નથી રોયો હું તો રજની નીરખી નીરવ કદી,
મહા એકાન્તે યે ઉર નથી ડગ્યું મૌન નીરખી !
રડું કિન્તુ આજે—પ્રિય મુજ સખા મૂક બનતો
મને ભૂલી સૂતો મરણ શયને નેત્ર બીડતો !
રડું હું કે ઝીલું સુહૃદ ! તવ એ મૌન-કવિતા ?—
રમે મર્ત્યો શબ્દે; અમર વદને મૌન જ ગિરા !
સખા, વ્હાલા, તું તો વિભુતણું બન્યો મૌન મધુરું—
કરું શાને ત્યારે રુદન થકી એ ગાન બસુરું ?

## ૧૧ પ્રયાણ ઘડી

જો પશ્ચિમ કેરે દ્વાર નમણી સૌન્દર્ય-પ્રભા,
વિલસે ત્યાં ઊંડે આભ રંગની સૌમ્ય છટા
સંધ્યાના ઘેરા બોલ પડે તુજ કાને કે ?
નભ તારકના સંદેશ નયન તુજ વાંચે કે ?
તુજ ધામ હજી અતિ દૂર હજી પથ આઘે રે !
વચમાં તો ગંભીર નીર સાગર ગાજે રે !
હોડી જો છેલ્લી એક ઊભી તુજ માટે રે,
વ્હે આતુર સૌમ્ય સમીર સંધ્યા ઘાટે રે !
જો ક્ષિતિજની રેખા દૂર દીસે ત્યાં ઝાંખી રે,
છે જવાનું તેની પાર રાત વટાવી રે !
ઊગે ત્યાં ઊંડે આભ ઝાંખો તારો રે,
કરી દૃષ્ટિ તે પર થીર પથ જો તારો રે !
હવે જુદા આપણ પંથ સીમા આવી રે,
ઘડી નીરખી લે આ ભોમ દીન અમારી રે !
રે ! સૂનાં આ અમ ફૂલ સૂનો આરો રે,
નહિ ડગવો સૂની ભોમ આત્મા તારો રે !
ભરશે પ્રભુ પ્રેમની જ્યોત પંથ પ્રકાશે રે,
રે ! વિરાટ કેરા ઘાટ સ્વાગત ગાશે રે !
નહિ રજની આંસુ સાર, દિશાઓ રોશો મા—
આ પ્રયાણ ઘડી અભિરામ !—પાછું જોશો મા

સ્નેહરશ્મિ

# વર્ણવ્યવસ્થાના મૂળભૂત સિદ્ધાન્તો

[ એસ. રાધાકૃષ્ણન્ બહુ સમર્થ પંડિત છે. હિંદુ સંસ્કૃતિનો તેમનો અભ્યાસ ઊંડો અને તલસ્પર્શી છે. પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય બન્ને ફિલસૂફીઓમાં તેઓ પારંગત છે. આપણી ફિલસૂફીને આધુનિક રૂપમાં જગત સમક્ષ રજૂ કરીને તથા તેની શ્રેષ્ઠતા સિદ્ધ કરીને તેમણે આપણા દેશને ગૌરવાન્વિત કર્યો છે. ધર્મ પ્રત્યે અવગણના અથવા ઉદાસીનતાના આ કાળમાં તેમનાં પુસ્તકોમાંથી નવી પ્રેરણા મળે છે. સને ૧૯૨૬ માં ઑક્સફર્ડ યુનિવર્સિટીની મૅન્ચેસ્ટર કૉલેજમાં, 'જીવનનો હિંદુ લોકોનો આદર્શ' (*Hindu View of Life*) એ વિષય ઉપર તેમણે જે વ્યાખ્યાનો આપ્યાં તે પુસ્તક રૂપમાં વાંચ્યાં ત્યારથી તેના ઉપર હું મુગ્ધ થયો હતો. સંસ્કૃતિના આખા પ્રશ્નને અતિ સંક્ષેપમાં પણ અદ્ભુત સામર્થ્યથી ચર્ચતું તેમનું 'કલ્કિ' અથવા સંસ્કૃતિનું ભવિષ્ય એ પુસ્તક તો કોઇને પણ મુગ્ધ કરે એવું છે. હરિજન પ્રશ્નને ગાંધીજીએ ઉત્કટ રૂપમાં ઉપાડયા પછી વર્ણવ્યવસ્થાનો પ્રશ્ન બહુ આગળ આવ્યો છે. તે પ્રસંગે 'જીવનનો હિંદુ લોકોનો આદર્શ' એ પુસ્તકમાંથી વર્ણવ્યવસ્થા વાળા ભાગનો ગુજરાતી અનુવાદ ગુજરાતી વાચકોને બહુ દિશાસૂચક થઇ પડશે એવી આશાથી તે અહીં આપ્યો છે. ]

હિંદુ લોકોને શ્રદ્ધા છે કે ભિન્ન ભિન્ન જાતિઓનો તથા સંસ્કૃતિઓનો મેળ જમાવી શકાય અને સહકાર સાધી શકાય. એકીકરણ કરીને સૌનો સંગ્રહ કરવો એ હિંદુ લોકોનો સ્વભાવ છે. તેમના આ સ્વભાવનું નિદર્શન તેમની વર્ણવ્યવસ્થામાં આપણને મળે છે. વર્ણવ્યવસ્થા એ સમભાવ અને વિશ્વાસનું પરિણામ છે એ વિધાન વદતોવ્યાઘાત જેવું લાગે છે, છતાં સત્ય છે. જો કે આજે એ સંસ્થા અવનતિને પામીને અન્યાય અને જુલમનું સાધન થઇ પડી છે, તો પણ આ દુર્ભાગી પરિણામો એ કાંઈ એ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ નથી. હિંદુસ્તાનના આગળ પડતા વિચારકો પાસે સત્તા હોય, તેમનો એ અધિકાર તો જરૂર છે, તો તેઓ આ સંસ્થાને ઓળખી પણ ન શકાય એટલી ફેરવી નાખે. પરંતુ અહીં મારે એ સંસ્થાનાં અનિષ્ટોનો વિચાર કરવો નથી. તેના મૂળમાં કયા સિદ્ધાન્તો રહેલા છે તે મારે સ્પષ્ટ કરવા છે.

કોઈ પણ માણસ આધુનિક જ્ઞાતિઓની ઉત્પત્તિ વિશે સંશોધન કરે તો અત્યારની અનેક જ્ઞાતિઓનો ઉદ્ભવ વિવિધ કારણોથી થયેલો તેને માલુમ પડશે. ટોળીઓની, જાતિઓની, ધર્મપંથોની તથા ઉદ્યોગધંધાની એમ ત્રિવિધ પ્રકારની ભિન્નતાને લીધે ભિન્નભિન્ન જ્ઞાતિઓ હસ્તીમાં આવેલી છે. કેટલીક જ્ઞાતિઓનો ઉદ્ભવ સ્થળાન્તરોને લીધે પણ થયેલો છે. કોઇ પણ જ્ઞાતિના માણસો દેશના બીજા ભાગમાં જઈને વસવાટ કરે છે, ત્યારે ત્યાંની તે જ્ઞાતિમાં ન ભળી જતાં, તેઓ પોતાની નવી જ્ઞાતિ નિર્માણ કરે છે.

સંસ્કૃત શબ્દ 'વર્ણ' ના અર્થ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે અસલ ભેદ રંગપરત્વે પડયા હશે. આપણા દેશનો પ્રાચીન ઇતિહાસ જોતાં જણાય છે કે આ દેશ ઉપર એક પછી એક એમ અનેક જાતિઓનાં આક્રમણો થયેલાં છે. ઇતિહાસના આરંભકાળમાં દેશમાં વિવિધ જાતિઓના લોકો વસતા હતા : કાળા અસલ વતનીઓની ટોળીઓ, જબરા દ્રાવિડ લોકો,

પીળી ચામડીવાળા મન્ગોલ લોકો, તથા પ્રસન્ન અને તેજસ્વી આર્ય લોકો. ત્યાર પછી વળી આપણો દેશ ઈરાની, ગ્રીક તથા શક લોકોના બહુ નિકટ સંબંધમાં આવ્યો. એમની ઘણી જાતિઓએ આપણા દેશમાં વસવાટ કર્યો. હિંદુસ્તાનના જેવા જાતિ વિષયક પ્રશ્નો દુનિયાના બીજા કોઈ દેશમાં ઊભા થયા નથી.

જાતિવિગ્રહના પ્રશ્નના નિરાકરણ માટે આટલા ઉપાયો સૂચવાય છે: નિકંદન, દમન અને અભેદ અથવા મેળ. દુનિયામાં પહેલા ઉપાયનો આશ્રય ઘણી વાર લેવાયેલો છે. આ પૃથ્વી ઉપર મનુષ્યની પદપંક્તિઓ અકાળે નાશ પામેલી અસંખ્ય જાતિઓની કબરોથી અંકિત થયેલી છે. પરંતુ આવા માનવસંહાર માટે કશો બચાવ છે ખરો? કોઈ પણ જાતિની સંસ્કૃતિનો વિનાશ થવાથી જગતને કેટલી હાનિ થાય છે તેનો આપણે કશો ક્યાસ કાઢ્યો છે ખરો? રેડ ઈન્ડિયનો (અમેરિકાના અસલ વતનીઓ) એ જગતની પ્રગતિમાં દેખી શકાય એવો કશો ફાળો નહોતો આપ્યો એ વાત સાચી. પરંતુ તેમની સુષુપ્ત પડેલી અવિકસિત શક્તિઓ કાળાન્તરે કેટલી ફળદાયી થઈ શકી હોત તે વિષે આપણે ચોક્કસ કશું જાણી શકીએ ખરા? આપણે પોતાને વિશે, આ જગતને વિશે અને આપણા સરજનહારની મહાન યોજનાઓ વિશે આપણે એટલું બધું શું જાણીએ છીએ કે આપણી સંસ્કૃતિ, આપણી સંસ્થાઓ અને આપણા રીતરિવાજો, બીજાઓના કરતાં માપ પણ કાઢી ન શકાય એટલા બધા ચઢિયાતા છે એમ આપણે માની લઈએ? વળી આજે વસ્તુતઃ જેવા છે તેવાના કરતાં નહિ, પણ તેમનામાં રહેલી ગૂઢ શક્તિને પરિણામે તેમનો જે વિકાસ થવાની શક્યતા છે તેના કરતાં પણ ચઢિયાતા છે એમ આપણે માની લઈએ? કોઈ પણ જાતિમાં વિકાસ પામવાની શક્તિ કેટલી છે તેનું માપ આગળથી આપણે કાઢી શકીએ જ નહિ. સંસ્કૃતિ કાંઈ એક દિવસમાં ઊગતી નથી. એ રેડ ઇન્ડિયન લોકોને વિધાતા સાનુકૂળ હોત અને આપણા ગુમાનમાં આપણે ઓછા છકેલા હોત, તો હું તો કહેવાનું સાહસ કરું છું કે એ લોકો જે ફાળો આપી શક્યા હોત તેથી આજે જગત વિશેષ સમૃદ્ધ બનેલું હોત. મનુષ્ય યોનિમાં ભિન્ન ભિન્ન અનેક જાતિઓ જે કાળે અસ્તિત્વમાં આવી તે કાળની પ્રાચીનતાની સરખામણીમાં આપણી સંસ્કૃતિ તો ગઈ કાલની કહેવાય. મહાન બ્રિટિશ પ્રજા જે આજે સમસ્ત માનવ જાતમાં આગળ પડતી ગણાય છે તે જ્યુલિયસ સીઝરે કરેલા વર્ણન પ્રમાણે તે કાળે કાંઈ જ આગળ વધેલી નહોતી. કાચાં ચામડાં પહેરનારા અને દેવોને તૃપ્ત કરવા માટેની ધાર્મિક પૂજાવિધિઓમાં જીવતા માણસોને બાળી મૂકનારા બ્રિટનના જંગલી લોકોમાં કેટલી ભારે શક્તિઓ સુષુપ્ત રહેલી હતી, તે, તે વખતે કોના માન્યામાં આવ્યું હોત? ટ્યુટન લોકો (જર્મનો) એ સંગીત અને અધ્યાત્મ વિદ્યામાં આજે જે ભવ્ય ફાળો આપ્યો છે તેની આગાહી તેમના પૂર્વજો સાથે પરિચયમાં આવેલો કોઈ પણ માણસ કરી શક્યો હોત ખરો? મનુષ્ય માત્રમાં એટલી બધી શક્તિ સુષુપ્ત રહેલી છે અને જાતિઓના મૂળભૂત ભેદો વિશેનું આપણું જ્ઞાન એટલું અલ્પ છે કે કોઈ પણ જાતિનું નિષ્ઠુર રીતે નિકંદન અથવા દમન કરવું એ ડહાપણ ન જ ગણાય. માનવસ્વભાવ અને ઇતિહાસને આપણે જરાક સમજી લઈએ તો જંગલી અને પુરાણી સ્થિતિના, તેમ જ અસંસ્કૃત અને પછાત સ્થિતિના લોકો તરફ આપણે સમભાવ ધરાવી શકીશું અને જોઈ શકીશું કે તેઓ પણ તેમની પોતાની અપૂર્ણ ઢબે, સાંકડી અને ઊભી કેડી ઉપર આવેલી તથા આંજી નાખે એવા તેજથી ઝગઝગી રહેલી અમરાપુરી તરફ પહોંચવાને પ્રયત્ન કરી રહ્યા છે. દરેક

જાતિ અને દરેક ટોળી વિકાસના ક્રમમાં ગમે તેટલી ઓછી આગળ વધેલી હોય તો પણ તે વિશિષ્ટ નમૂનાની અથવા પ્રકારની બુદ્ધિશક્તિની પ્રતિનિધિ તો છે જ. દરેકે દરેક નમૂનાની બુદ્ધિશક્તિને, તેનો યોગ્ય આવિર્ભાવ અને વિકાસ થવામાં મદદ અને કેળવણી મળે એમાં મનુષ્યજાતિનું હિત સમાયેલું છે. કોઇ પણ જાતિનું જીવન કેવળ તેને પોતાને જ અર્થે નથી હોતું. તે જ પ્રમાણે તેનું મરણ પણ બીજા ઉપર અસર ન પહોંચાડે એમ બનતું નથી. વળી કોઇ પણ જાતિનું પછાતપણું, તેનાં શારીરિક, સામાજિક અને સાંસ્કૃતિક પરિવેષ્ટનોને આભારી હોય છે. પણ બાહ્ય સંજોગોની ઉત્તેજના મળતાં જ તેનો લાભ લઈ પોતાનો વિકાસ સાધવાની ભારે શક્તિ તે બતાવે છે.

જ્યાં સમૂળ નિકંદન અશક્ય હોય છે, ત્યાં જબરી જાતિ બીજા ઉપાયનો આશ્રય લે છે. તે નબળી જાતિ ઉપર પોતાનું આધિપત્ય જમાવે છે. બંડખોરને કચડી નાખવો, પણ ગુલામને બચાવવો, એ સૂત્ર અનુસાર તેઓ કામ લે છે. કૉન્ગોમાં, બ્રાઝિલમાં, બૉકસરોના વિપ્લવ વખતે પેકિંગમાં તથા આજે અમેરિકામાં કાળી જાતિઓ સાથેના પોતાના વ્યવહારનું દુનિયાની ઉચ્ચ ગણાતી જાતિઓ સ્મરણ કરે, તો તેમનાં હૃદય તેમને ડંખ્યા વિના રહે નહિ. તાજેતરમાં જ લૉર્ડ મિલ્નરે તો પોતાની એવી માન્યતાની છચોક કબૂલાત કરી છે કે બ્રિટિશ સામ્રાજ્ય એટલે બ્રિટિશ લોકો સાથે રક્તસંબંધ ધરાવતી કોમોની સમાનતા તથા બન્ધુતા, પણ અબ્રિટિશ એવા આધીન મુલકના લોકો ઉપર તો બ્રિટિશ પ્રજાનું આધિપત્ય. પણ સુધારાનો અર્થ એ ન જ હોય કે વધારે આગળ વધેલા લોકોએ પોતાના કરતાં ઓછી શક્તિવાળા તથા ઓછા આગળ વધેલા લોકોને દબાવવા. નબળા તથા ઓછી લાયકાતવાળાનો વિનાશ કરવાનો અથવા તેમને ગુલામીમાં જકડવાનો હક ઈશ્વરે કોઇને આપ્યો નથી. હોંશિયારી તથા શરીરબળમાં બધી જાતિઓ સમાન નથી હોતી. ઊંચામાં ઊંચો ધર્મ તો એ છે કે પછાત જાતિઓને પણ સંજોગો અને તકોની સમાનતા આપવી. કોઈ પણ પ્રજા કે જાતિની સ્વતંત્રતા ઉપર ત્રાપ મારવી, એ ધર્મ નથી. પછાત કોમો તથા પછાત પ્રજાઓને તેમનાં પરિવેષ્ટનોને લઇને મળતી તકોનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં તથા તેમના વિશિષ્ટ સ્વાભાવિક ગુણોનો વિકાસ કરવામાં મદદ કરવી એ ધર્મ છે.

જાતિઓનું સંમિશ્રણ તત્કાળ કરી નાખવું, એ અશક્ય છે. સૈકાઓના કુદરતી વારસાથી તથા લાંબી સામાજિક પરંપરાથી સ્વભાવ, બુદ્ધિ તથા શરીરના જે ચોખ્ખા ભેદ પડી જાય છે, તે એક સપાટે નાબૂદ કરી શકાય નહિ. વળી જાતિવિગ્રહના પ્રશ્નનો ઉકેલ આણવા માટે ભિન્ન ભિન્ન જાતિઓની જાતિવિલક્ષણતાઓ તથા ભેદો નાબૂદ કરવાની જરૂર પણ નથી. એકતાનો અર્થ એકસરખાપણું એવો નથી જ.

જાતિવિગ્રહનો પ્રશ્ન છોડવા માટે હિંદુ સમાજે તેને માટે જે એક માત્ર સલામત ઉપાય છે તેનો આશ્રય લીધો છે. એ ઉપાય, એ લોકશાહી અથવા પ્રજાસ્વાતંત્ર્ય. એટલે કે દરેક જાતિને, તેનામાં જે ઉત્તમ તત્ત્વો હોય તેનો, બીજાની પ્રગતિમાં અંતરાય ન થાય એવી રીતે, વિકાસ કરવા દેવો. ઇતિહાસક્રમમાં અસ્તિત્વ ધરાવતો દરેક સમાજ, બીજા સૌથી ભિન્ન પ્રકારનો હોય છે. તેનામાં તેની પોતાની ખાસિયત હોય છે. સરવાળે તેની ઉપયોગિતા હોય છે જ. વિશ્વયોજનામાં તેનું ખાસ સ્થાન હોય છે. તેથી જ ઊંચામાં

ઊંચો ધર્મ માગી લે છે કે દરેક જાતિની ખાસિયતનો આપણે આદર કરવો. જાતિઓના પ્રશ્નનો વિચાર કરતી વખતે વર્ણવ્યવસ્થા માનવસમૂહોની અનન્ત વિવિધતાનો સ્વીકાર કરે છે. જો કે વૈદિક આર્યોએ પોતાને ઊંચા ગણીને હિંદુસ્તાનમાં પોતાની કારકિર્દી બહુ ચુસ્ત અને સંકુચિત ભાવનાથી શરૂ કરી છે એ ખરું છે; છતાં થોડા જ વખતમાં તેમણે ઉદારતા કેળવી છે અને આખી મનુષ્ય જાતિનું કલ્યાણ જે વડે સધાય એવો માનવધર્મ ખીલવ્યો છે. હિંદુસ્તાનમાં ભિન્ન ભિન્ન જાતિઓમાં એકતા આણવાનો જેમણે સફળ પ્રયત્ન કર્યો છે, તેઓ હિંદુ સમાજમાં અવતારી પુરુષો તરીકે પુજાયા છે. રામે દક્ષિણને સંસ્કૃત કરવામાં ત્યાંની અસલ જાતિઓનો ઉપયોગ કરેલો છે. એમ કરીને આર્યો તેમ જ અનાર્યોની એકતા તેમણે સાધી. કૃષ્ણે તથા બુદ્ધે તે જ કાર્ય કર્યું છે.

અસલ વતનીઓએ તેમ જ બહારથી નવા આવનારાઓએ હિંદુ ધર્મનો સ્વીકાર કરતાં પોતાની જાતિવિલક્ષણતા છોડી દાધી નહિ, પરંતુ તેમાં ફેરફાર કર્યા. તે જ પ્રમાણે હિંદુ વૃત્તિ પણ ઘટતા ફેરફારો સાથે તેમણે ગ્રહણ કરી. જેમ જૂના આદર્શોમાં પરિવર્તન થયું, તેમ જ નવા આવનારા સમૂહોના સ્વરૂપમાં પણ પરિવર્તન થયું. નવી જાતિઓને હિંદુ સમાજમાં પ્રવેશ મળતાં, એ સમાજના અધિકારો તથા જવાબદારીઓ પણ તેમને પ્રાપ્ત થઈ. હિંદુઓના બૌદ્ધિક અને સાંસ્કારિક જીવનમાં ભાગ લેવાનો તેમને અધિકાર પ્રાપ્ત થયો, અને તેની સાથે તેના વિચારભંડારમાં, તેની નૈતિક પ્રગતિમાં, તેમ જ તેની આધ્યાત્મિક સમૃદ્ધિમાં ફાળો આપવાની જવાબદારી પણ તેમના ઉપર પડી. ટૂંકમાં રાષ્ટ્રજીવનનાં તમામ અંગોના અધિકાર તેમ જ જવાબદારીઓ તેમને મળ્યાં. હિંદુ વિચારોનો ઉપયોગ દરેક જાતિએ પોતાની વિશિષ્ટ રીતે કર્યો. અસલ જાતિઓ સ્થિતિશીલ હતી એમ કહેવામાં આપણે કાંઈક અતિશયોક્તિ કરીએ છીએ. તેઓ પણ જંગલી દશાની ખાઈમાંથી ઉપર આવેલા હતા, સભ્યતાની વૃત્તિથી પ્રેરાયેલા હતા. એક જ ભૂમિનો આશ્રય ભોગવતી, સમાન હિતસંબંધથી સંગઠિત થયેલી, સમાન માનસિક અને નૈતિક પરિવેષ્ટનોની અસરો નીચે વિકાસ પામતી, એક જ રાષ્ટ્રની અંગ બનેલી એવી ભિન્ન જાતિઓ સંસ્કૃતિની ઊંચી કક્ષા ઉપર આવી, એટલું જ નહિ પણ વિવિધ મૂલોત્પન્ન હોવા છતાં તેઓ એક બીજા સાથે સુંદર રીતે હળીમળી ગઈ. મિ. વેલેન્ટાઈન શિરોલ લખે છે કે: "હિંદુ ધર્મનાં સૂક્ષ્મ અને જેમ વાળવાં હોય તેમ વળે એવાં બળોએ પુરાણ કાળમાં અનેકવિધ જાતિઓની વિસંવાદી માન્યતાઓ અને રૂઢિઓને એક સર્વસંગ્રાહક પટમાં એવી ખૂબીથી વણી લીધી હતી કે હિંદુસ્તાનની ઘણીખરી અસલ કોમોને તેમાં આશ્રય મળે એટલી છૂટછાટ પણ તેમાં હતી, અને તેની સાથે સાથે આર્ય હિંદુઓનું આધિપત્ય સચવાઈ રહે એટલી કડકાઈ પણ તેમાં હતી." (ઈન્ડિયા; ઓલ્ડ એન્ડ ન્યુ, પા. ૪૨–૩).

હિંદુ મુનિઓએ જાતિઓના વિવેકરહિત સંભૂમેળાને કદી ઉત્તેજન નથી આપ્યું. ખાનપાન અને લગ્નની બાબતમાં જુદી જુદી કોમો જે નિયમોનું પાલન કરતી હતી, તે નિયમો હિંદુ ધર્મશાસ્ત્રોએ માન્ય રાખ્યા. હલકી ગણાતી જ્ઞાતિઓએ પણ કાળક્રમે પોતાને માટે પોતાના વિધિનિષેધો અને કાયદા, પોતાની રૂઢિઓ અને આચારો નિર્માણ કર્યા. જ્ઞાતિના દરેક માણસને જ્ઞાતિ તરફથી અમુક વારસો મળે જ છે. જુદી જુદી જ્ઞાતિઓના

આચારો અને રીતરિવાજો જુદા જુદા હોય છે. વસ્તુતઃ આચારભેદને લઈને જ જ્ઞાતિભેદ પડે છે. **न कुलं कुलमित्याहुराचारं कुलमुच्यते।** બીજાઓના આચારવિચાર આપણને કઢંગા અને ખોટા લાગે, તો પણ આપણે એ વસ્તુનો ઇનકાર તો નથી જ કરી શકતા કે એ આચારવિચારો તેનું પાલન કરતી જ્ઞાતિઓને સંગઠિત રાખવામાં અને બીજાઓની સાથે હળીમળીને રહેવામાં મદદ કરે છે. દરેક માણસ પોતાની જ્ઞાતિની અંદર જ લગ્ન કરે તેમાં તેની સામાજિક પ્રતિષ્ઠા ગણાતી. પુરુષ ભલેને "ઉચ્ચ" જ્ઞાતિનો હોય તો પણ "હલકી" જ્ઞાતિની સ્ત્રી પોતાની જ્ઞાતિની બહાર જઈને તેની સાથે લગ્ન કરવાની ના પાડશે.

વળી, જો કે હિંદુ વર્ણવ્યવસ્થાના સિદ્ધાન્તને સ્ત્રીપુરુષનો વિવેકરહિત સંકર ઇષ્ટ નથી, તો પણ હિંદુસમાજમાં આંતરવર્ણીય લગ્નસંબંધો થયેલા છે. તેમ કરવાની ખાતર જ જાણીજોઈને તેમ કરવામાં આવ્યું હોય એવું મોટે ભાગે નથી બન્યું એ ખરું, પરંતુ તેને લઈ ને જુદી જુદી જ્ઞાતિઓ વચ્ચેના મુદ્દાના ભેદો મોળા પડયા છે. માનવવંશની દૃષ્ટિએ શુદ્ધ એવા સમૂહો તો કેવળ જંગલી અથવા તદ્દન પુરાણી અવસ્થાના લોકોમાં જ જોવામાં આવે છે. જે સમાજો માનવપ્રગતિમાં ભાગ ભજવે છે. તેમાં એવી રક્તશુદ્ધિ નથી રહેતી. હિંદુ પ્રજામાં પરજાતીય લોહીનું સર્વસામાન્ય મિશ્રણ થયેલું જ છે. વળી સમાજની અંદર અંદર પણ બ્રાહ્મણથી તે ચંડાળ સુધી રક્તનો પ્રવાહ એક જાતિમાંથી બીજી જાતિમાં સ્થિર રીતે વહેલો છે. વિવેકરહિત સંકરની વૃત્તિને ઉત્તેજન નહિ આપવા છતાં અનુલોમ અને પ્રતિલોમ લગ્નો વિશે નિયમો કરીને આંતરવર્ણીય રક્તસંબંધોને હિંદુ સમાજે બહુ કાળજીપૂર્વક નિયંત્રિત કર્યા છે. મનુ ભગવાનને સવર્ણ લગ્નો જ ઇષ્ટ છે, છતાં અનુલોમ વિવાહને તેઓ સ્થાન આપે છે. વળી જો કે તેઓ પ્રતિલોમ વિવાહનો એટલે કે ઉચ્ચ વર્ણની સ્ત્રી સાથે તેના કરતાં નીચ વર્ણના પુરુષના લગ્નનો નિષેધ કરે છે, તો પણ એવા લગ્નસંબંધોથી ઉત્પન્ન થયેલી સંતતિની તેઓ વ્યવસ્થા તો કરે જ છે. એવાં લગ્નો અયોગ્ય ગણાતાં છતાં થતાં તો ખરાં જ. ધર્મશાસ્ત્ર અને લોકાચારથી નિષિદ્ધ, પરંતુ સમય જતાં સ્વીકારી લેવાયેલાં એવાં લગ્નોમાંથી ઉત્પન્ન થયેલી પ્રજાનું સમાજમાં સ્થાન નક્કી કરવા માટે સંકર જ્ઞાતિઓ નિર્માણ થઈ. આજે અસ્પૃશ્ય ગણાતી ઘણી જ્ઞાતિઓ વિવેકરહિત સંકરમાંથી ઉત્પન્ન થયેલી કહેવાય છે.

અહીં એ ઉલ્લેખ કરવાની જરૂર છે કે હિંદુ ધર્મે બધી જ જાતનાં આંતરલગ્નોને અનિષ્ટ ગણીને વખોડી કાઢયાં નથી. લગભગ સમાન કક્ષાની જ્ઞાતિઓમાં આંતરલગ્ન બહુ લાભદાયી થઈ પડે. યુરેશિયનોનું દુર્ભાગી દૃષ્ટાન્ત ઘણી વાર ટાંકવામાં આવે છે. પરંતુ એ દૃષ્ટાન્તમાં તો એ જાતિઓ વચ્ચેનો ભેદ બહુ મોટો છે. તે ઉપરાંત તેમના જન્મ અને કેળવણીના સંજોગો એવા છે કે ઉત્તમમાં ઉત્તમ માણસને પણ તે બગાડે. જે ગોરો પુરુષ હિંદી બાઈને ફસાવે છે, તે મોટે ભાગે તો એ બાઈનો ગર્ભવતી થતાં જ ત્યાગ કરે છે. પછી એ વ્યભિચારને પરિણામે જન્મેલું બાળક બહુ જ પ્રતિકૂળ પરિસ્થિતિમાં ઊછરે છે. તેને બરાબર પોષણ મળેલું હોતું નથી. તેનો જ્યાં ત્યાં તિરસ્કાર થાય છે. કેવળ વંશાવતાર નહિ, પણ પરિસ્થિતિ સુદ્ધાં ધ્યાનમાં લેવી જોઈએ.

છતાં સવર્ણ લગ્નનો સિદ્ધાન્ત ખોટો નથી. કેવળ સવર્ણ લગ્નનો જ વિધિ હોવો જોઇએ એટલું કહેવા જેટલી વંશાવતારની અસર ભારે છે કે કેમ એ પ્રશ્ન નક્કી કરવો બહુ કઠણ છે. નિસર્ગ વિરુદ્ધ સંસ્કારના પ્રશ્ન ઉપર હજી ગરમાગરમ ચર્ચા ચાલે છે. ઊંચા ગણાતા વર્ગોની શ્રેષ્ઠતા ઓથે ઊતરેલા ગુણો અથવા તો અમીરી લોહીને આભારી નથી એવી લોકવાદીઓની તો પાકી ખાતરી છે. પરંતુ હિંદુ સિદ્ધાન્તને પ્રાચીન ગ્રીક માન્યતાનો તથા આધુનિક વિજ્ઞાનનો ટેકો છે. ગ્રીક લોકો વંશાવતારને બરાબર માનતા અને ખરાબ ઓલાદને વીણી કાઢી તથા સારી ઓલાદની સંતતિમાં વૃદ્ધિ કરી આખી પ્રજાને સુધારવાની યોજના તેમણે ખીલવી હતી. ઈસ્વી પૂર્વે છઠ્ઠા સૈકા જેટલા જૂના કાળમાં થિયોગ્નિસ નામના ગ્રીક કવિએ લખ્યું છે: "આપણે ઘેટાં, ગધેડાં અને ઘોડાની ઓલાદ તપાસીએ છીએ, અને માનીએ છીએ કે સારાનાં બચ્ચાં સારાં જ હોય; પણ સારો માણસ ખરાબ પિતાની ખરાબ પુત્રીને પરણવામાં વાંધો જોતો નથી....આપણી પ્રજા નિસ્તેજ થતી જાય છે તેમાં નવાઇ પામવા જેવું નથી, કારણ સારાનો હલકા સાથે સંકર થવા માંડ્યો છે." પ્રજાસુધારણાનો ઉત્તમ ઉપાય એ છે કે પ્રાણીવિદ્યાની દૃષ્ટિએ સ્ત્રીપુરુષની પસંદગી કરવી, એ પ્લેટોના વિચારો સુવિદિત છે. એરિસ્ટોટલ પણ માનતો કે ઉત્તમ જાતિની વૃદ્ધિને રાજ્ય તરફથી ઉત્તેજન મળવું જોઇએ. અઢારમી સદીમાં માણસોની નૈસર્ગિક સમાનતા ઉપર વધારે ને વધારે ભાર મુકાતો ગયો છે. લૉક અને રૂસો તથા ફ્રાન્સ અને અમેરિકાની સ્વાતંત્ર્ય-ઘોષણાના વિચારકોએ અનુસરીને બકલે માની લીધું છે કે માણસો જાણે પોચી માટી હોય તેમ આસપાસની પરિસ્થિતિથી ઘડાય છે. પરંતુ આધુનિક વિજ્ઞાન એમ પ્રતિપાદિત કરે છે કે આ મત પરિવેષ્ટનને વધારે પડતું મહત્ત્વ આપે છે. પ્રગતિનો આધાર કેવળ પરિવેષ્ટનના ફેરફાર ઉપર નથી. વંશાવતાર દ્વારા વિકાસ થયાં કરે છે એવો ડાર્વિનનો સિદ્ધાન્ત મોટા મોટા પ્રાણીવેત્તાઓએ ઉપાડી લીધો છે અને આજે સુપ્રજનનવિદ્યા કાંઇક સલામત અને નક્કર પાયા ઉપર ઊભેલી છે. વીર્યજન્તુમાં કેટલું અદ્ભુત સામર્થ્ય રહેલું છે તે એને કાળજીપૂર્વક અલગ રાખીને પોતાના પૂર્વનિયત માર્ગે ખીલવા દેવાથી જોઈ શકાય છે. તેમાં અંતરાય આવી પડે તો પણ વિરોધને પહોંચી વળવાનું અને પોતાનો નિસર્ગસિદ્ધ ક્રમ અનુસરવાની શક્તિ તે બતાવે છે. આપણા શરીરના દરેકે દરેક કોષમાં સૂક્ષ્મ અણુજીવો રહેલા છે, જેના ઉપરથી આપણું જીવન—આપણી ઊંચાઇ, વજન, કદ, રંગ, જ્ઞાનતન્તુઓની વ્યવસ્થા; જીવનશક્તિ, સ્વભાવ, બુદ્ધિ, એ સઘળું નક્કી થાય છે. આપણા શરીરના દરેક કોષના અડધા અણુજીવો આપણને પિતા તરફથી મળે છે અને અડધા માતા તરફથી મળે છે અને તેને લઇને આપણાં માબાપના ગુણો આપણામાં ઊતરે છે. 'આપણાં માબાપ, તેમનાં માબાપ અને તેમનાંય માબાપમાં કાંઈ ગાંડપણ કે મૂર્ખાઈ હોય તો તે આપણામાં, આપણાં છોકરાંમાં તથા એ છોકરાંનાંય છોકરાંમાં ઊતરે છે. હિંદુ વિચારકોએ કદાચ એકાદ સુભગ પ્રેરણાથી તેમ કર્યું હોય કે કદાચ અનુભવજનિત જ્ઞાનથી તેમ કર્યું હોય, પણ વંશાવતારનો સિદ્ધાન્ત તેમણે ગ્રહીત કરી લીધો છે, અને લગભગ સમાન ગુણધર્મવાળા સ્ત્રી પુરુષો વચ્ચેના લગ્નસંબંધને તેમણે ઉત્તેજન આપ્યું છે. ઉચ્ચ કુળની વ્યક્તિનું નીચ કુળની વ્યક્તિ સાથે લગ્ન થવાથી એકનો વંશપરંપરાપ્રાપ્ત સારો વારસો બીજાના તેવા ખરાબ વારસાથી કલુષિત થાય છે અને પરિણામે સંતતિ હીન પ્રકારની થાય છે. જો માબાપ

લગભગ એક જ કોટિનાં હોય તો બાળક લગભગ માબાપના જેવું જ થશે.* લોહીની અસર થયા વિના રહેતી જ નથી. પરિવેષ્ટનમાં ગમે તેટલો સુધારો કરીએ, તોપણ સાધારણમાંથી પ્રતિભાશાળી અથવા મૂર્ખમાંથી શક્તિશાળી પ્રજા આપણે ન જ ઉત્પન્ન કરી શકીએ.

પરંતુ આનો અર્થ એ નથી કે નિસર્ગ અથવા પ્રકૃતિ જ સર્વ કાંઈ છે અને કેળવણી અથવા સંસ્કારની કશી કિંમત જ નથી. દરેક જ્ઞાતિના સંસ્કાર જુદા જુદા હોય છે. જ્યાં સુધી હિંદુસ્તાનમાં વર્ણવ્યવસ્થા બરાબર ચાલી ત્યાં સુધી નિસર્ગ અને સંસ્કારનો સહકાર ચાલ્યો. વળી સામાજિક વંશાવતાર જેવી પણ કંઈ વસ્તુ છે. નવી પેઢીને પોતાની પૂર્વની પેઢીઓની સામાજિક સિદ્ધિઓ જ્ઞાનપૂર્વક કરેલા એવા થોડા જ પ્રયાસથી પ્રાપ્ત થાય છે.

સમાજની સુવ્યવસ્થાનો હ્રાસ થતો અટકાવવો હોય તો લગ્નવ્યવહારમાં થોડાક અંકુશો સ્વીકાર્યે જ છૂટકો છે. લગ્ન જ્ઞાતિની અંદર જ ફરજિયાત રીતે થવાં જોઈએ એમ નહિ, પરંતુ સામાજિક વિકાસ અને સંસ્કારિતાની લગભગ સમાન કક્ષા ઉપરની વ્યક્તિઓ વચ્ચે લગ્નસંબંધ બંધાય એની કાળજી રાખવી જોઈએ. કારણ જ્ઞાતિઓમાં પણ સડો પેસે છે. બાપનો જ ધંધો છોકરા પણ કરે એવી અપેક્ષા રાખવામાં આવતી હોવાથી, વિશેષ બુદ્ધિ અને શક્તિવાળી વ્યક્તિઓને પોતાના સમૂહ કરતાં આગળ જવા દેવામાં આવતી નથી. તેમ જ ઓછી બુદ્ધિ અને શક્તિવાળી વ્યક્તિઓને પોતાના સમૂહની પાછળ મૂકવામાં પણ આવતી નથી. આજની જ્ઞાતિવ્યવસ્થામાં ઊંચી જ્ઞાતિમાં જન્મેલા "ઢ" ઓ માટે તથા નીચી જ્ઞાતિમાં જન્મેલા પ્રતિભાશાળીઓ માટે કશો પ્રબંધ નથી. એટલે કેળવણી તથા ઉપદેશથી પછાત અને હલકી ગણાતી જ્ઞાતિના માણસોને આગળ લાવવાનો પ્રયત્ન કરવો જ જોઈએ. પણ તે માટે વિવેકરહિત લગ્નસ્વાતંત્ર્ય કાંઈ હમેશાં ઇષ્ટ ન ગણાય.

[ અપૂર્ણ ] ; નરહરિ દ્વા. પરીખ

---

*"લોકવિજ્ઞાનમાંથી ચવચવ" માં એક માર્ટિન કલ્લીકાક નામના માણસની બહુ રોચક નોંધ થોડા સમય ઉપર પ્રગટ થઈ હતી. "ક્રાન્તિના વિગ્રહોમાં માર્ટિન કલ્લીકાક એક જુવાન સિપાહી હતો. તેનું કુળ બહુ ઊંચું હતું. પરંતુ યુદ્ધકાળની સર્વસામાન્ય નૈતિક અંધાધૂંધી અને અવ્યવસ્થિત સમાજદશામાં તે પોતાનું ખાનદાન કુળ વીસરી ગયો. શરીરે મોહક પણ નબળા મગજની એક કન્યા સાથે તેનો સંબંધ થયો. એ સંબંધને પરિણામે એક નબળા મગજના છોકરાનો જન્મ થયો. આ છોકરો મોટો થઈને પોતાના જેવી જ હલકી ઓલાદની બાઈ સાથે પરણ્યો. તેમને ઘણી પ્રજા થઈ. એ છોકરાં વળી પાછાં પોતાની જ જાતનાં છોકરાં સાથે પરણ્યાં. તેમની છ પેઢી થઈ ગઈ છે. બહુ કાળ પૂર્વે એક રાતના સંયોગમાંથી આજે ૪૮૦ માણસોની વસ્તી થઈ છે. એ બધાંનાં પૂર્વજ માર્ટિન કલ્લીકાક અને પેલી અજ્ઞાન કન્યા. તેમાંથી ૧૪૩ નબળા મગજનાં છે, ૩૩ નીતિભ્રષ્ટ છે, ૩૬ ગેરકાયદે પેદાશ છે, ૩ ને વાઈ આવે છે, ૩ અપરાધપ્રવણ છે, અને ૮ કૂટણખાનાં રાખનારાં છે. પરંતુ માનવવાડીમાં આ કાંટાઝાંખરાંનાં બીજ નાખ્યા પછી પેલા માર્ટિને એક ખાનદાન કુળની અને ઊંચી બુદ્ધિશક્તિવાળી ક્વેકર સંપ્રદાયની એક જુવાન બાઈ સાથે લગ્ન કર્યાં. આ યુગલના વંશજોની સંખ્યા ૪૯૬ છે. તેમાંના ઘણા સુબાઓ, સેનાપતિઓ, દાક્તરો, વકીલો, ન્યાયાધીશો, કેળવણીકારો, જમીનદારો અને સારા શહેરીઓ થઈ ગયા. એક તો મોટી વિદ્યાપીઠનો સ્થાપક થયો. બધા જ સમાજમાં અગ્રસ્થાન ભોગવતા. તેમાંનો છેલ્લો જે આજે હયાત છે તે બહુ ધનવાન અને લાગવગવાળો માણસ છે."

# કોણ આ આવી ગયું ?

મ્હારે આંગણે કોણ આ આવી ગયું ?
મ્હારો બૂઝેલ દીપ ચેતાવી ગયું;
મ્હારે આંગણે કોણ આ આવી ગયું ?

મ્હારાં દ્વાર હતાં બધાં બંધ પડયાં,
માંહીં ઘોર તમિસ્રનાં પૂર ચઢયાં;
એવાં પૂરને કોણ વિદારી ગયું ?
મ્હારે આંગણે કોણ આ આવી ગયું—
તેજ રેલી ગયું ?

મ્હારું તૂટેલ બીન પડયું'તું ખુણે,
એના તાર ઊડે વિખરાઈ બધે;
એમાં ગાનના સૂર રેલાવી ગયું—
મ્હારે આંગણે કોણ આ આવી ગયું—
તાર સાંધી ગયું ?

મ્હારી આંખોમાં નિદ્રાનાં ઘેન હતાં,
મન કાય બન્ને ય થાકેલ હતાં;
કોણ ચેતનનાં અમી રેડી ગયું ?
મ્હારે આંગણે કોણ આ આવી ગયું—
ને પ્રબોધી ગયું ?

નવ પાદના ચિહ્ન પડે નજરે,
નવ આવ્યાનું કાંઈ નિશાન મળે;
કોણ ગૂઢ એવું ઉરને અડકયું—
મ્હારે આંગણે કોણ આ આવી ગયું—
આવી ઊડી ગયું ?

બાદરાયણ

# હીલ્લી

ગામની દક્ષિણાદિ બાજુએ એક જીર્ણ થઈ ગયેલું મંદિર હતું. એના ઓટલા પાસે દૂરને સ્ટેશને જનારાં ઉતારુ સવારે રાહ જોતાં જોતાં ઊભાં રહેતાં. મોટર સાંજે સ્ટેશનથી નવા ઉતારુઓને લઈને પાછી આવતી અને આ ઓટલા પાસે થોડુંક થોભીને આગળ એક મોટે ગામ રાતવાસા માટે ચાલી જતી. આ મંદિરને ઓટલેથી મોટરવાળાને ઘણાં ઉતારુ મળ્યાં હશે. અને દેશપરદેશથી આવતાં માણસો સ્ટેશનથી મોટરમાં બેસીને આ મંદિર પાસે આવીને ગાડી થંભાવવાનું કહેતાં ત્યારે હાંકનારાને નવાઈ થતી અને એમાંથી ધીમેધીમે એને એવી ટેવ પડી ગઈ કે ઉતારુ હોય કે ન હોય પણ આ મંદિર પાસે ગાડી ઘડીક થંભાવ્યા વગર તે આગળ જતો નહિ.

પણ ખરી વાત તો એ છે કે મોટરને મથકે જતાં ને આવતાં, સવારે ને સાંજે એક ઉતારુ તો દેખાતું જ. ઓટલાને અડેલીને એક નાની છોકરી મોટરને વખતે ઊભી જ હોય. એ કદીય મોટરમાં બેસતી નહિ એ ખરું, પણ કોઈ ગૂઢ વફાદારીથી સવારસાંજ ત્યાં મોટરની વાટ જોતી ઊભી રહેતી. મોટર આવતી હોય તો એનો અવાજ બહુ છેટેથી પણ, કોઈ પણ બેસારુ કરતાં, પહેલાં એને સંભળાતો. નીચે ઊભી રહી ઓટલા પર લમણો ટેકવી કાન માંડીને તે કંઈક સાંભળી લેતી અને એનાથી નાચી જવાતું. 'એ આવી !' 'એ આવી !'

'બેટા હીલ્લી, ઇધર આવ' એક વખતે એ આમ નાચતી હતી ત્યાં મંદિરના જીર્ણ બારણામાંથી એક ભભૂતિ લગાવેલ સાઠેક વરસની જીર્ણ વ્યક્તિનો સહેજ થથરતો પણ મીઠાશભર્યો સાદ આવ્યો.

'કયૂં બાવાજી !' કરતીક હીલ્લી મંદિરમાં દોડી ગઈ.

'દેખ, વો જામ્બુ તૂને કિધર રખ્ખે હૈ ? ઉસકો દે દે' એમણે પાસે ઊભેલા એક નવા પોષાકવાળા જુવાન તરફ આંગળી કરી અને જાંબુ લઈ આવવા હીલ્લીને ઇશારો કર્યો. તીરની માફક એ લઈ આવવા દોડી.

'પણ બાવાજી, મુંબાઈમાં બહુ જ જામ્બુ મિલતા હૈ' પેલા મુંબાઈ જનાર જુવાને નમસ્કાર કરીને કહ્યું.

મુંબઇમેં મિલેસે . મેં જાનું સું. લેકિન તેરા ભાઇકી લડકીકો અંબાજીકા જામ્બુ બહુત પસંદ સે. આયા સમજમેં ?

'હા. જી. અંબાજીએ તો છોકરી આપી. છે. નહિ તો કયાં હતી ?' એણે સામે અંબાજીની મૂર્તિને પ્રણામ કર્યા. એટલામાં હીલ્લીએ આવીને એક તાજાં લીલાં ખાખરાનાં પાંદડાંનો પડીઓ એના હાથમાં મૂકયો અને એ ચાલતો થયો. મુંબાઇ જનારી બે ત્રણ બાઈઓએ

અંબામાને પગે લાગી દૂરથી બાવાજીને પ્રણામ કર્યા. બાવાજીએ પણ બે હાથ ઊંચા કરીને આશીર્વાદ આપ્યા.

'સબકા ભલા હો!'

'બાવાજી, હિલ્લીને સાચવજો!' હીલ્લી તો ક્યારની બહાર મોટરને મથકે પહોંચી ગઈ હતી. બીજી બાઈ બોલી:

બાવાજી, હિલ્લીને રખડવા દેશો મા! હમણાંની તો આ મોટર પણ છોકરાંના કાળ જેવી આવતી થઈ છે!'

'રામ રખનેવાલા હૈ!' ધૂણીમાંથી ચીપિયા વતી એક રાતોતાતો અંગારો ચલમ પર મૂકતાં બાવાજીએ ઉદ્‌ગાર કાઢ્યો. 'રામ રખેનેવાલા હૈ!... આયા સમજમેં?'

જતાં જતાં એક બાઈ બોલી: 'બિચારી મા વગરની છે. પણ છે કેવી પોયણી જેવી!'

'તુમ સબ ઉસકી મોં હિ સો ને?'

'હા. જી!'

અને ફરી પ્રણામ કરીને બહાર મોટરના અવાજનો અણસારો આવવાથી ઝટપટ તેઓ ચાલ્યાં ગયાં.

'અગર તો...તુમકો ક્યૂં કહેતા? . . . મેં હિ મોં સું . . . આયા સમજમેં?' કોઈ સાંભળનારું હતું નહિ છતાં એમણે હમેશની ટેવ પ્રમાણે અને ફરીવાર મનને ઠસાવ્યું: મેં હિ મોં સું......આયા સમજમેં?'

પણ હીલ્લી કોઈવાર પૂછતી કે 'મારી બા ક્યાં છે?' તો બાવાજી વિચિત્ર જ ઉત્તર આપતા:

'હીલ્લી, તેરેકો મોં સે હિ નહિ ... અગર ... તેરી મોં સે!...આયા સમજમેં?'

અને ગામનું કોઈ ધૂણી પાસે બેઠું હોય તો બાવાજીના આવા બોલ પર ખડખડાટ હસી પડતું.

પણ હીલ્લીના જન્મ અને મૃત્યુ વચ્ચે ગાળો પાડી આપવાનું કામ બાવાજીએ જ કર્યું હતું. ઠેઠ નાનપણથી એમણે એને કોઈ સંસારીની માયા વડે પાળીપોષી મોટી કરી હતી. ધાવણી હતી ત્યારથી ગામ લોકોએ એને બાવાજીના ખોળામાં દીઠી હતી. બાવાજીએ મંદિરમાં બાળક સારુ એક બકરી બાંધી હતી, અને એને માટે ઘાસપાલો પણ પંડે જ લઈ આવતા. બકરી ધોળી બરફ જેવી હતી અને બપોરની વખતે બાવાજીની પાટ નીચે જ્યાં લોચો થઈને પડી રહેતી ત્યારે મંદિરમાં પ્રવેશ કરવાનું પ્રથમ પહેલું ધ્યાન ખેંચ્યા વગર રહેતી નહિ. પોચા સુંવાળા આરસના ઢગલામાંથી એની કદી કદી ખૂલતી અધખૂલતી ઝીણી ચળકતી શાંત આંખોને લીધે કે પછી કોઈ પણ કારણથી બાવાજીએ એનું નામ એક વખત હીરકી પાડી દીધું—એનું દૂધ પી પીને બાળકી ઊછરી અને એના બેંએંએંના પડઘા પાડતી પાડતી બોલતાં શીખી. એની કાલી બોલીમાં હીરકીને, તેના બેંએંએંમાં જે પાછળથી ઝૂજરી સંભળાતી એવી ઝૂજરીથી હી-લૂ-લૂ-લૂ-લૂ-લી કહીને બોલાવતી. બાળકીને મોટી

કરીને બકરી મરી ગઇ અને બાવાજીએ બીજી બકરી બાંધી નહિ. ગામમાંથી અવારનવાર દૂધ માગી આવતા અને કોકવાર લોટની પાતળી રાબ કરીને ચલાવતા. બકરીના ચાલ્યા ગયા પછી પણ બારણે જઇને નાની બાળકો તો પહેલાંની જેમ 'હીલ્લી !' 'હીલ્લી !' બૂમ પાડતી અને 'એ ! ઈ લ લ લ લ લી !' એમ બૂમો પાડીને પવનમાં એક જાતની કંપારી પ્રગટાવતી.

બાવાજીએ એનું જ નામ હીલ્લી રાખ્યું અને ગામનું લોક પણ એને બકરી બોલાવતાં સાંભળીને હીલ્લી કે ઇલ્લી કહેતું અને 'હીલ્લી, બેંએંએં' કરી ચીડવતું. ગામમાંથી ઘણાનું ખોટનું એકનું એક બાળક મરી જતું ને બીજાં પણ ઘણાં બાળકો આ મોટેરાંની દુનિયામાંથી ઘણી ઘણી સંભાળ છતાં ચાલ્યાં જતાં. પણ આ નમાયું નબાપું બાળક માત્ર બાવાજીની સંભાળથી જીવવા પામ્યું. એને જીવાડવામાં સક્રિય ફાળો આપતી વખતે ગામલોકોએ તટસ્થતા જાળવી. પણ એક વાર એ જીવવા પામ્યું એટલે બાવાજીની સાથે એનું પણ પોપણું કર્યા વિના એમને છૂટકો ન હતો કોઇવાર એકાદ શ્રદ્ધાળુ બાઇ પોતાનું બાળક જીવે એવી બાવાજીની દુવા મેળવી જતી અને હીલ્લીને નાનકડી પચરંગી ઓઢણી ઓઢાડી જતી. ને ધીમે ધીમે પોતાનાં નાનાં બાળકો કે ભવિષ્યનાં બાળકો માટે બાવાજીના આશીર્વાદ ફળે છે એવી માન્યતા–હીલ્લી જીવી, ઉછરી, રમતી થઇ એટલા માત્રથી એના લાભમાં સૌ ગામ લોકોમાં ફેલાઈ ગઈ. ઘણી વાર તો કોઈ હીલ્લી માટે કશું લાવે તો બાવાજી સ્વીકારતા નહિ અને ઊલટું સામેથી હીલ્લી માટે પોતે વીણી આણેલાં રાયણ, બોર કે એવો કંઈ મેવો એની આગળ ધરતા. અને ધીમેથી બોલતાઃ 'સબકા ભલા હો ! આયા સમજમેં' ?'

શિયાળામાં વહેલી વહેલી રાત પડે ત્યારે બાવાજી ધૂણીમાં દેવતાનો નાનો ભડકો કરી ખૂણામાં હીલ્લીને સુવાડી દઈ વારેઘડીએ બારણા તરફ જોતાં આસન પર બેસી રહેતા. ત્યાં કામ પરથી છૂટીને ઘેર વાળુ કરી પરવારી, જગો સુતાર લાકડાની એક મોટી ગાંઠ લઇને આવી પહોંચતો. કદી કદીક તો સુથારી કામ કરતાં નકામાં પડેલાં છોડિયાં વગેરે ઉપાડી લાવતો અને એટલાથી રાતે મોડા લગી અજવાળું ધખ્યાં કરતું. ગામમાંથી બે જુવાન પાટીદાર રવજી ને બાદર પણ ઘણી વાર બાવાજી પાસે આવતા અને બીજા અમથા આવતા જતા લોકો ચાલ્યા ગયા પછી પણ લાંબી વાર સુધી બેસતા. એમાં બાદર લોકોના મત પ્રમાણે સહેજ તીખો ગણાતો, પણ ગમે તે રીતે બાવાજી સાથે એને સારી બેસતી આવી ગઈ હતી. કોઇ વખત બાદર ઊંચો ચડી જાય તો જગો સુતાર એને વાળી લેતો અને બાવાજી સાથે તો એને બહુ સારાસારી એટલે એમને પણ બરોબર સમજાવતો કે 'બાદર બોલે છે ભલે, બાકી એના મનમાં કાંઈ ન મળે !'

એક વાર રાતે બધા વાતે ચડ્યા હતા. અંજીઠામાં એક ખોધું ભડભડ બળતું હતું. બધાનાં કપાળ પર સોનાના જાણે લેપ થતા હતા. પાસે ખૂણામાં પડી પડી હીલ્લી પવનને લીધે ફરફરતી ભડકાની ઝાળો તરફ નાનકડી જીભ કાઢીને તાકી રહી હતી. જગો સુતાર ચલમ તૈયાર કરતાં બોલ્યોઃ

'તું કહે છે બાદર, પણ એમાં બાવાજી શું કરે ?'

'કેમ શું કરે?' રવજીએ બાદરનો પક્ષ લીધો.

'નહીં, નહીં. તુમ બોલો, તબ. મૈં ક્યા કરું? આસીરવાદકી મૈં ચોરી નહીં કર સકતા. કભી નહીં કર સકતા. કભી નહીં કર સકતા. તુમ કુછ ભી બોલો . . . આયા સમજમેં?' અને જગા સુતારે ચલમ આપી એટલે બાવાજીએ એક દમ ખેંચ્યો. અને 'તેરે જૈસી કડક સે' કહી ચલમ બાદરને આપી.

રવજી બોલ્યો: 'બાવાજીના આશીર્વાદથી, તમે જુઓ તો, આખા ગામમાં એકે ઘર પારણાવનું રહ્યું નથી.'

'એ તે ખુશી થવાની વાત કે . . . ?'

જગા સુતારને પૂરું બોલવા દીધા વિના વચ્ચેથી બાદર બોલ્યો: 'તો ગામ છોકરાંથી ખુશી થાય છે તો ગામને પાદર આ શેર લોચાની ચિંતા બાવાજીને શિર શેની હોય?' એણે હીલ્લી ભણી માથાનો ઇસારો કર્યો.

'વો તો ઠીક સે. મેરો કામ મૈં કર સકું સું . . . લેકિન, જબ મૈં મસાનકા રહેતા થા તબ તુમ લોગન કહેતે થે કિ મેરે વહાં રહેનેસે ગામલોગ બહુત મરે સે, ઔર યહાં રહેનેસે ફિર બોલો સો કિ બહુત જનમે સે. મૈં ક્યા કરું? મૈં તો આસીરવાદ સબકો દિયે જાઉ સું.' અને ઊંચાં ચડી ગયેલાં ધોળાં ભવાંને એમણે મોકળાશથી મૂળ ઠેકાણે આવવા દીધાં.

'ના, ના. મરતાં'તાં તો કેટલાં હવે? કોઇ પાકું પાન ખરી જવું એ જ. બાકી આ બે વરસમાં—હીલ્લી ઉગરી ગયા પછી—માણસ જન્મ્યાં છે અલકનાં!' બાદરને બાવાજી આગળ ખુલ્લે મને બોલવાની છૂટ હતી.

'વો તો કિસકો માલૂમ? મરનેવાલે મસાનમેં આતે થે, તો મેરેકો પતા ભી થા. લેકિન જનમ પાનેવાલે સબ યે અંબાજીકે મંદિરમેં આતે નહીં, તો મૈં કૈસે જાન સકું! ઇધર મંદિરકી અંદર જાકે ભીતરસે બારીમેસે બચ્ચાકો બહાર દે દે—અંબામૈયાકી કિરપા સમજકે—તો હમકો કુછ ખ્યાલ રહ જાય . . . આયા સમજમેં?'

બધા ખડખડ હસી પડ્યા. 'એમાં શું સમજવાનું હતું?' 'ગાંડા છે બાવાજી!' કહી આવી વાતોને સૌ હસી નાખતું.

પણ એક દિવસ બાદરે હઠ પકડી. 'ગમે તેમ પણ બાવાજી, તમે આ હીલ્લીની પાછળ કોઇ વાણિયા બ્રાહ્મણની આબરૂ ઢાંકી છે. કોઇ રાંડીરાંડનું છોકરું કોઇ આપણા મંદિરને ઓટલે મૂકી ગયું હશે. કાં તો તમને ખબર છે ને તમે કહેતા નથી.'

બાવાજીએ આંખો ઝીણી કરી દઇ આંખોના કાન તરફના ખૂણા પર સ્મિતની કરચલીઓ ગોઠવી, દાઢી પંપાળતાં પંપાળતાં કહ્યું: 'કોઇ પટેલણ નાતરીને ચલી જતી બચ્ચાકો ઇધર રખ ગઇ ઐસા ભી બન સકે સે ના?'

બાદરને આવો જવાબ પસંદ ન પડ્યો અને ફરીથી એણે કે મંડળના કોઇએ કદી એ વિષે પ્રશ્ન કર્યો નહિ. કોકવાર ચિડામને તેઓમાંથી કોઇ એટલું કહી બબડી દેતું કે 'સાઠ વરસે બાવાજી સંસારીઓની આટલી ફિકર શા સારુ કરતા હશે?' અને બાવાજી કોકવાર જવાબ દેતા: 'એક બચ્ચા સુખી, તો સબ બચ્ચા સુખી: સબકા ભલા હો! આયા સમજમેં!'

ગામનાં બાળકો સાથે હીસ્લી ઠેઠ બચપણથી હળીભળી ગઈ હતી. ગામની માતાઓ પણ હીસ્લીને ઘણી વાર લડાવતી. અને બાળકી આમ ગમી જાય એવી હતી એટલે સૌ કોઈ એની તરફ માયાળુપણે જોતું. કોઈ કશું આપે તો બાવાજીની રજા વગર હીસ્લી રજ પણ લેતી નહિ. સવારે બાવાજી ગામમાં લોટ માગવા જતા ત્યારે તે એમની સાથે જતી. સહેજ મોટી થયા પછી બાવાજી માંદા હોય તો એકલી લોટ માગવા જતી, પણ બાવાજીએ એને અટકાવી. 'મેં બાવા સું, મેં માગન સું. તું માગન નથી, હીસ્લી.' બાવાજી રોટલા કરતા હોય ત્યારે હીસ્લી બોલી ઊઠતી: 'મારે કાજે બે આખા રોટલા કરજો. હું ખાઈને મોટી થઈ જાઉં, ને તમને રોટલા ઘડી આપું' હોંસે હોંસે તે પાણી ભરી આવતી. અને ગામમાં પોતાની નાની ગોઠણો જે જે કામ કરતી તે બધાં પોતાને કરવા મળતાં નથી તે જોઈ મુંઝાતી.

ગમે તે કામ હોય, પણ સવારસાંજ મોટર વખતે તો મંદિરને ઓટલે હીસ્લી ઊભી જ હોય. બીજી એની ઉંમરની કોઈ નાની છોકરીઓ પણ ત્યાં આવતી. કોઈની મા તો કોઈની માસી મુંબઈ જવાની હોય, તો કોઈની મામી કે કાકી આવવાની હોય; પણ હીસ્લીનું કોણ આવવાનું હતું તેની એને ય ખબર ન હતી. એક વખત એની એક ગોઠણ ચંચીની ફોઈ મુંબઈથી આવવાની હતી. સાંજે હીસ્લીને ઓટલે જોઈને ચંચીએ પૂછ્યું: 'કોણ આવવાનું છે તે ઊભી છે?'

'તું કેમ આવી છે એ કહે ને?'

'મારી બા—અરે ફઈ આવવાની છે એટલે. તું?'

'મારી બા આવવાની છે એટલે વળી.'

મોટર આવી અને ફોઈની આંગળીએ વળગીને ચંચી ચાલી ગઈ, અને મોઢું સહેજ ખુલ્લું રાખીને હીસ્લી દોડી જતી મોટર ભણી જોઇ રહી. એના મનમાં થતું હતું કે મોટરમાં પેલું બૈરું બેઠું હતું તેના સાડલાનો રંગ મારી ઓઢણી જેવો હતો અને એ જ બા છે. પણ મોટર ઊભી રહે તો અંદર જઈને હીસ્લી એની આંખો પોતાના નાના હાથ વડે દાબી દે ને! પણ મોટર જરીકે ઊભી રહે તો ને?

'બાવાજી, બા કિધર સે?' હીસ્લીએ એક વખત બાવાજીનો વધારે પડતો પીછો પકડયો. 'બસ બોલો, બા કિધર સે?' બાવાજી સાથે એ કોકવાર એમની બોલીમાં જ બોલતી. 'બોલો!'

બાવાજી હસી પડયા,—ક્રોધથી કે અમસ્તા જ તે સમજાયું નહિ. 'બા મોટર મેં સે, જા. ખડી રહે.' એમણે હીસ્લીની એ લત પિછાની લીધી હતી. ગામમાં બધે એણે બીજી ગોઠણોની 'બા'ઓમાં પોતાની બાની પણ તપાસ કરી હતી, પણ કોઈ મળ્યું નહિ. તો પછી આવતાં જતાં માણસોમાં જ જોતા રહેવું જોઈએ. પછી તો રોજ સાંજે ઓટલાને મથકે હીસ્લી જ્યાં હોય ત્યાંથી આવીને ઊભી રહેતી. કોઈને ખેતરે નાની છોકરીઓ સાથે ગઈ હોય, કોઈને ત્યાં મંદિર માટે શાળ[1] ખાંડી લાવવા ગઈ હોય, કૂકે રમતી હોય, મહૂડાં રાયણ વીણવા ગઈ હોય, પણ સવારસાંજનો મોટરનો વખત તો સચવાવો જ જોઈએ.

[1] ડાંગર

મહામુશ્કેલીએ એક વાણિયણે એને પોતાની ઘંટીએ ચણા ભરડવાની પરવાનગી આપી અને અધવચમાં ક્યાંકથી ય મોટરનું ભૂંગળું બોલ્યું.

'આ આમ ને આમ રહેવા દેજો હો. હું આ આવી હમણાં!'

'કેમ એવું મોટરનું શું કામ છે તે?'

'એ શું બોલ્યાં? મારી બા આવે ને મને દેખે નહિ તો આગળ ન ચાલી જાય?'

'આ મોટી 'બા'વાળી!'

પાછી આવીને જુએ છે તો વાણિયણ પોતાની ઘંટી ઘરમાં મૂકી દઈને કમાડ વાસીને ક્યાંક ચાલી ગયેલી અને ઓસરીમાં પડી રહેલી દાળ એક હરાઈ ગાય નિરાંતે ખાતી હતી. પણ ચણાની સૂંડલી ગોખમાં મૂકેલી તે લઇને 'કંઈ નહિ' કહીને હીલ્લી ચાલી ગઇ. ગમે તે થાય પણ કાંઈ 'મોટરનો ટેમ' ચુકાય? મોટર જ જાણે મા ન હોય!

મંદિરમાં કોક વાર હીલ્લી 'બા–બા'ની એવી ખૂમરાણ મચાવી દેતી કે કોઇ બાવાજી પાસે બેસવા આવેલું માણસ ત્રાસી ઊઠતું અને કહેતું કે 'આ છોકરીને કોઇ કુટુમ્બમાં આપી દો ને, બાવાજી!'

'આપ લે જાઓ! ઘરકી લડકી સમજના!'

'હું તો, બાવાજી, ગરીબ માણસ છું. પણ આપ અપંગ જેવા છો એથી કોઈ સદ્દર કુટુંબમાં સોંપી દેવા કહું છું.'

'સબ સાલે . . . કુછ નહીં, કુછ નહીં. આયા સમજમેં!' એમણે વચન વાળી લીધું.

'શું બાવાજી?' પેલાએ નરમાશથી પૂછ્યું.

'મેં વો કહું સું, કિ સઉ લોગ મને ઐસો કહે સે. લેકિન અપની લડકી ગિનકે રખને કો તિયાર નથી. અચ્છા!'

એક વાર રાતે બાદરે જ કહ્યું: 'પણ વાણિયા–બ્રાહ્મણનું ફરજન હોય તો અમારે પટેલને ત્યાં અમારાથી એને શી રીતે રખાય? બાકી અહીં એનું પોષણ થવામાં વાંધો નહિ આવવા દઈએ!'

એની પહેલાંનો કટાક્ષ અને પાછળની મહેરબાની બંને બાવાજીને રુચ્યાં નહિ. એમણે ચીપિયો ધૂણીની કિનાર પર પછાડીને કહ્યું:

'વો હિ સે ને?' અને ગમ ખાઇ જઇને કહ્યું: 'ઠીક સે. જૈસી આવી, વૈસી જાયગા . . . આયા સમજમેં?'

કોકવાર તો હીલ્લી પણ આવી ચર્ચાઓ સાંભળવા પામતી અને એને એમાં ક્યાંઇ બા નામની જીવતી જાગતી હાજરાહજૂર વ્યક્તિનો પત્તો લાગતો નહિ. બાવાજીને બહુ છંછેડતી ત્યારે બાવાજી પહેલાં તો ખોટું ખોટું ચિડાતા ને એને પટાવતા, પણ પછીથી ધીમેધીમે સાચેસાચ પણ કોઇ કોઇ વાર ચિડાવા લાગ્યા અને બારણા સુધી પાછળ પડીને એને ભગાડતા. એને કોકવાર ગાંડી પણ કહેતા.

ગામની એક ગોકણ મોંઘીની બા મુંબઇથી આવવાની હતી. એ દિવસે હીલ્લી ને મોંઘી મોટરના 'ટેમ' પહેલાં ક્યારનાં ય ઓટલે ઊભાં હતાં.

'આજ તો મારી બા આવવાની જ છે.'

'જા, જા! રોજ તું તો એવું કહે છે.' મેંઘીએ સહેજ મોઢું બગાડયું.

'જોજે હો!'

'હા. હા. બા તો મારી આવશે, તે તું જોજે!'

'જોજે હો, મેંઘી, પછી મારી બા પાસેથી તને કંઈ નહિ આપવા દઉં હો!' હીલ્લી ખડખડ હસી.

'એમ? નહિ આપવા દે? તારી બા આવવાની જ નથી આજે!'

'આજે નહિ તો કાલે આવશે.'

'કાલે બપોરે પણ નહિ આવે.' મેંઘીએ છણકો કરીને કહ્યું.

'બપોરે નહિ તો સવારે આવશે.' હીલ્લીએ વિજયપૂર્વક કહ્યું.

'સવારે નહિ આવે કહું છું, ગાંડી!'

'સવારે નહિ તો બપોરે આવશે. તું ગાંડી, તું ગાંડી!'

અને બંને સામસામા હાથ ઉછાળતી વઢતી હોય એમ બૂમરાણ મચાવવા લાગી ગઇ.

સાંજે મોડેથી મેંઘી એની બાનો પાલવ ઝાલીને મંદિરમાં આવી અને બાએ કહ્યું એમ પહેલાં અંબામાને ને પછી બાવાજીને પગે પડી. મેંઘી પર એના જનમ પહેલાંથી અંબામાના આશીર્વાદ ઊતર્યા હતા. નાની બચકી છોડીને મેંઘીની બાએ હીલ્લીને પાસે બોલાવી નાની નાની રંગીન બંગડીઓ પહેરાવવા માંડી. મેંઘી ઊછળી,' એને શેની બંગડીઓ આપે છે? એની બા આવી હોત તો એ મને કંઇ પણ આલવા દેવાની ન'તી. લઇ લે વળી બંગડી ને બધું ય.' અને બચકી ખોલીને બોલી, 'પાછાં હીલ્લીબાઇ માટે ઓઢણી પણ લાવ્યાં છે ને? એની બા આવી હોત તો એ મને કપાળની ટીલડી ય ન આપવા દેત. ઓઢણીને બદલે ડામ દો ડામ!' અને એણે હીલ્લી સામે અંગૂઠો કર્યો ને એની બાને ખેંચવા લાગી.

'લે, રહેવા દે હવે ડાહી! અંબામા તારા પર રિસાશે હો!'

'ઓઢણી ને બંગડી આપણે ઘેર લઇ લે છે કે નહિ?'

'પણ આ તો હીલીનાં છે તો; આપણે ઘેર ન જવાય.'

'હોલીનાં ક્યાંથી આવ્યાં? લઈ લે ઘેર! હા!'

મુંઝાઈ ને એની બાએ રસ્તો કાઢયો. હીલીની બાએ મુંબઇથી મોકલ્યાં છે, એને સારુ. હવે તો રહેવા દઈશ ને?'

હીલ્લી અત્યારલગી ચૂપ બેઠી હતી તે ઊછળી પડીઃ 'લે, લેતી જા! જો આવી ઓઢણી તારી કને છેય ખરી! બાએ બંગડીઓ પણ કેવી મોકલી છે!' અને મેંઘીની બાને તો એણે કેટલાય સવાલો પૂછ્યા હશે. બા ક્યારે આવશે?... શું કરે છે?... હું અહીં મોટર પર વાટ જોઉં છું એની એને ખબર છે?...."

હવે એના મનમાં નક્કી જ થઈ ગયું: સૌની 'બા'ઓ મુંબઈથી આવતી હતી, અને એમ મારી બા પણ આવશે. એમ એણે પણ માન્યું. એણે ઘણા દિવસ પછી એક સવારે વહેલી જાગીને બાવાજીને કહ્યુંઃ

'ઊઠોને બાવાજી!'

'કયૂં ?'

'મોટર આવી જશે ને હમણાં !'

'કયા હૈ મોટરકા ?'

'મુંબઈ જવું છે ને આપણે! તમે જ કહેતા'તા ને ?'

'મુંબઈ કયૂં જાનેકા ?'

'બા કને.'

'દિવાની !' કહીને તે હસી પડયા. 'સો જા! સો જા! લડકી!'

'તમે જ હમણાં કહેતા'તાને ?' હીલી ગળગળી થઈ ગઈ.

'સપના હોગા, હીલી ? . . . આયા સમજમેં ?'

બાવાજીને માટે આ છોકરી આફત જેવી થતી જતી હતી. બીજું બધું પોષાય, પણ ગામની છોકરીઓને હોય તેટલું બધું એને બાવાજી કયાંથી લાવી આપે ?

એક બપોરે હીલી નાની નાની ગોઠણો જોડે સોગટે રમતી હતી અને ઓચિંતી બધામાં વઢવાડ થઈ. હીલ્લી વધારે વાર જીતતી હતી એટલે કે આગલા કોઈ દિવસના કશા કારણે બધાં ચડભડી પડયાં. સામસામાં સોગઠાં પણ ફેંકયાં. એમાં કોઈકને હાથે, સુખલીના કપાળમાં સોગઠાની ચોટ લાગી ગઈ અને લોહી દદડને મોઢે રડતી રડતી સુખલી એની બાને બોલાવી લાવી. નાસભાગ કરતી છોડીઓને એણે રોકી અને ઊધડી લીધી. સૌએ પહેલાં લલૂડીનો વાંક કાઢયો ને સુખલીની બા એને ભાંડવા લાગી, પણ એટલામાં લલૂડીની બા આવીને પોતાની દીકરીને ઊંચકી લઈ ને ચાલી ગઈ. ઉપરથી બધાંને થોડુંક સંભળાવંતી પણ ગઈ. બીજી છોડીઓને સુખલીની બાએ ધમકાવવા માંડી. એમણે હીલી ઉપર ઢોળી પાડયું અને સુખલીએ પણ એમાં રોતાં રોતાં સૂર પૂર્યો. હીલ્લીનું આવી બન્યું. સુખલીની બાએ એને જે શબ્દો કહ્યા એ તો બધા એનાથી પૂરા સમજાય એમ પણ હતું નહિ; પણ જે ચુંટીઓ ખણી, થપાટો લગાવી, ઠોંસા માર્યા—એ બધા એને સોંસરા સમજાવા લાગ્યા, અને બાવાજી પાસે જઈ પોતાને સંભળાવેલા અપશબ્દો એણે કહી બતાવ્યા નહિ, પણ લમણા પર ઊઠેલી આંગળીઓ, કમ્મરમાં બાઝેલા લોહીના ટશિયા, બધું બતાવ્યું; અને 'બા !' 'બા !' કરતી રડવા લાગી. 'લલૂડીને પહેલાં તો મારતી હતી, પણ એની બા આવીને એને લઈ ગઈ પછી શેની મારે ?' અને તે પોતાની બાની ગેરહાજરીથી બળી જતી હોય એમ 'બા!' 'બા!' કરવા મંડી.

બાવાજીથી આ કરુણતા સહી ન ગઈ. એક તો એમને એમ પણ થયું કે છોકરીનો વાંક હશે ને મારી હશે; છતાં મારેલાનું કંઇ થઇ શકે. કાલ જઈને મારનારને બે શબ્દ કહી અવાય. બીજું કોઈ ન મારે એનો બંદોબસ્ત રખાય; પણ આમ દરેક બાબત જો બા–બાની બૂમમાં જ પરિણમવાની હોય તો તો કંઈ સૂઝે જ નહિ ને ?

હીલ્લીએ બૂમરાણ મચાવી મૂકયું: 'બા! બાં! મને લોકોની બાઓ મારે છે !'

બાવાજીથી સહન થઈ શકયું નહિ. 'જા ઇધરસે. તેરી બાકે પાસ જા !'

'કયાં જઉં ? . . . બા, બા !'

'કિધર ? બમ્બઈ જા! ચલ જા ઇધરસે !'

'બા, બા ! બાવાજી મારે છે. લોકોની બાઓ મારે છે !' બૂમો પાડતી તે મંદિરની બહાર નીકળી.

બાવાજી બોલ્યા: 'દિવાની હો ગઈ સે . . . ક્યા કરના ? . . . ઘંટે દો ઘંટેમેં ડાહી હો જાયગી . . . ' અને પડખે થઈને બોલ્યા: 'ક્યા કરના ? . . . આયા સમજમેં ?' પડ્યા પડ્યા એમણે કંટાળાનું એક લાંબું બગાસું ખાધું.

સાંજ થઈ ગઈ હતી, છતાં મોટર કેમ આવી નહિ ? મંદિરને પેલે ખૂણે ઓઢણીથી આંખો લૂછતી હીલ્લી બેસી રહી. પછી રસ્તા પરના મોટરના બંને ચીલા પર બંને આંખો ગોઠવીને એણે ઘણીવાર સુધી તાક્યા કર્યું. અંધારું થવા આવ્યું. આજ તો બા ગમે ત્યાંથી ય આવવાની જ. અને જો મોટર રસ્તે ભાગી પડે તો બીજું શું થાય ? વધારે અંધારું થયું. બા ચાલતી આવે તોય અજવાળા વગર એને રસ્તો શેનો જડે? બાવાજી પાસે જઈને ફાનસ માગી આવ્યું હોય તો ! પણ બાવાજીની તો બા આવે ત્યારે ખબરો લેવાની છે! અંધારું ઊતરીને બધું ધરતી પર ઢગલાબંધ ખડકાતું હોય એમ લાગ્યું. પેલું સામે ઝાડ દેખાતું હતું તે હવે પૂરેપૂરું વરતાતું નથી. માત્ર પેલી આકાશ તળેની ટેકરીઓ એટલી બધી મોટી છે કે અંધારાનું ત્યાં કશું ફાવતું નથી. હવે શું થશે ? . . .

હીલ્લી સફાળી ઝબકી ઊઠી. આંખો ચોળીને એણે ચોમેર જોયું, ને ક્યાં છે તેની ખાતરી કરી. અને ઓટલાની ધારે ધારે તે મંદિરના બારણા લગી આવી અને એક પગ ઉંબરમાં મૂકીને બીજો ઉપાડવા જાય છે ત્યાં એને અવાજનો અણસારો આવ્યો. કાન આડી હથેળી ગોઠવીને સાંભળવા કર્યું . . . કંઈ નહિ ! . . . નીચે ઊતરી ઓટલા પર કાન મૂક્યો . . . કંઈક !...

મોટરને ચીલે ચીલે તે દોડી. થોડી વાર કશું સંભળાયું નહિ, પણ પછી બરોબર મોટરનો અવાજ સંભળાયો. થોડુંક દોડી, ત્યાં તો દૂરથી અજવાળું પોતાના પગમાં આવતું પડ્યું. લાંબા, ગળી જવા કરતા અજગર જેવા મોટરના બે ય ચીલા પ્રકાશ પડવાથી બદલાતાં છાયા–તેજને લીધે સળવળતા લાગ્યા. અજવાળાને લીધે કેટલાંક રજકણો ચળક ચળક થતાં હતાં. હીલ્લી બે હાથ પહોળા કરીને દોડતી હતી. એની પાછળ પણ અજવાળું પહોંચી જતું એને દેખાયું . . . હીલ્લી, બાજુ ખસી જાને ! . . . પણ એ દોડે છે ને એના પગ વચ્ચે થઈને અજવાળું પેલી મેર ચાલ્યું જાય છે. મોટર પણ એમ છટકી જશે તો ? વચ્ચે મોટરે દિશા બદલતો એક વળાંક લીધો. બધી સૃષ્ટિ પાછી અંધારામાં ઓગળી ગઈ. અજવાળું તો એ પેલું દેખાય, મોટર તો આ પેલી ગઈ. ગઈ ! ગઈ ! . . . હીલ્લી જોરથી દોડી. વળાંકના છેડા સુધી પહોંચી ગઈ, અને વળાંક વટાવીને સીધે રસ્તે આવતી મોટરે અંધારામાં સીધી દોડી જતી એક અંધારી આકૃતિને એક બાજુ ઉછાળીને વધુ અંધારામાં ફેંકી. કંઈક પછડાટ થયો, કોઈ બેસારૂઓએ સાંભળ્યો. મોટર થંભી, અને પાછળ ફરીને અજવાળું નાખ્યું. કેટલાંક બેસારૂઓ નીચે ઊતરી પડ્યાં. ધૂળમાં પડેલી એક છોકરી મોટરના દીવાઓ સામે ફાટી આંખે તાકી રહી હતી. એક બાઈ હીલ્લીનાં લૂગડાં સમાં કરવા લાગી. હીલ્લીએ એનો હાથ ઝાલી લીધો, 'બા !. બા ! બા ! મને લોકોની બાઓ મા...રે છે...!'

'બાવાજીને બહુ રીસ ચડી હતી. સૌ કરતાં વિશેષ તો પોતાની ઉપર. પોતાની જ કસૂરથી હીલ્લી મંદિરમાંથી નાઠી હતી, અને પોતાની જ બેપરવાહીમાં હીલ્લીના પગને ઇજા પહોંચી હતી. ડાબા પગનાં આંગળાંનો કૂચો થઇ ગયો હતો . . . આટલી સારવાર પછી પણ ચાલવા જાય

છે તો એને આખે શરીરે આંચકા લાગે છે . . . બાવાજીએ ફરીથી પાછી પોતાની મમતાની ધૂણીની હજાળી જતી આગને સંકોરી અને દીહીને અપૂર્વ પ્રેમથી પાળવા લાગ્યા.

એક ઉનાળું સવારે, દીહી હજી રાયણ વીણીને પાછી આવી નહોતી ને ધૂણી આસપાસ જગો સુતાર વગેરે મંડળી બેઠી બેઠી કામે જતાં પહેલાં વાતે વળગી હતી.

'ત્યારે હવે કંઈક જોગ જોઈને એને પરણાવી દો! તમે ક્યાં લગી એને વળગી રહેશો!'

'હં!' બાવાજીએ માત્ર ઉંહકારો જ પૂર્યો.

'જુઓને, તમારો દેહ પણ હખરવખર થઈ ગયો છે. દીહીના લાભ ખાતર પણ એને ક્યાંક . . .' બીજો બોલતો હતો એને વચ્ચેથી જ બાવાજીએ રોકીને કહ્યું:

'ઉસકી મરજીમેં આયગા તબ વો અપને આપ સબ કુછ કર લેંગી. મેં કુછ નહીં બોલુંગા . . કૈસી ડાહી લડકી હૈ! ઉસકો મેં ક્યા કહેનેવાલા!'

જગાને કોકવાર બાવાજી પર આથી રીસ પણ ચડતી.

દીહી ઘણું કામ કરતી. એનાથી પગે બરોબર ઝપટથી ચલાતું નહિ. પણ ખેતરનું ખાંડવા દળવાનું એવું કામ એને બહુ સહેલું લાગતું. બાવાજી માળખો થઈને મંદિરમાં ધૂણી પાસે પડ્યા રહેતા. દીહી એમની સેવાચાકરી બરોબર કાળજીથી કરતી. લોટ માગવા જવાને બદલે મજૂરી કરી આવતી.

એક વરસે ગામને પાધર કોઈ પૈસાવાળાએ ધર્મશાળા બંધાવવાનું શરૂ કર્યું. બધાં સાથે દીહી પણ મજૂરીને કામે ચડી. બહુ ચાલવું ન પડે એવું કામ એણે લીધું. પણ એકવાર એવું કામ લીધા પછી એમાં એની ચીવટ તરી આવતી.

શિયાળાની ટાઢમાં પણ સવારે બીજાં મજૂરો પાણી લાવી લાવીને માટીના ગારામાં રેડે તેને બરાબર પાવડા વતી પલાળવાનું કામ દીહી કરતી. અને આખો દિવસ તૈયાર ગારામાંથી તગારાં ભરીભરીને બીજી મજૂરણોને માથે ચડાવતી.

મકાનનું કામ ઠેઠ પહોંચવા આવ્યું હતું એવામાં એક વાર દીહી ગારામાં ઊભી હતી અને માથે ઈંટો વહેનારો એક મજૂર છોકરડો ગારા પાસે થોડું થોભ્યો. પાસેના ગામથી આવીને એ મજૂરી કરતો હતો. દીહીએ એને જુદાં જુદાં કામમાં સારી હોશિયારી બતાવતો પારખ્યો હતો. ગારા પાસે થઈને પસાર થતાં કોકવાર પોતાની ભણી એ જુએ છે એમ એણે વરતી લીધું હતું.

'જા! જા! સીધો દોડ્યો જા. માથેથી ઈંટો પડી જશે, આબલામાં જોવા જઈશ તો!'

'છો પડી જતી. એટલી વાર ખોટી થવાશે.' અને ખરેખર એને માથેથી બે ઈંટો ખરી પડી.

'જરી ચડાવી દે ને!'

'હું શેની ચડાવું!'

'તો આખો જનમારો મારું કામ શી રીતે કરીશ?' એ હસી પડ્યો.

'હવે ગાંડો ન થા! મને ખોડંગાતીને શું કરીશ?' દીહીએ ઈંટો ચડાવતાં ચડાવતાં કહ્યું.

'જોને, ગારામાં તારા પગ ડૂબેલા હોય છે તોય તું કેવી રૂપાળી લાગે છે?' ધીરેથી કહેતોકને, કોઈ ધમકાવે તે પહેલાં, એ ચાલ્યો ગયો.

એની પાછળ હીલીએ નાનો સરખો ઉદ્‌ગાર કાઢયો: 'ખરી વાત છે!!'

જે વાતની એને ખબર ન હતી તે એ પોતે સમજી ગઇ, અને એક સારે દિવસે બાવાજીના આશીર્વાદ પામી હીલી પડખેને ગામ ધનાને ઘેર રહેવા ગઈ. જગો સુતાર હમણાંનો અરધું-પરધું કામ કરતો અને બાકીનો વખત બાવાજી સાથે મંદિરમાં પડયો રહેતો.

*

બેએક વરસે એક સુંદર સવારે હીલી ને ધનો આવીને બાવાજીને પગે પડયાં. ધનાએ બાવાજીના ખોળામાં એક નાની બાળકી મૂકી. બાવાજી વારાફરતી હીલી અને આ નાની બાળકીના મોંઢા તરફ જોતા હતા.

'દેખ જગા સુતાર, બરાબર હીલી દીસે ને? ઇસકી આઁખ પાઉં તો અચ્છા બી નહીં સે, લેકિન ઇસકા કૈસા-જૈસા હીલીકા થા એસા સે?... રામ રખનેવાલા સે, ભાઇ, મેરી હીલીકા પાઉં કો મોટર કયા કર સકતી?' અને હીલીની તરફ જોઇ બોલ્યા:

'અબ તેરા નામ ઇસકો દે દે. તેરા નામ હીરબાઇ અગર દૂસરા કુછ કર દે! કયોં નહીં, જગા સુતાર? હીલી તો યહ છોટી લડકી કા નામ સે. તૂ અબ મત રખ!... આયા સમજમેં?' અને હીરબાને એની હીલી આપીને જાણે પોતાના મર્મ સાથે બોલ્યા: 'મેં તો કભી સે કહેતા થા કિ તૂ હી તેરી માં સે!'

હીલીને પાછા ઘેર જતાં કયારે ઘરના ખૂણામાં પહોંચી જાઉં એમ આખી વાટે થતું હતું. રખેને એનો આનંદ કોઇ પરખી જાય. એને પોતાનું બાળપણ સાંભરી આવ્યું. બાળપણની બા સાંભરી આવી. બાળપણમાં પોતે આ નાની છોડી જેવી જ હશે? અને એને પોતાના જેવી જ બા હશે?

ઘેર પહોંચી જઇને નાની બાળકીને એ ઉછાળવા માંડી. બચીઓ લેવા માંડી, માથે હાથ ફેરવી પંપાળવા લાગી. મા જેટલી રીતે બતાવી શકે તેટલી રીતે નાની 'હીલી' પ્રત્યે પ્રેમ દર્શાવવા લાગી. 'હીલી', એકલવાયી નમાઈ 'હીલી' ઉપર તેણે અપાર હેત વરસાવવા માંડયું, અને જાણે પોતાને નાનપણમાં બા હતી એમ એને ભાસવા લાગ્યું. વાત્સલ્યપ્રેમ વરસાવતાં જાણે એને પોતાને માતાનો પ્રેમ કયાંકથી પોતા પર વરસતો હોય એમ લાગ્યું.

ઘેલી બની જઇને તે નાની 'હીલી'ને લઇને નાચવા મંડી પડી:

હીલી છે નાનેરું બાળ!
હીલી નાની ચંબેલી રે!
હીલી નાની ચંબેલી રે!

દોડી જતી મોટરનો અવાજ સંભળાયો કે પછી એવો અણસારો આવ્યો અને નાની હીલ્લીને હૈયે ચાંપીને એણે ગાયા જ કર્યું:

હીલ્લી નાની ચંબેલી રે!
હીલ્લી નાની ચંબેલી રે!'

'વાસુકી

# એક પ્રવચન

જાપાનીઝ ઘરોમાં એક સુંદર રચના હોય છે. તેમનાં ઘરોની ઊંડાણમાં એક જગ્યા હોય છે, જેને તેઓ 'કાકીમોનો' કહે છે. આપણા દીવાનખાનાના ઓરડામાં આપણે અનેક ચિત્રો રાખીએ છીએ. આપણી આ રચનાથી આપણો એ ઓરડો ચિત્રોની દુકાન– Picture-Shop– જેવો દેખાય છે. જાપાનીઝ લોકો આમ નથી કરતા. તેઓ તો પોતાના 'કાકીમોનો'માં દરરોજ એકએક ચિત્ર રાખે છે. તેમની આવી પદ્ધતિ જોઈને મેં એક મોટા ચિત્રકારને તેનો અર્થ પૂછ્યો. તેમણે કહ્યું કે 'કાકીમોનો'માં એક ચિત્ર રાખવાથી આપણું સમસ્ત ધ્યાન એક જ ચિત્ર ઉપર રહે છે. એક જ વખતે અને એક જ દિવસે બે ચિત્રો હોવાં ન જોઈએ. આપણા તંત્રશાસ્ત્રમાં પણ કહ્યું છે કે એકી વખતે બે દેવતાઓને આવાહન કરવું ન જોઈએ. ચિત્રકારને સારુ એકેકું ચિત્ર તે એકએક દેવતા છે. તેમ એક જ વખતે એક વિચાર હોય તો સારો.

બાઉલ લોકો પારમાર્થિક વૃત્તિમાં માનનારા હોય છે. તેઓ પૂર્ણ સ્વતંત્ર છે.

મેં પૂછ્યું: "તમારી ભજનની પ્રણાલી શી છે?"

તેમણે જવાબ આપ્યો: "પ્રણાલીથી શું વળે! જો આંખમાં નજર જ ન હોય તો કાગળ અને તેના ઉપરની કાળી શાહી વગેરે ક્યાં સુધી મદદ કરી શકે? જીવનમાં પ્રેમ ન મળે તો પછી ભજનપૂજન કેવી રીતે મદદ કરી શકશે! આ જરાક વિચાર કરવા જેવી વાત છે. જ્યાં સુધી જીવનમાં પ્રાણ છે ત્યાં સુધી જ તેનું લાલિત્ય છે. પણ પ્રાણના જવાથી તે નષ્ટ પામે છે. પ્રાણના ગયા પછી શરીરને રાખી મૂકવા સારુ અનેક મરીમસાલા ભરીએ પણ એ બધા લાલિત્ય લાવી શકતા નથી. ધાર્મિક જીવનની પ્રધાન વસ્તુ પ્રેમ છે. જ્યાં પ્રેમ ન હોય ત્યાં હજારો વિધિઓ કરવામાં આવે તોપણ તે બધી નકામી છે. માતા બાળકને પોષે છે, પાળે છે. ભગવાન તેને પગાર નથી આપતા! નર્સને ગમે તેટલો પગાર આપો અને રાખો તોપણ તે માતાના પાલણપોષણ આગળ નકામી છે. તેમાં પ્રેમનો અભાવ હોય છે જ્યારે માતામાં પ્રેમ ભર્યો હોય છે.

બે છોકરાઓને યજ્ઞ પૂરો થયા પછી યજ્ઞનાં ફળો સાચવવા આપ્યાં અને તેમને પોતાની પાસેનું ફળ ખાવાની મનાઈ કરવામાં આવી. આ છોકરાઓ પોતાની પાસેના ફળને બદલે એકબીજાનાં ફળ ખાઈ ગયાં. તેમને પૂછવામાં આવ્યું ત્યારે તેમણે કહ્યું: "અમે અમારાં ફળ નથી ખાધાં પણ એકબીજાનાં ખાઈ ગયા છીએ." એટલે નિયમો ગમે તેટલા હોય તોપણ તે નકામા છે. મનુષ્યો નિયમોને કોઈ પણ પ્રકારે દૂર કરવાનો પ્રયત્ન કરે છે; જ્યારે પ્રેમ આગળ નિયમની જરૂર નથી. ભગવાન કોઈ પણ નિયમને માન નથી આપતા, પ્રેમને જ માન આપે છે. તે ખુદ જ સંરક્ષક છે. જ્યાં સુધી પ્રેમ ન હોય ત્યાં સુધી ભજન-સાધન નકામાં છે.

આપણામાં આ વિધિવૃત્તિ ક્યાંથી આવી? તેનો જવાબ જોઈશું તો જણાશે કે માણસમાં હજુ સુધી ત્યાગવૃત્તિ નથી આવી.

આપણી ખેતીની અત્યારની પદ્ધતિ એ આપણી સાંસ્કારિક પ્રગતિનું પરિણામ છે. પ્રથમ લોકો મારામારી કરીને ખાતાં હતાં. લોકો જાળથી પકડીને, દંડાથી મારીને અગર આવી કોઈ પદ્ધતિથી પશુપ્રાણીને મારતાં અને ખાતાં. આ આપણી જૂની પ્રણાલિકા હતી. અને ત્યાર પછી ખેતી દાખલ થઈ. પણ હજુસુધી આપણામાંથી આ અસંસ્કૃત મનોવૃત્તિ ગઈ નથી. અથર્વવેદમાં આપણે વશીકરણ જાદુ વગેરેની વાતો વાંચીએ છીએ. એનાથી માણસ કાંઈક કરવાની ઇચ્છા રાખે છે, જ્યારે પ્રેમથી આપણે કશું નથી કરતા. માણસના વ્યવહારમાં પણ આવી વસ્તુઓએ પ્રાધાન્યપદ લીધું છે. માણસ માણસને ફસાવવાની વૃત્તિ પ્રચલિત છે. તેમાં પ્રેમને તો સ્થાન જ નથી. આજકાલના રાજકારણમાં પણ ફસાવવાની ક્રિયા મુખ્ય ભાગ ભજવે છે. રાજકારણનું એ એક મુખ્ય અંગ ગણાય છે. આવું ઈશ્વરના વિષે પણ આપણે કરીએ છીએ. તેને જાદુ મંત્ર વગેરેથી વશ કરવાની વૃત્તિ આપણામાં રહી ગઈ છે. તેને ફસાવવાની ઇચ્છા આપણામાં જાગ્રત રહી છે. જેવી રીતે મૃચ્છકટિકમાં—પશુમારનો—ઉલ્લેખ છે, તેવી જ રીતે ઈશ્વરને પશુમારથી ફસાવવાની પણ આપણી ઇચ્છા હોય છે.

આપણી History of Evolution કેવી છે?

પ્રેમથી માતા બાળકની રક્ષા કરે છે. બાળક સૂવે નહિ તો મોડી રાત સુધી જાગે છે. બાળકને સારુ અનેક આનંદોને પણ જતા કરે છે. આ બધું પ્રેમને જ આભારી છે.

કર્મકાંડથી માણસો તરવાને બદલે ડૂબી ગયા. આવી રીતો, વિધિઓ માણસને તેમાં જ ડુબાડી દે છે. માણસે પ્રીતિને છોડી દઈને રીતિને પકડી લીધી છે. કોઈ સંધ્યા કરે છે તો કોઈ નમાઝ પડે છે; કોઈ ધ્યાન કરે છે તો કોઈ યજ્ઞયાગ કરે છે; પણ આ બધું તો 'સહજ'ને છોડીને, શીકરઆજી કરવા જેવું છે. આ બધી ચાલાકી શા સારુ કરવી? આપણી અભિલાષા આધ્યાત્મિક થઈ છે પણ આપણી ક્રિયાવૃત્તિ નથી થઈ. આપણામાં primitive—અસંસ્કૃતવૃત્તિ ચાલુ જ છે. આપણે પ્રભુને પશુની માફક પકડવા માગીએ છીએ.

બાઉલ લોકો બંધનમાં નથી માનતા. બાઉલને પૂછવામાં આવ્યું: "તમે મુક્તિમાં માનો છો?" બાઉલે કહ્યું: "પ્રેમના જગતમાં મુક્તિ ક્યાં? પ્રેમ મુક્તિ નથી ચાહતો."

હૃદય—કમલ ચલતે છે ફુટે કત જુગ ધરિ'।
તાતે તુમિઓ બાঁধা આમિ ઓ બાঁধা, ઉપાય કિ કરિ ॥

ફુટે ફુટે ફુટે કમલ, ફોટાર ના હય શેષ।
એઇ કમલેર જે—એક મધુ, રસ જે તાર વિશેષ ॥

છેડે જેને લોભી ભ્રમર, પારો નાજે તાઈ।'
તાઈ તુમિઓ બાঁધা, આમિઓ બাঁধা, મુક્તિ કોથાઓ નાઈ ॥

"કેટલાય યુગયુગાંતરથી હૃદયકમલ વિકસી રહ્યું છે! તેમાં તું પણ ફસાયો છું, હું પણ ફસાયો છું. નથી કાંઈ ઉપાય. કમલ ફુટયે જ જાય છે, તેનો અંત નથી. આ

કમળમાં જે મધુ છે તે જ તેનો વિશેષ રસ છે. તેથી જ હે લોભી ભ્રમર, તેને છોડીને જઈ શકતો નથી; તેથી જ તું પણ બંધાયો છું, હું પણ બંધાયો છું. મુક્તિ ક્યાંય નથી."

બાઉલ લોકો મુક્તિને નથી માનતા. કાશીમાં એક વિદ્વાન વૃદ્ધ બાઉલને પૂછ્યું: "તમે મુક્તિને ચાહો છો?"

વૃદ્ધ બાઉલે કહ્યું: "ના. એની પાસે જવું અને બીજી વસ્તુની પ્રાર્થના કરવી એ તેનું અપમાન કરવા બરાબર છે. તે પ્રભુને પ્રાર્થે છે. હું મુક્તિ નથી ચાહતો. તમે જાતે જ મને પાર કરો. તમે સાગર છો જ્યારે હું તરનાર છું. તમે નાવિક છો. તમે મને જે કરવું હોય તે કરી શકો છો. તમે મને સાગરમાં ડુબાડશો તોપણ રાજી છું. સાગર ઉપર જેટલા હિલોળા ખવડાવવા હોય તેટલા ખવડાવો. અમારે સ્થિરતા પણ નથી જોઈતી, શાંતિ પણ નથી જોઈતી. Don't make me the offer of somebody else—કોઈ બીજાનો મને ભોગ ન બનાવશો—તમે મને તમારો રાખો. મારે મુક્તિ પણ નથી જોઈતી."*

ક્ષિતિમોહન સેન

# કે સૂ ડાં

: મ ન્દા ક્રા ન્તા :

યોગીના દલ સમ ઓ બિરાજનારાં,
પાસેના સ્થળ રમણીય માંહીં કોઇ;
કોણે ના, વદન નિહાળીને તમારાં,
આહ્‌લાદે વિપળ વિમર્શ માંહીં ખોઇ ?

રસ્તામાં પ્રણુથી જનોની આવ—જાના
સંધ્યાના સુમધુર રંગ શા, દિગંતે,
સંહર્ષો અણુધ, હિરણ્મય પ્રજાના
સોહંતા તમ લલિતાનના વસંતે !

રાખીને સુમુખ ઉંચા નિહાળનારાં,
કોની છે તલબ રહી હિલે તમારે ?
બાળો છો તન કયમ આતપે તમારાં ?
દુઃખી છો હૃદય મહીં કયા વિચારે ?

કોડીલા મરણુ તણા, જરા કહેશો,
છે કોણે તમ સહુ આદરી ઠગાઇ ?
શી રીતે પ્રિયજન કેરી ભેટ લેશો,
પોતાના રુધિર મહીં જ, હા ! નહાઇ ?

આપીને ગરદન માચડે વસેલા,
નીચોવી નિજ વપુ સર્વ નાખનારાં,
જાણે શું અમ સમ મૂઢ સૌખ્યઘેલાં,
શાં શાં છે રુદન રહ્યાં ઉરે તમારાં ?

—પતીલ

# કનૈયાલાલ મુનશી : એક સમીક્ષા

ગોવર્ધનરામભાઈના 'સરસ્વતીચન્દ્ર' પછી કવિ ન્હાનાલાલનાં કાવ્યો અને રાસો, અને કનુ મુનશીની નવલત્રિપુટી સિવાય અન્ય કોઈ પુસ્તકો સરસ્વતીચન્દ્ર જેટલું લોકસન્માન પામ્યાં નથી. આજે યુવાન વર્ગમાં રા. રમણલાલ વસંતલાલ દેસાઇનાં ગુજરાતના દાંપત્યજીવનની મંગલ રેખાએ આલેખતાં નવલો બહુ રસથી વંચાય છે, છતાંય રા. મુનશીનું સ્થાન હજી પણ પૂર્વવત્ નિશ્ચલ જ છે. નવલોના ક્ષેત્રમાં એમણે બીજો નવો ફાલ ગુજરાતને આપ્યો નથી એ કારણથી એમનાં નવલોનું વાચન કાંઈક ઓછું થતું જતું આપણને લાગે છે. અહીં, આપણે રા. મુનશીની સફળતાના રહસ્યની તેમ જ તેમની મર્યાદાઓની સમીક્ષા કરીશું.

સને ૧૯૧૬-૧૭ ના અરસામાં એમણે 'ઘનશ્યામ' તખલ્લુસથી 'પાટણની પ્રભુતા' લખી ત્યારથી એમની પ્રતિભા વડે એમણે પોતાનું વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. 'પાટણની પ્રભુતા' પછી 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ' લખીને એમણે ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસ–દર્શનનો ચિત્રપટ સંકેલી લીધો. એ નવલત્રયીમાં એમણે સોલંકી જયસિંહના સમયના ગુજરાતના સુવર્ણયુગનું સુંદર દર્શન કરાવ્યું છે. એમાંના બધા ઐતિહાસિક પ્રસંગોનો સમય ત્રણેક સ્થળે વર્ષોમાં કરેલા થોડા ફેરફાર સિવાય સાચો છે. કાક મંજરી કીર્તિદેવ વગેરે પાત્રો બાદ કરતાં બાકીનાં બધાં મુખ્ય પાત્રો ઐતિહાસિક છે. બાકીનાં નવલોમાં 'વેરની વસુલાત' અને 'સ્વપ્નદ્રષ્ટા' તદ્દન સામાન્ય કોટિનાં છે. એ એમના પ્રારંભિક પ્રયત્નોનાં ફળ હોવાથી એમની ત્રુટિઓ અને કલાની અપરિપકવતા એમાં જણાય છે, છતાં રા. મુનશીની લાક્ષણિક પ્રતિભાનો ચમકારો એમાં નથી. 'પૃથ્વી વલ્લભ'નું સ્થાન કંઈક વિલક્ષણ છે. એના અંત ભાગમાં કંઈ નિરર્થક લંબાણ અને દીર્ઘ-સૂત્રીપણું જણાય છે. પરંતુ એટલી ક્ષતિ ના ગણીએ તો એ એક સુંદર અને સફળ નવલ છે. એમાં નાયક પૃથ્વીવલ્લભ મુંજનું પાત્ર વિલાસી છે તેથી એ નવલની સામે પુષ્કળ પોકાર ઊઠયો છે અને એની સફળતા જોઇએ તેવી સ્વીકારાઈ નથી. મુંજના ચારિત્ર્યનિરૂપણમાં જ એની સફળતા રહેલી છે. પૃથ્વીવલ્લભ મુંજની રસિકતા અનેક પ્રસંગપરિવર્તનોમાં સ્થિતપ્રજ્ઞ યોગીની માફક મનની સ્વસ્થતા અને ઉલ્લાસ સહજ જ જાળવવાની શક્તિઃ એ બધાં લક્ષણોથી એને રા. મુનશીની પાત્રસૃષ્ટિમાં અને એકંદરે ગુજરાતી સાહિત્યમાં અનોખું સ્થાન મળે છે. આ સ્થિતપ્રજ્ઞ વૃત્તિને લીધે કોઇએ મુંજને નિત્શેના લોકોત્તર પુરુષ ( Superman )ની સાથે સરખાવ્યો છે. છતાંય આપણે કબૂલ કરવું જોઇએ કે વિલાસિતા અને રસિકતાનો આદર્શ એ સર્વશ્રેષ્ઠ આદર્શ નથી, અને એથી એ આદર્શની પાછળ ફના થનારને યોગ્ય આદર મળી શકતો નથી. એક રીતે જોતાં તો જગતના મોટા ધૂર્તો પણ નિત્શેના Supermanના જેવા જ હોય છે, કારણ કે સમૃદ્ધિમાં કે જેલની દિવાલોની પાછળ એમનું મન એકસરખું જ સ્વસ્થ રહે છે, અને એટલો જ આનંદ અનુભવે છે. એટલે એથી

વધારે મહાન આદર્શ પાછળ ફના થવાની વૃત્તિવાળો જો મુંજ કલ્પવામાં આવ્યો હોત તો એ નવલની સફળતા અને લોકાદર ઘણે અંશે વધી જાત. પરંતુ વિચિત્ર અને અસ્વાભાવિક પ્રેમના આલેખનમાં જ રા. મુનશી રાચે છે, અને એ જ એમની મર્યાદા છે. 'સ્વપ્નદ્રષ્ટા'માં રાજકીય પરિવર્તનોની કિશોરમાનસ ઉપર થતી અસર સુંદર રીતે વર્ણવવામાં આવી છે. એમાં મુનશીના આત્મનિર્દેશો ( Autobiographical touches ) ઘણા છે. સુદર્શન જેવા જેવા ભાવો અનુભવે છે તે બધાય કિશોર અને યુવાના સંક્રાન્તિકાળમાં રા. મુનશીએ અનુભવ્યા હતા. એમાંનાં કેટલાંક પાત્રો પણ પ્રત્યક્ષ જીવનમાંથી લીધાં છે. આ સિવાય એમાં નવલ તરીકે કશું ય ખાસ આકર્ષક નથી. 'ભગવાન કૌટિલ્ય' પણ એમનું એક સુંદર નવલ છે. એમાં પણ ચન્દ્રગુપ્ત-મૈનાકીનો પ્રેમસંબંધ અને બૌદ્ધધર્મ પ્રતિ કંઇક પ્રચ્છન્ન તિરસ્કારની વૃત્તિ નવલને કલુષિત કરે છે. મૌર્યયુગના હિન્દનું આછું આછું છતાં સુંદર ચિત્રણ એમાં છે.

"મારી કમળા અને બીજી વાતો" એ એમનો એક જ વાર્તાસંગ્રહ છે. એમાં 'કોકિલા'ની વાર્તા ખરેખર સુંદર છે અને અમરતાને પાત્ર છે. એકંદરે આખાય સંગ્રહમાં માર્મિક હાસ્ય અને કટાક્ષ તરી રહે છે. રા. મુનશી 'અગ્નિહોત્રી' જેવી નવલિકાઓમાં આપણી પ્રાચીન સંસ્કૃતિ પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ અને તિરસ્કાર દર્શાવે છે એ યુક્ત નથી. એ વૃત્તિને લઇને જ એમની કેટલીક કૃતિઓ યોગ્ય આદર મેળવી શકી નથી. મનુષ્યસ્વભાવનું તદ્રૂપ આલેખન, હાસ્ય અને કટાક્ષની છાયા, સરલ અને વેગવંત વાર્તાપ્રવાહ, વસ્તુની બહુધા સાધારણતા, અને કોઇક સ્થળે ગ્રામ્યતા એ એમની વાર્તાઓનાં તરી આવતાં લક્ષણો છે.

એમનાં નાટકો એમની નવલોનાં જેટલાં લોકપ્રિય થયાં નથી, છતાં એમાંનાં કેટલાંક અતીવ સુંદર છે, એ નિર્વિવાદ છે. એમનાં નાટકો 'પુરન્દર પરાજય,' 'તર્પણ,' 'અવિભક્ત આત્મા,' 'પુત્રસમોવડી' વગેરે પૌરાણિક નાટકો, 'ધ્રુવ-સ્વામિનીદેવી'નું ઇતિહાસકાળનું નાટક, અને 'કાકાની શશી' તેમ જ 'સામાજિક નાટકો' જેવાં આધુનિક જીવનની અગંભીર વૃત્તિથી મીમાંસા કરતાં નાટકો, એટલાં છે. એમની નવલત્રિપુટીની સરખામણીમાં નાટકોમાં એમની કલા કંઇક શિથિલ થઇ છે. કેટલાક સમર્થ લેખકોના પ્રસંગમાં બને છે તેમ રા. મુનશીની પણ પ્રારંભિક કૃતિઓ પછીની કૃતિઓ કરતાં વધારે તેજસ્વી અને પ્રતિભાયુક્ત છે. એમનાં નાટકોમાં હું 'પૌરાણિક નાટકો' અને 'ધ્રુવસ્વામિની દેવી'ને એકંદરે સફળ નાટકો લેખું છું. 'સામાજિક નાટકો' અને 'કાકાની શશી' સમાજના રોગિષ્ટ માનસનાં વ્યંગચિત્રો (Caricatures) છે. ફાર્સ (Farce) કરતાં, એમની વધારે કિમ્મત આંકવી યોગ્ય નથી. ઉપરાંત, સમાજના જે વર્ગ પ્રત્યે કટાક્ષ કરવામાં આવે છે તે વર્ગો સમાજમાં બહુ જ સાધારણ અને સારા જેવા પ્રમાણમાં હોવા જોઇએ તો જ એ કટાક્ષ સફળ નીવડે છે અને હાસ્ય નિષ્પન્ન થાય છે. 'સામાજિક નાટકો'માં જે વર્ગ પ્રત્યે કટાક્ષ ઉદ્દિષ્ટ છે તે વર્ગ સમાજમાં બહુ સામાન્ય નથી. 'કાકાની શશી'માં એ કટાક્ષ સફળ નીવડે છે કારણ કે એક મોટા વર્ગની ખરેખરી ખામી પ્રત્યે એ કટાક્ષ ઉદ્દિષ્ટ છે. આધુનિક સ્ત્રીઓની સ્વાતંત્ર્યની ચળવળનું મુખ્ય કારણ એમની રોગિષ્ટ મનોવૃત્તિ છે એમ રા. મુનશી દર્શાવે છે, અને એમનું નિદાન તદ્દન સાચું છે. છતાં ય અંતભાગમાં એમણે મનહરલાલ ને શશીનો લગ્નસંબંધ યોજ્યો છે તે કલાના અને માનસશાસ્ત્રના સિદ્ધાન્તોની તેમ જ સામાજિક

પ્રણાલિકાની વિરુદ્ધ છે—જો કે એમની પ્રસંગઘટનામાંથી તો એ સૂક્ષ્મ રીતે ફલિત થાય છે જ. આટલું દૂષણ ના હોત, અને એનો અંતભાગ બીજી કોઇ રીતે યોજવામાં આવ્યો હોત, તો આપણાં અગંભીર નાટકોમાં 'કાકાની શશી' સહેજે પ્રથમ પદ પ્રાપ્ત કરી લેત. 'પૌરાણિક નાટકો'માં આપણે વેદકાળના અને પુરાણકાળના આર્યાવર્તમાં વિહરતા હોઈએ એમ લાગે છે. રા. મુનશી ઇતિહાસની સામગ્રીનું બહુ ખંતથી સંશોધન કરે છે, અને એ આછી આછી રેખાઓ ઉપરથી કલ્પના વડે બધા ગાળાઓ પૂરી દઈને જાદુગરની માફક પ્રાચીનકાળનું અતિસ્પષ્ટ, સુરેખ, ભવ્ય અને સમૃદ્ધ ચિત્ર ઉપજાવે છે. આપણી ઐતિહાસિક સામગ્રી બહુ જ અપૂર્ણ છે તેથી પ્રસંગોની પણ સુસંગત ઝાંખી થતી નથી, ત્યાં વ્યક્તિઓના સ્વભાવનું નિરૂપણ તો ક્યાંથી જ મળે ? આથી પૌરાણિક ચિત્રોમાંની માનવ-વ્યક્તિઓનાં સ્વભાવાદિક રા. મુનશી ઘણી વખત પોતાની ભાવના અનુસાર કલ્પે છે. આથી જ ઘણા વિવેચકો રા. મુનશીનાં પાત્રોનાં સ્વભાવનિરૂપણને અનૈતિહાસિક ગણે છે. દરેક ઐતિહાસિક નવલકાર કે નાટ્યકારને કલ્પનાથી ખૂટતી સાંકળો ઉમેરવાનો હક છે, પરંતુ એ ઉમેરો એ કાળના વાતાવરણ સાથે કે પાત્રોના સ્વભાવ સંબંધીની ચાલતી આવેલી પરંપરા સાથે સંગત હોવો જોઇએ. રા. મુનશીનાં ઘણાં પાત્રો ઐતિહાસિક વ્યક્તિઓ છે, છતાં એમનાં સ્વાભાવિક પરંપરાને અનુસરતાં નથી.

રા. મુનશીએ આ ઉપરાંત કેટલાક વિવેચનના પ્રયત્નો પણ કર્યા છે. 'મધ્યકાલીન સાહિત્યપ્રવાહ'માં ભક્તિમાર્ગ ઉપર એમનો એક વિસ્તૃત લેખ અને નરસિંહ મહેતાના જીવનકાળ ઉપર એક વિવાદાસ્પદ લેખ છે. એ બન્નેમાં નવાં દૃષ્ટિબિંદુઓ શોધવાની વધારે પડતી ઉતાવળ જણાય છે, અને એમનાં પ્રતિપાદનો એકંદરે દુષિત અને અસ્વીકાર્ય છે. આ ઉપરાંત 'ગુજરાત'માં પણ એમણે વિવેચનાત્મક લેખો અવારનવાર લખ્યા છે.

આટલા લંબાણથી એમની કૃતિઓ વિષે સાધારણ ચર્ચા કર્યા પછી એમની શક્તિ અને સીમાઓ વિષે કંઇક કહેવું અસ્થાને નથી. એ વાત તો નિર્વિવાદ છે કે એમનાં નવલો અને કેટલાંક નાટકો બહુ જ લોકપ્રિય થયાં છે. એટલી બધી લોકપ્રિયતાનાં કારણો શોધવાં ઘટે છે.

પ્રથમ તો આદિથી તે અંત સુધી વાર્તારસ ટકાવી રાખવાની શક્તિ, સંવાદોની સ્વાભાવિકતા અને જોમ, મનુષ્યસ્વભાવનું તદ્દન વાસ્તવિક અકૃત્રિમ આલેખન અને એકંદરે આખાય નવલમાં પ્રસરી રહેતું ચેતનનું, ધબકતા જીવનનું વાતાવરણ એ એમની સફળતાનું રહસ્ય છે. આ ઉપરાંત રા. નરસિંહરાવભાઇએ 'ગુજરાતના નાથ'ના લાંબા ઉપોદ્ઘાતમાં દર્શાવ્યું છે તેમ, સ્પષ્ટ અને સુરેખ પાત્રાલેખન અને પાત્રવિકાસ એ સફળતાનું બીજું કારણ છે. એમની પાત્રસૃષ્ટિમાંનાં કેટલાંક પાત્રો દાખલા તરીકે કાક, મંજરી, મીનળ, કીર્તિદેવ, મુંજ, શશી વગેરે આપણા સાહિત્યમાં અપૂર્વ છે રા. મુનશીની કૃતિઓમાં ગુજરાતી સાહિત્યમાં પ્રથમ વાર જ જીવતાં જાગતાં હાલતાં ચાલતાં મનુષ્યો જેવાં પાત્રોનું દર્શન થાય છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ખાસ કરીને પ્રતાપી, પ્રતિભાશાળી, દુર્ધર્ષ પુરુષો અને ગૌરવશાળી, સંસ્કારી પરંતુ સ્વતંત્ર અને ચેતનવંતી મસ્તીખોર સ્ત્રીઓના નિરૂપણમાં રા. મુનશી અજબ જેવી સફળતા મેળવે છે. બીજા નવલકારોની માફક

તેઓ પોતાના જ વર્ણનથી પાત્રના સ્વભાવની રેખાઓ આંકતા નથી, પરંતુ જુદાજુદા પ્રસંગોમાં પાત્રોના પોતાના જ વ્યવહારથી તેમના સ્વભાવનું દર્શન કરાવે છે: આ સિદ્ધહસ્ત કલાકારનું લક્ષણ છે. સારો કલાકાર જ પાત્રોથી તટસ્થ રહીને તેમના પોતાના વ્યવહારથી જ તેમના સ્વભાવનું ક્રમશઃ નિરૂપણ કરે છે, અને સાથે સાથે જે નવલકથાના મુખ્ય કાર્યને વિકસાવે છે. આ કલાકારનો હાથ એમનાં સફળ નાટકો અને નવલોમાં જણાય છે. વળી એમનાં નવલોમાં ઘણી વખત નાયકનું વર્તન પ્રધાનપણે નવલનો મુખ્ય ઉદ્દેશ સિદ્ધ કરવા તરફ હોય છે, અને ઉપનાયકનાં કાર્યોથી વાર્તારસ જળવાય છે. આમ વાર્તારસ અને નવલના ઉદ્દેશનો એકબીજાથી સ્વતંત્ર છતાં સાથે સાથે વિકાસ એ પણ એમની સફળતાની એક મહત્ત્વની ચાવી છે. એમનું માનવસ્વભાવનું આલેખન તદ્દન વાસ્તવિક અને ઉઘાડું હોય છે. પ્રેમના બધા પ્રકારોનું તેઓ વિનાસંકોચે નિરૂપણ કરે છે, પછી ભલેને તે પ્રકારો સાધારણ હોય કે અસાધારણ, સમાજમાન્ય હોય કે સમાજ વડે નિષિદ્ધ હોય! આને રા. મુનશી કલાની ખાતર કલા તરીકે ઓળખાવે છે. આ કારણથી પણ યુવાનવર્ગને એમનાં નવલો આકર્ષક લાગે છે. આ ઉપરાંત એમણે પૌરાણિક અને ઐતિહાસિક કાળની ભૂમિકાથી એમનાં નાટકોની રંગભૂમિને સજાવી છે, અને મધ્યયુગનાં દર્શનોથી એમનાં જાણીતાં નવલોને રંગપ્રધાન ( Romantic ) વાતાવરણ અર્પ્યું છે. આ બધાં કારણોથી કેટલાક પ્રશંસકોએ એમને નવલકાર તરીકે રા. ગોવર્ધનરામ કરતાં પણ ઊંચા સ્થાનના અધિકારી ગણાવ્યા છે.

રા. મુનશીની કલામાં કેટલીક ક્ષતિઓ પણ આપણને જણાય છે. તેઓ 'પાટણની પ્રભુતા'માં કે 'ભગવાન કૌટિલ્ય'માં મુંજાલ અને કૌટિલ્યને અતિશય પ્રતાપી અને દુર્ધર્ષ ચિતરે છે, પરંતુ એમના પ્રતાપીપણાનો વિકાસ દર્શાવતા નથી. વળી, પૌરાણિક અને ઐતિહાસિક વ્યક્તિઓમાં જે ઉદ્દેશોનો અને ગુણોનો તેઓ અધ્યારોપ કરે છે તેને પુરાણ કે ઇતિહાસનો આધાર હોતો નથી, એટલું જ નહિ પણ કેટલીક વખતે તે સમકાલીન વાતાવરણથી વિરુદ્ધ હોય છે. દાખલા તરીકે, 'ભગવાન કૌટિલ્ય'માં ચન્દ્રગુપ્તને પોતે રાજવંશી હોવાનું ભાન થતાં જ એકદમ એના સ્વભાવમાં અપ્રતિમ જોમ અને ચેતન આવે છે; આવી જ રીતે 'તર્પણ'માં સગરના સ્વભાવમાં પણ પોતાના વંશના જ્ઞાનથી અજાયબ જેવું પરિવર્તન થાય છે; 'ધ્રુવસ્વામિની દેવી'માં રામગુપ્તનું ચારિત્ર્યવર્ણન, અને અંતભાગમાં ધ્રુવસ્વામિની ને ચંદ્રગુપ્તનો પ્રેમપ્રસંગ: આ બધાંને ઇતિહાસનો આધાર નથી, તેમ જ તે તે સંયોગોમાં આવું વર્તન શક્ય નથી લાગતું. રા. મુનશીનું પ્રેમનું નિરૂપણ અત્યંત સ્વચ્છંદી હોય છે; કોઈ વખતે તો અસાધારણ, વિચિત્ર, સમાજનિષિદ્ધ પ્રકારો માટે તેમને સમભાવ હોય એવું લાગે છે. મુંજાલ–મીનળનો માનસિક પ્રેમ, ચન્દ્રગુપ્ત–મૈનાકાનો ગુપ્ત સંબંધ, મનંદરલાલ–શશીનો લગ્નસંબંધ, ચન્દ્રગુપ્ત–ધ્રુવસ્વામિનીનો પ્રેમ—આ બધા અસામાન્ય પ્રકારોના ચિત્રણમાં તેઓ રાચે છે. સામાન્ય જીવનમાં આવી પરિસ્થિતિ સંભવિત હોય તો પણ કલા કે જેનું કાર્ય ઊંચામાં ઊંચી ભાવનાઓ, માનવને જેની ક્યારેક જ ક્ષણભર ઝાંખી થાય છે એવા અત્યંત સૂક્ષ્મ અને સુકુમાર ભાવો, અને મનુષ્યના મનોરાજ્યનું સૌન્દર્ય મૂર્ત કરવાનું છે તેમાં માનવની આવી લઘુતાઓ અને વિચિત્રતાઓના આલેખનને અવકાશ નથી.

આ ઉપરાંત પાત્રાલેખનમાં પણ તેમની શક્તિ એ જ તેમની મર્યાદા બને છે. પ્રતાપી

પુરુષો અને સ્વતંત્ર, મસ્તીખોર સ્ત્રીઓ સિવાયનાં એમનાં પાત્રો તદ્દન ઝાંખાં અને કૃત્રિમ બને છે. એમનાં પાત્રોમાં કોઈ પણ સ્થળે ગુજરાતના ગૃહજીવનનું કે સમાજજીવનનું સાચું દર્શન થતું નથી. એમનાં ઐતિહાસિક નવલો ને નાટકો સિવાયનાં બધાં પાત્રો જાણે મુંબઈમાં વસતાં ઉચ્છૃંખલ સ્ત્રીપુરુષોનાં પ્રતિબિંબ હોય એમ લાગે છે. આથી જ એમનાં ઘણાંખરાં સામાજિક નાટકો અને ઘણીખરી વાતોમાં મુંબઈની જ ભૂમિકા પસંદ કરવામાં આવી હોય છે. આમ એમને ગુજરાતના જીવનનો અનુભવ નથી. શાન્ત, સૌમ્ય, ગૌરવશાળી ગુણસુંદરી કે કુમુદ જેવાં પાત્રો મુનશીની પાત્રસૃષ્ટિમાં નહિ મળે. વિચારપ્રધાન, શાન્ત પુરુષોનાં આલેખનો પણ ઓછાં મળશે. આ મુનશીની મર્યાદા છે. પ્રતાપ ને તેજ એ માનવ-સ્વભાવના મહત્ત્વના ગુણો છે એ ખરું, તોપણ વિચારશીલતા અને સૌમ્ય વ્યક્તિત્વ એ પણ એટલાં જ મહત્ત્વનાં છે. મુનશીનાં પ્રધાન પાત્રોમાં અવશ્ય પ્રતાપી પુરુષો અને મસ્તીખોર સ્ત્રીઓ હોય છે જ; એથી એમની સમગ્ર કૃતિઓના અભ્યાસકને એમનામાં વૈવિધ્યનો અભાવ લાગે છે. ઉપરાંત, આગળ જણાવ્યું છે તેમ, આપણી જૂની સંસ્કૃતિ અને તેના પ્રતિનિધિઓ પ્રત્યે રા. મુનશીને સમભાવ નથી હોતો; પરંતુ તેમને ઘણી વાર ઉપેક્ષાવૃત્તિ ને તિરસ્કારથી તેઓ નિહાળે છે. આ એમની એક મહત્ત્વની ક્ષતિ છે. પ્રાચીન સંસ્કૃતિનાં દૂષણો પ્રત્યે ભલે કટાક્ષ હોય; પરંતુ સમગ્ર પ્રાચીન સંસ્કૃતિ ઉપર એ પ્રાચીન હોવાને કારણે જ કટાક્ષ કરવો યુક્ત નથી.

આમ રા. મુનશીની પ્રોજ્જ્વલ શક્તિઓની સાથે એમની કેટલીક ગંભીર મર્યાદાઓ પણ સંકળાયેલી છે. આથી જો કે એ આધુનિક ગુજરાતના એક સમર્થ અને અગ્રણી નવલકાર છે અને સારા નાટકકાર છે, છતાં એમનું સ્થાન અમર રહેવા સંબંધે નિશ્ચયપણે કહી શકાય નહિ. 'સરસ્વતીચન્દ્ર'માં કેટલીક ક્ષતિઓ હોવા છતાં પણ માનવ-સ્વભાવનાં બધાં અંગોનું સુયોગ્ય મિશ્રણ, અને ગુજરાતના જીવનના મંગલ અંશોનું આલેખન વગેરે અમર તત્ત્વો જિજ્ઞાસુને જડે છે, તેવાં અમર તત્ત્વો રા. મુનશીની ઘણીખરી કૃતિઓમાં નથી. છતાં હજી ગુજરાત એમની પાસેથી ખૂબ આશા રાખે છે, એટલે એમની કૃતિઓ સંબંધી અંતિમ અભિપ્રાય આપવાનો હજી સમય આવ્યો નથી.

કાન્તિલાલ બળદેવરામ વ્યાસ એમ. એ.

# વિચાર–ચંક્રમણ

એક દિવસ હું આગગાડીમાં મુસાફરી કરતો હતો. કોઈ સ્ટેશને એક ભાઈ અંદર પેઠા અને મને માનપૂર્વક નમસ્કાર કરીને સામા બેઠા. હું કામ કરતો હતો તે છતાં મેં જોઈ લીધું કે એ ભાઈ મારી સાથે વાત કરવા માટે આતુર થઈ રહ્યા હતા. એમની ચાલચાલ, વર્તણૂક અને એકંદર વાતાવરણ, તથા કાંઈક "ઢીલાં ઢીલાં પોતીઆં અને ખીલાં ખીલાં મ્હોં" પરથી મેં અનુમાન કરેલું કે એ શિક્ષક છે. વાત શરૂ થઈ. ભાવતાલ ગગડી ગયા છે તે વિશે તો જાણે દરેક માણસ નિષ્ણાત હોય છે એટલે તેની ચર્ચા ઘણી લાંબી ચાલતી નથી, પણ થોડા વખતમાં રૂશિયાની વાત શરૂ થઈ. જે લોકોને રાજકારણનો ખાસ શોખ હોતો નથી તેવા માણસો પણ રૂશિયા વિશે ખૂબ વાંચે છે અને જાણે છે. 'જાણે છે' એ શબ્દો વાપરતાં હું અચકાતો નથી. વાતમાં મારાથી "એ તો ઇશ્વર જાણે" એવા કાંઈ શબ્દો વપરાઈ ગયા. તરત અને આતુરતાથી એમણે પ્રશ્ન કર્યો કે તમે ઇશ્વરમાં માનો છો? મેં મારો બચાવ કરતાં કહ્યું કે એ વાત તો ઘણી લાંબી છે, મેં તો માત્ર ટેવ પડી ગઈ છે તેથી "શું કહેવાય?" ના અર્થમાં આ શબ્દો વાપર્યા છે.

મારું મુખ્ય કામ તો સાંભળવાનું હોય છે. વાતવાતમાં એમણે સંભળાવી દીધું કે ઇશ્વર તો પૈસાદારનો બેલી છે, બિચારા ગરીબને શું? મને માર્ક્સનું સૂત્ર સાંભરી આવ્યું કે ધર્મ એ ગરીબનું અફીણ છે—(ગરીબને શાંતિમાં રાખનારી ચીજ છે.)

એ ભાઈ અંગ્રેજી ભણેલા નહિ તે છતાં તેમના આવા વિચારો સાંભળીને મને જાણવાની જિજ્ઞાસા થઈ કે એ જૈન છે કે હિંદુ? જે પ્રશ્ન મને જરાય રુચતો નથી તે પૂછ્યો કે તમે કઈ જાતના છો? એમને મારે વિશે જે માન હશે તેનો પારો નીચે પડી ગયો હોય તેવા સ્વરથી એમણે પૂછ્યું: 'તમે પણ ન્યાતજાતમાં માનો છો?'

મારે તો એમના માનસનું પૃથક્કરણ અને તપાસ કરવાં હતાં, પણ એમણે મને હંફાવ્યો.

* * *

**વીસમી** સદીના એક સામાન્ય, ટૂંકા પગારના માસ્તરની આ વાત મારા મનમાં ઘૂમ્યા કરે છે. દશપંદર દિવસ પછી એક મિત્રની સાથે ગામડામાં ફરતો હતો. ગામડાનું પુસ્તકાલય જોઈને એ મિત્રે પૂછ્યું: "નવાં સારાં પુસ્તકો આવે છે?"

"હા, આવે છે."

"એક સારું વાંચવા આપશો?"

"હા સાહેબ, લઈ જાઓ; આ 'ઇશ્વરનો ઇનકાર' બહુ સારું છે."

મને ઉપલી વાતના માસ્તર સાંભરી આવ્યા !

આ બધાં યુગપરિવર્તનનાં ચિહ્નો અગર છમકલાં છે.

*　　*

ક્રૉમ્વેલના વખતમાં ધાર્મિક આચાર અને વર્તનનો અમલ એવી સખ્તાઈથી લાવવામાં આવતો હતો કે અમુક જાતનાં કાળાં કપડાં પહેરીને જ દેવળોમાં જવું પડે, એથી રંગબેરંગી કપડાં પહેરાતાં નહિ, રવિવારે નોકરોને ઈશ્વરસ્તુતિ માટે રજા આપવી પડતી અને કરોડપતિને ઘેર પણ બપોરે ઠંડું ભોજન કરી લેવું પડતું. રવિવારે કોઈ પણ પ્રકારની રમત તો રમાય જ નહિ—નાનાં છોકરાંઓથી પણ નહિ. સીસોટી વગાડનારને શિક્ષા થતી. ધાર્મિક ભજન સિવાય કોઈ જાતનું સંગીત શિક્ષાપાત્ર ગણાતું. લાંબા વાળ તરફ સખત અણગમો જાહેર થતો, વાળનાં શણગાર તરફ ભારે તિરસ્કાર બતાવાતો. જુગાર તો ખેલાય જ શાનો ?

ક્રૉમ્વેલ મરી ગયો અને થોડા વખત પછી બીજો ચાર્લ્સ આવ્યો. આખી પ્રજાનું માનસ બદલાયું. શણગાર, વૈભવ, દારૂ, જુગાર, વ્યભિચાર—બધું પાછું આવ્યું.

*　　*　　*

રબરના બૉલને ભીંત જોડે અફાળ્યો હોય તો તે તેવા જ જોરથી પાછો આવવાનો. બહુ દબાવેલી પ્રજા જરૂર ઉછળવાની. નદીનાં વહેણ રોકયાં હશે તો પાળ તોડીને વધારે જોરથી વહેશે. ત્રણચાર વર્ષથી ગુજરાતી પ્રજા રાજકીય લડતમાં રોકાઈ ગઈ અને બીજી બધી પ્રવૃત્તિઓ દબાઈ ગઈ. ભાવ અને લાગણીનાં વ્હેણને પાળ બંધાઈ ગઈ.

જરા શ્વાસ લેવાનો સમય આવ્યો એટલે જયંતીઓ, સંમેલનો અને સંવત્સરીઓ ઉજવાવા લાગી.

પ્યુરિટનની કથાની સાથે હું સરખામણી કરું છું એવી ભૂલ ન થવી જોઈએ. આ જયંતીઓ અને સભામાં અસંયમ હતો, એવું માનવાને કારણ નથી; પણ રોકેલી શક્તિ અને લાગણીઓએ માર્ગ શોધી કાઢ્યા.

*　　*　　*

અમદાવાદ અને કલોલની વચ્ચે માત્ર સોળ માઈલનું અંતર છે. વચમાં એક નાનું સેરીસા નામનું ગામડું છે. આસપાસનો પ્રદેશ ખાખરીઓ કહેવાય છે, એટલે જમીન ખરાબ છે અને સારી ખેતી કરવી અશક્ય છે. ત્યાં ગરીબ અજ્ઞાન ઠાકરડાઓનાં ગામડાં છે. આવા ઉજ્જડ પ્રદેશમાં દશ લાખ રૂપીઆના ખર્ચે એક જૈન મંદિર બંધાય છે.

મારે આ મંદિર વિશે ટીકા કરવાની નથી, પણ જ્યારે હું એ ભવ્ય મૂર્તિઓની સામે ઊભો હતો ત્યારે મારા મનમાં વિચાર આવ્યો કે આ ઉત્તર ગુજરાતમાં પાંચથી છ લાખ ઠાકરડા ભૂખે મરે છે, લગભગ બધા નિરક્ષર છે, તાવ અને બીજા રોગોથી પીડાય છે. એમની સ્થિતિ સુધારવા માટે નાણાં નથી અને માણસો નથી. જીવતાં માણસોનાં ઘડતર માટે નાણાં નથી; પણ મંદિરના ઘુમ્મટમાં પથ્થરમાંથી સુંદર પરીઓ ઘડી કાઢવા માટે જયપુરના કારીગરો આવ્યા છે !

જો હું એમ લખું કે વખતે ઈશ્વરની કૃપાથી આ મંદિર દ્વારા ઠાકરડાઓની સ્થિતિ સુધરી જશે તો આ લેખમાં જણાવેલા માસ્તર મારે વિશે શું માનશે? ઈશ્વર કરે ને એ 'પ્રસ્થાન' ન વાંચતા હોય.

* * *

આ બધાં ગામડાંઓમાં વૈષ્ણવ અને જૈન વાણિયા ધીરધારનો ધંધો કરે છે. નરસિંહ મહેતા કહે છે કે ખરો વૈષ્ણવ પરાઈ પીડ જાણે છે, અને જૈનનો પરમધર્મ અહિંસા છે, જીવદયા. આ હરિજનો અને શ્રાવકોમાંથી કેટલાક તો એટએટલી અમાનુષી રીતે જમીન પડાવી લે છે કે આપણી ઈશ્વરમાંથી અને મનુષ્યમાંથી હંમેશને માટે શ્રદ્ધા જતી રહે.

એક પ્રસંગે એક સાધુએ આવા લોકોને સ્પષ્ટ કહી દીધું કે તમે દોરીલોટો લઈને આવેલા તે આટલા ધનવાન થયા છો. જે પ્રજા પાસેથી કમાયા છો તેની સેવા કરવી એ જ તમારો ખરો ધર્મ છે.

* * *

સારે જહાંસે અચ્છા એવા અમારા હિંદોસ્તાંની ધર્મભૂમિમાં સાત લાખ મંદિરો અને બાવન નહિ તો બાર લાખ સાધુઓ તો ખરા ને?

આ સાત લાખ મંદિરોમાં એકેક સારો કાર્યકર્તા બેસાડી શકીએ તો ખરો ધર્મ જાગે. આજે તો ઢોંગ ચાલી રહ્યો છે ઈશ્વરમાં માનનારા ગણ્યાગાંઠ્યા ક્વચિત્ કોઈ હશે–બહુ થોડા.

એક બહુ નાના ગામડામાં, જ્યાં નવા વિચારનાં મોજાં પહોંચ્યાં જ નથી પણ દૂરથી ઊડતી ચીનગારી ભૂલથી પહોંચી છે, ત્યાં એક સાધુએ છોકરાં રમાડવાનું શરૂ કર્યું. હવે બાલવર્ગ, શાળા અને ઔષધાલય કાઢ્યાં છે.

જો જુવાનોને વિપ્લવોનાં પુસ્તકો વાંચી અથવા સભા ગજાવીને સંતોષ માનવો ન હોય તો ગુજરાતનાં મંદિરોનો વહીવટ સુધારે. અકાળીઓએ તે કર્યું પણ તેમાં ઘણાએ માર ખાધો અને ઘણા મરી ગયા. ગુજરાતનાં ઘણાંખરા મંદિરો સડેલાં છે.

છેલ્લાં પંદર સોળ વર્ષમાં ગુજરાતમાં વહેમ અને ધાર્મિક ઢોંગ વધ્યાં છે, દંભી લોકોએ રાજકીય ચળવળને ઓથે રહીને ઝેર વાવ્યું છે.

સુમન્ત મહેતા

# તારા

તારા રમ્ય પલકતા,
મીઠે મુખે મલકતા,
આમંત્રણો સળગતાં આપે
જગને ઊંચેરા.

પંખી એ તો ન્યારાં,
દ્યુતિપાંખે ઉડનારાં,
પાર કરે અંધારાં ઊંડાં
ભવ મ્હેરામણનાં.

સ્વર્ગંગાના જળમાં
ન્હાતાં એ વાદળમાં,
પીતાં પુષ્યકમળમાં મોંઘાં
અમરત દેવોનાં.

નિશદિન અનંતકેરી
જાત્રા કરત અનેરી,
કાળ નડે ના વેરી એવા
ધામે જઇ ઠરવા.

અલખતણા અણુસારા
એ આ નવ લખ તારા,
કાળતિમિર ગોઝારાં ભેદી
ઢંઢોળે જગને.

તારા ! રહો પલકતા,
મીઠે મુખે મલકતા,
સ્વપ્નાં દિવ્ય ઝળકતાં પ્રેરત
જગની નીંદરમાં.

પૂજાલાલ

# સ્વદેશી અને આંતર–રાષ્ટ્રીયતા

## ૩

વ્યાપક સ્વદેશી કેવળ આર્થિક સવાલોનો વિચાર ન કરે; એ જીવનતત્ત્વ છે. સમસ્ત જીવન નિષ્પાપ, નિર્દોષ અને કૃતાર્થ કરવા માટે માણસે કઈ રીતે વર્તવું જોઈએ તે એ બતાવે છે. વ્યાપક સ્વદેશી અને સ્વધર્મ એ એક જ વસ્તુ છે.

માણસ જે સમાજમાં જન્મ્યો અથવા જે સમાજમાં ઉછર્યો અથવા જે સમાજ સાથે એણે પોતાનું જીવન કાયમનું બાંધી દીધું તે સમાજ સાથે એનો વિશેષ ધર્મ પ્રાપ્ત થાય છે– સેવા લેતી વખતે અને સેવા કરતી વખતે એણે પોતાના સમાજનો વિશેષ વિચાર કરવો જોઈએ. સ્વધર્મના આ તત્ત્વમાં દેશ, ભાષા, સંસ્કૃતિ, ધર્મ વગેરે બધાં તત્ત્વો આવી જાય છે. જે ભાષા દ્વારા માણસનું બૌદ્ધિક અને હાર્દિક જીવન બંધાયું એ એની સ્વભાષામાંથી જ એ પોતાનો ધર્મ અને પોતાની સંસ્કૃતિ અનાયાસે મેળવી શકે, અને એ જ એને સદી શકે. આગળ જતાં જ્યારે પોતાના પુરુષાર્થીઃ ચિંતનમય, પરાક્રમી સમૃદ્ધ જીવન દ્વારા એનો સેવા કરવાનો વારો આવે છે ત્યારે પણ એણે મુખ્યતઃ સ્વભાષા દ્વારા જ પોતાના વિચારો, પોતાની લાગણીઓ, પોતાના અનુભવો અને પોતાની શ્રદ્ધા વ્યક્ત કરવાં જોઈએ. એમાં જ સાર્વત્રિક શક્તિનો સંગ્રહ છે અને વિકાસ છે. જ્ઞાનના પ્રચારને અર્થે કેળવણીના વાહન તરીકે પણ સ્વભાષા જ વપરાય એમ આ સિદ્ધાંત ઉપરથી સહેજે ફલિત થાય છે. અન્ય ભાષાઓની સેવા લેવાય કે કરાય નહિ એવો અર્થ આમાંથી નથી નીકળતો, પણ તેની બધી પ્રવૃત્તિ સ્વભાષાની આસપાસ જ વણાયેલી હોવી જોઈએ.

ધર્મની બાબતમાં પણ જે ધર્મમાં હું ઉછર્યો હોઉં તે ધર્મ જો મને સદોષ જણાય, ઊણપવાળો જણાય તો મારે એનો ત્યાગ કરી બીજા ધર્મમાં ન ઘૂસવું જોઈએ, મારે મારા ધર્મની જ સેવા કરી એને નિર્દોષ ને સંપૂર્ણ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

સ્વદેશી માને છે કે દુનિયાની મહાપ્રજાઓ જે ધર્મ પાળે છે તે બધા જ મોટે અંશે સરખા સાચા છે, સારા છે અને સમાન છે. દરેક ધર્મમાં જુદી જુદી ખૂબી છે પણ ધર્મ તેના ઉપાસકને માટે પ્રાણરૂપ હોઈ તટસ્થ દૃષ્ટિએ બધા જ ધર્મ સરવાળે સમાન ગણવા જોઈએ. અને છતાં (અથવા અને તેથી જ) કોઈ માણસ પોતાનો ધર્મ છોડીને બીજા ધર્મમાં નહિ જાય. ધર્માંતર કરવાનું કારણ જ નથી, ધર્મનું લેબલ બદલી માણસને એક સમાજમાંથી ઉખેડવો અને બીજા સમાજ ઉપર લાદવો એમાં સામાજિક શક્તિનો નાશ છે, લાગણીની હિંસા છે અને તેથી સ્વદેશીને એ વસ્તુ માન્ય નથી. પડોશીના ધર્મમાં કે એના જીવનક્રમમાં કંઈ સારું જણાતું હોય તો તે વસ્તુ પોતાના જીવનક્રમમાં ભળી જાય એવી રીતે દાખલ કરવી એ કયાં અશક્ય છે? ઊલટું, ધર્માંતર કરી માણસ લાંબા વખત સુધી પોતાની સેવાશક્તિ ગુમાવી બેસે છે.

અભિમાન, દ્વેષ, ઈર્ષ્યા વગેરેનો જ્વર આખી પ્રજામાં ફેલાય એ તો પ્લેગ, મરકી અને સન્નિપાત કરતાં પણ ભૂંડું.

દરેક રાષ્ટ્ર એ વ્યવસ્થિત સુસંગઠિત અને કાર્યક્ષમ એવી સંસ્થા બનશે અને બધાં રાષ્ટ્રોનું એક સહકારી મંડળ બની જનતા જનાર્દનની સેવા ઉત્તમ રીતે થશે એ આદિ મૂળ આશાએ કોરે રહી અને રાગદ્વેષ વધવાથી અને દૃઢમૂલ થવાથી માણસજાતનું ચારિત્ર હીન થયું—ચારિત્ર્યનો આદર્શ જ બગડી ગયો.

આ રોગથી અકળાયેલા લોકોએ આંતરરાષ્ટ્રીયતાનો આદર્શ રજૂ કર્યો. પોતપોતાના રાષ્ટ્રનું અભિમાન રાખવું, એના જ સ્વાર્થનો વિચાર કરવો એમાં સંકુચિતતા છે. માટે એ છોડી નિરભિમાનપણે બધાં જ રાષ્ટ્રોને પોતાનો સ્વદેશ ગણવો એવો આદર્શ રચ્યો. એમ કરતાં પોતાના રાષ્ટ્રની કેટલીક ખાસિયતો છોડવી પડે તો ય તે છોડવા તૈયાર થવું એવો ઉપદેશ થવા લાગ્યો.

આ આદર્શ કેટલાક સ્વાર્થી, વિલાસપ્રિય, બંધનશત્રુ, સંયમવિમુખ એવા લોકોને બહુ ફાવતો આવ્યો. પોતાના સમાજ પ્રત્યે તોછડાઈ બતાવી જ્યાં ફાવતું આવે ત્યાં જઈને રહેવું, કોઈના પ્રત્યે પોતાનું વિશેષ કર્તવ્ય ન સ્વીકારવું, ગમે તેની સેવા લેવી અને ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહેવું એવી વાત લોકો પોતે આંતરરાષ્ટ્રીય હોવાનું જાહેર કરી પોતાના આવા જીવનનો બચાવ કરવા લાગ્યા. અંતે એક જણે તો એવી વ્યાખ્યા કરી! પોતાનો દેશ, પોતાનો સમાજ અને પોતાનો ધર્મ એ બધાંને બાદ કરી, બીજાનો દેશ, બીજો સમાજ અને બીજાના દેશ ઉપર જે પ્રેમ કરે છે તે આંતરરાષ્ટ્રીય, તે કૉસ્મોપોલિટન જેણે બધાં બંધનો અને જવાબદારી ફગાવી દીધાં છે તે આંતરરાષ્ટ્રીય. આંતરરાષ્ટ્રીયતાનો આ સાચો અર્થ નથી, એમ કહેવાની અહીં જરૂર નથી.

કેટલાક સેવાવીરો સાચી આંતરરાષ્ટ્રીયતા શી છે એ બતાવવા લાગ્યા. સ્વદેશમાં જાલીમો સામે યુદ્ધ કરી સ્વરાજ સ્થાપ્યું કે આ લોકો સ્વદેશ છોડી પડોશના કોઈ પણ પરતંત્ર રાષ્ટ્રમાં જઈ ત્યાં સ્વાતંત્ર્ય-યુદ્ધ જગાવવાના. ત્યાંનું કામ પત્યું કે કોઈ ત્રીજા દેશમાં ચાલ્યા. એવી વૃત્તિવાળા એક જણને "તારો સ્વદેશ કયો" એવો સવાલ પૂછ્યો એણે જવાબ આપ્યો: "My home is where liberty is not." જ્યાં પારતંત્ર્ય છે તે દેશને હું સ્વદેશ ગણું છું; કેમકે પારતંત્ર્ય સામે યુદ્ધ મચાવી એ દેશને સ્વતંત્ર કરવો એ મારો સર્વશ્રેષ્ઠ ધર્મ ગણું છે.

પણ આવું ઉપરાણું લેનારા વિપુલહૃદયના લોકો કેટલા હોય?

રાષ્ટ્રીયતાનો વિરોધ કરી આંતરરાષ્ટ્રીયતા શીખવનાર એક નવી જ દૃષ્ટિ અને નવો પંથ જાગ્યો. લોકોમાં જે દ્વેષવૃત્તિ રહેલી છે અથવા જે પ્રતિકારવૃત્તિ કેળવાઈ છે તેને માટે છે એના કરતાં વધારે યોગ્ય લક્ષ્ય (target) બતાવ્યું હોય તો યુદ્ધોમાંથી કંઈક સારું ફળ નીપજવાનું, એમ તો દરેકને લાગે. નવા વિચારકો કહેવા લાગ્યા—યુરોપમાં કે ૨૦ રાષ્ટ્રો છે એમ જે કહેવાય છે તે સાચું નથી. રાષ્ટ્રો તો બે જ છે: ગરીબ અને તવંગર. દરેક દેશના તવંગર લોકો સ્વદેશના ગરીબોને તો ચૂસે જ છે, પણ એ ગરીબોની જ મદદથી આસપાસના દેશોને પણ પરાસ્ત કરી આબાદ રીતે ચૂસે છે. દરેક દેશના મૂડીમુડીભર શ્રીમંતો આખા રાષ્ટ્રને નામે પોતાને માટે

અંદરનો ઝગડો ચલાવે છે અને હજારો અને લાખો ગરીબોને શત્રુની તોપો આગળ નીરે છે. અને આવા મનુષ્યવધમાંથી પોતાને માટે આ દુનિયામાં અમનચમનનું સ્વર્ગ જમાવે છે. વાસ્તવિક જોતાં દુનિયાના ગરીબોને એકબીજા સામે લડવાનું કારણ જ નથી. તેમને લૂંટાવાપણું છે જ નહિ.

આમ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના ઝગડા બાજુએ રાખી વર્ગ વર્ગ વચ્ચે, ગરીબ અને તવંગર વચ્ચે દારુણ યુદ્ધ સૂચવાયું છે. આમાં, તવંગર લોકો અલ્પસંખ્યાંક છે, સ્વાર્થી છે, ધર્મભ્રષ્ટ છે, જાતમહેનત ન કરવાના પાપમાં ડૂબેલા છે એ વિષે શંકા નથી. દુનિયામાં આજે મોટામાં મોટો દોષ દાખલ થયો હોય તો તે અર્થશોષણનો છે, ગરીબોને, ભોળા લોકોને, અગવડમાં આવી પડેલાઓને દબાવવા ને ચૂસવા એ જ એક મહાન માનવવ્યાપી પ્રવૃત્તિમાં લોકોને રસ પડયો છે. આ રસ જેનામાં નથી એવા લોકો દુનિયામાં બહુ થોડા છે. જેઓ આજે ગરીબ જણાય છે તેઓ લાગ ફાવે તો ય કોઈને લૂંટવાના નથી એમ તો ન જ કહેવાય. એટલે એ દોષમાંથી દુનિયાને ઉગારવા દુનિયાની સંપત્તિ પર આખા સમાજનો જ હક્ક રાખવો, કોઈની પાસે ખાનગી મિલકત હોય જ નહિ એ જાતની સૂચના થઈ છે.

બીજી બાજુ, માણસે સ્વાર્થ છોડી અથવા તે અત્યંત મર્યાદિત કરી ધર્મ ઓળખવો જોઈએ, પોતાના પડોશીઓ પ્રત્યેનો પોતાનો વિશેષ ધર્મ છે એ ધર્મના પાલનને અર્થે જ પોતાની સંપત્તિ પોતાની પાસે છે એમ માની તે પ્રમાણે એણે વર્તવું જોઈએ, એ જાતની સૂચના રજૂ થયેલી છે. આવી રીતે એક બાજૂ સામ્યવાદ અને બીજી બાજૂ સ્વદેશી દુનિયા આગળ રજૂ થયેલા છે.

મનુષ્યસમાજમાં અનેક કારણસર વર્ગો તો પડે જ છે. આવા વર્ગો સ્વાર્થની દૃષ્ટિએ બંધાવા દેવા એ એક મહાન વિપત્તિ છે. ન્યાય અને સમતા સ્થાપવા માટે વર્ગો વર્ગો વચ્ચે વિગ્રહ ઊભો કરવો એ ભયાનક વસ્તુ છે. વર્ગવિગ્રહ ટાળવાનો જ પૂરેપૂરો પ્રયત્ન થવો જોઈએ. સામ્યવાદ સ્થાપન કરવા માટે પણ લોકોના અભિપ્રાયોમાં અને જીવનમાં પરિવર્તન કરવાની આવશ્યકતા રહે છે અને સ્વદેશીમાં પણ તેટલી જ આવશ્યકતા છે.

વિગ્રહ કરતાં જીવનપરિવર્તન મોળી વસ્તુ છે, એમ તો કોઈ નહિ માને. મતપરિવર્તન પણ લડાયક વસ્તુ છે. શુદ્ધ સ્વદેશીનો વ્યાપક પ્રચાર પણ એટલી જ ઉગ્ર વસ્તુ છે. લડાયક કે ઉગ્ર એટલે સામાને મારનાર એવો અર્થ નથી લેવાનો, પણ અઘડામણ ઉત્પન્ન કરી અકળાવનારી અને દરેકને પરાણે વિચાર કરતા કરી મૂકવાની એવી નવી સામાજિક વ્યવસ્થા.

આવી વ્યવસ્થાના મૂળમાં સ્વતંત્રતા, સમતા, સર્વોદય, અથવા ટૂંકામાં કહીએ તો વ્યાપક સ્વદેશી તો હોવું જ જોઈએ. સ્વદેશીમાં નજીકનો અને દૂરનો એવા સ્વાભાવિક વિચાર અથવા ભેદને સ્થાન છે; પણ પોતીકું અને પારકું એવો વિગ્રહ નથી. દરેક માણસને એનો સ્વદેશ, એનો સ્વધર્મ વગેરે વસ્તુઓ એનાં કેન્દ્રો છે, પણ એના જીવનનું વર્તુલ આખા મનુષ્યસમાજને, આખા વિશ્વને અંદર લીધા વગર અટકતું નથી.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે અહિંસા વગર સ્વદેશી સંભવે જ નહિ. સમાજદ્રોહી વૃત્તિઓ જ્યાં જ્યાં દેખાય ત્યાં ત્યાંથી ઓળખીને તેને હાંકી કાઢવાની જરૂર છે. સ્વાર્થ, અહંકાર અને રાગદ્વેષને કારણે જ્યાં સંઘો બંધાય છે, સત્તાઓ સ્થપાય છે ત્યાં એ બધાં

આર્યોની ઉપાસનારીતિની સાથે અનાર્યોની ઉપાસનારીતિનો કંઈક અચ્છેદ્ય સમન્વય સિદ્ધ થઈ ગયો લાગે છે. હોમ આર્યોની રીતિ છે. બ્રાહ્મણ વગેરે ત્રણ દ્વિજવંશને જ હોમનો અધિકાર છે શૂદ્રને તે અધિકાર નથી. વેદમાં ને બીજા વૈદિક- સાહિત્યમાં કેવળ હોમની જ કથા મળી આવે છે. પુષ્પ, ચંદન, - અક્ષતાદિ દ્વારા પૂજાનો ઉલ્લેખ વૈદિક સાહિત્યમાં ક્યાંય પણ મળી આવતો નથી. પૂજાનું અનુષ્ઠાન મૂળથી અનાર્યોનું અનુષ્ઠાન હોવું જોઇએ. આધુનિક હિંદુ લોકોમાં જે દેવતાઓની પૂજા પ્રચલિત છે, અને જેઓ હિંદુજાતિની પ્રધાન શ્રદ્ધા ભક્તિનું પાત્ર ગણાય છે, તેમનું સ્થાન ઋગ્વેદની દેવસભામાં અપ્રધાન હોઇ, તેમની કાંઈ પણ ગણતરી નથી. વૈદિક ઉપાસનામાં તેમનું આહ્વાન જ થતું નથી, એમ કહીએ તો ચાલે. તો પછી હિંદુ ધર્મમાં શિવ અને ઉમા, શ્રી અને વિષ્ણુની કલ્પનાસમી મહીયસી કલ્પના આવી ક્યાંથી? સમસ્ત પુરાણો તેમના જ મહિમાથી ભરેલાં છે. હિંદુઓનાં શ્રેષ્ઠ ચિંતન અને દર્શન તેમના જ શ્રીચરણમાંથી પ્રગટેલાં છે. પુરાણવર્ણિત દેવકલ્પના અને દેવલીલા, વેદની પછીના પાછલા કોઈ એક યુગમાં એકાએક હિંદુના મગજમાંથી ઊગી નીકળી એવા અનુમાનના સમર્થનમાં કાંઇ પણ દલીલ મળતી નથી. અનેક સૈકાઓથી–વેદના સમયથી ( તેની પણ પહેલાંના વખતથી ) પુરાણની પ્રધાન દેવકહાણીઓ કોઇ ને કોઇ સ્વરૂપે વિદ્યમાન હતી, એમ લાગે છે. અલબત્ત, હિંદુ જાતિની કલ્પના અને દર્શનશક્તિના પ્રૌઢત્વની સાથે સાથે પાછળથી તે દેવકહાણીઓ સંપૂર્ણતા પ્રાપ્ત કરવા લાગી. કાવ્યસૌંદર્ય અને સત્યદર્શનના આલોક દ્વારા તે પ્રકાશિત બની. પૃથ્વીની માનવકલ્પના તથા ચિંતને ઈશ્વરની સત્તા અને સ્વરૂપને શબ્દ દ્વારા અને રૂપસૃષ્ટિ દ્વારા પ્રગટ કરવા યુગે યુગે જુદા જુદા દેશોમાં પ્રયાસ કરેલાં છે. કિંતુ શિવ અને ઉમા, શ્રી અને વિષ્ણુનાં પ્રતીકના આધારે મનુષ્યની કલ્પના તથા ચિંતને ભારતવર્ષમાં એટલી ગંભીર ભાવનાથી તથા એટલા વ્યાપક ભાવથી બ્રહ્મનું આહ્વાન કરી આપણને સહાય કરી છે કે, તેનો જોટો પૃથ્વીમાં બીજે ક્યાંય પણ મળવો મુશ્કેલ છે. જુદા જુદા ધર્મોની સામાન્ય તુલનાત્મક આલોચના કરનારને આ વાત કબૂલ કર્યા વગર ચાલશે નહિ.

શિવ અને ઉમા, શિવ અને શક્તિ, પુરુષ અને પ્રકૃતિ ભારતવર્ષમાં વેદરચિયતા આર્યોના આગમન પૂર્વે પણ વિરાજતાં હતાં, એટલું જ નહિ પણ તેનાં લિંગ અને ગૌરીપટ્ટમય પ્રતિકો પણ આર્યોના આગમનની પહેલાંના યુગમાં ભારતવર્ષમાં વિદ્યમાન હતાં, અને લોકો તેનું પૂજન કરતા હતા. આ વાતની સાબિતી દક્ષિણપંજાબમાં હરપ્પા અને સિંધુતીરના મોહેન–જોડેરાના ખોદકામ પરથી મળી આવી છે. તે ખોદકામમાં આર્યોના આગમનની પહેલાંના યુગની વિશાલ નગરીનાં સુબદ્ધ ધ્વંસાવશેષ મળી આવ્યાં છે. એ ઉપરથી નીકળતાં અનુમાનો પ્રમાણે, પુરાણની દેવકથાઓ તથા પૂજાવિધિ વગેરેનું મૂળ વેદની પણ પૂર્વેના યુગમાં સિંધુતીરે વસનાર લોકોની સંસ્કૃતિમાં પણ જણાઇ આવે છે; અને આજે કંઇક અર્વાચીન ગણાતી મૂર્તિપૂજા પણ યુગો પહેલાંના પ્રાગૈતિહાસિક કાળમાં પ્રચલિત હોવાનું અનુમાન થાય છે.

પુરાણમાં હર–પાર્વતીની જે લીલા પ્રગટ થયેલી છે, તેનું મૂળ એક રીતે જેમ આર્યોના મૂળગ્રંથ વેદમાંથી શોધી શકાય છે, તે જ રીતે બીજી રીતે તેનું મૂળ મોહેનજોડેરાના મૂળ રહીશોના ધર્મ તથા દેવાર્ચનારીતિમાંથી પણ પ્રાપ્ત થાય છે. દેવતાઓ સંબંધે જે ગંભીર

તત્ત્વપૂર્ણ કથાઓ પુરાણુમાં મળી આવે છે તેમાંની ઘણીખરી કંઇક અંશે આર્યોના આગમનના પૂર્વયુગની છે, તે સંબંધે કંઇ પણ સંદેહ જણાતો નથી, હિંદુ ધર્મની સૌથી મહાકથા છે "યોગ." તે યોગસાધનપદ્ધતિ પણ પ્રાગ્વૈદિક અનાર્યોની હતી. તે સંબંધી યથેષ્ટ આભાસ મોહેન–જોડેરાના ધ્વંસાવશેષમાંથી મળી આવ્યા છે. સૃષ્ટિપ્રકરણુ–ક્ષીરસાગરમાં શેષશાયી નારાયણુ, તેમના નાભીકમળમાં બ્રહ્માનું અધિષ્ઠાન, મધુકૈટભનો વધ વગેરે બાબતો; સાગરમંથન, દેવાસુરસંગ્રામ, શક્તિનો આવિર્ભાવ, દશ અવતારની કથા વગેરે કંઈ કંઈ કથાઓ છે. તે તમામનો ઇતિહાસની દૃષ્ટિએ પૂરતો વિચાર થયો નથી. કિંતુ એ બધી કથાઓ પહેલવહેલી વૈદિક જગતમાંથી પ્રાપ્ત થયેલી નથી. વેદબહિર્ભૂત અનાર્ય જગતમાં તેમાંની ઘણીખરી કથાઓ ઘડાયેલી છે.

દેવકથાઓની પેઠે ઇતિહાસકથા–પ્રાચીન રાજગણુનાં જીવનવૃત્તાંત અને કીર્તિકથાઓ જે પુરાણોમાં અને રામાયણુ–મહાભારતમાં રક્ષાયેલી છે તે ઇતિહાસકથાઓ પણ કંઇક અંશે આર્યેતર જાતિની છે, એવો મત પણ પ્રચારમાં છે. પ્રાચીન રાજાઓ અથવા ક્ષત્રિય જાતિમાં પ્રચલિત રીતિનીતિ તથા ઇતિહાસકથાઓ મોટે ભાગે અનાર્ય જાતિનાં જ રીતિનીતિ તથા ઇતિહાસકથાઓ છે, એવી જાતનું અનુમાન પણ કરવામાં આવે છે.

ભારતના પુરાણોની ધારા આર્ય અને અનાર્ય ઉભય જાતિના દેવતાવાદ અને ઇતિહાસને અવલંબીને વહે છે. પુરાણુની મૂળકથાઓ આંશિક ભાવે પ્રાગ્વૈદિક ભારતમાં પ્રચલિત દેવકથાઓ અને રાજકથાઓમાંથી ઊતરી આવેલી છે. આર્ય અને અનાર્ય જાતિના મિલનથી હિંદુ ધર્મનો ઉદ્ભવ થયો. તેની સાથેસાથે અનાર્ય પુરાણો પણ આર્ય ભાષામાં ગ્રથિત થવા લાગ્યાં. કયાંક કયાંક સંસ્કૃત ને કયાંક પ્રાકૃતમાં. છેવટે ગુપ્તવંશના સમ્રાટોના રાજ્યકાળમાં વ્યાસજીના નામની સાથે પુરાણુકથાઓને જડી દેવામાં આવી. એ રીતે રામાયણુ મહાભારતના રૂપમાં પુરાણોનું છેવટનું સંસ્કૃત રૂપ હિંદુ જનોમાં પ્રતિષ્ઠિત થયું.

પુરાણોને સંસ્કૃત રૂપ દેવાની આવશ્યકતા હતી. તે સિવાય તેનો સમગ્ર ભારતમાં પ્રચાર થઇ શકે તેમ ન હતું. કારણુ, સંસ્કૃત ભાષા વડે જ હિંદુભારતને એક સૂત્રે બાંધી બ્રાહ્મણુધર્મે, ભિન્ન ભિન્ન નાના પ્રદેશોમાંથી એક અખંડ દેશ બનાવ્યો હતો. સંસ્કૃત રૂપ પ્રાપ્ત થયા પછી એ કથાઓમાં વધઘટ થવાની સંભાવના પણ ઓછી થઇ ગઇ. પરંતુ સંસ્કૃત રૂપ હતું પંડિતોની આલોચના માટે પુરાણુની પ્રાચીન કહાણીઓ દેશભાષામાં પણ જનસમાજ મધ્યે પ્રચલિત હતી. દાખલા તરીકે પ્રાકૃતમાં, અત્યારે જેમ નિરક્ષર ખેડૂત અથવા મજૂર કિંવા મોટા ઘરની અશિક્ષિત વ્યક્તિ ગુજરાતી, બંગાળી કે હિંદી વા તામીલ ભાષામાં પણ પુરાણોની વાતો સાંભળે છે ને શીખે છે તથા તેમાંથી જીવનના એક રસાયનનો સંગ્રહ કરે છે, તે રીતે તે વખતે પણ થતું હતું. પ્રાકૃતમાં, પ્રાચીન તામીલ વા પ્રાચીન કાનડી ભાષામાં એ જાતની પુરાણુકથાઓ પ્રચલિત હોવાનું પ્રમાણુ મળી આવે છે. ભારતનો જનગણુ પુરાણુ તથા રામાયણુ મહાભારત સાથેનો પોતાનો જીવંત સંબંધ કદાપિ ગુમાવી બેઠો નથી. અઢાર પુરાણુ, રામાયણુ ને મહાભારતની કથા સાંભળવાથી માણસ રૌરવ નરકમાં પડે છે, એવી જાતની ઉક્તિ અર્વાચીન કાળના ઇતિહાસના અનભિજ્ઞ કયા મૂર્ખે પ્રચલિત કરી છે તે સમજાતું નથી.

પ્રાચીનકાળમાં સંસ્કૃતેતર પુરાણુ લોકભાષામાં હતાં, તે વાત આપણી આધુનિક આર્ય અને દ્રાવિડ ભાષામાં પુરાણુ અને ઇતિહાસનાં પાત્રોનાં નામનાં કેટલાંક રૂપ મળી આવે છે તે પરથી સમજાય છે. આજથી દોઢહજાર વર્ષ પહેલાં બંગાળી ભાષા બોલનાર લોકો, સંસ્કૃત શબ્દ 'કૃષ્ણુ' 'રાધિકા' 'અભિમન્યુ' વગેરેનું પ્રાકૃત રૂપ "કનહ" "રાહિઆ" "અહિવન્ન" વગેરે બોલતા હતા; એટલું જ નહિ પણુ આજે પણુ એ પ્રાકૃત પદોનાં "કાનહ" "રાહી" "આઇરન" વગેરે રૂપ પ્રાચીન બંગાળી પુસ્તકોમાં મળી આવે છે ગુજરાતીમાં આજેય 'કૃષ્ણુ' શબ્દનું "કહાન" રૂપ પ્રચલિત છે. એ પ્રમાણે કેટલાંયે પ્રાકૃત રૂપો પાછલા વખતમાં સંસ્કૃત રૂપો દ્વારા વિતાડિત થયાં છે તેની ગણુતરી પણુ થઇ શકે નહિ. એ જ કારણુથી ઉત્તરભારતમાં હિંદીમાં "સીતા" શબ્દનું રૂપ હાલ પણુ "સીય" બોલાય છે. લક્ષ્મણુનું રૂપ "લખન" તથા પ્રાચીન હિંદીમાં રામનું એક પ્રાકૃત રૂપ "રાઉ" હતું તે પણુ આ વાતને ટેકો આપે છે. તામીલમાં પ્રાચીનકાળથી જ પ્રધાન પૌરાણિક દેવતાઓનાં વિશુદ્ધ દ્રાવિડ નામ પ્રાપ્ત થાય છેઃ–"માલ" અર્થાત્ વિષ્ણુ, "પૈરુમાલ" અથવા મહાવિષ્ણુ, "અયન" અર્થાત્ બ્રહ્મા વગેરે. 'શિવન' કે 'શિવ' શબ્દને પણુ કોઇ કોઇ દ્રાવિડ ભાષાનો શબ્દ માને છે. ઉમાનું એક તામીલ નામ "કોરવૈ" છે. ગણેશ "પિલ્લૈયાર" રૂપે પૂજાય છે, તથા કાર્તિકેય તામીલ દેશમાં "મગન" નામે લોકપ્રિય દેવતા ગણાય છે.

કેટલાંક પ્રમાણોથી એમ જણાય છે કે આપણામાં હાલ પ્રચલિત સંસ્કૃત પુરાણો અને ઇતિહાસ આદિમ યુગમાં પ્રાચીન ભારતવર્ષમાં ન હતાં. પ્રાચીન આર્ય યુગમાં જે પુરાણુ હતાં તે કેટલાંક વૈદિક ભાષામાં તથા કેટલાંક જુદી જુદી અનાર્ય ભાષામાં દેવકથાઓ અને રાજકથાઓરૂપે હતાં. તે પછીના કાળમાં પુરાણુકથાઓ પ્રાકૃત અને પ્રાચીન તામીલ વગેરે દ્રાવિડ ભાષામાં હતી. ઘણું કરીને સંસ્કૃત પુરાણોથી સ્વતંત્ર પુરાણુકથાઓ પ્રાચીન બંગાળી વગેરે ભાષામાં પણુ વિદ્યમાન હતી. પુરાણુ લાંબા વખત સુધી ભારતના જનસમાજનાં સાહિત્ય, ભાષાસાહિત્ય ને લોકસાહિત્ય હતાં. લોકસાહિત્ય તરીકે તેમને પરિમાર્જિત કરી લેવાની આવશ્યકતા હતી. પંડિતોએ આખ્યાનોને જેમ બને તેમ સંસ્કૃત કરી લીધાં છે, ને પુરાણુ નામે ગ્રંથસ્વરૂપે ગ્રથિત કરેલાં છે. એ પ્રમાણે થયેલા સંસ્કૃતીકરણુને લીધે તથા સાર્થ સાર્થ બ્રાહ્મણુધર્મનાં ચિંતન, દર્શન અને કલ્પના દ્વારા ઉન્નત થવાને લીધે તથા પ્રમાણુરૂપ ગ્રંથોમાં ગ્રથિત થવાને લીધે, એ કથાઓની પ્રસિદ્ધિ અને મહત્ત્વ વધી ગયાં છે. કિંતુ સંસ્કૃત અઢાર પુરાણોમાં અને બીજાં ઉપપુરાણોમાં ન ગુંથાએલી એવી બીજી સેંકડો પુરાણુકથાઓ અત્યારે પણુ વિદ્યમાન છે. તેવી કથાઓમાંની કેટલીક તદ્દન જુદા જ પ્રકારની નવીન દેવકથાઓ છે, તથા કેટલીક સંસ્કૃત પુરાણુ–ઇતિહાસમાં ગ્રથિત થયેલી આખ્યાયિકાઓને મળતી આખ્યાયિકાઓરૂપે છે. કદાચ તે આખ્યાયિકાઓ પણુ સંસ્કૃત રૂપ ધરી વ્યાસદેવના નામની છાપ પામી પુરાણુરૂપે પ્રસિદ્ધ થઇ ચૂકી હોત. પરંતુ ઉત્તરભારત, વિદેશીય તુર્કમુસલમાનોએ જીત્યા પછી તથા તે પછી મુસલમાનીકૃત ઉત્તરભારત દ્વારા દક્ષિણુભારત જીતાયા પછી, દેશમાં એવી અરાજકતા અને ધ્વંસની તાંડવલીલા ચાલી કે તેને લીધે બ્રાહ્મણો આ વિષય પર જોઇતું ધ્યાન આપી શકયા નહિ. વળી કેન્દ્રીભૂત હિંદુરાજશકિત અને બ્રાહ્મણુશકિતના અભાવે નૂતન પુરાણો પ્રામાણિક ગ્રંથો તરીકે સ્વીકૃત થયાં નહિ. એ નવાં પુરાણોની કથાઓ

અને ઉપદેશ નાના નાના પ્રદેશમાં જ પ્રચલિત રહ્યાં. દક્ષિણમાં લગભગ દરેક મોટાં મોટાં તીર્થસ્થળના અધિષ્ઠાતા દેવતાઓની લીલાને અવલંબીને ઘણાં 'સ્થલપુરાણ' અથવા 'માહાત્મ્ય' રચાયેલાં છે. તે બધાં મનોહર શૈલિની દૃષ્ટિએ અથવા પ્રાચીનત્વની દૃષ્ટિએ, સાધારણ પુરાણ-કથાઓ કરતાં કોઈ પણ રીતે ઊતરતાં નથી. છતાં પણ ગયાખંડ, કાશીખંડ, જગન્નાથ માહાત્મ્ય વગેરેની પેઠે તે સર્વજનસ્વીકૃત પુરાણોમાં સ્થાન પામ્યાં નથી. બંગાળ દેશનું મંગળ કાવ્ય પણ પુરાણ જ છે. કિંતુ મનસા-મંગળની સતી બેહુલાની કથા સંસ્કૃતમાં ગ્રથિત ન થવાથી અને પુરાણોની 'પદવી' ન પ્રાપ્ત કરી શકવાથી જ બંગાળી ભાષામાં અને બંગાળા પ્રાંતમાં જ સીમાબદ્ધ બની રહી. વળી ગોપીચંદ રાજાની કથા સંસ્કૃતમાં ગ્રથિત ન થઈ, છતાં પણ ભારતના તમામ પ્રાંતોમાં સાધારણ જનસમૂહમાં તે પ્રચલિત છે. ગુજરાત તથા બીજા પ્રાંતમાં પ્રચલિત વ્રતકથાઓ પણ પુરાણપદવી પામ્યા વગરની પુરાણ-કથાઓ છે; અને તેમાં આજ યુગો સુધી પણ દ્રાવિડ સંસ્કારની તથા પૂજા-અર્ચનની છાપ જણાઈ આવે છે. ભારતના કેટલાક પ્રાંતોની પ્રાચીન ભાષાઓમાં વાલ્મીકિ રામાયણથી કોઈ કોઈ સ્વતંત્ર કથાભાગવાળા રામાયણના ગ્રંથો પણ છે. જાવાના રામાયણમાં વાલ્મીકિ રામાયણથી કેટલીક સ્વતંત્ર કથાઓ મળી આવે છે. ગુજરાતના નિરક્ષર જનસમૂહમાં આજે પણ શિવપાર્વતીની અનેક લોકકથાઓ પ્રચલિત છે જે પુરાણકથાઓથી સ્વતંત્ર લાગે છે. પરંતુ તેના જ જેવી બીજી કથાઓ સુસંસ્કૃત પુરાણોમાં ગ્રથિત થયેલી છે.

ઘણે સ્થળે આવું જોવામાં આવે છે કે, કોઈપણ દેવલીલાનો કોઈ પણ વિશેષ અંશ કે અંગ તે લીલાવિષયક પ્રાચીન પુરાણગ્રંથમાં હોતો નથી, છતાં તેની લીલા પાછલા યુગની ભાષાના કોઈ કાવ્ય કે આખ્યાનમાં મળી આવે છે. આમ થવાનાં બે કારણ હોઇ શકેઃ (૧) પ્રાચીન પુરાણમાં ન દાખલ થયેલો તે દેવલીલાનો અંશ અથવા ભાગ પાછળના વખતમાં કલ્પિત ઊભો થયો હોય; અથવા (૨) પ્રાચીન પુરાણમાં કોઈ પણ કારણે અગ્રાહ્ય થયેલી લોકકથા લોકમુખે પ્રચાર પામી ભાષા પુસ્તકમાં પ્રથમ સ્થાન પામી હોય. ઉદાહરણ તરીકે પ્રાચીન પુરાણમાં શ્રીકૃષ્ણલીલાના દાનખંડ તથા નૌકાખંડનો ઉલ્લેખ નથી. શ્રી રાધાના અસ્તિત્વ સંબંધી શ્રીમદ્‌ભાગવત જેવા ગ્રંથમાં સ્પષ્ટ ઉલ્લેખ નથી છતાં હિંદી બંગાળી તથા ભારતના બીજા પ્રાંતોનાં કાવ્યોમાં દાનખંડ તથા નૌકાખંડ શ્રીકૃષ્ણલીલાના અંશ તરીકે સ્વીકૃત થયેલા છે. વળી પાછલા વખતનાં કાવ્યોમાં તો રાધા વગરના શ્રીકૃષ્ણની કલ્પના જ મળી આવતી નથી. બંગાળામાં પ્રચલિત 'શિવાયન 'માં પણ સંસ્કૃત પુરાણોથી ભિન્ન એવી-અર્વાચીન યુગમાં બંગાળી હિંદુ જાતિએ ગ્રહણ કરેલી-શિવવિષયક કેટલીક કથાઓ મળી આવે છે.

આ રીતે ભારતનાં ધર્મ, ચિંતન અને રસસૃષ્ટિની પ્રાચીનતમ ધારા, ભારતીય સાહિત્ય, શિલ્પ, સંગીત વગેરેની ચિરંતન અનુપ્રાણના, અને નૈતિક અને આધ્યાત્મિક જીવનના ઉત્કર્ષવિધાનમાં ભારતનાં નરનારીઓના ચીરસહચર પુરાણગ્રંથો પ્રત્યેક શિક્ષિત ભારતવાસીની આલોચનાને પાત્ર છે. પુરાણ અને ઇતિહાસકથાઓ ભારતના ઋષિવરોની વાણી સકળ જનને માટે સરળ કરી શકે છે. ગભીરતમ આધ્યાત્મિક સત્યને રૂપક વડે સુલભ કરી મૂકે છે, ભારતની બહાર જ્યાં જ્યાં ભારતની સંસ્કૃતિ પ્રસરેલી છે ત્યાં ત્યાં ભારતની પુરાણકથાઓ પણ પહોંચી છે.

શક જાતિના કુશન સમ્રાટો ( કનિષ્ક વગેરે ) ની મુદ્રામાં 'ઉગ્ર', 'અહીશ', 'મહાદેવ', નામથી શિવની મૂર્તિ, 'વાત' નામથી વાયુની મૂર્તિ, 'સ્કંદ,' 'કુમાર,' 'મહાસેન' નામથી કાર્ત્તિકેયની મૂર્તિ ચીતરેલી દેખાય છે. કુશન સામ્રાજ્ય મધ્ય એશિયા પર્યંત પ્રસરેલું હતું. તેથી એ તમામ પૌરાણિક દેવતાઓ સંબંધી તથા કદાચ તેઓની પુરાણ-ગ્રથિત લીલા-કથાઓ સંબંધી પણ મધ્ય એશિયાના લોકો થોડા ઘણા પરિચિત હતા. કુશન સમ્રાટોના પછીના કાલનાં પંચમુખ વૃષભવાહન શિવનાં, હરપાર્વતીનાં અને ઇંદ્રનાં ચિત્રો મધ્ય-એશિયામાં મળી આવ્યાં છે. ગણેશ અને સરસ્વતી ચીન અને જાપાનમાં આજ પણ પૂજાય છે. મધ્ય એશિયાના લોકો તથા ચીન, કોરિયા અને જાપાનના રહીશો ભારતના બ્રાહ્મણો અને ઋષિઓની કથા સારી પેઠે જાણતા હતા. જટાજુટધારી દીર્ઘશ્મશ્રુ બ્રાહ્મણ અને ઋષિઓનાં અનેક ચિત્રો મધ્ય એશિયામાં, ચીનમાં અને જાપાનમાં ( તે વખતના શિલ્પીઓના હસ્તે અંકાયેલાં ) મળી આવ્યાં છે. મધ્ય એશિયા, ચીન અને જાપાનમાં બૌદ્ધ પ્રભાવ અધિકાંશ પ્રસર્યો હતો. તેથી જાતક અવદાન વગેરે બૌદ્ધ પુરાણ એ દેશમાં આદરણીય થયાં હશે. બ્રાહ્મણાનુમોદિત ઇતિહાસ અને પુરાણ ત્યાં આદર પામ્યાં નથી. તથાપિ બૌદ્ધ અને બ્રાહ્મણધર્મ બંનેના દેવતાવાદમાં એક પ્રકારની સામાન્ય એકતા છે. તે ઐક્યના કારણથી આપણને સુપરિચિત એવી અનેક પૌરાણિક કથાઓ ચીન અને જાપાનમાં બૌદ્ધ ધર્મની સાથે સાથે પ્રસરેલી છે.

કિંતુ દક્ષિણ-પૂર્વ એશિયામાં ભારતનાં પુરાણ અર્થાત્ બ્રાહ્મણાનુમોદિત પુરાણ એકી-વારે દિગ્વિજય કરી તે દેશના લોકોનાં ચિત્તમાં અધિકાર જમાવી બેઠાં છે. ઇન્ડોચીન નામના પ્રદેશમાં-અર્થાત્ સુવર્ણભૂમિ કે દક્ષિણ બર્મા, બ્રહ્મદેશ કે ઉત્તર અને મધ્યબર્મા, દ્વારાવતી વા દક્ષિણ શ્યામ, કંબોજ, કોચીન તથા શ્યામ રાષ્ટ્ર વગેરે કેટલાક દેશોમાં તથા ઇન્ડોનેશિયા અથવા દ્વીપમય ભારતમાં અર્થાત્ મલાયા, સુમાત્રા, જાવા, બલીદ્વીપ, બોર્નીઓ વગેરે સ્થાને ભારતની પુરાણકથા તથા રામાયણ મહાભારતને સ્થાન મળેલું છે. બર્મા શ્યામ અને કંબોજના લોકો હાલમાં બૌદ્ધ છે. મલાયા, સુમાત્રા અને જાવાના લોકો હાલ મુસલમાન ધર્મના છે. કેવળ માત્ર ક્ષુદ્ર બલીદ્વીપના લોકો મિશ્ર બ્રાહ્મણ અને બૌદ્ધ ધર્મ પાળે છે. તથાપિ એ બધાં સ્થાનોમાં રામાયણ મહાભારત તથા આપણી અનેક પૌરાણિક કથાઓ, જે રીતે ભારતવર્ષના હિંદુઓમાં આદરણીય ગણાય છે તેવી જ રીતે ત્યાં પણ ગણાય છે. વળી ઇન્ડોનેશિયા વા દ્વીપમય ભારતમાં તો તેનો ભારતવર્ષ કરતા યે અધિક આદર થતો હોય એમ લાગે છે. ભારતની પેઠે એ બધા દેશનાં ભાસ્કર્ય શિલ્પને આપણા ઇતિહાસ અને પુરાણોએ જ પુષ્ટિ આપી છે. રામાયણ મહાભારત કે તેને અવલંબીને રચેલા કાવ્ય અને નાટકના ગ્રંથો બાદ કરીએ તો જાવા શ્યામ અને કંબોજ તથા બર્માના સાહિત્યમાંથી મોટો ભાગ નીકળી જાય. જાવા, કંબોજ વગેરે સ્થાનોનાં વિશાળ મંદિરોની દીવાલો પર રામાયણ મહાભારતની બૃહત્ ચિત્રાવળીઓ નજરે પડે છે, તે જોતાંની સાથે જ ભારતીય શિલ્પકલાનું ગૌરવ યાદ આવે છે. હાલ પણ ત્યાંનાં લોકપ્રિય નાટકો પૈકીનાં ઘણાંની કથા-વસ્તુ રામાયણ મહાભારત તેમ જ પૌરાણિક આખ્યાનોમાંથી ઘટાવેલી છે. શ્યામ, કંબોજ અને જાવા વગેરે સ્થાનોમાં રામાયણ, મહાભારત અને પુરાણકથાઓના આધારે અભિનવ છાયાનાટ્ય સરજાયાં છે અને પોષાયાં છે. *

જેઠાલાલ ત્રિવેદી

## 'સ્થપતિને—'

૧

ભલા સ્થપતિ ! લે હવે
ચલાવ વિધિ—ટાંકણું,
ઘટાવ ઘડી કર્તિ—
વિરૂપ કદી હોઉં તો.
ઘન—પ્રહરણે કરી—
સુયોગ્ય જગ—વાસ્તુમાં
રચાય ત્યમ ગોઠવી
યથેચ્છ મૂકજે શિલા.

૨

રહું તળગટે: અહા !
ચુમું ચરણ—ધૂલિ જે—
પવિત્ર જગ—ભક્તની—
ધરું શિર પરે વળી.
પ્રવેશ—પથ નો ઉભો
ધરું વિવૃત—બારણું
અજાણ સહુને રહું,
વળી અટલ સેવના.

૩

ચડું તકતીં મૂકવા
ઘડી નિશિત ટાંકણે
છું હે કલ ન કોતરી:
તથાપિ બહુ રમ્ય એ.
ભવિષ્ય—જગને કહું
કથા અટલ—ભૂતની;
બતાવી નવ—માર્ગ કૈં
ખવાઉં શરદ: શતે.

૪

દટાઉં જગ—મંદિરે
પ્રખાત તલ—પાયમાં
તમા ન, વસું વા શિરે—
અધ: શકલના બધે.

પ્રતાપરાય પ્ર. પંડ્યા

# ઢોલામારુની મૂળ કથા

[ રાજસ્થાની ભાષાનું એક પ્રાચીન પ્રેમગાથાત્મક ગીતિ-કાવ્ય ]

ગીતિકાવ્યો Balladsના સંબંધમાં સ્કૉટિશ કવિ અને આલોચક ફ્લેચરે ( Fletcher) કહ્યું છે કે:

"Give me the making of the Ballads of a nation and I care not who has the making of the Laws."

"જો હું કોઈ પણ પ્રજાનાં ગીતિકાવ્યો રચી શકું તો તે પ્રજાના કાયદા કોણ બનાવે છે એની મને પરવા નથી."

વાસ્તવિક રીતે વાત પણ સાચી છે. ઈંગ્લેન્ડ સ્કૉટલેન્ડ, આયર્લૅન્ડ, ફ્રાન્સ, જર્મની આદિ પાશ્ચાત્ય દેશોના સાહિત્યની તપાસ કરવામાં આવે તો જણાશે કે એ દેશોએ પોતાના પ્રાચીન ગાથાસાહિત્યની પ્રાણપણે પણ રક્ષા કરી છે. એ જ એમની જાતીય શક્તિ, સામુહિક એક્તા અને રાજનૈતિક મહત્તાનું એક મોટું કારણ છે પાશ્ચાત્ય દેશોને પોતાના Beowulf, Authurian legends અને Border Balladsનો; Luciads, Nebulungenlied અને Kalmebનો જેટલો ગર્વ છે એટલો સાહિત્યક્ષેત્રની અન્ય કોઈ પ્રકારની મધ્યકાલીન અથવા અર્વાચીન રચનાનો નથી. પરંતુ ભારતવર્ષને પોતાની સદીઓની અનિશ્ચિત રાજનૈતિક પરિસ્થિતિમાંથી ફુરસદ જ ન મળી એટલે એવા પ્રકારના પ્રાચીન સાહિત્યની રક્ષાનો ઉપાય કોને સૂઝે?

ભારતવર્ષમાં રાજસ્થાની ડિંગલ ભાષાનું સાહિત્ય આવા પ્રકારનાં પ્રાચીન ગીતો અને ગાથાકાવ્યોથી ભરપૂર છે. એમાંના એકનો પરિચય આ લેખમાં આપવામાં આવ્યો છે. એ પ્રેમગાથાત્મક ગીતિકાવ્યનું નામ 'ઢોલા-મારૂરા દૂહા' પ્રાચીન કાળથી ચાલતું આવ્યું છે. એ પ્રેમગાથા બહુ જ જૂની છે અને એની ઘટનાઓનો સંગઠિત થવાનો સમય એના નિર્માણકાળથી કેટલીક સદીઓ પૂર્વેનો છે. વર્તમાન કાવ્યરૂપમાં એનું નિર્માણ વિક્રમની સોળમી સદીમાં થયું. એની ભાષાના સંબંધમાં બહુ મતભેદ છે. એના કેટલાક અંશોની ભાષા એટલી જૂની છે કે એમાં અપભ્રંશ ભાષાની સ્પષ્ટ છાપ દેખાઈ આવે છે. છતાંયે કેટલાક અંશ એવા પણ છે કે જેમાં ભાષાનું બહુ જ નજીકનું વર્તમાન રૂપ જણાય છે. આ ભાષાવિભિન્નતાનું કારણ એ હોઈ શકે છે કે એ એક પ્રાચીન કાળથી ચાલતી આવેલી એક પ્રેમગાથા છે, જે લોકસ્મૃતિદ્વારા રક્ષિત થઈ ગીતરૂપે-ગવાતી આવી છે. ઉત્તરી ભારતવર્ષમાં લિપિનો પ્રચાર થતાં લોકોએ આ પ્રેમગાથાને તેના અંતિમ રૂપમાં લખી લીધી અને ત્યારથી એ સ્થાયી બની. પરંતુ અંતિમ રૂપમાં લખાયા પહેલાં અસંખ્ય ભાટ અને ચારણોના મુખે, સમયે સમયે અને શતાબ્દીએ શતાબ્દીએ એની ભાષા, ભાવ અને વર્ણનશૈલીમાં જે પરિવર્તન થયું છે એનો સાચો ઇતિહાસ કોણ બતાવી શકે

છે ? સંસારનાં સર્વે પ્રાચીન સાહિત્યોમાં વીરકાવ્યો, ગીતિકાવ્યો અને પરંપરાગત પ્રેમ-ગાથાઓની એ જ દશા રહી છે. સત્ય તો એ છે કે સાચી કવિતા, માનવપ્રકૃતિનું સાચું ચિત્ર, પ્રેમ અને ઘૃણા, ભય અને આશંકા, આશ્ચર્ય અને વિસ્મય, ભક્તિ અને શ્રદ્ધા–આ સહુ ભાવનાઓનો અભિનય આપણે આ જ પૂર્વૈતિહાસિક અને પ્રથાવિહીન ( Pre-historic and anti-classical ) લોકપ્રિય કાવ્યોમાં મળે છે. જ્યારથી માનવીએ પોતાની જાતને સંભાળી છે, જ્યારથી તે બુદ્ધિમત્તાનો ઢોંગ રચવા લાગ્યો છે અને બુદ્ધિમત્તાની ખુમારીમાં જ્યારથી એણે મગજ આગળ હૃદયનો તિરસ્કાર કરવાનું શ્રેયસ્કર માન્યું છે; ત્યારથી સાચી, હૃદયસ્પર્શી, નૈસર્ગિક કવિતાનો હ્રાસ થવા લાગ્યો છે; અને એને બદલે કૃત્રિમ અને ભાવશૂન્ય કવિતાનો પ્રાદુર્ભાવ થવા માંડ્યો છે. વિશાળ ગગનમાં સ્વચ્છંદ પાંખોને ફફડાવતી અને ગાતી, યથેચ્છ કડવાં મીઠાં ફળોનો સ્વાદ લેતી, અને વન્ય સરિતાઓનું જલપાન કરતી વનવનમાં વિચરણ કરનારી મનમોહક ચકલીના સંગીતમાં અને સુવર્ણપિંજરમાં જકડાયેલી, પોતાની ઇચ્છા વિરુદ્ધ ઉત્તમોત્તમ પદાર્થોનો ભોગ કરતી, પોતાના માલિકના રટાવેલા કોઈ શબ્દોને રટતી ચકલીમાં જેટલું અંતર છે, એટલું જ આ કવિતા અને અર્વાચીન કાળની પ્રથાબદ્ધ કવિતામાં છે.

ઢોલા–મારુના કાવ્યની કથા સંક્ષેપમાં નીચે પ્રમાણે છે:

એક સમયે પૂગલ દેશ ( બિકાનેર રાજ્યનો એક ભાગ )માં પિંગલ રાજા રાજ્ય કરતો હતો, અને નરવર દેશમાં નળરાજા રાજ્ય કરતો હતો. પિંગલને ત્યાં એક કન્યા થઈ એનું નામ મારુવણી હતું. નળના પુત્રનું નામ ઢોલા ( સાલ્હકુમાર ) હતું. એક વર્ષ વરસાદ ન થવાના કારણે પિંગલ કેટલોક સમય પુષ્કરમાં જઈને રહ્યો. આ તરફ રાજા નલ પણ તીર્થાટન કરતો ત્યાં આવી ચઢ્યો. બંને વચ્ચે મૈત્રી બંધાતાં એકની પુત્રીનું લગ્ન બીજાના પુત્રની સાથે કરવામાં આવ્યું. એ વખતે ઢોલાની ઉંમર ત્રણ વર્ષની અને મારુવણીની દોઢ વર્ષની હતી. શરદાગમન થતાં બંને રાજા પોતપોતાના કુટુંબસહિત પોતાનાં રાજ્યમાં પાછા ફર્યા. મારુવણીની ઉંમર બહુ જ નાની હોવાને લીધે પિંગલે એને એ સમયે સાસરે ન મોકલી. આ ગાળામાં કેટલાંક વર્ષ વીતી ગયાં. રાજા નળે પૂગલદેશ બહુ દૂર હોવાને લીધે ઢોલાનું બીજું લગ્ન માળવાના રાજાની માલવણી સાથે કરી દીધું, અને એના પૂર્વલગ્નની વાત છુપાવી રાખી. આ તરફ મારુવણી મોટી થતાં એના પિતા પિંગલે ઢોલાને બોલાવવાને કેટલાયે દૂત મોકલ્યા, પરંતુ માલવણીએ શોક્યઈર્ષ્યાવશ થઈ પૂગલ અને નરવરના માર્ગ પર એવો પ્રબંધ કરી રાખ્યો હતો કે દૂત ઢોલાની પાસે સંદેશો લઈને પહોંચે તે પહેલાં જ એને મારી નાખવામાં આવતો. મારુવણી હવે યુવતી થઈ હતી. એક દિવસે એણે સ્વપ્નમાં ઢોલાને જોયો; એની વિરહપીડા જાગી. એ અરસામાં નરવરથી ઘોડાનો એક સોદાગર પૂગલમાં આવ્યો. એણે ઢોલાના બીજા લગ્નની વાત પિંગલને કહી સંભળાવી. મારુવણીએ પણ એ સાંભળી. વિરહદુઃખથી સંતપ્ત બની તે વિક્ષિપ્તની માફક કુરજ ( મરુસ્થલમાંનું એક પ્રકારનું પક્ષી: કુંજ પક્ષી ) અને કાગડાઓને ઢોલાની પાસે પોતાનો પ્રેમસંદેશ લઈ જવા માટે પ્રાર્થના કરવા લાગી. અંતે સૌની સલાહથી માલવણીના ષડ્યંત્રથી બચવાની યોગ્યતા ધરાવનાર એક ઢાઢીને સંદેશો આપીને મારુવણીએ મોકલ્યો. માર્ગમાં ઢાઢીએ પોતાના સંગીત દ્વારા માલવણીના માણસોને પ્રસન્ન કર્યા, અને તેને નિષ્પાપ યાચક સમજી જવા દીધો.

ઢોલાના મહેલની નીચે જઇને ઢાઢીએ રાતભર આશયગર્ભિત ગીતોમાં મારુવણીના પ્રેમસંદેશ ઢોલાને સંભળાવ્યો. ઢોલાએ પ્રાતઃકાળ થતાં જ એને બોલાવી મંગાવ્યો અને બધી વિગત જાણી, એને પ્રત્યુત્તર અને ઇનામ આપી વિદાય કર્યો. હવે તો ઢોલાના દિલમાં ઉત્કંઠા અને વ્યગ્રતા વ્યાપી ગઈ. માલવણીએ ચતુરતાપૂર્વક પતિના દિલની વાત જાણી લીધી. ઢોલાએ મારુવણીને તેડી લાવવાની ઇચ્છા પ્રકટ કરી; પરંતુ માલવણીએ એક વર્ષ સુધી તો અનુનય-વિનય કરીને ઢોલાને રોકી રાખ્યો. અંતે શરદ્‌ઋતુની એક અધરાતે સૂતેલી માલવણીને છોડીને ઢોલો ચૂપકાથી એક તેજ ગતિવાળા ઊંટ પર સવાર થઇ પૂગલ તરફ ચાલી નીકળ્યો. પ્રસ્થાન કરતી વખતે ઊંટનો બલબલાહટ સાંભળીને માલવણી જાગી ઊઠી, અને ઢોલાને ન જોતાં દુઃખી થઈ. પાછળથી પોતાના પોપટને સમજાવીને મોકલ્યો. પોપટે ચંદેરી અને ખૂંદીની વચ્ચે એક તળાવ પર ઢોલાને દાતણ કરતો જોયો અને એને કહ્યું કે તેના વિરહમાં માલવણી મરણ પામી હતી. ઢોલો સમજી ગયો હતો અને તેથી તેણે ઉત્તરમાં કહ્યું કે તું જઈને એની અંત્યેષ્ટી કરી દે. પોપટ પાછો ફર્યો. માલવણી નિરાશ થઈ ગઈ. માર્ગમાં ઢોલાને ઊમર સૂમરા નામના એક ભારી સરદારનો ચારણ મળ્યો, જે ઊમર તરફથી મારુવણીની સાથે પુનર્વિવાહ કરવાનો પ્રસ્તાવ લઈ રાજા પિંગલની પાસે ગયો હતો અને હતાશ થઇને પાછો ફરી રહ્યો હતો. ઢોલાએ પૂછતાં, ચારણે ઈર્ષ્યાવશ કહ્યું કે મારુવણી તો હવે વૃદ્ધા બની ગઈ છે. આ ઉત્તર સાંભળીને ઢોલાને ચિંતા અને વિરક્તિ થવા લાગી. પરંતુ થોડે દૂર આગળ જતાં વીસૂ નામનો બીજો ચારણ મળ્યો, જેણે મારુવણીની સાચી ખબર આપી ઢોલાને ચિંતામુક્ત કર્યો. પછી ઢોલો પૂગલદેશ પહોંચ્યો. સાસરામાં એનો સત્કાર થયોઃ આનંદ વર્તાઈ રહ્યો. પિંગલે ખૂબ આનંદ ઉત્સવ માન્યો. મારુવણીના હર્ષનો પાર ન રહ્યો. સુકાઈ ગયેલી વલ્લરી યથાસમયે વર્ષા-જલની પ્રાપ્તિ થતાં પુનઃ ખીલી ઊઠે છે, તેવી રીતે મારુવણી પણ પુનર્જીવિત થઈ. કેટલાક દિવસ સુધી આનંદ ભોગવી, મોટી દહેજ, ધન, દાસ-દાસી લઈને મારુવણી સહિત ઢોલો નરવરને પન્થે પળ્યો. માર્ગમાં એક વિશ્રામ સ્થાનમાં સૂતેલી મારુવણીને પીવણા સાપે (રાજસ્થાનનો એક જાતનો ઝેરી સાપ) દંશ દીધો. સવારે જાગતાં ઢોલાએ મારુવણીને મૃતસ્થિતિમાં જોઈ. તે વિલાપ કરવા લાગ્યો, અને ચિતા ખડકી પ્રિયાની સાથે બળી મરવાને તત્પર થયો. જે સમયે ચિતાપ્રવેશની તૈયારી થઈ રહી હતી, તે સમયે યોગી અને યોગિનીના વેશમાં શિવ-પાર્વતી એ માર્ગે થઈને નીકળ્યાં. યોગિનીના આગ્રહથી યોગીએ મારુવણીને પુનઃ જીવિત કરી. ઢોલો એથી પ્રસન્ન થયો અને આગળ ચાલ્યો. આ દરમ્યાન ઢોલાના પાછા ફરવાની ખબર દુષ્ટ ઊમર સરદારને પડી ચૂકી હતી. મારુવણીને છીનવી લેવાની ઈચ્છાથી તે ફોજ સહિત વચમાં આવી ઊભો. ઢોલાને મળતાં એણે કપટપૂર્વક એનો ખૂબ સત્કાર કર્યો. ઢોલો એની દગાબાજીભરી વાતોમાં ફસાઈ-ત્યાં રોકાયો. ઊમરની સેનાની સાથે મારુવણીના પિયરની એક ડૂમણી (ગાયિકા) હતી. એણે ગાતાં ગાતાં ઈશારાથી મારુવણીને એ દગા અને ષડ્યંત્રની વાત સમજાવી દીધી. એ સમજીને મારુવણીએ પોતાના ઊંટને જોરથી માર્યું. ઊંટ વેગપૂર્વક ઊભું થયું. ઢોલો ઊંટને સંભાળવાને આવ્યો ત્યારે મારુવણીએ એને કાનમાં સમજાવી દીધું. મારુવણીને સાથે લઈને ઢોલો ઊંટ પર ચઢી બેઠો અને જોતજોતામાં કેટલાયે કોસ દૂર નીકળી ગયો. ઊમરે સેના સહિત એનો પીછો પકડ્યો, પરંતુ એને હતાશ બની પાછા ફરવું પડ્યું. ઢોલો મારુવણી

સાથે સકુશળ નરવર પહોંચી ગયો. એના પિતાએ ધામધૂમથી બંનેનું સ્વાગત કરીને મહેલમાં પ્રવેશ કરાવ્યો. માલવણીને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે એને ચિંતા અને ઈર્ષ્યા ઉપજ્યાં. મારુવણીના કહેવાથી ઢોલાએ માલવણીનો પણ આદર કર્યો. પછી ત્રણે આનંદપૂર્વક સુખથી રહેવા લાગ્યાં. એક દિવસ માલવણીએ પૂગલ દેશની અને મારુવણીએ માળવાની ખરાબી કરી. વેર વધી પડ્યું, પરંતુ ઢોલાએ બંનેને સમજાવીને ઝઘડાનો અંત આણ્યો.

"ઢોલા-મારુરા દૂહા" કાવ્યનું સંપાદન ૧૮ પ્રાચીન હસ્તલિખિત પ્રતોને આધારે કરવામાં આવ્યું છે; જે રાજસ્થાનનાં રાજ્યોના ભિન્ન ભિન્ન સ્થાનોમાંથી શોધીને પ્રાપ્ત કરવામાં આવી છે. એમાં પણ સૌથી પ્રાચીન બે પ્રતોના પાઠને વિશેષ પ્રામાણિક સમજીને આધારરૂપ ગણવામાં આવ્યો છે. એમાંથી એક તો જોધપુરની રાજકીય લાયબ્રેરીમાંથી મળેલી વિ. સં. ૧૬૬૬ કાર્તિક શુ. ૯ ને દિવસે લખેલ પ્રત છે, અને બીજી બિકાનેર દરબારની લાયબ્રેરીમાંથી પ્રાપ્ત થયેલ વિ. સં. ૧૭૩૦ માં લખાયેલી છે. આ બન્ને પ્રતો દૂહાવાળા પ્રાચીન રૂપમાં છે; સર્વે પ્રતો પર વિચાર કરતાં "ઢોલા મારુરા-દૂહા" ગ્રન્થના ત્રણ રૂપ મળી આવે છેઃ—

૧ અસલી દૂહાવાળું પ્રાચીન રૂપ-રાજસ્થાનમાં પ્રચલિત રૂપ એ જ છે.

૨ જૈન કવિ કુશલલાભના દૂહા અને ચોપાઈઓનું મિશ્રિત રૂપ. કુશલલાભે પ્રાચીન દૂહાની વચ્ચે કથાસૂત્રને મેળવીને બોધગમ્ય કરવાને માટે સં. ૧૬૧૭ ની લગભગમાં પોતાની ચોપાઈઓ દાખલ કરી હતી. કુશલલાભે પોતાના ગ્રન્થના આરંભમાં લખ્યું છે કેઃ

"દૂહા ઘણા પુરાણા અછૈ, ચૌપઈ બંધ કિયૌ મૈં પછૈ." આ રૂપ ગુજરાતની પ્રતોમાં અને જૈન ભંડારોની પ્રતોમાં મળી આવે છે.

૩ દૂહા, ચોપાઈ અને રાજસ્થાની ગદ્યમય રૂપ-એની પ્રતિઓ પણ કોઇ કોઈ સ્થળે મળી આવે છે. એ અર્વાચીન રૂપ છે.

## ઐતિહાસિક આધાર

"ઢોલા" નામ તો બહુ જૂનું છે, હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણમાં જે અપભ્રંશનાં ઉદાહરણ આપવામાં આવ્યાં છે એમાં ઢોલા શબ્દ આવે છે. હેમચંદ્રનો સમય વિક્રમની ૧૨મી સદી છે. ત્યાં ઢોલાનો અર્થ નાયક થાય છે. નાયકનું નામ "ઢોલા" શાથી પડ્યું એ નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી. સંભવ છે કે આ કથાના નાયકની સુપ્રસિદ્ધિથી નાયકનું કામ ઢોલા પડ્યું હોય. ઢોલાનો સમય વિ. સં. ૧૦૦૦ની લગભગમાં છે. તે કછવાહા વંશનો નરવરનો રાજા હતો. એનું નામ સાલ્હકુમાર હતું અને ઢોલા એના પ્રેમનું ઉપનામ હતું. ટૉડ રાજસ્થાનમાં ઢોલા અને તેના પિતા નળનું નામ આવે છે. ઢોલાની પછી કછવાહોએ પોતાનું રાજ્ય જયપુર (ઢૂંઢાડ)માં સ્થાપ્યું હતું. મુંતા નૈણસીની રાજસ્થાનની ખ્યાતમાં ઢોલાનો ઉલ્લેખ છે અને એમાં લખ્યું છે કે એને બે રાણીઓ હતીઃ એક માળવાની અને બીજી મારવાડની. મારવાડ અને માળવામાં એ સમયે પઁવારોનું રાજ્ય હતું. આ પ્રકારે મૂળ કથા ઐતિહાસિક છે. પરંતુ ઢોલા-મારુ એક પ્રેમગાથા છે. એની સર્વે વાતો ઐતિહાસિક ન હોઈ શકે.

કુશલલાભે પોતાના ગ્રંથમાં એક ભૂમિકા દાખલ કરી છે અને એમાં લખ્યું છે કે જાલૌર અને આબુના દેવડા રાજા સામંતસીની કન્યા ઊમાદેનું લગ્ન પૂગલના પઁવાર પિંગલ સાથે થયું હતું. અને તેને મારુવણી નામની કન્યા થઈ હતી. આ મારુવણીનું લગ્ન ઢોલાની સાથે

થયું. જાલૌરના સોનગરા સામંતસીના કેટલાક શિલાલેખ વિ. સં ૧૩૨૯ થી વિ. સં. ૧૩૫૪ સુધીના મળી આવ્યા છે. તે સમ્રાટ અલાઉદ્દીનનો સમકાલીન હતો. એ સમયે પૂગલમાં પિંગલ નામનો કોઈ રાજા હોવાનો ઉલ્લેખ મળી આવતો નથી, અને ઢોલાનું નરવરમાં હોવાનું પણ સિદ્ધ થતું નથી. આ ઇતિહાસવિરોધથી અનુમાન થાય છે કે કુશલલાભની ભૂમિકા અનૈતિહાસિક અને અવિશ્વસનીય છે. સૌથી પ્રાચીન રૂપ દૂહાવાળું રૂપ છે જેમાં ભૂમિકા નથી અને ઇતિહાસની પ્રામાણિકતાને માટે એ જ રૂપ વિશ્વાસજનક છે.

**ભાષા:** ભાષાની દૃષ્ટિએ પણ આ ગ્રન્થ મહત્ત્વપૂર્ણ છે. પૃથ્વીરાજ રાસો અને વિસલદેવ રાસોની ભાષામાં સાહિત્યિક રાજસ્થાનનું પ્રથાબદ્ધ રૂપ મળે છે. પરંતુ ઢોલામારુ સાધારણ જનતાની બોલાચાલીની ભાષામાં લખાયલું છે. એની ભાષા ભાટચારણોની ડિંગલ ભાષા નથી. આ દૃષ્ટિએ જોતાં ભાષાવિજ્ઞાનના અધ્યયનમાં અને અપભ્રંશથી રાજસ્થાનીનો વિકાસ કેવી રીતે થયો એના અભ્યાસ માટે આ ગ્રન્થ મદદરૂપ થઈ પડશે.

આ સંબંધમાં આચાર્ય શ્યામસુંદર દાસ લખે છે કે:

" In the field of linguistic Studies, the poem written, as it is in the old popular Rajasthan language and not in the stereotyped Dingal of the bards, will surely mark an important landmark in the process of evolution of the vernacular languages and literature of the Northern Hindustan, lending a very useful help to the student of Hindi in determining the different stages of evolution of some of the important branches of Northern vernaculars, which have jointly contributed to the progress of existence of Hindi. "

[ બોલચાલની પ્રાચીન રાજસ્થાનીમાં જ્યારે ચારણોની પ્રથાબદ્ધ ડિંગલમાં લખાયેલ હોવાના કારણે–આ કાવ્ય ભાષાશાસ્ત્રના અભ્યાસની દૃષ્ટિએ, ખાસ કરીને, ઉત્તરભારતની દેશભાષાઓનાં સાહિત્ય અને ભાષાના વિકાસક્રમમાં મહત્ત્વપૂર્ણ સ્થાન રાખશે અને હિન્દી સાહિત્યના વિદ્યાર્થીને દેશભાષાઓ અને વિશેષતઃ હિંદના ક્રમવિકાસના ઇતિહાસના અભ્યાસમાં સહાયક થશે. ]

મહામહોપાધ્યાય શ્રી ગૌરીશંકર હીરાચંદજી ઓઝા લખે છે કે:

આ કાવ્ય ભાષા અને ભાવ: બને દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ જણાય છે. એની ભાષા કૃત્રિમ ડિંગલ ( રાજસ્થાની ) નથી–જે સાહિત્યમાં પ્રસિદ્ધ છે. એ તત્કાલીન બોલચાલની રાજસ્થાની ભાષામાં લખવામાં આવેલું છે અને ભાષાના ઇતિહાસના અભ્યાસ માટે આ કાવ્ય ઉપયોગી સિદ્ધ થશે. કવિતાની દૃષ્ટિએ પણ આ કાવ્ય મહત્ત્વપૂર્ણ છે. આ એક વિચિત્ર-Romantic-પ્રેમગાથા છે અને એમાં માનવહૃદયના કોમળ મનોભાવોનાં અને બાહ્ય પ્રકૃતિનાં મનોહર ચિત્ર અંકિત કરવામાં આવ્યાં છે.

અહીં એ કાવ્યમાંથી કેટલાંક ઉદાહરણ આપવાં અયોગ્ય નહિ લેખાય.

મારુવણીની વિરહદશા પર કવિ કેવું લખે છે?

બાબહિયૌ નૈ બિરહિણી દૂહુંવા એક સહાવ:
જબહી બરસૈ ઘણ ઘણૌ તબહી કહૈ પ્રિયાવ.

[ પપૈયા અને વિરહિણી, બંનેનો એકસરખો સ્વભાવ છે. જ્યારે જ્યારે મેઘ બહુ વરસે છે ત્યારે એ બંને 'પી આવ, પી આવ' કહી પોકાર કરે છે. ]

વિરહની પ્રથમ ભરતીએ મારુવણીની વિચિત્ર દશા કરી મૂકી છે. રાત્રિએ નથી નિંદ આવતી કે નથી દિવસે કાંઈ ચેન પડતું. એની પ્રતિભા જાગે છે અને હૃદયમાં અપૂર્વ

ભાવનાઓનો ઉદ્દેગ થઇ રહ્યો છે. ચારે તરફનાં દૃશ્યો તરફનો એનો દૃષ્ટિકોણ જ બદલાઈ ગયો છે: પક્ષીઓનો કલરવ, વીજળીનો ચમકારો, મેઘનું ગર્જન, પપૈયાનો પુકાર એના પ્રિયતમનું સ્મરણ આપે છે. એનું અને પ્રકૃતિનું સામંજસ્ય વધતું જાય છે:

રાતિ સખી ઇણિ તાલ મેં કાઇ જ કુરલી પંખિ:
ઉવૈ સરિ હૂં ઘરિ આપણૈ બિહૂં ન મેળી અંખિ.

[ હે સખિ ! રાત્રિએ પેલા સરોવરમાં કોઈ પક્ષીએ કલરવ કર્યો. તેઓ સરોવરમાં હતાં: અને હું ઘરમાં. અમારી બંનેની આંખો ન મળી. ]

એટલામાં કુરજ પક્ષીઓને જોઇને કહે છે:

કુંઝાં ધઉ નઈ પંખડી થાંકઉ વિનઉ વહેસ:
સાયર લંઘી પ્રી મિલઉં પ્રી મિલી પાછી દેસ.

[ હે કુરજો, મને જરા તમારી પાંખો આપો. હું તમારો સ્વાંગ સ્વીશ, અને સાગર પાર કરીને પ્રિયતમને જઇને મળીશ. એમને મળી આવીને તમારી પાંખો તમને પાછી આપી દઇશ. ]

પછી વાયુને સંબોધીને કહે છે:

જિણિ દેસે સજ્જણ વસઇ તિણિ દિસિ વજ્જઉ વાઉ:
ઉઆં લગે મો લગ્ગસી ઊહી લાખ પસાઉ.

[ હે વાયુ ! જે દિશામાં મારા પ્રિયતમ વસે છે તે દિશામાં થઇને તું ચાલ, જેથી એમનો સ્પર્શ કરી મને સ્પર્શી શકે. એ મારે માટે લાખગણા આનંદની વાત થશે. ]

વિજ્જુળિયાઁ નીલજ્જિયાઁ જળહરિ તૂ હી લજ્જિ:
સૂની સેજ વિદેસ પ્રિય મધુરઇ મધુરઇ ગજ્જિ.

[ વીજળીઓ તો નિર્લજ્જ છે. હે જલધર ! તું તો મારી લાજ રાખ ! મારી શય્યા સૂની છે: મારો પ્રિયતમ પરદેશ વસે છે: માટે તું મધુર (મંદ) સ્વરે ગર્જન કર. ]

ઢાઢીના હાથે ઢોલાને સંદેશો મોકલતાં મારુવણીને સંતોષ નથી થતો:

ભરઇ પલટ્ટઇ ભી ભરઈ ભી ભરિ ભી પલટેહિ:
ઢાઢિ હાથ સઁદેસડા ધણ વિલલંતી દેહિ.

[ સંદેશ કહે છે; બદલે છે: ફરીથી કહે છે અને કહીને ફરી બદલે છે. આ પ્રકારે વિલાપ કરતી તે ઢાઢીને હાથમાં સંદેશ આપે છે. ]

ઢાઢીએ કરુણ સંગીત દ્વારા રાતભર ઢોલાને સંદેશ ગાઈ સંભળાવ્યો. સંગીતના નૈસર્ગિક પ્રભાવ માટે કવિની કેવી માર્મિક ઉક્તિ છે !

દુખ વીસારણ મનહરણ જો ઇ નાદ ન હુંતિ:
હિયરો રતન-તળાવ જ્યૂં ફૂટી દહ દિસિ જંતિ.

[ દુઃખનું વિસ્મરણ કરાવનાર અને મન હરનાર સંગીત જો ન હોત તો હૃદય રત્નસરોવરની માફક ફૂટીને દશે દિશાઓમાં વહી જાત. ]

મારુવણીનો સંદેશ સાંભળીને ઢોલો મિલનાતુર બન્યો. માલવણીએ જ્યારે એ જાણ્યું ત્યારે તે વિરહવ્યાકુળ બની અને તેને રોકવાની ચેષ્ટા કરવા લાગી. વર્ષાઋતુનું વર્ણન કરતી તે કહે છે:

પ્રીતમ કામણગારિયાઁ થળ થળ વાદળિયાઁહ:
ધણ વરસંતે સૂકિયાઁ લૂ સૂ પાઁગુરિયાઁહ.
નદિયાઁ નાળા નીઝરણ પાવસ ચઢિયા પૂર:
કરહઉ કાદિમ તિળકસ્યઇ પંથી પૂગળ દૂર.

[ હે પ્રિયતમ ! સ્થળે સ્થળે જાદૂગરણી વાદળીઓ છાઇ રહી છે. તે વરસાદ થતાં સૂકાઈ જાય છે અને લૂંટી ફરીને ભરપૂર બને છે. નદીઓ, નાળાં અને ઝરણાં પાણીથી ભરપૂર ભરાયેલાં છે. કયાંક ઊંટ કાદવમાં ફસાઈ ન જાય. હે પથિક, પૂગલદેશ બહુ જ દૂર છે. ]

ઢોલો ઉત્તરમાં મારવાડની વર્ષાકાલીન શોભાનું વર્ણન કરતો કહે છેઃ

બાજરિયઁા હરિયાળિયઁા બિચિ બિચિ બેલઁા ફૂલઃ
જઉ ભરિ બૂઠઉ ભાદ્રવઉ મારૂ દેસ અમૂલ.

[ બાજરી હરિયાળી થઈ ગઇ છે. વચ્ચે વચ્ચે વેલો ફાલી રહી છેઃ આખો ભાદરવો જો વરસાદ વરસે તો મારૂદેશ અમૂલ્ય ( શોભાભર્યો ) થશે. ]

ઢોલાએ આખરે જવાનો નિશ્ચય કર્યો. એ સમયનું ચિત્ર કવિ રજૂ કરે છેઃ

ઢોલઉ હલ્લાણઉ કરઇ ધણ હલ્લિવા ન દેહઃ
ઝબ ઝબ ઝૂઁબઇ પાગડઇ ડબ ડબ નયણ ભરેહ.

[ ઢોલો જવા માગે છે, પરંતુ પ્રેયસી જવા નથી દેતી. ઊંટની રિકાબ પકડીને ઝબ ઝબ ઝૂમે છે અને આંખોમાં ડબડબ આંસૂ ભરે છે. ]

ઢોલો ચાલ્યો ગયો. માલવણી વિરહવિલાપ કરે છેઃ

સાલ્હ ચલતૈ પરઠિયા આઁગણ વીખડિયાંહ,
સો મૈ હિયૈ લગાડિયાઁ ભરિ ભરિ મૂઠડિયાંહ.
બાબૂ બાળૂ દેસડઉ જિહાં ડૂઁગર નહિં કોઇ,
તિણિ ચઢિ મૂકઉં ધાહડી હીયઉ હરળઉ હોઇ.
સાંવળિ કાઁઈ ન સિરજિયાઁ અંબર લાગિ રહંતઃ
વાટ ચલંતાં સાલ્હ પ્રિય ઊપર છાઁહ કરંત.

[ સાલ્હકુમારના જતી વખતે આંગણામાં પદચિહ્ન પડયાં. એની ધૂલિને મેં મૂઠી ભરી ભરીને હૃદયે લગાડી.

હે પિતાજી! હું એવા દેશને જલાવી દઉં, જ્યાં કોઈ પહાડ પણ ન હોય, કે એના પર ચઢીને હું પોકાર કરૂં, કે જેથી હૃદય હલકું બને.

હે વિધાતા ! તેં મને શ્યામલ વાદળી શા માટે ન સરજી કે જેથી હું આકાશમાં જ રહી શકત અને રસ્તે ચાલતા પ્રિયતમ સાલ્હકુમાર પર છાંયો કરત. ]

વીસૂ ચારણ ઢોલા પાસે મારવાડની સ્ત્રીઓનું અને મારવાડ દેશનું વર્ણન કરે છેઃ

મારૂ દેસ ઉપન્નિયાઁ તાંહ કા દંત સુસેતઃ
કૂઁઝ-બચ્ચાં ગોરંગિયાઁ ખંજર જેહા નેત.
દેસ સુહાવૈ જળ સજળ મીઠા બોલા લોઇઃ
મારૂ કાંમણ ભુંઇ દખિણ જઇ હરિ દિયઇ ત હોઈ.
થળ ભૂરા બન ઝંખરા નહીં સુ ચંપઉ જાઇઃ
ગુણે સુગંધી મારૂવી મહકી સહુ વણરાઈ.
ઊઁડા પાણી કોહરે દીસૈ તારા જેમઃ
ઊસાસંતા થાકિસ્યઈ કહો કાઢિસ્યાઇ કેમ.

[ મારૂદેશમાં જન્મ લીધો છે એ મહિલાઓના દાંત અત્યંત ઉજ્જવળ હોય છે. તેઓ કુંજનાં બચ્ચાંની માફક અને ગૌરાંગિની હોય છે. એમનાં નેત્ર ખંજન સમાન હોય છે.

મરુસ્થળ અત્યંત સોહામણો દેશ છે. ત્યાંનું જલ સ્વાસ્થ્યપ્રદ છે અને લોકો મધુરભાષી છે. મારૂદેશની કામિની દક્ષિણદેશમાં જો ભગવાન જ આપે તો મળી શકે છે. ભૂમિ (વાળુકામય હોવાથી)

ભૂરી છે. વન ગંખરાઉ છે. ત્યાં ચંપો ઉત્પન્ન થતો નથી. મારુવણીના ગુણોની સુગંધીથી જ સમસ્ત વનખંડ મહેકી ઊઠયો છે.

કૂવાઓમાં પાણી એટલું ઊંડું છે કે ઉપરથી તારાની માફક નીચે ચમકતું નજરે પડે છે. એમાંથી પાણી કાઢતાં થાકી જશો. કહો, કેવી રીતે કાઢશો ? ]

મારુવણીના દેશ મારવાડની હાંસી કરતી માલવણી કહે છે:

બાબૂ બાબા દેસડઉ પાંણી જિહાં કુવાંહ:
આધીરાત કુહક્કડા જયઉ માણુસાં મુવાંહ:
બાબા જ દેઈ મારુવાં સૂધા ગોવાળાંહ:
કંધિ કુહાડો સિર ઘડો બાસો મંઝ થળાંહ:
બાબા મ દેઇ મારુવાં વર કૂંઆરિ રહેસિ:
હાથ કચોળો સિર ઘડો સીંચંતીય મરેસિ.
મારુ થાંકે દેસડે એક ન ભાજૈ રિઢ,
ઉચ્ચાળો ક અવરસણો કા ફાકો કા ટિઢ.
જિણ ભુંઈ પન્નગ પીયણા કેર કંટાલા રૂંખ:
આકે ફોગે છાંહડી હુંછાં ભાંજૈ ભૂખ.
પહરણ ઓઢણ કામળા સાઠે પુરસે નીર:
આપણ લોક ઉભાંખરા ગાડર છાળી ખીર.

[ હે પિતાજી ! એવા દેશને હું જલાવી દઉં, જ્યાં પાણી ઊંડા કુવાઓમાં જ મળે છે, જ્યાં કૂવા પર પાણી કાઢવામાં, માનવીના મરણ પાછળ પુકાર કરે તેમ, અધરાતે પુકાર કરે છે. પિતાજી ! મને મારવાડીઓને ત્યાં ન પરણાવશો, જે સીધા સાદા પશુઓને જ ચરાવે છે. ત્યાં ખભા પર કુહાડો અને માથા પર ઘડો રાખવાં પડશે.

હે પિતાજી ! મને મારવાડીઓને ત્યાં ન આપશો: ભલે હું કુંવારી જ રહી જાઉં. ત્યાં દિવસભર હાથમાં કટોરા અને માથા પર ઘડો, એવી રીતે પાણી ભરતાં ભરતાં જ હું મરી જઈશ.

હે મારુવણી ! તારા દેશમાં એક પણ કષ્ટ દૂર નથી થતું: કાં તો ઉચાળો-અકાળમાં વિદેશગમન- અથવા અવર્ષા. કે ભૂખમરો અથવા તો તીડ-કોઇ ને કોઈ અનર્થ અવશ્ય થતો જ રહે.

જે મારવાડની ભૂમિમાં પીવણા સાપ થાય છે, કેર અને ઊંટકટારાનાં વૃક્ષો જ વૃક્ષમાં ગણાય છે, જ્યાં આકડા અને ફોગની જ છાયા મળે છે, અને ભુરટ ઘાસના દાણાથી જ પેટ ભરવું પડે છે, જ્યાં પહેરવા ઓઢવા માટે જાડી ઊનની કામળી જ મળે છે, જ્યાં પાણી સાઠ વાંસ ઊંડા હોય છે, જ્યાં માનવી પણ એક સ્થાને સ્થિર નથી રહેતાં અને જ્યાં બકરી અને ઘેટાનું જ દૂધ પીવાને મળે છે, એવો તારો મારવાડ દેશ છે. ]

મારુવણી ઉત્તરમાં માલવદેશની નિંદા કરે છે !

બાબૂ બાબા દેસડૌ જિહાં પાંની સેવાર:
ના પાણહારી ઝૂલરો ના કુવૈ લૈકાર.

[ હે પિતાજી ! એ દેશને હું જલાવી દઉં કે જ્યાં પાણી પર સદાયે સેવાળ બાઝી રહે છે, જ્યાં નથી પનિહારિયોનાં ઝુંડ જતાં આવતાં, કે નથી કૂવા પર (પાણી સીંચનારનો) લયપૂર્ણ સ્વર સંભળાતો. ][1]

રમણીક કીશનલાલ મહેતા

---

૧. મૂળ સંપાદક: શ્રી. સૂર્યકરણ પારીક એમ. એ.; પિલાની.

# પ્રાણાયામ : વિજ્ઞાન અને કલા

ડૉ. શીઝાવુરો ઓરેબ જાપાનના એક સુપ્રસિદ્ધ ડૉક્ટર છે. તેઓએ લંડનની કેંસિંગ્ટન ઈન્ફર્મરીમાં આસિસ્ટંટ મેડિકલ ઑફિસર તથા ટોકિયોની ચેરિટી હૉસ્પિટલ મેડિકલ કૉલેજના ઍક્ટિરિયોલૉજિકલ ઈન્સ્ટીટ્યુટમાં, લેયુલી સેનેટોરિયમમાં, ચેશાયરમાં અને કેંટમાં બહુ ઊંચા માનદ હોદ્દાઓને સુશોભિત કર્યા છે. તેઓએ પ્રાણાયામ પર અનેક પ્રયોગો કરીને તેમ જ સતત મનનદ્વારા તે વિષયમાં બહુ ઊંડો અનુભવ પ્રાપ્ત કર્યો છે. આવા અમૂલ્ય અનુભવોનું અત્યુપયોગી સંકલન તેઓશ્રીએ *The Science and Art of Deep Breathing as a Prophylatic and Theropentic Agent in Consumption* નામના પોતાના સુંદર પુસ્તકમાં કરીને સમસ્ત માનવ-સંસારનો મોટો ઉપકાર કર્યો છે. આ પુસ્તકના યુરોપની ફ્રેન્ચ અને જર્મન ભાષામાં અનુવાદ થઈ ચૂક્યા છે. આપણી રાષ્ટ્રભાષામાં પણ એક સુંદર અનુવાદ હિન્દુ વિશ્વવિદ્યાલયના પ્રો. પીતામ્બર દત્ત બડથવાલ એમ. એ. ડિ. લીટ મહોદયે કર્યો છે, જે ઇંડિયન પ્રેસ પ્રયાગદ્વારા પ્રાપ્ય છે: પ્રસ્તુત લેખ તે પ્રસિદ્ધ પુસ્તકનું લઘુ સંસ્કરણમાત્ર છે.

આપણે ભોજન વગર અમુક દિવસ સુધી ચલાવી શકીએ, પરન્તુ જો આપણી શ્વાસ-ક્રિયા દશ મિનિટને માટે પણ બંધ થઈ જાય તો આપણું જીવવું મુશ્કેલ થઈ પડે. માટે શ્વાસક્રિયા એ આપણા જીવનનું સર્વપ્રથમ સાધન છે. આશ્ચર્ય તો એ છે કે આપણામાંથી કેટલા જૂજ માણસો જીવનના પ્રમુખતમ સાધન પર મનન કરે છે, અને તેથી પણ વધારે જૂજ માણસો કેટલા છે કે જેઓ મનન કર્યા પછી તેનું અનુસરણ કરવા પ્રયત્ન કરે છે! ભોજન માટે આપણે કલાકો વીતાવીએ છીએ. શારીરિક વ્યાયામ માટે પણ આપણે સમય કાઢી શકીએ છીએ; પણ જે બધા ભોજનોથી ઉત્તમ ભોજન છે અને જે બધી પ્રકારના વ્યાયામોમાં સર્વશ્રેષ્ઠ છે તે પ્રાણાયામ માટે આપણે કેટલો સમય આપીએ છીએ?

વીસમી સદીની તાજેતરની શોધખોળોએ પાશ્ચાત્ય દેશની કાયાપલટ કરી નાખી છે. થોડા દિવસ પહેલાં સૂર્યના પ્રકાશમાં નગ્ન શરીરે ફરવું અને શહેરની વિશાલ અટ્ટાલિકાઓને છોડીને જંગલની ખુલ્લી હવામાં ફરવું એ અસભ્ય ગણાતું હતું; પણ આજે યુરોપ અને અમેરિકામાં The Cult of Neudism and Sun-bathનો પ્રચાર આફ્રિકાની બરાબરી કરી રહ્યો છે; માટે એ કહેવું મુશ્કેલ છે કે વર્તમાન પાશ્ચાત્ય સભ્યતા આગળ વધી રહી છે કે ભૂલી ભટકીને પાછી ફરી રહી છે? ઘણા લોકોનું કહેવું છે કે ભારતવર્ષ આધ્યાત્મવાદમાં જ આગળ વધી શક્યો છે, એણે આત્માની ઉન્નતિ પર જ ધ્યાન આપ્યું છે, જ્યારે શરીરને અવગણ્યું છે. પણ હવે આવા ટીકાકારોની સમજમાં આવતું હશે કે તેઓનું એમ કહેવું ભૂલભરેલું છે. પ્રાચીન ભારતવર્ષે બન્ને વિષયમાં આશ્ચર્યજનક ઉન્નતિ કરી હતી. તેમના સિદ્ધાન્તો માત્ર ગાંડુ તત્ત્વજ્ઞાન ન હતા, પરન્તુ તેમાં વ્યવહારુ ડહાપણ ભર્યું હતું.

**સ્વાભાવિક પ્રાણાયામ**

કોઈ પણ નવા જન્મેલા બાળકના રુદનનું અવલોકન કરીશું તો જણાશે કે બાળક રડતા પહેલાં લાંબો નિઃશ્વાસ લે છે અને પછી તેને પોતાના રુદનની સાથે ધીરે ધીરે દીર્ઘ પ્રશ્વાસરૂપે બહાર કાઢે છે. આ ઈશ્વરપ્રદત્ત સ્વાભાવિક પ્રાણાયામ છે. શિશુની અન્ય સમયની શ્વાસક્રિયા શાંત, પ્રમિત અને નિયમિત હોય છે; પરન્તુ જેમ જેમ વયની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ તેના પર સીધું બેસવું નહિ, ચૂસ્ત કપડાં પહેરવાં, દૂષિત વાયુમાં ફરવું, ઈત્યાદિ ખોટા સંસ્કારોનો પ્રભાવ પડવા માંડે છે અને ફલતઃ તેની શ્વાસક્રિયા દીર્ઘને બદલે ટૂંકી, શાંતને બદલે અશાન્ત, પ્રમિતને બદલે અપ્રમિત અને નિયમિતને બદલે અનિયમિત થઈ જાય છે. આથી શું શું નુકસાન થાય છે તે જાણતા પહેલાં શ્વાસક્રિયાનો શારીરિક સંબંધ શો છે તેનો વિચાર આપણે કરીશું.

**પ્રાણાયામ દ્વારા દબાણ પડવાથી રક્તસંચારની ક્રિયા વધે છે**

દીર્ઘ નિઃશ્વાસ લેવાથી વક્ષ અને ઉદરના મધ્યની પેશી (muscles) પર દબાણ પડે છે, જેથી તે ઉદરકોષમાં પ્રવેશ કરવા માંડે છે, અને આને લીધે ઉદર ફૂલવા માંડે છે. પણ ઉદર એક પરિમિત સીમા સુધી જ ફૂલી શકે; એથી આ દબાણ અન્ય પેશીઓ (muscles) પર દોરાય છે. તે જ પ્રમાણે દીર્ઘ પ્રશ્વાસ વખતે ઉદરની પેશીઓ સંકોચાઈ જાય છે, અને તેથી જઠર, પ્લીહા, અગ્નાશય, આમાશય અને આંતરડાં પરના સ્નાયુસૂત્રો પર દબાણ પડે છે. આ દબાણથી જે ઉત્તેજના મળે છે તેથી રક્તસંચારની ક્રિયા વધી જાય છે.

**પ્રાણાયામથી રક્ત-ભારમાં પરિવર્તન થવાથી રક્તનું ગતિપૂર્વક આવાગમન થાય છે.**

પ્રાણાયામ દ્વારા ઉદર અને વક્ષઃસ્થલના રક્ત-ભારમાં જે પરિવર્તન થાય છે તે વધારે મહત્ત્વનું છે. દીર્ઘ નિઃશ્વાસ વખતે વક્ષઃસ્થલનો ભાર ઘટે છે અને ઉદરનો વધે છે; તેમ જ દીર્ઘ પ્રશ્વાસથી વક્ષઃસ્થલનો ભાર વધે છે અને ઉદરનો ઘટે છે આપણે જાણીએ છીએ કે ઉચ્ચ-વાતાવરણીય ભારવાળા (high Pressure) પ્રદેશ તરફથી નિમ્ન-વાતાવરણીય ભારવાળા (Low Pressure) પ્રદેશ તરફ વાયુ વેગપૂર્વક વહે છે, તે જ પ્રમાણે રક્ત-ભારના પરિવર્તનથી રક્ત એક જગ્યાએથી બીજી જગ્યાએ વેગપૂર્વક આવાગમન કરે છે. આમ રક્તનું વેગપૂર્વક આવાગમન થવાથી રોગનું નિવારણ કેવી રીતે થાય છે તે આગળ પર લખવામાં આવશે.

જો તમે ઉદરકોષનું ચિત્ર જોશો તો માલમ પડશે કે તેની સ્વાભાવિક રચના જ એવી ગૂંચવણભરેલી છે કે જેથી ત્યાંના રક્તસંચારની ગતિમાં ગડબડ પડવી ઘણી સહેલ છે. આ કારણસર ઉદરમાં રક્તની ગતિ બહુ જ મંદ હોય છે. પ્રાણાયામથી ઉદરમાં રક્તની ગતિ તેજ કરી શકાય છે. અને ઉદરકોષ અને વક્ષઃસ્થલના રક્તભારનું પરિવર્તન મસ્તિષ્ક, બસ્તિ મલદ્વાર આદિ ભાગો પર પણ અસર કરે છે. કારણ કે જ્યારે જ્યારે ઉદરકોષ કે વક્ષઃસ્થલનો રક્ત-ભાર ઘટે છે, ત્યારે ત્યારે મસ્તિષ્કાદિ દૂરનાં સ્થાનોથી પણ રક્ત દોડી આવે છે, અને પછી રક્ત-ભાર વધવાથી પુનઃ પાછું ચાલી જાય છે. જેમ કોઈ સ્વચ્છ વહેતા પાણીમાં શેવાળાદિ લાગી ન શકે તેમ સ્વચ્છ વહેતા લોહીમાં પણ કોઈ પણ રોગના કીટાણુ ટકી ન શકે. આ સિવાય પણ રક્તાધિક્યથી બીજા જે જે ફાયદા થાય છે તે આગળ પર લખવામાં આવશે.

બીજું રક્તની ગતિ લસિકા-પ્રવાહ (Lymph)ની ગતિ પર પણ અસર કરે છે. શરીરની પુષ્ટિમાં લસિકાનો પણ ભાગ હોય છે. આ પ્રમાણે પ્રાણાયામથી રક્ત અને લસિકાની ગતિ તેજ થાય છે.

ફેફસાં અને હૃદયનો અત્યંત ઘનીષ્ટ અન્યોઽન્ય સંબંધ હોય છે. શરીરમાંથી પાછું ફરેલું રક્ત પુનર્શુદ્ધિ માટે ફેફસામાં જાય છે. આ રક્તમાં કાર્બન ડાઇઓક્સાઇડનું પ્રમાણ વધારે અને ઓક્સિજનનું પ્રમાણ ઓછું હોય છે. ફેફસાંના નિઃશ્વસિત વાયુમાં ઓક્સિજનનું પ્રમાણ વધારે અને કાર્બન ડાયઓક્સાઈડનું પ્રમાણ ઓછું હોય છે. આ બન્ને ગેસનો ફેફસામાં વિનિમય થાય છે. રક્ત હવામાંથી ઓક્સિજન લઇ લે છે અને કાર્બન બદલામાં આપી દે છે.

## પ્રાણાયામ અને યક્ષ્મા-પ્રતિષેધ

યક્ષ્મા જેને થાય છે તેનું જીવવું વ્યર્થ થઈ જાય છે, અને અકાલ સમયે મૃત્યુને પ્રાપ્ત થાય છે. જે માણસ નિયમિત પ્રાણાયામ કરે છે, તેને યક્ષ્મા જેવા ભયંકર રોગ થવા મુશ્કેલ છે. હવાની સાથે મળીને રોગોત્પાદક કીટાણુઓ સીધાં ફેફસામાં પ્રવેશ કરે છે. માટે જો ફેફસામાં કમજોરી આવી ગયેલી હોય તો ત્યાં કીટાણુઓ બહુ જલદી રોગ ઉત્પન્ન કરી શકે છે. ક્ષયનું આક્રમણ ફેફસાના શિખરભાગ પર બહુ જલદીથી થાય છે. પ્રાયઃ સોમાંથી એંશી ક્ષયના રોગીઓ એવા હોય છે કે જેઓને ફેફસાના શિખર ભાગ પર સર્વ-પ્રથમ ક્ષયનું આક્રમણ થયેલું હોય છે. આનો અર્થ એ થયો કે જો આપણે ફેફસાના શિખરભાગને ક્ષયના આક્રમણથી બચાવી શકીએ તો સોમાંથી એંશી રોગનું નિવારણ આપોઆપ થઈ જાય છે. પ્રાણાયામથી ફેફસાના શિખરભાગને આક્રમણથી કેવી રીતે બચાવી શકાય તેનો વિચાર હવે આપણે કરીશું.

ફેફસાની રચના તરફ જો આપણે નજર કરીશું તો જણાશે કે ઉપરના ભાગ કરતાં વચલા અને નીચેના ભાગમાં હવા વધારે સીધી રીતે સંચરિત થઇ શકે છે. એથી ઉપરના ભાગમાં ક્ષયના કીટાણુઓ શ્વાસના વેગથી રક્ષા પામે છે. બીજું ત્યાં જે વાયુ-પ્રણાલીઓ ગઈ છે તેમની કોઈ નિયમિત અવસ્થિતિ નથી અને તેમની શાખાઓ બહુ જ ન્યૂન કોણ બનાવતી ફૂટે છે. પ્રમિત શ્વાસ-ક્રિયા વખતે ફેફસાના ઉપરના ભાગમાં એક તો હવા બહુ જ થોડા પ્રમાણમાં અને તે પણ આડકતરી રીતે જાય છે; તેથી ત્યાંની વાયુ-પ્રણાલીઓના ન્યૂન કોણ સારી રીતે ફૂલી નથી શકતા. તેથી આ ન્યૂન કોણોમાં ભરાયેલા ક્ષય-કીટાણુ ઘર કરી લે છે અને વૃદ્ધિ પામે છે. પણ પ્રાણાયામ વખતે વાયુ વેગપૂર્વક ફેફસાના પ્રત્યેક ભાગમાં પ્રવેશ કરે છે અને તેને સારી રીતે વિકસિત કરે છે, જેથી કીટાણુઓ પોતાના સ્થાનથી હાલી ઊઠે છે અને પ્રશ્વાસના પ્રબળ વેગમાં બહાર નીકળી જાય છે. ત્રીજું, ઉપરના ભાગમાં રક્ત અને લસિકાનો પ્રવાહ બીજા ભાગો કરતાં મંદ હોય છે, અને રક્તવાહિનીઓની સંખ્યા પણ બહુ જ થોડી હોય છે. આ ત્રણ કારણોસર ક્ષય ફેફસાના ઉપરના ભાગમાં બહુ જલદી આક્રમણ કરી શકે છે.

ફેફસા એક પ્રકારની ગ્રંથીઓ છે જેનો આકાર દ્રાક્ષના ગુચ્છા જેવો હોય છે. એ નાનામોટા અનેક વિભાગોમાં વિભક્ત હોય છે, જે આપસમાં સૌત્રિક તંતુઓ દ્વારા જોડાયેલા હોય છે. પ્રત્યેક વિભાગમાં અનેક રક્ત અને લસિકાવાહિનીઓ તથા વાતસૂત્ર હોય છે. એક એક વાયુપ્રણાલિકા પ્રત્યેક વિભાગ સાથે સંયુક્ત હોય છે, જેનો સંબંધ ઘણા વાયુમંદિરોની

સાથે હોય છે. વસ્તુતઃ વાયુપ્રણાલિકાઓના શાખા પ્રશાખામાં ફૂટવાથી ફેફસાં બને છે. વાયુમંદિર ગૈસીય-વિનિમયનું મુખ્ય સ્થાન છે. બન્ને ફેફસાનાં વાયુમંદિરોની સખ્યા લગભગ સોળથી અઢાર કરોડની લગભગ છે. આ ફેફસાંની રચના છે.

જો ફેફસાના ઉપરના ભાગના વાયુ-મંદિરોની તાજી હવાનું આવાગમન વેગપૂર્વક ન થાય તો તે ધીરેધીરે કમજોર થઈ કામ કરતાં અટકી પડે, જેથી ક્ષયાદિ કીટાણુઓ સારી રીતે વૃદ્ધિ પામી શકે. માટે માત્ર પ્રાણાયામ દ્વારા જ આપણે ફેફસાંના આ ભાગને રોજ તાજી હવા અને રક્તથી મજબૂત બનાવી શકીએ. પ્રમિત શ્વાસ-ક્રિયા વખતે ફેફસાના ઉપરના ભાગમાં માત્ર તેજ હવા પહોંચે છે કે જેને આપણે પ્રશ્વાસ દ્વારા બહાર કાઢી નથી શકતા, અને આ હવામાં કાર્બનડાઇઑક્સાઇડનો ભાગ ઑક્સિજન કરતાં વધારે હોય છે. આમ પ્રમિત શ્વાસ-ક્રિયા દ્વારા ફેફસાનો ઉપરનો ભાગ કોઇ દિવસ મજબૂત રહી ન જ શકે. તેને માટે તો પ્રાણાયમની વિશેષ આવશ્યકતા છે. તાત્પર્ય એ થયું કે ફેફસાના ઉપરના ભાગ કરતાં વચલા અને નીચેના ભાગમાં તંતુઓનો વ્યાયામ અને ગૈસીય-વિનિમય ઘણી જ સારી રીતે થાય છે, જેથી વચલા અને નીચેના ભાગમાં પ્રતિરોધ-શક્તિ સારા પ્રમાણમાં હોય છે.

હવે ફેફસાના નીચેના ભાગમાં ક્ષયનું કારણ આપણે તપાસીએ. ફેફસાનાં ઢાંકણ બે પડદાઓનાં બનેલાં હોય છે. તેમાંનો એક પડદો ફેફસાને જોડાયેલો હોય છે અને બીજો પડદો વક્ષઃસ્થલની દિવાલના અંદરના ભાગ સાથે જોડાયેલો હોય છે. આ બન્ને પડદા વચ્ચે હવા નથી હોતી, પણ થોડોએક પ્રવાહી પદાર્થ હોય છે. હવે પ્રમિત શ્વાસ-ક્રિયા વખતે આ બન્ને પડદાઓ વિભિન્ન જ રહે છે, અને બન્ને વચ્ચે જે થોડું ઘણું અંતર રહે છે તે ખાસ કરીને ફેફસાના નીચેના ભાગમાં વધારે રહે છે. એટલે પ્રમિત શ્વાસ-ક્રિયા વખતે આ પડદાઓના અંતરવાળા ભાગમાં બહુ જ થોડો શ્વાસ-વ્યાયામ થાય છે, જેથી તે ભાગની સારી રીતે વૃદ્ધિ થતી નથી; પણ પ્રાણાયામ દ્વારા આ ભાગમાં સારી રીતે શ્વાસ-વ્યાયામ થાય છે, જેથી ઉત્તેજના થાય છે અને રક્ત-લસિકાપ્રવાહની ગતિ પણ વધે છે. ત્યાંના સ્નાયુતંતુઓ પણ મજબૂત થાય છે. આમ થવાથી ત્યાં ક્ષયના કીટાણુ વૃદ્ધિ પામી શકતા નથી. જો આ પડદાઓમાં ક્ષયની વૃદ્ધિ ન થાય તો ફેફસાના નીચલા તેમ જ વચલા ભાગમાં ક્ષય થવો મુશ્કેલ છે.

### રક્તમાં કીટાણુ-વિનાશક શક્તિ

ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે રક્તમાં કીટાણુ-વિનાશક શક્તિ વિદ્યમાન હોય છે. રક્તમાં ખાસ કરીને બે પદાર્થો હોય છે. એક લાલ કણ અને બીજો શ્વેત કણ. લાલ કણનું કામ ગૈસ-વિનિમય કરવાનું હોય છે અને શ્વેત કણનું કામ કીટાણુ-ભક્ષણનું હોય છે. શ્વેત કણોને જ્યાં કંઇ રોગજનક કીટાણુ મળે છે ત્યાં તરત જ તેઓ એકઠા થઈ ને કીટાણુઓને પકડી લે છે, અને ધીરેધીરે તેમનું ભક્ષણ કરી જાય છે. આ ભક્ષણ-ક્રિયાને આપણે સૂક્ષ્મદર્શક યન્ત્ર દ્વારા જોઈ શકીએ છીએ. ભિન્ન ભિન્ન કિટાણુઓને મારવામાં કણોને ભિન્ન ભિન્ન સમય લાગે છે; કેમકે ટાઇફોઇડ અને કોલેરા મારવામાં થોડો અને ક્ષયને મારવામાં વધારે સમય લાગે છે. વિશુદ્ધ રક્તમાં આ કિટાણુભક્ષણ શક્તિ વધારે પ્રમાણમાં હોય છે. આ સિવાય રક્તમાં એવા બીજા ઘણા પદાર્થો હોય છે, કે જેથી કિટાણું રક્તમાં વૃદ્ધિ પામી જ ન શકે. માટે વિશુદ્ધ રક્તનો

પ્રવાહ શરીરના પ્રત્યેક ભાગમાં જો વેગપૂર્વક વહેતો રહે તો કોઈ પણ રોગથી ડરવાનું કંઇ કારણ રહેતું નથી.

આરમ્ભિક અવસ્થામાં ક્ષયનું નિવારણ પ્રાણાયામ દ્વારા બહુ જ સારી થઈ શકે, પરંતુ રોગની અત્યન્ત વૃદ્ધિ પછી આ એટલું બધું શક્ય નથી: કારણ કે ક્ષયના કીટણુઓના સંવર્ધન માટે સંવૃદ્ધિ-માધ્યમને સંવૃદ્ધિ-કાચમાં પહેલાં બહુ જ સંભાળપૂર્વક રાખવું પડે છે. જો આ માધ્યમોને પ્રારમ્ભિક અવસ્થામાં પોતાની સુરક્ષિત જગ્યાએથી હલાવી શકાય તો કીટાણુઓની ત્યાં વૃદ્ધિ થવી મુશ્કેલ થઈ પડે છે. પરંતુ એક વખત વૃદ્ધિ પામ્યા પછી કીટાણુઓમાં સ્વયંપ્રતિરોધ શક્તિ ઉત્પન્ન થઈ જાય ત્યારે તેમનો નાશ કરવો બહુ જ મુશ્કેલ થઈ પડે છે.

**પ્રાણાયામનો મન પર પ્રભાવ**

એ તો એક બધાના અનુભવની વાત છે કે જ્યારે તમને કોઈ આકસ્મિક ચિંતા થઈ આવે અથવા કોઈ પણ પ્રકારે મન અશાન્ત થાય ત્યારે તમે જો નિશ્ચેષ્ટ થઈને થોડી· વાર સુધી પ્રાણાયામ કરો તો તમારામાં અપૂર્વ શાન્તિનો સંચાર થશે. આનું કારણ જાણવા માટે મન એ શું છે એ જાણવું આવશ્યક છે. મન એ પંચેન્દ્રિય નાડીઓની કેન્દ્રીભૂત શક્તિનો સંમિલિત વ્યાપાર માત્ર છે. તમે ચક્ષુ દ્વારા પુષ્પ જોયું. પછી જણાયું કે સુગંધિત છે. પછી સ્મૃતિ થઇ આવી કે વિગત પાછલાં વર્ષોમાં આ પુષ્પ આટલું વિકસિત નહોતું થયું. એટલે તમે નિશ્ચય કર્યો કે “ મારે ખરીદવું જોઇએ. ” આ બધું શું છે ? માત્ર ભિન્ન ભિન્ન નાડી કેન્દ્રોનો સંમિલિત વ્યાપાર છે. એટલે આ નાડી-કેન્દ્રોને જો સ્વસ્થ અને પુષ્ટ બનાવી શકાય તો મન પણ સ્વસ્થ અને શાંત રહી શકે. એટલે નાડી-કેન્દ્રો નાડી-સેલોના સમૂહનાં બનેલાં છે. ઘણા લોક એમ સમજે છે કે માનસિક રોગ રોગ નથી; તો તે તેમની ભૂલ છે. માનસિક રોગ યથાર્થ રોગ છે. અને તેનું કારણ નાડી-કેન્દ્ર અને નાડી-સેલ છે. જ્યાં સુધી શ્વાસ-વ્યાપાર અને નાડી-સ્ફુરણ સારી રીતે નહિ થશે ત્યાં સુધી કેન્દ્રીભૂત નાડી-સેલોમાં રક્ત-સંચાર પણ જોઇએ એટલો નહિ થશે પરિણામે મનમાં અશાન્તિ રહેશે અને મસ્તિષ્કના જુદા જુદા રોગો થશે. વક્ષઃસ્થલનો રક્ત-ભાર દીર્ઘ-નિઃશ્વાસ દ્વારા જ્યારે ઘટે છે ત્યારે મસ્તિષ્કમાંથી રક્ત દોડી આવે છે; પણ દીર્ઘ-પ્રશ્વાસ દ્વારા વક્ષઃસ્થલનો રક્તભાર જ્યાર વધે છે ત્યારે તે રક્ત મસ્તિષ્કમાં પાછું ચાલી આવે છે. આ પ્રમાણે મસ્તિષ્કની નાડીઓને વ્યાયામ મળે છે. પ્રશ્વાસ વખતે મસ્તિષ્કમાં રક્ત એટલા જોરથી પાછું ચાલી આવે છે કે રક્તાધિક્યથી મસ્તિષ્કમાં એક પ્રકારનો ઝણઝણાટ થાય છે, માટે પ્રાણાયામ એવે સમયે કરવો કે જ્યારે મનની શાન્તિ રાખવી આવશ્યક હોય, જેમ કે સંધ્યા કરતી વખતે; ત્યારે એ ઉચિત છે કે પ્રશ્વાસ કરતાં નિઃશ્વાસમાં સમય વધારે લગાડવો જોઇએ. પ્રાણાયામ દ્વારા મન કેવી રીતે શાંત રહી શકે તેનું એક સુંદર ઉદાહરણ આપણને ગોલંદાજી વખતે મળી આવે છે. જો બંદુક ચલાવનાર પોતાની શ્વાસક્રિયાને રોકી નહિ રાખે તો તેનું નિશાન ઠીક ઠીક બેસી શકશે જ નહિ. એક લશ્કરની ટુકડી હરીફાઇમાં હંમેશાં હાર્યા કરતી હતી. પછી તેના સેનાપતિએ યોદ્ધાઓને નિત્યપ્રતિ શ્વાસક્રિયા રોકીને બંદુક ચલાવવાની આદત પાડી. પરિણામ એ આવ્યું કે તેના યોદ્ધાઓ હમેશાં હરીફાઈમાં જીતતા ગયા. આ ઘટનાને સેના-પતિએ ડૉ. શોજાવુરોને સ્વયં કહી છે.

સત્યાનન્દ

# ચિત્રકારની કથા

[ ઉપજાતિ વંશસ્થ ]

કો ચિત્રકારે અહીં હાથ પીંછી
ને વિશ્વમૂર્તિ તણું ચિત્ર આદર્યું.
આનંદ ઘેરાં નયનો ઉષાનાં,
ને ઇન્દ્ર કેરાં ધનુ-શી ભ્રૂ-લીલા;
વર્ષા તણા બિન્દુ સમાન મીઠાં
ત્યાં—નેત્રમાં પ્રેમજ અશ્રુ મૂક્યાં.
ને કેશગુચ્છા રચી કૃષ્ણ મેઘશા
વેણી મહીં તારક સર્વ ગુંથ્યા;
અગમ્ય રંગો વળી સંધિકાના
મૂક્યા કપોલે મધુ મૂર્તિ કેરા,
ને વ્યોમ શા ભવ્ય લલાટ મધ્યે
ચન્દ્રી સમી કુમકુમ ટીલડી ચે.
સ્વર્ગંગશી શીર્ષ વહન્ત—ઘેરી,
રચી વળી શ્વેત સુગંધી સેંથી,
ને અંગમાં અન્ય અનંત કેરું
લાવી બધું તેજ પૂર્યું ચિતારે.
કટિ પરે કેવલ એક આછી
સિન્ધુ તણી મંદ-સુમંદ ગુંજે
શૃંગારમાં એકલ મેખલા રચી !
કિન્તુ હજી તૃપ્ત તૃષા થઈ ના,
ને મૂર્તિનું અન્તર મૂકવાના
જાગી ઊઠ્યા કોડ, થતાં જ વાંછા,
ગૂંથી દીધું ચિત્ત સ્વકલ્પનામાં.
એ કલ્પના કિન્તુ થઈ ન પૂરી,
ને ચિત્રણા એ રહી ગૈ અધૂરી
થંભી ગઈ લેખિની ચિત્રકારની,
લાગી ગઈ પ્રેમ તણી સમાધિ !

'नीलकंठ'

# અપભ્રંશ

## ૧

અંગ્રેજીને જેમ ઍંગ્લો-સૅક્સન સાથે સંબંધ છે તે જ પ્રમાણે ગૂજરાતીને સંબંધ અપભ્રંશ સાથે છે. પરંતુ અજાયબીની વાત છે કે ગૂજરાતીના ઉચ્ચતર અભ્યાસમાં તેને નહિ જેવું જ સ્થાન આપવામાં આવ્યું છે. અપભ્રંશના અભ્યાસ વિના ગૂજરાતીની ભાષા-ચિકિત્સા અસંભવિત જ છે. ઘણા ય ગૂજરાતી શબ્દોનાં મૂળ અપભ્રંશમાંથી જડે છે. વ્યાકરણનાં રૂપો પણ ઝીણવટથી તપાસીએ તો તેમાંથી જ ઉત્તીર્ણ થએલાં દીઠામાં આવે છે. ડા. ટૅસીટરી, શ્રી. નરસિંહરાવ, પ્રો. ટર્નર કે સર જ્યૉર્જ ગ્રીઅરસનનાં લખાણો તપાસીશું તો આ બાબત સચોટ રીતે આપણને પ્રતીત થશે. હિંદની પરંપરામાં ઊછરેલા સ્વ. વ્રજલાલ શાસ્ત્રીએ પણ અપભ્રંશ-ગૂજરાતીના સંબંધ ઉપર ભાર મૂકયો હતો. (સં. ૧૯૨૨)[1] આમ હોવા છતાં ય અપભ્રંશના શાસ્ત્રીય અભ્યાસની અવધીરણા અત્યાર સુધી ચાલી આવી છે. કૉલેજના ગૂજરાતીના અધ્યાપકો જેમના તરફથી આના શાસ્ત્રીય અભ્યાસપરત્વે અપેક્ષા રાખી શકાય તેઓ તો કોણ જાણે શાથી ય આ પ્રત્યે ઉદાસીન છે.

અપભ્રંશ એટલે તે ભાષા કે જેની ચર્ચા હેમચંદ્રે પોતાના પ્રાકૃત વ્યાકરણના આઠમા અધ્યાયને છેડે કરી છે.[2] આ ભાષામાં જ આર્યાવર્તના પશ્ચિમ દિશાના દેશોની અર્વાચીન ભાષાઓનું મૂલ વિદ્વાનો જુએ છે. આ બાબતમાં રાજશેખર કાવ્યમીમાંસામાં કહે છે કે "મારવાડ ટક્ક અને ભાદાનક પ્રદેશોમાં ભાષાપ્રયોગો અપભ્રંશમિશ્ર હોય છે."[3] તે જ લેખક અપભ્રંશ કવિઓનું સ્થાન પશ્ચિમમાં સ્થાપે છે.[4] ભોજ સરસ્વતીકંઠાભરણમાં કહે છે કે

૧. શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસવિરચિત 'ગુજરાતી ભાષાનો ઈતિહાસ' (સં. ૧૯૨૨) પ્ર૦ ગુજરાત વર્ના૦ સોસાયટી, અમદાવાદ. ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકર "Wilson Philological Lectures' Lec. III ને છેડે અપભ્રંશ-ગૂજરાતીના સંબંધે સ્વ. શાસ્ત્રીજીનો ઉલ્લેખ કરે છે.

૨. આ કામચલાઉ વ્યાપ્તિ છે. આ સંબંધી સપ્રમાણ વિવેચન પાછળ કરવામાં આવશે. અપભ્રંશ-ભાષાનું વ્યાકરણ सिद्धहैम व्याकरण ।અ૦ ૮ पा. ४ सू. ३२९-४४८ मार्कण्डेय-प्राकृतसर्वस्व । १७ । १-७८ ।; लक्ष्मीधर-षड्भाषाचन्द्रिका (બૉ. સં. સી. સં. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી) पृष्ठ ૨૬૪-૨૩૮ ઇત્યાદિ.

૩. राजशेखरनी काव्यमीमांसा (ગા. ઓ. સી. નં. સં. ૧. ચિ. ડા. દલાલ. સને. ૧૯૧૬) પાન ૫૧.

गौडाद्याः संस्कृतस्थाः परिचितरुचयः प्राकृते लाटदेश्याः ।
सापभ्रंशप्रयोगाः सकलमरुभुवष्टक्कभादानकाश्च ।

૪. राजशेखरनी काव्यमीमांसा પાન. ૫૫-૫૬:

तस्य चोत्तरतः संस्कृताः कवयो निविशेरन् । + + + पूर्वेण प्राकृताः कवयः । + + + । पश्चिमेन अपभ्रंशिनः कवयः । + + + दक्षिणतो भूतभाषाकवयः ।

"ગુર્જરો પોતાના અપભ્રંશથી જ સંતોષાય છે નહિ કે બીજાથી."[૫] જો સિદ્ધહૈમની અપભ્રંશ સાથે ગૂજરાતી સરખાવીએ તો માલમ પડશે કે બન્ને વચ્ચે મા-દીકરીનો સંબંધ છે. મારવાડી તથા પશ્ચિમ હિંદુસ્તાનીને પણ અપભ્રંશની સાથે આ પ્રકારનો સંબંધ છે. આથી જે અપભ્રંશની વાત ભોજ અને રાજશેખર કરે છે, તે અપભ્રંશ સિદ્ધહૈમનું જ અપભ્રંશ છે, એ વાત દીવા જેવી ચોખ્ખી છે. વિક્રમના નવમા સૈકાની કુવલયમાલામાં ઉધ્યોતનસૂરિ ગુર્જરપથિકને મોંએ અપભ્રંશ દુહો બોલાવે છે.[૬] આ પરથી પ્રતીત થાય છે કે અપભ્રંશ નામે સાહિત્યમાં ઓળખાતી ભાષા એક હોઇ પશ્ચિમ આર્યાવર્તની અર્વાચીન ભાષાઓનું તે મૂલ છે.

આ મતમંડનનો કેટલાક વિદ્વાનો અંશતઃ વિરોધ કરે છે. પ્રો. પીશલ, ગ્રીઅરસન ઇ૦ નું માનવું એમ છે કે અત્યારની લોકભાષાઓનું પૂર્વરૂપ તત્તદ્દેશીય અપભ્રંશ હતું. પ્રો. પીશલ અપભ્રંશની અનેકતાની સ્થાપના કરી નીચે પ્રમાણે મતસ્થાપના કરેઃ છે "આપણે આમ શૌરસેની અપભ્રંશ જુદું પાડવું જોઇએ—જે અપભ્રંશ શૂરસેન પ્રદેશની જૂની લોકભાષા હતી; તેની વિકૃતિ ગૂજરાતી અને મારવાડી છે. તે જ પ્રમાણે આપણે શૌરસેની પ્રાકૃત પણ જુદું પાડવું જોઇએ. + + + + હેમચંદ્ર ખોટી રીતે અપભ્રંશ શૌરસેની પ્રાકૃતને અનુસરનારું કહે છે. મહારાષ્ટ્ર અપભ્રંશ હતું (સરખાવો Hoernle. Com. Gram, P,xxii), જેની સાથે મરાઠી સંબદ્ધ છે અને તે જ પ્રમાણે મહારાષ્ટ્રનું પ્રાકૃત જેને મહારાષ્ટ્રી તરીકે ઓળખવામાં આવે છે, તે વિષે આપણે જાણીએ છીએ. તે જ પ્રમાણે માગધી અપભ્રંશ હતું, જે લાટ ભાષા મારફત અર્વાચીન બિહારી અને પશ્ચિમબંગાલીમાં જીવન્ત છે; અને તે પ્રમાણે મગધનું પ્રાકૃત નામે માગધી પણ છે.' ડૉ. હર્નલ, પ્રો. પીશલ, ગ્રીઅરસન ઇત્યાદિ વિદ્વાનો જૂની દેશ્ય ભાષાઓને અપભ્રંશ તરીકે લેખાવી તેની વ્યાપ્તિ બહલાવે છે અને અપભ્રંશની અનેકતા સ્થાપે છે; વળી હેમચંદ્રના અપભ્રંશને શૌરસેની અપભ્રંશ નામ આપે છે.

અત્રત્ય પરંપરામાં રુદ્રટનો ટીકાકાર નમિસાધુ, માર્કણ્ડેય, રામતર્કવાગીશ ઇત્યાદિ અપભ્રંશની અનેકતા સ્થાપે છે; પરંતુ તેમણે ચર્ચેલાં અપભ્રંશનું વાઙ્મય મળતું નથી. જે

૫. भोजदेव सरस्वतीकंठाभरण ( કાવ્યમાલા સીરીઝ ) । २ । १३ ।

श्रण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः
अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥

૬. कुवलयमालाकथा । (જુઓ अपभ्रंशकाव्यत्रयीની પ્રસ્તા૦ પા. ૧૧૦ પર અવતરણ) (सं. ८३५)

राईए पच्छिमजामे केण वि गुज्जरपहिएण इमं धवलदुवहयं गीयं । अवि य,
जो णवि विहुरे विमज्जणउ धवलउ कड्ढइ भारु ।
सो गोट्ठंगणमण्डणउ सेसउ व जं सारु ॥

૭. Prof. Pischel: Grammatik der Prakrit Sprachenનો પ્રવેશક (Eintlung) § 7. આ મતનું સમર્થન Sir. George Grierson, Encyclopaedia Brittanicaમાં 'પ્રાકૃત' પરના લેખમાં પણ કરે છે. ડા. વૂલનર 'Introduction to Prakrit'માં પણ આ મત ઉતારે છે. તેમ જ ડા. સુનીતિકુમાર ચેટરજી 'Origin and Development of Bengali Language'ની પ્રસ્તાવનામાં આ મત નોંધે છે.

અપભ્રંશ વાઙ્મય આપણી સમક્ષ છે તે ઉપરથી જો નિર્ણય બાંધવાનો હોય તો અપભ્રંશ એક ભાષા હતી એમ કહેવામાં કાંઇ બાધ નથી. દેશ્ય ભાષાઓને અપભ્રંશ નામ આપી અપભ્રંશની અનેકતા સંબંધે મતસ્થાપના કરાય; પણ એકલી મતસ્થાપનાએ શું વળ્યું? બીજાં અપભ્રંશોનું સાહિત્ય કયાં છે?[૮] તેમના ખાસ વ્યાકરણવિશેષોની ચર્ચા પણ કયા વૈયાકરણે કરી છે? માર્કણ્ડેય કે રામતર્કવાગીશે જે ચર્ચા કરી છે, તે તો જૂના શાસ્ત્રીઓની વિભાગપ્રિયતાને આભારી છે. નહિ તો શું બબ્બે સૂત્રે બસ એક અપભ્રંશ ખલાસ? બીજું કે, અપભ્રંશની અનેકતાના ઉલ્લેખો અપભ્રંશ બોલાતી બંધ પડયા પછીના છે. હા, એક જૂના અપભ્રંશ કવિ ત્રિભુવન સ્વયંભૂએ તેના બાપ ચતુર્મુખ સ્વયંભૂના અધુરા હરિવંશ પુરાણ પૂરું કરતાં ભાષાવૈચિત્ર્ય ખાતર એક સંધિ ઉમેરેલો છે જે મેં થોડા વખત પછી પ્રસિદ્ધ થવાની અપભ્રંશ પાઠાવલીમાં લીધેલો છે.[૯] તેમાં એણે ટક્કી અને માગધી ભાષાને અનુસરતા અપભ્રંશનું એકેક કડવું આપેલું છે. તેમાં પણ વિદગ્ધતા બતાવવાનો જ યત્ન છે.

આપણને અત્યારે મળતું સાહિત્ય અપભ્રંશ પ્રાકૃતની માફક સાહિત્યની પ્રકૃષ્ટ ભાષા થઇ ત્યાર પછીનું છે. તોપણ તેનું દૂધ પી ઊછરેલી દેશ્યભાષાઓનું સ્વરૂપ તેને અવલંબીને જ વિકસ્યું એને માટે પુરાવા આપી શકાય એમ છે. અપભ્રંશ પ્રકૃષ્ટ ભાષા થયાનો પુરાવો ધરસેન બીજાએ પોતાના બાપ ગુહસેન સંબંધી લેખમાં ગુહસેનને 'સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ એ ત્રણે ય ભાષામાં પ્રબન્ધોની રચનાથી જેનું અંતઃકરણ વધારે નિપુણ થયું છે.'[૧૦] એ વિશેષણથી વર્ણવ્યો છે. આ રાજા કાઠિયાવાડમાં—સુરાષ્ટ્રમાં—આવેલા વલભીનો રાજા હતો તે પણ ધ્યાનમાં લેવા જેવું છે. આ રાજાના લેખો ઇ. સ. ૫૫૯ થી ઇ. સ. ૫૬૯ સુધીના છે; એટલે ઇ. સ. છઠ્ઠા સૈકામાં અપભ્રંશ એક સાહિત્યભાષા બની હતી. આથી જૂનો અપભ્રંશ-પ્રયોગ એક વિદ્વાને ભરતના નાટ્યશાસ્ત્રમાંથી બતાવવા પ્રયત્ન કર્યો હતો; પણ તેની વિભ્રામકતા બે વિદ્વાનોએ ગયા વર્ષે જ સફળ રીતે બતાવી હતી.[૧૧] આપણને મળતું અપભ્રંશ સાહિત્ય નવમા દશમા સૈકાનું છે; એટલે કે અપભ્રંશ લોકોમાં બોલાતી હતી ત્યારનું સાહિત્ય તો આપણી પાસે નથી.[૧૨] મળી આવતા બધા અપભ્રંશ-સાહિત્યમાં

૮. અત્યાર સુધી અપભ્રંશ સાહિત્ય તરીકે બે પુસ્તક ડૉ. યાકોબીએ જર્મનીથી બહાર પાડયાં; બે ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝ તરફથી; ત્રણ કારંજા સીરીઝ તરફથી; અને એકાદ બે છૂટાંછવાયાં, આટલાં જ પ્રકાશનો અને તે સિદ્ધહેમની અપભ્રંશમાં છે એમ કહીએ તો ચાલે.

૯. આ ગ્રંથ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ તરફથી થોડા સમયમાં બહાર પડશે. તેમાં આ બીજું ઉદ્ધરણ છે.

૧૦. संस्कृतप्राकृतापभ्रंशभाषात्रयप्रतिबद्धप्रबन्धरचनानिपुणतरान्तःकरणः ઇત્યાદિ. આ ટાંચણ 'ઇન્ડી-એન્ટી.'માંથી પ્રો. યાકોબીએ 'भविसयत्तकहा'ની પ્રસ્તાવના પા. ૫૫ ઉપર નોંધ્યું છે.

૧૧. પ્રો. ગુણેએ 'भविसयत्तकहा' પ્રવેશક પાન ૫૧૦ ઉપર આ બતાવવા યત્ન કર્યો છે. દિ. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે 'પદ્યરચનાના પ્રકાર'માં તથા ગયા વર્ષના Indian Historical Quarterly'ના એકાદા અંકમાં એક બંગાળી વિદ્વાને આનો વિરોધ કર્યો છે.

૧૨. લગભગ સાતમા સૈકાની वसुदेवहिंडिमां धम्मिलहिंडिमां એક અપભ્રંશ ગીતક શરુઆતમાં જ છે; બાકી સળંગ કાવ્ય દણ્ડી અને ભામહ પછી મળેલા ચતુર્મુખ સ્વયંભૂનાં જ હાથ આવે છે. આ નવમા સૈકાનો કવિ.

સામાન્યતઃ જુદાપણું છે જ નહિ. જો એ લોકોની બોલાતી ભાષા હોત તો ક્યાંક ખાસ ફેરફારો જુદાજુદા લેખકોમાં આવ્યા જ હોત. બીજું કે જો અપભ્રંશ ફક્ત અમુક ભાગમાં બોલાતી ભાષા હોત તો મહાકવિ પુષ્પદન્તે માન્યખેટમાં જઈ અપભ્રંશ પુરાણો લખ્યાં ન હોત;[13] અને વળી 'બૌદ્ધગાન ઓ દોહા'માં નાથપંથીઓના અપભ્રંશ દુહાઓ આવ્યા ન હોત.[14] આથી એમ માનવાને કારણ મળે છે કે અપભ્રંશ એક કાળે પ્રાકૃત અને સંસ્કૃત જેવી વિદ્વદ્-માન્ય હોવી જોઇએ; અને ધરસેને તેથી જ તેના સંસ્કારી બાપને સંસ્કૃત અને પ્રાકૃત સાથે અપભ્રંશના પ્રબંધ રચવામાં નિપુણતર કહ્યો; ઉદ્દ્યોતને અપભ્રંશની અપ્રતિમ તારીફ કરી;[15] અને રાજશેખરે તેને ભવ્ય કહ્યો.[16]

અપભ્રંશે ગૂજરાતીને કડવાબદ્ધ આખ્યાનની શૈલી આપી છે; છપ્પા અને દુહાઓ આપ્યા;[17] આખ્યાનશૈલીના રૂઢિપ્રકાર આપી પોતાના અલંકાર આપ્યા;[18] ગદ્યનો એક પ્રકાર પણ આપ્યો. ગૂજરાતીની ભાષાબાંધણીએ અપભ્રંશ ભાષાનું સ્તન્યપાન કર્યું છે. ગૂજરાતી અને અપભ્રંશ ભાષાનો દીકરી અને માનો સંબંધ છે. આથી જ ગૂજરાતીની ગંગોત્રીનાં મૂળ અપભ્રંશમાં શોધવા સાચા ભાષાજિજ્ઞાસુને સંશોધનના દુર્લંઘ હિમાલય ચઢ્યા વિના, કોઈ બીજો આરો નથી.

મધુસૂદન ચિમનલાલ મોદી

---

૧૩. જુઓ પુષ્પદન્તનું जसहरचरिउ ( સં. ડૉ. પી. એલ. વૈદ્ય; કારંજા સીરીઝ નં. ૧. અમરાવતી સી. પી. )

૧૪. 'બૌદ્ધ ગાન ઓ દોહા' સં. હરપ્રસાદ શાસ્ત્રી. ગ્રંથ બંગાળી લિપિમાં છે.

૧૫. कुवलयमालाकथा । ( ભ. કા. ગ્રની પ્રસ્તાવ પાન. ૯૭ પરનું અવતરણ ) एयं पुण ण सुद्धं । ता किं अवहंसं होहिइ । हूं । तं पि णो जेण [तं] सकय-पाय [य]-उभय सुद्धासुद्ध पयसमतरंगरंगंतवग्गिरं णवपाउसजलयप्पवाहपूरपव्वालियगिरिणइ सरिसं समविसमं पणयकुवियपियपणइणी-समुल्लावसरिसं मणोहरं ।

આનાથી વધારે શી તારીફ હોય ?

૧૬. राजशेखरनुं बालरामायण અં. ૧, શ્લો. ૧૧ઃ

गिरः श्रव्या दिव्याः प्रकृतिमधुराः प्राकृतधुरः
सुभव्योऽपभ्रंशः सरसरचनं भूतरचनम् ।
विभिन्नाः पन्थानः किमपि कमनीयाश्चत इमे
निबद्धा यस्त्वेषां स खलु निखिलेऽस्मिन् कविवृषा ॥

૧૭ જુઓ 'બુદ્ધિપ્રકાશ' એપ્રિલ–જૂન, ૧૯૩૩. પા. ૧૮૮–૧૯૬ મારો લેખ નામે 'જૂના ગૂજરાતી દુહા.'

૧૮. જુઓ 'બુદ્ધિપ્રકાશ.' જુલાઈ–સપ્ટેંબર ૧૯૩૩. પા. ૨૩૩–૨૪૬, મારો લેખ નામે 'વનરાજિ વર્ણન.'

# સમુદ્રને

[ વસંતતિલકા ]

દીધેલ તેં અમી પીધું મળી દેવલોકે,
ને દ્વાર આ અમતણાં હજી મૃત્યુ ઠોકે;
દીધો મનોહર મહા વળી ચંદ્રમા તે
આવે ન કામ અમને કદી કૃષ્ણ-રાતે.

મોહાવતી મન ત્રિભુવનનાં રૂપાળી,
સૌંદર્યમાં કમલ-સત્વ સમી સુંવાળી;
દીધેલ લક્ષ્મી તુજ કો જન વિષ્ણુ જેવા
લેઈ જતા, અવરને મળતી ન જોવા.

ના રત્ન કો તુજ તણાં અમ રંકભોગ્ય
તું ગર્વથી ઉછળતો દીસતું અયોગ્ય.

ત્યારે કહું ક્યમ તને દીન-હીન વંદે ?
ખારાશ જે હૃદયની ગમતી તને ના,
જેને કલંક કડવું દધિ ! તું ગણે છે,
'મીઠું' બની અમ જગે રસ તે ભરે છે.

જેઠાલાલ ત્રિવેદી

# મેઘદૂત

## પૂર્વમેઘ

[ ભાષાંતરનો એક નમૂનો ]

[ ઈન્દ્રવજ્રા ]

કાન્તાવિયોગે અતિ કષ્ટદાયી, સ્વામી તણા શાપથી વર્ષભોગ્ય
છે ગ્રસ્ત જેનો મહિમા સમગ્ર, કો યક્ષ એવો અધિકારભ્રષ્ટ
સીતાજીના સ્નાન થકી પવિત્ર–પાણી–ભરેલાં સર જ્યાં સુરમ્ય
વૃક્ષો તણી જ્યાં ઘન ઝાડીઓ ત્યાં, વસી રહ્યો રામનગાશ્રમોમાં. ૧

[ મન્દાક્રાન્તા ]

વ્હાલીના એ વિરહદવના દાહમાંહિ જ યક્ષે
ગાળ્યા માસો અતિ દુખ થકી અષ્ટ જ્યાં વર્ષ કેરા
ગાત્રો તેનાં ગલિત થઈ ને શુષ્ક કૈં દીસતાં ને
સોનાનું જે વલય ભુજમાં તે સર્યું છેક નીચે.
વર્ષાના ત્યાં પ્રથમ દિવસે મેઘને જોઈ શૃંગે
વપ્રક્રીડા મહીં રસભર્યા મત્ત માતઙ્ગ ઢંગે ૨
આશ્ચર્યોનું સ્ફુરણ કરતા મેઘની તે સમક્ષ
આંસુ રોકી દુખિતહૃદયે થૈ ઊભો ધ્યાનપૂર્ણ
જેને દેખી મુદિત હૃદયો ભિન્નવૃત્તિ બને છે
શું કહેવું જે હૃદય તલસે પ્રેમીને ભેટવાને. ૩

[ વિપરીતપૂર્વા ]

વિયોગદુઃખે ઝુરતી પ્રિયાનું સંદેશથી જીવન રક્ષવાને
તે કિન્નરે કોમલ પુષ્પ વીણી સ્નેહે બહુ સ્વાગત કીધું તેનું. ૪

[ અનુષ્ટુપ ]

જલ, જ્યોતિ અને ધૂમ, વાયુ કેરો સમૂહ ક્યાં
સંદેશા ચેતનો દ્વારા મોકલાતા ખરે જ ક્યાં!

[ ઇન્દ્રવજ્રા ]

ઔત્સુકયથી ના જરીએ વિચારી વિત્તેશ તે મેઘ ભણી જ બોલ્યો,
"કામાર્ત જીવો નવ ભેદ ભાળે નિર્જીવ ને ચેતન ચેષ્ટિમાંહી". ૫
ઓ મેઘ! જાણું તુજને હું ભાઈ તું જન્મ પામ્યો અતિ ઉચ્ચ કૂળે
ઈચ્છા વડે રૂપ નવાં ધરે ને વૃત્રારિનો મુખ્ય ગણાય લોકે
તેથી થયો યાચક દૈવયોગે પ્રાણપ્રિયાથી વિખુટો પડેલો
'યાચ્યા ભલી નિષ્ફળ સદ્‌ગુણીમાં ના દુર્જનોમાં પરિપૂર્ણ થાતી' ૬
સંતપ્તનું તું શરણું અનેરું વ્હાલીવિયોગે બળતો છું ભાઈ.
સંદેશ પ્રેમે મમ પત્ની પાસે પ્હોંચાડ દીલે કરુણા ધરીને
ત્હારે જવાનું અલકાપુરીમાં યક્ષેશ્વરોની નગરી રૂપાળી
પ્રાસાદ જેના અતિ શુભ્ર દીસે શ્રીશંભુશીર્ષસ્થિત ચન્દ્રતેજે. ૭

[ શિખરિણી ]

વિયદ્‌માર્ગે જાતા ઘન તુજ ભણી દૃષ્ટિ કરશે
પ્રિયાઓ પાન્થોની અલક કરથી ઊર્ધ્વ ગ્રહીને
ધરી હૈયે આશા પ્રિયતમ તણા આગમનની
તને જોઈ કોને નિજ વિરહઘેલી નવ સ્ફુરે. ૮

[ મન્દાક્રાન્તા ]

ધીમી ધીમી પવનલહરી પ્રેરતી જો તને આ
ડાબી બાજુ મધુર નદતો છે વળી ચક્રવાક
ગર્ભોત્પત્તિ અતિ સુખથકી થાય તે ચિત્તમાં લ્હી
બાંધી શ્રેણી જલદ ! ગગને જો ઊભી છે બલાકા. ૯

[ આર્યા ]

દિવસો કેરી ગણના કરતી તે મુજ પતિવ્રતા સ્ત્રીને
નિશ્ચય ભાઈ ! નિરખીશ વ્યર્થ જશે ના પ્રયત્ન કંઈ ત્હારો
આશા કેરા બન્ધ કુસુમસુકોમલ પ્રિયા તણા દિલને
ગૂરતા સ્વામીવિયોગે રક્ષણ અર્પે કંઈ અનેરું. ૧૦

દુર્ગાપ્રસાદ શુક્લ

# લોકચર્યા

## અલીબાગ

**અ**મારા એક સગા અલીબાગમાં રહેતા હતા. તે વારંવાર અલીબાગનાં વખાણ કરી ત્યાં જવા આગ્રહ કરતા; પણ અમારાથી ત્યાં જઈ શકાયું નહોતું. અમારા તે સગા તો કેટલાંક વર્ષ ઉપર ગુજરી ગયા અને કોલાબા જિલ્લો જમીન નોંધણીખાતાના દક્ષિણ વર્તુલમાં મુકાયાથી આ વર્ષે ત્યાં જવાનું થયું ત્યારે અગાઉ ત્યાં નહિ જવાને માટે કંઈક ગ્લાનિ થઈ. પણ તે સુંદર સ્થળ જોવાની આ તક મળી તેથી સમૂળગું નહિ પણ મોડું તો યે સારું એ ન્યાયે સંતોષ થયો. મુંબઈની નજીક આવું રમણીય સ્થળ છે તે જાણવામાં આવે તો મુંબઈ જનારા અને ત્યાં વસતા માણસો તેનો લાભ લઈ શકે એ ઉદ્દેશથી આ લખવાની વૃત્તિ થઈ છે.

અલીબાગ જતાં પહેલાં પનવેલ, ઉરન અને એલીફન્ટા જવાનું થયું અને તે સ્થળો પણ રમણીય હોવાથી અલીબાગ વિષે લખતાં પહેલાં તે સ્થળની થોડી હકીકત આપવી અસ્થાને નહિ ગણાય.

### પનવેલ

મુંબઈથી પૂના જવાના રસ્તા ઉપર મુંબઈથી ૪૮ માઈલ દૂર કોલાબા જિલ્લાના એક તાલુકાનું એ મથક છે. ત્યાં નાનું બંદર છે. આ કસ્બાની વસ્તી આશરે દશ હજારની હોવા છતાં તેની કેટલીક પ્રવૃત્તિઓ વખાણવા યોગ્ય છે. કોંકણ એજ્યુકેશન સોસાયટીની ત્યાં હાઈસ્કૂલ છે. તે સોસાયટી પનવેલ, અલીબાગ અને મહાડમાં હાઈસ્કૂલો ચલાવે છે. લેડી વિલ્સન વિલેજ મેટર્નીટી સ્કીમ પ્રમાણે બે સુવાવડખાનાં છે. તે પૈકી એકમાં દાઈઓ અને નર્સોને શીખવવાનો વર્ગ ચલાવવામાં આવે છે. ચાર વ્યાયામશાળાઓ છે; પણ જેનાથી પનવેલ મશહૂર થયું છે તે તો ધૂતપાપેશ્વર ફાર્મસી છે. ત્યાં વીજળિક બળથી શાસ્ત્રોક્ત રીતે મોટા પાયા ઉપર આયુર્વેદિક આપધો તૈયાર કરવામાં આવે છે. તેના માલિક રા. પુરાણીક છે. પનવેલની દરેક સંસ્થાના તે આત્મા છે અને એક સારી રકમનું ટ્રસ્ટ કરી ધર્માર્થે દવાખાનું પણ ચલાવે છે. આવા કસ્બામાં આવી ઉપયોગી સંસ્થા અને પ્રવૃત્તિઓ ભાગ્યે જ જોવામાં આવે છે.

### ઉરન

પનવેલથી આશરે પંદરેક માઈલ ઉપર ખાડીને કાંઠે આવેલું કોલાબા જિલ્લાના એક મહાલનું આ મથક છે. ત્યાં ખાનબહાદુર ભિવંડીવાળાનો મુંબઈના વિક્ટોરિયા ગાર્ડનને મળતો નાનો પણ સુંદર બાગ છે. અને તેમાં સિંહ, વાઘ, રીંછ વગેરે જાનવરો રાખેલાં છે. ઉરન મુંબઈથી દરિયારસ્તે ૭ સાત માઈલ હોવાથી અને બે માઈલ દૂર મોરા બંદરે

સ્ટીમર આવતી હોવાથી બાગના આકર્ષણને લીધે તહેવારોના દિવસે મુંબઈવાસીઓ સહેલ-ગાહે આવે છે. ઈંદના રોજ જવાનું થયું ત્યારે હિંદુ, મુસલમાન, પારસી, યુરેશિયન અને યુરોપિયન વગેરે મળી આશરે સોએક માણસો આવ્યાં હતાં. ઉરનમાં મહુવા, તળાજા અને ઘોઘાના મળી એકંદર આશરે ૭૦ ગુજરાતીનાં ઘર છે.

### એલીફન્ટા

ધારાપુરી બેટમાં મુંબઈથી આશરે ચારપાંચ માઈલને છેટે આવેલી આ ગુફાઓ એટલી બધી જાણીતી છે કે તેને વિષે લખવું પિષ્ટપેષણ છે. અને લખાણ કરવામાં આવે તો તે ઘણું લાંબું થાય. તે ગુફાની મુખ્ય પ્રતિમા ત્રિમૂર્તિ છે. અને ઉત્પત્તિ, સ્થિતિ અને લય સૂચવતી શંકરના તાંડવ નૃત્યની ખડ્ગ અને ખપ્પર ધારણ કરેલી અને ધ્યાનસ્થ એ પ્રમાણે શંકરની ત્રણ પ્રતિમાઓ જુદી છે.

### અલીબાગ

જમીનરસ્તે અલીબાગ મુંબઈથી આશરે ૮૦ માઈલ દૂર છે. અને ત્યાં થાણા, પનવેલ, પેન, ધરમતર થઈને જવાય છે. દરિયારસ્તે સ્ટીમરમાં મુંબઈથી બાર માઈલ દૂર રેવસ બંદરે ઊતરી મોટર સર્વીસમાં ૧૫ માઈલ જવાનું હોય છે. જળરસ્તે આ પ્રમાણે ઘણી જગાનાં અંતર કમી થાય છે અને હવે એરોપ્લેનના યુગમાં તો કાગની માફક સીધા ઊડી શકાતું હોવાથી ગતિ વધારે હોય છે અને તેથી અંતર ઘણું અને જલદીથી કપાય છે.

અલીબાગ અને રેવદન્ડા વચ્ચેનો આશરે દશ માઈલ લાંબો અને એકાદ માઈલ પહોળો દરિયાને કાંઠે આવેલો પ્રદેશ એ ખરેખર નામ પ્રમાણે રમણીય બાગ છે. આશરે બસો વર્ષ ઉપર થઈ ગયેલા એક તવંગર અલી નામના મુસલમાને આ પ્રદેશમાં ઘણા કૂવા ખોદાવ્યા અને વાડીઓ બનાવી તેથી તેના નામ ઉપરથી અલીબાગ નામ પડયું. જૂની મામલતદાર કચેરી અને હાલ મ્યુનિસિપાલ ઑફિસ પાસે અલીની કબર છે. અહીં કૂવામાં દશથી પંદર ફીટની અંદર પાણી મળી આવે છે. અને તેથી તે પાણી લાવવું નથી. રેવદન્ડાના એક કૂવા ઉપર તો પાંચ રેંટ ચાલતા જોયા. બસીન અને પાલઘરના સમુદ્ર તીરે પણ આ પ્રમાણે કુવામાં પાણી નીકળે છે. ખારા પાણીથી ભરેલા સમુદ્રને અડીને જ આવાં મીઠાં પાણી મળી આવે છે એ કુદરતની કે કીરતારની ખૂબી છે. વાડીઓ ઘણેભાગે નાળીએર અને સોપારીની છે. બસીનની વાડીઓમાં પાન અને કેળ ઘણે ભાગે હોય છે. આ પ્રદેશમાં ખરે બપોરે ફરતાં પણ સૂર્યનો તડકો ભાગ્યે જ જોવામાં આવે છે.

ગુજરાતમાં આવો પ્રદેશ અમલસાડથી માંડી કછોલી, સોનવાડી અને સાલેજ સુધી જોવામાં આવે છે. આ પ્રદેશ બ્રિટિશ અને ગાયકવાડી હદનાં મળી આશરે પંદરેક ગામ છે. તેને ત્યાંના લોકો 'વાડીવન'નાં ગામ કહે છે. ત્યાંની વાડીઓમાં ઘણેભાગે દેશી અને કલમી આંબા, ફણસ, ચીકુ વગેરે હોય છે અને કોઈ કોઈ જગાએ શેરડી, પીપર અને ધણાખરી જોવામાં આવે છે. સોનવાડીના ફણસ, ધમડાછાની રસની દેશી કેરી અને ધમડાચીની "મામાની હાપૂસની કેરી" વખણાય છે; અને મુંબઈમાં તેનો ભાવ ઊંચો રહે છે. આવો રળીઆમણો પ્રદેશ ગુજરાતમાં બીજે ઠેકાણે જોવામાં આવતો નથી.

અલીબાગમાં દરિયા તરફથી આ પ્રદેશ ઘણો રળિયામણો લાગે છે. ઊંચી ઊંચી નાળીએરી અને તાડની લાંબી હાર, અને તેમાં થોડે થોડે અંતરે સુતની તેથી પણ ઊંચાં ઝાડની પટા હોય છે અને તેની પાછળ સિહાદ્રી પર્વતની ટેકરીઓની હારમાળા છે. નગ

અલીબાગમાં તો ઉપર દર્શાવ્યા પ્રમાણે કુદરતનું સુંદર દૃશ્ય અને સમુદ્રકિનારાથી એકાદ ફર્લાંગ સમુદ્રની વચમાં આવેલા કિલ્લા સિવાય ખાસ જોવાં લાયક મેગ્નેટીક ઑબ્ઝરવેટરી અને હાઇસ્કૂલ છે. ઑબ્ઝરવેટરીના મકાનમાં ટેમ્પરેચરમાં સામાન્ય રીતે ફેરફાર ન થાય માટે ત્રણ ફીટની અંતરે પથ્થરની બે દિવાલો ચણી લીધેલી છે. અને તેની અંદર લગભગ તેટલે જ અંતરે બે લાકડાની દિવાલો બનાવી છે. અને લોખંડની જગ્યાએ પિત્તળ કે ત્રાંબુ વાપર્યું છે. પથ્થર પણ અમુક ખાસિયતનો વાપર્યો છે. અને લોહચુંબકની સોયને ન જોઈતું ખેંચાણ ન થાય એટલા માટે લોઢાની કોઈ પણ ચીજ લઈને તેમાં દાખલ થવા દેતા નથી. અને તેજ કારણસર તેની આસપાસ પાંચ માઇલની અંદર વીજળીનું કાંઈ પણ કામ નહિ કરવા દેવાનો ઠરાવ છે. અહીં ઊભું અને આડું મેગ્નેટીક દબાણ કેટલું છે, અને ઉત્તર-કોણમાં કેટલો તફાવત પડતો જાય છે તે તેનાં યંત્રો દ્વારા જોઈ નોંધવામાં આવે છે. અત્યાર સુધીના અનુભવો ઉપરથી એવું માલમ પડ્યું છે કે પૃથ્વી વર્ષમાં ચાર સિનિટ પશ્ચિમ તરફ ખસતી જાય છે.

અહીં કોંકણ એજ્યુકેશન સોસાયટીની ખાસ વિશિષ્ટતા એ છે કે તેમાં ત્રીજાથી પાંચમા ધોરણ સુધીમાં દરેક વિદ્યાર્થીને મુદ્રણકળા, સુતારીકામ અગર હાથવણાટ, એ ત્રણમાંથી એક ફરજિયાત શીખવું પડે છે. દરેક વિષયનો ત્રણ વર્ષનો કોર્સ હોય છે અને તેનું શિક્ષણ દરરોજ બે કલાક આપવામાં આવે છે. અને દરેક વર્ષે વિક્ટોરીઆ જ્યુબીલી ટેકિનકલ ઇન્સ્ટીટ્યુટ પરીક્ષા લઈ પ્રમાણપત્ર આપે છે. દરેક કામના નમૂના જોયા તો ત્રણ વર્ષમાં વિદ્યાર્થી શીખીને સારું કામ કરી શકે છે એમ જણાયું. આ બાબત વિશે ખાસ ધ્યાનમાં લેવા જેવી હકીકત એ છે કે હાથવણાટ ખાતા સિવાયનાં બે ખાતાંમાં વિદ્યાર્થીઓ કામ કરે છે તેમાંથી પોતાનું ખર્ચ નિભાવી શકે છે.

અલીબાગની ઉત્તરે સાત માઇલ દૂર કંકેશ્વર મહાદેવનું સ્થળ અને દક્ષિણમાં આઠથી દશ માઇલ દૂર ચૌલ અને રેવડન્ડા એ સ્થળો ખાસ જોવાલાયક છે.

### કંકેશ્વર

રેવસ બંદરે ઊતરી અલીબાગ જવાના રસ્તે નવ માઇલથી આ સ્થળ પૂર્વ તરફ બે માઇલ અંદર આવેલું છે. આશરે બારસો ફીટ ઊંચી ટેકરી ઉપર આ મહાદેવનું સ્થાન છે અને ત્યાં જવાને માટે આશરે બાર ફીટ પહોળાં અને આશરે સાડાસાતસો પગથીઆં બાંધેલાં છે. રઘોજી આંગ્રેઆના દીવાન ગોવિંદ રેવદાસ નામના અલીબાગના વણિક ગૃહસ્થે સને ૧૭૭૪ની આસપાસ આ પગથીઆં બંધાવ્યાં છે. લગભગ અડધે રસ્તે પગથીઆં ખુલ્લી જગ્યામાં છે અને તે ચડતાં ડાબી બાજુ સમુદ્ર અને મુંબઈ શહેરનો સુંદર દેખાવ અને જમણી તરફ સિંહાદ્રી પર્વતની વનમાળાનો ભવ્ય દેખાવ જોવામાં આવે છે.

લગભગ અડધે રસ્તે ગાયમાંડી એટલે એક ચોતરા ઉપર ગાયની પ્રતિમા છે. દંતકથા એવી છે કે મુંબઈના વાલકેશ્વરના દેવળમાંથી દરરોજ ગાય કંકેશ્વર આવતી અને મહાદેવને દૂધથી નવરાવી જતી. એક દિવસ ભરવાડે તેને દૂધથી શંકરને નવરાવતા જોઈ એને પકડવા તજવીજ કરી. તે વખતે પોતે છતી થઈ માટે મહાદેવના મંદિરથી ગાયે કૂદકો માર્યો અને આ સ્થળે પડી. જડેશ્વર (વાંકાનેર) વગેરે બીજે ઘણે સ્થળે પણ આવી દંતકથાઓ પ્રચલિત છે.

અડધે રસ્તે ગયા પછી પગથીઓ અશોકવૃક્ષોની ઘટામાં થઈને પસાર થાય છે અને ત્યાં આગળ રસ્તો ટેકરીની બાજુ પર વાંકોચૂંકો હોવાથી ઘડીકમાં સમુદ્ર અને મુંબઈનું સુંદર દૃશ્ય અને ઘડીકમાં સહ્યાદ્રિ પર્વતનું ભવ્ય દૃશ્ય વારાફરતી દેખાય છે.

ટેક ઉપર કનકેશ્વર મહાદેવનું મંદિર છે અને તેની પાસે રામકુંડ, વિષ્ણુકુંડ, શિવકુંડ અને બ્રહ્મકુંડ, એવા ચાર કુંડો છે. સંસ્થાનું એક સગવડવાળું મકાન છે, અને તે ઉપરાંત ભાનુસાળી, દક્ષિણી અને ગુજરાતીની એમ ત્રણ ધર્મશાળાઓ છે. તેમાં બે ત્રણ દિવસો જે આવે તેને ઊતરવા દે છે; પણ વધારે મુદત જેને રહેવું હોય તેને તેના વહીવટદારની પરવાનગી મેળવવી પડે છે. ત્યાં ચાર પાંચ બ્રાહ્મણોનાં ઘર છે અને થોડા માણસને જમવાની સવડ સહેલાઈથી થઈ શકે એમ છે. મંદિરથી સોએક વાર દૂર ગોમુખ છે અને ત્યાંથી સમુદ્ર અને મુંબઈનું દૃશ્ય ઘણું સુંદર દેખાય છે. ત્યાં આગળ મુંબઈની રસ્ટીક લીગ થોડી જમીન લઈ મકાનો બાંધવાની તજવીજ કરે છે અને થોડે દૂર કૈવલ્યધામની સંસ્થા તરફથી પણ થોડી જમીન રખાઈ છે. મુંબઈથી સ્ટીમર અને મોટરરસ્તે પચીસ માઈલની મુસાફરી બે કલાકમાં એક રૂપિયાના ખર્ચે કરી શકાય તેમ હોવાથી અને દિવસમાં ત્રણ વખત સ્ટીમર આવતી હોવાથી તથા ટેકરી અને દરિયાની હવાનો એકત્ર લાભ મળતો હોવાથી કેટલેક કાળે આ સ્થાન હવા ખાવાનું સ્થળ થાય તો નવાઈ નહિ.

## ચૌલ-રેવદન્ડા

અલીબાગથી દશ માઈલ ઉપર આ બે સુંદર બાગાયત ગામો આવેલાં છે. ઉપર લખ્યા પ્રમાણે કૂવામાં પાણી પૂરતાં હોય છે અને નાળીએર અને સોપારીની ઘણી સુંદર વાડીઓ છે. લગભગ બધો જ રસ્તો સુંદર વાડીઓને રસ્તે સર્પાકારે જાય છે, અને સૂર્યપ્રકાશ ભાગ્યે જ દેખાય છે. હાલ આ બે ગામ જુદાં છે અને તે બેની વચ્ચે લગભગ ત્રણ માઈલનું અંતર છે. પણ પ્રાચીન વખતમાં ત્યાં એક મોટું નગર હતું ઈ. સ. પૂર્વે ૧૨૦૦ ની સાલમાં ગુજરાતમાં જ્યારે કૃષ્ણનું રાજ્ય હતું ત્યારે ચંપાવતી અને રેવતી ક્ષેત્રના નામથી આ નગર જાણીતું હતું, એમ સ્થાનિક હિંદુ દંતકથા કહે છે. ઈ. ૧૩૦ની સાલથી તેનો ઉલ્લેખ જુદા જુદા લેખોમાં મળે છે. અને ૧૨૦૦ ની સાલની આસપાસ અહીંના લોકોની ભાષા લાટી એટલે ગુજરાતી હતી, અને ખંભાતની વચ્ચેનો મુલક ગુજરાત કહેવાતો. આ અરસામાં આ સ્થળે લાકડાની રંગીન પેટીઓ, કબાટો, પલંગો, અને હોકો, પારણાં પટારા વગેરે કારીગરીના સુંદર નમૂના બનતા, અને સુતર અને રેશમનું કાપડ હાથવણાટથી તૈયાર થતું. ત્યાર પછી જુદા જુદા સમયે હિંદુ મુસલમાન પોર્ટુગીઝ અને મરાઠાનું ત્યાં રાજ્ય હતું. આ સ્થળે હિંદુ મુસલમાન અને પોર્ટુગીઝ એ ત્રણેની સંસ્કૃતિનાં ચિહ્નો આજ પણ જોવામાં આવે છે. રેવદન્ડાના સાગરકોટમાં બ્રાહ્મીનના કિલ્લાની માફક પોર્ટુગીઝ દેવળો, કોઠી, મઠ વગેરેનાં ખંડેરો છે. બ્રાહ્મીનનાં ખંડેરો કંઈક સારી સ્થિતિમાં છે, ત્યારે અહીંના ખંડેરો લગભગ તદ્દન નાશ પામ્યાં છે. અત્યારે તો આખાયે કોટનાં નાળીએરની વાડીઓ થયાં છે અને તેમાં પૃથક્ પૃથક્ ખંડેરો આવેલાં છે. આ ખંડેરો જોતી વખતે " રાજ રાજા અડક સેના નિશાન થી તમ રાજ તણી "ચાલ્યું" જાત સ્વાભાવિક રીતે યાદ આવે છે. મુસલમાની સ્મારકોમાં મસ્જદ કબર વગેરેનાં ખંડેરો છે. હિંદુઓનાં સ્મારકોમાં બૌદ્ધની ગુફાઓ, ટેકરી ઉપર ઊભો કોટ જેને અનુમાને સોમની સ્ટોરી હીંગળાજનું મંદિર, સરગી

ફીટ ઊંચે ટેકરી ઉપર દત્તનું મંદિર વગેરે સ્થળો છે. આ પૈકી હિંગળાજ માતા અને દત્તનાં મંદિર હાલ સારી સ્થિતિમાં છે. બન્ને ઠેકાણે જવાનાં પથ્થરનાં પગથિયાં બાંધેલાં છે. બન્ને ઠેકાણે ધર્મશાળાઓ છે. જો કે દત્તના મંદિર કરતાં સગવડ હીંગળાજ માતાના મંદિરમાં વધારે છે, પણ કુદરતી દશ્ય દત્તનાં મંદિર ઉપરથી અતિશય સુંદર લાગે છે. પશ્ચિમ તરફ નાળીએર અને સોપારીની કેટલાક માઇલ સુધી વાડીઓ છે. તેની પાછળ તાડ ને સુરનાં ઝાડની હાર અને તેની પાર સમુદ્ર છે; જ્યારે દક્ષિણ પશ્ચિમ અને ઉત્તર તરફ સિહાદ્રિ પર્વતની ટેકરીઓની હાર છે. સમુદ્ર તરફ કોરલી અને અલીબાગના કિલ્લા દેખાય છે ત્યારે ઉત્તર-પૂર્વ તરફ સારગઢનો કિલ્લો આવેલો છે. દક્ષિણે કુંડલિકા નદીનું મૂળ ઊર્ફે રોહાની ખાડી અને તેની બીજી તરફ જંજીરાના ડુંગરોની હારમાળા દેખાય છે. આ દશ્યનો ચિતાર આપવાનું કામ સારા ચિત્રકાર કે કવિથી થઇ શકે તેમ છે.

આબુ ગિરનાર વગેરે દરેક સ્થળે દત્ત મોટા ઘંટ લઇ ઊંચામાં ઊંચી ટેકરી ઉપર કેમ બિરાજે છે એવો પ્રશ્ન દત્તના મંદિરમાં સ્ફૂર્યો, અને તે બાબત વાતચીત કરતાં નીચે પ્રમાણે તેનું નિરાકરણ થયું તે ખરું હો કે ખોટું હો, પણ સ્વાભાવિક તો લાગે જ છે. દત્તે દરેક કોટીના એકંદરે ચોવીસ ગુરુ કરી જ્યાંથી મળી આવ્યું ત્યાંથી જ્ઞાન સંપાદન કર્યું હતું અને પોતાનો દાખલો જગતને જણાવવા અને તે પ્રમાણે વર્તવાનો, કહેવત પ્રમાણે છાપરા ઉપર નહિ તો મળી આવતા ઊંચે સ્થળે ઊભા રહી ઘંટ વગાડી ઉપદેશ આપે છે.

રેવડન્ડા એ કુંડલિકા નદીના મુખ અર્થાત્ રોહા ખાડી ઉપર આવેલું પ્રાચીન બંદર છે. તે કુદરતી તેમ જ સૌરક્ષિક બંદર છે તેથી સ્ટીમર ફુરજા સિવાય ત્યાં લાંગરી શકે છે. ત્યાંથી સમુદ્ર ફક્ત અડધો માઇલ જ દૂર હોવા છતાં બંદરમાં આવ્યા પછી સ્ટીમરને તોફાન લાગવાનો ભય રહેતો નથી.

રેવડન્ડાનાં રિંગણાં બહુ વખણાય છે અને તે લગભગ એક ફુટ લાંબા હોય છે. તેનો રંગ ચકચકિત કાળો હોય છે અને તદ્દન બી વિનાના હોય છે. બંદર ઉપર સ્ટીમરના સમયે વેચાવા આવે છે અને લગભગ દરેક ઉતારૂ થોડાં ઘણાં લઇ જાય છે. મહારાષ્ટ્રમાં કૃષ્ણાકાંઠાના રિંગણ વખણાય છે ત્યારે ભરૂચમાં બોરભાઠાનાં રીંગણાં ખાસ વખણાય છે. પણ તે તદ્દન ગોળ હોય છે. નાળીએરની પણ એક ખાસ જાત અહીં થાય છે. તેને મહુવાના નાળીએર કહેવામાં આવે છે. તે નાળીએરનું પાણી સાકર નાખ્યા જેવું મીઠું હોય છે, અને કોપરાને ખમણી ખાવામાં આવે છે ત્યારે બિલકુલ કૂચા વળતા નથી. અને થોડી સાકર નાખેલા માવા જેવો સ્વાદ લાગે છે.

રેવડન્ડાથી સ્ટીમર રસ્તે મુંબઇ માત્ર પચીસ માઇલ દૂર છે. તેનું ભાડું બાર આના થાય છે. અલીબાગથી રેવડન્ડા આવવાનું મોટર સર્વિસનું નૂર આઠ આના છે.

મુંબઇથી રવિવારની રજામાં "વિક ઍન્ડમાં" આ પ્રદેશની સફર બહુ સારી રીતે થઇ શકે. શનિવારે બપોરની સ્ટીમરમાં નીકળી રેવસ ઊતરી કંકેશ્વર રાત રહેવાય. બીજે દિવસે અલીબાગ થઇ ચૌલ જોઇ દત્તના સ્થાનમાં રાત રહી શકાય. સોમવારે સવારે નીકળી રેવડન્ડા જેધ સ્ટીમર રસ્તે ૧૦–૧૧ વાગે મુંબઇ પહોંચાય. એકંદરે ખર્ચ ભાડાના મોટર અને સ્ટીમરના માણસ દીઠ અઢી રૂપીઆ થાય. ચોમાસા સિવાય કોઇ પણ મોસમમાં આ સફર કરી શકાય, પણ ઉનાળો અને અજવાળી રાત હોય તો અનેરો આનંદ આવે.

શાન્તા કવિ



## (૧) ગુજરાતી લિપિ

હાલની ગુજરાતી લિપિ વિશે નર્મવ્યાકરણમાં સદ્ગત નર્મદાશંકર નીચે પ્રમાણે કહે છે:

ગુજરાતી લિપિમાં એક ઇ, એક ઉ (ઋ. ઙ, ઞ, ષ, ણ, ળ, ક્ષ ને જ્ઞ તો નહિ જ, ષને માટે એ અને ૫ તથા ક્ષ ને માટે ખ વર્ણો હતા. ગુજરાતી લિપિ અશુદ્ધ ને અપૂર્ણ હોવાથી, તે માત્ર વેપારીઓનાં નામાંઠામાંમાં, કામકાજનાં કાગળપત્રોમાં, સરકારી કામના કાગળોમાં અને કવિયોના ગ્રન્થોમાં વપરાતી જોવામાં આવી છે, હાલના જેવા ગદ્યગ્રન્થોમાં વપરાઈ નથી. કેટલાંક સંસ્કૃતનાં ભાષાન્તરો (ગદ્યમાં) બાળબોધ લિપિમાં લખાયાં છે. ગુજરાતી લિપિ, ગ્રન્થ લખવાને અનુકૂળ નહિ તેથી બિજી પ્રાકૃત ભાષાના ગ્રન્થો બાળબોધમાં માટે કરનલ જેરવિસના વખતમાં સઘળાં પુસ્તકો બાળબોધમાં છપાવાં, પણ પછી એ લિપિ, ધનવાન ગુજરાતીઓને તથા રહોંચા ગુજરાતીઓને અને પરદેશી પારસીઓને અઘરી લાગ્યાથી (વ્હેલી વિદ્યા પસરે એહેવે ઇહાને) ગુજરાતી લિપિમાં ગ્રન્થ લખાવા માંડવા અને વ્યાકરણ, ઇસપનીતિ પંચોપાખ્યાન આદિ લઈ કેટલાક ગ્રન્થો એ લિપિમાં લખાયા; પણ અશુદ્ધ ને અપૂર્ણ લિપિમાં ગ્રન્થ શોભે જ નહિ એમ પાછો વિચાર થતાં એહેવું ચાલ્યું કે ગુજરાતી લિપિને બાળબોધના જેવી શુદ્ધ તથા પૂર્ણ કરવી, પણ ગ્રન્થ તો એ જ લિપિમાં લખવા—એ રીતે ગુજરાતી લિપિ (બંગાલી લિપિની પેઠે) ગ્રન્થો લખવામાં ચ્હોળી વપરાવા લાગી.

બાળબોધ લિપિ, ન બદલાતાં ચાલુ રાખી હત તો બિજી ભાષા બોલનારને ગુજરાતી શિખવું સ્હેલ પડત; વળી હિન્દુસ્તાની, મરેઠી આદિ સઘ પ્રાકૃત ભાષાના ગ્રન્થોની લિપિ બાળબોધ જ છે ત્હેની ઓળખી પણ રહત. યુરપખણ્ડના સઘળા દેશોની ગ્રન્થલિપિ એક જ છે તેથી યુરપખણ્ડને કેટલો લાભ અને માત્ર હિન્દુસ્તાન દેશના જુદા જુદા ભાગોની જુદી જુદી ગ્રન્થલિપિ હોવાથી સર્વ દેશીને તો રહ્યો અફસોસ ભાષાના લોકને કેટલો ગેરલાભ છે!!

(નર્મ વ્યાકરણ, વર્ણવિવેક પૃ. ૪૫ે વર્ણ શબ્દ નીચેની ટીપ.)

## (૨) "મૉન્ટો યાકુશીન" દેવાલય તંદુરસ્તીનો વ્યાપાર કરે છે.

### પ્રજાજનોને મંત્રોનું વેચાણ : તેથી થતું રોગોનું નિવારણ

જાપાન પ્રગતિશીલ આરોગ્યખાતું ધરાવે છે. ત્યાંના દાક્તરો જગતના કોઈ પણ દેશના દાક્તરો કરતાં ઊતરે તેમ નથી, છતાંય આશ્ચર્ય ઉપજે એટલી મોટી સંખ્યામાં લોકો પુરાતન મંત્રવિદ્યામાં હજી પણ શ્રદ્ધા ધરાવે છે: અર્વાચીન દાક્તરી ઉપચારો કરતાં ત્હેને મદદ આપે છે ને કેટલીક વાર તો સહાયતાની શરતે માસરા મન્ત્રનો ઉપયોગ કરવામાં આવે છે.

એક દેવાલય એવા મંત્રોપચારનું મુખ્ય ધામ હતું. તેણે તા. ૧૮–૧૯ જાન્યુઆરીને રોજ પોતાનો વાર્ષિક ઉત્સવ ઉજવ્યો. બીજે દિવસે બરફનું જબરું તોફાન હતું છતાં ય લોકોનાં તો ટોળેટોળાં ત્યાં ઊભરાયાં હતાં. દરેક જણ પોતે ખરીદેલો ગત વર્ષનો મંત્ર ત્યાં નાખી જઇ નવા વર્ષ માટે નવો મંત્ર ખરીદતું.

આ દેવાલય મૉન્ડો યાકુશી નામથી સુપ્રસિદ્ધ છે. કામે કોલેજના નવા મેદાનમાં, ઓસાકા ને કોબેથી અર્ધે રસ્તે, ને કન્સાઇ ગાર્ડનની પાડોશમાં જ તે આવેલું છે. ત્યાં આવનારાઓમાંના ઘણાખરા ગ્રામ્ય જનો હતા. એમાંના કેટલાક તો સદીઓ થયાં ત્યાં આવતા હશે, એમાં શંકા ન થાય. આજ વર્ષો થયાં તેઓ અજાણ્યા દર્દો ને રોગચાળાથી આ મંત્રો દ્વારા રક્ષણ મેળવવા મથી રહ્યાં છે.

ધોધમાર બરફ વરસતો હતો છતાં ય આ મેળા પર તેની કશી જ અસર થવા પામેલી નહિ. માત્ર પગનાં તળિયાંને ઠંડીના ચમકારા લાગતા. નાની નાની દુકાનો બંધાઇ ગયેલી હતી તેને સારી પેઠે શણગારવામાં આવી હતી. એ બધાં પર બરફનાં ચોસલાં અથડાતાં. ટેકરી પરના મંદિરે ચડતાં લોકોનાં રંગબેરંગી વસ્ત્રો પણ છંટકાવતાં. એ પુરાણું નાનકડું દેવાલય છે. વર્ષનો મોટો ભાગ ત્યાં બિલકુલ વસ્તી નથી હોતી. પરંતુ અશ્વિનીકુમાર "યાકુશી" નું એ સ્થાનક હોવાથી એના વાર્ષિક ઉત્સવના આ બે દિવસોમાં લોકોનાં ટોળેટોળાં ઊતરી પડે છે.

વેદી આગળ ચાલુ ઘંટારવ થયા જ કરે છે, ચોમેર ધૂપ ને અગરબત્તીની સુગંધ પ્રસરી રહે છે, પૂજા કરવા આવનાર મીણબત્તીની દીપાવલિઓ ધરાવ્યે જ જાય છે.

પરંતુ આ બધી ધમાલમાં એક જ ગંભીર વાત હોય છે. પુરોહિતો હારબંધ બેસી મંત્રો વેચતા હોય છે ને તે ખરીદવા પડાપડી થાય છે. કેટલાક ધાર્મિક વૃત્તિઓવાળા ભક્તજનો પીછાંવાળાં નાનકડાં તીર ખરીદે છે. કેટલાક વાંસની ચીપમાં કાળા અક્ષરે લખેલું કાગળિયું પસંદ કરે છે. ચેપી રોગો ને રોગચાળાથી બચવા માટે એ મંત્રો "યાકુશીન"ના નામે વેચાય છે.

માંદગીના સૂત્રધારોને હિંદુ નામ આપવામાં કાંઇક વિચિત્ર રીતે ગોટાળો થયેલો લાગે છે. ખરી રીતે મૂળ શીંટો નામ છે. જ્યારે બૌદ્ધધર્મ સ્થાનિક શીંટો દેવતાઓ સાથે પોતાના દેવતાઓ સરખાવતા હતા ત્યારે યાકુશીને શીંટો દેવતા સુકુના બીકોનાના અવતાર ગણવામાં આવ્યા. શીંટો દેવતા ઠીંગુજી હતો. એના નામનો અર્થ "નાનો રાજકુમાર" થતો. જાપાનીઝ સિવાય બીજા દેશોની પુરાણકથાઓમાં ઠીંગુજીઓને રોગ શમાવનાર લેખવામાં આવે છે. એને જાદુ ને મંત્રોચ્ચારની કળા લોકોને શીખવાડતાં આવડતી; પરંતુ અત્યારે એનાં દેવાલયોમાં પૂજા ઓછી થઇ ગઇ છે, જ્યારે યાકુશીએ તેનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

આ પ્રમાણે દર્દો નિવારનાર પુરાણા દેવો જોડે યાકુશી લોકોના મનમાં ભળી ગયા ને યાકુશીન તરીકે વિખ્યાત થયા. પછી વખત જતાં એ રક્ષણહાર દેવતાઓને એ નામે ઓળખવાને બદલે રોગના ચાલકો જ એ નામે ઓળખાવા લાગ્યા. એટલે જે તાવીજો કે મંત્રો આપવામાં આવે છે તેના ઉપરનાં લખાણમાં યાકુશીનથી માલિક બચે એવું લખાયેલું હોય છે. તેનો આકાર એમનું પુરાણું મૂળ દર્શાવે છે.

પુરોહિતોના મુગટમાં આડાં તીર ગોઠવવામાં આવતાં. દેવાલયના બીજા દ્વારોમાં પણ તીરને અગ્રસ્થાન અપાતું, એ ઉપરથી એ કેટલો પુરાણો રિવાજ છે તે નક્કી થાય છે.

એ અઠવાડીઆમાં બીજાં દેવાલયોમાં પણ ઉત્સવો ઉજવાય છે. તેમાં કોબે દેવળીએ સ્થાપેલી શીંગન જાતિનાં બધાં દેવળોનો સમાવેશ થાય છે. એકત્રીસમી તારીખે આ બધાં જ મંદિરો નિયમિત રીતે ઉત્સવ ઉજવે છે. પરંતુ એમાંનું પ્રથમ ખાસ અગત્યનું છે.

આ જાતિનું મુખ્ય મંદિર ટોજીનું છે. ને ક્યોટો રેલવે સ્ટેશનની નજીક આવેલું છે. ક્યોટો સ્ટેશન છોડી જતી ટ્રેનના ઘણાય ઉતારૂઓએ ધુમાડાની વચ્ચેથી ઊંચો આવતો એનો પેગોડા જોયેલો છે. આ પેગોડા જાપાનમાં ઊંચામાં ઊંચો છે. ક્યોટોના ગરીબમાં ગરીબ પ્રદેશોમાંથી લોકોનાં ટોળેટોળાં ટોજીના ઉત્સવમાં આકર્ષાય છે. આ લોકો આનંદ કરવા કે તાવીજો ખરીદવા આવે છે, એટલું જ નહિ પણ વેપાર ખેડવા પણ આવે છે. એમાંના ઘણાખરા છૂટક વ્યાપારીઓ જૂની ચીજો વેચે છે ને ગરીબ લોકો એ દ્વારા રાહત મેળવે છે.

ટોજી છેક શરૂઆતથી ક્યોટોના સામાન્ય જીવનનું કેન્દ્રસ્થાન બની રહેલું છે. અગીઆરસો વર્ષ પહેલાં જ્યારે નારાથી પાટનગર બદલવામાં આવ્યું ત્યારે નવું શહેર એવી રીતે રચવામાં આવ્યું કે વચ્ચે વિશાળ રાજમાર્ગ રહે. આ રાજમાર્ગના ઉત્તરના છેડે શાહી મહેલ આવેલો છે; ને દક્ષિણ છેડે શહેરનું મુખ્ય રાજદ્વાર પડે છે. બીજા સમાંતર રાજમાર્ગોને નંબર આપવામાં આવેલા જે અત્યાર સુધી ઉતરી આવેલા છે.

પહેલા વિભાગમાં પહેલા રાજમાર્ગ ને શાહી મહેલની વચ્ચે દરબારના અમીર ઉમરાવોના બંગલાઓ છે. એથી ઊતરતા વર્ગના પ્રજાજનો બીજા વિભાગમાં રહેતા. એમ ઉતરતી પંક્તિઓના નવ વિભાગો શહેરના દરવાજા સુધી લંબાયેલા છે. દરવાજા આગળ ગરીબમાં ગરીબ લોકોનાં ઝૂંપડાં બાંધેલાં છે. ટોજી દક્ષિણ દરવાજે આવેલું છે. યાત્રાએ આવનારના સ્વાગતભુવન તરીકે તે વપરાય છે.

ટોજીના પૂજારીઓ બાદશાહી કુટુંબના દીર્ઘાયુષ્ય ને તંદુરસ્તી માટે પ્રાર્થના કરે છે. પુરાણકાળમાં સમ્રાટ જે ઝભ્ભા પહેરતા તે ખાસ પ્રસંગો પર આવાં દેવાલયોને ભેટ આપવામાં આવતા. આ ઝભ્ભાઓ નૈસર્ગિક રીતે ગૌરવશાળી મનાય છે, ને તેની આગળ પ્રજાજનો બાદશાહની સલામતી માટે પ્રાર્થના કરે છે.



## (૩) વિવિધતા—જીવનનો તેજાનો

**પૂર્વ પશ્ચિમ નહિ હોવાથી પૂર્વમાં મનુષ્ય વધારે સુખી થાય છે.**

એક સવારે એક બાઈ સાથે વાત કરતાં કરતાં તેમના પતિ ક્યાં ગયા હતા તે વિષે મેં પૂછપરછ કરી. "ચાર શિકારીઓ ને પાંચ કૂતરા સાથે તેઓ સસલા રમવા ગયા છે" તેણે ઉત્તર દીધો. 'ચારજણ ને પાંચ કૂતરા સાથે શિકારે ગયા છે!" મેં આશ્ચર્યથી પૂછ્યું. અમેરિકા ગમે તેટલો વિશાળ હશે છતાં એટલા બધા કૂતરા લઈ એ શી રીતે શિકાર ખેલવા ગયા હશે! ને મને ન સમજાવાથી મેં પૂછ્યું. હું અંગ્રેજી બરાબર સમજતો નહિ હોવાથી મેં ભુલેજ અર્થ ઉપજાવી કાઢ્યો હતો તેની મને ગમ રહી નહિ. વળી તમારો

અંગ્રેજી શબ્દોચ્ચાર એવો હોવાથી હું તેનીજ વાત ઉચ્ચારું છું એમ સમજી તેણે પોતાની વાતનું ફરી પ્રતિપાદન કર્યું, " હા સાહેબ! તેમના દરેક મિત્ર એક એક અમારો ફૂતરો લીધો ને એક અમારા પતિએ."

મારું આવું અધકચરું અંગ્રેજી હોવાથી હું ઘણીયે વાર આવા ગોટાળા કરી નાખું છું. આ અનુભવ પરથી સમજાશે કે વાત કે ભાષણની સમજણ બોલનારની છટા પર આધાર રાખતી નથી પરંતુ શ્રોતાના જ્ઞાન પર આધાર રાખે છે!

કેળવણી ખાતાની અમારી મનવારોમાં બેસી અમો ૧૯૧૫માં ને ૧૯૩૨માં તમારા દેશમાં આવ્યા તે વખતે તમોએ અમારો સહૃદય સત્કાર કરેલો તે માટે અમો પ્રથમ ખાસ આભાર માનીએ છીએ.

ઈસ્વી સન ૧૯૧૫માં અમારે તમારા દેશ સાથે મૈત્રીસંબંધ હતો અને અમારાં કેટલાંક વહાણ તમારાં વહાણો સાથે સહકાર સાધતાં. એટલે અમારા શિક્ષણસમૂહને તમારો સત્કાર વધારે ઉત્સાહભરેલો લાગેલો.

ઈસ્વી સન ૧૯૩૨માં એવા એક શિક્ષણસમૂહના વડા કપ્તાનના સાથી તરીકે મેં તમારા દેશની પ્રદક્ષિણા કરેલી તે વખતે તમારા જે જે બંદરે અમો થોભેલા ત્યાં ત્યાં અમારો અપૂર્વ સત્કાર થયેલો જ; ખાસ કરીને એડેલેઇડ પાસેના કેઝવીકના રહમા બેટેલીઅનના તમારા લશ્કરી અમલદારો સાથે અમોએ જે મોજ માણેલી તે અભૂતપૂર્વ હતી ને તે મારા સ્મરણમાં હમેશાં તાજી જ છે.

મને મળેલા એ અપૂર્વ સત્કારનો આજે હું બદલો વાળવા માગું છું: તમારાથી તદ્દન જ ભિન્ન પ્રકારના અમારા રીતરિવાજોનું વર્ણન કરી હું તમોને ખડખડાટ હસાવવા માગું છું.

આ દેશની મુલાકાત લેવાનો તમારો મુખ્ય હેતુ આંતરરાષ્ટ્રીય ક્રીડાંગણોમાં સંપની અભિવૃદ્ધિ થાય તમારો બીજો હેતુ જાપાનનો અભ્યાસ કરવાનો છે; પરિણામે તમારા ને અમારા દેશનો મૈત્રીસંબંધ દૃઢ થાય.

દિલગીરીની વાત છે કે હું આપને ઝાઝું કહી શકું તેમ નથી. પરંતુ આ દેશને લગતી કાંઈક નવીન જ વાતો સંભળાવી આપના અભ્યાસમાં હું જો કાંઈક મદદકર્તા થઈશ તો મને સંતોષ થશે.

જાપાન ઘણો પુરાણો દેશ છે. એના સામ્રાજ્યનો ઇતિહાસ લગભગ ત્રણેક હજાર વર્ષ લંબાયેલો હશે. પુરાતનકાળમાં વ્યવહારનાં ઘણાં જ નજીવાં સાધનો હોવાથી તે બીજા દેશોથી ઘણો જ નિરાળો રહેવા પામેલો. એને લીધે જ એના રીતરિવાજો બીજા એશિયાઈ દેશો કરતાં પણ ઘણા જ જુદા પ્રકારના છે. પછી પાશ્ચાત્ય દેશો કરતાં તો એ નિરાળા જ હોય એમાં નવાઈ શી?

પ્રથમ તો અમારો પહેરવેશ જ આપ સર્વને તદ્દન વિચિત્ર લાગશે. સ્ત્રીપુરુષ ને બાળકો બધાં જ કીમોનો પહેરે છે, એને લાંબી લટકતી બાંયો હોય છે, તે છેક ઘૂંટી સુધી નીચો હોય છે. મોજાં ટૂંકાં હોય છે. તેમાં પગ માંડ મુકાય છે. બૂટની માફક અમો ગેટા પહેરીએ છીએ. તે લાકડું ફેલ્ટ કે ઘાસમાંથી બનાવવામાં આવે છે. પગ મૂકવા માટે એને સપાટ બનાવેલું હોય છે. પહેલી ને બીજી આંગળી વચ્ચે દોરી વીંટવાની હોય છે. તે દોરી પગ સાથે બાંધવામાં આવે છે. ગેટા ઉપરનું આખું શરીર ઢંકાયેલું જ હોય છે.

અમેરિકામાં બૈરાં ઘૂંટણ સુધી નીચાં ફ્રાક પહેરે છે એટલે એમના પગનો ભાગ એમના નૈસર્ગિક સ્ત્રીસૌંદર્ય દાખવવામાં અગત્યનો ભાગ ભજવે છે. પરંતુ જાપાનમાં એ મુદ્દાને જરા પણ મહત્ત્વ આપવામાં આવતું નથી; ખરું પૂછો તો, ઘણાખરા જાપાની પગ જાડા ને ટૂંકા હોય છે. લાંબા કીનોમોથી એ ઢંકાયેલા રહે છે એ જ સારું છે.

પહેરવેશની રીતભાત દરેક દેશમાં અવારનવાર બદલાતી જ રહી છે. યુનાઈટેડ સ્ટેઈટ્સમાં તો પહેરવેશનું છેક જ પરિવર્તન થઈ ગયેલું છે. મને અઢારમી સદીનો પોશાક વધારે ગમતો. તે ગાળામાં ફ્રાક વધારે નીચાં રહેતાં. હવે તો ધીમે ધીમે તે ઊંચાં જ જતાં ગયાં છે. લગભગ ઘૂંટણ સુધી તો આવી જ ગયાં છે; છતાંય કેટલીક મહિલાઓ હજીએ નીચાં ફ્રાક પસંદ કરે છે. મને તો આ દેશમાં એક જ પ્રશ્ન વધારે મહત્ત્વનો લાગે છે. પુરુષો મર્યાદાથી ઢંકાયેલાંથી કે ઉઘાડે છોગ ફરનારાંથી વધારે આકર્ષાય છે?

પ્રશ્નની બન્ને બાજુએ ઘણું જ કહેવાનું છે. હમણાં હમણાંનું મને જણાયું છે કે સ્ત્રી-પુરુષો પ્રેમ જેવી કોઈ ચીજ પ્રથમ પગથિયા તરીકે શોધી શકે છે. લાંબાં કે ટૂંકાં ફ્રાકથી એ વાતમાં કાંઈ જ ફરક પડયો નથી.

બીજા દેશોની પેઠે જાપાનમાં પણ પોશાકનું ઘણું જ પરિવર્તન થવા પામેલું છે. પરંતુ એ હરપળે બદલાતી રીતોમાં ફ્રાક કદીયે ટુંકાયાં નથી. ગમે તેટલી રીતો બદલાઈ હશે, પણ સ્ત્રીઓનાં ફ્રાક તો નીચાં જ રહેવા પામ્યા છે.

અલબત્ત, દરેક જુદો અભિપ્રાય ધરાવી શકે છે. લાંબાં ને ટૂંકાં ફ્રાક સરખાં જ આકર્ષક નીવડી શકે; છતાં મારા મત પ્રમાણે તો હું સ્ત્રીઓને નીચાં જ ફ્રાક પહેરવાની ભલામણ કરું. કોઈ પાદરી નૈતિક દૃષ્ટિએ જુએ તેમ નહિ, તેમ પુરુષોના આકર્ષણના લક્ષ્યબિંદુથી પણ નહિ, પરંતુ અમારા દેશના વ્યાપારી દૃષ્ટિબિંદુથી હું એવો આગ્રહ રાખું છું.

શાથી ? લાંબાં ફ્રાકની વ્યાપાર પર શી અસર થાય ? રેશમ તો અમારી મુખ્ય નિકાશ છે.

ફ્રાકની લંબાઈ ઘટી નથી છતાં ય પાશ્ચાત્ય રીતરિવાજો તો છેલ્લાં દશ વર્ષમાં જાપાનમાં ઘુસી ગયા વિના રહ્યા નથી. અત્યારની અમારી છોકરીઓ તમારાં ટૂંકાં ફ્રાક પહેરવાનું પસંદ કરે છે: પોતાના વાળ કપાવવાનું પણ તેમને મન થઈ જાય છે. કામ કરતી વખતે પુરુષોએ તો તમારો પોશાક જ અપનાવી લીધેલો છે.

એક વાર જાપાનની મુલાકાતે આવેલા એક સજ્જન સાથે મારે વાત થઈ. માથું ઓળવાની જાપાની રીત ઉપર અમો ચર્ચાએ ચડયા. આવી નજીવી વાતમાં અમો ક્યાંથી ઊડી પડયા તે મને ખબર નથી, પરંતુ મેં કહ્યું કે " સાદી રીતે ઓળેલા વાળ મને ઘણા જ પસંદ છે. જાપાની રીત તમને સુંદર નથી લાગતી ?"

" લાગે છે જ " તેમણે ઉત્તર દીધો, " જોવામાં તો એ કાંઈ જ ખરાબ નથી. પરંતુ તે એટલી બધી ભારેખમ લાગે છે કે મને સ્પર્શ કરતાં ડર લાગે છે. મને તો કપાવેલા વાળવાળી છોકરી ખૂબ જ ગમે, કારણ કે હું તેને હાથમાં રમાડી શકું." કદાચ આ કારણથી યુરોપ ને અમેરિકામાં છોકરીઓ પોતાના વાળ કપાવતી હશે!

૨

ઑસ્ટ્રેલિયામાં તમે તમારા નામ પછી કૌટુંબિક નામ મૂકો છો. પરંતુ આ દેશમાં તો કૌટુંબિક નામ હમેશાં પહેલું જ મુકાય છે. એટલે જાપાનમાં કૌટુંબિક નામ હમેશાં પહેલું જ હોય છે.

તમારા દેશમાં ઉપનામો ભાવવાહી ને ગૂઢાર્થી લેખાય છે, જ્યારે જાપાનમાં તેઓ ખરાબ નજરે જોવાય છે.

મેં અમેરિકા ને ઑસ્ટ્રેલિયામાં જ્યારે પ્રથમ પગ મૂકયો ત્યારે જેક જોન, મેરી જેઈન વગેરે નામોથી તો હું મુંઝાઈ જ ગયો હતો. કોનું નામ શું હતું તે જ પારખવા હું અશક્ત બન્યો હતો. તમે તમારું જ નામ તમારા પુત્રનું પાડો છો ને તમારી પત્નીનું જ નામ તમારી પુત્રીનું હોય છે. પરંતુ જાપાનમાં તો છોકરા–છોકરીઓનાં જુદાં જુદાં નામ પાડવાની જ પદ્ધતિ હોય છે, જેથી દરેક જણ ઓળખાઈ શકે. કદાચ જુદાં જુદાં સગાંઓમાં એકાદ નામ એવડાય ખરું.

તમે પરણો છો ત્યારે તમારી પત્ની સાથે તમારું પછીનું નામ જોડાય છે. અમો કેટલીક વાર તેમ કરીએ છીએ અને કેટલીક વાર તેમ નથી પણ કરતા. એ બધું લગ્નના પ્રકાર ઉપર આધાર રાખે છે. કુટુંબ નિઃસંતાન હોય નહિ ત્યાં સુધી જાપાનનો દીવાની કાયદો કૌટુંબિક નામ ભુંસાવા દેતો નથી. એટલે કુટુંબનો પાટવી પુત્ર શારીરિક કે માનસિક અશક્તિ ભોગવતો ન હોય તો તે કૌટુંબિક નામ અપનાવે છે જ ને કુટુંબને નિભાવે પણ છે. કોઈ કુટુંબમાં માત્ર કન્યાઓ જ હોય તો સૌથી મોટીને પરણનારી કૌટુંબિક નામ નભાવવા તેના પતિને કુટુંબમાં ભેળવવો પડે છે. એવે પ્રસંગે વર વધૂનું કૌટુંબિક નામ ગ્રહણ કરે છે.

પરંતુ કોઈ કુટુંબનો એકનો એક પુત્ર કોઈ બીજા કુટુંબની એકની એક પુત્રી સાથે પ્રેમમાં પડે તો શું ઉકેલ લાવવો એ તમો તુરત પૂછશો. પરંતુ એ ઉકેલ લાગે છે એટલો અઘરો નથી. એવે પ્રસંગે બન્ને કુટુંબો સમજૂત કરી લે છે. ઘણુંખરું છોકરી વરના કુટુંબમાં પત્ની તરીકે ભળી જાય છે, ને છોકરીનું કુટુંબ તે યુગલના પહેલા કે બીજા સંતાનને પોતાનો કુટુંબી લેખે છે. સંતાનવિહોણું કુટુંબ ઘણા નામ રાખવા છોકરાને કે છોકરીને દત્તક પણ લે છે.

લગ્ન વિષે એક રસિક વાત કહી લઉં: તમારા દેશમાં તમો હમેશાં તમારી પસંદગી પ્રમાણે પરણો છો, તમે કોઈ છોકરી પર સ્નેહ રાખો છો ને થોડાક સ્નેહસંબંધ પછી તમો કદાચ તેને પરણી જાઓ છો.

અમો પણ સંપૂર્ણ સ્વતંત્ર પસંદગી કરી શકીએ છીએ, પરંતુ પસંદગી કરવાની એ રીતમાં ઘણો જ ફેર છે. યુવાનનાં વડીલો કે મિત્રો યોગ્ય વધૂની તેને ભલામણ કરે છે. બધીયે છોકરીઓનો બધી જ રીતે પાકો અભ્યાસ કર્યા પછી તે યુવાન પોતાની પસંદગી કરે છે. છોકરીઓ પણ એ યુવાનનો અભ્યાસ કરી લે છે. બન્ને સંમત થાય તો જ તેમના વિવાહ કરવામાં આવે છે, પરંતુ કોઈ યુવાન મહિલા પોતાને મનગમતો વર પોતાની મેળે પસંદ કરી શકે નહિ. એમ કરે તો કદાચ એનાં વડીલો નારાજ થાય. એટલે એકબીજામાં સ્નેહભાવ ઉત્પન્ન થયો પણ ન હોય ત્યાર પહેલાં તેમના વિવાહ થઈ જાય છે.

તમારા દેશમાં તો પ્રેમની પરાકાષ્ઠા આવી રહે ત્યારે વિવાહ થાય છે. જાપાનમાં તો યુવાનોના પ્રણયપાઠની શરૂઆત જ હોય છે, ત્યાં તેઓ વિવાહિત થઈ જાય છે, ને વધતા સ્નેહસંબંધ સાથે તેઓ પરણી જાય છે. એટલે લગ્ન પછી એમનો પ્રેમ કેવો નીવડશે તે લગ્ન વખતે કોઈ કહી શકે તેમ હોતું નથી. પ્રેમની પરાકાષ્ઠા પામ્યા પછી જ તમે લોકો

પરણ્યો છે। એટલે પછી તમારે આગળ વધવાનું રહેતું જ નથી. પાશ્ચાત્ય દેશોની પેઠે અમારે ત્યાં એટલા બધા છૂટાછેડાના બનાવો બનતા નથી તેનું આ પણ એક કારણ હશે.

ઘરમાં પતિ પરમેશ્વર હોય છે. પત્ની આજ્ઞાધીન ને પતિપરાયણા લેખાય છે. તમે તમારી પત્નીને 'અર્ધાંગના' કહો છો, તેમ જાપાનમાં પત્ની પોતાના પતિને 'સ્યોજીન' કે 'શુજીન' અર્થાત્ 'પ્રિયતમ' કે 'સ્વામી' કહે છે. સુશીલ ને પતિપરાયણા પત્ની મધ્યરાત્રિ સુધી પતિ ઘેર ન આવે ત્યાં સુધી વાટ જોઈ બેસી રહે છે ને જ્યારે તે આવે છે ત્યારે 'પધારો સ્વામી!' કહી તેને સહૃદય આવકાર આપે છે.

તમારી જાપાનની મુલાકાત દરમિયાન તમારામાંથી કોઈને પરણવાનું મન થશે તો હું જરૂર કોઈ સુશીલ કન્યા શોધી આપીશ. પરંતુ યાદ રાખજો, તમને કદાચ એનાથી સંતોષ નહિ થાય. કારણ કે યુરોપિયન પત્ની પેઠે એમને પોતાના પતિને ચુંબન કરતાં નથી આવડતું!

તમારા દેશમાં કોટ કાઢતાં કે પહેરતાં તમે તમારી પત્નીને સહાય કરો છો, જ્યારે અમારા દેશમાં અમારી પત્નીઓ અમને સહાય કરે છે. તમારા દેશમાં સજ્જનો કરતાં સન્નારીઓ વધારે સન્માનાય છે. જાહેર સ્થળોએ સ્ત્રીઓ અગ્રસ્થાને વિરાજે છેઃ અમારા દેશમાં એથી ઊલટો જ રિવાજ છે. અમે પુરુષો જ હમેશાં આગળ રહીએ છીએ ને સારી બેઠકો પર વિરાજીએ છીએ. પુરુષો માટે તો જાપાન ખરેખર સ્વર્ગ છે.

તમારા દેશની મોટામાં મોટી મોજ કદાચ નૃત્ય હશે. અમારે ત્યાં છેક આજ સુધી એવું કાંઈ થવા પામ્યું નથી. પુરુષોના સ્વર્ગમાં પણ કેટલું બધું દુઃખ! અમારે ત્યાં અનેક પ્રકારનાં નૃત્ય છે પરંતુ તેમાંના એકમાં સ્ત્રીઓની સાથે કે સ્ત્રીઓને ગાઢ આલિંગન કરી અમોને નાચવા દેવામાં આવતા નથી!

પરંતુ હવે જાપાન સ્ત્રીપુરુષ માટે વધારે સારું સ્વર્ગ બનતું જાય છે જાપાનની યુવાન જનતામાં યુરોપિયન નૃત્ય દાખલ થવાથી નવા જમાનાનો આરંભ થઈ ચૂક્યો છે.

તમારે ત્યાં ચાળાચટકા કદાચ વધારે હશે, અમારે ત્યાં થોડાઘણા તો છે ખરા. પરંતુ એ થોડાનો ય કદાચ તમારા દેશ કરતાં અવળો અર્થ થતો હશે તમે છૂટા પડતી વખતે જે સંકેત કરો છો તેનો અર્થ અમારા દેશમાં કેટલીક વાર 'આમ આવો' પણ થાય છે. કેટલીક વાર 'પ્રણામ' પણ થાય છે.

તમે તમારા કૌટુંબિક નામની આગળ મિસ્ટર, મિસીસ કે મિસ મૂકો છો પરંતુ એમના નામે બોલાવતી વખતે તમે એ શબ્દો વાપરતા નથી. જાપાનમાં અમો દરેક નામ પહેલાં 'સાન' મૂકીએ છીએ, એમાં મિસ્ટર, મિસીસ ને મિસ ત્રણેયનો સમાવેશ થઇ જાય છે. કોઇ માણસને તેના નામથી અમે બોલાવતા હોઈએ તો તેના નામ પછી જ અમે એ શબ્દ મૂકીએ છીએઃ દાખલા તરીકે, જોન સાન, મેરી સાન 'સાન' વાપર્યા વિના અમે કોઇને પણ સંબોધન કરતા નથી, સિવાય કે અમારે તે વ્યક્તિ સાથે ઘરો જ ઘરોબો હોય. પરિણીત અને અપરિણીત મહિલા વચ્ચે અમે કેવી રીતે ભેદ પાડીએ છીએ એમ તમે કદાચ પૂછશો. એનો મારો જવાબ એટલો જ છે કે તમે પરિણીત ને અપરિણીત પુરુષને માટે 'મિસ્ટર' જ વાપરો છો. પરંતુ સ્ત્રી પરણેલી છે કે નહિ તે જાણ્યા સિવાય સ્ત્રીને બોલાવી જ શી રીતે શકાય એ મુશ્કેલી કદાચ તમને લાગશે.

તમે જ્યારે સરનામું લખો છો ત્યારે તમે જેને પત્ર લખવાનો હોય છે તેનું નામ પહેલાં લખો છોઃ પછી રસ્તાનું નામ વગેરે લખી છેવટે જિલ્લો લખો છો. જાપાનમાં તેથી કેવળ અવળી જ રીત છે, પત્ર લખવાનો હોય તેનું નામ છેક છેવટે લખાય છે.

શબ્દો ને સંખ્યા એ ઉપરથી નીચે ને જમણી બાજુથી લખાય છે એટલે સ્વાભાવિક રીતે અમારે પાનાં ડાબાથી જમણી તરફ ફેરવવાનાં હોય છે, બંધન જમણી બાજુએ હોય છે. જગતના ખૂણેખૂણાથી અભ્યાસીઓ જાપાની શીખવાની મુશ્કેલીઓ રજુ કરે છે એટલે હવે તમને કોઇ મુશ્કેલ વાક્ય જણાય તો 'તે ગ્રીક છે' તેને બદલે હવે 'તે જાપાનીઝ છે' એમ કહેવા તમે મંડી જાઓ.

કદાચ જાપાનીઝ સુથારનાં હથિયારો તમે જોયાં હશે. કરવત ખેંચવાથી પાટડો વહેરાય છે, રંધામાં પણ એવી જ રીતે છે; જ્યારે તમારા દેશમાં કરવત ને રંધાને ધક્કો મારી તમે કાર્ય કરો છો. આ વસ્તુ શારીરિક ને ડાયનેમિક દૃષ્ટિબિંદુથી આપણે વિચારીશું તો ઠીક પડશે. કરવત ને રંધાની કઇ રીત વધારે કામ આપશે? તમે જ નક્કી કરી લેજો.

આમ, તમારા ને અમારા રિવાજોમાં ઘણા જ ગૂઢ ભેદો રહેલા છે. પરંતુ એ ભેદો બહુ ઊંડા નથી. આ ઉપરછલી સપાટી નીચે જગતભરની એક સરખી માનવતા રહેલી છે. જાપાનની તમારી આ મુલાકાત દરમિયાન તમો આ સપાટીથી ઊંડા જરૂર ઊતરજો ને જાપાનનું સાચું હૃદય પારખજો. અમે લોકો મનુષ્યજીવનના સુખની જ ઝંખના રાખીએ છીએ ને જગતશાંતિ માટે મથી રહ્યા છીએ.*

રમણીકલાલ દલાલ

## (૪) ડોલરના દેશમાં બીજી મોટી વેધશાળા બંધાય છે.

દુનિયામાં બીજે નંબરે ગણાય તેવી મોટી વેધશાળા ટેક્સાસ પરગણામાં ફોર્ટ ડેવિસ નજીક માઉન્ટ લોકમાં બંધાશે. આથી ખગોળવેત્તાઓ નરી આંખે જોઇ શકે તે કરતાં દશ લાખગણો ઝાંખો તારાનો ફોટોગ્રાફ લઇ શકશે. ચિકાગો યુનિવર્સિટીના ખગોળવેત્તાઓની દેખરેખ નીચે તે રહેશે.

ક્લિવલૅન્ડની વૉર્નર ઍન્ડ સ્વાસી કંપનીએ આ વેધશાળા બાંધવાનો તથા દૂરબીન બનાવવાનો કૉન્ટ્રાક્ટ કર્યો છે. તેના ખર્ચનો અડસટ્ટો લગભગ ૩૨૫,૦૦૦ ડોલરનો ગણ્યો છે.

મોટા અરીસાનો વ્યાસ ૮૦ ઈંચનો થશે અને તેનું વજન ૫૦૦૦ રતલનું થશે. કાલિફોર્નિયામાં વિલ્સન વેધશાળામાં અત્યારે વપરાતો અરીસો ૧૦૦ ઈંચનો હોઇ આ તેનાથી બીજે નંબરે ગણાશે. ગરમીનો પ્રતિકાર કરતા ખાસ પદાર્થનો તે બનાવવામાં આવશે. તેને ઠંડો પાડતાં નવ મહિના અને તેને પોલીશ કરતાં બે વર્ષ લાગશે.

ચિકાગો યુનિવર્સિટીની યર્કીસ વેધશાળાના ડૉ. ઑટો સ્ટ્રુવના પ્રમુખપણા નીચે એક મંડળે આ માટે ઘણું સરસ સ્થાન નક્કી કર્યું છે. કેમકે ત્યાંની હવા સ્વચ્છ તથા સૂકી છે.

ટેક્સાસની યુનિવર્સિટી મકાન માટે ૯૦૦,૦૦૦ ડોલર આપશે. ટેક્સાસના પારિસના ડબ્લ્યુ. જે. મેકડોનલ્ડે આપેલા ફંડમાંથી આ પૈસા અપાશે. અને તેના કામકાજ માટે ચિકાગો યુનિવર્સિટી શિક્ષિત માણસો પૂરાં પાડશે.

('ચિકાગો હેરલ્ડ' પરથી) છોટાલાલ માનસિંગ કામદાર

* Commander Kyobo Hamanaka of the Japanese-Navy. An address given at Yokosuka Navy yard in welcoming All Australian Rugby Team, on February 2, 1934.

# નિત નાચો

નિત નાચો નયનાં !
નિરખતાં, નિત નાચો નયનાં ! ધ્રુ૦

તેજપંખી કલકલતાં વ્યોમે પિચ્છ પ્રસરતાં રંગે,
તારકની શતકોટિ ચંચુએ ચૂગતાં ગીત અભંગે,
ભરતાં દિગંતરો ઉરરંગે. નયનાં૦

જલજલ છલકત સુન્દરી સરિતા તિમિરપ્રકાશતરંગે,
ભૂમિહૃદયના આ અભિસારો વનજન પંછી ઉછંગે
ઝીલાતા આદિઅનાદિ ઉમંગે નયનાં૦

સૌરભ–માર્દવ–રંગરસેલાં ફુલડાં પ્રેમી પતંગે
ચુમ્બિત–ગુંજિત–સર્વસમર્પિત મલકત અંગેઅંગે
જીવન પોઢયું પ્રાણપલંગે. નયનાં૦

શિશુ કન્યા મદભર યૌવન જ્યાં નર્તત સ્નેહમૃદંગે,
કુટિલ જટિલ જીવનસમસ્યાની ઝંપટ ઝીલાતી જંગે,
બઢતાં જનજીવન જયરંગે. નયનાં૦

સુન્દરમ્

# લોહીની તરસ

તને તરસ લોહીની-મનુજ લોહીની ? તો ભલે
ભરી ઉદર પી ભલા
છિપાવ તવ ક્રૂરતા.
અખૂટ જગ માનવી તિમુરથીય સો ના મર્યાં
કરી કતલ ઝંઘીસે, કદિ ન તોય ઓછા પડયા
તુંયે કર સિકંદરી
પરંતુ યહુદી બની
ઇશૂ ન હણતો ફરી.

ગાંધીજીનો વિમલ દેહ વિદાય થાત જો,
ખાલી નહીં મનુજ,—માનવતા હણાત તો.

પ્રેમશંકર ભટ્ટ

૨૯–૬–૩૪

# સોય બીન્સ

[ ચોમાસામાં આ બીનો ઉપયોગ થઇ શકે એટલા માટે પ્રસ્તકપરિચય વગેરે કેટલા લેખોને ખરેખર આને સ્થાન આપેલું છે. તંત્રી ]

સોય બીન ઘણું જૂનું કઠોળ હોવા છતાં હમણાં હમણાં જ ગુજરાતમાં પ્રકાશમાં આવવા માંડયું છે. એક પૌષ્ટિક ખોરાક તરીકેની તેની કિંમત સામાન્ય જનસમાજ જાણતો નથી. ગુજરાતમાં તેનું ખાસ વાવેતર પણ નથી. આપણા રોજના ખોરાકમાં બીજાં અનાજ, કઠોળ વગેરેની જેમ તેનો સમાવેશ થયેલો નથી. એટલે દાણાબજારમાં પણ તેને સ્થાન મળેલું નથી. જે વસ્તુનો બજારમાં ભાવ પુછાતો ન હોય તેને ખેડૂત વાવે પણ શી રીતે અને વાવીને વેચે પણ ક્યાં? શિક્ષિતવર્ગને જ્યારે સોય બીનની પિછાન નથી તેને વખતે ગામડાના એક ખૂણામાં પડેલો કુશળ પણ નિરક્ષર અને સાધનવિહીન ખેડૂત તેનાથી અંધારામાં હોય તેમાં જરા પણ નવાઈ પામવા જેવું નથી.

તાજેતરમાં જ વડોદરા રાજ્યના ખોરાકશાસ્ત્રીના પ્રયાસથી શ્રી. ગાયકવાડ સરકારનું લક્ષ તે તરફ ખેંચાયું છે. વડોદરા રાજ્યમાં રફતે રફતે પણ તેનો પ્રચાર થશે એવાં ચિહ્નો જણાય છે. મુંબઈના એચ. એ. એચ. કેટમાં સોય બીન્સ ઠીક ઠીક પ્રકાશમાં આવ્યા. પણ તે કેન્ડી, ચોકોલેટ, બિસ્કીટ, કેક્સ વગેરે શણગારાયેલ સ્વરૂપમાં મોટા ગણાતા, ભણેલા અને પૈસાપાત્ર માણસોની આંખે તે ચડ્યા, જરા વખણાયા, અને વખતે ભુલાઈ પણ જશે. પણ તેથી સામાન્ય વર્ગનું અને ગરીબ માણસોનું દળદર ન ફીટે. પૈસાવાળા માણસો તો પોતાને જોઈતું બધું જ પોષણ સોંઘે મોંઘે ભાવે વિવિધ વાનીઓમાંથી મેળવી લે છે; ત્યારે ગરીબ ઘરોમાં સોય બીન્સનો પ્રવેશ થાય ત્યારે જ સમજવું કે તે એક અત્યંત ઉપયોગી વસ્તુ નીવડી છે. સોય બીન્સનું સારી પેઠે વાવેતર થાય, સામાન્ય માણસ ખરીદી શકે તેટલા તે સસ્તા થાય અને તેની કિંમત અંકાતાં તેનો ઉપયોગ અને વાવેતર વધે એ દૃષ્ટિ રાખીને જ આ લેખ લખવા પ્રયત્ન થયો છે.

## ઇતિહાસ

સોય બીન્સ 'સોયા બીન', 'સોની બીન', 'સોની મેક્સ', 'ડાલી ડોઝ સોજા' વગેરે જુદાં જુદાં નામોથી પણ ઓળખાય છે. વૈજ્ઞાનિક ભાષામાં તેમને "ગ્લાય-સીન હિસ્પીડા" ( Glycine hispida ) કહેવામાં આવે છે. તે મૂળ આફ્રિકાના ગરમ પ્રદેશના વતની હોવા જોઇએ એવું કેટલાક વિદ્વાનોનું માનવું છે. ચીનમાં પાંચ હજાર વર્ષ પહેલાં પણ તેનો ખૂબ છૂટથી ઉપયોગ થતો હતો. જે વખતે દુનિયાના વેપાર માટે ચીન-નાં બારાં ખૂલ્યાં તે વખતે તો સોય બીનનો વેપાર ચીનમાં ધમધોકાર ચાલતો હતો. હિંદુસ્તાન, જાપાન, જાવા અને કોચીન ચીનમાં પણ અનેક હજાર વર્ષ પહેલાં તેનું વાવેતર

તો હતું જ. ઝાંઝીબાર અને દક્ષિણ એશિયાના પ્રદેશમાં ફરનાર મુસાફરો મારફત દક્ષિણ એશિયામાં સોય બીન દાખલ થયેલા હોવા જોઇએ એમ મનાય છે. ( ઉત્તર હિંદ અને કાબુલ તરફ હાલમાં પણ સોય બીન થાય છે. પણ તેની જાત જોઇએ તેવી વિશુદ્ધ અને સારી નથી. ) કન્ફ્યુશિયસ પોતાનાં લખાણોમાં સોય બીનને શુ ( Shu ) નામથી આલેખે છે. આધુનિક ચીનમાં સોય બીનનું નામ ટા-ટાઉ ( Ta-Tau ) છે.

પાશ્ચાત્ય દુનિયામાં સોય બીન છેક અર્વાચીન સમયમાં પહોંચ્યા છે. દક્ષિણ યુરોપીય દેશોમાં ઈ. સ. ૧૮૦૦ ની આસપાસ સોય બીન વિષે કંઈક ઉહાપોહ થવા માંડયો હતો. અમેરિકામાં સોય બીન યુરોપથી લઇ જવામાં આવ્યા હતા. હાલ ત્યાં તેનું વાવેતર બહુ સારા પ્રમાણમાં થવા માંડયું છે. ઑસ્ટ્રિયામાં ઈ. સ. ૧૮૭૫માં પ્રોફેસર હેલરલેન્ડ નામના વિજ્ઞાનશાસ્ત્રીએ પ્રથમ વાર જ સોય બીન ઉપર બહુ બહોળા પ્રમાણમાં પ્રયોગો આદર્યા અને માણસ તથા પશુઓના ખોરાક તરીકે સોય બીનની ખૂબ ભાર દઇને ભલામણ કરી લોકોને સોયબીનમાં ખૂબ રસ લેતા કરી મૂક્યા; પણ તેમણે જે આશાઓ રાખેલી તે તેમના જીવન-કાળમાં તેમણે ધારેલે અંશે ફલીભૂત ન થઈ.

અમેરિકામાં દાખલ થયા પછી ત્યાંની વિદ્યાપીઠોમાં સોય બીન ઉપર પુષ્કળ કામ થયું છે. ચીન, જાપાન, કોરિયા, મંચુરિયા, સાઇબીરિયા, હિંદુસ્તાન વગેરે દેશોમાંથી જુદી જુદી જાતના ૨૦૦૦ કરતાં વધારે નમુના મંગાવીને જાતવાર તેનો પુષ્કળ અભ્યાસ કરવામાં આવ્યો છે. સારામાં સારી જાતોનો પ્રચાર સારી પેઠે થયો છે અને તેનાં વિશુદ્ધ બી ઉત્પન્ન કરીને વિદ્યાપીઠોએ અને ખેતીવાડી ખાતાએ ખેડૂતોમાં તે જાતોનો બહોળો ફેલાવો કર્યો છે. ચીન વગેરે દેશોમાંથી મંગાવેલું બી તદ્દન વિશ્વાસ રાખી શકાય તેવું, બીજી જાતોના ભેળથી રહિત હોતું નથી. અમેરિકન બી પૂરેપૂરું વિશ્વસનીય છે અને જેમને પ્રયોગાત્મક કામ કરવાનું હોય છે તેમણે સોય બીન માટે ચીન અગર મંચુરિયા કે જાપાનીઝ બી કરતાં અમેરિકન બીનો ઉપયોગ કરવો વધુ હિતાવહ છે. તેમ કરવાથી કેટલીએ મુશ્કેલીઓ અને જાતોનું વર્ગીકરણ કરવાની મજૂરીમાંથી બચી જઇ શકાશે.

## સોય બીનની ખેતી કરનાર દેશો

દુનિયાના દેશોમાં મુખ્યત્વે કરીને ચીન, મંચુરિયા, જાપાન, કોરિયા અને યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં સોયબીનનો પાક જથાબંધ લેવામાં આવે છે. ઉત્તર હિંદુસ્તાન, ઇન્ડો-ચાઇના અને મલાયા દ્વીપોમાં પણ તેનું વાવેતર થાય છે, પણ ઉપરના દેશો જેટલા જથામાં તો નહિ. વળી ઇટાલી, ફ્રાન્સ, દક્ષિણ રશિયા, હંગરી, હવાઇ, ઇજિપ્ત, દક્ષિણ આફ્રિકા અને કેટલેક અંશે દક્ષિણ અમેરિકામાં પણ સોય બીન ઉગાડવામાં આવે છે. યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં તેનો પ્રચાર ખૂબ જોશથી થયો છે. ઈ. સ. ૧૯૧૭ માં પાંચ લાખ એકરમાં વાવેતર હતું તે વધીને ઈ. સ. ૧૯૨૪માં પચીસ લાખ એકરનું થયું હતું. આમાંનું લગભગ વીસ લાખ જેટલું વાવેતર તો ઢોરના ચારા માટે હતું અને બાકીનું પાંચથી ૭ લાખ એકર બી ઉત્પન્ન કરવામાં રોકાયેલું. ઢોરના ખોરાક તરીકે સોય બીનનું ઘાસ કેટલું ઉપયોગી હશે તે ઉપરના આંકડાથી સહેજે સમજાશે. વળી સોય બીન કેટલી ઉપયોગી વસ્તુ છે તે પણ સાત આઠ વર્ષ જેટલા ટૂંક સમયમાં વાવેતર થયેલા પાંચસો ટકા વધારાથી સાબીત થઇ શકે છે.

## આયાત—નિકાસ

દુનિયામાં સોય બીનની ઉથલપાથલ કેટલી છે, મુખ્ય મુખ્ય દેશાવર વચ્ચે કેટલા જથ્થામાં તેનો વેપાર ચાલે છે અને આયાત તથા નિકાસ કરનારા મુખ્ય કયા દેશો છે તે નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ રીતે સમજી શકાશે.

| દેશનું નામ | ૧૯૨૫ | | ૧૯૨૬ | | ૧૯૨૭ | |
|---|---|---|---|---|---|---|
| | આયાત | નિકાસ | આયાત | નિકાસ | આયાત | નિકાસ |
| નિકાસ કરનાર દેશ | રતલ | રતલ ૧૦૦૦ | રતલ ૧૦૦૦ | રતલ ૧૦૦૦ | રતલ ૧૦૦૦ | રતલ ૧૦૦૦ |
| ચીન | ૦ | ૨,૪૨૪,૪૯૦ | ૦ | ૨,૬૦૫,૫૫૪ | ૦ | ૩,૩૭૬,૭૮ |
| આયાત કરનાર દેશો | | | | | | |
| ડેનમાર્ક | ૨૫૦,૧૪૯ | ૦ | ૩૮૫,૦૫૧ | ૦ | ૩૪૮,૪૦૬ | ૦ |
| જર્મની | ૭૪૧,૧૭૧ | ૪,૯૪૨ | ૮૧૫,૭૮૭ | — | ૧,૨૭૦,૦૬૨ | - |
| જાપાન | ૯૫૬,૪૬૧ | ૪,૯૪૨ | ૯૩૬,૧૩૬ | ૪,૯૫૫ | ૮૮૪,૭૧૦ | ૧,૫૧ |
| નેધરલેન્ડઝ | ૮૦,૪૬૩ | ૧,૮૬૧ | ૪૧,૬૯૪ | ૨,૬૧૦ | ૨૧,૯૦૭ | ૫૧ |
| સ્વીડન | ૧૨૩,૦૧૨ | ૦ | ૧૩૯,૭૭૪ | ૦ | ૧૫૦,૭૪૯ | |
| ગ્રેટબ્રિટન | ૩૬૦,૬૦૦ | ૦ | ૧૦૧,૦૮૨ | ૦ | ૧૮૨,૮૩૧ | |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૩,૮૧૨ | ૦ | ૩,૭૨૮ | ૦ | ૪,૧૮૯ | |
| કુલ | ૨,૫૧૫,૬૬૮ | ૨,૪૩૧,૨૯૩ | ૨,૪૨૩,૯૫૨ | ૨,૬૧૨,૧૧૯ | ૨,૮૬૨,૮૫૪ | ૩,૩૮૫,૮ |

સોય બીનની નિકાસનું મોટામાં મોટું મથક ચીન છે. બીજા દેશોમાંથી થોડા ઘણા સોય બીન નિકાસ થાય છે, પણ તે જોડેના નાના નાના પ્રદેશોમાં. ચીન સિવાયના નિકાસ કરનારા દેશોમાં નિકાસના પ્રમાણમાં આયાત ઘણી મોટી છે. યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાંથી નિકાસ બિલકુલ નથી અને આયાત પણ થોડી જ છે. એનો અર્થ એ છે કે તે દેશમાં વાવેતર સારા પ્રમાણમાં થાય છે. એટલે પોતાને જોઇતો માલ પોતે પકવી લે છે અને ખૂટતો જ માલ બીજા દેશોમાંથી મંગાવે છે; ત્યારે બીજા દેશો તેનું ઉત્પન્ન ઘણું કરતા નથી, પરંતુ જોઇતા માલ માટે ચીન જેવા દેશ ઉપર આધાર રાખે છે. દક્ષિણ મંચુરિયામાં ઓટુંગ, ડાઇરન અને ન્યુસ્વાંગ અને ઉત્તર મંચુરિયામાં લાડીવોસ્ટોક (Vladivostock) સોય બીનની નિકાસ કરવાનાં મુખ્ય મથકો છે.

## કિંમત

જ્યાં સુધી સોય બીનની ખેતી મોટા પાયા ઉપર ન થાય અને બજારમાં તેનો ઉપાડ ન થાય ત્યાં સુધી તેનો બજારભાવ પણ ન પાડી શકાય. પહેલવહેલી બજારમાં આવતી અને અછતવાળી વસ્તુની કિંમત સામાન્ય રીતે ઘણી જ પડે છે, એટલે પહેલાં સોય બીનનો બજાર ભલે ઊંચે રહે, પણ ધીમે ધીમે નિપજ વધતાં તે ઊતરવો જ જોઇએ. વાલ અને કઠોળના ભાવે ભાવ તે પડી રહેવા જોઇએ. ગરીબ માણસો વાલ અને ચોળા તથા મગમઠનો ઉપયોગ જેટલી છૂટથી કરી શકે છે તેટલી છૂટથી વાપરી શકે તેવા નીચા ભાવ સોય બીનના થઇ જાય ત્યારે જ તે એક સાચી ઉપયોગી વસ્તુ ગણી શકાય. હાલમાં પરદેશથી બી તરીકે મંગાવેલા સોય બીનનો ભાવ મણના રૂપિયા પાંચ સુધી પણ થવા સંભવ છે. યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં ૧૯૨૯ માં ખેડૂતને સોય બીનના બુશલના ડૉલર ૧–૭૦ સરેરાશ ઉપજ્યા હતા, અને બીનો ભાવ તેથી કંઇક વધારે હતો. આપણા હિસાબે ગણતરી કરતાં મણના રૂ. ૩–૮–૦ થી રૂ. ૪–૦–૦ સુધી થાય. પણ ત્યાંની બધી વસ્તુઓની કિંમતની સરખામણી અહીંની તે જ વસ્તુઓની અહીંની કિંમત સાથે સરખામણી કરીએ તો સોય બીન દોઢથી પોણા બે રૂપિયે મણ ગણી શકાય. આજકાલના બેસી ગયેલા બજારના પ્રમાણમાં તો કિંમત તેનાથી પણ ઓછી જવા થાય.

## પ્રચાર

પરદેશથી મંગાવેલાં બીના ભાવ આપણા ખેડૂતને ઘણા આકરા પડશે. આજની કફોડી સ્થિતિમાં બી માટે ખેડૂત સોય બીન ખરીદી પણ નહિ શકે, એ વસ્તુ બનવા જેવી છે. જો સોય બીન આપણને દાખલ કરવા જેટલી ઉપયોગી વસ્તુ ભાસે તો કોઈ પણ રીતે બી માટે ખેડૂતના ઘર સુધી તે પહોંચે એવો બંદોબસ્ત થવો જોઇએ. નીચેની ત્રણ રીતે આ કામ થઇ શકે:

૧. સરકાર પોતાને ખરચે ચોખ્ખું બી મંગાવીને સરકારી પ્રયોગ માટેનાં ખેતરોમાં તે વાવે. જે જાત સારામાં સારી માલૂમ પડે તેનું ઉત્પન્ન સારા પ્રમાણમાં કરીને પછી ખેડૂતોમાં બીન ભાવે અગર નજીવા ભાવે થોડા થોડા પહોંચાડે અને તેની ખેતી કેવી રીતે કરવી તે વિષે સૂચનાપત્ર આપે તથા જરૂર પડે ખેતીવાડી ખાતાના જિલ્લામાં કામ કરતા ઓવરસિયરોની સલાહ પૂરી પાડે. સોય બીનનાં નાનાં નાનાં પ્રદર્શનો જિલ્લાઓમાં અગર તાલુકાઓમાં મુખ્ય મુખ્ય સ્થળે ભરે અને તેની સારામાં સારી ખેતી કરનારને ઇનામ આપે.

૨. ખેડૂતોના હિતમાં રસ લેતી કોઈ પણ જાહેર સંસ્થા ઉપર બતાવેલું કામ પોતાની શક્તિ અનુસાર કરે.

૩. કોઈ પણ સારી સ્થિતિવાળો સમજુ ખેડૂત દૂરંદેશી વાપરીને પોતાની જોખમદારી ઉપર પ્રયોગો કરી પોતાના પડોશી ખેડૂતોમાં તેનો પ્રચાર કરે અને આ રીતે ધીમે ધીમે તેનો ફેલાવો કરે.

સરકાર આ કામ ઘણી સરળતાથી કરી શકે. તેની પાસે નિષ્ણાતો હોય છે, સગવડ હોય છે, તેની લાગવગ વધારે હોય છે તથા તેને માટે ધારે તો પૈસા પણ કાઢી શકે છે. સંસ્થાનું કામ આનાથી જરાક વધારે મુશ્કેલ બને છે, કારણ સરકાર પાસે જે સાધનો છે તેમાંનાં કેટલાંકનો સંસ્થા પાસે અભાવ હોય છે. વ્યક્તિનું કામ સૌથી અઘરું છે, છતાં દુનિયાના ખેતીવાડીના ઇતિહાસમાં ઘણી વખત એવું બન્યું છે કે જ્યાં સરકાર અને સંસ્થાઓ ચૂકી છે, ત્યાં વ્યક્તિઓએ પોતે ઘસાઈ જઈને પણ ધારેલાં કામ બર આણ્યાં છે. અમેરિકાના ફળઝાડના ઇતિહાસમાં જોની એપલસીડ મશહૂર છે. સફરજનની તેને ધૂન લાગેલી, તે જ્યાં ગયો ત્યાં તેણે સફરજનનાં ઝાડ વાવ્યા કર્યાં અને જંગલોમાં પણ સફરજનનાં બી વેર્યા કર્યાં. મરતા પહેલાં તેણે આ રીતે બધે મળીને લાખ સવાલાખ એકર જમીનમાં સફરજન નાખી દીધેલાં. પાછળથી આ સફરજનોની ઝાડીઓમાંથી સારામાંસારી જાતો વીણી કાઢવામાં આવી અને તેનો પ્રચાર બધે થયો. આ ધૂનીને તેની ધૂન ઉપરથી જ એપલસીડ નામ આપવામાં આવ્યું છે. નિઃસ્વાર્થ વૃત્તિથી કામ કરનાર જોનીની મહેનત આખરે તો તેને કોઈ દિવસ ખ્યાલ પણ નહિ હોય તેટલી ફળી. આવા ધૂની જાનીઓએ જ સૃષ્ટિને પોતપોતાના ક્ષેત્રમાં અજવાળી છે.

## સોય બીનના છોડનું લાક્ષણિક વર્ણન

બધાં અનાજોની ઉત્પત્તિ જંગલી જાતોમાંથી થયેલી હોય છે. દરેક જાતના વડવાઓ દુનિયાના કોઈ અને કોઈ ભાગમાં હજી હયાત છે. જંગલી જાતમાંથી માણસે વીણી વીણીને સારામાં સારી જાતો પોતાના માટે પસંદ કરી અને બ્રીડીંગ વગેરેના જ્ઞાનનો ઉપયોગ કરીને હાલની સુધરેલી સ્થિતિમાં આણી છે. સોય બીનની જંગલી જાત હાલમાં પણ ચીન, મંચુરિયા અને કોરિયામાં માલૂમ પડે છે. જંગલી સોય બીનનો છોડવો પાતળો, વેલ જેવો વીંટળાતો હોય છે. તેની શીંગો નાની હોય છે અને બી કાળાં અને ઘણાં નાનાં હોય છે. સુધરેલી જાત લગભગ વાલ વટાણાના છોડવા જેવી હોય છે. છોડવા સીધા અને બેથી ચાર ફુટ ઊંચા થાય છે. સોયબીન વાર્ષિક છોડવો છે એટલે પહેલે જ વર્ષે બીમાંથી છોડ થાય છે, ફાલે ફૂલે છે, ફળે છે અને લય પામે છે. બીજા વર્ષ સુધી તે પહોંચી શકતો-જીવી શકતો નથી. સોય બીનની દાંડીમાંથી પુષ્કળ ડાળી પાંખડીઓ નીકળે છે. દરેક પાંખડી ઉપર ત્રીસ પાંદડાં હોય છે. ડાળી પાંખડી ઉપર ઝીણા ઝીણા વાળવાળી ભૂરા, ધોળા, બદામી વગેરે રંગની અગર તે રંગોના મિશ્રણવાળી રૂંવાટી હોય છે. પાંદડાં ઉપર પણ થોડી ઘણી રૂંવાટી માલૂમ પડે છે. સોય બીનની શીંગમાં બેથી પાંચ દાણા હોય છે અને શીંગ ઉપર જરાક વધારે કડક રતુંબડા રંગના વાળ હોય છે.

સોય બીનના છોડવાનું સામાન્ય રીતે નીચે પ્રમાણે વર્ણન કરી શકાય:

મૂળ:—સોયબીનને એક મુખ્ય મૂળ ( Tap root ) હોય છે. તેમાંથી પુષ્કળ બીજાં મૂળ ફૂટીને જમીન સાથે સમાંતર સીધાં જાય છે અને થોડેક દૂર જઇને જમીનમાં ઊંડે ઊતરે છે. છોડવાનાં મૂળિયાંનો મોટો ભાગ જમીનના પહેલા ફુટમાં જ હોય છે. વધારેમાં વધારે મૂળ બેથી ત્રણ ફુટ ઊંડાં જાય છે. બીજા ઘણા છોડના પ્રમાણમા સોય બીનને મૂળની બહુ વિશાળ છાવણી નથી હોતી. મૂળિયાં ઉપર ટાંકણીના માથાથી માંડીને નાના વટાણા જેવડી ગાંઠો હોય છે. આ ગ્રંથિઓની અંદર અમુક ખાસ જાતના સૂક્ષ્માણુઓ હોય છે અને તેમનું મુખ્ય કર્તવ્ય હવામાંનો નત્રિત્ર (Nitrogen) જમીનમાં લાવીને સમાવવાનું હોય છે. શિંગો ધારણ કરનાર નાના મોટા દરેક છોડવાનાં મૂળોમાં આવી જાતની ગ્રંથિઓ હોય છે અને દરેક જુદી જુદી જાતના છોડના ખાસ જુદા જ સૂક્ષ્માણુઓ થાય છે. આ વિષે આગળ કંઈક વિચાર કરવાનો રહેશે.

થડ:—(stem) થડ અગર દાંડીની જાડાઇ જુદી જુદી જાતોમાં જુદી જુદી હોય છે. દાંડીમાંથી નીકળતી ડાળી પાંખડીઓની સંખ્યા પણ જાત પ્રમાણે વધારે ઓછી હોય છે. જેમ જાત પાકવામાં મોડી તેમ તેના ઉપર ડાળી પાંખડીઓ અને પાંદડાં વધારે હોય છે, એ સામાન્ય નિયમ છે. મુખ્ય થડની પાસે અને ડાળીઓ ઉપર શીંગોનાં ઝૂમખાં ને ઝૂમખાં આવે છે. થડ અને ડાળીઓ ઉપર જાત પ્રમાણે વધારે ઓછા રૂંવાટી હોય છે, કેટલીક જાતોમાં થડ સીધાં અને ઊંચાં જાય છે અને છોડવાના પ્રમાણમાં જાડાં ગણાય. કેટલીક જાતોમાં થડ વેલ પેઠે પથરાતું હોય છે.

પાંદડાં:—જુદી જુદી જાતોમાં પાંદડાંનો આકાર, કદ અને રંગ જુદા હોય છે. દરેક પાંખડી ઉપર મેથીના છોડની જેમ ત્રણ પાંદડી હોય છે. પાંદડાં ઉપર જાત પ્રમાણે જુદા રંગની રૂંવાટી માલૂમ પડે છે. કેટલીક જાતોમાં છોડ પકવ થાય ત્યારે પાંદડાં ખરી પડે છે; ત્યારે બીજી જાતોમાં છોડ કાપી લેવાનો થાય ત્યાં સુધી પાંદડાં રહે છે. જે જાતો ઉપરથી પાંદડાં ખરી પડે છે તે ઢોરના ખોરાક માટે ખાસ કામમાં આવી શકતી નથી, પણ બી–દાણા ઉત્પન્ન કરવામાં વપરાય છે; અને જે જાતો છોડવા ઉપર પાંદડાં છેવટ સુધી રહે છે તે આના માટે વધારે ઉપયોગી નીવડે છે એમ માલૂમ પડ્યું છે.

ફૂલ:—રંગે ધોળાં અગર આછા જાંબુડી રંગનાં થાય છે. કેટલીક જાતોમાં ધોળાં ફૂલ હોય છે ત્યારે કેટલીકમાં જાંબુડી હોય છે. વળી બીજી કેટલીક જાતો એવી છે કે જેમાં બંને રંગનાં ફૂલ થાય છે, પણ તે એક છોડવા ઉપર નહિ પણ તે જ જાતના પણ જુદા જુદા છોડવા ઉપર ફુલ બેથી પાંચના ઝૂમખામાં થાય છે. ફૂલમાં સ્ત્રી અને પુંકેસર સેગાં જ હોય છે.

શિંગો:—(પાપડી) ડાળીઓ અને મુખ્ય થડ ઉપર બેથી પાંચનાં ઝૂમખાંમાં આવે છે. દરેક શિંગમાં જાત પ્રમાણે બેથી પાંચ સુધી દાણા થાય છે. સામાન્ય રીતે ત્રણ દાણા ગણી શકાય. શિંગ બેથી ત્રણ ઇંચ સુધી લાંબી થઈ શકે છે. શિંગોના છોડા ઉપર બદામી અગર આછા વાદળી રંગના વાળની રૂંવાટી થાય છે. શિંગોમાં દાણા કુમળા હોય છે ત્યારે લીલા વટાણાની માફક તેનું પણ શાક થઇ શકે છે.

દાણો:—દેખાવમાં વટાણા જેવો હોય છે, પણ આખા છોડનો દેખાવ વાલની જાતનો હોય છે. દાણાનો રંગ, તેનું કદ, આકાર, તેમાં રહેલા નત્રિલ અને તેલનું પ્રમાણ વગેરે જુદી જુદી જાતોમાં જુદાં જુદાં થાય છે. દરેક બી ઉપર વટાણા અગર બીજા કઠોરની માફક એક આંક-લીટો (Scar) હોય છે. આ આંક બીની જાત પારખવામાં ઘણી વખતે ઉપયોગી થઈ પડે છે. કેટલીક જાતોમાં કાપતા પહેલાં શિંગો ફાટી જાય છે અને બી ખરી પડે છે. દાણાનો રંગ દૂધની મલાઈના રંગ જેવો, મેલો, પીળો, કાળો, બદામી અને તેને મળતા રંગો જેવો હોય છે. જાત પારખવામાં બીનો રંગ અને કદ પણ ઉપયોગી થાય છે ખરાં.

## સોય બીનની ખેતી

આપણે-આગળ જોઇ ગયા છીએ કે ચીન, જાપાન, મંચુરિયા વગેરે પ્રદેશોમાં સોય બીન પુષ્કળ પ્રમાણમાં પાકે છે. જાપાનમાં ચોખા અને બીજાં અનાજ વગેરેના વાવેતરમાં જેટલી જમીન રોકાયેલી છે તેનો ૪ ટકા ભાગ એકલો સોય બીનમાં રોકાયેલો છે. સોય બીન એકલાની પણ ખેતી થઇ શકે છે અને મકાઇ જેવાં બીજાં અનાજની સાથે ભેળવીને પણ તેને વાવવામાં આવે છે. હવામાંનો નત્રિલ જમીનમાં ખેંચી લાવવાની તેની શક્તિને લીધે બીજા પાકોને તે લાભપ્રદ થાય છે, તેમજ જમીનને પણ તે કંઇક સારી બનાવે છે.

સોય બીનનું વાવેતર મોટા પ્રમાણમાં થાય નહિ ત્યાં સુધી એક અનાજ અગર તેલી બી તરીકે એનું ખાસ મહત્ત્વ ન ગણાય. આર્થિક દૃષ્ટિએ પણ જથાબંધ પાકનારા તુલો (crops)ની હરોળમાં તેને ન મૂકી શકાય. તેનું વાવેતર વધારવામાં બે મુખ્ય હેતુ સમાયેલા છે:

(૧) પાક મોટા જથામાં થાય તો બીજાં ખાદ્ય અનાજો સાથે બજારમાં પોતાનું સ્થાન મેળવીને તે ઊભી શકે અને મોટા પ્રમાણમાં તેની લેવડ-દેવડ થઇ શકે.

(૨) વધારે પ્રમાણમાં પાકતાં તેનો ભાવ બહુ ઊંચો ન રહે અગર ગરીબ માણસોને વાપરવા માટે તે દુ:સાધ્ય ન થઈ પડે. ગરીબની ઝૂંપડીમાં તેને સ્થાન મળે ત્યારે જ તેનો પ્રચાર થયો પ્રમાણ કહેવાય.

ખેતીના બીજા પાકોમાં સોય બીનને મહત્ત્વનું સ્થાન આપવાનાં કેટલાંક કારણો છે. બીજા પાકો સાથે સરખાવતાં જમીનમાં વધારાપડતો ભેજ અગર સુકારો તે ઠીકઠીક રીતે સહન કરી શકે છે. આ સ્થિતિમાં કેટલાક નાજુક પાકો કોહી જાય છે અગર સુકાઈ જાય છે. આ ઉપરથી એમ નથી માનવાનું કે જમીનમાં ગમે તેટલો ભેજ રહે અગર પાણી ભરાઇ રહે અગર વરસાદ ઘણો ઓછો હોય તોપણ પાક થઇ શકે. નુકસાન તો સોય બીનને પણ થાય, પણ બીજા નાજુક પાકો કરતાં પ્રમાણમાં ઘણું ઓછું, જ્યારે સોય બીનના જમીનમાંથી ફણગા ફુટવાની તૈયારી થાય છે ત્યારે આ બન્ને જાતની પરિસ્થિતિમાં સોય બીન રાંક થઈ જાય છે. સોય બીનની ખેતી નીચેના મુદ્દાઓને લીધે જરૂરી થઇ પડે છે:—

(૧) પોષક તત્ત્વોની દૃષ્ટિએ માણસના ખોરાકમાં તે ઘણો મુદ્દાનો ભાગ ભજવે તેમ છે.

(૨) ઉત્તમ પ્રકારનો ઢોરોનો ચારો બની શકે છે.

(૩) જમીનમાંથી દર એકરે સારી પેઠે પાક ઊતરે છે.

(૪) ખેતીમાં ઉપદ્રવ કરનારાં જંતુઓ અને રોગો સામે પ્રમાણમાં સારી રીતે ટક્કર ઝીલી શકે છે.

(૫) તેમાંથી તેલ અને ખોળ નીકળવાથી તે વેપારઉદ્યોગ ( industry )ની વસ્તુ છે.

## આબોહવા અને જમીન

જે આબોહવામાં મકાઇ પાકી શકે છે તેજ સોય બીનને માટે ઉત્તમ છે. એટલે આપણે ત્યાં જ્યાં જ્યાં મકાઇ થઇ શકતી હોય ત્યાં બધે જ સોય બીન સરસ રીતે પકવી શકાય છે. જમીન પણ મકાઇને અનુકૂળ આવે છે તે જ તેને અનુકૂળ આવે છે પણ જેમાં મકાઇ અગર બીજાં અનાજ સારાં થઇ શકે તેવી અમ્લ ( acid ) જમીનમાં પણ સોય બીન પાકી શકે છે. બીજી હલકા પ્રકારની જમીનોમાં પણ બીજાં અનાજ કરતાં સોયબીન સારા થઇ શકે છે. નીચાણની જમીનો જ્યાં પાણી વધારે પ્રમાણમાં રહેતું હોય ત્યાં બીજાં અનાજ કરતાં સોય બીન વધારે સારો દેખાવ ( Stand ) આપે છે. જમીન ઉપર લાંબો વખત ભરાઇ રહે તો નુકસાન ચોક્કસ થાય છે. પાતળી તળીવાળી ગોરાળુ અગર બેસર જમીનમાં પણ સોય બીન સારા થાય છે. કાળી જમીન પણ ચાલી શકે છે.

## ખાતર

સોય બીનને નત્રિલ ખાતરની જરાપણ જરૂર નથી. કારણ, હવામાંનો નત્રિલ તે જમીનમાં ખેંચી શકે છે. પણ તેને ફૉસફરસ અને પોટાશપ્રધાન ખાતરોની ખાસ જરૂર છે. ઢોરોના છાણનું ખાતર તેને માટે અનુકૂળ છે. દર એકર જમીને ૨૦૦ થી ૩૦૦ પાઉન્ડ એસીડ ફોસફેટ અને ૨૫૦ પાઉન્ડ લાકડાની રાખોડી વાવતી વખતે જ નાખી દેવામાં આવે તો પાક ઘણો સારો ઊતરે છે. જમીન ખૂબ જ અમ્લ હોય તો થોડોક ચૂનો નાખી આવવાથી ફાયદો થાય છે. પણ જ્યાં સોય બીન તેલ પીલવાને માટે પકવવામાં આવતા હોય ત્યાં ખાતરમાં ચૂનો વાપરવો સારો નથી કારણ તેથી નત્રિલનો ભાગ વધે છે અને તેલનું પ્રમાણ ઓછું થાય છે.

## ખેડ

સોય બીન માટે ખેડ પણ મકાઇની જેમ જ કરવાની હોય છે. જમીન મકાઈ માટેની જમીન કરતાં જરાક વહેલી તૈયાર કરીને મકાઇ છવાઇ ગયા પછી વાવેતર કરવું સારું છે. વાવણી પહેલાંની ખેડ આછી ( વધારે ઊંડી નહિ ) કરવી જોઇએ. આમ કરવાથી જમીનનું તળિયું જરાક કઠણ રહે છે અને બીજું ઘાસકચરું ( weeds ) મરી જાય છે. સોય બીન ઊગીને મોટા થયા પછી વચ્ચેની ખેડ જરાક સંભાળીને કરવી જોઇએ. વરસાદ અગર ઝાકળથી છોડવા ભીના હોય તેવે વખતે અંદર હળ લાકડાં ઘાલવાં જોઇએ નહિ, નહિ તો ભીના છોડવા બરડ હોવાથી ટપોટપ ભાગી જાય છે.

## સોય બીનના ખાસ સૂક્ષ્માણુઓ

સોય બીનનાં છોડવાનાં મૂળિયાં ઉપર આંખે દેખી શકાય તેવી ગ્રંથિઓ હોય છે. આ ગ્રંથિઓ જે જાતના છોડવાનાં મૂળ ઉપર હોય છે તે છોડવા હવામાંથી નત્રિલ ખેંચી શકે છે. દરેક જુદીજુદી જાતના કઠોળને માટે જુદીજુદી જાતના સૂક્ષ્માણુઓ હોય છે. આ

સૂક્ષ્માણુઓ હવામાંનો નત્રિલ–નાઇટ્રોજન ખેંચીને જમીનમાં લાવે છે. જો જમીનમાં આ સૂક્ષ્માણુઓનો પ્રવેશ થયેલો નથી હોતો તેમાંનું કઠોળનું વાવેતર હવામાંથી નાઇટ્રોજન ખેંચવાને બદલે જમીનમાંથી જ ખેંચે છે. એક જાતના કઠોળના સૂક્ષ્માણુઓ બીજી જાતના કઠોળ ઉપર કામ કરી શકતા નથી. સોય બીનના સૂક્ષ્માણુઓ તેના ખાસ છે. આ સૂક્ષ્માણુઓમાં પણ જુદી જાતો છે, જે જુદીજુદી જાતના સોય બીનને માટે વધારે માફક આવે છે. અમુક જાતના સૂક્ષ્માણુ રહિત જમીનમાં વાવેલા સોય બીન સારા થતા નથી. જો જમીન બળવાળી હોય છે તો સારા થાય છે, પણ તે જમીનનો કસ ખેંચીને, હવામાંનો નત્રિલ ખેંચીને નહિ. આવી જમીનમાં પાકેલા દાણામાં પ્રોટીનનો ભાગ ઓછો હોય છે, તેમ જ જમીનમાંના નત્રિલનું પ્રમાણ પણ ઓછું થાય છે. આથી સોય બીન વાવવાની જમીનમાં અમુક જાતના સૂક્ષ્માણુઓ દાખલ કરવાનું આવશ્યક બને છે. જો જમીનમાં ચૂનો, ફોસફરસ અને વનસ્પતિ-દ્રવ્ય- વધારે હોય છે–અર્થાત્ જે જમીન બહુ બળવત્તર હોય છે તેના ઉપર બીજે વર્ષે પણ સોય બીનનો જ પાક લેવામાં આવે તો સૂક્ષ્માણુઓ દાખલ કર્યા વિના પણ મૂળિયાં ઉપર ગ્રંથિઓ જણાય છે. બે વર્ષ સુધી લાગલાગટ એક જ જમીન ઉપર સોય બીનનું વાવેતર થવાથી બી સાથે દાખલ થયેલા સૂક્ષ્માણુઓ વધીને જમીનમાં પોતાનું ઘર કરી બેસે છે.

પહેલે જ વર્ષે આ સૂક્ષ્માણુઓને જમીનમાં સારા પ્રમાણમાં દાખલ કરી દેવામાં આવે તે વધારે સારું છે. ખરી રીતે તો સોય બીનનું બી આવે તેની સાથે જ તેની જાતને બંધ બેસે તેવા સૂક્ષ્માણુઓ લાવવા જોઈએ. એક વખત આ સૂક્ષ્માણુઓ જમીનમાં દાખલ થઈ ગયા પછી દરેક વર્ષે આ પ્રમાણે કરવું પડતું નથી. જ્યાં સોય બીનનું વાવેતર પહેલી જ વખત થતું હોય ત્યાં જ આ પગલું જરૂરી છે. સૂક્ષ્માણુઓ દાખલ થયા પછી પણ પહેલે વર્ષે વખતે પાક બહુ સારો ન આવે, પણ બીજા વર્ષોથી આની અસર ઘણી જ સારી રીતે થાય છે. કેટલાક સૂક્ષ્માણુઓની જાતો જમીનમાં ઘર કરી બેસતાં જરાક વખત લે છે. આ સૂક્ષ્માણુઓને જમીનમાં દાખલ કરવાની નીચેની રીતો છેઃ—

(૧) જે જમીનમાં સોય બીન સારા થતા હોય (જે જાત વાવવાની હોય તે જ જાતના) તેમાંથી થોડાક છોડવા મૂળ અને માટી સહિત ઉપાડવા. આ મરોડી જરૂર પડે ત્યાં સુધી પેટી અગર કોથળામાં ભરી રાખવી. સોય બીન વાવતી વખતે આ માટીમાંથી ત્રણચાર શેર લઈને મણેક સોય બીન સાથે મરોડી દાણાને ચોંટે એટલું પાણી ભેળવીને દાણા તેમાં રગદોળી દેવા. આ ચોંટેલી મરોડી સહિત સોય બીનને વાવી દેવાથી જમીનમાં બધે સૂક્ષ્માણુઓ પસરી જશે. આ રીત સૌથી સહેલી છે.

(૨) ત્રણેક શેર પાણીને ઊકળે તેટલું ગરમ કરીને તેમાં નવટાંક જેટલો ગુંદર કે ગ્લુ (glue) નાખવાં. આ મિશ્રણ ઠંડું પડે એટલે મણેક સોય બીન ઉપર તે છાંટીને દાણા હલાવવા, જેથી ગુંદર બી ઉપર પસરી જાય. દેશી બહોર ઝીણી કરેલી સૂક્ષ્માણુઓવાળી સુકી મરોડી સાથે ગુંદરથી ભીના કરેલા સોય બીન ભેળવી દેવા. દાણા દેખાવમાં સહેજ ગંદા જેવા લાગે તેટલી મરોડી ચોંટે તો બસ છે. એકાદ કલાકમાં મરોડી સુકાઈ જાય એટલે સોય બીન વાવી દેવા.

(૩) જે જમીનમાં સોય બીન સારી રીતે પાકના હોય તેમાંથી ઉપરના પડમાંથી દસેક મણને આશરે માટી લઈને એક એકર જમીન ઉપર પાથરી દઈને જમીનમાં ખેડી નાખવી. આ રીત મજૂરી વધારે માગે છે.

(૪) સૂક્ષ્માણુઓને જમીનમાંથી જુદા પાડીને પ્રયોગશાળામાં તેમને પથ્ય ખોરાક ( Salt solutions અને Beef Broth ) આપીને ઉછેરવા. આ સૂક્ષ્માણુઓવાળા દ્રાવણ ( solution )ને બી સાથે મેળવીને બી વાવી દેવું. પહેલે વર્ષે થોડા થોડા છોડવાનાં મૂળિયાં ઉપર ગાંઠિયો દેખાશે; પણ બીજે વર્ષે સૂક્ષ્માણુઓનો પ્રચાર જોઈએ તેટલો થઈ ગયો હશે. એક વખત જમીનમાં દાખલ થઈ ગયા પછી સૂક્ષ્માણુઓ જમીનમાં વર્ષો સુધી માલૂમ પડે છે. આ મુદ્દાની વસ્તુ વિસારે પડી જાય તો સોય બીનનો પાક નાસીપાસ કરે તેવો થઈ જાય છે.

## વાવેતર

સોયબીનની ખેતીમાં વાવેતર કરવાની જાત નક્કી કરવાનું કામ ઘણું જ મુદ્દાનું છે. એકજ જાતના સોયબીનનાં લક્ષણ ( Character ) જમીન, ઋતુની પરિસ્થિતિ, ખેડની રીતો, સ્થળ ( Locality ) વગેરેના ફેરફાર સાથે કંઈક ફરે છે. પકવ થવાનો વખત ( Maturity ), છોડનો દેખાવ, તેલ વગેરેનું પ્રમાણ વગેરેમાં આ બધાને લીધે થોડા થોડા ફેર પડે છે, પણ મૂળ લક્ષણમાં ખાસ ફરક પડતો નથી. વાવેતર કરતાં પહેલાં નીચેની બાબતોનો વિચાર કરીને કઈ જાતનું વાવેતર કરવું સારું પડશે તે નક્કી કરવું જોઈએ.

૧ એક એકર પાકનો ઉતારો;
૨ કેટલા વખતમાં પાક તૈયાર થશે;
૩ કયા ઉપયોગ માટે વાવવામાં આવે છે—દાણા માટે, ઘાસચારા માટે કે તેલ માટે;
૪ દાણા કદ અને તેનો રંગ;
૫ કેટલા ટકા બી ઊગે છે;
૬ રોગ અને જંતુ સામે ટકવાની શક્તિ.

આટલી વસ્તુઓનો વિચાર કરીને જાત નક્કી કરવી, દાણા પકવવા હોય તો વહેલી પાકી જતી જાત વાવવી જોઈએ અને ઘાસચારો કરવો હોય તો મોડી પાક તેવી જાતો પસંદ કરવી જોઈએ. કેટલીક જાતો એવી હોય છે કે બન્ને કામમાં સારી પડે છે. સામાન્ય રીતે દાણા માટે મંચુ, હાલાચો અને સોયસોટા જાતો સારી છે અને ઢોરના ઘાસચારા ( Hay ) માટે પેકીંગ, વિલ્સન, મોર્સ અને કોલંબિયા સારી છે. મંચુ જાત દાણા તથા ઘાસ બન્ને માટે પણ ચાલી શકે તેવી છે. બ્લેક આઈબ્રાઉ જાત મંચુ જેવી જ છે, પરંતુ દાણો કાળો હોવાથી દાણા માટે ઘણા તેને પસંદ કરતા નથી. આગળ કેટલીક જાતોનું વર્ણન આપવામાં આવશે તેના ઉપર અખતરા ( પ્રયોગો ) કરીને ગુજરાત માટે સારામાં સારી જાતો કઈ પડશે તેનો નિશ્ચય કરવો જોઈએ.

સોય બીન વાવવાની જુદી જુદી રીતો છે. જમીન અને જાત ઉપર તેનો આધાર રાખે છે. તેને છૂટા છાંટી દઈને ખેડી નાંખી શકાય છે; પણ આ રીત ઠીક નથી. દાણા માટે

કપાસની પેઠે ૨૪ થી ૩૬ ઈંચ પહોળી હરોળોમાં વાવવામાં આવે છે. દરેક હરોળમાં દાણા ૨ થી ૪ ઈંચ દૂર પડવા જોઇએ. ખેડ વગેરે કરવામાં ૧૫–૨૦ ટકા સુધી છોડવા ભાગી જવાનો સંભવ છે. વળી કેટલાક દાણા ઊગવામાં પણ માઠા પડે છે એટલે બી જરાક જાડું વવાય તે ઇષ્ટ છે. ઘાસચારા માટે હરોળો નજીક રાખવામાં આવે છે.

બી કેટલું ઊંડું વાવવું જોઇએ તેનો આધાર જમીનની જાત અને વાવવાના વખત ઉપર રહેશે. સામાન્ય રીતે સોય બીનનું બી ઊંડું વાવવામાં આવતું નથી. સપાટીથી ૨ ઈંચ નીચે જમીન જરાક કઠણ હોય અને ઉપર બરોળ હોય તો સારું પડે છે. કાળી અને ચીકટ જમીનમાં બી એક ઇંચ ઊંડું નાખવું જોઇએ. જો ઉપર પોપડી બાઝી જાય તો તેને તોડી નાખવી જોઇએ. રેતાળ જમીનમાં અને સૂકી ઋતુમાં બી ત્રણ ઇંચ સુધી ઊંડે જાય તો વાંધો નથી. ઝીણા દાણાવાળું બી મોટા દાણા કરતાં વધારે ઊંડાઇએથી નીકળી આવી શકે છે.

સોયબીન વાવવાનો વખત મકાઇ વાવવાના વખતની સાથે જ આવી લાગે છે. મકાઇ પછી ૧૦–૧૫ દિવસ પછી વવાય તો સારું. વહેલા વાવવામા કોઈ પણ જાતનો ફાયદો દેખાતો નથી વહેલું વાવલું બી મોડા વાવેલા કરતાં પણ મોડું પાકે છે. કેટલીક વખત તો એક જાતમાં ત્રણ અઠવાડિયાં જેટલો ફેર પડી જાય છે, એટલે કે મોડું વાવેલું બી વહેલા વાવેલા પાક કરતાં ત્રણ અઠવાડિયા વહેલું લણવાને તૈયાર થઇ જાય છે. મોડો તૈયાર થતી જાતો વહેલી વાવી હોય તો વાંધો નથી. દાણા કરતાં ઘાસ તૈયાર કરવા માટે વાવેતર વહેલું થવું જોઈએ.

એકર દીઠ બી વાવવાનો દર પણ સોયબીનની જાત, વાવવાની રીત, જમીનની જાત, આબોહવા અને વાવવાનો હેતુ વગેરે પ્રમાણે જુદોજુદો હોય છે. જુદાજુદા દરે વાવેલા બીમાંથી સરખો પાક થવાનો સંભવ છે. સોયબીનનું બી જાત પ્રમાણે નાનું મોટું થાય છે. દાદરો જાતના બી એક શેરમાં ૧૨૫૦ થાય છે; ત્યારે બાર શેરનાં તેટલા જ વજનમાં ૯૯૫૦ થાય છે. જેમ મોટો દાણો તેમ બી વધારે જોઇએ એ સ્વાભાવિક છે. એક જાતમાં પણ જમીનની જાત આબોહવા વગેરેમાં ફેર પડતાં દાણા નાના મોટા થાય છે. આ ઉપરથી સમજાશે કે એકરે અમુક વજન બી વાવવાનો આંકડો પાડવો મુશ્કેલ છે. બધી વસ્તુઓ ધ્યાનમાં લઈને અનુભવથી બીનો દર નક્કી થવો જોઇએ. નાના મોટા દાણા પ્રમાણે એકરે ૧૦ થી ૭૫ રતલ સુધી બી જોઇએ. મંચુ જાતમાં શેરે લગભગ ૨૭૦૦ ની આસપાસ દાણા હોય છે, અને પેકીંગના ૬૭૦૦ની આસપાસ હોય છે. આ હિસાબે ૩૬ ઇંચ પહોળી હરોળ અને દરેક હરોળમાં એક એક ઇંચ દૂર બી વાવવા માટે દર એકરે ૬૪ રતલ મંચુ જોઇએ અને ૨૬ રતલ મંચુ જોઇએ. સામાન્ય રીતે વચલા વર્ગનું બી દાણાનો પાક લેવા માટે એકરે ૩૦ પાઉન્ડની આસપાસ વાવવું જોઇએ. જો હરોળો વચ્ચેનું અંતર ૩૦ ઇંચ હોય અને હરોળમાં બે બે ઇંચને અંતરે દાણો પાડવાનો હોય તો એક એકર દીઠ ૧,૦૪,૫૪૪ બી જોઇએ. આ હિસાબે એકર દીઠ જાતવાર નીચે પ્રમાણે બી જોઈએઃ—

| | | |
|---|---|---|
| વીલ્સન અને વર્જીનિયા એક એકરે | | ૨૫ શેર |
| ઈબોની | " | ૩૦ " |
| મંચુ | " | ૪૦ " |
| ઈટોસાન | " | ૪૫ " |
| એરૂટન | " | ૫૦ " |
| હેમિલ્ટન અગર ઓહિયો | " | ૫૫ " |

સામાન્ય રીતે બીની જરૂરિયાત નીચે પ્રમાણે નક્કી કરી શકાય.

$$\text{એક એકરનું બી (શેર)} = \frac{\text{૪૩૫૬૦ × એક ફુટમાં વાવવાનાં બી}}{\text{બે હરોળ વચ્ચેનું અંતર (ફુટ)×એક શેર વજનમાં દાણાના નંબર}}$$

સોય બીનનું બી લાંબા સમય સુધી ટકી શકતું નથી. તાજું બી ઊગવામાં સારું પડે છે. બે વર્ષથી વધારે વખત પડી રહેલું બી વિશ્વાસપાત્ર ન ગણી શકાય. તેમાંનો મોટો ભાગ ન પણ ઊગે, બી બહુ જાડું ઓરવા છતાં પણ છૂટાછવાયા જ છોડવા જમીનમાંથી બહાર નીકળે; માટે બી ક્યાંનું છે અને કેટલો વખત જૂનું છે તેની ખાતરી કર્યા પછી જ ખેતરમાં ઓરવું. જો બીને ઘણું જ સાચવીને રાખવામાં આવ્યું હોય અને પુરેપુરું પાકેલું હોય તો પાંચ વર્ષ સુધી બી રહી શકે છે, પણ સામાન્ય રીતે એક વર્ષનું જ બી સારું માનીને તેનો જ ઉપયોગ કરવો ઠીક છે.

અપૂર્ણ ] દિનકર પંડયા

# રોજનીશી

૧-૫-૩૪ : વડી ધારાસભાની બેઠક વિસર્જન કરવા વિષે હિંદી સરકારની યાદી; પટનામાં સમાજવાદી પક્ષની કાર્યવાહકસભાઓ; ચલોડા ગામના મુખી તરીકે હરિજનની નિમણુંક.

૨-૫-૩૪ : મુંબઈમાં ડૉ. અમીચંદ શાહના પ્રમુખપદે જૈન યુવક પરિષદની બેઠક.

૩-૫-૩૪ : સ્વરાજ્ય પક્ષના પ્રમુખ તરીકે ડૉ. અનસારીની પસંદગી.

૪-૫-૩૪ : કરાંચીથી જમશેદપુર જતાં ગાંધીજીની મોટરને નડેલા અકસ્માત.

૫-૫-૩૪ : અમદાવાદમાં—શાહીબાગમાં ઓરીએન્ટલ વીમા કંપનીનો હીરકમહોત્સવ.

૬-૫-૩૪ : અમદાવાદમાં સર મનુભાઇ નંદશંકર મહેતાના પ્રમુખપદે પ્રથમ ગુજરાત પુસ્તકાલય પરિષદ.

૭-૫-૩૪ : અલીપુર સેન્ટ્રલ જેલમાંથી જવાહરલાલની દહેરાદુન જેલમાં બદલી; રત્નાગીરીમાં બૅરિસ્ટર વિનાયક દામોદર સાવરકરની ધરપકડ.

૮-૫-૩૪ : બિહાર, ઓરિસામાં ભયંકર વાવાઝોડું અને ધરતીકંપ-પારાવાર નુકસાન; પગે ચાલીને હરિજન પ્રવાસ કરવાના ગાંધીજીના ઈરાદાની બહાર આવેલી હકીકત; મુંબઈના દરિયાકિનારે મળી આવેલી જંગી વહેલ માછલીનાં જડબાં-પ્રિન્સ ઑફ વેલ્સના સંગ્રહસ્થાનમાં.

૯-૫-૩૪ : પંડિત જવાહરલાલ નહેરુને દહેરાદુન જેલમાં મળેલી સગવડો; બદલાયેલા કાર્યક્રમ મુજબ દરરોજ આઠ કલાક ચાલવાનો ગાંધીજીનો નિશ્ચય.

૧૦-૫-૩૪ : મુંબઈની હડતાલ કમીટીએ સરકાર સમક્ષ રજુ કરેલી માગણીઓ; કલકત્તામાં મળી આવેલું બનાવટી સિક્કાનું કારખાનું; ચિતાગોંગમાં એક દવાખાનામાં દાટેલું મળી આવેલું રાજદ્રોહી સાહિત્ય.

૧૧-૫-૩૪ : મુકુંદપુરમાં ગાંધીજીનું ભાષણ; દિલ્હીમાં ૪૭ દુકાનો આગથી તારાજ; નાશિક જેલમાંથી શ્રી. બળવંતરાય મહેતાનો છુટકારો; બીજાપુર જેલમાં નેતાઓએ આદરેલા ઉપવાસની બહાર આવેલી હકીકત.

૧૨-૫-૩૪ : અમદાવાદના 'ગુજરાત પત્રિકા'ના મેનેજીંગ એડિટર પી. અંબાલાલ પરીખનો રૂા. ૧૦,૦૦૦ના હાથમુચરકા તથા તેટલી જ રકમના લાયક જામીન ઉપર છુટકારો; રોમાં રોશાં પોતાનાં શ્રીમતી સાથે પરણ્યો એવી બહાર આવેલી વીગત; ના. વાઈસરૉયની ધરતીકંપના ફંડમાં નાણાં ભરવા માટે પ્રજા જોગી અપીલ; 'કર્મભૂમિ' સાપ્તાહિક પત્રના પ્રકાશન સામે રાજકોટમાં મૂકાયેલો પ્રતિબંધ.

૧૩-૫-૩૪ : ઉપસ્થિત થયેલા ઝઘડાને કારણે કલકત્તા કોર્પોરેશનના મેયર તથા ડેપ્યુટી મેયરની ચૂંટણી રદ.

૧૪-૫-૩૪ : મુસ્લીમોએ જલંધરમાં જવું નહિ એવો કપુરથલામાં ઢંઢેરો; શ્રી. લવણપ્રસાદ કુલચંદને ૧૨૪ અ કલમ અનુસાર જામનગરના ન્યાયાધીશે ૨॥ વર્ષની સખ્ત કેદ તથા રૂ. ૫૦૦ દંડ અથવા ૬ માસ વધુ કેદની કરેલી સજા.

૧૫-૫-૩૪ : લૉર્ડ અને લેડી વિલિંગ્ડન વિમાનમાં ન્યુ દિલ્હીથી લંડનને પંથે; સર જ્યોર્જ સ્ટેનલીનો કામચલાઉ વાઈસરૉયના હોદ્દાનો સ્વીકાર.

૧૬-૫-૩૪ : સ્વરાજ્યપક્ષ તરફથી પોતે ઉમેદવારી નહિ કરે એવો બાબુ રાજેન્દ્રપ્રસાદે બહાર પાડેલો ખુલાસો; મુંબઈમાં આગેવાન ભાટીઆ વેપારી શેઠ લાલજી નારણજીનું અવસાન; લાહોરમાં યુવાન મહાસભા પક્ષની સ્થાપના; શ્રી. કસ્તુરબા ગાંધીનો છુટકારો.

૧૭-૫-૩૪ : ગુજરાત વિદ્યાપીઠના અહેસુલ માટે શ્રી. નરહરિ પરીખને વિસાપુર જેલમાં મોકલવામાં આવેલી નોટીસ; ખાતપુરમાં શ્રી. ભાયીભાઈના પ્રમુખપદે ગોધરા તાલુકા ખેડૂત પરિષદની બેઠક.

૧૮-૫-૩૪ : પટનામાં હિંદી રાષ્ટ્રીય મહાસભાની કારોબારી સમિતિએ ગાંધીજીના સવિનયભંગ મોકુફ રાખવાના નિવેદનને આપેલી બહાલી; બલુચિસ્તાનની હદમાં થઈને હિંદમાં ચાંદીની આયાત કરવા સામે પ્રતિબંધ મૂકતી હિંદી સરકારની બહાર પડેલી યાદી; પટનામાં પંડિત મદનમોહન માલવિયાજીના પ્રમુખપદે શરૂ થએલી હિંદી મહાસભા સમિતિની બેઠક, નડિયાદમાં ખેડા જિલ્લા ફુલચંદ સ્મારક સમિતિનો સ્વ. ફુલચંદ બાપુજીના સ્મારક રૂપે રૂ. ૫૦૦૦ ઉઘરાવી બાલમંદિર ઉઘાડવાનો ઠરાવ;

૧૯-૫-૩૪ : પટનામાં મહાસભાની કારોબારી સમિતિનો, મહાસભાની બીજી બેઠક મુંબઈ ખાતે ઓક્ટોબરમાં ભરવાનો ઠરાવ; સ્વરાજ્યપક્ષ રદ કરવાનો તથા તેને બદલે ડૉ. અન્સારીના પ્રમુખપદે ૨૫ સભ્યોની પાર્લામેન્ટરી સમિતિ નીમવાનો ઠરાવ; પટનામાં મળેલી મહાસભાસમિતિમાં ધારાસભા પ્રવેશ પરત્વેનો ગાંધીજીનો ઠરાવ ૩૨ વિ. ૮૫ મતે પસાર; બલગેરીઆમાં જાગેલો બળવો-રાજા અને પ્રધાનોના મહેલને ઘેરો; જીનીવાખાતે આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદમાં ભાગ લેવા માટે શ્રી. જમનાદાસ મહેતાનું પ્રયાણ; ગલિયારા પારિતોષકના વ્યવસ્થાપક તરફથી શ્રી. મસ્તફકીર તથા શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે બન્નેને રૂ. ૨૫૦ નાં ઈનામો તથા શ્રી. જાગીરદાર અને શ્રી. ખંધડીઆને સુવર્ણચન્દ્રક મળવાની થયેલી જાહેરાત.

૨૦-૫-૩૪ : પટનામાં મળેલી અખિલ હિંદ મહાસભાસમિતિની કારોબારી સમિતિએ મહાસભા-સમિતિઓની પુનર્ઘટના સંબંધમાં કરેલા સંખ્યાબંધ ઠરાવો; ભાવનગરવાળા શ્રી. હરભાઇ ત્રિવેદીના પ્રમુખપદે ભરાયેલું ચતુર્થ છાત્રાલય સંમેલન.

૨૧-૫-૩૪ : રત્નાકરમાં બેરિસ્ટર સાવરકરનો છુટકારો.

૨૨-૫-૩૪ : અમદાવાદમાં જૈન યુવાનોએ નિયમ વિરુદ્ધની અટકાવેલી એક દીક્ષા.

૨૩-૫-૩૪ : અમદાવાદ સહકારી સ્વદેશી વસ્તુભંડાર લીમીટેડ તરફથી 'આપણા ઘરની દુકાન' ની બીજી શાખા અમદાવાદમાં મ્યુનિસિપલ પ્રમુખ શ્રી. બળવંતરાય ઠાકોરના હાથે ખુલ્લી મૂકવાની થયેલી ક્રિયા; મુંબઈના મૌજ પ્રિન્ટીંગ બ્યુરોની રૂ. ૩૦૦૦ માંની અર્ધી જામીનગીરી જપ્ત.

૨૪-૫-૩૪ : પાર્લામેન્ટરી બોર્ડમાં શ્રી. શાર્દૂલસિંહને દાખલ કરવા માટે આગ્રહ કરતો ડા. અન્સારીનો માલવિયાજીને તાર; ભોપાલના નવાબ, ડૉ. અન્સારી, મી. મહમદઅલી ઝીણા તથા શ્રી. કૃષ્ણચારીનું વિલાયત તરફ પ્રયાણ; સત્યાગ્રહીઓને નોકરીમાં રાખવા માટે જબલપુર મ્યુનિસિપાલિટીની રૂ. ૨૦,૦૦૦ ની વાર્ષિક ગ્રાંટ સરકારે બંધ કરી.

૨૫-૫-૩૪ : મુંબઇમાં કામદાર નેતાઓની ધરપકડ; ગાંધીજીની મંડળીના સભ્ય મી. હેર ફે. બટાક ઉપર ક્રિમીનલ પ્રોસિજરની ૧૪૪ મી કલમ મુજબ કટક જિલ્લામાં ભાષણ કરવા સામે નીકળેલી નોટીસ; સીમલામાં અમેરિકન પાદરી મી. ઇ. સ્ટ્રોક્સનો હિંદુધર્મનો સ્વીકાર; અલ્હાબાદમાં શેઠ જમનાલાલ બજાજે ખુલ્લી મૂકેલી અખિલ હિંદ મહાસભા સમિતિની ઓફિસ.

૨૭-૫-૩૪ : અમદાવાદમાં ગુજરાત ખેડૂત રાહત સમિતિની બેઠક–ગુજરાતના ખેડૂતોની સ્થિતિનો વિચાર કરવા માટે શહેરીઓની મળેલી સભાએ ખેડૂતોની મદદ માટે નિમેલી સમિતિ; બનારસના શ્રી. શ્રીપ્રકાશે મહાસભાની પાર્લામેંટરી બોર્ડમાંથી આપેલું રાજીનામું, રાજીનામું મંજૂર થયું.

૨૮-૫-૩૪ : મુંબઈના કામદાર નેતા શ્રી. રણદીવેને રાજદ્રોહના આરોપસર બે વર્ષની સખ્ત કેદની સજા.

૫-૬-૩૪ : લાહોર કોલેજની હોસ્ટેલની ૫૦ બાળાઓ ખોરાકના કારણે ઉપવાસ ઉપર ગઈ; નોબલ-પીસ પ્રાઈઝ મહાત્મા ગાંધીજીને આપવાની 'ક્રિશ્ચયન સેન્ચુરી'એ કરેલી સૂચના.

૬-૬-૩૪ : ખેડાના યુવક આગેવાન શ્રી. જયશંકર મહેતાને-તેઓ હરિજન આશ્રમની હદમાં ચોકી ઉપર હતા તે વખતે પડેલો સખ્ત માર.

૮-૬-૩૪ : વડોદરા સરકારે હિંદુ મંદિરો, મસ્જીદો તેમજ સાર્વજનિક ધાર્મિક મકાનો બાંધવા બહાર પાડેલા નિયમો.

૯-૬-૩૪ : ગુજરાત ખેડૂત રાહત સમિતિએ નિમેલી રાહત વહેંચણી સમિતિએ રાસના ૧૨૦ કુટુમ્બોને ખેતી માટે કરેલી ગોઠવણ તથા ખેડૂતોને રાહત આપવાના કાર્યની કરેલી શરૂઆત; મુંબઈથી પરદેશ ખાતે રૂ. ૪૭૦૩૮૫૩નું નિકાસ થયેલું સોનું.

૧૦-૬-૩૪ : અમદાવાદમાં મૌ. શૌકતઅલીના પ્રમુખપદે મળેલી યંગમેન્સ મુસ્લીમ એજ્યુકેશનલ પરિષદની બીજી બેઠક; ગાંધીજીની મુલાકાતે ગયેલું કામદાર પ્રતિનિધિ મંડળ; શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરની હૈદ્રાબાદની સેન્ટ્રલ જેલમાં ચિંતાજનક તબિયત હોવાના બહાર આવેલા સમાચાર.

૧૧-૬-૩૪ : મુંબઈ સરકારે પ્રાંતિક તથા જિલ્લાની મહાસભાની સંસ્થાઓ ઉપરથી અંકુશ ઉઠાવી લેતી બહાર પાડેલી જાહેરાત; કોમીલા પાસેના ગામમાંથી મળી આવેલી દેવદેવીની વિચિત્ર મૂર્તિઓ; "ગાંધીજીનો બહિષ્કાર" નામની ગેરકાયદેસર પત્રિકાઓ રાખવાના આરોપસર કલકત્તાના યુનિવર્સિટી બી. એ. આર. ચામન અને મિ. કમલકૃષ્ણ સરકારને દરેકને રૂ. ૩૦ દંડની અથવા ૧ માસની સખ્ત કેદની સજા.

૧૨-૬-૩૪ : વર્ધા આશ્રમ ખાતે અખિલ હિન્દી રાષ્ટ્રીય મહાસભાની કારોબારી સમિતિની વિધિપુરઃસરની બેઠક.

૧૩-૬-૩૪ : આમની સભામાં પ્રિવીલેજીસ્ટ કમિટીના રિપોર્ટ સાથે સંમત થવાની દરખાસ્ત પસાર.

૧૪-૬-૩૪ : મુંબઈમાં ગાંધીજીનું સ્વાગત; પં. માલવિયાજી તથા શ્રી. ભૂલાભાઇ વચ્ચે મસલત; અમદાવાદમાં મહાસભા સમાજવાદી મંડળની સ્થાપના.

૧૫-૬-૩૪ : જબુગામમાં એક ગાયે છ પગ, એક માથું તથા બે પૂંછડીવાળા વિચિત્ર વાછરડાને જન્મ આપ્યાની બહાર આવેલી હકીકત; રૂશિયાએ લશ્કરી શિક્ષણ આપવા માટે એક કરોડ માણસોની ભરતી કર્યાની બહાર આવેલી હકીકત; મુંબઈમાં ડ્રાફ્ટીંગ પેટા કમિટીની બેઠક, ખુદાઇ ખીદમતગાર સાથેના ચાલુ રહેલા અંકુશ વિષે શ્રી. જમનાલાલ બજાજ અને હિંદી સરકાર વચ્ચે ચાલેલા પત્રવ્યવહારની બહાર આવેલી હકીકત; પાર્લામેંટરી બોર્ડની બેઠક.

૧૬-૬-૩૪ : મરાઠી દૈનિક પત્ર 'નવશક્તિ' પાસે માગવામાં આવેલી રૂ. ૩૦૦૦ની જામીનગીરી; મુંબઇમાં ગાંધીજીએ હરિજન આવાસની લીધેલી મુલાકાત; પુના મ્યુનિસિપાલિટીનો ગાંધીજીને માનપત્ર આપવાનો ઠરાવ; રા. બ. શ્રીનિવાસશાસ્ત્રીનાં પત્નીનું અવસાન; સુરત જિલ્લાની મહાસભા સંસ્થાઓ ઉપરથી ખેંચી લેવાયેલો પ્રતિબંધ; શ્રી. ખુર્શેદ બહેનનો લાહોરની જેલમાંથી છુટકારો.

૧૭-૬-૩૪ : મુંબઇમાં પાર્લામેંટરી બોર્ડની બેઠક; શ્રી. જમનાલાલ બજાજના હાથે મુંબઇ કોંગ્રેસ-હાઉસની ઉદ્‌ઘાટન ક્રિયા; અમદાવાદમાં શ્રી. વિજયાગૌરી કાનુગાના હસ્તે જ્યોતિસંઘનાં પુસ્તકાલય અને ગોલવાડમાં આવેલા નવા મકાનની થયેલી ઉદ્‌ઘાટન ક્રિયા.

૧૮-૬-૩૪ : મહાસભાની પાર્લામેન્ટરી બોર્ડનું બંધારણ તથા નિયમો બહાર પડયા; કોમી ચુકાદા પ્રત્યેની વલણમાં અસંમત થઇને માલવિયાજી અને શ્રી. અણેએ પાર્લામેંટરી બોર્ડમાંથી આપેલાં રાજીનામાં; રાજીનામાં સંબંધમાં ગાંધીજીએ શ્રી અણેને લખેલો પત્ર; અણે અને પં. માલવિયાજીએ રાજીનામાં પાછાં ખેંચ્યાં.

૧૯-૬-૩૪ : પં. મદનમોહન માલવિયાજી અને શ્રી. અણેએ બહાર પાડેલું નિવેદન; અમદાવાદના માજી મ્યુ. પ્રમુખ શ્રી. માવળંકર સામેનો દૂર થયેલો અંકુશ; કપુર્થલામાં એક મુસ્લીમ જથ્થાનો સત્યાગ્રહ.

૨૦-૬-૩૪ : ગુજરાત પ્રાંતિક સમિતિનું મકાન તેના મંત્રીઓને પાછું સોંપાયું; ગાંધીજીના માનપત્ર સામે પુનાની કોર્ટનો મનાઈહુકમ; મીદનાપુર સેન્ટ્રલ જેલમાંથી બે રાજકીય કેદીઓની નાસભાગ; દિલ્હીમાં મહાસભા સમાજવાદી પક્ષની સ્થાપના; કરાંચીમાં મહાસભાવાદીઓના મનાઈહુકમ રદ.

૨૧-૬-૩૪ : શ્રી. મીરાંબહેનનું સ્ટીમર 'કોન્ટેરોસો'માં વિલાયતગમન; મુંબઇ ઇલાકાના મીલ ઉદ્યોગ સંબંધીની સરકારી તપાસ કમીટીનો બહાર પડેલો અહેવાલ; રામપુરની સ્થિતિ સુધરતાં કરફયુ ઓર્ડર પાછો ખેંચાયો; અમદાવાદનાં શ્રી. વિજુભાઈ બારેકાને હાથે શ્રી. યશસ્વતી બહેન તરફથી શરૂ થતું બાલમંદિર ખુલ્લું મૂકાવાની થયેલી ક્રિયા; કાનપુરમાં એક ગ્રેજ્યુએટે બેકારીના કારણે આપઘાત કર્યાની બહાર આવેલી હકીકત.

૨૨-૬-૩૪ : આસામમાં પાણીના પૂર નીચે કેટલાંક ગામડાં ડૂબી ગયાની તથા રેલ્વે વહેવાર અટકી પડયાની બહાર આવેલી હકીકત; અમદાવાદના કેટલાક કાર્યકર્તાઓ ઉપર સવિનયભંગની લડતના સંબંધમાં બજાવવામાં આવેલી નોટીસો પાછી ખેંચાઇ; બોલીવિયા અને પેરેગુવા વચ્ચે ભયંકર યુદ્ધ થયાની બહાર આવેલી હકીકત; ગેરવહીવટ માટે ઝાબુઆનરેશને પદભ્રષ્ટ કરવાની અરજ કરતો મધ્ય હિંદ રાજસ્થાની પ્રજા પરિષદના મંત્રીનો વાઈસરોયને તાર.

૨૩-૬-૩૪ : સિદ્ધપુરની નકલી બેંકના સંબંધમાં ૫ જણની ધરપકડ; મુંબઇની ગીરણી કામદાર યુનિયનની હડતાલ કમીટીનો હડતાલ પાછી ખેંચી લેવાનો ઠરાવ; ગોવિંદગંજ પોલીસ સ્ટેશનની હકુમતમાં આવેલાં ૪૦ ગામડાં પાણીમાં ડૂબ્યાની બહાર આવેલી હકીકત.

૨૪-૬-૩૪ : અમદાવાદમાં ઉજવાયેલો કામદાર કિસાનદિન; અમદાવાદમાં ગુજરાત પ્રાંતિક સમિતિના મકાન ઉપર ડૉ. ચંદુલાલે રાષ્ટ્રધ્વજ ફરકાવવાની કરેલી ક્રિયા; અત્યાચારો દબાવવાના કાનૂન નીચેના હુકમો પહેલી જુલાઇથી ૧૧ માસ માટે મોકુફ રાખવા સંબંધી દાર્જીલીંગના ડેપ્યુટી કમિશ્નરે બહાર પાડેલી નોટીસ; અમદાવાદમાં શ્રી. ચિંતામણીના પ્રમુખપદે મળેલી સંયુક્ત પ્રાંતના લીબરલ મંડળની બેઠકમાં આગામી વડી ધારાસભાની ચૂંટણી વિષે ચાલેલી ચર્ચા.

૨૫-૬-૩૪ : લોકશાહી પક્ષની કારોબારી સમિતિએ મહાસભાવાદીઓ તથા શ્રી. કેલકર વચ્ચેના કરારને મંજૂરી આપવાનો કરેલો નિર્ણય; સિદ્ધપુરની નકલી બેંકના ડાયરેક્ટરની ધરપકડ-એજન્ટોના મકાનોની લેવાયેલી જડતી.

૨૬-૬-૩૪ : પુના મ્યુનિસિપાલિટીનું માનપત્ર લેવા જતાં પુનામાં ગાંધીજીની મોટર ઉપર ફેંકાયેલો બૉંબ; સાત સ્વયંસેવકોને ઈજા; બૉંબ અત્યાચાર વિષે ગાંધીજીનું નિવેદન; પૂના મ્યુ.નું ગાંધીજીને માનપત્ર; આસામમાં જળપ્રલયથી ૮૦૦ માઈલના વિસ્તારમાં પાણી ફરી વળવાની બહાર આવેલી હકીકત; અમદાવાદમાં ગાંધીજી; મ્યુ. પ્રમુખ શ્રી. બળવંતરાયે ગાંધીજીનો કરેલો સત્કાર; ધારાસભા પ્રવેશ વિરૂદ્ધ શ્રી. પુરુષોત્તમદાસ ટંડનનું નિવેદન.

૨૭-૬-૩૪ : વાડજના હરિજન વાસની ગાંધીજીએ લીધેલી મુલાકાત; ગાંધીજીની હરિજન ઝોળીમાં રૂ. ૧૦૦૦ તથા હરિજનોનું દવાખાનું ખોલવા માટે રૂ. ૬૦૦૦ આપવાની સર તેજ બહાદુર સપ્રુની જાહેરાત; અમદાવાદમાં ગાંધીજીની હાજરીમાં ગુજરાતના હરિજન સેવક સંઘોની સભાની બેઠક.

૨૮-૬-૩૪ : શ્રી. જી. ડી. બીરલાની ૨૯ મી જુલાઈએ દેશભરમાં હરિજન દિન ઉજવવાની સૂચના; ગાંધીજી ઉપર બૉંબ ફેંકનારને શોધી કાઢનાર માટે પુનાના પોલીસ ઈન્સ્પેક્ટર જનરલે રૂ. ૧૦૦૦ નું જાહેર કરેલું ઇનામ; ગાંધીજી ઉપરના બૉંબ અત્યાચારના સંબંધમાં પકડાયેલા પાંચને મળેલી મુક્તિ; અમદાવાદમાં શ્રી. વાલજીભાઈ દેસાઈનાં ભત્રીજી શ્રી. ચંદનબહેનનું વડોદરાના શ્રી. પ્યારેકૃષ્ણ સાથે ગાંધીજીની હાજરીમાં લગ્ન; દંપતી તરફથી હરિજનકાર્ય માટે રૂ. ૫૦૦૦ની ભેટ; મુંબઈના ૧૪ કામદાર નેતાઓનો છૂટકારો; અમદાવાદના જુદા જુદા હરિજનવાસની ગાંધીજીએ લીધેલી મુલાકાત; લોર્ડ વિલિંગડન અને તેમનાં બાનુને મળેલી "ડૉક્ટર ઓફ લૉઝ"ની પદવી; સરદાર વલ્લભભાઈ અને શ્રી. દત્તાત્રેય બા. કાલેલકરની જેલમાં માંદગી હોવાની બહાર આવેલી હકીકત.

૨૯-૬-૩૪ : શહેરીઓની સભા સમક્ષ ગાંધીજી; સ્વાગત સમિતિ તરફથી હરિજન ફાળામાં ગાંધીજીને મળેલા રૂ. ૩૨૦૦૦, ગાંધીજીને મળેલું માનપત્ર.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૮ અષાઢ : ૧૯૯૦ અંક ૩


## વીણાનું અનુરણન

લેકા તૂં!*

(પૃથ્વી) નિગૂઢ, ઉરવાદ્યમાં, અતિ નિગૂઢ, આન્દોલનો
સ્વરાવલિ તણાં સુણી તુજ ઉરે ધ્વનિ ઊપન્યો;
કલા અજબ જાદુની કંઈ સમર્પીને પીંછીંમાં
વિકાસ સ્વરબિમ્બના મૃદુ હરયા શું આ ચિત્રમાં;
સુરંગ કંઈ ઊજળા ભરીં જ એ અમીદીપમાં
સુરેખ અતિ સૂક્ષ્મ ત્હેં પ્રગટ કીધીં આ બીનમાં.

ખમી ન સકિયો તું એ અનુપ દિવ્યને બન્ધનો,
ધરી વિરલ હોંસ ત્હેં: "અધિક સૂક્ષ્મતા સાધનો
મળે અમર ભૂમિમાં, તહિં વશી કલા કેળવું."
વિકાસ અદકો ધરે મુંજ કલા, હું તે મેળવું."
પ્રયાણ સહસા કર્યું; તુજ કલા ચિદાકાશમાં
પ્રસાર ધરશે ભલો અમર ભૂમિના વાસમાં.
તજ્યાં પ્રિયજનો અહિં કરુણતા તણા ગર્તમાં,
તહિં રહીં સ્મિતો ધરે મધુર પ્રેમથી તું નવાં.

૧૨-૬-૩૪ "ઉત્કંઠ"

* એક શાન્ત સાયંકાળે ડુંગરી પ્રદેશમાં આંબાવાડિયાની બ્હારની ધાર ઉપર હું બેઠો હતો, ત્ય્હાં મ્હારો એક જૂનામાં જૂનો મિત્ર મન્દ પગલાં ભરતો, આકાશ તરફ સન્ધ્યાસમયના રંગનાં વાદળાંમાં ઊંડી દૃષ્ટિ પરોવતો, ઉન્નત ડોક રાખીને ચાલતો, મ્હારી સમીપ આવ્યો. એકાએક હેના હોઠ ગણગણતા જણાયા, "લેકા તૂં, લેકી તૂં !*"–એ મહારાષ્ટ્રવાસી હતો. આ વચનોનો ઉદ્ગાર કરુણ અવાજથી એ કરતો હતો. થોડીવારે મ્હારી પાસે આવીને બેઠો. ક્ષણવાર મૌન ધારી એકાએક મ્હને પૂછ્યું:—"ભાઇ ! માનવજીવનની ઘટના વિચ્છિન્ન વૃત્તાન્તોની નથી; પ્રત્યેક વૃત્તાન્ત દૂર દૂરના વૃત્તાન્ત સાથે પરંપરાથી અથવા તો અતર્ક્ય મંડૂકપ્લુતિથી શૃંખલિત હોય છે. આપણે એ સકલ શૃંખલા જોઈ નથી સકતા; તેમ દૂરતમ પડેલા બે વૃત્તાન્તોનો મંડૂકપ્લુત સંબન્ધ પણ નથી જોઈ સકતા; પરંતુ ગૂઢ અજ્ઞાત સંબન્ધ હોય છે; કાર્યકારણનો, આગામિ વૃત્તાન્તના સૂક્ષ્મ અદૃશ્ય સૂચનનો,–અનેક રીત્યનો સંબન્ધ હોય છે.–નહિં વારુ ?"

મ્હેં હેના ગમ્ભીર ચિન્તનમાં ભંગ ના પાડ્યો; બોલીને તો નહિં જ ( એ ચિન્તન જ હતું; દેખાવ માત્ર સંલાપનો હતો. ) મ્હેં ફક્ત પ્રશ્નાકાર મુખચર્યા કરીને એ મિત્રના મુખમાં દૃષ્ટિ નાંખી. એ પ્રશ્નનો ઉત્તર આપનારું ચિન્તન હેનું ચાલ્યું.

"જુઓ, બે વર્ષમાં મ્હેં બે તરુણ સંતાનો ખોયાં. મરણની પેલી પારનું દર્શન કરવાની શક્તિને અભાવે હું કોઇ વાર લેકા તૂં ! લેકી તૂં ! એમ અર્ધગાન કરતો ફરું છું. આ શબ્દોમાં પૂર્વાશ્રમના જૂના સંસ્કાર મ્હારા આત્માની આસપાસ સુગન્ધમય કોશનું આવરણ કરી દે છે.–ત્હમે એ સંસ્કારનો ઇતિહાસ જાણશો તો મ્હેં ઇશારો કરેલા તત્ત્વનું કાંઇક સ્વરૂપ સમઝાશે."

ક્ષણવાર એ ચૂપ રહ્યો. આકાશ તરફ સ્થિર નયને જોઈ રહ્યો. હેમાં કાંઇક ખોવાયલી વસ્તુ સોધતો હોય, સ્મરણમન્દિરમાં અંધારા ખૂણામાં પડેલી કોઇ ચિત્રરચના ઉપર બુદ્ધિદીપનો પ્રકાશ નાંખવા મથતો હોય, તેમ હેના મુખ ઉપરની અલૌકિક દીપ્તિથી મ્હને જણાયું. જૂના સ્મરણતન્તુઓ સંકેલી લેતો એ જણાયો અને પાછો બોલ્યો:

"દક્ષિણના એક એકાન્ત પ્રદેશમાં શાન્તનીરા સરિતા વ્હે છે; ત્ય્હાં મ્હારી દૃષ્ટિ અત્યારે ઠરે છે; નદીના પાત્રમાં એક ન્હાનો બેટ જોઉં છું; બેટમાં ઊંચાં પ્રચંડ બાવળનાં ઝાડની વિશાળ ઘટામાં એક બે ધોળા તંબૂ જોઉં છું; તંબૂની બ્હાર એક બાઈ અને હેની દાસી બેઠાં છે, સમય બપોરનો છે; બેટમાં સર્વત્ર ગમ્ભીર શાન્તિ છે; જુઓ, સાંભળો.

બાઈ:—સકીના ! આ ઝાડની ઘટામાં કેટલા બધા હોલા લાગલાગટ કુ કૂ...કુ ! કુ કૂ...કુ ! કરી ગમગિનીના સૂર ખેંચતા લાગે છે !

દાસી:—બાઈ સાહેબ ! એ તો એક બુઢ્ઢી માની વાત છે. જાણો છો ?–એક બુઢ્ઢીનાં બે જવાન છોકરાં એક પછી એક ગુજરી ગયાં; એક છોકરો અને એક છોકરી. પછી એ

---

* મરાઠી:—અર્થ: "બેટા તું ! બેટી તું !"

જંગલમાં છોકરાને સોધતી, પુકારતી ફરવા લાગી. 'લેકા તૂં! લેકી તૂં!' ખુદાને હેના ઉપર રહેમ આવી તેથી એકદમ હેને હોલી બનાવી દીધી; ત્યહારથી દુનિયામાં બધાં હોલાં આમ બોલે છે; 'લેકા તૂં! લેકી તૂં!'"

એટલું બોલી મ્હારો મિત્ર એકાએક સ્વપ્નદર્શનલુપ્ત થઈ ચમક્યો હોય તેમ જાગ્રત થઈ બોલ્યો:—

"—ભાઈ! શું એ દૂર, દૂરતમ, ગયેલું સ્વપ્ન! ત્યહાર પછી લગભગ ત્રણ દાયકા ગયા, અને પ્રભુએ મ્હારાં પ્રિય લેકા લેકીને બોલાવી લીધાં. આ બે અંકોડા શું વિચ્છિન્ન ગણશો? પેલો દૂરતમ અંકોડો તે આ છેવટના અંકોડા જોડે આગામિ સૂચનના સંબન્ધથી જોડાયલો ન્હોતો? કોણ કહી સકશે?"

આટલું જ કહી 'લેકા તૂં! લેકી તૂં!' એમ કરુણ ધ્વનિ કરતો એ મિત્ર અર્ધ-ઉન્મત્તની પેઠે ચાલ્યો ગયો; મ્હારા મિત્રને હું લાંબા સમયથી ઓળખતો હતો, તેથી હું સમઝી સક્યો હતો કે એ બાઈ તે હેની પત્ની હતી.

---

. ટિપ્પણી:—આ યોજેલી કથા પારકા મનુષ્યને પાત્રસ્થાને મૂકીને કહી છે, તે વસ્તુતઃ મ્હારા પોતાના જ જીવનપ્રસંગને લક્ષીને છે, એ વાત મ્હેં 'સ્મરણમુકુર'ના છેવટના (મ્હારાં બે સદ્ગત પુત્રપુત્રીને વિશેના) લેખમાં સૂચવી છે તે ઉપરથી વસ્તુસ્થિતિ જણાઈ આવશે. માળશિરસ તાલુકામાં નીરા નદીના પાત્રમાંના અન્તર્દ્વીપમાં, (કળંબુલી નામના ગામમાં), મ્હારો મુકામ હતો તે વખતે પ્રસ્તુત વાર્તાલાપ થયેલો; સઘળા નામ માત્ર કલ્પિત છે.

# વર્ણવ્યવસ્થાના મૂળભૂત સિદ્ધાંતો

## ૨

જાતિવિષયક મહાવિપ્લવ ઊભો કર્યા વિના હિંદુ સમાજે ધીમે ધીમે સૌ જાતિઓની વચ્ચે મેળ સાધ્યો છે. અનેક જાતિઓની વ્યવસ્થા કરવા માટે જ્ઞાતિપ્રથાનો ઉદ્ભવ થયો. જો કે હજી એવી ઘણી આધિદૈવત પૂજક જાતિઓ છે જેનો સમાસ હિંદુ સમાજમાં થયો નથી. જ્યારથી હિંદુ લોકો પોતાની સ્વતંત્રતા ગુમાવી બેઠા ત્યારથી બીજી જાતિઓને સુધારવાનું અને પોતાનામાં ભેળવી દેવાનું તેમનું કામ અટકી પડ્યું છે. જો કે આજના હિંદુ નેતાઓ આવી જાતિઓ પ્રત્યે પોતાની જવાબદારી હવે ધીમે ધીમે સમજવા લાગ્યા છે.

હિંદુ સમાજ ઉપર બહારથી જે બળોનાં આક્રમણો થતાં હતાં એની સામે જ્ઞાતિવ્યવસ્થા એ ઢાલ રૂપે હતી. વળી જે જાતિઓને હિંદુ સમાજે પોતાની અંદર સમાવી લીધી તેમને સુધારવાનું કામ પણ હિંદુ ધર્મે એ સાધન દ્વારા જ કર્યું. કોઈ પણ જનસમૂહ કોઈ પણ રૂપમાં બદ્ધદ્વાર થાય એટલે તે જ્ઞાતિનું રૂપ ધારણ કરે છે. જ્યાં કોઈ પણ સમૂહ વિશિષ્ટ રહેણીકરણી ધારણ કરે છે ત્યાં પણ જ્ઞાતિનો ઉદ્ભવ થાય છે. મૂળ ધર્મમાંથી નવો પંથ નીકળે અને તે ફેલાય અને તેને પરિણામે નવા આચારવિચાર ઉત્પન્ન થાય તો પણ નવી જ્ઞાતિ નિર્માણ થાય છે. જુદા જુદા આચારવિચારના જેટલા જુદા જુદા નમૂના વાજબી રીતે અલગ પાડી શકાય તેટલા હિંદુ સમાજે અલગ પાડ્યા છે; અને કોઈ નવો નમૂનો નિર્માણ થાય તો તેનો પણ તેણે સ્વીકાર કર્યો છે વ્યવસ્થિત સંકુલતા, સંવાદી વિવિધતા, એકમાં અનેક, એ આ વિશ્વરચનાનો કાનૂન છે. તેનો હિંદુ ધર્મે સિદ્ધાન્ત તરીકે સ્વીકાર કર્યો છે અને તે વ્યવહારમાં ઉતાર્યો છે.

આજે ઘણા પ્રતિભાશાળી લેખકો જગદ્વ્યાપી જાતિવિગ્રહ વિષે આપણને ચેતવણી આપી રહ્યા છે. જાત્યભિમાનનો ઉદય, એ આ જમાનાની ખાસિયત છે. ગોરા લોકોએ દુનિયા ઉપર જમાવેલી સત્તામાં ભાગ પડાવવા માટે રંગીન લોકો ખૂમરાણ કરી રહ્યા છે. રાજકીય પારતંત્ર્ય ભોગવતા લોકો રાજકીય સ્વાતંત્ર્યની માગણી કરી રહ્યા છે. જે દેશોમાંથી લોકો વસવાટ કરવા બહાર જાય છે તે દેશો સાથે, જે દેશોમાં તેઓ વસવાટ કરવા જાય છે તે દેશોનો ઝઘડો વધુ ને વધુ તીવ્ર બનતો જાય છે. નબળી, અજ્ઞાન અને આળસુ જાતિઓનું નિકંદન કરવાની અથવા દમન કરવાની પ્રથાની તરફેણમાં એવી દલીલ લડાવવામાં આવે છે કે જંગલી જાતિઓ અથવા પુરાણા લોકો પોતપોતાના અસલ વતનમાં કોઈ પણ જાતના વિક્ષેપ વિના રહેવાની અપેક્ષા રાખી શકે નહિ. કારણ, ખેતરો પડતર રહે અને ખાણો ખોદાયા વિનાની રહે એ દુનિયાને પાલવે એમ નથી. અને જો એવા સાધનસંપન્ન દેશોનો કબજો જે લોકોના હાથમાં આકસ્મિક સંજોગોને કારણે જ છે, તેઓ પોતાની નબળાઈ અથવા તો આળસને કારણે એ દેશોની ખીલવણી ન કરી શકતા હોય તો, એવા

શની પ્રદેશોને જે લોકો રસ્તી બનાવી શકે તેવા હોય, તે પેલા અસલ વતનીઓનું સ્થાન લે એ આવશ્યક અને વાજબી છે. આમતેમ ભટકતી જાતિમાંથી એકાદ ટોળી પોતાના તંબુ હીરાની ખાણવાળા અથવા તેલના કૂવાવાળા ખેતર ઉપર ઠોકી દે અને તેને પેલા હીરા કે તેલના અસ્તિત્વનો ખ્યાલ પણ ન હોય, તેમ એનો ઉપયોગ તે સમજતા પણ ન હોય, તો એણે માત્ર પોતાના તંબૂ ત્યાં ઠોક્યા છે એટલા જ ઉપરથી પોતે કબજે કરેલી જમીન ઉપર એ ટોળીનો આગવો હક્ક સ્થાપિત થતો નથી. એમ તો કોઈ પણ દેશ ઉપર તે દેશમાં વસતા લોકોનો આગવો હક ન હોઈ શકે, ન હોવો જોઈએ. આખી દુનિયાની જરૂરિયાતોનો વિચાર પ્રધાન હોવો જોઇએ. પરંતુ આ દલીલ વર્તમાન પરિસ્થિતિને લાગુ પડી શકતી નથી. અત્યારે તો વધતી જતી વસ્તીના દબાણને લીધે પોતાના દેશમાંથી સંખ્યાબંધ લોકો આજીવિકાને અર્થે બીજે જવા ખડેપગે તૈયાર છે, અને બીજી તરફથી આછી વસ્તીવાળા એવા વિશાળ પ્રદેશો પડેલા છે, જેમની કુદરતી સાધનસંપત્તિની ખિલવણીને માટે બુદ્ધિશાળી મજૂરોની જરૂર છે; છતાં પેલા લોકોને ત્યાં જવા દેવામાં આવતા નથી. અમેરિકા, ઓસ્ટ્રેલિયા અને દક્ષિણ આફ્રિકાનાં બારણાં રંગીન લોકોને માટે બંધ છે. દક્ષિણ આફ્રિકામાં વસ્તી બહુ જ આછી છે. અત્યારની વસ્તી કરતાં દશગણી વસ્તી તો ત્યાં સહેજે સમાઈ જાય. વળી તેનું ઉત્પન્ન પાર વિનાનું વધી શકે એમ છે. દુનિયામાં બીજા પણ ઘણા પ્રદેશો પડેલા છે, જ્યાં વસ્તી બહુ ટાંચી છે, જ્યારે બીજી તરફથી એવા પ્રદેશો પણ છે કે જ્યાં વસ્તી ખદબદી રહી છે. છતાં જાતિગર્વ અને સત્તાનો મદ શુદ્ધ ન્યાય અને આર્થિક જરૂરિયાતના બધા વિચારોને ઠોકરે મારી રહ્યા છે. જાતિવિગ્રહના પ્રશ્નના ઉકેલનો કોઈ પણ સહેલો ઉપાય બતાવવા જતાં જે વ્યાવહારિક મુશ્કેલીઓ નડે છે તેનો અહીં વિચાર કરવાનો મારો હેતુ નથી. મુશ્કેલીઓ બહુ મોટી હશે, પણ આ જગતને એક વિશાળ કુટુંબ ગણીએ અને આપણા બધા સંબંધો તથા વ્યવહારોમાં એ ભાવના ઉતારવાનો આપણે પ્રયત્ન કરીએ તો તેનો નિકાલ લાવી શકાય એમ છે. આપણો પુરુષાર્થ દુનિયાને એવી બનાવવાનો હોવો જોઈએ, જેમાં બધી જાતિઓ એક બીજી સાથે હળીમળીને રહી શકે, અને છતાં પોતાના વિશિષ્ટ ગુણો જાળવી શકે અને પોતાનાં ઉત્તમ તત્ત્વો ખીલવી શકે.

હિંદુ સમાજમાં ઉત્તરોત્તર બંધાતા ગયેલા વિવિધ થરો, તે વિવિધ જ્ઞાતિઓ, એ અર્થે બહુ જૂના કાળથી થયેલો છે. કેટલીક જ્ઞાતિઓ ટોળીભેદને કારણે પડી છે, ત્યારે કેટલીક જ્ઞાતિઓ ધંધાભેદને કારણે પડે છે. તેને લીધે પણ ગોટાળો ઊભો થયો છે. દરેક જ્ઞાતિનું બંધારણ આજે પણ જે કડક નિયમાનુસાર ચાલે છે, તેનું કારણ ટોળીના રિવાજોની જૂની બદ્ધદ્વાર વૃત્તિ જ્ઞાતિઓમાં કાયમી થઈ બેઠી એ જ છે. સામાજિક દૃષ્ટિએ જોઈએ તો જ્ઞાતિ એક માનવી સંસ્થા જ છે, ઈશ્વરસર્જિત અગમ્ય વસ્તુ નથી જ. વ્યવહારદૃષ્ટિએ ભેદ પરંતુ આદર્શ દૃષ્ટિએ અભેદ એ સિદ્ધાન્ત અનુસાર સમાજની વ્યવસ્થા કરવાનો એ પ્રયત્ન છે. એનો પહેલો ઉલ્લેખ પુરુષસૂક્તમાં મળી આવે છે. તેમાં સમાજના જુદા જુદા વર્ગોને વિરાટનાં જુદાં જુદાં અંગો ગણ્યાં છે. હિંદુ સમાજ એ એક વિરાટ શરીર. તેનાં બધાં અંગો સ્વાભાવિક રીતે જ એકબીજા સાથે એવાં સંકળાયેલાં છે કે એક અંગ પોતાનું વિશિષ્ટ કાર્ય કરે એટલે બાકીનાં અંગોને પોતપોતાનાં કાર્ય કરવાની ફરજ પડે. એટલે કે દરેક અંગમાં વિરાટની હસ્તી છે અને કોઈ પણ અંગ વિના વિરાટને ચાલે એવું નથી.

આખા સમાજની જરૂરિયાતો પૂરી પાડવા માટે કામ કરતા જુદા જુદા સમૂહોનો અથવા જ્ઞાતિઓનો દરેક સમાજ બનેલો છે. દરેક સમૂહ અથવા જ્ઞાતિ સર્વસામાન્ય હેતુને અર્થે કામ કરે છે. એટલે એકતા અને બંધુતાની લાગણીથી તેઓ એકબીજા સાથે સંકળાયેલા રહે છે. અધ્યયન અને અધ્યાપન કરનારા, પ્રજાનું રક્ષણ કરનારા અને રાજ્યવ્યવસ્થા ચલાવનારા, અર્થોત્પાદન કરનારા અને અણઘડ મહેનત મજૂરી કરનારા એવા સમાજના ચાર વર્ણ પાડવામાં આવ્યા છે. એ પ્રમાણે માનવજીવનનાં જુદાં જુદાં અંગો અને કાર્યોની વ્યવસ્થા સ્પષ્ટ રીતે કરવામાં આવી છે. એ અંગો તથા કાર્યોનાં વિશિષ્ટ સ્વરૂપ તથા પરસ્પર પોષક સ્વરૂપ એમ બન્ને સ્વરૂપનાં મહત્ત્વ સ્પષ્ટ રીતે સ્વીકારવામાં આવ્યાં છે. દરેક જ્ઞાતિનું વિશિષ્ટ સામાજિક કાર્ય અને તેનો વિશિષ્ટ સામાજિક હેતુ નક્કી કરવામાં આવેલ છે. દરેકને પોતાની નિશ્ચિત પરંપરા છે અને પોતાની રહેણીકરણીના નિશ્ચિત નિયમો છે. પરંપરાથી ચાલતી આવેલી અમુક સ્વતંત્ર વ્યવસ્થાવાળું તથા ભોજન અને લગ્નવ્યવહારની બાબતમાં અમુક નક્કી રીતરિવાજોનું પાલન કરતું એવું એક બદ્ધદ્વાર મંડળ તે જ્ઞાતિ. દરેક મંડળ બીજાની દખલગીરી વિના પોતપોતાનું કામ કર્યાં કરે છે. વળી જુદી જુદી જ્ઞાતિમાં કાર્યો આખા સમાજના હિતને અર્થે સરખાં મહત્ત્વનાં ગણાય છે. બ્રાહ્મણનો શમ, ક્ષત્રિયની વીરતા, વૈશ્યની પ્રમાણિકતા અને શૂદ્રની ખંત તથા મહેનત, એ બધા ગુણો સમાજના વિકાસમાં ફાળો આપે છે. દરેક પોતપોતાના ક્ષેત્રમાં સંપૂર્ણ છે.

વર્ણવ્યવસ્થાથી સમાજના જુદા જુદા સમૂહો પોતપોતાને સ્થાને ગોઠવાયેલા રહે છે. બ્રાહ્મણને આધ્યાત્મિક વિચારોનો વિકાસ કરવાની તથા પ્રચાર કરવાની સ્વતંત્રતા હતી તથા તે માટે તેને અવકાશ આપવામાં આવતો. સંસારવ્યવહારની ચિંતાઓથી તે મુક્ત રહેતો. તેને દાન આપવાનું બીજાઓને કહેવામાં આવતું એટલું જ નહિ પણ બીજાઓની ફરજ ગણાતી. ભિન્નભિન્ન વર્ગગત સ્વાર્થો અને પૂર્વગ્રહોથી તે પર ગણાતો અને તેનું દર્શન વિશાલ તથા તટસ્થ મનાતું. રાજાની સત્તા પણ તેના ઉપર ચાલતી નહોતી. જો કે રાજા તેની સલાહ લેતો ખરો. સરકાર એ સમાજનાં અનેક અંગોમાંનું એક અંગ જ ગણાતી. તેનું સ્વરૂપ મુખ્યત્વે લશ્કરી પ્રકારનું હતું. શાન્તિ અને વ્યવસ્થા જાળવવી એ તેનું વિશિષ્ટ કાર્ય હતું. બધા સમૂહો હળીમળીને પોતપોતાનાં કામ કરે તથા તેમની વચ્ચે કોઈ પણ જાતનું ઘર્ષણ ઊભું થવા પામે નહિ એ જોવાનું તેનું કામ હતું. સરકાર એક કારોબારી ખાતા જેવી હતી. લોકોનું સર્વોચ્ચ હિત સાચવવાની તેની પાસેથી અપેક્ષા રાખવામાં આવતી. સરકારના સલાહકાર તરીકે બ્રાહ્મણો સમાજનું સાચું હિત તેને સમજાવતા.

સમાજનું રાજકીય અને આર્થિક જીવન અધ્યાત્મમાંથી પ્રેરણા અને પોષણ મેળવે એવી અપેક્ષા રાખવામાં આવતી. આ સિદ્ધાન્તને લીધે સરકાર એ કેવળ લશ્કરી ઢબનું આપખુદ તંત્ર બનતી બચી ગઈ. સરકારનું લક્ષ્ય અમલદાર વર્ગના હિત તરફ નહિ, પણ સમસ્ત પ્રજાના હિત તરફ રહેતું. લોકહિત સાધનારી અને પ્રજાજીવનનું ધારણ પોષણ કરનારી બધી સંસ્થાઓનું નિયંત્રણ ધર્મ દ્વારા થતું. સરકારનું કામ તો જીવનના ઉત્તમ વિકાસને માટે આવશ્યક પરિસ્થિતિ જાળવી રાખવાનું જ હતું. ધંધાદારી મહાજનો, જ્ઞાતિઓ, કુટુંબો વગેરે સંસ્થાઓ સરકારથી સ્વતંત્ર હતી. તેઓ પોતપોતાનાં કાર્ય પોતાની મેળે કરી લેતી. વળી કળા વિજ્ઞાન તથા ધર્મવિધિની બાબતમાં પણ સરકાર વચ્ચે પડતી નહિ. જો

કે એ બધાને માટે જે બાહ્ય સુલેહશાન્તિ અને સ્વતંત્રતા જોઈએ તે જાળવવાનું કામ તે કરતી: આજે તો સરકારનું કાર્યક્ષેત્ર બહુ વિશાળ થઈ ગયું છે. લગભગ આખા સામાજિક જીવનને તેણે આવરી લીધું છે.

અહિંસાના સિદ્ધાન્ત પ્રત્યે અનુરાગ હોવા છતાં હિંદુ સમાજે યુદ્ધકળાનું પરિશીલન કરનાર વર્ગ માટે અવકાશ રાખ્યો છે. જ્યાં સુધી મનુષ્યસ્વભાવ જેવો છે તેવો રહેશે, જ્યાં સુધી સમાજ વિશેષ ઊંચી ભૂમિકા ઉપર પહોંચ્યો નથી, ત્યાં સુધી બળના પ્રયોગની જરૂર પડવાની. જ્યાં સુધી સમાજમાં એવી વ્યક્તિઓ પડી છે જે હરકોઈ પ્રકારની વ્યવસ્થા અને સુલેહશાન્તિનો વિરોધ કરે છે, ત્યાં સુધી એવાં સમાજવિરોધી તત્ત્વોને દાબી દેવા માટે સમાજને કાંઈ ને કાંઈ અંકુશો રાખવા જ પડશે. જ્યારે લડાઈને કારણે અથવા આંતરિક વિગ્રહથી સમાજનું બંધારણ હચમચી જાય છે, ત્યારે આવાં સમાજવિરોધી બળો બંડ જગાવવા ઉદ્યત થાય છે.

અર્થોત્પાદક વૈશ્યજાતિઓનો ધર્મ લોભને અંકુશમાં રાખવાનો તથા ધનની નૈતિક જવાબદારીઓનું ભાન સદોદિત રાખવાનો ગણાતો. ધનને સેવાનું સાધન માનવામાં આવતું. હિંદુ સમાજના ઉજ્જવળ કાળમાં મિલકતનો ધણી પોતાની મિલકતને એક સામાજિક ટ્રસ્ટ અથવા જવાબદારી ગણતો; અને તેનો ઉપયોગ, કેળવણી, વૈદ્યકીય મદદ, જલાશયો તથા આનંદવિનોદનાં સાધનો સમાજને પૂરાં પાડવાના કામમાં કરવાની તે પોતાની ફરજ સમજતો. દુર્ભાગ્યે આજે લગભગ આખી દુનિયામાં સૌને ધનોપાર્જનનો એવો ઘો લાગ્યો છે કે તેની પાછળ ખેંચાઈ ખેંચાઈને ઘણા લોકો તૂટી જાય છે. ધનનો લોભ સમાજને છિન્નભિન્ન કરી રહ્યો છે અને અધ્યાત્મવૃત્તિને ગૂંગળાવી નાખવા બેઠો છે. ધન એ સ્વચ્છંદ અને ભોગવિલાસનું એક સાધન થઈ પડયું છે. આજે દુનિયામાં જે હીનતા અને જુલમ જોવામાં આવે છે તેનું કારણ સર્વવ્યાપી લોભ જ છે. "ધર્મ અને અર્થનો સંયોગ કરવાથી બન્ને સારી વસ્તુઓ બગડે" એ માન્યતા પ્રત્યે હિંદુ સમાજની જરા પણ સહાનુભૂતિ નથી. આપણા જીવનમાંથી શાશ્વત વસ્તુઓનો બહિષ્કાર કર્યે પોષાય એમ નથી.

અણઘડ મજૂરો અને ખેડૂતો શૂદ્ર વર્ણમાં અથવા આજની ભાષામાં કહીએ તો 'પ્રોલેટેરિયેટ' નિર્ધન વર્ગમાં આવે છે. સમાજનાં ખરેખરાં જીવતાં અંગો તો આ વર્ગની જ્ઞાતિઓ જ છે. પોતપોતાના વિશિષ્ટ કાર્યને કેન્દ્રમાં રાખી પરસ્પર સહકારથી તેઓ પોતાનાં કામ કરતી.

જ્યારે કોઈ નવા લોકસમૂહને હિંદુ સમાજમાં દાખલ કરવામાં આવતો ત્યારે ઉપર વર્ણવેલા ચાર વર્ણોમાંથી કોઈ એકની સાથે તેને ભેળવી દેવામાં આવતો. બહારથી આવેલી ઘણી જાતિઓ ક્ષત્રિયવર્ણમાં દાખલ થયેલી છે. મિ. જેક્સન (ઇન્ડિયન એન્ટિકવરી, જાન્યુ. ૧૯૧૧ ના અંકમાં) લખે છે: "હિંદુ લોકોએ મધ્ય એશિયાની કેટલીયે ભટકતી જાતિઓને માણસાઈમાં આણી અને સુધારી, જેને પરિણામે કેટલીયે જંગલી તુર્ક જાતિઓનું રૂપાન્તર પ્રસિદ્ધ રાજપૂત વંશોમાં થયું છે; આ વસ્તુ જે હિંદુ સમજતા નથી તેમને પોતાના દેશના ગૌરવનો બરાબર ખ્યાલ જ નથી."

વર્ણવ્યવસ્થાનો એક આગ્રહ એ છે કે સમાજજીવનનો કાનૂન ગણતરીખોર અને ઘાતકી હરીફાઈનો નહિ, પણ પરસ્પર મૈત્રી અને સહકારનો છે. સમાજ એ વ્યક્તિઓ વચ્ચે હરીફાઈ કરવાનું ક્ષેત્ર નથી જ. જ્ઞાતિઓ એકબીજા સાથે હરીફાઈ કરી શકતી નથી.

દરેક માણસને પોતાની જ્ઞાતિના ધંધાના તથા રહેણીકરણીના સંસ્કારો જન્મથી પ્રાપ્ત થાય છે. તે જો બીજો ધંધો કરવા જાય તો તેમાં કુશળતા પ્રાપ્ત કરવાનું તેને બહુ અઘરું પડે. એમ મનાય છે કે દરેક માણસનો તેનો પોતાનો વિશિષ્ટ સ્વભાવ હોય છે અને તેને લઈને તે વિશિષ્ટ કાર્યને લાયક બને છે. તે જ તેનો સ્વધર્મ. પોતાનો સ્વધર્મ છોડવાનું તેને ઉત્તેજન આપવામાં આવતું નથી. જે કાર્ય કરવાને માણસ સ્વભાવે યોગ્ય ન હોય તેવું કાર્ય તે એકાએક લઈબેસે તો તેમાં તેની શક્તિનો મિથ્યા વ્યય થાય, તેના વ્યક્તિત્વનો હ્રાસ થાય. આપણે અમુક સ્વભાવ છોડી દેવાની અથવા બદલવાની આપણી ઘણીયે ઇચ્છા હોય, પણ આપણે તે એકાએક કરી શકતા નથી. આપણી મરજી મુજબ પ્રકૃતિ કાંઈ ઉતાવળ કરતી નથી.

જ્ઞાનપ્રધાન, કર્મપ્રધાન અને ભક્તિપ્રધાન એ ત્રણ, અને જેમનામાં આ ત્રણ ગુણો બરાબર વિકાસ ન પામ્યા હોય એ ચોથો વર્ગ, એમ ચાર વર્ગના ચાર વર્ણ નક્કી કરવામાં આવ્યા છે. ×અલબત્ત દરેક વર્ણમાં પોતપોતાના વિશિષ્ટ ગુણનું પ્રાધાન્ય હોય છે, તેનો અર્થ એમ કરવાનો નથી જ કે દરેક વર્ણમાં એકલો એ જ ગુણ હોય અને બીજા ગુણ બિલકુલ હોય જ નહિ. વળી આ ગુણોની વિવિધ પ્રમાણમાં હસ્તી તથા મિશ્રણને લીધે જ સંકર અને મિશ્ર જાતિઓનો ઉદ્ભવ થયેલો છે. ગીતાકાર માને છે કે વર્ણના ભેદ માણસના ગુણ અને કર્મ અનુસાર પડેલા છે. **चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः।** વળી ગુણ પ્રમાણે કર્મની વ્યવસ્થા કરેલી છે. **कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः।** અને આપણા સ્વભાવપ્રભવ ગુણોમાં બહુ ધીમે ધીમે જ ફેરફાર કરી શકાય છે. દરેક વ્યક્તિના સ્વભાવજન્ય ગુણો કયા છે તે આપણે નક્કી કરી શકીએ નહિ તેથી તેનું કામ એટલે કે ધંધો નક્કી કરવામાં વંશાવતાર અને સંસ્કારનો આશ્રય લેવામાં આવે છે. પરંતુ ધંધો આમ વંશપરંપરાથી નક્કી થતો હોવા છતાં, અપવાદોને માટે પૂરેપુરો અવકાશ રાખવામાં આવતો. નીચ વર્ણના માણસ પાસેથી પણ વિદ્યા લઈ શકાય. દરેક માણસમાં દરેક ગુણ હોય છે, માત્ર એ ગુણોની માત્રા અથવા પ્રમાણમાં જ ફરક હોય છે. બ્રાહ્મણમાં ક્ષત્રિયના ગુણોનો સંભવ છે જ. પ્રાચીન ઋષિઓ કૃષિકારો હતા અને કોઈ કોઈ વાર યુદ્ધે પણ ચડતા.

વર્ણવ્યવસ્થાના આદર્શ પ્રમાણે દરેક માણસે પોતાનો ધંધો સેવાભાવથી કરવાનો છે. દરેક ધંધાની નિશ્ચિત પરંપરાઓ અને આધ્યાત્મિક ઉદ્દેશો છે. તેમાં કામને કચવાતે મને અથવા કેવળ આર્થિક હેતુથી કરવાની અધમ નોકરી ગણી નથી. દરેક ધંધાદારી જ્ઞાતિનો આધ્યાત્મિક ઉદ્દેશ પોતાના ખાસ ધંધાને સંપૂર્ણતાએ પહોંચાડવાનો છે. દરેક માણસને પોતાના કામમાંથી જ અને કામદ્વારા જ પૂર્ણતા પ્રાપ્ત થાય છે. ભગવદ્ગીતા પ્રમાણે મનુષ્ય અનાસક્તિપૂર્વક પોતપોતાના કર્મમાં અભિરત રહે તો સંસિદ્ધિને પામે છે. **स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः।** બીજા લોકોને સુંદર માછલાંના નાસ્તા મળે એટલા માટે પોતાની જિંદગીને જોખમમાં નાખી ઊંડા સમુદ્રમાં ડૂબકી મારનાર માછીને માટે દયા જગાડવા સારૂ ધર્મોપદેશકો

× સરખાવો:

सत्त्वगुणो ब्राह्मणो वर्णः क्षत्रियस्तु रजोगुणः ।
तमोगुणः तथा वैश्यः गुणसाम्यात्तु शूद्रता ॥

પોગળ પ્રવચનો કરે છે; પણ કામ કરનારને પોતાના કામમાં જે રસ હોય છે તેનો તેમને ખ્યાલ નથી હોતો. માછી લોકો સમુદ્રમાં કોઈના નાસ્તાને માટે ડૂબકી મારતા નથી, પણ આત્મસંતોષને માટે તેમ કરે છે. તેમની મજૂરી દ્વારા આપણી સગવડ સધાય છે એ કેવળ અકસ્માત છે. સુભાગ્યે દુનિયાની વ્યવસ્થા એવી છે કે એક માણસના ભલામાં બીજાઓનું ભલું રહેલું જ હોય છે. આજે જીવનમાંથી કળા નષ્ટ થઈ ગઈ છે તેથી આપણા કારીગર-વર્ગને બહુ સહન કરવું પડ્યું છે. પ્રાચીન કાળના શિલ્પીને રાજકીય અધિકારો ઓછા હતા, રોજી અને સગવડો પણ બહુ નહોતી મળતી, છતાં તે વધારે સુખી હતો. કારણ, તેના કામમાંથી તેને આનંદ મળતો. આજના રાજકીય મતાધિકાર ભોગવતા આપણા કામદારો તો એ મતપેટી આગળ જઈ શકતો નહોતો, એટલા જ એક કારણે તેને ગુલામ કહે. પરંતુ એને તો એનું કામ જ એના જીવનનો ઉલ્લાસ હતું. કડિયો, સલાટ, લુહાર કે સુથાર, કોઈ પણ કામદાર એક મહાન સહકારી મંડળનો સભ્ય હતો અને બાલ્યાવસ્થાથી જ પોતાના ધંધાનાં રહસ્યોમાં તેને પ્રવેશ મળતો. સૌન્દર્યસર્જનનો શોખ તેના જીવનમાં પ્રધાનપદ ભોગવતો. પોતાની કારીગરીનું જે અભિમાન તે ધરાવતો તે આજના નિષ્ણાતોના જમાનામાં હવે રહ્યું નથી. મહેનત હવે બજારી વસ્તુ થઈ પડી છે અને કામદાર તેમાંથી છટકવા ઇચ્છે છે, અને પોતાનો આનંદ તથા ઉલ્લાસ સિનેમા અને નાટકમાંથી મેળવવા મથે છે. આજના કામદારવર્ગમાં વિશેષ ઉચ્ચ જીવન માટેની જે સામાજિક આકાંક્ષાઓ પ્રગટી છે તે તદ્દન વાજબી છે, પરંતુ સુખ અને કલ્યાણ આજકાલ ધનમાં જ સમાયેલું માનવામાં આવે છે, એ દુર્ભાગ્યની વાત છે. ઉન્નતિ વિષેની સમાજની વર્તમાન કલ્પના આધિભૌતિક સુખ ઉપર જ વધારે ભાર મૂકે છે. સમસ્ત પુરુષાર્થનું સાચું ધ્યેય તો માનવ-સ્વભાવમાં સુધારો કરવો એ છે. જો કે જેના વિના ન ચલાવી શકાય એવી ઓછામાં ઓછી અમુક સુખસગવડો મેળવવા તો દરેક કામદાર હકદાર છે જ, એ વિશે શંકા નથી.

નરહરિ દ્વારકાદાસ પરીખ

---

## વ્યવસાયી

પહાડો મોટાને સતત ઘસી વાયુ ધૂળ કરે,
જલોનાં બિન્દુથી સરવર વહાને ઘન ભરે,
કડુને, ખાટાંને મધુર હળવે અગ્નિ કરતો.
વિના લાધ્યે સિદ્ધિ કદી ન વ્યવસાયી વિરમતો.

ના. અ. પંડ્યા.

# ઈસ્લામ

## મૂળમંત્ર—શાંતિ

ઈસ્લામ એટલે કુરાને શરીફમાં શીખવેલો ધર્મ. તેરસો કરતાં વધારે વર્ષો પર મહમ્મદ પેગમ્બરે તે શીખવ્યો. દુનિયાના મહાન ધર્મોમાંનો એ છેલ્લો ધર્મ છે. ઈસ્લામ નામ આ ધર્મને પેગમ્બરે પોતે કુરાનમાં જ આપેલું છે. એનો અર્થ 'શાંતિ કરવી' એવો થાય છે. આથી કુરાન પ્રમાણે મુસ્લીમ એટલે ખુદા અને આદમી સાથે જેણે શાંતિ સાધી છે તે. ખુદા સાથે શાંતિ સાધવી એટલે એના બંદા થઈને રહેવું અને આદમી સાથે શાંતિ સાધવી એટલે મનુષ્યમાત્રનું ભલું–કલ્યાણ કરવું. કુરાનમાં ( ૨ : ૧૧૨ ) કહ્યું છે કે 'જે અલ્લાહનો બંદો થઈને રહે છે અને બીજાઓનું ભલું કરે છે તેને ખુદા તેનો બદલો આપે છે. ડર અને દુઃખથી તે પર થઈ જાય છે.' શાંતિ એ ઈસ્લામનો મૂળ મંત્ર છે. એક-બીજાને મળતાં મુસ્લીમો 'શાંતિ' શબ્દનો જ ઉદ્ગાર કરે છે.* ઈસ્લામના બહેશ્તમાં (સ્વર્ગમાં) પણ એ જ રિવાજ રાખવામાં આવ્યો છે. બલ્કે ત્યાં તો 'શાંતિ' સિવાય કોઈ બીજો શબ્દ જ કાને પડતો નથી. ખુદાને કુરાનમાં એક જગાએ ( ૫૯ : ૨૩ ) 'શાંતિકર્તા'નું ઉપનામ આપેલું છે. ઈસ્લામનું ધ્યેય મનુષ્યને 'શાંતિધામ'માં પહોંચાડવાનું છે. અલ્લાહનું આમંત્રણ [ સૌને ] શાંતિધામમાં પધારવાનું છે (૧૦ : ૨૫). આમ શાંતિ એ ઈસ્લામનો મૂળમંત્ર છે.

## બે ખાસિયત

મૌલવી મુહમ્મદઅલી ઈસ્લામની બે ખાસિયતોનો ખાસ ઉલ્લેખ કરે છે :

પોતાની જેમ પોતાની પૂર્વેના સર્વ ધર્મોને ઈસ્લામ પયગમ્બરો દ્વારા પ્રકાશિત થયેલા અર્થાત્ ઈશ્વરપ્રેરિત માને છે, જો કે ઈસ્લામનો દાવો છેલ્લામાં છેલ્લો અને પૂર્ણધર્મ હોવાનો છે. આગળના સર્વ ધર્મોનાં મૂળ તત્ત્વો પરિશુદ્ધ કરીને ઈસ્લામે અપનાવી લીધાં છે અને નવાં ઉમેર્યાં છે. સમયના પ્રવાહને લીધે પૂર્વધર્મોમાં પેસી ગયેલી બદીઓ કાઢવાનો, સત્યાસત્યનો વિવેક કરવાનો, જૂના સમાજોની વિશિષ્ટ પરિસ્થિતિને લીધે અથવા પ્રાથમિક દશાને લીધે નહિ ઉપદેશાયેલાં સત્યો ઉપદેશવાનો અને સર્વ ધર્મોમાં સમાયેલાં સત્યોને એક જ આધારભૂત કિતાબમાં એકત્રિત કરવાનો ઈસ્લામનો આશય છે. આ એની પહેલી ખાસિયત.

બીજી ખાસિયત એ કે ઈસ્લામ ઐતિહાસિક ધર્મ છે, અને એનો સ્થાપક પૂર્ણપણે ઐતિહાસિક પુરુષ છે.

## મૂળતત્ત્વો

ઈસ્લામનાં મૂળતત્ત્વો કુરાનના પહેલા અધ્યાય ( સુરતુલ બકર )ની શરૂઆતની આયાતોમાં જ આવી જાય છે:—'પાપમાંથી બચવા ઈચ્છનારાઓ માટે, અદૃષ્ટમાં માન-

---

* અસ્સલામ અલૈકુમ—તમને શાંતિ મળો એમ પહેલો બોલનાર બોલે છે. વ અલૈકુમ-સ્સ્-સલામ—તમને પણ શાંતિ મળો એમ સામો માણસ જવાબ આપે છે.

નારાઓ માટે, પ્રાર્થનાનું પરિસેવન કરનારાઓ માટે અને અમે ( ખુદાએ ) જે આપ્યું છે તેનો મંગલમય-કલ્યાણકારી ઉપયોગ કરનારાઓ માટે આ કિતાબ વિશ્વાસુ ભોમિયારૂપ છે. આ લોક પછીના લોક વિષે એઓ નિશંક રહે.' આમાં ઇસ્લામનાં પાંચ મૂળતત્ત્વોનો સમાવેશ થયેલો જણાશે:–ત્રણ શ્રદ્ધાતત્ત્વો: (૧) અદૃષ્ટ કહેતાં ઈશ્વર વિષે, (૨) કુરાન વિષે અને (૩) પરલોક વિષે શ્રદ્ધા. બાકી રહ્યાં બે તત્ત્વો. એ આચારતત્ત્વો છે:—(૧) ઈશ્વરપ્રાર્થના વા નિમાઝ અને (૨) પ્રાર્થનામય–સેવામય–કલ્યાણમય જીવન. આ પાંચે તત્ત્વો સર્વ ધર્મોમાં સમાન છે અને સર્વ ધર્મોના પાયારૂપ છે એ નોંધવા જેવું છે.

## ઇસ્લામનો ઈશ્વર

ઇસ્લામનો ઈશ્વર નાનાં નાનાં માનવકુળોનાં, જ્ઞાતિજાતિનાં કે રાષ્ટ્રનાં તમામ દેવ-દેવીઓથી પર છે. ખુદા તો 'આ લોક અને પરલોક સર્વ લોકનો ઈશ' છે, અને એ એક જ છે. અનેકેશ્વરવાદ કે અવતારવાદ ઇસ્લામને માન્ય નથી. ખુદાને અર્રેહમાન અને અર્રહીમ અર્થાત્ મંગલમય અને દયામય કહ્યો છે. કુરાનમાં ખુદાએ કહ્યું છે કે 'મારી દયા ભૂતમાત્ર પર–સકળ સૃષ્ટિ પર વિસ્તરેલી છે.' એ સર્વશક્તિમાન અને સર્વજ્ઞ છે.

જે પૂર્ણપુરુષ જગતને ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવે છે તે ઈશ્વરનો અવતાર અર્થાત્ મનુષ્યરૂપે ઈશ્વર નથી પણ મનુષ્ય જ છે. ફરક માત્ર એ છે કે ઈશ્વરપ્રેમમાં મગ્ન રહેવાથી એનામાં દૈવી ગુણો દેખાયા છે. જે એવો ઈશ્વરાનુરાગ કેળવે તેનામાં એવા ગુણો દેખાય.

## મરણ પછી

"દરેક માણસનાં કર્મો એમની ડોકમાં વળગેલાં રહેશે અને કયામતને દિવસે અમે એની આગળ એનાં કર્મોનો ચોપડો ખુલ્લો મૂકીશું" ( ૧૭ : ૧૩ ) "આ લોકમાં જે [ આધ્યાત્મિક રીતે ] આંધળા હશે પછી [ પરલોકમાં પણ ] આંધળા રહેશે" (૧૭ : ૧૨) "શાંતિ પામેલા હે આત્મા! તારા માલિક પાસે પાછો જા–એનાથી સુપ્રસન્ન થઈને અને એને સુપ્રસન્ન કરતો" ( ૮૯ : ૨૭–૩૦ ).

મરણ પછીનું જીવન એ માત્ર આ લોકમાંના જીવનનું સાતત્ય ચાલુ રાખે છે. જે આ લોકમાં સ્પષ્ટ નહોતું દેખાતું તે પછી સ્પષ્ટ દેખાય છે; ગુણદોષ અને પાપપુણ્યની વિવિધ વૃત્તિઓ પૂર્ણ પ્રકાશમાં આવે છે. એટલે મરણ પછીની સ્થિતિ ફક્ત આ જીવન-માંની આધ્યાત્મિક સ્થિતિની પ્રતિકૃતિ જ છે. નરકની શિક્ષા કાયમી નથી—આત્મશુદ્ધિ અર્થે છે. મરણ પછીના જીવનમાં અનંત વિકાસને અવકાશ છે. સ્વર્ગ આ લોકમાં કરેલાં પુણ્યોનું ફળ ભોગવવા પૂરતું જ નથી—અર્થાત્ એ ભોગભૂમિ નથી, મનુષ્યની ઉચ્ચતર શક્તિઓના વિકાસનું મંડાણ કરવાની ભૂમિ છે. સ્વર્ગસદનમાં વસનારાંઓએ આળસુ જીવન ગુજારવાનું નથી પણ ઉચ્ચતર કક્ષાઓને પામવા માટે સતત તપશ્ચર્યા કરવાની છે. આથી જ સ્વર્ગમાં જે પ્રાર્થના કરવાનું શીખવાયું છે તે આ છે:—'ઓ અમારા માલેક, અમારો પ્રકાશ અમારે માટે પરિપૂર્ણ કર.' ( ૬૬ : ૮ )

## દેવદૂતોની માન્યતા

અદૃષ્ટ ઈશ્વરની જેમ ઇસ્લામ દેવદૂતોમાં પણ માને છે. મનુષ્ય પોતાની સદ્વૃત્તિઓને અનુસરે એવું આકર્ષણ કરનાર તે દેવદૂત અને દુષ્ટ વૃત્તિઓને અનુસરે એવું આકર્ષણ કરનાર

તે સેતાન. કુરાનમાં દેવદૂતોને માનવાનો વારંવાર બોધ આપવામાં આવ્યો છે; જ્યારે સેતાનને ન માનવાનો હુકમ અપાયો છે. ઉ. દા. 'એથી કરીને જે સેતાન અને એના દૂતોને (તાગૂતને) નહિ માનતાં અલ્લાહને માને છે તેણે ખરેખર સૌથી મજબૂત હાથો હાથ કર્યો છે.' આના પરથી એ પણ જણાશે કે અમુકમાં માનવાનો અર્થ કેવળ એના અસ્તિત્વને સ્વીકારવાનો નથી પરંતુ એને અનુસરવાનો–માન્યતા પ્રમાણે આચરણ કરવાનો છે.

## આચારના સિદ્ધાંતો

હવે આચારના સિદ્ધાંતો. શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે મૂળે એ બે છેઃ પ્રાર્થના અને કલ્યાણ કાર્ય. ખુદાએ જે આપ્યું હોય એનો કલ્યાણમય-મંગલમય ઉપયોગ કરવાના વિષયમાં 'ઝકાત' અર્થાત્ દાન માટે ધર્માદા રકમ કાઢવાનો સ્પષ્ટ આદેશ છે. આ બે આજ્ઞાઓનાં બીજી બે–હજ અને રમઝાનના રોઝા એ ઉમેરીએ એટલે ઇસ્લામી આચારના ચાર સ્તંભો પૂરા થયા.

## નિમાઝ

પ્રથમ પ્રાર્થના અર્થાત્ નિમાઝ લઈએ.

મરદ યા ઓરત દરેક પુખ્ત ઉમરના મુસ્લિમ માટે નિમાઝ ફરજિયાત છે. એ પાંચ વાર પઢવાની હોય છેઃ—સવારે, બપોરે, નમતા પહોરે, ભાણ ડૂબયા પછી તરત જ અને રાત્રે અંધારું થતાં. વધારે વિગતો નીચે પ્રમાણેઃ

૧. સલાતુલફજ્ર વા સવારની નિમાઝ પો ફાટ્યા પછી અને સૂર્યોદય થતાં પહેલાં પઢી લેવાની હોય છે.

૨. સલાતુલઝુહ્ર વા બપોરની નિમાઝ માથેથી ભાણ ઊતરવા માંડે ત્યારે શરૂ કરવાની હોય છે. નમતા પહોરની નિમાઝ સુધી એનો સમય વિસ્તરે છે

૩. સલાતુલઅસ્ર અર્થાત્ નમતા પહોરની નિમાઝ સૂરજ એના નમનમાર્ગની લગભગ મધ્યમાં પહોંચે ત્યારે પઢવાની હોય છે. ભાણ યથાર્થ ડૂબે ત્યાં સુધી એનો સમય પહોંચે છે.

૪. સલાતુલ મગરિબ વા સૂર્યાસ્તસમયની નિમાઝ ભાણ ડૂબ્યા પછી તરત જ પઢવાની હોય છે.

૫. સલાતુલ ઇશા અર્થાત્ પહેલી રાતની નિમાઝનો સમય પશ્ચિમમાં રતાશ અદશ્ય થાય ત્યારથી શરૂ થઈ મધરાત સુધી પહોંચે છે. પરંતુ સૂતા પહેલાં એ પઢી લેવી જોઈએ.

માણસ માંદો હોય, મુસાફરી કરતો હોય અથવા વરસાદને લીધે મસીદમાં જઈને સમૂહપ્રાર્થનામાં ભળવાનું હોય તો બીજી અને ત્રીજી તથા ચોથી અને પાંચમી નિમાઝ એક-બીજામાં ભેળવી દઈ શકાશે. એમ થાય ત્યારે સુન્નતનો* ભાગ છોડી દઈ શકાય.

આ પાંચ ફરજિયાત નિમાઝો ઉપરાંત બે મરજિયાત નિમાઝ છેઃ—(૧) સલાતુલ લૈલ અર્થાત્ મોડી રાતની નિમાઝ. એને તહજ્જુદ પણ કહે છે. એનો સમય મધરાત પછી શરૂ થાય છે, અને પો ફાટતાં સુધી પહોંચે છે કુરાનમાં આ નિમાઝની ખાસ ભલામણ કરવામાં આવી છે. (૨) સલાતુજ્જુહા. એ બીજી મરજિયાત નિમાઝ છે. એ લગભગ નાસ્તાના સમયે પઢવાની હોય છે. બે ઈદની નિમાઝો આ સમયે જ પઢાય છે.

* જાતે પઢી લેવાનો નિમાઝનો ભાગ.

## નિમાઝની તૈયારી

દરેક નિમાઝ પહેલાં સામાન્ય રીતે ઉઘાડા રહેતા શરીરના ભાગો ધોવા જરૂરી છે. એને વુઝુ અથવા વઝુ કહે છે. એ આ પ્રમાણેઃ—

(૧) કાંડાં સુધી હાથ ધોઈને સ્વચ્છ કરવા.

(૨) દાંત સાફ કરવા અને મોં અંદરથી ધોઈને સાફ કરવું.

(૩) નાક સાફ કરવું. પાણી વડે નસકોરાંને અંદરથી સાફ કરવાં.

(૪) આખું મોં બહારથી ધોઈને સાફ કરવું.

(૫) પછી જમણો હાથ અને ત્યારપછી ડાબો હાથ કોણી સુધી ધોવો.

(૬) ત્યારબાદ ટચલી આંગળી અને અંગૂઠા સિવાયની ત્રણે આંગળીઓને એકઠી કરીને બંને ભીના હાથથી માથું લૂછી નાખવું.

દીર્ઘશંકા કે લઘુશંકા પછી ફરી વઝુ કરવું જોઈએ. સંભોગ કર્યો હોય તો પૂર્ણસ્નાન કરવું જોઈએ અથવા તો આખા શરીરને ધોઈ લેવું જોઈએ.

નિમાઝ પઢનાર બિમાર હોય અથવા પાણી ન મળી શકે એમ હોય તો શુદ્ધ માટીને બંને હાથ અડકાડી એના વડે ફક્ત એક વાર મોં અને હાથનો પાછલો ભાગ લૂછી નખાય એ પૂરતું છે. આ આપદ્ધર્મની ક્રિયાને તયમ્મુમ કહે છે.

## નિમાઝની ક્રિયા

નિમાઝની ક્રિયાના સામાન્ય રીતે બે ભાગ છેઃ—ફર્ઝ અને સુન્નત. ફર્ઝ સમૂહ સાથે પઢવાનો ભાગ છે. એ મસ્જિદમાં ઇમામના પ્રમુખપણા નીચે પઢાય તો વધારે સારું. બીજો ભાગ સુન્નત એ જાતે એકલાએ પઢવાનો ભાગ છે. પોતાના ઘરમાં જ એ પઢી લેવાય એ સૌથી વધારે પસંદ કરવા યોગ્ય છે. પરંતુ સંઘપ્રાર્થનામાં ન ભળી શકાય એમ હોય ત્યારે સુન્નતની જેમ ફર્ઝ પણ એકાંતમાં પઢી શકાય.

**સલાતુલ ફજ્ર યાને સવારની નિમાઝ**માં બે રકાત+ (સુન્નતની) જાતે એકલાએ પઢવાની હોય છે અને બે રકાત (ફર્ઝની) સમૂહમાં પઢવાની હોય છે.

**સલાતુલ ઝુહ્ર યાને બપોરની નિમાઝ** લાંબી છે. એમાં પ્રથમ ચાર અથવા બે રકાત (સુન્નત) એકાંતમાં પઢવાની હોય છે અને ત્યારબાદ બે રકાત (ફર્ઝની) સમૂહમાં પઢવાની હોય છે. અને વળી પાછી બે રકાતો (સુન્નતની) એકલા પઢવાની હોય છે.

ઝુહ્ર સમયે કરાયેલી જુમ્માની નિમાઝમાં સમૂહમાં પઢાતી ચાર રકાતો (ફર્ઝ) ઘટાડીને બે કરવામાં આવે છે. પણ આ રકાતો પૂર્વે 'ખુતબા' થાય છે જેમાં મુસ્લીમોને ભલાઈ કરવાનો અને નૈતિક ઉન્નતિના પુણ્યપંથે પળવાની પ્રેરણા કરવામાં આવે છે તથા રાષ્ટ્રીય અને કોમી ઉન્નતિ વિષે ઉપદેશ આપવામાં આવે છે.

**સલાતુલ અસ્ર યાને નમતા પહોરની નિમાઝ**માં ચાર રકાતો (ફર્ઝ) સમૂહમાં પઢવાની હોય છે.

સલાતુલ મઘરિબ યાને સૂર્યાસ્તસમયની નિમાઝમાં ત્રણ રકાતો (ફર્ઝ) સમૂહમાં પઢયા પછી બે રકાતો (સુન્નત) એકલા પઢવાની હોય છે.

+ રકાતનું વર્ણન આગળ આવે છે.

ઇશા યાને પહેલી રાતની નિમાઝમાં ચાર રકાતો (ફર્ઝ) સમૂહમાં, પછી બે રકાતો (સુન્નત) એકલા અને વળી પાછી ત્રણ રકાતો (વિત્ર) એકલા એમ કુલ નવ રકાતો પઢવાની હોય છે. આમાંની છેલ્લી રકાતમાં કુનૂત નામની સુપ્રસિદ્ધ પ્રાર્થના આવે છે.

તહજ્જુદ બબ્બેના જોડકામાં પઢાતી આઠ રકાતોની બનેલી હોય છે.

જુહા અથવા બપોર પહેલાં પઢવાની મરજિયાત નિમાઝ બે અથવા ચાર રકાતોની બનેલી હોય છે.

ઈદની નિમાઝમાં બે રકાત (સુન્નત) પઢવા પછી ખુતબા થાય છે. આ ખુતબાનો હેતુ જુમ્માની નિમાઝના જેવો જ હોય છે.

મુસાફરી વખતે સવાર સિવાયની બીજી બધી નિમાઝોમાં સુન્નત છોડી દેવાય છે. અને ઝુહ્ર, અસ્ર અને ઈશા નામની નિમાઝોમાં પઢાતી ચાર ચાર રકાતો બબ્બે કરી દેવાય છે. પરંતુ માણસને જ્યારે ખબર હોય કે અમુક સ્થળે ચાર અથવા વધારે દિવસો મુકામ કરવાનો છે ત્યારે ત્યાં પૂરી નિમાઝ પઢવી જોઈએ.

બે અથવા બેથી વધારે મુસ્લીમો સાથે હોય તો તેઓ પોતાનામાંના એકને ઇમામ બનાવીને સામુદાયિક પ્રાર્થના કરી શકે છે. એકલો માણસ સુન્નતની જેમ ફર્ઝ પણ એકલો પઢી શકે.

સામુદાયિક મુસ્લીમ પ્રાર્થનાની બે મુખ્ય વિશિષ્ટતાઓ છેઃ—(૧) કોઈ પણ માણસ તેમાં ઇમામ થઈ શકે છે. શરત માત્ર એટલી જ કે એને બીજાઓ કરતાં કુરાન વધારે સારી રીતે આવડતું હોવું જોઈએ અને બીજાઓ કરતાં એ વધારે સદ્ગુણી હોઈ પ્રભુ અને પ્રભુનાં પ્રાણીઓ પ્રત્યેની ફરજો અદા કરવામાં ચડિયાતો હોવો જોઈએ. (૨) નિમાઝ પઢનારા સમૂહમાં ન્યાતજાત પદ કે ધનનો કાંઈ પણ ભેદ રખાતો નથી. રાજા પણ પોતાના અધમાધમ પ્રજાજન સાથે ખભે ખભો અડાડીને નિમાઝ પઢે છે.

દરેક સામુદાયિક નિમાઝની પૂર્વે અઝાન અર્થાત્ નિમાઝની હાકલ પૂરતા મોટા અવાજથી કરાવી જોઈએ. નિમાઝ શરૂ થતાં પહેલાં બધાએ વ્યવસ્થિત રીતે હારબંધ ઊભા રહેવું જોઈએ.

[ અપૂર્ણ ]

ચુનીલાલ પુ. બારોટ

# એરોપ્લેન

પ્રસારી બન્ને નિજ પાંખ જાણે
સ્વપ્નસ્થ કો ભૂતલ પંખી પોઢયું—
એવું દીઠું મેં – દીઠું આજ કૌતુકે,
આરામ લેતું જુહુને કિનારે,
વિમાન કોઈ – નભ કેરું મત્સ્ય !

કાવ્યો સુણ્યાં છે, સુણી કૈંક વાતો,
વિદ્વાન લોકો વળી ફિલસુફોની
ગિરા સુણી છે વિષ જેવી ઝેરી,
યંત્રો તણો દારુણ હ્રાસ ગાતી—
તે "બૅક્ ટુ નેચર્"* "વિચરો પુનઃ સૌ
નિસર્ગ અંકે ભૂલી વર્તમાન !"—
વધ્યો રૂસો, ને પડઘા અસંખ્ય
એ મંત્ર કેરા, ગિરિ ગહ્વરો ને
સાતે ય સિન્ધુ યુગ – લેખડોમાં,
ગાજી ઉઠ્યા તે સહુ થાય તાજું
ઉરે મને. એ નીરખી વિમાન. ૧૬

"ચલો નિસર્ગે !" મુજને ય એવું
ગાવું ગમે જો નિરખું નિસર્ગ

---

* Back to Nature–ચલો નિસર્ગે–એ ઘોષણાનો આદ્યદ્રષ્ટા મહાન ફ્રેન્ચ ફિલસૂફ જીન જેક્સ રૂસો ( Jean Jaques Rousseau ) હતો. Social Contract નામના તેના એક સમર્થ ગ્રન્થનું એ કેન્દ્ર-સૂત્ર છે. પૂર્વ-ઐતિહાસિક યુગ ( Prehistoric Times ), જેમાં માણસ પ્રકૃતિનો બાળક ( in the state of Nature ) હતો, જ્યારે કોઈ પણ જાતના સામાજિક, રાજનૈતિક, ધાર્મિક કે આર્થિક બન્ધન જન્મ્યાં ન હતાં, કોઈ પણ રૂઢિ ન હતી, તેનાં કાવ્યમય ચિત્રો દોરી તેમાં વસતાં Noble Savageની દશામાં માનવતાને પાછી ખેંચી જવાનાં તેનાં સ્વપ્ન હતાં. રૂસોનો એ સુવર્ણયુગ હતો અને એ ગ્રંથની–Social Contractની અસર યુરોપના જીવન ઉપર એટલી મોટી હતી કે ફ્રેન્ચ વિપ્લવને પ્રચંડ વેગ આપનાર કોઈ એક જ ગ્રંથનું નામ આપવાનું હોય તો તેમાં એ અવશ્ય સ્થાન પામે.

માંગલ્ય જે વિશ્વ સદાય ઝંખે.
કિન્તુ મને ક્યાં ય ન ભૂતકાલે
દેખાય તે દિવ્ય સુવર્ણ-કાળ! —
ને લોહીભૂખી નખદંતવાળી
મને ડરાવે "પ્રકૃતિ" રૂસોની! ૨૩

સ્ફુરે ઉરે ચિત્ર પરંપરામાં
વનો બધાં તે અતિ હિંસ્ર ઘોર,
તેમાં નવસો મનુબાળ કંપે,
શીંગ મોટા વરુ વ્યાઘ્ર સિંહ,
ને ઘોર તે વીજ તણા કડાકા,
પ્રચંડ વર્ષા હિમ ચાબુકો શી
ઝંઝાનિલો વાયુ તણા સપાટા,
ને શંભુનાં નેત્ર ત્રીજાં સમો તે
પ્રચંડ ભાનુ—વદી એથી "ત્રાહિ!"
પંથો વિનાનાં ઘન જંગલોમાં
બળ્યો ઝળ્યો લોહી લુહાણ દોડે
નિસર્ગ – અંકે મનુબાળ આદિ!
જેને ગમે આ પ્રકૃતિ રૂસોની
તેને ભલે એહ હજો મુબારક!
ને તે ભલે ગાય, "ચલો નિસર્ગ!" ૩૮

ઝંખું હું તો કિન્તુ અનન્ત શક્તિ
જેથી તૂટે દુર્ગમ કાળ—દુર્ગ;
તૂટે વળી તે સ્થળ કેરી ભીંતો,
કરાળ ને ઘોર ખડી સદા જે,
નોખાં કરી માનવી માનવીને,
વાડા રચી ભીષણ કોટિ કોટિ,
ફેલાવતી ઝાળ વિનાશ કેરી,
ને ચૂડ જેની યમ—પાશ જેવી
રીબાવતી માનવ—સંસ્કૃતિને! ૪૭

ઝંખું હું તો તે દિન ભવ્ય જ્યારે
સાતે ય સિન્ધુ ગિરિમાળ સર્વે

મનુષ્યને પાય ઝૂકી રહીને
હશે બન્યાં માનવ-બાળ કાજે
ખાબોચિયાં ટેકરીઓ સમાં જ. ૫૨

ને ઝંખું હું તે દિન ભવ્ય જ્યારે,
વિમાન સામે રહ્યું હાંકી જે આ
હશે પ્રતાપી નિજ પાંખ વીંઝતું
ઘડી ધરાપે, ઘડી ચંદ્રમાં, હશે
વા ઝૂલતું મંગળ શુક્ર ટોડલે !
ને ચન્દ્ર જ્યારે પૃથિવી પુરીની
હશે બન્યો પોળ જ એક નાની,
ને સૌ ગ્રહો સૂર્યપુરી તણાં પરાં
સમા ધરી એક બીજાની આંગળી
સજ્યો બનીને રવિ સંઘ કેરા,
હશે રહ્યા નિત્ય અનેક યોજના
વિશ્વૈક્ય કેરી નિજ સંઘમાં ઘડી !
ને પૃથ્વીના આ મનુબાલ કેરી
હશે ઘસાતી મૃદુ પાંખ સ્વાતિએ,
ને રોહિણી યે મલકાતી પેખશે
તેજસ્વી એવા પૃથિવી-કુમારની
કીર્તિ-ધ્વજા ઊડતી ઉચ્ચ શૃંગે
સપ્તર્ષિ, ચિત્રા, મૃગ, વ્યાધકેરાં !

ર ! કિન્તુ
ઓચિન્તુ
તે "બેક્ ટુ નેચર્", વનરાજ – ત્રાડે,
પ્રચંડ ફાળે શ્રવણે ઝીંકાયે !
ને સ્વપ્ન મારાં બની છિન્નભિન્ન
જાણે તુટી કોટિક કચ્ચરોમાં
લાગે મને મોત-પછાડ ખાતાં !
ને કારમી કાજળ-કાળી છાયા
મને બતાવે કવિ ફિલસુફો સૌ,
યંત્રો તણી સંસ્કૃતિ "આસુરી"ની !

હા, આસુરી! – ને વળી દાંત ભીંસી,
સેતાની કુહેતાં ય ન જંપ પામે
સંતો કંઈ, એવી વિનાશ-લીલા
યંત્રો તણી તે સઘળા બતાવે!

ફલંગ લેતાં,
હિંસા-મદે ભીષણ તાલ દેતાં,
અંગાર ઓકી,
ને કોસ ઠોકી
નિત્યે ધવાતી, થથરી રીબાતી
રે! મ્હાવરી માનવતાની છાતીમાં,
જાણે રહ્યાં દોડી વિમાન એ સૌ —
એવું મને તે સઘળા સુણાવે!

ને દૂર પેલાં ઝઝૂમી રહેલાં
સારાં ય આ શાન્ત શહેર ઉપરે,
દેખાય મોટાં મિલ-ભૂંગળાંઓ —
તેને બતાવી,
તેમાં રિબાતી
કેં લક્ષ્ય કોટિ જનતાની મૂંગી
મ નો વ્ય થા ની, ઉ ર-યા ત ના ની
વાતો કહે તે રુધિરે લખાતી.

જાણું બધું એ – બની યંત્ર સાથે
રે! યંત્ર જેવા જડ, પ્રાણ-શૂન્ય,
ઘસાઈ જાતા મંજુરો તણી વ્યથા,
ને મૂડીવાદી – શ્રમજીવીઓ તણાં
યુદ્ધોની કહાણી – બધું એ હું જાણું.
પરન્તુ એ વાંક શું યંત્ર કેરો?
તો મ્હેલું જ્યારે હળ ભૂમિ કેરા
કઠોર હૈયે મનુ-બાલ્ય-કાળે
હશે લદાયું, નહિ ત્યાર મોટાં
જાગ્યાં હશે ઘોર તુફાન વારુ?

કયારે, કયા ભવ્ય સુવર્ણકાળે
વધાવી લોકે પ્રગતિ-પ્રભાને?
ભુલાઈ સૉક્રેટિસની નથી કથા,
ને ઈશુના ઘા હજી સર્વ તાજા,
ગેલીલિયો શું લટકે હજુ ના
ફાંસી તણે કાળ કરાળ માંચડે?
મૂંગી વ્યથાઓ મજૂરો તણી તે,
ને ઘોર હિંસા જગ જે પ્રવર્તે,
તે માનવી પાશવતા તણાં છે
પ્રતીક કૂડાં – નવ યંત્રને શિરે
જવાબદારી રજ માત્ર એહની. ૧૨૧

દેવો ભલા! શે સહુ દોષ વસ્તુને?
છે દોષ પૂરો ભૂખી વાસના તણો,
જે બાંધી વાડા પર પોતીકાના,
ને ગોત્ર કેરી, કુળ, ગ્રામ, પ્રાન્ત,
ને દેશ ખંડો તણી ભીંત બાંધી
ફેલાવતી રક્ત-પિપાસુ લ્હાય;
ને યંત્ર જેનાં બની આજ ભોગ
સાધી રહ્યાં ઘોર વિનાશ ભાસે,
તે વાસનાની-ભૂખી વાસનાની
કાયા અને પ્રાણ રૂંધન્તી શૃંખલા
તોડી વછોડી, દિન એક જાગી,
વિમાન સામે રહ્યું આ પડી જે,
પડેલ બન્દી વનરાજ કો સમું
આઘાત સાથે સહસા બધી તે
કાયા અને પ્રાણ રૂંધન્તી શૃંખલા
તોડી વછોડી, અતિ ભવ્ય રાજશે
અનન્ત કેરી વનરાજિમાં, જ્યાં
વિરાટનાં ગાન ગજાવી ઘેરાં,
નિહારિકાનાં પ્રતિબિમ્બ ઝીલી,
ને કોટિ તારા-નગરો તણા તે
ઊંચા મિનારા તણી ભવ્ય છાયા

હૈયે ઝુલાવી, યુગ સર્વ ઠેરા
તમિસ્ર-વીંટ્યા ગિરિ-પાય ધોઇ,
કે તેજ-કુંજો મહીં શ્વાસ લેતાં
મન્દાકિની-નીર હશે જ વ્હેતાં!

ને આજનાં આ નજરે પડે જે
ઘૃણાભરેલાં, અતિ હીન, હિંસ્ર
ચિત્રો ભુલાશે નિરખેલ કોઇ
દુઃસ્વપ્ન જેવાં, જગ આખું આ અને
હશે બન્યું તે શ્રુતિ-સ્વપ્ન જેવું—
માળા સમું શાન્ત, સુસ્નિગ્ધ, મીઠું!—
સુવર્ણ એવા યુગનું પ્રતીક
આજે દીઠું મેં—દીઠું આજ ગર્વે
આરામ લેતું જુહુને કિનારે,
વિમાન કોઇ - મનુ-પુન્ય-પાંખ!

સ્નેહરશ્મિ

# સોવિયેટ રશિયામાં નીતિ*

રશિયામાં સોવિયટ સત્તા સ્થપાઈ તે વેળા દુનિયાના વિચારો, મનોદશા તથા અભિરુચિને સખત આંચકો પહોંચાડનારાં ઘણાં પરિવર્તનો થયાં; દુનિયા એટલે જે દુનિયાએ પોતાની જીવનપદ્ધતિ સંસ્કારી સમાજ માટે સર્વોત્તમ માની હતી તે.

સોવિયટે જાહેર કરેલી નવી નીતિનું સ્થાન આ પરિવર્તનોમાં ઊતરતું નથી.. આજની દુનિયામાં માણસના અંગત જાતીય ( Sexual ) જીવનને નિયંત્રિત કરનારા કાયદા, રિવાજ તથા નિષેધોને કલમના એક જ સપાટે ઉડાવી દેવામાં આવ્યાં, ને આજનું કોઈ પણ રાજ્ય કલ્પે નહિ કે કોઈ પણ ધર્મ સહન કરે નહિ એટલી હદ સુધી જાતીય જીવનમાં વ્યક્તિને પોતાની મુનસફી પર છોડી દેવામાં આવી. નવા સમાજને કોઈ પણ પ્રકારે વ્યક્તિના કાર્યથી હાનિ ન થાય એટલો સિદ્ધાંત જાળવીને વ્યક્તિનું જાતીય જીવન પોતપોતાની અભિરુચિ ને સમજણ પર છોડવામાં આવ્યું. એમ કહી શકાય કે સ્વતંત્ર સિદ્ધાંતને સોવિયટે સંપૂર્ણ છૂટ આપી. પણ પુરુષને પોતાની વાસનાને સ્વચ્છંદે નૃત્ય કરાવતા જોવાની જે કલ્પના રશિયામાં નવાસવા જનાર સેવતા હોય એવા મુક્ત પ્રેમની હું વાત નથી કરતો. એવું શોધવા જનાર તો ત્યાં નિરાશ જ થાય; પણ સ્ત્રીપુરુષ પોતાના સાથીને સ્વતંત્ર રીતે પસંદ કરી શકે એ જ અર્થ સ્વતંત્ર પ્રેમનો હું કરું છું.

આ સ્વાતંત્ર્યને ખાતર રશિયામાં લગ્ન તેમ જ છૂટા છેડાને બધાંયે બાહ્ય બંધનોથી મુક્ત કરવામાં આવ્યાં. હાલમાં ત્યાં લગ્ન પર નહિ પરંતુ સહચાર પર ધ્યાન આપવામાં આવે છે. સ્ત્રી તથા પુરુષ સ્વતંત્ર સહવાસમાં ફાવે ત્યાં સુધી રહી શકે. લોકમત કે રાજ-સત્તા એમાં દખલ ન કરે કે એને વખોડે પણ નહિ. સોવિયટ કાયદામાં વ્યભિચાર–Adultery–જેવો શબ્દ જ હવે રાખવામાં આવ્યો નથી. કાયદો માત્ર એક જ પરિસ્થિતિમાં

---

* રશિયન ક્રાંતિ જેટલે અંશે રાજકીય છે એમ કરતાં વધારે અંશે આર્થિક તથા સામાજિક છે. ખરું જોતાં રાજકીય ક્રાંતિ તો આર્થિક તથા સામાજિક ક્રાંતિના સાધનરૂપ જ ગણી શકાય. વિજ્ઞાન ને યાંત્રિક ઉદ્યોગના વિકાસ પહેલાંની ને પછીની માણસની પરિસ્થિતિમાં એટલો બધો ફેર પડ્યો છે કે દરેક ક્ષેત્રમાં અસંગતતા દેખાયા વિના રહેતી નથી. એ અસંગતતા દૂર કરવા મોટાં પરિવર્તનોની દરેક દેશમાં જરૂર છે. રશિયાએ એવાં પરિવર્તન ક્યારનાં શરૂ કરી દીધાં છે.

( Maurice Hindus ) મોરિસ હિન્ડસ નામના મૂળ રશિયન પણ નિવાસે અમેરિકન લેખકે વારંવાર રશિયામાં ભ્રમણ કરી ત્યાંની પરિસ્થિતિનાં ચિત્રરૂપ ચારેક પ્રમાણભૂત પુસ્તકો લખ્યાં છે, એ અંગ્રેજી વાંચનારા જાણે છે. પૂર્વગ્રહોથી બને એટલા મુક્ત થઈને લખવાનો એનો પ્રયત્ન છે ને એના દોષો પણ છુપાવ્યા નથી. જાતીય નીતિ રશિયામાં આજે કઈ સ્થિતિમાં છે એનો કંઈક ખ્યાલ આપવાના હેતુથી ૧૯૩૩ ના જૂનમાં પ્રગટ થયેલા એના Great Offensive ( ગ્રેટ ઓફેન્સિવ ) નામના પુસ્તકના Morality ( પા. ૧૨૭-૧૩૦ ) નામના પ્રકરણના મોટા ભાગનો અનુવાદ અહીં આપ્યો છે. એનાં બીજાં પુસ્તકો:

The Broken Earth, Humanity Uprooted, Red Bread.

વ્યક્તિને શાસન દેવા કામમાં આવે છે—જાતીય શોષણ ( Sex Exploitation )માં–એટલે, જ્યાં એક વ્યક્તિની ઇચ્છાનો દ્રોહ કરે ત્યાં જ. રશિયન કાયદામાં બળાત્કાર એ ભારે ગુનો છે. ને ગમે તે હેતુથી કે ગમે તે પરિસ્થિતિમાં એ ગુનો થયો હોય તોય ગુનેગારને ભારે સજા થાય છે.

જે સ્ત્રીપુરુષને પોતાનો સંબંધ કાયદામાં નોંધાવવો હોય તે ( Jags ) જેગ્સ—લગ્ન ને છૂટા છેડાની ઑફિસ—માં જઈ તેમ કરાવી શકે. આખી ક્રિયા બહુ સાદી ને નામની જ છે. કોઈ પણ સાક્ષીની જરૂર પડતી નથી. કંઈ પણ પ્રતિજ્ઞા લેવાની હોતી નથી—પ્રતિજ્ઞા તો બધેથી જ કાઢી નાખવામાં આવી છે—પરસ્પર કંઇ વચનો નથી આપવાનાં હોતાં કે કંઈ વિધિ પણ નથી કરવો પડતો; જો કે કાયદો વિધિની આડે નથી આવતો—જેમની ઇચ્છા હોય તે ધાર્મિક વિધિ પણ કરાવી શકે. કોઈ યુગલને દેવળમાં લગ્ન કરવાં હોય તો કાયદો તેમાં બાધ નથી કરતો. સામાન્ય રીતે વિવાહિતોનાં સંબંધીઓ કે મિત્રો ભેગાં મળી ભોજન, સંગીત, ભાષણો વગેરે કરી પ્રસંગ ઊજવે છે.

થોડાજ વખત પર કાયદેસર લગ્ન કરવાના ઇરાદાથી એક અમેરિકન યુગલ લગ્ન નોંધવાના એક કાર્યાલયમાં પહોંચ્યું. ત્યાં એમને બેસવાનું આમંત્રણ મળ્યું; સામે એક બાઈ બેઠેલી હતી. એમના આવવાનું કારણ જાણ્યું એટલે બાઈએ એમને એક છાપેલી જાહેરાત વાંચવા આપી. આ જાહેરાત સોવિયટના લગ્નના કાયદા વિષે હતી. એની ૪ થી કલમમાં હતું કે બંને પક્ષ પરસ્પર ઇચ્છાથી લગ્ન કરે, બંનેની ઉમ્મર ૧૮ વર્ષથી ઓછી ન હોય, ને બંને પાસે નાગરિકત્વનાં જોઈતાં પ્રમાણપત્રો હોવાં જોઈએ. આજ કલમની બીજી નોંધમાં એવું છે કે એક વખત પરણેલ વ્યક્તિ—એટલે કે પરણેલ હોય ને જેણે છૂટા છેડા ન લીધા હોય—પરણી ન શકે તેમ જ રોગિષ્ટ મનવાળાં માણસો કે તેમનાં નજીકનાં સગાં પણ પરણી ન શકે. ૮૮ મી કલમમાં એવું છે કે આ નિયમોનું ઉલ્લંઘન કરનારને ૧ વર્ષની સજા થાય, તેમ જ પોતાના સાથીને જાતીય રોગનો ચેપ લગાડનારને પણ ૧ વર્ષ જેલ મળે.

આ વાંચી રહ્યા પછી એના પર સહી લેવામાં નથી આવતી, પણ વ્યક્તિઓ પોતાની જવાબદારી સ્વીકારે છે એમ માની લેવામાં આવે છે. પેલી બાઈએ થોડા સાદા પ્રશ્નો પૂછીને કામ શરૂ કર્યું—નામ, ઉમ્મર, સામાજિક દરજ્જો, પરિણીત કે નહિ, સંતાન છે કે નહિ, કયા રાજ્યની પ્રજા, ધંધો, સ્ત્રી પોતાનું કે પોતાના પતિનું નામ ધારણ કરવા માગે છે—પ્રશ્નોના જવાબ તેણે પોતાના ચોપડામાં નોંધી લઈ તેના પર ટિકીટ ચોંટાડી યુગલને પરિણીત જાહેર કર્યું. આ બદલ રૂ. ૩ ફી લેવામાં આવી.

પેલા પુરુષને આથી ખૂબ આશ્ચર્ય થયું. પોતાના જીવનનો એક અતિ મહત્ત્વનો પ્રસંગ આમ ક્ષણમાં પતી ગયેલો જોઈ એણે હસવામાં પૂછ્યું કે છૂટા છેડા પણ આટલી જ સહેલાઈથી થઈ શકે ? પેલી બાઈએ જવાબ આપ્યો: " જરૂર, તેમ કહો તો આ ક્ષણે—પણ મારી સલાહ નથી, છૂટાછેડા કરવા એ સારું નથી. " ને તરત જ તેણે તેમને પૂછ્યું કે જરૂર લાગે તો તમે ડૉક્ટરની સલાહ પણ મેળવી શકો.

" ડૉક્ટર! આ વળી બીજું આશ્ચર્ય! " પણ બાઈએ સમજાવ્યું કે આ આદર્શ કાર્યાલય છે. લગ્ન કે છૂટા છેડા માટે આવનારાં યુગલને ઇચ્છા હોય તો ડૉક્ટરી સલાહનો લાભ

મળે છે. ધીમે ધીમે આવાં બધાં જ કાર્યાલયોમાં એ સગવડ થશે, પણ ડૉકટરી સલાહ ફરજિયાત નથી.

આ યુગલે ડૉકટરની સલાહની ઇચ્છા બતાવી એટલે પ્રથમ સ્ત્રીને અને પછી પુરુષને અંદર મોકલવામાં આવ્યાં. તદ્દન એકાંતમાં એક સ્ત્રીડૉકટરે તેમની સાથે વાતો કરી. તેણે કહ્યું કે તમને સંકોચ થાય એવો કોઈ પણ પ્રશ્ન પૂછવામાં નહિ આવે, પણ યોગ્ય સલાહ જોઈએ તો પ્રશ્નોના બરાબર જવાબ આપજો. પરિણીત યુગલને સંતતિ જોઈએ છે કે નહિ એ એક મુખ્ય પ્રશ્ન હોય છે, ને ન જોઈતી હોય તો એ વિષે સૂચના તથા શિક્ષણ મેળવવા માટે એવી ઇસ્પિતાલમાં આમંત્રણ મળે છે. આવું શિક્ષણ રશિયામાં બધે જ કાયદેસર છે.

છૂટાછેડા પણ જેમને જોઈતા હોય તેમને તરત મળે છે. ગામડાંઓમાં ઘણી જગ્યાએ અમલદારો અરજદારોને ૧૦ દિવસ રાહ જોવાની સલાહ આપે છે; એ આશાથી કે એટલામાં મનનો ઉદ્વેગ શમી જાય કે તકરાર કે અન્યાય હોય તે દૂર થાય, ને છૂટાછેડાની જરૂર ન રહે. પણ કાયદામાં આવા વિલંબને સ્થાન નથી. પતિ કે પત્ની પરસ્પરની સંમતિથી કે તે વિના પણ છૂટાછેડા મેળવી શકે. આમાં પણ વકીલની, સાક્ષીની કે કારણની જરૂર નથી પડતી. બાળકો હોય તો તેની વ્યવસ્થા વિષે પ્રશ્નો પૂછવામાં આવે છે. છૂટાછેડા લેનારમાં બીજા પક્ષને એ જણાવવાની હિંમત કે ઇચ્છા ન હોય તો કાર્યાલયનો કારકુન જ એ પક્ષને ટૂંકાણમાં પણ સ્પષ્ટ રીતે ખબર આપી દે.

છૂટાછેડાની બાબતમાં કાયદો દખલ નથી કરતો, પણ મિલ્કતની તકરારોમાં તથા નિર્બળ પક્ષ, ખાસ કરીને બાળકોના રક્ષણની બાબતમાં કાયદો વચ્ચે પડે છે. છૂટાછેડા લીધેલામાંથી કોઈ પણ પક્ષ માંદગી કે અશક્તિને કારણે બીજા પક્ષની કમાણીના ત્રીજા ભાગ પર વધુમાં વધુ ૧ વર્ષ માટે હક ધરાવે છે; ને આર્થિક જીવન પર રાજ્યનો પૂરેપુરો કાબૂ હોવાથી આવી ખોરાકી આપવામાંથી છટકી શકાતું નથી. બાળકોના ભરણપોષણ માટેની વ્યવસ્થા કરાવવામાં રાજ્ય બહુ કાળજી રાખે છે. હમેશાં બાળકો માતાને સોંપવામાં આવે છે. રશિયન અદાલતોની માન્યતા છે કે પિતા ગમે તેટલો માયાળુ કે કાળજીવાળો હોય છતાં માતા અર્પી શકે એટલી કાળજી બાળકને એ નથી આપી શકતો. માતા નશાબાજ કે અધમ પૂરવાર થાય તો જ પિતાને બાળકનો કબજો સોંપાય. છૂટાછેડા લીધેલા કમ્યુનિસ્ટો ઘણી વાર દલીલ કરે છે કે પોતાની જૂની પત્ની કરતાં રાજદ્વારી શિક્ષણ આપવામાં પોતે વધારે કુશળ છે તોપણ તેમને બાળકોનો કબજો સોંપાતો નથી.

જ્યાં લગ્નો કાયદેસર નોંધાયાં નથી હોતાં ત્યાં બાળકોની ખોરાકીની બાબતમાં ભારે મુશ્કેલીઓ ઊભી થાય છે; કેમકે અમુક પુરુષ અમુક સ્ત્રીની સાથે રહ્યાનું કબૂલ કરે તોપણ પોતે તે સ્ત્રીનાં સંતાનનો પિતા હોવાનો ઇન્કાર કરે ને એની સાબીતીમાં એ સ્ત્રી સાથે રહેલા બીજા પુરુષોને રજૂ કરે. ક્રાંતિની શરૂઆતનાં વર્ષોમાં જ્યારે આવી મુશ્કેલીઓ ઊભી થતી ત્યારે અદાલતો આવા બધા પુરુષોને બાળકના પોષણ માટે જવાબદાર ઠેરવતી ને બાળકપર બહુપિતૃત્વ લાદવામાં આવતું.

પરંતુ હવે અદાલતો એક જ માણસ પર બાળકની જવાબદારી નક્કી કરે છે, બહુપિતૃત્વનો ખ્યાલ સોવિયટની ન્યાયદૃષ્ટિને અસંગત લાગે છે. જ્યાં પુરાવો અચોક્કસ હોય ત્યાં

તેઓ પોતાની સૂઝ અથવા તપાસ કરવા નીમેલા અમલદારની સૂચનાને અનુસરે. પિતા હોવા વિષે જેનો સૌથી વધારે સંભવ લાગે એ માણસને અદાલત પિતા ઠરાવે. આ માણસ જો અદાલતનો ચુકાદો ખોટો ઠેરવી શકે તો તે ચુકાદો રદ કરવામાં આવે ખરો.

આ પ્રમાણે જૂના રિવાજો ને નિયમનોથી જાતીય પ્રવૃત્તિ મુક્ત કરવામાં આવી છે, લગ્ન તથા છૂટાછેડા બહુ જ સહેલાં ને સાદા કરી નાખવામાં આવ્યા છે, સંતતિનિયમન ને ગર્ભપાત કાયદેસર ઠરાવવામાં આવ્યાં છે; ત્યારે જાતીય નીતિમત્તાની રશિયામાં કેવી દશા થઈ હશે?

સોવિયટના લગ્ન તથા જાતીય કાયદાઓ વિષે બહારની દુનિયાને પહેલવહેલી ખબર પડી ત્યારે બધા જ "શું થશે" એ વિષે આશ્ચર્યથી જોઈ રહ્યા હતા, ને ઘણા ભવિષ્ય ભાખવા બેસી ગયા હતા કે રશિયા થોડા જ વખતમાં જંગલી અસભ્ય દશાએ પહોંચી જશે. આ કાયદાઓને લીધે જ એક વેળા 'સ્ત્રીઓ સામુદાયિક ઉપભોગની વસ્તુ બની ગઈ છે' એવા ગપાટા ઊડતા હતા ને ઘણા લોકો એ માની પણ લેતા. બીજી ભાષાઓમાં અનુવાદ પામેલી કેટલીક રશિયન નવલકથાઓના પ્રચારથી આવી વાતોને ટેકો પણ મળેલો. રોમેનોવની નવલકથા "રેશમી મોજાંની ત્રણ જોડીઓ"[1] તથા એની અજોડ ટૂંકી વાર્તા "પુષ્પવિહીન"[2] અથવા "કુતરા શેરી"[3] કે "ચોરસ વર્તુલ"[4] જેવાં નાટકને રશિયાની બહારના ઘણા લોકો રશિયામાં જાતીય સભ્યતાના વિનાશના સચોટ પૂરાવા તરીકે રજૂ કરતા.

પરંતુ વાસ્તવિક પરિસ્થિતિ આવી માન્યતાને ટેકો નથી આપતી. રશિયામાં બનતા બનાવો સમજવા માટે એક વસ્તુ સમજી લેવી અત્યંત આવશ્યક છે; ભારે ઝડપ ને જોરથી ત્યાં માણસોના વર્તનમાં તેમ જ સમાજના સમતોલપણામાં ફેરફાર થયા કરે છે, જો કે ફેરફાર સિદ્ધાંત કે કાયદામાં થતા નથી. એ દેશમાં એક વર્ષ એક યુગ સમાન છે. દરિયાનાં ભરતી ને ઓટની જેમ ત્યાં જીવન વહે છે ને એક કાળે ભારે મહત્ત્વનો લાગતો બનાવ બીજે વર્ષે અદૃશ્ય થાય ને ભુલાઈ પણ જાય. પ્રયોગ ને સ્ખલનની (trial and error) પદ્ધતિ અનુસાર બોલ્શેવિકો ઉદ્યોગમાં, કળામાં કે નિત્યના જીવનવ્યવહારમાં નવા ફેરફારો કરતાં અચકાતા નથી ને જ્યારે અમુક ફેરફાર હાનિકારક લાગે ત્યારે તે અટકાવવા કે પાછા ખેંચી લેવા પણ સદા તૈયાર હોય છે. ક્રાંતિના શરૂઆતના દિવસોમાં એવો એક ગાળો આવી ગયો જ્યારે તરુણ ક્રાંતિકારોએ, ખાસ કરીને બુદ્ધિજીવી વર્ગે (intellectuals), ને તેમાંયે પુરુષવર્ગે, સ્વાતંત્ર્ય ને સ્વચ્છંદ વચ્ચે ગોટાળો કર્યો હતો ને જાતીય સ્વેચ્છાચાર કે અત્યાચારમાં એ લોકો તરબોળ થયા હતા. "રેશમી મોજાંની ત્રણ જોડી" જેવી વાર્તાઓનો એ જમાનો હતો, પરિણામે છાપાંઓ, સામ્યવાદી (કમ્યુનિસ્ટ) પક્ષ તથા મજૂરસંઘોએ જાતીય સ્વચ્છંદ સામે જોશભેર લડત ઉપાડી; આખા દેશમાં, ને ખાસ કરીને યુવકસંસ્થાઓમાં, ભાવનાનું સમતોલપણું પ્રાપ્ત કરવાનાં પ્રયત્નો થવા માંડયા; ઠેકઠેકાણે ચર્ચાપરિષદો, વ્યાખ્યાનો, ઠરાવો, દેખાવના મુકદ્દમા તથા વિશાળ સભાઓમાં જાતીય પ્રશ્ન દરેક દૃષ્ટિબિંદુએ જોશભેર ચર્ચાવા લાગ્યો. લેનીને જાતે પણ (૧૯૨૩) ક્લેરા ઝેટકીનને મુલા-

---

[1] Romanov's : "Three pairs of Silk Stockings". [2] Without cherry blossoms. [3] Dogs' Lane. [4] Squaring the circle.

કાતમાં જણાવ્યું કે જાતીય સ્વચ્છંદ અત્યંત નિંદનીય છે તેમ જ એ બાબતમાં અવિચારીપણું પારાવ છે, વ્યક્તિ તથા સમાજ બંનેને ઘાતક છે.

ધીમે ધીમે આ ધમસાણો શમી ગયાં. આજે તો ત્યાં એવું કોઈને સ્મરણ પણ નથી રહ્યું. સ્વેચ્છાચારના પ્રસંગો કદી કદી બને છે ખરા, પણ એટલા ઓછા કે એ નવાઈ જેવા લાગે છે. ને જ્યાં એવું બને છે ત્યાં કમ્યુનિસ્ટ પક્ષ અથવા સ્થાનિક મંડળો ચાંપતા ઉપાયો લે છે. એક ગામના કૃષિમંડળમાં ચંચળતાનો એક પ્રસંગ બન્યો. ખબર પડતાં જ કૃષિમંડળે તે પુરુષને જાહેરમાં ફજેત કર્યો ને મંડળમાંથી કાઢી મૂક્યો. એની પત્ની પણ એના પર એટલી ચિડાઈ કે એનાથી છૂટાછેડા મેળવી તે એકલી મંડળમાં રહી.

છૂટનો વધારેમાં વધારે દુરુપયોગ થવાનું મુખ્ય સ્થાન વિદ્યાપીઠોને કોઈ માને. દેશનો આગળ પડતો યુવાનવર્ગ અહીં રહે છે. ને ક્રાંતિ પહેલાંના યુવકમાં ને આજના યુવકમાં જરા પણ મળતાપણું નથી; છતાં સૌથી વધુ મુક્ત થયેલ ને સૌથી વધુ પરાક્રમપ્રેમી વ્યક્તિ એ છે. વિદ્યાપીઠોમાં છોકરાછોકરીઓ બહારના કરતાં વધારે છૂટથી ને વધારે પ્રસંગોમાં ભળે છે. સ્ત્રીપુરુષો એક જ વર્ગમાં ભણે છે, ને એક જ રસોડે જમે છે; એટલું જ નહિ પણ જુદી ઓરડીઓમાં છતાં એક જ મકાનમાં રહે છે પણ ખરાં. એમનાં કોઈ ઉપરી નથી, નિયામક નથી, ગૃહપતિ નથી કે વાલી નથી. પૂરેપુરી છૂટથી ને દિવસના ગમે તે વખતમાં તેઓ એકબીજાની ઓરડીઓમાં જાય છે, સાથે ભણે છે, ખાય છે, ફરવા જાય છે, નાટકોમાં જાય છે, પ્રવાસે જાય છે, સભાઓમાં જાય છે, ને છતાંયે વિદ્યાપીઠો જાતીય દોષોથી અજબ પ્રમાણમાં મુક્ત છે; વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ મૈત્રી બાંધે છે, પ્રેમમાં પડે છે, પરણે છે પણ ખરાં ને બહારની દુનિયાની જેમ જ રહે છે. વિદ્યાર્થીજગતનો લોકમત મિત્રતા કે જાતીય સંબંધને તિરસ્કારતો નથી પરંતુ ચંચળવૃત્તિ અથવા છીછરા કે ક્ષણજીવી સંબંધો સાંખી લેવામાં નથી આવતા. કોક યુગલ સહવાસી થવાનું નક્કી કરે—કાયદેસર લગ્ન નોંધાવીને કે તે વિના સ્વતંત્ર રીતે પણ—તો બીજા વિદ્યાર્થીઓ તેમને અભિનંદન આપશે, કદાચ નાનો સરખો ઉત્સવ પણ કરશે; ને વધારામાં, એ યુગલ એક જ ઓરડીમાં રહી શકે એવી ગોઠવણ પણ કરી આપશે. એમને જો સંતાન થાય તો વળી બીજો ઉત્સવ પણ થાય; પણ એ માતપિતાનું જીવન પહેલાંની જેમ જ ચાલુ રહેશે. વિદ્યાર્થિની પોતાના બાળકને વિદ્યાપીઠના બાળગૃહમાં સોંપી પોતાનો અભ્યાસ ચાલુ રાખશે; પણ એની ઇચ્છા જો ગર્ભપાત કરાવવાની હોય તો ઇસ્પિતાલમાં જઈને તેમ પણ કરાવી શકે, જો કે હવે ગર્ભપાતને ઉત્તેજન આપવામાં નથી આવતું.

એ જ રીતે કોઈ વિદ્યાર્થિનીને કોઈ વિદ્યાર્થી બહારના માણસના ક્ષણિક સંબંધને લીધે સંતાન થાય તો તેની આબરૂ ઘટી નથી જતી; વિદ્યાર્થીઓ કે અધ્યાપકો એની નિંદા નહિ કરે. એની દૃષ્ટિમાં એણે કંઈ નૈતિક ગુનો નથી કર્યો; વળી એ એની મુનસફીની વાત છે, એમાં બીજાને કંઈ લેવાદેવા નથી. ને એ વિદ્યાર્થિની પણ પોતાના બાળકને બાળગૃહમાં રાખીને કશું જ અસાધારણ ન બન્યું હોય એ રીતે પોતાનો અભ્યાસ ચાલુ રાખશે. અલબત્ત, એ બાળકના પિતાને બાળકના ભરણપોષણની જવાબદારી ઉપાડવી પડે, પછી એ વિદ્યાર્થી હોય કે બહારનો માણસ હોય. ને એ વિદ્યાર્થી હોય ને ચંચળ ન મનાતો હોય તો એની

પણ કશી નિંદા ન થાય. પરંતુ સામ્યવાદી નેતાઓની જેમ વિદ્યાર્થીઓ પણ ચંચળતાને તો દંડે જ. પંચવર્ષીય યોજનાને પરિણામે આ બંધનમુક્ત નીતિમાં પણ એટલું સમતોલપણું આવી ગયું છે કે જાણે એ પુરાણી ને વ્યવસ્થિત પ્રથા જેવી જ લાગે છે.

બાહ્ય દેખાવમાં જાતીય સૂચન કે ઉત્તેજનાના અભાવની છાપ રશિયામાં નવા આગન્તુક પર પડ્યા વિના રહેતી જ નથી. શરીરવિકાસના શોખીન સ્ત્રીપુરુષોનાં ટોળાં મોટા રસ્તાઓ પરથી જતાં હોય તો તો તેમને જરા પણ ક્ષોભ કે ઉત્તેજનાનો અનુભવ નથી થતો; ને એ સ્ત્રીપુરુષોએ સ્નાનવેશ સિવાય વધારે કંઈ પહેરેલું નથી હોતું—સ્નાનવેશ ફરજિયાત છે. આવાં ટોળાંઓ કોઈ પણ નદીને કાંઠે પડ્યાં પડ્યાં સૂર્યસ્નાન કરતાં નજરે પડે. ઉનાળામાં સ્ત્રીપુરુષોનાં ટોળેટોળાં બહુ ઓછાં કપડાં પહેરીને ભ્રમણ કરવા નીકળી પડે છે. મૉસ્કોમાં યુવકોના ઉત્સવો વખતે રાત્રે બહુ મોડું થઈ જાય ને ઘરે જવું અનુકૂળ ન લાગે તો પાટલી, ટેબલ કે જમીન પર સ્ત્રીપુરુષો સાથે જ રાત વીતાવી નાખે. ને આ બધાંમાં એમને અયોગ્યતાનું ભાન સરખું પણ નથી થતું. ને આગગાડીઓમાં પણ, દિવસે કે રાત્રે સ્ત્રીપુરુષો સાથે જ મુસાફરી કરે છે. કામમાં રોકાયા હોય કે રમતમાં, ગમે ત્યાં પણ સ્ત્રીપુરુષો દુનિયાના બીજા કોઈ પણ દેશ કરતાં વધારે છૂટથી માંહોમાંહે ભળે છે.

સિનેમાઓ (ચિત્રપટો)માં પણ ક્યાંયે જાતીય વિષયને આકર્ષણ કે ઉત્તેજનાનું સાધન બનાવવામાં આવતો નથી. એ જ પ્રમાણે રંગભૂમિ કે નૃત્યમાં પણ. એ ખરું છે કે મૉસ્કોની બે મોટી હોટેલોમાં સારા પોષાકવાળી ને દેખાવડી સ્ત્રીઓ રાખવામાં આવી છે; એ સ્ત્રીઓ ગ્રાહકોને પીરસે, એમની સાથે નાચ કરે, ખાનપાન પણ કરે; પણ આ હોટેલોમાં મુખ્યત્વે પરદેશીઓ જ આવે છે ને એમને ખાતર જ આ છૂટ પણ રાખવામાં આવેલી છે, જો કે ઘણા કમ્યુનિસ્ટોની એ સામે ફરિયાદ છે, પરંતુ અહીં પણ અનીતિનો વેપાર કરતાં પકડાય તો તેને તરત કાઢી મૂકવામાં આવે છે. રશિયામાં બીજે ક્યાંયે વેપારી દૃષ્ટિથી સ્ત્રીઓનો ઉપયોગ કરવામાં નથી આવતો. કોઈ સારા કમ્યુનિસ્ટને ધર્મના ફંડમાં પૈસા આપતો કલ્પવો એ જેટલું મુશ્કેલ છે તેટલું જ મુશ્કેલ કોઈ રશિયન રેસ્ટોરાંમાં ગ્રાહકોને આકર્ષવા માટે નગ્ન ચિત્રો મુકાયેલાં જોવાની અપેક્ષા રાખવી એ પણ છે. બંને કામ ભારે પાપરૂપ ગણાય છે.

સ્વતંત્રતા ને નિયમન, વ્યક્તિગત આનંદ ને સામાજિક જવાબદારી, સંપૂર્ણ નિખાલસતા ને દુરુપયોગના ભય પ્રત્યે સંપૂર્ણ અવગણના—આ બધાંના અજબ મિશ્રણ કે સમતોલપણાની સ્થિતિ રશિયન જાતિની છે.

દિનકર મહેતા

# અંતરને આરામ

અંતરને આરામ

હશે ક્યાં અંતરને આરામ? ધ્રુવ૦

રાત્રિતણા ઘૂંઘટથી ઝરતી તિમિરાશ્રુની ધારા
ચિરજ્યોતિના તેજરૂમાલે લૂછી ગાલ સુંવાળા
હસતા કરવા તલસંતા એ-અંતરને આરામ૦

જલમાં, વનમાં, જીવન-મનમાં ભડભડ નિત બળનારા
હૈં વડવા દાવાનળ ઠારી, પ્રેમળ મૂશળધારા
થઈને ઝરવા તલસંતા એ-અંતરને આરામ૦

મૃત્યુભરી હિમછાઈ દટાઈ જગની જીવનમાળા,
શાશ્વત આશસુરો પડઘાવી દિગંત ભરનારાં
ગુંજન કરવા તલસંતા એ-અંતરને આરામ૦

સુન્દરમ્

(૬) આ પ્રમાણે સાચી સહાનુભૂતિથી આપણે ખ્રિસ્તીઓએ શીખવું અને શીખવવું, અને જગતમાં ઐક્ય સાધવાનો પ્રયાસ કરવો. [ કવિ રવીન્દ્રનાથ ટાગોર Unity in variety વિવિધતામાં સામ્ય કહે છે તે અનુભવવું ]. જુદા જુદા ધર્મોમાં ઈશ્વર વિશે જે મતમતાંતર હતાં તે ધીમે ધીમે ઓછાં થતાં જાય છે. અમુક જ ધર્મ ખરો છે અને બીજા બધા શયતાની છે એવું માનનાર ગાંડો ગણાય એવું વાતાવરણ બદલાયું છે. ઈશ્વર પ્રેમની મૂર્તિ છે, અને તેનો જેટલો સાક્ષાત્કાર થાય તેને લીધે પ્રજા કે વ્યક્તિ વસુધૈવ કુટુંબકમના આદર્શને સમજે છે. ધર્મને લીધે સંપ, શાન્તિ, ભ્રાતૃભાવ, દયા, પ્રેમ, નમ્રતાનો આવિર્ભાવ થાય છે.

## કેળવણી

હાલમાં મિશનો મારફત કેળવણીનું કેટલું કામ થાય છે તેનો ખ્યાલ ઘણા જ થોડા માણસોને છે. આપણા દેશમાં ૭ લાખ છોકરાં મિશન શાળાઓમાં ભણે છે, અને એકંદર પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓ છે તેના ૭ ટકા મિશન શાળાઓના છે. નીચેનું કોષ્ટક લક્ષમાં લેવા જેવું છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૨૯૧ | અંગ્રેજી હાઈસ્કૂલો | ૯૨૦૩૧ | વિદ્યાર્થીઓ |
| ૩૩૯ | „ મિડલ સ્કૂલો | ૪૩૮૨૮ | „ |
| ૮૨ | વર્નાક્યુલર „ „ | ૯૬૧૭ | „ |
| ૧૧૧૫૮ | પ્રાથમિક શાળાઓ | ૫૨૧૧૮૨ | „ |
| ૧૦૦ | ટ્રેઈનિંગ સ્કૂલો | ૪૧૦૪ | „ |
| ૨૫૭ | બીજી સ્કૂલો | ૮૯૪૫ | „ |
| ૧૨૨૨૭ | બધી શાળાઓમાં | ૫૭૯,૭૦૭ | વિદ્યાર્થીઓ હતા. |

આ શાળામાં ૧૧૦૦ ગોરા મિશનરીઓ અને ૨૬૦૦૦ હિંદી કાર્યકર્તાઓ રોકાયા છે.

હવે સ્ત્રીકેળવણીના ક્ષેત્રમાં આખા દેશની રજિસ્ટર્ડ શાળાઓમાંથી માત્ર ૩૫૦૦૦ કન્યાઓ પ્રાથમિકથી આગળ અભ્યાસ દર વર્ષે કરે છે; તેમાંથી અડધી (લગભગ) મિશન સ્કૂલોમાં છે. મિશનો ૧૩ ખ્રિસ્તી કૉલેજો કન્યાઓ માટે ચલાવે છે, તે સંખ્યા બધી કૉલેજોની અડધી છે.

૬૭ ટ્રેઈનિંગ સ્કૂલો મિશનોની છે, તે પણ કુલ સંખ્યાનો અડધો ભાગ છે.

૧૦૧ કન્યાઓની હાઈસ્કૂલો છે, તે આખા દેશની કન્યા હાઈસ્કૂલોના ૪૫ ટકા થાય છે.

૧૯૭ કન્યા મિડલ સ્કૂલો ચલાવે છે તે તેવી શાળાઓનો ૩૩ ટકા જેટલો હિસ્સો છે.

એકંદરે મિશનો તરફથી ૨૯૧ અંગ્રેજી હાઈસ્કૂલો ચાલે છે તેમાંથી ૧૦૧ કન્યાઓની અને ૧૯૦ છોકરાઓ માટે છે. છોકરીઓ માટે કેટલીક બોર્ડિંગ સ્કૂલો છે અને તેમાં ઉચ્ચ કેળવણી લીધેલી શિક્ષિકાઓ કામ કરે છે.

આ કમિશને પ્રગટ કરેલા નિવેદનમાં એવી સૂચના કરી છે કેઃ—ગામડાંની શાળાઓને સુધારવી એ આપણો મુખ્ય ઉદ્દેશ હોવો જોઈએ. તેથી વર્નાક્યુલર મિડલ સ્કૂલો અને તેમાં ભણાવી શકે એવા શિક્ષકોને તૈયાર કરવા માટેની ટ્રેઈનિંગ સ્કૂલો પર વધારે લક્ષ આપવું

(૨) બોર્ડિંગ કન્યાશાળાઓને ખીલવવી;
(૩) શહેરની છોકરાઓની સ્કૂલો (જો ત્યાં બીજી શાળાઓ હોય તો) બંધ કરવી;
(૪) જે ગામડાંની શાળાઓ પર સતત દેખરેખ રાખવાની મુશ્કેલી હોય તે બંધ કરવી;
(૫) મિશન સ્કૂલોમાં પાશ્ચાત્ય પહેરવેશ અને રહેણીકરણી દાખલ કરવાં નહિ;
(૬) ટ્રેઈન થયેલા માણસોને જ રાખવાનું બની શકે માટે ટ્રેઈન થયેલા ખ્રિસ્તી બેકાર શિક્ષકોનું રજિસ્ટર રાખવું;
(૭) શિક્ષણના નવા પ્રયોગોના જ્ઞાનનો ફેલાવો થાય તેટલા માટે એવાં પુસ્તકોને ફેરવવાની ગોઠવણ કરવી.

## વૈદકીય મદદ

મિશનો તરફથી જે કામ ઉપાડી લેવામાં આવે તેમાં નીચેની બાબત પર લક્ષ રાખવાનું હોય:

(૧) કોઈ પણ પ્રકારની આશા રાખ્યા સિવાય સારામાં સારી વૈદકીય મદદ નિષ્કામ સેવા વૃત્તિથી આપવી જોઈએ.
(૨) ગરીબ તવંગર, ધર્મ રંગના ભેદ બિલકુલ રખાય નહિ, અને જે હલકું કામ ગણાતું હોય તેને મહત્ત્વ આપવું.
(૩) દેશી પ્રજા સ્વાશ્રયથી કામ ઉપાડી લે એવી પ્રેરણા કરવી અને તેની સાથે સહકાર કરીને ઉત્તેજન આપવું.
(૪) બની શકે ત્યાં મદદનીશો, પુરુષ અને સ્ત્રી નર્સો, બીજા કાર્યકર્તાઓ, દાયણો વગેરેને તાલીમ આપવી.
(૫) સામાન્ય વૈદકીય જ્ઞાનનો પ્રચાર, સામાજિક સેવા, આરોગ્ય અને બાળ તથા સ્ત્રીઓની માવજતનાં થાણાં કાઢવાં: અથવા કઢાય તેને મદદ કરવી.

## ગ્રામોદ્ધાર અને ખેતીસુધારણા

ખ્રિસ્તી મિશનરીઓનું લક્ષ આ કામ તરફ વધારે દોરાયું છે, પણ આજ સુધી મુખ્યત્વે અંત્યજોમાં થતું હતું. હવે નવા પ્રયોગો થઈ રહ્યા છે. ગ્રામ પ્રજાને કમાણીનાં બીજાં સાધનો મળે માટે શાકભાજી ઉગાડવી, મરઘાં, ડુક્કર, બકરાં, સસલાં ઉછેરવાં તેનાથી ગ્રામોદ્ધાર થઈ જવાનો નથી. જ્યાં સુધી મિશનો પોતે ખેતીનું કામ ઉપાડી લઈને ખેડ ખાતર ને પાણીના અખતરા નહિ કરે ત્યાં સુધી તે શીખવી શકશે નહિ. નવા વિચારોનો પ્રચાર કરવા માટે નીચેની સૂચના કરવામાં આવે છે:—

(૧) ખેતીવાડીની મિડલ સ્કૂલો ગામડામાં કાઢી, તેમાં ખેતીસુધારણા અને ગ્રામજીવનના આગેવાનો તૈયાર કરવા.

(૨) રાજ્ય તરફથી કે બીજી કોઈ સંસ્થા તરફથી, ભોટી સુધારણા, આરોગ્યરક્ષણ, વૈદકીય મદદ, કેળવણી અને ધાર્મિક ખીલવણી માટે જે મદદ મળતી હોય તેનો પ્રચાર કરવા માટે સુવ્યવસ્થિત બંદોબસ્ત કરવો. મુખ્ય લક્ષ જીવનસુધારણા તરફ હોવું જોઈએ; એટલે સ્વચ્છતા, આરોગ્ય, વધારે સારો ખોરાક, છોકરાંઓને વધારે સારી કેળવણી, રમતગમતો તથા આનંદના મેળાવડા વગેરે તરફ હોવું જોઈએ.

(૩) જેવી રીતે માટીનું પૃથક્કરણ કે જંતુવિષયક શોધખોળ થાય છે તેવી રીતે આર્થિક અને સામાજિક પ્રશ્નોનો અભ્યાસ થવો જોઈએ.

## ઉદ્યોગો

મિશનોએ ઘરઉદ્યોગોને ઠીક ઠીક ઉત્તેજન આપ્યું છે. કાંતવા વણવાનું, સીવવાનું, ચંપલ, મોજાં, ઘાસની ટોપીઓ બનાવવાનું, માટીનું કુંભાર કામ, લેઈસ, ઊનને લોઢવાનું, અને ધાતુનાં વાસણોનું કામ મિશનોમાં શીખવાય છે. તે ઉપરાંત ઉદ્યોગને લગતા પ્રશ્નોનો અભ્યાસ અને નિરાકરણની આવશ્યકતા છે. આ દિશામાં મિશનોએ લગભગ કાંઈજ કર્યું નથી. હવેથી નિષ્ણાત માણસો મારફત અભ્યાસ થવો જોઈએ.

(૧) ઉદ્યોગોને લગતા પ્રશ્નોનો અભ્યાસ જે તે સ્થળે કરવો.

(૨) કોઈ ઠેકાણે રાહત આપવાની હોય તો તેનો પૂરો અભ્યાસ થઈ, કેવી રીતે અને શા લક્ષ્યબિંદુથી આપવી તેનો નિર્ણય કરવો.

(૩) સરકારી તેમ જ ખાનગી સામાજિક સંસ્થાઓ સાથે નિકટ સંબંધ રાખી, વિચારનો વ્યાપાર કરવો.

(૫) કૌટુંબિક આવક, કરજ, વ્યાજનો દર, મજૂર મહાજનો વિશે માહિતી મેળવીને છપાવવી.

(૫) સામાજિક સેવકોને તાલીમ આપવાના વર્ગો કાઢવા.

(૬) મોટા વેપારીઓ સાથે સંબંધ રાખવો.

(૭) મજૂર મહાજનો સાથે સંબંધ રાખવો.

આ સિવાય સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટેના પ્રયાસો શા શા થઈ શકે તેની ચર્ચા કરી છે. આ બધી હકીકતનું વિગતવાર અવલોકન એક લેખમાં કરવું અશક્ય છે. બનવા જોગ છે કે છૂટક છૂટક વિચારોને હું સારી રીતે રજૂ કરી શકયો નથી, કોઈ પણ વિચારક અને પ્રજાસેવકને આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળશે. ખ્રિસ્ત ભગવાનનો સંદેશો બાઈબલ મારફત નહિ, બાઈબલ વર્ગો અને પ્રાર્થના મારફત નહિ, પણ નિષ્કામ વૃત્તિથી રંગ, ઢંગ કે ધર્મના ભેદો પાળ્યા સિવાય માત્ર સેવા કરવાથી આપી શકાશે. આપણી આચારશુદ્ધિ અને ચારિત્ર્યબળની છાપ કામ લાગશે, પાઠ પઢાવવાથી નહિ પણ નિર્મળ હૃદયના પ્રેમભાવથી હૃદયપલટો થશે. એ પલટો પણ ધર્માંતરનો નહિ પણ ધર્મશુદ્ધિનો, આત્મશુદ્ધિનો: આવી ચોખ્ખી વાતો ઉદાર દિલથી કરવી એ આ અમેરિકન પ્રજાના સંસ્કારોનું મહત્ત્વ બતાવી આપે છે.

સુમન્ત મહેતા

# સહસ્રમુખી શયતાનિયત

જોગીઓ દૂબળો મારો મિત્ર છે. એ મારી સાથે સમાન દરજ્જાથી ઘણી ગાંડી ઘેલી વાતો કરે છે. હું એને મારી જવાબદારી પર ગામના પુસ્તકાલયમાંથી પુસ્તકો પણ અપાવું છું. જોગીઓ વાંચી લખી શકે છે; પણ જીવનનું સાચું જ્ઞાન મળે એવાં પુસ્તકોમાં એને રસ જ નથી, રદ્દી કચરા જેવી ચોપડી અને ગીતોના લલકારામાં એનું ભણતર સડી રહ્યું છે.

એક દિવસ હું ખેતરે જતો હતો. રસ્તે જતાં સડકની કૂઈ ઉપર જોગીઓ પરબ માંડી બેઠો હતો. મને જોઈ એ હસ્યો અને દિલ ખોલી વાતે વળ્યો. જ્યારે જ્યારે એ મને જુએ છે ત્યારે હમેશાં હસે છે અને દિલનો પડદો ખોલી વાતે ચડે છે. મારી આગળ તેને જરાય બીક લાગતી નથી, મારી સાથે અદબથી વાત કરવી જોઈએ એમ પણ તેને લાગતું નથી. તે તો પોતાના દોસ્તો જોડે છૂટથી વાતો કરે છે તેમ મારી સાથે પણ વાતે વળે છે. અલબત્ત, અમારા વિચારો ઘણા જુદા પડે છે પણ તેથી અમારી દોસ્તીમાં વાંધો આવતો નથી. જોગીઓ બીજી ત્રીજી વાત ન કરતાં મારી પ્રવૃત્તિ સંબંધી જ હમેશાં વાત કરે છે; કારણ કે તે જાણે છે કે મને બીજી વાતમાં રસ જ નથી. ઉપરાંત મારી પ્રવૃત્તિ પણ તેને વિચિત્ર લાગતી હશે એટલે મને ઉપદેશ આપવાનો પણ તેનો વિચાર હોય!

જોગીઆએ વાત શરૂ કરી:

જોગીઓ: "તું ઢેડાને કેમ અડકે છે?"

હું: "કેમ તેમાં શું બગડી જાય છે?"

જોગીઓ: "તું ભગત થયો અને કંઠી બાંધે નહિ ને તિલક પણ કરે નહિ અને ઢેડાને અડકે એ આપણો ધરમ નહિ!"

જોગીઆને મન કંઠી અને તિલક ધારણ કરવામાં જ ધર્મનું બધું રહસ્ય આવી જતું હતું! હું હસ્યો અને પૂછ્યું.

હું: ઢેડા કંઠી અને તિલક ધારણ કરે તો ભગત બને ખરા? પછી તેને અડકી શકાય કે નહિ?

આ સાંભળી જોગીઓ ચોંક્યો અને બોલી ઊઠ્યો:

જોગીઓ: અહો એમ તે કાંઈ ઢેડના ભગત બને? ઢેડા તે ઢેડ ને ભગત તે ભગત!

હું: ઠીક. પણ જોગીઆ! હું તને ઢેડ કહું તો ચાલે કે નહિ?

આ સવાલ સાંભળી જોગીઓ ફરી આભો બની ગયો. આવા સવાલની કદી તેને કલ્પના પણ આવી ન હતી. એકાએક બંદૂકનો ભડાકો થયો હોય તેમ આવા સવાલથી એ ચમકી જતો હતો. થોડી વારે સ્વસ્થ થઈ એણે જવાબ આપ્યો:

જોગીઓ: અરે ભાઈ! હું તો દૂબળો. મને ઢેડ કહેવાય?

હું: પણ ધાર કે આજથી તને ઢેડ કહીએ અને અડવાનું બંધ કરીએ તો?

જોગીઓ: પણ એમ કાંઈ થાય! હું કાંઈ ઢેડો છું?

હું: તને હાથપગ છે તેમ ઢેડને પણ છે. તું જેમ દારૂતાડી પીએ છે તેમ ઢેડ પણ પીએ છે. તો પછી તને પણ ઢેડ કહીએ તો શું ખોટું?

જોગીએ વાત ઉડાવી અને મંદિરો અને કૂવા હરિજનો માટે ખુલ્લા મુકાયાની વાતો સાંભળી હશે એટલે જાણે ધર્મ માટે શહીદ થવાની પોતાની સાચે જ તૈયારીઓ હોય તેમ બાંય ચડાવીને એ બોલ્યો: "જો ઢેડ આ મારે કૂવે અડકે તો તેનું માથું ભાંગી નાખું." હજાર મુખનો સેતાન સમાજના નીચલામાં નીચલા થર સુધી પહોંચી ગયો છે એનું મને ભાન થયું. મારા વિચારો અટકાવી હું બોલ્યો:

હું: મને અડવા દે કે નહિ?

જોગીઓ: તને અડવા દઉં.

હું: પણ હું તો ઢેડને અડું છું ને?

જોગીઓ: પણ તને અડવા દઉં, ઢેડાને નહિ?

હવે વાત આગળ વધી શકે તેમ હતું નહિ, એટલે હું ખેતરને રસ્તે પડ્યો. જોગીઆને મન બધો ધર્મ, બધું તત્ત્વજ્ઞાન, બધા આચારવિચાર, સકળ શાસ્ત્રનો સાર અને મોક્ષનો દરવાજો એ બધું ઢેડને અડકાય નહિ એટલામાં આવી જતું હતું. હું મનમાં બબડ્યો:

બિચારો જોગીઓ! બિચારાનો ધર્મ! બિચારાનું અજ્ઞાન!

૨

**સને** ૧૯૩૨ ની સાલ હતી. ગાંધીજીના અપવાસ વીતી ગયા હતા. ચોમાસું પણ વીતી ગયું હતું. કાર્તક માસ ચાલતો હતો. હું દરરોજ ઢોર ચારવા જતો હતો. મારા વાડામાં આંબાનો સારો છાયો હતો. વળી ખાડીને લીધે મીઠી ઠંડક પણ હતી. એટલે પડોશના ગોવાળો બીમલો અને રામભાઈ મારે ત્યાં છાંયે આખો દિવસ બેસી પોતાનાં ઢોર સાચવતા. જ્ઞાતિની દૃષ્ટિએ જોઈએ તો રામભાઈ મારી જ્ઞાતિનો હતો; બીમલો દૂબળો હતો. રામભાઈ મારી સાથે ખાઈ પી શકે; બીમલો નહિ. થોડા દિવસમાં તો રામભાઈ અને બીમલો મારા દોસ્તો બની ગયા હતા.

એક દિવસ હું ભેંસો લઈને મોડો ગયો. જઈને જોઉં છું તો એક હરિજન ડોસો પોતાના ધણિયામાનાં ઢોર મારા વાડામાં નિરાંતે ચારી લુચ્ચા જનનું કામ કરી રહ્યો હતો. હું ખિજાયો, મેં ધાંટા કાઢીને ધમકાવ્યો અને ડોસાને ઢોર હાંકી લઈ જવા કહ્યું. ડોસો એક બાવળના થડને અઢેલી નિરાંતે બેઠો હતો. મારા ગુસ્સાની, મારા ધાંટાની અને મારી ધમકીની તેને જરાય પરવા ન હોય તેમ તે તો બેઠો જ રહ્યો, અને બોલવા લાગ્યો, "એ તો ઊગરી ગયેલું, એ તો ઊગરી ગયેલું." હું વધુ ખિજાયો અને તિરસ્કારથી ડોસાનું બાવડું ઝાલી ઢોર હાંકી જવા કહ્યું. ડોસો આભો બની ગયો. એની ધોળી ભમર નીચે આશ્ચર્યથી તગતગતી આંખો હું હજી ભૂલી શક્યો નથી. હું ખિજાયો તેથી એનું રૂંવાડું ય હાલ્યું ન હતું. ઢોર હાંકવાનું કહ્યું તેથી પણ એને કાંઈ થયું ન હતું; પણ મેં એનું બાવડું ઝાલ્યું એ જ એને મન એક મોટો અચંબો હતો. મારી જ્ઞાતિના કોઈને એણે આમ પોતાને અડતો જોયો ન હતો. અને તેથી એને મારું આ વર્તન વિચિત્ર અને અજબ જેવું લાગતું હતું.

ડોસો એક શબ્દ પણ બોલ્યા વગર ઢોર લઈને ચાલ્યો ગયો અને હું મારા દોસ્તો આંબાના છાંયે બેઠા હતા તે તરફ જવા લાગ્યો. મને તેમના તરફ આવતો જોઈ બન્ને

ઊભા થઈ ગયા. અને લાકડી, ટુવાલ અને પાણીનું વાસણ લઈ ભાગ્યા. આ વિચિત્રતા હું સમજી ગયો. મારાથી અભડાવાની તેમને બીક હતી એટલે તેઓ ભાગ્યા હતા!

રામભાઈ કહેઃ "એ તો માંસ ખાય." મેં કહ્યું: "એમ તો મુસલમાન અને ગોરા પણ માંસ ખાય છે તેને કેમ અડીએ છીએ?" પણ રામભાઈને છેક બચપણથી જ અભડાઈ જવાનું ભૂત વળગેલું હતું, તે એમ એક બે વાતથી નીકળે તેમ ન હતું.

મેં ઘણી ઘણી રીતે તેમને સમજ પાડી. રામભાઈ જુવાન હતા. તેમની બુદ્ધિ વ્યવહારમાં અથડાઈ કુટાઈને જડ બની ગઈ ન હતી. તેમની બુદ્ધિ મારું કહેવું બધું સમજતી હતી. પણ બિચારી બુદ્ધિ જન્મથી જ ઘુસાડી દીધેલા પવિત્રતા અને ધર્મ સંબંધીનાં ખોટા ખ્યાલોના બળ આગળ હારી ગઈ. અને જો કે રામભાઈ પાસે કોઈ વજૂદવાળો વિચાર કે બચાવ ન હતો, કશી સ્પષ્ટ સમજ ન હતી. શા કારણથી અભડાઈ જવાય? શું અભડાય? તેનો તેમની પાસે જ કશો જ વિચાર કે ખુલાસો ન હતો, છતાં ઢેડને અડવાથી અભડાઈ જવાય અને તેથી અભડાયો હોય તેણે માથાબોળ નાહવું જોઈએ એ તેમનો માની લીધેલો સનાતન સિદ્ધાંત હતો. આ બધા મંથનને અંતે તેમણે કહ્યું: "મને અડશો નહિ." મેં તેમની સાથે વધારે વાત ન કરી, આખો દિવસ તેઓ મારા વાડામાં ન આવ્યા. બીજે દિવસે જોઉં છું તો ફરી તેઓ મારા વાડામાં આવીને લહેરથી વાતો કરતા બેઠા હતા. મેં તેમને પૂછ્યું: "કેમ હવે અભડાશો નહિ?" તેમણે જવાબ આપ્યો: "એ તો આજે સવારે તમે નાહ્યા હશો એટલે પવિત્ર થઈ ગયા!"

જન્મથી જ આવી ઘાતક માન્યતાઓથી લદાયેલા ગધેડા જેવા હજારો હિંદુ જવાનોની મને દયા આવી. બિચારા ગામડાના જુવાનો બિચારાઓની માન્યતા, બિચારાઓનું જ્ઞાન!

૩

આજે ગામની શાળાનો ઇનામ સમારંભ હતો, છોકરાછોકરીઓ નવાં કપડાં પહેરી હરખમાં દોડાદોડી કરતાં હતાં. માસ્તરો સ્કાઉટના પોષાકમાં અસ્વાભાવિક સ્ફૂર્તિથી સભા ગોઠવતા હતા. થોડી વારમાં બધી તૈયારી થઈ ગઈ, સભા ગોઠવાઈ ગઈ.

સભામાં ગામના પટેલ હતા, ગૃહસ્થો હતા, ખેડૂતો હતા. એક બાજુ થોડી બહેનો પણ હતી. થોડી વારે સાહેબ આવ્યા. છોકરીઓએ રાસડો લીધો, છોકરાઓએ સંવાદ ભજવી બતાવ્યો, અને શાળાના માસ્તરે ભાષણ કર્યું. છેવટે સાહેબને મુબારક હાથે ઇનામો અપાવા લાગ્યાં.

માસ્તર નામ બોલે અને છોકરાં એક પછી એક ઊભાં થઈ સાહેબને મુબારક હાથે ઇનામ લે, એવો ક્રમ ચાલતો હતો. ઇનામ મેળવનારામાં કણબી હતા, ભગત હતા, લુહાર હતા, દૂબળા હતા અને બીજા પણ હતા. એ બધાં છોકરાં ઇનામ લેતાં હતાં તેથી કોઈને કાંઈ હર્ષશોક ન હોતો. તેમની નાતજાતની તેમને કાંઈ પડી ન હતી. પણ એટલામાં માસ્તરની જીભે ઉચ્ચાર્યું: "રત્ની ભીખલો," નામ સાંભળી એક હરિજન બાળા મનમાં આનંદથી, પણ ઉપરથી સંકોચ બતાવતી ઊભી થઈ. સભામાં ઘુસપુસ શરૂ થઈ. એ ઢેડની છોકરી પાથરણા પર થઈ સાહેબ પાસે આવી ઇનામ લે તો બધાને અભડાવાની ધાસ્તી લાગી. છોકરીનું નામ બોલાયું એટલે તે ઊભી તો થઈ પણ પથારી આવતાં ખમચીને દૂર ઊભી રહી.

સાહેબે આગ્રહ કરી કરીને વારંવાર બોલાવી, માસ્તરે સાહેબ પાસે જવા દબાણ કર્યું, છેવટે છોકરી બીતી, ભડકતી સાહેબ પાસે ગઈ અને ઇનામ લઈ પાછી ફરી. લોકો બધા 'અભડાયા.' પણ સાહેબ આગળ કોઈ કાંઈ બોલ્યું નહિ. કેળવણી ખાતાનો સ્પષ્ટ હુકમ હતો કે "હરિજન બાળકોને અલાહેદાં બેસાડવાં નહિ. આ નિયમનો ભંગ કરનારની સખ્ત ખબર લેવામાં આવશે." એટલે માસ્તરે તો લોકો આગળ આ હુકમ ધરી રક્ષણ મેળવ્યું. અને લોકોમાં સાહેબને કાંઈ કહેવાની હિંમત જ ન હતી. એટલે નછૂટકે સૌએ મૌન ધારણ કર્યું. સત્તા આગળ, સાહેબી આગળ પોતાની માન્યતા, પોતાની નાપસંદગી, પોતાનો મત ગૂંગળાવી મારી હસી હસીને 'હા, જી, હા' કરવી અને જેની પાસે સત્તા કે સાહેબી નથી એવા સદાચારી પુરુષને વિનાકારણ હેરાન કરવો એવી ગોઝારી મનોવૃત્તિ સમાજમાં ફેલાયેલી છે. તેનું અહીં સ્પષ્ટ દર્શન થતું હતું.

ઇનામો વહેંચાઈ રહ્યાં, સાહેબે ભાષણ કર્યું. છેવટે ફૂલહાર થયા. ઇનામસમારંભ પૂરો થયો. સૌ વીખરાયાં અને ઘેર ગયાં. છોકરાંઓ ઘેર ગયાં એટલે ડોસાઓ ફફડી ઊઠ્યાઃ "બહાર ઊભો રહે. નાહ્યા વગર ઘરમાં જઈશ તો ટાંટિયો ભાંગીશ!"ની બૂમો ઘેર ઘેર પડી રહી. ઊગતા નિર્દોષ છોકરાઓની નિર્મળ બુદ્ધિએ ડોસાઓ સામે દલીલ કરીઃ "ત્યારે આપણે ગાડીમાં બેસીએ અને તેમાં ઢેડા બેસે ત્યારે નહિ અભડાય?" આ દલીલ સાચી હતી, સીધી હતી, સ્પષ્ટ હતી; પણ ડોસાઓને આ અણગમતું છતાં સીધું ને સ્પષ્ટ સત્ય સ્વીકારવું ન હતું. કોઈ પણ ભોગે તેમને તો પોતાની માન્યતાનું જ રક્ષણ કરવું હતું. પોતાની માન્યતા ગમે તેટલી ખોટી હોય તોપણ તેનો બચાવ કરી તેમાં જ ધર્મનું બધું રહસ્ય અને બધી પવિત્રતા છે એમ તેમનું માનવું હોય છે, અને બીજાને એમ મનાવવા મથતા હોય છે, એટલે ડોસાઓએ મૂરખમાં મૂરખ માણસ પણ જેની પોલ સમજી શકે એવી હાસ્યજનક દલીલ ચતુર બાળકો આગળ રજૂ કરીઃ "એ તો રથ કહેવાય! રથમાં નહિ અભડાય!" આ સાંભળીને ચતુર બાળકો હસી પડ્યાં.

માતાના રથની પેઠે અંગ્રેજોની ટ્રેનને પણ પોતાના મનને છેતરી પરાણે રથ મનાવી ધર્મ પાળ્યાનો લંગડો સંતોષ સનાતનીઓને લેવો પડે છે તો જરા વધુ કલ્પના દોડાવી સેકંડના ૧૮ માઈલની ઝડપે મુસાફરી કરતી પૃથ્વીને પણ રથ માની પૃથ્વીમાંથી આભડછેટ કાઢી નાખે તો! પણ પૃથ્વી ફરે છે એ તેમને હજી આ વીસમી સદીમાં પણ કબૂલ ન હોય તો મોટર, ઘોડાગાડી, અને બળદગાડાં તો ફરતાં તેઓ જુએ છે ને? પણ ખરી વાત એ છે કે આભડછેડ પાળી શકાતી નથી એટલે આવાં હાસ્યજનક કારણો તેઓ આગળ કરી પોતે થઈને હાંસીને પાત્ર થાય છે.

૪

**ધોધમાર** વરસાદ પડી ગયો હતો, અને હમણાં જ સૂર્યનો પ્રકાશ લોકોને જોવા મળ્યો હતો. હજી ય ઝાડો પરથી પાણીનાં ટીપાં ટપકતાં હતાં. લીલીછમ વનસ્પતિ પર પાણીનો પટ ચમકી રહ્યો હતો. સાંજના ચાર વાગ્યા હતા. ક્યારડાઓ પાણીથી ચિકાર ભરાયેલા નજરે પડતા હતા. ઘૂંટણ ઘૂંટણપૂર પાણીમાં દરેક ક્યારડામાં રોપણી કરતા મજૂરો અને ખેડૂતો દેખાતા હતા. થોડી વારે એક ક્યારડાના મજૂરોની આંત પૂરી થઈ, અને સૌ બીડીની તલબ સંતોષવામાં પડ્યા. આ મજૂરોમાં કેટલાક દૂબળા હતા, કેટલાક ભરવાડ હતા અને

કેટલાક હરિજન હતા. આમાં એક હરિજન ભાઈ પાસે તંબાકુ ન હતી. વકીલ, દાક્તર અને અમલદારોના સાહેબીવર્ગમાં મિત્રને સિગાર, ચા અને પાનથી સત્કારવાનો રિવાજ છે તેમ આ ગરીબ મજૂરોમાં તંબાકુની ચપટી આપવાનો વિવેક હોય છે. આવો વિવેક બતાવી એ દૂબળાએ મોઢામાં અસીંદરાનાં પાંતરાં રાખી એક હાથમાં પોતાની તમાકુ રાખી બીજા હાથથી ચપટી ભરી એ હરિજન ભાઈને આપી. પણ આપતાં સહેજ હાથ અડી ગયો. એટલે દૂબળાને પોતે અભડાયાની તીવ્ર લાગણી થઈ આવી; પણ એક બે સેકંડમાં જ તેણે પવિત્ર થવાની યુક્તિ શોધી કાઢી. તે જરા વાંકો વળ્યો અને ક્યારડાનું પાણી એક હાથમાં લઈ હાથ ઊંચો કરી પોતાના માથા પર હસતાં હસતાં છાંટ્યું, અને આમ પવિત્ર બન્યાનો સંતોષ લીધો. બધા મજૂરો એ જોઈને હસી પડ્યાં.

હરિજનના અજાણતાં થયેલા સ્પર્શમાં અપવિત્ર શું હતું, અને પાણી છાંટતાં પવિત્રતા ક્યાંથી આવી તેની કોઈને સમજ ન હતી. અરે તેનો વિચાર કરવાની કોઈને જરૂર લાગતી ન હતી; કારણ બે ને બે ચાર એ જેટલું ચોક્કસ છે તેટલું હરિજનના સ્પર્શથી અપવિત્ર થવાય અને પાણી છાંટતાં પવિત્ર બનાય એ ચોક્કસ છે. એવી તેમની કાચી પોચી નહિ પણ પાકી ખાતરી હતી! માત્ર દૂબળા કે ભરવાડની નહિ પણ હરિજનોની પણ એવી જ પાકી ખાતરી હતી. તેમને એ સનાતન સત્ય લાગતું હતું! આ બધું જોઈ મેં નિઃસાસો નાંખ્યો. બિચારાની પવિત્રતા! બિચારાનું અજ્ઞાન!

માધવભાઈ કાલિદાસ પટેલ

# સફળતાદર્શન

જણાય પથ એ ફરી હૃદય કેમ ભૂલી શકે ?
જ્વલંત સ્મૃતિ એ, અહો જીવન કેમ છોડી શકે ?

* * *

દિને દિન વહ્યા જતા જ્વલિત સૂર્યના તાપમાં
સહાય બસ ચાલતાં અગમ માર્ગમાં એકલાં,
નિશા અગણુ તારલા–જડિત વ્યોમ નીચે જતી,
ક્ષમા પ્રસરતી ધરા શ્રમિત દેહને અર્પતી
વિરામમયતા, ઉષાસ્મિત કરી જગાડે મને,
અને હૃદયમાં અનેક ગતસ્વપ્ન–પ્રશ્નો સ્ફુરે.

વળી બરફ–વૃષ્ટિમાં પવનનાં તુફાનો મહીં,
અનંત સમ લાગતા વિજન એ પ્રદેશો મહીં,
ઠરેલ ધ્રૂજતાં અચેતન શરીરને ખેંચતાં,
ગયાં દિવસ ને નિશા અસહ્ નિત્ય–આઘાતમાં.

છતાં નયન પાસ હું વિચરતો કલા–કલ્પનો,
તરંગિત વિહારમાં વિરલ ક્યાં પળે પામતો
વિમૂર્છિત ઢળેલ સ્વપ્ન–વિધુમૂર્તિનાં દર્શનો;
અપૂર્વ પથ, તેજ છાય પ્રસરી, દિશા ચુમ્બતો.

* * *

હતું કરુણ સાન્ધ્ય તેજ ઢળતું ધરાકાશમાં,
અરણ્ય સ્થિર પત્રહીન પ્રકટાવતું વેદના;
બધો દિવસ ધૂળમાં રખડતાં, તપી તાપમાં,
ઊભો ધૂલિત, ક્લાંત, શૂન્યરજનીમુખે ન્હાળતાં.

તહીં જ્વલિત પ્રાણુની વિમલ સૌમ્યતા શાન્તિ તું
ઊગી, સુભગ, શુભ્ર–તેજ–મુખ બીજલેખા સમી,
તમિસ્ર અજવાળતી, હૃદય–મ્લાન–આકાશનું.

ઘડીક મુજ શ્રાંત, મૂઢ પદ સાથ તારાં સખિ !
ફર્યાં ચરણ કોમળાં મધુર ચેતને નાચતાં;

ક્ષણેક તુજ રમ્ય તેજસ્મિત ભગ્ન આ જિંદગી;
અનેક નવ–આશનાં હૃદય નર્તને દોરતાં.

અને વિરલ કો પળે શ્રવણુ શબ્દ તારા પડયા,
અનંત અજવાળશે તવ સ્મિતો મને માર્ગમાં,
પ્રફુલ્લ તુજ ચેતના ધૂંળ મહીંય આશા થશે,
પ્રકાશ સ્મિત સ્નેહ જીવન ભરી ભરી રેલશે.

ઊભો સ્થિર નિહાળતો તુજ દિશાની આંખો મહીં,
હશે હૃદય ભ્રાંતિ કે વિમલ સત્ય સંજીવિની.
હવાં હૃદયભગ્નતા અમૃત–વર્ષણે ફેરવી;
દિશા સુખ ભરી રહી અમર શાન્તિની રાગિની?

ખરે ક્ષિતિ સમસ્ત આર્દ્ર કરતી ઊગી સ્નેહની
દિશાન્ત સ્મિત–વર્ષતી, શરદ–સોહિની કૌમુદી;
પ્રસન્ન પ્રસર્યું શિરે ગગન પુષ્પ વેરી અને,
બધેય સ્મિત નિર્મળું પવનમાંય જાણે વહે,
મને ત્યમ સુદૂર–કુંજ મૃદુ ગીતધારે કહે.

અહીં સ્થિર ગભીર પશ્ચિમ–પટેજ જોતો રહું–
જગદ્–હૃદય–ઘાવના રુધિર–રંગ શી સન્ધિકા;
અહો હૃદય–ભગ્નતા કયમ અભંગતા ધારશે?
અભંગ નહિ, એ હતું પલક માત્ર સાંધેલ, એ
ફરી પ્રકૃતિ પામતું, કયમ ધરું કશું દુઃખ હું?

અહીં દિવસ આથમે હૃદય આશ સાથે, હવે
રહ્યું નહિ કશું જ, કયાંય સ્થિત સ્થાન આલોકવા,
ધસે અતલ અંધકાર નભ–અંતરે, આવરે
બધે ગહન વાદળાં, નહિ જ આશ–તારા જગે.

અને ખળભળી ગયેલ તનને ઉપાડી હવે,
હતાશ ઉર માંહિ યાંત્રિક સ્વભાવ ધારી અને,
વહ્યા જ કરતો અનન્ત મુજ ગૂઢ માર્ગે હજી,
ન હર્ષ, નવ શોક, શૂન્ય મુજ કર્મયાત્રા મહીં.

· સ્વમસ્થ

# જાપાનની મહત્તાનાં મૂળ

**વર્તમાન યુગમાં** પ્રગતિને શિખરે પહોંચેલી અને સૌથી વધારે સત્તાશાળી ગણાય એવી પ્રજાઓમાં તદ્દન અજ્ઞાત અવસ્થામાંથી લગભગ પાંત્રીસ વર્ષ જેટલા ટૂંકા ગાળામાં એકદમ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરનાર દેશનો કોઈ અપ્રતિમ દાખલો જોવો હોય તો તે અત્યારનું જાપાન છે.

એશિયાની ઊગમણી ધાર પર આવેલા નાનાનાના ટાપુઓનો સમૂહ એ જાપાન; અને એના રાષ્ટ્રધ્વજ પર અંકિત થએલું ઊગતા સૂર્યનું ચિહ્ન આપણી પૃથ્વી પરનું એનું સ્થાન વધારે સ્પષ્ટ કરે છે. તળ જાપાન આ ટાપુઓ પૈકી ચાર મોટા ટાપુઓનું બનેલું છે. એનું ક્ષેત્રફળ લગભગ આપણા બંગાળ કે મદ્રાસ ઇલાકા જેટલું છે; પણ આટલી જમીન હોવા છતાં માત્ર તેનો સાતમો ભાગ જ ખેતીના કામમાં વપરાય છે. બાકીનો ડુંગરાળ છે. બધી મળીને ૯૫ લાખ એકર જમીન એટલે કે બંગાળની ખેડાણ જમીનના ત્રીજા ભાગ જેટલી જમીન ખેતીકામમાં વપરાય છે. અત્યારે વસ્તી લગભગ સાડા ૭ કરોડની છે. પાંચ માણસે ચાર માણસો ગામડામાં રહે છે.

જાપાનના રાજાને મિકાડો કહે છે. જાપાન સગર્વ એમ કહે છે કે અમારા પહેલા મિકાડો જીમ્મુ ટેનોથી એનો વંશવેલો અત્યાર સુધી એવો ને એવો અખંડ ચાલતો આવે છે. જીમ્મુ ટેનો માટે એમ કહેવાય છે કે અમૃતરાસુ ઓમી કામી નામના સૂર્યદેવતાનો એ સીધો વંશજ છે. આ દેવતાનો અવતાર જાપાનના ઈતિહાસ કે પુરાણ પ્રમાણે ઇ. સ. પૂર્વે ૬૬૦માં થયેલો અને તેણે જાપાનમાં મિકાડોનું રાજ્ય સ્થાપેલું, અને આ રાજ્ય માટે જાપાનીઓમાં એક એવી દૃઢ માન્યતા પ્રચલિત છે કે આ સ્થાપના થઈ તે જ વખતે સ્વર્ગમાં પણ આવી સ્થાપના થએલી.

ઇ. સ. પૂર્વે ૬૬૦નો સમય એ દંતકથાઓનો સમય છે, દેવદેવીઓનો યુગ છે. ઇ. સ. પૂર્વે ૭મી સદીથી તે ઇ. સ. ની પાંચમી સદી સુધીના કાળને લોકગાથાના કાળ તરીકે ઓળખવામાં આવે છે. પાંચમી સદીના અંતની આસપાસમાં ચીન અને કોરીઆ દ્વારા ત્યાં જ્યારે બૌદ્ધ ધર્મ દાખલ થયો ત્યારથી ઈતિહાસની ત્યાં શરૂઆત થઈ. કોઈ પણ પરદેશીએ જાપાનીઓને કદી પણ જીત્યા નથી, એમ તેઓ સાભિમાન કહે છે. કુબલાઈ ખાને જાપાન પર હુમલો કરવા માટે બે વખત પ્રયાસ કરેલો; પણ બંને વખત દરિયાઈ તોફાન અને વંટોળને લીધે નિષ્ફળ નીવડેલો. અત્યારનો મિકાડો જીમ્મુ ટેનોનો ૧૨૪મો વંશજ છે, અને ૧૯૨૬ના ડીસેમ્બરની ૨૬મી તારીખે ગાદીનશીન થયો હતો. રાજવંશનો મૂળપુરુષ દેવ હતો, એ પરંપરાગત ચાલી આવતી માન્યતાને લીધે પ્રજા તેના તરફ ધાર્મિક માન અને આદરની દૃષ્ટિએ જુએ છે. આને લીધે જ મીકાડોનો વંશ અખંડ રહેવા પામ્યો છે.

બીજા દેશોની માફક અહીં પણ જાગીરદારી પદ્ધતિ વિકાસ પામી અને પરિણામે દેશના જુદાજુદા ભાગ જુદાજુદા જાગીરદારો અથવા 'ડેમીઓઝ'ના વાસ્તવિક કબજા

ભોગવટામાં આવ્યા. લગભગ ૮૦૦ વર્ષ સુધી દેશના હકદાર શાસનકર્તાઓ–મિકાડોઓ–પવિત્ર પુરુષ તરીકે દુન્યવી બાબતોથી તદ્દન અલિપ્ત રહ્યા. અને રાજનું તમામ કામકાજ પ્રધાન અથવા 'શોગન'ના હાથમાં રહ્યું. આ શોગન એક સત્તાવાન જાગીરદાર જ હતો છતાં રાજ્યનો સાચો ધણીરણી એ જ હતો. નેપાળમાં પણ આવું જ છે. ત્યાં સેનાપતિ એ સાચો રાજા છે. ડેમીઓઓએ પોતપોતાના કોટ કિલ્લા બાંધ્યા, અને એક લડાયક અનુયાયી વર્ગ પણ તૈયાર કર્યો. આ વર્ગ 'સમુરાઈ'ના નામથી પ્રસિદ્ધ થયો. એમનો ધંધો જ યુદ્ધ કરવાનો. એમના અધિપતિઓએ બક્ષીસ આપેલી જમીનમાંથી એમનું ગુજરાન ચાલતું. 'સમુરાઈ' વર્ગે (આપણા રજપૂત લોકોની માફક) પોતાની નીતિ નક્કી કરી. એને એ લોકો 'બુશીડો' કહે છે. આમાં સૌથી પહેલું સ્થાન અધિપતિની આજ્ઞાનું સર્વાંશે પાલન કરવું એને હતું. પછી એમાં પ્રમાણિકતા, હિંમત, ચારિત્ર્યશુદ્ધિ, શત્રુ અને મિત્ર પ્રત્યે એક સરખી ઉદારતા વગેરે વગેરે ઉમેરાયું. આવા આવા સદ્‌ગુણોને લીધે સૌ કોઈ એમના તરફ સન્માનની દૃષ્ટિથી જોતું. પણ એ લોકો પોતે તુંડમિજાજી હતા; અને આમવર્ગને ધિક્કારતા, એટલે તેમની સાથે લગ્નસંબંધ રાખતા નહિ. વેપારીઓ, કારીગરો અને ખેડૂતોને પણ પોતાની નજીક સરખા આવવા દેતા નહિ.

૨

૧૯ મા સૈકાના પહેલા પાંચ દાયકા સુધી જાપાનને બહારની દુનિયા સાથે નહિ જેવો જ સંબંધ હતો. ૧૬ મી સદીની લગભગ વચમાં ફીરંગી વેપારીઓ પહેલવહેલા અહીં આવેલા અને તેમની પછી સ્પેન અને હોલેન્ડના લોકો આવ્યા. ૧૫૪૯ માં સેન્ટ ફ્રાન્સીસ ઝેવીઅરે ખ્રિસ્તીધર્મ દાખલ કર્યો અને 'જેસ્યુઇટ ફાધરો'એ આ ધર્મનો વેગથી પ્રચાર કર્યો. પરદેશી વેપારીઓની માંહેમાંહેની હરીફાઈ તેમ જ 'જેસ્યુઇટ ફાધરો' અને ફ્રાન્સીસના ધર્મગુરુઓ વચ્ચેની હરીફાઈથી શોગનને વહેમ આવ્યો કે ખ્રિસ્તી ધર્મ માથા પર ઝઝૂમી રહેલા પરદેશી હુમલાની ફાચરનો માત્ર પાતળો છેડો જ છે. એટલે તેણે ૧૬૩૭ની આસપાસમાં ખ્રિસ્તી પ્રચારકોને હાંકી કાઢ્યા, ખ્રિસ્તી ધર્મ દબાવી દીધો. દેશી ખ્રિસ્તીઓને આ ધર્મ મૂકી દઈને પોતાનાં નામ શિન્ટો દેવળોમાં નોંધાવવાની ફરજ પાડી અને પરદેશ સાથેનો બધો વ્યવહાર–વેપાર–એકદમ બંધ કર્યો. આ રીતે લગભગ બસો વર્ષ સુધી જાપાનને અન્ય જગતથી નોખું કરી નાખવામાં આવ્યું; અને બધાં જ "પરદેશી ભૂતો"નો પ્રવેશ અટકયો. ચીન અને પૂર્વના બીજા દેશો સાથે યુરોપ, અમેરિકાના દેશોનો વેપાર જેમ જેમ ઉત્તરોત્તર વધવા લાગ્યો, તેમ તેમ જાપાનના કિનારા પર કોલસાનું એક મથક હાથ કરવાની પશ્ચિમની પ્રજાઓની ઇંતેજારી વધી. અમેરિકાનાં સંસ્થાનોએ કોમોડોર પેરીને મોકલ્યો અને પોતાની તોપોના જોર પર એણે શોગન પાસે કેટલાંક બંદરો ૧૮૫૩માં ખુલ્લાં મુકાવ્યાં. આ વખતે શોગનની જૂની પ્રતિષ્ઠા અને સત્તા નબળી પડી ગઈ હતી. પરદેશીઓ માટે દેશ ખુલ્લો મૂકવો કે કેમ એ વિષયમાં ગરમાગરમ ચર્ચાઓ અને આંતરિક કલહો ઉપસ્થિત થયા અને પરિણામ એ આવ્યું કે શોગનરાજ અને જાગીરદારી પદ્ધતિ જાપાનમાંથી કાયમનાં નિર્મૂળ થઈ ગયાં અને ૧૮૬૮માં મીકાડોને શાસનકર્તાની સર્વ સત્તા સોંપવામાં આવી. આ વર્ષ જાપાનમાં પુનરુદ્ધારના વર્ષ તરીકે ઓળખાય છે. તમામ જમીનદારોએ પોતાના હક મીકાડોને ચરણે ધરી દીધા, અને પછીથી અંગ્રેજોની અમીરવર્ગની પદ્ધતિ પ્રમાણે આ

જાગીરદારોને તેમની દરેકની સ્થિતિ અને મોભા અનુસાર જુદાજુદા વર્ગ પાડીને રાજકુમાર, ઉમરાવ, અમીર વગેરે ઉપનામો આપવામાં આવ્યાં. 'સમુરાઈ' લોકોને વીખેરી નાખ્યા અને તેના બદલામાં થોડુંક રોકડ નાણું આપ્યું અને થોડાંક સરકારી કાગળિયાં આપ્યાં. આ વખતે તેમની સ્થિતિ ખૂબ કફોડી થઈ. કારણ કે તેમનો મૂળ (લડવાનો) ધંધો જતો રહ્યો. અને તેમને વેપાર, ઉદ્યોગ કે ખેતી કશાની ગતાગમ નહોતી. તદપિ સરકારે તેમને ભણાવવા અને કેળવવા માટે ઉત્તમપ્રતિની શિક્ષણપ્રણાલિની સર્વગ્રાહી યોજના ઘડી કાઢી એટલે થોડા વખતમાં જ તેઓ અગ્રગણ્ય રાજદ્વારી પુરુષો, શિક્ષણશાસ્ત્રીઓ, વેપારીઓ અને ઔદ્યોગિક મહારથીઓ થઈ શક્યા.

'પુનરુદ્ધાર' પહેલાંની અથવા તો તેની આસપાસની દેશની પરિસ્થિતિ સમજવાનો આપણે પ્રયત્ન કરીએ તો નીચેનાં અનુમાન કર્યા સિવાય છૂટકો નથી. ખેતી એ પ્રધાન ઉદ્યોગ હતો અને બીજો ઉદ્યોગ વણાટનો હતો. બહારની દુનિયા સાથે વ્યવહાર ચાલુ થયો નહોતો ત્યાંસુધી બધાય ઉદ્યોગોનો વિકાસ મર્યાદિત જ હતો; અને લોકોની જરૂરિયાતો પૂરતા જ એ ચાલતા હતા; અને આ જરૂરિયાતો તે વખતે જેમ વધારે નહોતી, તેમ અત્યારે પણ સામાન્ય પ્રજાવર્ગની તો નથી જ. એમ જ કહેવાય કે તે વખતે દેશમાં ધન જ નહોતું, અને તે વખતના મહેલો જોતાં પણ લાગે છે કે લક્ષ્મીદેવીની કૃપાનો ત્યાં દુર્ભિક્ષ જ હતો. શોગનને ખર્ચખૂટણના કાયદા પાળવાની જરૂર લાગેલી. સામાન્ય પ્રજાવર્ગ રેશમ વાપરી શકતો નહિ; તેમ જ ઘરના આગલા ભાગમાં અડાળી પર નળિયાંવાળું છાપરું સરખું પણ કરી શકતો નહિ. તદ્દન સોંઘી અને નહિ જેવી સાધનસંપત્તિથી—અરે બીજી પ્રજાઓના ધોરણે તો એ કશી વિસાતની જ નથી—સુંદર અને ઉપયોગી ચીજો આ પ્રજા બનાવી શકે છે તેનું પ્રધાન કારણ કદાચ આવાં મર્યાદિત સાધનોથી જીવન નભાવવું પડતું હતું એ હોય એમ લાગે છે.

૩

દરેક જાપાનવાસી હવે સમજે છે કે ટોકિયોના અખાતમાં કોમોડોર પેરીની તોપોના ધડાકા થયા ત્યારથી જ વર્તમાન જાપાનનો જન્મ થયો છે; અને અત્યારે પણ ત્યાંનાં વર્તમાનપત્રો અને સામયિકોમાં આ સર્વસામાન્ય ચર્ચાનો વિષય છે. તે વખતના લોકોના 'પરદેશી ભૂતો' તરફના વલણ વિષે રમૂજી વાતો છપાય છે. મેં આવી એક વાત વાંચેલીઃ—કોમોડોર પેરીના ભુરાં ખમીશવાળા લોકો જમીન પર પગ મૂકે કે તરત જ તે સ્થાનનો અધિપતિ ઢોલ વગાડીને લોકોને આ બાબતની ખબર આપે અને વધારામાં તે વખતે બધા જ માણસોને ઘરમાં ભરાઈ રહેવાની ભલામણ કરે. અને એક રાત્રે એક બાંકડા ઉપર કેટલાક અમેરિકન બેઠેલા જોવામાં આવ્યા એટલા ખાતર લોકોએ મહિનાઓ સુધી ભૂત-પિશાચના ડરના માર્યા એ બાંકડાનો સદંતર ત્યાગ કર્યો. અમેરિકન એલચીને મળવા માટે જે 'ગીશા' ને મોકલવામાં આવેલી તેના વિષે હજુ પણ ઘણી વાતો કહેવામાં આવે છે. પણ હવે એ વલણ તદ્દન બદલાઈ ગયું છે. જે વર્ષે હું ત્યાં હતો તે જ વર્ષે અન્ય દેશોમાં જાપાનની જાહેરાત કરીને પરદેશી સહેલાણીઓને જાપાનમાં આકર્ષવા માટે એ લાખ યેન મંજૂર કરવામાં આવેલા.

અત્યારે જાપાનની શી સ્થિતિ છે? જ્યારથી એને સમજાયું કે અમેરિકાની તોપો

આગળ પોતાને નમી જવું પડેલું ત્યારથી સૌથી પહેલું ધ્યાન તેણે એવી જ તોપો તૈયાર કરવા પાછળ રોક્યું. પરિણામે ૧૮૯૪–૯૫માં ચીની રાક્ષસના દાંત ખેંચી કાઢવા તથા ૧૯૦૪–૦૫માં રશિયાના રીંછના ન્હોર તોડી પાડવા તે શક્તિમાન થયું.

ચીન અને રશિયા સામેના આ સફળ વિગ્રહોને પરિણામે ફૉર્મોસા, કોરિયા અને સાઘલીનનો અર્ધો દક્ષિણભાગ જાપાનને મળ્યાં. એનાં નામ અનુક્રમે તૈવાન, ચોઝન અને કારાફ્યુટો પાડવામાં આવ્યાં છે. 'વિશ્વવિગ્રહ' પછી આજ્ઞાપત્રના ઓઠા હેઠળ તેણે પાસિફિક ટાપુઓ પ્રાપ્ત કર્યા છે. એશિયાના ભૂખંડ પર ક્વાન્ટાંગનો પ્રાંત નવ્વાણું વર્ષને પટે તેણે લીધો છે અને મંચુરિયા ઉપર વાસ્તવિક સત્તા ભોગવે છે. આ રીતે જાપાનનું સામ્રાજ્ય વધ્યું અને હજુ વધ્યા કરે છે.

લશ્કરી અને નૌકાબળની દૃષ્ટિએ જાપાન હવે ઇંગ્લૅન્ડ અને અમેરિકાની હરોળમાં ઊભું રહે એવા પ્રકારનું પ્રથમ પંક્તિનું સામ્રાજ્ય બન્યું છે. સામર્થ્યનો વિકાસ સાધવામાં તેણે પ્રજાના વિકાસ અને તંદુરસ્ત જીવન માટે જરૂરી હોય તેવી બીજી બાબતોની ઉપેક્ષા કરી. વેપારવણજ અને ઉદ્યોગની રીતિનીતિમાં એ અત્યારની ઘણી પ્રજાઓ કરતાં કદાચ આગળ વધી ગયું હોય એમ બનવાજોગ છે. યુરોપનો માલ હઠાવીને જાપાને પોતાનો માલ નવાં નવાં બજારોમાં ઘુસાડવા માંડ્યો છે, એમ આપણે હરહંમેશ સાંભળ્યા જ કરીએ છીએ. વર્તમાન વિશ્વવ્યાપી મંદીમાં પણ જાપાનમાં બેકારી છે એમ આપણે ભાગ્યે જ સાંભળીએ છીએ; જ્યારે આ બેકારીએ અમેરિકાનાં સંસ્થાનોમાં પણ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે. જાપાનનો ૭૦ ટકા પરદેશી વેપાર પોતાનાં જ વહાણોથી ચાલે છે અને જાપાની વેપારી વહાણો પૃથ્વીને એકેએક છેડે ફરી વળે છે. જાપાનમાં ધનની ભરતી ઊલટી છે.

વસ્તીના ૯૯·૫ ટકા સ્ત્રીઓ અને પુરુષો ભણેલાં છે. ઉચ્ચ શિક્ષણમાં પણ વધારેમાં વધારે આગળ વધેલા દેશોની ગણનામાં તેને સ્થાન મળ્યું છે. અત્યારે ત્યાં ૩૭ જેટલી વિદ્યાપીઠો ( Universities ) છે. *

## ૪

સફળતા કેટલે અંશે પ્રાપ્ત કરી શકાય તેમ છે એ બતાવવાનો આ લેખનો હેતુ છે. પહેલાં તો હું જેને પાયો લેખું છું અને જે પાયા ઉપર સફળતાની ઇમારત ચણાઈ છે તે પાયો શું છે એ સમજાવવા યત્ન કરીશ. અને પછી એ સિદ્ધ કરવા માટે કયાં સાધનો યોજવામાં આવ્યાં હતાં તે સમજાવીશ.

'પાયા'માં હું આટલું સમાવું છું:—

૧. મિકાડોનો આદિપુરુષ દેવમાંથી અવતરેલો છે એવી માન્યતા અને તેની આજ્ઞામાં સંપૂર્ણ શ્રદ્ધા અને એ આજ્ઞાનું સર્વાંશે પાલન.

---

* હિંદની શિક્ષણસંસ્થાઓ:—યુનિવર્સિટીઓ ૧૬, કૉલેજો ૩૧૩, મિડલ સ્કૂલો ૯૭૫૩, હાઈસ્કૂલો ૨૮૩૪, બિનસરકારી શાળાઓ ૩૪૨૨૨.

જાપાનમાં દર સેંકડે પુરુષ ૭૦ સ્ત્રી ૬૧ ભણેલાં છે.
હિંદમાં ,, ,, ૮ ,, ૧·૫૦ ,,
જાપાનમાં દર વિદ્યાર્થી દીઠ રૂપિયો એક ખર્ચ થાય છે.
હિંદમાં ,, ૨ આના ,,

૨. સ્વદેશભક્તિ. ૩. લોકોનું ચારિત્ર્ય.

આ બધાં ઘણે અંશે તો પરસ્પર એકબીજા ઉપર આધાર રાખે છે, તેમ જ આ લક્ષણો લોકોમાં હોવાનું કારણ પણ લોકોની ધાર્મિક શ્રદ્ધા જ છે. શિન્ટોધર્મ (શિન્ટો એટલે દેવતાઓનો માર્ગ) અથવા કેટલાક કહે છે તેમ મિકાડોધર્મ એ જાપાનનો પ્રાચીન ધર્મ છે. આ ધર્મમાં મુખ્યત્વે કરીને પ્રકૃતિપૂજા તથા પિતૃપૂજાને પ્રાધાન્ય આપવામાં આવે છે. અને તેમાંય મિકાડોની મૂળજનની સૂર્યદેવતા તથા પંચત્વ પામેલા મહાન યોદ્ધાઓ અને પરોપકારી પુરુષોના જીવાત્માઓની પૂજાને ખાસ મહત્ત્વ આપવામાં આવે છે. પિતૃપૂજામાં સમ્રાટ્‌ના કલ્યાણ માટે પ્રાર્થના કરવાની ખાસ આજ્ઞા હોય છે. સમ્રાટ્‌ને તેઓ પોતાના વડીલ માને છે. એના કલ્યાણ સાથે આખી પ્રજાનું કલ્યાણ ઓતપ્રોત થએલું છે, એમ તેઓ માને છે. કારણકે આખી પ્રજા એટલે એક કુટુંબ એ ભાવનાએ પ્રત્યેક જાપાનીના દિલમાં ઊંડાં મૂળ નાખેલાં છે. લોકોના જીવન પર કોન્ફ્યુશિયસના ઉપદેશોની સારી અસર છે; પણ ખોટી રીતે માની લેવામાં આવ્યું છે તેમ એ કોઈ ધર્મ નથી, પણ માત્ર વ્યવહારમાં ઉપયોગમાં આવે એવા નિયમોનું એક ધર્મશાસ્ત્ર છે. એ એક 'સ્મૃતિ' છે. એમાં બાળકોએ માબાપ પ્રત્યે કેમ વર્તવું, સ્ત્રીએ પોતાના પતિ પ્રત્યે કેવું વર્તન રાખવું, નોકરે શેઠ સાથે કેવી રીતે વર્તવું, મિત્રે મિત્ર સાથે કેમ વર્તવું વગેરે વગેરે બાબતો સમાયેલી છે. સરકારી આંકડા પ્રમાણે પ્રજાનો $\frac{3}{4}$ ભાગ બૌદ્ધધર્મ પાળે છે, અને આ ધર્મની જાપાનની સભ્યતા તથા સંસ્કૃતિ ઉપર પહેલેથી જ જબરદસ્ત અસર થઈ છે. એમ જણાય છે કે ભારતવર્ષમાં તંત્રવાદનું પ્રાબલ્ય વધ્યું ત્યારે બૌધધર્મ અહીં આવવા પામ્યો. અને જાપાનમાં બૌદ્ધ દેવતાઓને નામે હિંદુ દેવદેવીઓની પૂજા થતી મેં જ્યારે જોઈ ત્યારે તો મને ખૂબ નવાઈ લાગેલી. 'પુનરુદ્ધાર' પછી ફરી પાછી ખ્રિસ્તીધર્મ માટે છૂટ મૂકવામાં આવી, અને અત્યારે લગભગ અઢીલાખ જેટલા ખ્રિસ્તીઓ નજરે પડે છે. પ્રજા તરીકે જાપાની લોકો અતિશય ધર્મભીના છે. બૌદ્ધ, હિંદુ અને ખ્રિસ્તી ધર્મનો પાયો શિન્ટોધર્મના થર પર ચણાયો હોવાથી અહીં ધાર્મિક સહિષ્ણુતા ઘણી જ છે. એક જ કુટુંબમાં પિતા શિન્ટો હોય તો માતા બૌદ્ધ હોય તો વળી દીકરો કે દીકરી ખ્રિસ્તી જ હોય. મિકાડોની આજ્ઞાનું સર્વાંશે કેમ પાલન થાય છે, એનું કારણ પણ આ ધાર્મિક સહિષ્ણુતામાં જણાઈ આવે છે. ૧૮૬૮માં 'પુનરુદ્ધાર' વખતે જ્યારે સમ્રાટ્ મેઈજીએ સામ્રાજ્યની લગામ હાથમાં લીધી ત્યારે તેની ઉમર માત્ર ૧૬ વર્ષની જ હતી. એ તો આપણે જોઈ ગયા કે બધાય જાગીરદારોએ પોતાની જાગીરો પરથી બધા જ હક ઉઠાવી લઈને સમ્રાટ્‌ને ચરણે ધરી દીધા. લોકો એની ઇચ્છાને શિરસાવંદ્ય ગણીને વધાવી લેતા હોવાથી રાજ્ય તરફથી માત્ર આજ્ઞાપત્રો કાઢીને જ તે એક પછી એક સુધારા દાખલ કરી શક્યો. જાપાનને સારે નસીબે એને અતિ વિશાળ દૃષ્ટિવાળા, સ્વદેશભક્તિથી નીતરતા સલાહકારોની એક મંડળી મળી ગઈ હતી. સમસ્ત દેશમાં મફત અને ફરજિયાત શિક્ષણ દાખલ કરવામાં આવ્યું; સમુરાઈઓ જ અત્યાર સુધી યુદ્ધનું કામ કરતા ને શીખતા તેને બદલે સૌ કોઈ લશ્કરી તાલીમ લઈ શકે એમ નક્કી થયું; બધા જ જાપાનીઓ પોતાને ક્ષત્રિયના વંશજ માને છે અને 'બુશીડો'ને રાષ્ટ્રીય સદ્‌ગુણ તરીકે ખીલવે છે. બાર દિવસનું જૂનું અઠવાડિયું બંધ કરીને સાત દિવસનું સ્વીકાર્યું અને વર્ષની શરૂઆત જાન્યુઆરીની ૧લીથી ગણવાની શરૂઆત કરી; આડી ઊભી લીટીઓથી અંક ઓળખવાની જૂની પદ્ધતિને બદલે પ્રાથમિક શાળાઓમાં અંગ્રેજી અંકપદ્ધતિ દાખલ કરી;

કેશરચાની અને કદાચ મૂળ સૂરને બદલે સંગીતમાં યુરોપિયન સૂર સ્વીકાર્યો; લોકોનું શારીરિક બળ વધારવા માટે એમ કહેવાય છે કે સરકારી દબાણથી ગોમાંસ ખાવાનું દાખલ કરવામાં આવ્યું; પણ હજી અત્યારે પણ ગામડાં તરફ શાકાહારી કુટુંબો અને હોટેલો છે અને તેમાં ગોમાંસ રાંધી આપવાની કે લાવી આપવાની ચોખ્ખી ના પાડે છે. આ તો મેઈજી સમ્રાટે જાણે કે એક રાતમાં જે સુધારાઓ દાખલ કર્યા તેમાંના થોડાક જ છે. મેઈજી સમ્રાટના સુધારાથી પ્રજાની આર્થિક સ્થિતિમાં કેટલો બધો સુધારો થયો એ વિષે આગળ ઉપર વાત કરીશું.

જાપાની પ્રજાની સ્વદેશભક્તિ તો હવે જગમશહૂર છે; અને જાપાનની, જાપાનની પ્રજાની કે જાપાની વસ્તુમાત્રની સ્તુતિનિંદાથી કોઈ પણ જાપાનવાસીના મન પર કેવી અને કેટલી અસર થાય છે એ એક રસ્તે જનાર માણસની પણ ધ્યાન બહાર નહિ રહી શકે.

મારી દૃષ્ટિએ જે લક્ષણોને લીધે આ પ્રજા પોતાનો ઉત્કર્ષ સાધી શકી છે તે હવે ટૂંકમાં કહું છું:—

**૧. સભ્યતા**—ઊંચામાં ઊંચા દરજ્જાના માણસથી માંડીને તે ઠેઠ હલકા દરજ્જાના માણસ સુધીના બધા જ લોકો અતિ સભ્ય છે. ઘરમાં, હોટેલમાં, ગાડીમાં, ટ્રામમાં અને રસ્તા ઉપર પણ આ તો જોવા મળે છે. કોઈ પણ જાપાની કુટુંબમાં ગયા પછી થોડી વારમાં આપણને લાગે છે કે જાણે આપણે આ કુટુંબના જ છીએ. રસ્તામાં કોઈ વિદ્યાર્થી અથવા મજૂરને કશું પૂછીશું તો એ એનું કામ પડતું મૂકીને પણ આપણને પહેલી સગવડ કરી આપશે. હું પોતે જ્યાં જ્યાં જવા પામેલો, ત્યાં ત્યાં બધે જ ઠેકાણે સરકારી અને બિનસરકારી માણસોએ મારા પ્રત્યે જે મમતા અને સભ્યતા બતાવેલી તેમ જ ઉદાર દિલથી મને જે મદદ આપેલી એ હું પોતે તો કૃતજ્ઞતાપૂર્વક યાદ કર્યા સિવાય રહી શકું તેમ નથી જ.

**૨. શાંતિપ્રિયતા**—હુલ્લડ કે ગાળાગાળી તો કોઈ દિવસ કોઈ પણ ઠેકાણે મને જોવા નહિ મળેલાં. સુએના સ્ટેશન પાસે ટંટાફિસાદનો માત્ર એક જ પ્રસંગ મેં જોયેલો. એક જુવાનીઓ નાનું સરખું પોટલું ઇરાદાપૂર્વક મૂકી ગયો અને રેલવે નોકર સાથે મુક્કામુક્કી કરી. યુનિફોર્મ પહેરેલા બે ત્રણ માણસો આવ્યા અને પેલા બે જણને લઈ ગયા. પ્લેટફૉર્મ પર માણસોની ભીડ ઓછી નહોતી, છતાં કોઈએ આ બનાવ તરફ લક્ષ જ આપ્યું નહોતું. થિયેટરમાં હજારો શ્રોતાઓ ભેગા થાય તોપણ ટાંકણી પડે તો સંભળાય એટલી નીરવતા હોય છે. ગંધકના ઝરણવાળા એક ગામમાં હું બે દિવસ રહેલો. ત્યાં તે વખતે પાંચસોએક માણસો ભેગાં થયેલાં. એમાં દોઢસો જેટલાં તો નિશાળનાં બાળકો સહેલ કરવા આવેલાં. અહીં ભાગ્યે જ ઘોંઘાટ જેવું લાગતું. અને ઘરના ઓરડામાં બેઠેલા માણસને તો ખબર સરખીયે ન પડે કે આટલાં બધાં માણસો આ જગાએ ભેગાં થયાં હશે. સૌ પોતપોતાનું કામ શાંતિથી કર્યા કરતા હતા. ઘણા જાપાનીઓ પરદેશમાં રહે છે અને એ બધે ઠેકાણે એમના પોતાના અંદરઅંદરના તેમ જ બીજાની સાથેના વ્યવહારમાં તેઓ શાંતિપ્રિય અને શાણા જણાયા છે એવી એમની શાખ છે.

**૩. ગંભીર સ્વભાવ**—કેટલાક મુસાફરોની એવી જાતની ફરિયાદ છે કે જાપાની લોકોને હસતાં આવડતું જ નથી. આ આરોપ બહુ વજૂદવાળો હોય એમ મને પોતાને નથી લાગતું. જર્મનીમાં શિક્ષણ લઈ આવેલા એક વિજ્ઞાનવેત્તાના કુટુંબમાં તેની પત્ની અભિનય

ગીતોથી અતિથિનું સ્વાગત કરે અને એ વિજ્ઞાનવેત્તા તથા પુત્રપુત્રીઓ બધાં એમાં સૂર મિલાવતાં હોય તો તમે એમના વિષે કેવો અભિપ્રાય ઉચ્ચારશો! પણ એટલું ખરું કે ખડખડાટ અવાજ કરતું મુક્તહાસ્ય તો મેં કંઈએ જોયું નહિ. એ લોકો સ્વભાવે ગંભીર હોવાથી દરેક વસ્તુનો ગંભીરતાપૂર્વક સહેજે વિચાર કરી શકે છે.

**૪. મનની એકાગ્રતા**—તેઓ જે કંઈ કામ હાથમાં લે છે તેમાં પોતાનું સમગ્ર મન પરોવી દે છે. ડાંગરનાં ખેતરોમાં ઘાસને જ્યારે નવાં ફૂલ આવે છે ત્યારે સ્ત્રીઓ, પુરુષો અને બાળકોની ટોળીઓ ત્યાં જાય છે અને કલાકો સુધી એ પુષ્પો એકીટશે જોતાં ત્યાં બેસી રહે છે. ચેરી ( આલુનું ઝાડ )ને મો'ર આવે છે ત્યારે પણ એવું જ બને છે. અત્યારે રંગુનમાં જે જાપાની એલચી છે તેની પહેલાંના એલચીએ મને પાનખર ઋતુના ચંદ્ર જોવા માટે પોતાને ઘેર નોતરેલો એટલે કે ઓટલા પર બેસીને ચંદ્ર સામે એકીટશે જોઈ જ રહેવા માટે પ્રેમપૂર્વક બોલાવેલો. માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓએ પોતાને ઘેર કોઈ મહેમાન આવે તો તેની પાસે કાગળ, શાહી, પીછી કેવી રીતે મૂકવાં જોઈએ તેમ જ ફૂલદાનીમાં ત્રણ કે પાંચ ડાંખળીઓ કેવી રીતે ગોઠવવી જોઈએ એ શીખવાડવા માટે જે કાળજી અને ધ્યાન અપાતું મેં જોયું એ હું ભાગ્યે જ વર્ણવી શકું. એ જ એકાગ્રતા તેમનાં તમામ નાનાં મોટાં કામમાં દીસી આવે છે. મેં જેટલા દેશોમાં મુસાફરી કરી છે તે બધામાં જાપાનના હજામ તો બેશક શ્રેષ્ઠ જણાયા છે.

**૫. ઉદ્યોગીપણું**—આ ગુણ તો માત્ર એક જ દાખલાથી સમજાવી દઉં. જાપાનીઓ ઢોરઢાંખર વિનાના ખેડૂતો છે. ઘણાખરા ખેડૂતો હાથથી જ ખેતીની ક્રિયા પ્રક્રિયાઓ કરતા હોય છે. કોદાળી અને બીજાં સાધનોનો ઉપયોગ કરે છે.

**૬. પ્રમાણિકતા**—જાપાનમાં તારના પૈસાની રસીદ નથી અપાતી. ખેડૂતલોકો જમીનદારોને સાંથમાં દાણા આપે છે, અને આ અનાજ જમીનદારને ઘેર ખેડૂતો જ પહોંચાડે છે. જમીનદારોને ખેડૂતનો પાકો ભરોસો હોય છે. ખેડૂતો અનાજનો ઢગલો સીધો કોઠારમાં કરે છે. જમીનદાર તો માત્ર શું મૂક્યું ડાંગર કે બીજું કાંઈ એ જ જોતા હોય છે. રીક્ષાવાળા કે ટેક્સીવાળા સાથે રકઝક કરીને ઠરાવવાનું હોતું જ નથી. તમે તમારું પાકીટ કે થેલી કાઢો, (અને મારે તો ભાષા ન આવડતી હોવાથી ઘણી વખત એમ કરવું પડતું) તે વખતે ધારો હોય તેટલું જ લેવામાં આવે. રેલવે પોર્ટરો પણ એમ જ કરે છે. દુકાનમાં મોજાં, હાથરૂમાલ વગેરે વસ્તુઓ એક મોટા લાંબા ટેબલ પર ઢગલાબંધ તમને દેખાશે અને દુકાનદાર તો કદાચ એક ખૂણામાં બેઠો હશે. લોકો પોતાને જોઈતી વસ્તુ પસંદ કરીને દુકાનદાર પાસે જઈને તેની કિંમત આપી આવે છે. સામાન્ય જાપાની ઘર એટલાં નબળાં હોય છે કે ઝાઝી મહેનત વગર ચોર અંદર પ્રવેશી શકે. પણ ચોરીનું નામ તો ભાગ્યેજ સંભળાય છે. જો કે એ વાત પણ ધ્યાનમાં લેવાની જરૂર છે કે ઘરમાં 'કીમીનોઝ' અને થોડાં ચીનાઈ માટીનાં વાસણો સિવાય બીજું ભાગ્યે જ વધારે કિંમતી તેને મળી શકે. જાપાની સ્ત્રીઓ ઘરેણાં નથી પહેરતી. હું કેલીફોર્નિયાથી ન્યુયૉર્ક ગાડીમાં જતો હતો તે વખતે મારી પાસે બેઠેલા મુસાફર સાથે થોડી વાતચીત થઈ. તેમાંથી પણ જાપાનીઓની પ્રમાણિકતાની શાખ કેટલી સારી છે એ જાણવા મળેલું. એ પોતે કેલીફોર્નિયાનો વતની હતો, અને વીજળી ખાતામાં ઈજનેરનું કામ કરતો હતો. બે વર્ષ સુધી એને સહકુટુંબ બહારગામ જવું હતું. એનું ઘર અને

બગીચો સંભાળે એવો જાપાની બાગવાન એને વખતસર ન મળી શક્યો એટલા ખાતર એને થોડા દિવસ વધારે રોકાઈ જવું પડયું એમ જ્યારે એણે મને કહ્યું, ત્યારે મેં પૂછ્યું કે તમારા પોતાના જ દેશના કોઈ માણસને તમે એ કામ ન સોંપી શકો કે શું? એણે મને ના પાડી અને વધારામાં કહ્યું કે જેટલી કાળજી અને સંભાળથી હું પોતે મારું ઘર અને બગીચો સંભાળું એટલી કાળજીથી જાપાની માણસ મારું બધું સંભાળશે. આટલી સારી શાખ અને છાપ હોવા છતાં વેપારધંધામાં એમના પોતાના દેશમાં એમની શાખ આટલી સારી નથી. અને તેથી ચીનાઓની તુલનામાં એમને આ બાબતમાં ઘણું શીખવું પડે છે. હવે એક એક જણ—સરકાર સુદ્ધાં—આ કાળી ટીલી ભૂંસી નાખવા પ્રયત્ન કરી રહ્યું છે, અને દેશમાંથી નિકાસ થતો લગભગ તમામ માલ પહેલાં તપાસવામાં આવે છે.

૭. **સહનશીલતા અને આત્મલક્ષીપણું**—કોઈ જાપાની ઉપર જ્યારે પણ કંઈ આફત આવી પડે છે ત્યારે તે પોતે એવો વિચાર કરે છે કે એનું પરિણામ મારે જાતે જ ભોગવી છૂટવું જોઈએ. બીજાને તકલીફ આપવાનો મને જરાકે અધિકાર નથી. મારો એક મિત્ર જાપાની કુટુંબમાં રહેતો હતો. ઘરધણી એક વખત માંદો પડયો અને એક રાત્રે ગુજરી ગયો. મારા મિત્રની ઊંઘમાં ખલેલ ન પહોંચે એટલા ખાતર મરનારની સ્ત્રીએ બધું જ કામ ખૂબ કાળજી અને શાંતિથી લવલેશ ગભરાટ કે ઘોંઘાટ વિના આટોપી લીધું. બીજે દિવસે સવારે હંમેશના નિયમ પ્રમાણે મારા મિત્રને નાસ્તો કરાવ્યો એટલે એ તો પોતાને કામે ચાલ્યો ગયો. બપોરના પછી જ્યારે એ પાછો આવ્યો ત્યારે દફનાવવાની બધી તૈયારીઓ જોઈને એને કુતૂહલ થયું. એણે પૂછ્યું ત્યારે જ એને ખબર પડી કે એનો યજમાન જ ગુજરી ગયો હતો. તમારા કુટુંબમાં હું રહું છું અને અહીં આવી રીતે માંદગી આવી અને મૃત્યુ નીપજ્યું ત્યાં સુધી મને ખબર સરખી પણ કેમ ન આપી? અને હું કંઈક અંશે પણ મદદ કરી શકું એવી જે તક મને મળેલી તે તમે કેમ છીનવી લીધી? એવું મારા મિત્રે જ્યારે મરનારની દીકરીને પૂછ્યું ત્યારે બહુ જ નમ્રતાથી એને કહેવામાં આવ્યું કે આટલા વાસ્તે તમને અગવડ કરવી એ અમને જરાય ઉચિત ન લાગ્યું. ડૉ. જે. એચ. કઝીન્સે પણ આવો જ એક દાખલો ટાંક્યો છે, કે મારા રસોઇયાનું બાળક ખોવાઈ ગયેલું અને આખી રાત તેને કલ્પાંત કરતો બીજાએ જોયેલો, છતાં સવારમાં હસતાં હસતાં જ આ વાતની મને ખબર આપેલી. જાપાનમાં 'હરકીરી' નો એક રિવાજ છે. આ આત્મહત્યા કરવાની એક રીત છે. આમાં મનુષ્ય જાણીબૂજીને એક જગાએ બેસીને પોતાને જ હાથે પોતાનું પેટ તરવાર વડે ચીરી નાખે છે. આ સદ્ગુણને લીધે જ વિધવા માતાઓ, જો પોતાના દિકરાઓ નિરાધાર માતાની ચિંતાના કારણે યુદ્ધ કરવા જતાં આનાકાની કરતાં હોય છે તો શોક કરતી હોય છે.

૮ કૃતજ્ઞતા—કોઈ જગાએ કોઈ માણસ મીઠા બટાટા દાખલ કરે તો તેના નામનું સ્મારક ત્યાં ઊભું કરવામાં આવે છે. કોઈ માણસ ઉપયોગી ઝાડ રોપે અથવા સહકારી મંડળીઓ સ્થાપે તો તેમનાં સ્મારકો ગામડે ગામડે ઊભાં કરવામાં આવે છે. જાપાની લોકોની કૃતજ્ઞ વૃત્તિ બતાવી આપવા માટે આ પૂરતું છે. સ્મારકો ઊભાં કરવાની આ પ્રથા કેટલાક કિસ્સાઓમાં ઘેલછાભરેલી લાગશે. દાખલા તરીકે એક વાંદરા માટે પણ પથ્થર ઊભો કર્યો છે. મંચુરિયામાં એક ઘોડો મરી ગયો તો તેની યાદગીરીમાં ૮ ફીટ ઊંચો પથ્થર છે. એક

કુસ્તીના દંગલમાં એક ગામડીઓ જુવાન જીત્યો એટલા માટે એવું પણ એક સ્મારક ઊભું કર્યું. આ સ્મારકો ઘણુંખરાં તો સાદાં જ હોય છે. ખરબચડા પથ્થરના ટૂકડા હોય છે, જ્યાં લોકોની કૃતજ્ઞતાની લાગણીના નિદર્શક ચિહ્ન તરીકે તેમ જ ભૂતકાળનાં સત્કાર્ય—ભલેને ઘણાં નાનાં—ની સ્મૃતિ તાજી કરાવનાર તરીકે તેમજ ભાવિપ્રજાને પ્રેરક બળ પૂરું પાડનાર દષ્ટાંતો તરીકે તેની કિંમત ઘણી જ છે એમાં તો બે મત હોઈ જ ન શકે.

૯ સાદું જીવન—ઘર સાદાં હોય છે, અને લાકડું, ઘાસ, સાદડી, પતરાં, કાગળ અને નળિયાંનાં બનાવેલાં હોય છે. રાચરચીલામાં આટલી વસ્તુઓ હોય છેઃ–ચૂલો (હિબાગી), થોડાં ઓશિકાં, લખવા, વાંચવા, અને જમવાના ઉપયોગમાં લેવાતું એક નીચું ટેબલ, દિવાલપર વાળેલું એકાદ ચિત્ર લટકતું હોય, બારણાની દિવાલ ઉપર એકાદ સુવાક્ય ચીની લિપિમાં ચીતરીને મઢાવીને કદાચ લટકાવ્યું હોય, એકાદ ફૂલદાની અને લખવાનું એક ખાનું હોય. આ ખાનામાં હિંદી શાહી, એ શાહી વડે લખવાનો રંગ તૈયાર કરવા માટે ચિનાઈ માટીનો એક નાનો કટકો, ચીની અને જાપાની અક્ષરો ચીતરી શકાય એવી એક પીંછી અને થોડાક કાગળ. એક જ ઓરડો દિવાનખાના તરીકે, અભ્યાસના ઓરડા તરીકે અને રાતે સુવાના ઓરડા તરીકે વપરાતો હોય છે. રજાઈ કે ગોદડું, મચ્છરદાની અને ડાંગરનાં છોડાં ભરીને બનાવેલાં નાનાં ગોળ ઓશિકાં એ બધું દિવાલમાં મૂકેલાં તાકાંમાં દિવસના સંતાડી રાખવામાં આવે છે. બારીબારણાંને બરડવાં, સાંકળ, આંકડી કે આગળો કશું જ હોતું નથી. આગળ કે પાછળ હડસેલવાથી જ એની ઉઘાડ-વાસ થતી હોય છે, પણ આ ઘરો સ્વચ્છતા અને સુઘડતાના નમૂના હોય છે. ખોરાક સાદો હોય છે. મુખ્યત્વે કરીને એમાં ચોખા, કઠોળ, રોટલી, દરિયાઈ પાલો, શાકભાજી, મચ્છી કે માંસ હોય છે.

કપડાં પણ સાદાં હોય છે. મરદ, ઓરત અને છોકરાં સૌ કીમોનો વાપરે છે. અને આગળ જણાવ્યું તે પ્રમાણે સ્ત્રીઓ ઘરેણાં નથી પહેરતી, પણ પોતાની ધનસંપત્તિ બતાવવા માટે કીમોનો ઉપર મોંઘી કોર મૂકે છે. શ્રીમંત અને ગરીબ બંનેય લાકડાંનાં પગરખાં—ગેટા વાપરે છે.

જાપાનમાં અધિકારીવર્ગનો પોશાક યુરોપિયન હેટ, કોટ, પાટલૂન અને બુટ છે. સ્ત્રીઓ પોતાના સુંદર કીમોનોને વળગી રહી છે અને પુરુષો પણ ઘેર તો કીમોનો જ વાપરે છે. પાટલૂન પહેરીને જાપાની પદ્ધતિ પ્રમાણે જમીન પર પગ વાળીને બેસવાનું આવે છે ત્યારે વિચિત્ર અને કઢંગી સ્થિતિ થતી હોય છે. મેં એમને બતાવ્યું કે ખાનદેશના 'શામ બોમ્બી' યુરોપિયન પાટલૂન કરતાં વધારે અનુકૂળ આવશે.

૧૦ વ્યવસ્થા—આ તો એમનાં ઘર ઓફિસો, દુકાનો અને કારખાનાંમાં ચોખ્ખી નજરે પડે છે. મધ્યાહ્ને બધા જ લોકો જમવા બેસતા હોય છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સમગ્ર પ્રજાને વ્યવસ્થાના પાઠ અપાઈ રહ્યા છે.

અમૃતલાલ નાથાલાલ મોદી

અપૂર્ણ ]

* કલકત્તાથી પ્રગટ થતા 'પ્રબુદ્ધ ભારત'ના ઓક્ટોબર-૧૯૩૩ ના અંકમાં અલ્મોરાના માંડલેમાં Agricultural College ના આચાર્ય બોશીચન્દ્ર પેલે જાપાનનો પોતાનો અંગત અનુભવ What has made Japan Great નામના લેખ દ્વારા આપ્યો છે તેનો અનુવાદ.

# સોય બીન્સ

[ ગતાંકથી ચાલુ ]

## બીજાં તુલો સાથે મેળવણી

ઢોરને ખવડાવવા માટે અને સાઇલેજ બનાવવા માટે સોય બીનને મકાઈ, જુવાર, જાપાનીઝ શેરડી વગેરે સાથે વાવવાથી બંનેનો પાક સારો થાય છે. મકાઈ વગેરે સાથે મેળવીને એક જ હરોળમાં વાવી શકાય અગર તો બે હરોળની વચ્ચે સોય બીન વાવી શકાય. મકાઈ પાંચ પાંચ ફુટની હરોળમાં દોઢ દોઢ ફુટને છેટે બે ત્રણ દાણા પ્રમાણે વાવીને વચ્ચે સોય બીનને ખૂબ જાડા ઓરવામાં આવે તો દર એકર દીઠ દરેક જાત પાંચ પાંચ ટન સુધી સાયલેજ માટે ઊતરે છે. મકાઈ વગેરે સાથે વાવવામાં પેકીંગ, મંચુ, બ્લેક આઈબ્રાઉ અને મીડવેસ્ટ જેવી સોય બીનની જાતો બંધબેસતી આવે છે. નીચે જણાવેલાં મિશ્રણ બહુ સારાં પડશેઃ

**(૧) સોય બીન અને વટાણા**—બન્ને જુદા જુદા વાવવાથી જેટલો પાક ઊતરે છે તેનાથી બન્નેનો ભેગો વધારે ઊતરે છે. વટાણા સાથે વાવવા માટે સોય બીનની ડાંડી મજબૂત અને ઊંચી થતી હોય તેવી જાત પસંદ કરવી જોઈએ, જેથી વટાણાના છોડ વેલાની જેમ તેને વીંટાઈ વળે. વળી બીજું એ ધ્યાનમાં રાખવું જોઈએ કે બન્નેની એવી જાતો પસંદ કરવી જોઈએ કે જે લગભગ સાથે પાકી રહેતી હોવી જોઈએ; નહિ તો એકમાં શિંગો ભરાઈ ગઈ હોય તે વખતે બીજા ઉપર ફૂલ બેસતાં હોય તેવી મેળવણી થાય તો બન્નેનો કાપતી વખતે જોઈએ તેવો લાભ ઉઠાવી શકાય એવું ઘાસ તૈયાર ન થઈ શકે. વટાણા કરતાં સોય બીનના છોડવા પણ વધારે હોવા જોઈએ, જેથી વટાણાના છોડ તેમને છૂટથી વીંટળાઈ શકે. જો બીને છૂટું વેરીને ખેડી નાખવામાં આવ્યું હોય તો દર એકર દીઠ સવામણ સોય બીન અને ૨૫ શેર વટાણા જોઈએ. જો બી ત્રણ ત્રણ ફુટની હરોળમાં વાવવામાં આવ્યું હોય તો આનાથી અડધું બી ચાલશે. સોયબીનના દાણા શિંગમાં પૂરા વધી ગયા ( full grown ) હોય અને વટાણાની પહેલી આવેલી શિંગો ભરાઈ ગઈ હોય ત્યારે આ પાકને કાપી લેવો જોઈએ.

**(૨) સોય બીન અને મકાઈ**—બીજા કોઈ પણ જાતના અનાજ કરતાં સોય બીનનું મિશ્રણ મકાઈ સાથે વધારે થાય છે. એક જ હરોળમાં, જુદી જુદી હરોળમાં, એક પછી એક જાતની બદલાતી હરોળમાં ( alternating sows ) તથા ભેગા દાણા નાખીને ગમે તે રીતે મકાઈ અને સોય બીન સાથે વાવી શકાય છે. સાઇલેજ બનાવવામાં, ઉખેડી ખવડાવવામાં, ચારવામાં વગેરે બધા ઉપયોગ માટે આ મિશ્રણ સર્વોત્તમ છે.

**(૩) સોય બીન અને જુવાર**—બન્નેના મિશ્રણથી સુંદર સાઇલેજ બને છે. આ મિશ્રણ માટે ઊંચી વધતી અને વેલા જેવી નીકળતી સોય બીનની જાત વાપરવી જોઈએ.

વર્કીનિયા અગર તો વિલ્સન-ફાઈવિનો જુવાર સાથે ઠીક મેળ બેસે છે. જુવાર મજબૂત દાંડીની જોઈએ, જેથી સોય બીનના વેલા તેની સાથે વીંટળાઈ શકે. દર એકરે ૪૫ શેર સોય બીન અને ૧૫ શેર જુવાર બી માટે બસ થશે.

**(૪) સોય બીન અને સુદાનગ્રાસ**—આ મિશ્રણ પણ ઉત્તમ કોટીનું છે. પાક પણ સારો ઊતરે છે અને તેમાંથી ઢોરનો ખોરાક પણ સપ્રમાણ ( balanced ) બની રહે છે. સુદાનગ્રાસમાં નત્રિલ બહુ ઓછા પ્રમાણમાં હોય છે અને સોય બીનમાં તે વધારે છે એટલે એકની ઊણપ બીજાથી પુરાઈ જાય છે. ઘાસ બનાવવા માટે એકર દીઠ ૫૦ શેર સોય બીન અને ૧૦ શેર સુદાનગ્રાસનું બી ભેગું કરીને છાંટી દેવાં જોઈએ છે. જ્યારે સોય બીનના દાણા શિંગોમાં બરાબર ભરાઈ જાય, ત્યારે કાપીને સૂકવવાથી સરસ ઘાસ ( Hay ) તૈયાર થાય છે.

## લણણી ( Harvesting )

જ્યારે સોય બીનના દાણાનો પાક લેવાતો હોય ત્યારે છોડને બરાબર પાકી જવા દેવો જોઈએ, નહિ તો દાણા સંકોચાઈ જાય છે અને વજન ઘણું જ ઓછું ઊતરે છે. જ્યારે શિંગો પાકી થઈ જાય છે ત્યારે લગભગ ૯૦ થી ૯૫ ટકા સુધી પાંદડાં પડી ગયેલાં હોય છે. સોય બીન કાપવાનો આ બરાબર વખત છે. આનાથી વધારે વખત રહેવા દેવામાં આવે તો શિંગો સુકાઈને ફાટવાનો અને દાણા વેરાઈ જવાનો ભય રહે છે. પવન અને તાપ બન્નેને લીધે શિંગો જલદી ફાટે છે, માટે તે વખત આવતાં પહેલાં પાક કપાઈ જવો જ જોઈએ. મીડિયમ ગ્રીન અને તેના જેવી બીજી જાતનો સ્વભાવ જ એવો હોય છે કે દાણા પાકવા આવતાં જ શિંગો ફાટીને દાણા વેરાઈ જવા માંડે છે. આવી જાતો શિંગ ફાટતા પહેલાં એટલે લગભગ ૫૦ ટકા પાંદડાં ખરી પડે કે તરત જ કાપવા માંડવી જોઈએ, નહિ તો ઘણું જ નુકસાન થવાનો સંભવ છે.

પાકના ઉતારાનો આધાર બીજી જાત, જમીન અને ખેડ વગેરે રખાયેલી બીજી કાળજી ઉપર રહે છે. સામાન્ય રીતે એકરે ૨૦ થી ૨૫ મણ દાણા નીકળે છે. સારી જાતોમાં એકરે ૨૫ થી ૩૦ મણ દાણા અથવા ૨ ટન સુધી ઘાસ નીકળે છે. બધી જ પરિસ્થિતિ અનુકૂળ હોય તો એકરે પચાસ મણની આસપાસ દાણા અથવા સાડાચાર ટન સુધી ઘાસ—ગોતર ( Hay ) નીકળે છે. એકરે ૭૦ થી ૭૫ મણ દાણા ઊતર્યાનું પણ બનેલું છે; પણ તે તો અપવાદ રૂપે જ.

## ઘાસ પાડવું

સોય બીનનું ઘાસ ( Hay ) બનાવવું હોય ત્યારે દાણા અડધા ભરાઈ જાય અને નીચેનાં પાંદડાં પીળાં પડવા માંડે કે કાપણી પાડવી જોઈએ. જો આનાથી વહેલી કાપણી કરવામાં આવે તો નત્રિલનો ભાગ વધારે આવે, પરંતુ વજન ઓછું ઊતરે અને આનાથી વધારે વખત રાખવામાં આવે તો પાંદડાં ખરવા માંડે અને ડાળી પાંખડાં બરડ થઈ જાય. આવું ઘાસ ઢોર વધારે ખાતાં નથી અને બગાડ પુષ્કળ કરે છે. છોડવા ઉપરથી ઝાકળનું પાણી ઊડી જાય ત્યાર પછી આખો દિવસ કાપણી શરૂ રાખવી જોઈએ. જો બીના છોડવા

કાપવામાં આવે તો સુકાતાં વાર લાગે અને અમુક જાતના રોગ પણ દાખલ થવાનો સંભવ રહે છે. કાપેલા છોડ થોડાક કરમાઈ જાય એટલે થોડે થોડે છેટે હારોમાં ઉસરડીને એકઠા કરવા. પાંદડાંને ભાંગીને ચૂરો થાય તેટલાં સુકાવા દેવાં ન જોઈએ. એકાદ બે દિવસ આ સ્થિતિમાં રહેવા દઈને પછી તેની નાનીનાની ઢગલીઓ વાળી દેવી જોઈએ. ચારપાંચ દિવસમાં ઘાસ ઘરમાં ભરવા જેવું સૂકું થઈ જશે. ઢગલાઓમાં ઘાસ સુકાવા દેવાથી પાંદડાં ખરી પડતાં નથી, અને ઘણોખરો ભાગ છાયામાં સુકાયેલો હોવાથી ઘાસ લીલાશપડતા રંગનું રહે છે. સૂર્યના તાપમાં સુકાયેલો ભાગ પીળો પડી જાય છે, એટલું જ નહિ પણ તેમાંનાં કેટલાંક સત્ત્વો પણ ઓછાં થાય છે અને વજન પણ ઓછું થાય છે. ઘરમાં ભરતાં પહેલાં ઘાસ (Hay) બરાબર સુકાયેલું છે કે નહિ તેની ખાતરી કરી લેવી જોઈએ. ભેજ અને બાફ બે ભેગા થવાથી કેટલાક રોગો ઉત્પન્ન થાય છે અને ઘાસની જાત તદ્દન બગડી જાય છે અને આગ લાગવાનો પણ સંભવ રહે છે. એક એકર જમીનમાંથી ૨ થી ૪ ટન ઘાસ ઉત્પન્ન થાય છે.

સોય બીન એકલાનું સાયલેજ સારું થઈ શકતું નથી. તેની અંદર નત્રિલનો ભાગ હોય છે. તેનું કહોવાણ થતાં તેમાંથી પુષ્કળ દુર્ગંધ છૂટે છે. ઢોર તેને રસથી ખાતાં નથી. કોઈ પણ જાતના નત્રિલપ્રધાન ઘાસ એકલાનું જ સાયલેજ સારું થતું નથી. દૂધ-ઘીમાં પણ એની વાસ ઊતરી આવે છે. મકાઈ, જુવાર વગેરે સાથે ભેળવીને સાયલેજ કરવામાં આવે તો ઘણું સારું થાય છે.

સાઇલેજ માટે મકાઈ અને સોય બીન સાથે વાવવાનાં હોય તો બે ભાગ મકાઈ અને એક ભાગ સોયબીન એ પ્રમાણમાં બન્ને બી ભેગાં કરી વાવવાં જોઈએ. જો મકાઈની જાત એવી હોય કે તેના ઉપર પાંદડી પુષ્કળ આવતી હોય તો સોય બીન તેના વણછામાં આવી જવા સંભવ છે. આથી સોય બીન સારા નહિ થાય. આ પરિસ્થિતિમાં બન્ને પાક જુદાજુદા ઓરીને સાયલેજ બનાવતી વખતે એકઠા કરવા સારા છે. બે-ત્રણ ગાડાં મકાઈના છોડવા અને એક ગાડું સોય બીન એ પ્રમાણે મિશ્રણ કરીને કાપીને ખાડામાં પૂરી દેવાથી સાયલેજ જોઈએ તેવું સારું થાય છે.

સોય બીન ઉપર ફૂલ-ભોરી દેખાય ત્યારથી તે દાણા પૂરેપુરા ભરાઈ જાય ત્યાં સુધીમાં ગમે તે વખતે સાયલેજ બનાવવા માટે કાપી શકાય છે. દાણા અડધા ભરાઈ જાય અને પાંદડાં પીળાં પડી ખરવા માંડે તે પહેલાં કાપવાનો વખત ઉત્તમ છે. આ વખતે સાઇલેજનો ઉતારો પણ સારો આવે છે અને જોઈએ તેવું સત્ત્વ પણ ઘાસમાં આવેલું હોય છે.

ચોમાસા અને શિયાળામાં ઢોરને મકાઈ, જુવાર અને બીજું કહોળ ઉખેડીને લીલું તાજું ખવડાવવામાં આવે છે, તે રીતે સોય બીનનો પણ ઉપયોગ થાય છે. દાણાની અંદર તેલનો ભાગ આવે છે. એટલે મજૂરી કરનાર તેમ જ દૂધાળાં ઢોરને માટે તે ઘણો જ સરસ ખોરાક છે. જુવારનું બાટું વગેરે ખવડાવતી વખતે ખેડૂતો બળદને તેલ તો પાય છે જ, અગર કણસલાં તેલમાં બોળી બોળીને ખવડાવે છે. સોય બીનમાં નત્રિલ વધારે છે તેમ જ તેમાં સ્વાભાવિક તેલ પણ છે; તેથી બીજાં બાટાં કરતાં સોય બીનનું બાટું (soilage) ચડતા પ્રકારનું છે.

## સોય બીનના ઉપદ્રવો

સામાન્ય રીતે બીજા પાકો સાથે સરખાવતાં સોય બીન રોગો અને બીજાં જંતુઓ સામે સારી રીતે ટક્કર ઝીલવાની શક્તિ ધરાવે છે, છતાં પણ તે બધા રોગોથી પર તો નથી જ. બીજા પાકોને રોગ લાગે છે અને તેનાથી બચાવ કરવા માટે ઉપાયો યોજવા પડે છે, તે પ્રમાણે સોય બીનના પાક માટે પણ કરવું જોઈએ.

**બી ઉપરના પાસા** (mottling of the Seed), સોય બીનનો દાણો શિંગને લાગેલા હોય છે તે જગ્યાએ ધોળા અગર બીજા રંગના નાના કાપા (scar) જેવું હોય છે તે સિવાય આખા દાણાનો રંગ એક જ હોવો જોઈએ. પણ ઘણી વખતે દાણા ઉપર જુદા જુદા રંગના પાસા પડેલા દેખાય છે. અજાણ્યો માણસ કેટલીક વખત એમ સમજી બેસે છે કે જુદા રંગના દાણાનાં સ્ત્રી અને પુંકેસરનો સંયોગ (crossing) થયેલો હોવો જોઈએ; પણ વસ્તુતઃ આમ નથી. ઘઉં, જવ વગેરે અનાજ માફક એ સ્વ-ફલિત (self fortilized) હોય છે. એસ્ટન, ઇટોસાન, હાબારો વગેરે જાતો ઉપર તપખીરિયા રંગના આછા ગાઢા પાસા પડે છે. કેટલીક વખત મંચુ ઉપર વાદળી રંગના પાસા માલૂમ પડે છે, અને તે તેના કાળા રંગના કાપ (scar) માંથી ચારે તરફ પસરેલા હોય છે. મીડિયમ ગ્રીન અને કોલંબિયા જેવા લીલા રંગના દાણા ઉપર કાળા રંગના પાસા હોય છે.

પાસા પડવામાં જમીન, જાત અને કાપવાનો વખત પણ કારણભૂત બને છે. કેટલીક જાતો અમુક પરિસ્થિતિમાં બીજી કરતાં પાસાનો ભોગ વધારે થઈ પડે છે. છોડવા કુમળા કપાય છે ત્યારે દાણા ઉપર પાસા વધારે દેખાય છે. માટે દાણા કરવા માટે છોડ પૂરા પાકે જ કાપણી પાડવી જોઈએ. દાણા ઉપર કોઈ પણ જાતની ઇજા થઈ હોય તેની પાસે પાસા ખાસ દેખાય છે. જ્યારે દાણો પક્વ થતો આવે છે ત્યારે રંગના પાસા સહેલાઈથી દેખી શકાય છે અને દાણો સૂકો થતો જાય છે તેમ પાસાનો રંગ ઘેરો બને છે. ઘણુંખરું એક શિંગમાંના બધા જ દાણા સારા હોય છે કે બધા જ ઉપર પાસા પડેલા હોય છે. કોઈ વખત એવું પણ બને છે કે એક શિંગના થોડા દાણા સાફ હોય અને થોડા ઉપર પાસા પડેલા હોય. એક જ બી જુદી જુદી જગ્યાએ વાવતાં કેટલીક જગ્યાએ પાસા દેખાય છે અને બીજી જમીનમાં જરા પણ દેખાતા નથી.

સોય બીનના દાણામાં એન્થોસાયન્સ અને ટેનીન્સ (enthocyans and tannins) વધારે પડતા પ્રમાણમાં ભેગાં થાય છે ત્યારે પાસા દેખાય છે, એવું કેટલાક પ્રયોગો ઉપરથી જણાય છે. આ પદાર્થો ખાંડ (Sugars) માંથી ઉત્પન્ન થાય છે. છોડવાના રસમાં ખાંડનો ભાગ હોય છે અને તે જમીનમાંથી લીધેલાં પોષક તત્ત્વો (nutrients) માંથી બને છે એટલે જમીનની જાત અને પોષક રસ (nutrient sap) ઉપર આબોહવા, સૂર્યનું અજવાળું વગેરે બદલાની (Physiological) પરિસ્થિતિઓનું પરિણામ પાસા માટે જવાબદાર છે એવું સમજાય છે. આ ખામીનો સામનો કરવા માટે ખાસ ઉપાય હજી મળ્યો નથી. જે જમીન અગર આબોહવામાં આ ખામી માલૂમ પડતી હોય ત્યાં આ ખામી સામે ટક્કર ઝીલી શકે એવાં બી કયાં છે તે પ્રયોગ દ્વારા નક્કી કરી તેનો ઉપયોગ કરવો જોઈએ.

**હિમ** બીજા ઘણા પાકો કરતાં સોયબીન હિમ વધારે સહન કરી શકે છે. થોડું ઘણું હિમ તો છોડવા કુમળા હોય કે પાકટ હોય તો પણ હિસાબમાં જ નથી. કકડતું હિમ પડે તેની અસર તેના ઉપર થાય છે જ.

**ખપરડી** (grass hoppers) જે જાતની ખપરડી ઘોડાઘાસ (alfalfa or lucern) ઉપર અસર કરે છે તે સોય બીન ઉપર આક્રમણ કરે છે. છોડવા ઊગતા હોય છે ત્યારે આ પ્રાણીઓ ભયંકર નુકસાન કરે છે. નીચેનું ઝેર આપવાથી ખપરડીનો નાશ થાય છેઃ—

| | |
|---|---|
| ઘઉંનું ભૂસું | ૫૦ શેર |
| પેરીસ ગ્રીન અથવા સોમલ (શુદ્ધ કર્યા વિનાનો ચાલે) | ૨ શેર |
| ગોળનો કચરો (Molasses) | ૮ શેર |
| પાણી | ૫૦ શેર |
| એમીલ એસીટેટ | ૧।। અધોળ |

ઘઉંનું ભૂસું અને પેરીસ ગ્રીન અથવા સોમલને સુકા જ મેળવી દેવા. ગોળનો કચરો અને પાણીને ભેગાં કરીને અંદર એમીલ એસીટેટ નાખી દેવો. ઘઉંનું ભૂસું અને ઝેર ઉપર આ મિશ્રણ છાંટીને બધું ભેળસેળ કરી દેવું. તૈયાર વસ્તુ લોચા વળે તેવી નહિ પણ ખેતરમાં ભભરાવી શકાય તેવી બીની હોવી જોઈએ. ૮થી ૧૦ પાઉન્ડ ભૂકો એક એકરમાં વેરવા માટે પૂરતો છે. સારામાં સારી અસર ઊપજે તે માટે આ મિશ્રણ ખેતરમાં વહેલા પરોઢમાં વેરી દેવું જરૂરી છે.

**સસલાં**—સસલાં સોય બીનના છોડનાં ખૂબ જ શોખીન હોય છે. જ્યાં ખેતીમાં સસલાંનો બેહદ ત્રાસ હોય છે ત્યાં તો તે આખા પાકનો નાશ કરી નાખે છે, ખાસ કરીને કુમળા છોડવાને સૌથી વધારે નુકસાન થાય છે. બારચેટ, ટોકિયો, ચીકવીટા વગેરે જાતો ઉપર તો સસલાં એક પાંદડું રહેવા દેતાં નથી. બ્લૅક આઇબ્રાઉ અને ઇટોસાન જેવી જાતોને સસલાં જરાક ઓછું નુકસાન કરે છે અને મંચુ જેવી જાતને સસલાં બહુ છેડતાં નથી. જ્યાં સસલાંનો ઉપદ્રવ ઘણો જ હોય ત્યાં કાં તો આવી જાતો વાવવી જોઈએ અગર બીજી જાતો વાવવી પડતી હોય તો ખેતરની ચારે બાજુ તારની જાળીની વાડ કરવી જોઈએ. જો વાવેતર મોટા પ્રમાણમાં થતું હોય તો ચારે તરફની વાડની નજીકની થોડી હરોળો ઉપર ચૂનો અને સોમલનું બનાવેલું કોઈ ઝેર છાંટવાથી નુકસાન ઘણું અટકાવી શકાય છે.

આ સિવાય બીજા ઘણા રોગો સોય બીનને લાગે છે, પણ તેમાં ઊતરવાનું આ સ્થાન નથી.

## સોય બીનની જાતો

સોય બીનની જાતોનો આંકડો લગભગ ૧૫૦૦ સુધી થવા જાય છે. સુધારેલી તથા જંગલી બધી જ જાતોનો તેમાં સમાવેશ થઈ જાય છે. લગભગ ૫૦૦ જાતોનું તો વર્ણન પણ મળે છે અને યુનાઇટેડ સ્ટેટ્સના ખેતીવાડી ખાતાએ તેટલી જાતો ઉગાડીને તેમાંથી તે દેશને ઉપયોગી થઈ પડે તેવી ૫૦—૧૦૦ જાતો નોખી પણ પાડી નાખી છે. આમાંની ૨૫ જાતોનો પ્રચાર ઘણો થયો છે. આબોહવા અને અક્ષાંશ રેખાંશને અનુકૂળ આવે તેવી જાતો જુદી જુદી જગોએ વહેંચાઈ ગયેલી દેખાય છે. વળી જે જાતનો જ્યાં વધારે ઉપયોગ હોય ત્યાં તેના ગુણ (તેલ વગેરે) જોઈને તે જાતનો ખાસ પ્રચાર થાય છે.

સોય બીનની જાતોનાં લક્ષણ ( characteristics ) માં ખૂબ ફેર છે. આ લક્ષણે ઉપરથી જ જુદી જુદી જાતોને નોખી પાડી શકાય છે. કેટલીક જાતોના છોડવા વેલા જેવા હોય છે ત્યારે બીજીના સીધા હોય છે. કેટલીક જાતો વહેલી પાકે છે ત્યારે બીજીને તેરસો વખતમાં ફૂલ આવનાં હોય છે. જુદી જુદી જાતોના પાકવાના વખતમાં મોટો તફાવત હોવાથી સોય બીન જુદી જુદી આબોહવામાં પેદા કરવામાં ઘણી જ સરળતા પડે છે; કારણ, લગભગ દરેક જાતની આબોહવાને માફક આવે તેવી જાતો તેમાં મળી આવે છે.

બીના રંગ પણ જુદા હોવાથી બી ઉપરથી ઘણી જાતોને જુદી પાડી શકાય છે. આછા સોનેરી રંગથી માંડીને લીલા, તપખીરિયા અને કાળા રંગ સુધીનાં બી થાય છે. બીના કદમાં પણ મોટામાં મોટી જાતના અને નાનામાં નાની જાતના દાણામાં લગભગ આઠ-ગણો ફેર પડી જાય છે એટલે દાણાનું કદ પણ જાતો જુદી પાડવામાં ઉપયોગી થઈ પડે છે. વળી દાણાના આકાર ( shape ) માં પણ ઘણો ફેર હોય છે. કેટલીક જાતોના દાણા વટાણા જેવા ગોળ હોય છે, કેટલીકના લંબગોળ હોય છે અને કેટલીકના ચપટા હોય છે. દાણા ઉપર કાપ હોય છે તે પણ જાત પારખવામાં ઘણો ઉપયોગી થઈ પડે છે.

સોય બીનને ધોળાં અગર ભૂરાં ફૂલ થાય છે. કેટલીક જાતોનાં એક જ રંગનાં ફૂલ હોય છે ત્યારે કેટલીકનાં બન્ને જાતનાં હોય છે, પરંતુ એક જ છોડવા ઉપર બે રંગનાં ફૂલ આવતાં નથી. જાત પારખવામાં ફૂલનો પણ ઉપયોગ થાય છે.

જુદી જુદી જાતનાં સોય બીનને પાકતાં માટે જુદો જુદો વખત લાગે છે. વહેલામાં વહેલી પાકતી જાતો કરતાં મોડી પાકતી જાતો ઉપર પાંદડાં વધારે લાંબો વખત સુધી રહે છે અને તેમનો ફાલ પણ પુષ્કળ થાય છે. આથી મોડી પાકતી જાતો ઢોરના ઘાસચારા અને સાઇલેજ માટે ખાસ વપરાય છે, તથા વહેલી પાકતી જાતો દાણા ઉત્પન્ન કરવા માટે વાવવામાં આવે છે. સ્થળ અને આબોહવાનો ફેર પડતાં પાકવાના દિવસોમાં થોડોઘણો ફેર પડે છે, પણ એક જ સ્થળ ઉપર લેવાતા પાકોની જાતો જુદી પાડવા માટે આ વખતનો પણ થોડો આધાર લેવામાં આવે છે.

કેટલીક જાતોમાં પાકતા સુધી દાણા શિંગોમાં જ રહે છે, ત્યારે બીજીમાં દાણો પાકો થવા આવતાં જ શિંગો ખુલી જાય છે અને દાણા વેરાઈ જાય છે. જે જાતોમાં દાણા વેરાઈ જતા હોય તે ઘાસચારાના કામમાં આવે છે. જાત જુદી પાડવામાં આ વસ્તુનો પણ કંઈક અંશે વિચાર કરવામાં આવે છે, ખાસ કરીને જંગલી જાતોમાં દાણા વેરાઈ જવાનું વધારે હોય છે.

દરેક જાતના સોય બીનના છોડવા ઉપર અને શિંગ ઉપર વાળની રૂંવાટી હોય છે. વાળની રૂંવાટીનો રંગ જાતોના વર્ગીકરણમાં ધ્યાનમાં લેવામાં આવે છે. જુદી જુદી જાતો ઉપર રૂંવાટી વધારે ઓછી પણ હોય છે. શિંગો અગર તો પાપડીનો રંગ પીળો, ભૂરો, તપખીરિયો કે કાળો હોય છે. વળી કેટલીક જાતોમાં પાપડીઓ ઝૂમખાબંધ આવે છે, ત્યારે બીજીમાં તેવાં ઝૂમખાં હોતાં નથી. પાપડીઓ પણ મોટી નાની અને આકારમાં જુદી જુદી હોય છે. આથી પાપડી પણ વર્ગીકરણમાં ઉપયોગી થાય છે.

નીચેના કોઠામાં સોય બીનની મુખ્ય જાતોનું વર્ણન આપેલું છેઃ—

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| એબોની (Ebony) | દાણા અને ઘાસ | મજબૂત સીધા અને ઘણાં ડાળીપાંખડીવાળા. | ૧૨૦ | બદામી | ,, | ૪૦ થી ૪૫ | ૨ થી ૩ | ૫૭૫૦ | કાળો | કાળો | ... | ૧૮.૪ |
| એલ્ટન (Elton) | દાણા | ,, | ૧૦૫ થી ૧૧૦ | રાખોડી | ભૂરો | ૪૦ થી ૪૫ | ,, | ૨૬૨૫ | આછો સોનેરી | પીળો | ૪૦.૩ | ૧૭.૪ |
| હાબરો (Habaro) | દાણા તેલ માટે | ,, | ૧૦૫ | બદામી અને આછો વાદળી | ભૂરો અને ધોળો | ૪૫ | ,, | ૩૧૦૦ | ,, | તપખીરિયો | ... | ૧૯.૬ |
| હાબરલેન્ડ Haberland) | દાણા અને ઘાસ | ,, | ૧૨૫ | બદામી | ,, | ૫૦ થી ૫૫ | ,, | ૨૪૦૦ | ,, | ઘેરો તપખીરિયો | ૩૮.૫ | ૧૮.૩ |
| હાહટો (Hahto) | દાણા ઘાસ શાકમાં લીલા દાણા | મજબૂત, સીધા અને પુષ્કળ ડાળીપાંખડી-વાળા (Bushy) | ૧૨૫ થી ૧૩૫ | બદામી | ભૂરો | ૫૫ થી ૬૦ | ,, | ૧૨૫૦ | પોપટી | કાળો | ૪૦.૬ | ૧૪ થી ૧૭ |
| ઇટોસાન Ito San ) | દાણા ઘાસ | ,, | ૧૧૦ | ,, | ,, | ૩૫ થી ૪૫ | ,, | ૩૩૨૫ | આછો સોનેરી | પીળો કાપને છેડે તપખીરિયો ડાઘો | ૪૦.૩ | ૧૬.૬ |
| મેમથ યલો (Memmoth yellow ) | દાણા ઘાસ | ,, | ૧૪૫ | આછો વાદળી | ધોળો | ૮૫ થી ૯૦ | ,, | ૨૧૫૦ | ,, | બદામી | ૩૭.૬ | ૧૮.૬ |
| મંચુ (Manchu) | દાણા ઘાસ ચારો | ,, દાણો વજનદાર અને દાણાની છાલ પાતળી. | ૧૧૦ | બદામી | ધોળો અને ભૂરો | ૩૫ થી ૪૫ | ૨ થી ૪ | ૨૩૫૦ | ,, | તપખીરિયો કાળો | ૩૭.૨ | ૧૯.૨ |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મંચુરિયા (Manchuria) | ,, | મજબૂત રીધા અને પુષ્કળ ડાળીપાંખડીવાળા. | ૧૦૫ | આછો વાદળી (Gray) | ભૂરો | ૩૫ થી ૪૦ | ૨ થી ૩ | ૨૬૭૫ | ,, | તપખીરિયો | ... | ૧૮·૪ |
| મીડિયમ ગ્રીન (Medium Green) | સાયલેજ | ,, પાન જલદી ખરતાં નથી પણ ગ્રી શિંગો સુકાતાંજ વેરાઇ જાય છે. (Shatter) | ૧૧૫ | બદામી | ,, | ૪૫ થી ૫૦ | ,, | ૨૪૮૫ | લીલો | ,, | ૩૬·૮ | ૧૯·૫ |
| મીડવેસ્ટ અથવા મીડિયમ યલો (Midwest-Medium yellow mongol, banner, Rousevelt) | દાણા, ઘાસચારો સાયલેજ | મજબૂત, રીધા અને પુષ્કળ ડાળીપાંખડીવાળો. | ૧૧૫ | ,, | ,, | ૪૫ થી ૫૦ | ,, | ૩૬૭૫ | આછો સોનેરી | પીળાથી તપખીરિયા સુધીમાં ગમે તે રંગ | ૩૪ થી ૪૦ | ૧૫ થી ૧૯ |
| મોર્સ (Morse) | દાણા તેલ પીલવા માટે | મજબૂત, રીધા અને પુષ્કળ ડાળીપાંખડીવાળા. | ૧૩૦ | આછો ભૂરો (Gray) | ભૂરો અને ધોળો | ૫૦ થી ૫૫ | ,, | ૨૫૦૦ | પોપટી | તપખીરિયો | ... | ૧૮·૧ |
| પેકીંગ (Peking) | દાણા ઘાસચારો | પાતળા રીધા અને પુષ્કળ ડાળીપાંખડીવાળા. | ૧૨૦ | બદામી | ,, | ,, | ,, | ૬૩૮૮ | કાળો | કાળો | ૩૯·૦ | ૧૫·૯ |
| સોય-સોટા (Soysota) | દાણા અને ઉખેડી ખવડાવવામાં | ,, | ૧૦૦ | ,, | ભૂરો | ૩૦ થી ૩૫ | ,, | ૪૯૦૦ | તપખીરિયો | તપખીરિયાની વચમાં પીળી રેખા | ... | ૧૭·૬ |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વરજીનિયા (Virginia) | ઘાસ અને સાયલેજ | પાતળા, સીધા અને વલ્લા જેવા છેડાવાળા. | ૧૨૫ | બદામી | " | ૫૦ થી ૫૫ | ૨ થી ૩ | ૩૪૫૫ | " | તપખીરિયો (ખૂલતો) | ૪૦.૨ | ૧૭.૮ |
| ટોકિયો (Tokyo) | દાણા | મજબૂત, સીધા અને પુષ્કળ ડાળીપાંખડીવાળા. | ૧૪૦ થી ૧૪૫ | આછો ભૂરો (Gray) | ભૂરો અને ધોળો | ૭૦ થી ૭૫ | " | ૨૨૬૦ | આછો પોપટી | ફીકાશ પડતો | ૩૫ | ૧૮.૪ |
| વિલ્સન (Wilson) | દાણા અને ઘાસચારો | પાતળા, સીધા. | ૧૨૦ | આછો ભૂરો અને બદામી | " | ૫૦ થી ૫૫ | " | ૨૪૦૦ | કાળો | કાળો | ૩૭.૮ | ૧૮.૪ |
| વિલ્સન-ફાઇવ (Wilson-five) | " | પાતળા, સીધા અને છેડે વેલા જેવા. | ૧૨૦ | આછો ભૂરો | ભૂરો | " | " | ૫૦૨૫ | " | " | " | " |
| બાઇલોકસી (Biloxi) | લીલું ખાતર ઘાસચારો સાઇલેજ | છોડ પાંચથી ૭ ફુટ ઊંચા, ખૂબ જ પાંદડાં અને ડાળી પાંખડીઓ-વાળા, સીધા અને મજબૂત. | ૧૬૫ | બદામી | ભૂરો | ૮૦ થી ૮૫ | " | ૧૮૭૫ | ઘેરો તપખીરિયો | તપખીરિયો | ૪૬.૩ | ૨૦.૩ |

## ઉપયોગ

સોય બીનનું નિર્માણ ( composition ) નીચે પ્રમાણે છેઃ

| | આર્દ્રતા (પાણી) | નત્રિલ | સ્નેહ (તેલ) | કર્બોદિત | કાષ્ટક | ક્ષાર |
|---|---|---|---|---|---|---|
| | ટકા | ટકા | ટકા | ટકા | ટકા | ટકા |
| કાળા સોય બીન | ૮·૨૫ | ૩૬·૩૫ | ૧૭·૨૨ | ૧૪·૧૮ | ૫·૪૩ | ૪·૭૫ |
| પીળા ,, | ૮·૩૩ | ૩૬·૦૦ | ૧૭·૮૭ | ૧૨·૪૨ | ૪·૭૯ | ૪·૬૯ |

બીજાં કઠોળના પ્રમાણમાં સોય બીનમાં પ્રોટીન સૌથી વધારે છે; પણ તેમાં ખાસ વિશેષતા તો એ છે કે એ પ્રોટીન ( નત્રિલ ) ની જાત ચડતા પ્રકારની છે. આ નત્રિલ-( પ્રોટીન ) નો મોટો ભાગ વનસ્પતિ કેસીનનો છે. વળી બીજાં કઠોળમાં તેલ નહિ જેવા થોડા પ્રમાણમાં હોય છે ત્યારે કઠોળોની સાથે સરખાવતાં સોય બીનમાં તે અત્યંત હોય છે. આથી ખોરાકમાં શક્તિપ્રદ વસ્તુ તરીકે તેની કિંમત ઘણી વધી જાય છે. સોય બીનનો ખોરાક તરીકે હવે છેલ્લા હપ્તામાં વિચાર કરીશું ત્યારે બીજા તેવી જાતના ખોરાકોની સરખામણીમાં ખાદ્યાન્ન તરીકે સોય બીનનો દરજ્જો સહેજે સમજી શકાશે.

[ અપૂર્ણ ]

દિનકર પંડ્યા

# "मैं नहीं तोड़ूं!"

દૂર ક્ષિતિજ ઉપરથી ઊંચે ચડતી પૂર્ણિમા પ્રતિ મીટ માંડી કુસુમ બેઠી હતી. આજે તેના વર્ષોના ઊંડા નિઃશ્વાસો, તેનાં છિન્નવિચ્છિન્ન થઈ રહેલાં સ્વપ્નાંઓ, હતાશ, નીરવ, નિષ્પ્રાણ બની ઉરના એક ખૂણામાં પડી રહેલી તેની બધી ઊર્મિઓ—એ બધું સહસા જાગી ઊઠ્યું હતું. તેના હૃદયના એકેએક નાજુક તાર આજ કોઈ નવી જ ભાવનાથી, નવીન ઉત્કંઠાથી ઝણઝણી ઊઠ્યા હતા. શું એ સાચું હોઈ શકે? એ સ્વપ્ન તો ન હતું? તે જ મુખ, તે જ નયન, તે જ તેજ. હા, એ તે જ છે, અને તે ગૌરવભર્યો કંઠ— એવું તો અન્યને સંભવે જ ક્યાંથી? શું ત્યારે તેની બધી તપશ્ચર્યાઓ ફળી રહી હતી? તેના અંધકારપૂર્ણ જીવનમાં ફરીથી પ્રકાશનો સંચાર થતો હતો? ઊંચે ચડતી પૂર્ણિમાએ કુસુમના પ્રશ્નનો તેની નિર્મળ નીરવ વાણીમાં જાણે પ્રેરણાજનક હકારસૂચક ઉત્તર આપ્યો. કુસુમની મૂક જીવનવીણા આશાના અનેક સૂરે ગાજી ઊઠી.

કુસુમની જીવન-ઉષા ઊગી ન ઊગી ત્યાં તો તેના જીવનવ્યોમમાં અનેક કાળાં ભયંકર વાદળો ધસી આવ્યાં હતાં, તે વાતને આજ વર્ષો થયાં હતાં; પણ કુસુમને મન તો તે જાણે આજે પ્રભાતે જ બન્યું હોય એટલું તાજું હતું. નાનપણમાં જ્યારે તે વસંત જોડે રાજા-રાણીની રમત રમતી હતી, અનેક વખત રમતાં રમતાં રિસાઈ જતી હતી, અને વસંતને પગે પડવાની ફરજ પાડતી હતી ત્યારે તેને સ્વપ્ને પણ ખ્યાલ નહતો કે તેના એ રાજાને રમરી રમરી તેને મનાવવા અનેક વખત તેને એકાંતમાં પાય પડવું પડશે, અને પોતાના આખા જીવનને આંસુની સરિતા પર હેલે ચડાવવું પડશે!

કુસુમ સંસ્કારી માતાપિતાની એક પૂરી પુત્રી હતી. કલારસિક પિતાએ તેના જીવનને બાલ્યમાંથી જ અનેક લલિત ભાવો સીંચી સીંચી ખીલવ્યું હતું. તે જ્યારે ગાતી ત્યારે જાણે દૂર કુંજેમાં છુપાઈ સૂતેલી કોઈ કોકિલા અત્યંત મૃદુ સ્વરે સહસા કૂજન કરી ઊઠતી હોય એમ લાગતું. તેની હલકે હલકે ભાવનાની છોળો ઊછળતી અને જેટલો તેનો કંઠ મધુર હતો તેટલું જ તેનું હૃદય ભાવનાપૂર્ણ હતું, પ્રાણ સંગીતભર્યો હતો. વસંત તેના પિતાના એક મિત્રનો પુત્ર. કુસુમ કરતાં માંડ તે એએક વર્ષે મોટો હશે. નાનપણથી તે બન્ને સાથે ઊછરેલાં, બન્નેએ એક જ સ્વપ્ન, એક જ આશા, એક જ અભિલાષા સેવેલી. કુસુમને કદી પણ એમ ન થતું કે વસંત તેના સિવાય અન્ય કોઈનો છે, અને વસંતને કુસુમ પોતાની જ છે એવી સુદૃઢ પ્રતીતિ હતી. બન્ને અનેક વખત વરવહૂ અને રાજારાણીની રમતો રમ્યાં હતાં. આવા બે આત્માઓને માતાપિતાઓએ જ્યારે લગ્ન-ગ્રંથિથી જોડ્યા ત્યારે સ્વર્ગના દેવોને પણ તેમના આનંદની, તેમના સુખની અદેખાઈ આવ્યા વિના રહી નહિ હોય.

વસંત તે વખતે વિજ્ઞાનનો અભ્યાસ કરવા કલકત્તે રહેતો હતો. કુસુમ તેના પિતા સાથે જ હતી, પણ દર બે દિવસે એ મુગ્ધ દંપતિના એકબીજા ઉપર પત્ર હોય જ. એક વાર એ નિયમિતતા તૂટી. કુસુમને થયું, 'કંઈ કામમાં રોકાઈ ગયા હશે એટલે કાલે આવશે,

પણ બીજે દિવસે પણ પત્ર ન આવ્યો, કુસુમને ચિંતા થવા માંડી, પણ તે કહેવું કોને? પિતાને કહેતાં શરમ આવે, અને માતાને કહેવાનો કંઈ અર્થ ન હતો. તેણે એક બહેનપણીના ભાઈની મદદ મેળવી વસંત ઉપર તાર કર્યો, પણ તારનો પણ કંઈ જવાબ આવ્યો નહિ. એથી કુસુમ અસહાય, અસ્વસ્થ, હતાશ બની ગઈ. પિતા આગળ જઈ તે રડી પડી. વત્સલ પિતાએ તેના માથા પર હાથ ફેરવતાં ફેરવતાં તેની બધી કુશંકાઓને હસી કાઢી આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો—

"ગાંડી છે તું તો કુસુમ! તારી જેમ તેને કંઈ નવરાશ થોડી જ છે? તેને પરીક્ષા તો હવે તદ્દન પાસે જ છે. તું આમ તેને વારંવાર પત્રો લખ્યા કરે એટલે તેના અભ્યાસમાં વિક્ષેપ જ પડે ને?"

કુસુમ શરમાઈ ગઈ. પિતાએ તો મદદ કરવાને બદલે ઊલટી તેને શરમાવી; પણ તેનું મન વધુ ને વધુ અસ્વસ્થ બનતું ગયું. તેની કુશંકાઓ વધતી જ ગઈ. 'તે માંદા તો નહિ પડ્યા હોય?' 'કંઈ અકસ્માત્ તો નહિ થયો હોય?' 'શું થયું હશે?' એમ અનેક પ્રશ્નો તેને મૂંઝવવા લાગ્યા. એવામાં તે ચિરપરિચિત હસ્તાક્ષરવાળું એક પરબીડિયું તેને મળ્યું. તે જોતાં તેનું હૃદય આનંદથી નાચી ઊઠ્યું; પણ તે ઉઘાડી જેમ તે વાંચતી ગઈ તેમ તેમ જાણે પોતાનું હૃદય બંધ પડી જશે એમ તેને લાગ્યું. પત્ર વાંચતાં તેને સાચેસાચ મૂર્છા આવી ગઈ. પત્રમાં લખ્યું હતું—

પ્રિય કુસુમ,

આ પત્ર વાંચતાં તને અસહ્ય આઘાત લાગશે. તે સહેવાનું તને ઈશ્વર બળ આપો. આપણે સાથે અનેક સ્વપ્નો સેવેલાં ત્યારે આપણને કલ્પના સરખી પણ ન હતી કે આવું બનશે. તને હું કઈ રીતે એ બધું સમજાવી શકું? તું એમ ન માની લે કે હું જાણે હતો જ નહિ? તું જો મને ભૂલી જઈ શકે તો કેવું! આ શબ્દો વાંચતાં રખે તું કહેતી કે હું નિષ્ઠુર છું. હું આજ નિરુપાય છું, મારી તું દયા ખાજે.

મેં મારા એક બે પત્રોમાં નિજાનંદ સ્વામી સંબંધી તને લખેલું તે તો તને યાદ હશે જ. તેમનો આદેશ છે કે મારે માનવતાને અર્થે જીવનનું બલિદાન દેવું. મને એ ભારે લાગતું નથી—ભારે લાગે છે માત્ર તને સદાને માટે છોડવી પડે છે તે. તારું તે સુધાસ્મિતભર્યું પવિત્ર વદન, તારી તે સ્નેહનીતરતી આંખો, તારો પુણ્યોજ્જ્વલ પ્રાણ—એ બધાની સ્નિગ્ધ છાયા મારા જીવનમાંથી સદાને માટે અદૃશ્ય થઈ જાય છે એ મને અસહ્ય લાગે છે. પણ કુસુમ, હું નિરુપાય છું, અસહાય છું—તું મને માફ કરજે. આજ તો હું એ નવા જીવન-પ્રવાહ પર અસહાય બની તણાઈ રહ્યો છું. ઈશ્વર જાણે મને ક્યાં લઈ જશે! મને શોધવાના કે એવા બીજા વ્યર્થ પ્રયત્નો કરીશ મા. સહુ કો'ને મને માફ કરવા વિનવજે......કુસુમ, એ બધું માત્ર સ્વપ્ન હતું. તું તેને ભૂલી જજે......ભૂલી જજે."

કુસુમને એ બધાનો શો અર્થ છે એ કંઈ જ સમજાયું નહિ. તેણે તો પત્ર પિતાના હાથમાં મૂકી દીધો. તે પણ વાંચતાં અસ્વસ્થ બની ગયા. તેમને પણ વસન્ત શું કહેવા ઇચ્છતો હતો તે સ્પષ્ટ થયું નહિ. તેમણે વસન્ત ઉપર તાર કર્યો, પણ તે અનુત્તર જ રહ્યો.

એટલે જાતે જઈ તપાસ કરી આવવા તેમણે વિચાર કર્યો; એવામાં બીજે દિવસે વર્તમાનપત્રમાં આવેલા એક સમાચારથી તેમના બધાના માથા પર સહસા જાણે વજ્રઘાત થયો. કોઈ ક્રાન્તિકારી મંડળમાં જોડાઈ વસન્તે એક અધિકારી ઉપર નિષ્ફળ ગોળી ચલાવી હતી; આજુબાજુના લોકો પકડી શકે તે પહેલાં તે ત્યાંથી છટકી ગયો હતો; પણ ત્યાં હાજર રહેલા લોકોમાંથી એક જણે તેને વસન્ત તરીકે ઓળખ્યો હતો. વર્તમાનપત્રમાં સાથે સાથે વસન્તને પકડી લાવનાર માટે, અથવા તો તેની હિલચાલ સંબંધી ચોક્કસ માહિતી આપનાર માટે સરકાર તરફથી જાહેર થયેલા ઈનામની પણ વાત હતી. આ ઘા કુસુમ માટે અસહ્ય હતો. તે માંદી પડી ગઈ. તેના પિતાએ અનેક ઉપચારો કર્યા; પણ કેમે કરીને તેનું દુઃખ ઓછું થયું નહિ. અંતે તેમણે વેદનાભરી સ્મૃતિથી ભરેલું પોતાનું ગામ છોડી અન્યત્ર જવાનો વિચાર કર્યો. કુસુમના જીવનમાં કોઈ નવો રસ કેળવી શકાય તો કાળે કરી તેનું દુઃખ ઘટે એમ તે માનતા હતા. લલિતકળાઓ ઉપરાંત કુસુમને તેમણે બીજી અનેક સુન્દર તાલીમ આપી હતી. તેને તેમણે તરતાં પણ શીખવ્યું હતું. એથી પોતાનું જીવન હેતુપૂર્ણ છે એવું કંઈક કુસુમને કોઈ દિવસ ભાન થઈ શકે એવું સ્થળ તેમણે નર્મદાના સ્નિગ્ધ ગંભીર તટ ઉપર પસંદ કર્યું. કુસુમની સંગીતની અભિરુચિને પૂરતું પોષણ મળે એવી તેમણે એકેએક વ્યવસ્થા કરી; તેમ પોતાના ઘરમાં સ્ત્રીઓ અને બાલિકાઓ માટે સંગીત અને શીવણ-ગૂંથણના વર્ગો કુસુમની દેખરેખ હેઠળ ચલાવવાની પણ તેમણે વ્યવસ્થા કરી. કુસુમ ગાતી, ભણાવતી, ભણતી, તરતી; પણ વસન્તને કદી પણ ભૂલી શકતી નહિ. તેને ખાતરી હતી કે વસન્ત કોઈક દિવસ પાછો આવશે જ. તે પાછો આવ્યા વિના રહે જ નહિ. તે એક આશા ઉપર તે ટકી રહી હતી. પણ કુસુમના દુઃખની નિષ્ઠુર વિધાતાએ મર્યાદા જ બાંધી ન હતી. તેનાં વત્સલ માતપિતાને પણ તે ગુમાવી બેઠી. જગતમાં હવે તે માત્ર એકલી અસહાય બની રહી. એમ છતાં તેણે પોતાનો જીવનક્રમ હંમેશ મુજબ ચાલુ રાખ્યો. ગામના લોકો તેના તરફ અપાર પૂજ્યભાવ અને મમતા રાખતા. પોતાના ઘરમાં તે એકલી હતી, છતાં જાણે આખું ગામ દિવસરાત તેના સંરક્ષણ માટે જાગ્રત રહેતું. નાની બાલિકાઓની તે પ્રેરણામૂર્તિ હતી, મોટી સ્ત્રીઓની તે સલાહકાર અને પથદર્શિકા હતી, ગામની એકતાની તે જીવન્ત પ્રતિમા હતી. પોતાના હેતુશૂન્ય જીવનમાં કુસુમને આમ એક નવો હેતુ લાધ્યો; પણ તેનાં સ્વપ્નોનો અધિદેવ તો વસન્ત જ હતો. જો તેને કોઈ એક વાર ખાતરી કરાવી આપે કે વસન્ત હવે કદી પાછો નહિ મળે તો એક ક્ષણ પણ એ શરીરને ટકાવી રાખવું એ તેને મન ઝેર જેવું હતું. પણ તેને આશા હતી, શ્રદ્ધા હતી કે વસન્ત પાછો આવશે જ.

આજે અચાનક પોતાની એ આશા જાણે ફળી રહી હોય એમ કુસુમને લાગ્યું. આજ સવારે ગામમાં એક સંન્યાસી આવ્યા હતા. તેમના મુખ ઉપર અપાર તેજ હતું. તેમની બુદ્ધિ અત્યંત તેજસ્વી હતી, અને તેમની વાતો રાષ્ટ્રભક્તિના ઘેનથી ભરપૂર હતી. તેમના આગમનના સમાચાર તરત જ કુસુમને કાને આવ્યા; પણ કોણ જાણે કુસુમને તેમને જોવા જવાનું મન થયું નહિ. પણ બપોરે પોતાના ઘરની સામેના મંદિરમાં એક તેજસ્વી સંન્યાસીને ઓટલા ઉપર બેસી ગામના જુવાનોને સંબોધતા જોતાં તે સ્તંભી ગઈ. વસન્ત સિવાય બીજું કોઈ એ હોઈ જ નહિ શકે. એક પછી એક વર્ષોના પડદા ઊપડતા ગયા. ભૂતકાળની

સ્મૃતિમાંથી વસન્તનું મુખ પોતાના મનમાં ચીતરી તેના મુખની એક-એક રેખા તેણે સંન્યાસીના મુખમાં શોધી કાઢી; પણ તેને એ કહેવું કેમ? જો શક્ય હોત તો વસન્ત કદી પણ પોતાની પાસે આવ્યા વિના રહેત? પણ તે આવ્યો ન હતો એનો અર્થ જ એટલો ને કે તેણે પોતાના પૂર્વજીવનને દફનાવી દીધું હતું? એ બધી સ્મૃતિઓ પાછી તેને જાગૃત કરી આપવી? કદાચ એથી તેને સુખને બદલે દુઃખ તો ન થાય? અને એમ કેમ ન હોય કે વસન્તે કુસુમને વધુ દુઃખમાંથી ઉગારી લેવા જ આ માર્ગ સ્વીકાર્યો હોય? કુસુમના પતિ માટે તો જેલ સિવાય ઇતર સ્થાન ન હતું, તો એ સંજોગોમાં કુસુમને મળી શા માટે તેને વિશેષ દુઃખી કરવી? પણ કુસુમના મને આ બધી દલીલોના તરત જ રદિયા આપવા માંડયા. બસ, એક વાર—એક જ વાર તે તેને પૂર્વવત્ બોલાવે! 'તેમના માર્ગમાં હું કદી આડી નહિ આવું—ના, કદી નહિ. પણ એક વાર તે મને પૂર્વવત્ 'કુસુમ' કહી બોલાવે!... 'અને તે સરકાર શું કરી શકવાની છે? એક વાર જો હું તેને મેળવું તો ધરતીને બીજે ખૂણે જઈને પણ હું પ્રાણાધિક જતન કરીશ...પણ...પણ તે ક્યારે?' ઊંચી ચડતી પૂર્ણિમા પર દૃષ્ટિ રાખી કુસુમ ઊંડા વિચારમાં ગરક થઈ ગઈ. તે આખી રાત તેને ઊંઘ ન આવી.

બીજે દિવસે સ્વામીજીનું પ્રવચન હતું. ગામ આખું તેમને વીંટળાઈને બેઠું. કુસુમ પણ પ્રવચનમાં ગઈ. સંન્યાસીના મુખમાંથી પ્રાણવાન પ્રેરક વાણી ઝરવા લાગી. તેમણે સરળ રીતે માનવજીવનનો હેતુ, જગત જોડેનો તેનો સંબંધ, તે સંબંધને અંગે પ્રાપ્ત થતો ધર્મ, તે ધર્મનાં અનેક સ્વરૂપો, તેમાંનું એક રાષ્ટ્રઋણ અદા કરવાની આપણી શિથિલતા અને તેને પરિણામે આપણી વર્તમાન અધોગતિનું હૃદયભેદક ચિત્ર ખડું કરી લોકોની આંખમાંથી આંસુ ટપકાવ્યાં. કુસુમ ઊંડા નિસાસા સાથે એ સાંભળી રહી. એવામાં અચાનક સંન્યાસીની નજર કુસુમ પર પડી. તેને જોતાં તે ચમક્યા. તેમની વિચારશૃંખલા તૂટી ગઈ. પોતાનું પ્રવચન તે આગળ લંબાવી શક્યા નહિ. શ્રોતાઓની તેમણે ક્ષમા યાચી, પોતે અચાનક અસ્વસ્થ બની ગયા છે એમ કહી તેમણે પ્રવચન બીજા દિવસ ઉપર મુલતવી રાખ્યું. ધીમે ધીમે ગમગીન પગલે કુસુમ ઘર તરફ વળી. હવે તો શંકાને કંઈ સ્થાન જ ન હતું.

આજે પણ આખી રાત કુસુમ જાગી. તેણે પોતાની બારીમાંથી જાણે સંન્યાસી જ્યાં સૂતા હતા તે તરફ નજર નાખી ચોકી કર્યા કરી. રખેને રાત્રે તેમને કોઈ ચોરી જાય— રખેને રાતોરાત તે ક્યાંક ચાલ્યા જાય! સંન્યાસીને પણ તે રાત ઊંઘ આવી નહિ. આખી રાત તેમણે મંદિરના આંગણામાં આંટા માર્યા કર્યા. એક બે વખત તો કુસુમે જાણે તેના નિઃશ્વાસ પણ સાંભળ્યા. દોડી જઈ તેના ચરણમાં ઢળી પડવાની તેને ઊર્મિ પણ થઈ આવી; પણ હાય! કેટલું નિકટ છતાં કેટલું દૂર!

બીજે દિવસે પણ કુસુમ પ્રવચનમાં ગઈ. આજ તો બન્નેની નજર પણ મળી. સંન્યાસીએ તરત જ પોતાનાં નેણ ઢાળી દીધાં. આજે તેમણે પોતાનું પ્રવચન અટકાવ્યું નહિ, પણ પોતાના કંઠમાંના કંપને તો તે ન જ અટકાવી શક્યા. કુસુમ આજ જરા સૌથી છેલ્લી ઊઠી, પણ સંન્યાસી તરત જ સંધ્યાસ્નાનાર્થે ચાલ્યા ગયા.

આમ કુસુમ પ્રવચન સાંભળવા જાય, અને એકાન્ત માટે ઝંખે, પણ કંઈ ને કંઈ મિષે સંન્યાસી તેવો પ્રસંગ જ આવવા ન દે. એક દિવસ પ્રવચન પૂરુ થતાં બધા વિખેરાઈ ગયા. સંધ્યાની શાન્ત છાયા ધરતી પર ઝૂકી રહી હતી. તાજા વરસાદથી ભરછક બનેલી નર્મદા ગાંડું સંગીત કરી વહી જતી હતી. કુસુમ પોતાના હાથમાં પૂજાથાળ લઈ મંદિર તરફ ઊગતી રજનીની છાયામાં ચાલી નીકળી. મંદિરના પગથિયા આગળ તેણે સંન્યાસીને ઊભેલા જોયા. તે એકલા જ હતા. મંદિરમાંથી પૂજારી પણ બહાર ગયો હતો. કુસુમે યંત્રવત્ પૂજાથાળ સંન્યાસીના ચરણમાં ધરી દીધો. તે એકદમ ચમક્યા. તેમનાથી બોલાઈ ગયું:

"બાઈ, આ શું કરે છે?"

કુસુમ ચમકી. કેવું શુષ્ક સંબોધન! શું તે તેની કંઈ જ ન હતી! તેણે વેદનાભર્યા સ્વરે કહ્યું:

"ગુરુદેવ, આપને ચરણે ધરવા અર્ઘ્ય લાવી છું." તેની આંખમાંનાં આંસુ સંતાડવા તે નીચે જ જોઈ રહી.

પોતાના ધ્રૂજતા અવાજ ઉપર કાબુ મેળવતાં સંન્યાસીએ કહ્યું:

"અર્ઘ્ય તો મારે ચરણે હોય કે દેવને—રાષ્ટ્રને? કુસુ...મ, બાઈ, તારી ભૂલ થાય છે. તારું જીવન દેશને અર્પી તેને હેતુપૂર્ણ બનાવી દે."

"ગુરુદેવ, મારે માટે એ આદર્શ અતિમહાન છે. મારું તો નાનું હૃદય. એને મર્યાદાઓ છે. દેશના વિરાટ્ ચરણ સુધી બિચારું ક્યાંથી પહોંચી શકે? આપના ચરણને એ જોઈ શકે છે, તેથી જ તે આપને પાદપદ્મ ઢળે છે. આપ તેનું ગમે તે કરો."

"બાઈ, એ મારી શક્તિ બહારની વાત થઈ. હું તો એક સામાન્ય માણસ છું. મર્યાદાઓથી ભરેલો છું. તારી કંઈક ભૂલ થાય છે."

કુસુમને હવે અસહ્ય થઈ પડ્યું. તેના કંઠમાં વર્ષોથી રૂંધાઈ રહેલાં ડૂસકાં જાગી ઊઠ્યાં. તેનાથી બોલાઈ ગયું: "ગુરુદેવ, મારા કયા પાપની મને આ સજા થઈ રહી છે? આજ આટલા નિકટ છતાં આટલા દૂર? તોડી નાખો... તોડી નાખો... એક આઘાતથી એ પડદો તોડી નાખો......" તેનો કંઠ રૂંધાતો હતો, સંન્યાસીનું અંગ ધ્રૂજતું હતું. તે એકદમ મંદિરમાં પેસી ગયા. તેમણે અંદરથી ઉતાવળે કહ્યું:

"કુસુમ, એ બધું ભૂલી જા—ભૂલી જા. પ્રેમને અને માનને કોઈ સંબંધ જ ન હોઈ શકે ... ના, ના. તને વેદનાની અનંત ભઠ્ઠીમાં ફરીથી મારે નથી હોમવી. તું જતી રહે ... જતી રહે ... બધું ... બધ્ધું ભૂલી જા."

કુસુમે વેદનાભર્યા પગલાં પોતાના ઘર પ્રતિ પાછાં વાળ્યાં. પોતાના શૂન્ય ઘરમાં ભારે હૃદયે તે કલાકો સુધી બેસી રહી. રજની વધતી જતી હતી. તેના હૃદયમાં દુઃખના તરંગો પણ એક પછી એક ઊંચા ચડતા જતા હતા. તે ઊંડા વિચારમાં ડૂબી ગઈ: 'હા! આજ તે તેની કોણ હતી? તેના જીવન ઉપર આજ તેનો શો અધિકાર હતો? શા માટે તે તેને મળી? શા માટે તેણે તેના એકધારા જીવનમાં આમ વિક્ષેપ નાખ્યો? પણ ... પણ ભલે પોતે

ફરીથી તેને પોતાનો ન બનાવે—તે માત્ર કુશળ છે, સુખી છે એટલું જાણવાનો પણ તેનો અધિકાર નહિ? તે તેની છાયાની જેમ રહેશે, તેના જીવનકાર્યમાં પોતાનો નમ્ર અર્ધ્ય ધરશે—પણ એક વાર તો તેને ફરીથી પૂર્વવત્ બોલાવે!... ના, ના. શા માટે? તેના એ વિશાળ જગતમાં ફરીથી શા માટે મર્યાદાની શૃંખલાઓ સર્જવી? કુસુમનું હૃદય અનેક પ્રકારની લાગણીઓથી તૂટી રહ્યું હતું. ઘણે દિવસે આજે તેણે પોતાની સારંગી હાથમાં લીધી. દર્દભર્યા જોગી રાગના સૂર તેમાંથી જગાડી રાત્રિને તેણે અસ્વસ્થ કરી મૂકી. જરા વારમાં તો સૂતેલી રજનીના ઉરને ચીરતો તેનો આર્દ્ર સૂર વાતાવરણમાં ગાજી રહ્યો. આખું જગત વેદનાભર્યું એ ગાન સાંભળતાં અસ્વસ્થ બન્યું. સામે મંદિરમાં સંન્યાસીના પ્રત્યેક મર્મને તે ગાને વીંધી રહ્યું હતું. આભ જાણે એ ગાન સાંભળતાં ચોધાર આંસુથી દ્રવવા મંડ્યું. ચારે બાજુએ કરુણતા, ગમગીની અને દુઃખની છોળ રેલાઈ રહી. કુસુમ ગાતી હતીઃ

જો તુમ તોડો પિયા, મૈં નહીં તોડૂં,
તેરી પ્રીત તોડી કૃષ્ણ, કૌન સંગ જોડું?

તુમ ભયે તરુવર, મૈં ભઈ પખિયાં,
તુમ ભયે સરોવર, મૈં તેરી મછિયાં.

તુમ ભયે ગિરિવર, મૈં તેરા ચારા,
તુમ ભયે ચંદા, મૈં ભઈ ચકોરા.

તુમ ભયે મોતી, હમ ભયે ધાગા,
તુમ ભયે સોના, હમ ભયે સ્વાગા.

મીરાં કે પ્રભુ! બ્રજકે વાસી,
તુમ ભયે ઠાકુર મૈં તેરી દાસી.

ગાન સાંભળતાં સાંભળતાં સંન્યાસીના ઉરમાંથી અનેક ઊંડા નિઃશ્વાસો નીકળવા મંડયા. તેની આંખ આંસુથી છલકવા લાગી. જાણે તેનો બધો સંયમ, બધી દૃઢ પ્રતિજ્ઞા તૂટી જતી હોય એમ તેને લાગ્યું. ના, ના. કુસુમને એમ નહિ જ ત્યજાય. ભલે અનંતકાળ સુધી નરક યાતના સેવવી પડે, ભલે ખડીંગ ખડીંગ કરતી બેડી દેહને અને આત્માને સદાને માટે જકડે; પણ એક વાર, માત્ર એક વાર તો તેણે બન્નેના જીવનારણ્યમાં ફરીથી સ્નેહનો હરિયાળો રણદ્વીપ પ્રગટાવવો—ભલેને પછી તે ક્ષણ માટે કે ક્ષણાર્ધ માટે કેમ ન હો!... પણ શા માટે ફરીથી કુસુમના જીવનમાં બીજો આઘાત જગાડવો? કુસુમ અહીં છે એમ જાણ્યા પછી પોતે અહીં એક પણ દિવસ રહ્યો જ શા માટે? વેદનાનું મૂળ સ્નેહ છે—શા માટે કુસુમના એકધારા જીવનમાં ફરીથી પોતે વેદનાની લહરીઓ જગાડી? પોતાના અપરાધો અક્ષમ્ય હતા—અને એ બધી ભૂલો સુધારવાનું આજ વિધાતાએ તેના હાથમાં રાખ્યું ન હતું. કુસુમને સુખી કરવાના તેના પ્રયત્નો માત્ર તેના દુઃખને જ વધુ ઘન બનાવશે ... સંન્યાસીએ રાતોરાત ગામ છોડી દેવાનો સંકલ્પ કર્યો.

મધરાત વીતવા આવી હતી. વદની અંધારી રાત ગમગીન બની અનંતપથના યાત્રી જેવી મંદિરના બારણામાં જાણે ઊભી રહી હતી. સંન્યાસીના બધા સંકલ્પો પાછા પડી ભાંગ્યા. ના, એક વાર તો કુસુમને મળવું જ—અને પછી ... પછી ભલે ગમે તે આવો—આજ તેને આમ નહિ જ છોડાય. એવામાં એકાએક તેનો પ્રાણ કંપી ઊઠયો. નર્મદાના ઉરમાંથી જાણે કોઈ અત્યંત દુઃખભર્યું ગાન ઊઠતું હોય તેમ

જો તુમ તોડો પિયા, મૈં નહીં તોડું—

ના ધ્વનિ આવી રહ્યા હતા. ગાંડા બની સંન્યાસીએ નદી તરફ દોટ મૂકી. અંધકારમાં કાળાં નીર ઉપર જાણે દૂર પ્રવાહમાં કોઈ નાનકડા તરાપા જેવું કંઈ સરી રહ્યું હોય, અને તેમાંથી કોઈ ગાઈ રહ્યું હોય

તેરી પ્રીત તોડી કૃષ્ણ કૌન સંગ જોડું ?—

એમ તેને લાગ્યું. નર્મદા ગાંડી બની ઊછળી રહી હતી. મોજાં તાંડવ કરી રહ્યાં હતાં. આકાશ પાછું ઘનઘોર બન્યે જતું હતું. સંન્યાસીએ બૂમ પાડી —

"કુસુમ, કુસુમ! હું વસંત તને બોલાવું છું-પાછી આવ! પાછી આવ!"

પવનના સપાટા નદીમાંથી નીકળી સંન્યાસી પ્રતિ વાઈ રહ્યા હતા. સંન્યાસીના શબ્દોનો પડઘો જાણે તેની પીઠ પાછળથી પડયો. ફરીથી નદીના ઉરમાંથી સાદ આવ્યોઃ

તુમ ભયે ઠાકુર, મૈં તેરી દાસી.

તરાપો પ્રવાહમાં લાંબે નીકળી ગયો હતો. ફરીથી ને ફરીથી સંન્યાસીના અનુત્તર શબ્દો નર્મદાના તીરપ્રાન્તમાં જઈ જઈ સમાઈ ગયા. નર્મદાના ઘન ગભીર ઉરમાં એક ધબાકો થયો. રજની જાણે ગાઈ રહી હતી

જો તુમ તોડો પિયા, મૈં નહીં તોડું.

સહદેવ

# શોધમાં

ચાલો ચાલો ઓ દોસ્ત
ચાલો ઓ દોસ્ત
ભાઈબંધ આપણો શોધીએ.
અમે ફૂલવાડીમાં ફરતાંતાં
અમે ફૂલડે ફૂલડું સૂંઘી વળ્યાં
અમે પતંગિયાં સહુ જોઈ વળ્યાં
અમે ધાર્યું હશે ફૂલ પતંગિયું
પણ નથી એ દોસ્ત
નથી એ દોસ્ત
ભાઈબંધ ચાલો શોધીએ.
અમે વગડે વગડે ફરતાંતાં
અમે વૃક્ષે વૃક્ષે ચડી વળ્યાં
અમે પંખીડાં સહુ જોઈ વળ્યાં
અમે જાણ્યું હશે એ પોપટ – મોર
પણ નથી એ દોસ્ત
નથી એ દોસ્ત
ભાઈબંધ ચાલો શોધીએ.
અમે દરિયાકાંઠે ફરતાંતાં
અમે લહેરે લહેરે ફરી વળ્યાં
અમે છીપ ને શંખલા શોધી વળ્યાં
અમે માન્યું હશે એ મોતીડું
પણ નથી એ દોસ્ત
નથી એ દોસ્ત
ભાઈબંધ ચાલો શોધીએ.
અમે આભ અટારીએ ફરતાંતાં
અમે ચાંદલિયાને જોઈ રહ્યાં
અમે તારલિયામાં ઘૂમી વળ્યાં
અમે ધાર્યું હશે તારક ચાંદો

પણ નથી એ દોસ્ત
નથી એ દોસ્ત
ભાઈબંધ ચાલો શોધીએ.

નથી નથી એ ફૂલડું વાડીનું
નથી નથી એ ફૂલનું પતંગિયું
નથી નથી એ પંખીડું વગડાનું
નથી દરિયે, ડુંગરિયે, આભલામાં
કહો ક્યાં છે એ દોસ્ત
ક્યાં છે એ દોસ્ત
ભાઈબંધ ક્યાંથી શોધીએ?

ત્યાં તો પતંગ ફૂલડાં પંખીડાં
ત્યાં તો ચાંદા તારક મોતીડાં
કહે અમે બધાં તુજ ભાઈબંધો
સૌ બોલી ઊઠ્યા રે ડોલી ઊઠ્યા
અહો આપણા આ દોસ્ત
આપણા આ દોસ્ત
ભાઈબંધ આપણા મળી ગયા.

એક શોધતાં અનેક તો જડી ગયા

અહો આપણા આ દોસ્ત
આપણા આ દોસ્ત
ભાઈબંધ આપણા મળી ગયા.

# મૃત્યુ સામે પ્રેમ

**વનવાસનાં** કષ્ટ વેઠતી દ્રૌપદીને આશ્વાસન આપવા સારુ ઋષિઓએ જે અનેક વાર્તાઓ કહી તેમાં સીતાની કથા અને ત્યાર પછી સાવિત્રીની કથા કહેવામાં ઋષિઓએ કેટલું ઔચિત્ય વાપર્યું છે! સીતા, સાવિત્રી અને સતી ઉમા એ આર્ય રમણીનો ત્રિવિધ આદર્શ છે.

મદ્રદેશના અધિપતિ અશ્વપતિને અપત્ય નથી. રાજા નગરવાસી તેમ જ ગ્રામવાસી લોકોને અત્યંત પ્રિય છે. અંતઃકરણનો ઉદાર, સત્યપ્રતિજ્ઞ, જિતેન્દ્રિય અને ક્ષમાશીલ એવા રાજાની પરંપરા અબાધિત રહે એવી ચિંતા પ્રજાને પણ હોય. રાજાએ અનેક જાતની કઠણ તપસ્યા કરી અને ઇંદ્રિયોનું દમન કરી પરમાત્મશક્તિની આરાધના કરી.

જીવનકાર્ય એક જન્મમાં પૂરું નથી થતું. સમાજસેવા અને રાષ્ટ્રસેવા પેઢી દર પેઢી ચાલે, વંશપરંપરાગત કુલધર્મ થઇ જાય, ત્યારે જ ધાર્યું ફળ મળવાનું કુલવ્રત સતત ચાલે એટલા માટે રાજાએ સંતતિની ઇચ્છા કરી. 'संतानं परमो धर्मः' કુલધર્મ તો પુત્રો જ પાળે, પુત્ર વગર ગતિ નથી, એમ માની રાજાએ પુત્રની ઇચ્છા કરી. પણ પરમાત્માને બતાવવું હતું કે ધર્મનો ઉત્કર્ષ બતાવવા માટે પુરુષોની પેઠે સ્ત્રીઓ પણ સમર્થ થઈ શકે છે. પુત્ર માગનાર રાજાને એક કન્યારત્ન જડયું. પુત્ર માટે ઝંખનાર માતાપિતાને જ્યારે કન્યાપ્રાપ્તિ થાય ત્યારે એનાં લાડ અને ઉછેર પુત્ર જેવાં જ થાય તો તેમાં શી નવાઈ? સાવિત્રી એ જ રીતે સંસ્કારી સ્વતંત્રતાના વાતાવરણમાં ઉછરી. દેવકન્યાને શોભે એવી ઉત્તમ કેળવણી એને મળી. પરિણામે છોકરી તેજસ્વિની થઇ. નિખાલસતા, નિર્ભયતા અને ઉચ્ચ સંસ્કારિતાને લીધે જ્યાં ત્યાં છોકરીનું એવું તો તેજ પડવા લાગ્યું કે એની આગળ ભલભલા રાજપુત્રો ફિક્કા દેખાવા લાગ્યા. સાવિત્રીને લાયક આપણે છીએ એવો આત્મવિશ્વાસ એકે રાજપુત્રમાં ન મળે. જે પ્રેમ કરવા આવે તે પૂજા જ કરતો થાય. છોકરી મોટી થઈ. બધી રીતે સંસ્કારસંપન્ન દેખાઈ. શરીરે પણ અંગેઅંગ પૂર્ણવિકસિત. અને પ્રૌઢ રાજાને વિચાર થયો કે વંશવિસ્તાર ન થાય તો આટલા બધા સંસ્કારની પરંપરા કેમ જળવાય? પિતાએ ઇરાદાપૂર્વક દીકરીને સ્વતંત્રતાની કેળવણી આપી હતી. તેથી વિશ્વાસપૂર્વક એણે સાવિત્રીને કહ્યું કે "ક્ષત્રિયોના રિવાજ પ્રમાણે રાજપુત્રોએ તારે વિષે માગું કરવું જોઇએ. પણ કોઈ હિંમત કરતું નથી.

તને આપણા કુલવ્રતની ખબર છે. સર્વ શુભ સંસ્કારોથી તું યુક્ત છે. તું તારી મેળે તારો પતિ પસંદ કરી મને જણાવ. હું એ વાતનો યોગ્ય વિચાર કરી તારા પસંદ કરેલા યુવાનને જ તને અર્પણ કરીશ. હું ઇચ્છું છું કે તારી ઇચ્છા પ્રમાણે તું વર શોધી લે. આ માર્ગ રૂઢ ભલે ન હોય પણ ધર્મસંમત છે એમ બ્રાહ્મણોએ મને કહ્યું છે. આ બાબતમાં હું બેદરકાર રહું તો દેવો મને ઠપકો દેશે."

કન્યાએ પિતાના વૃદ્ધ મંત્રીને સાથે લઈ પ્રયાણ કર્યું. સાવિત્રીને લાયક વર સહેજે જડે એમ હતું જ નહિ. તે અનેક નગરોમાં, દેશોમાં અને વનોમાં ફરી. આમ યાત્રા કરતાં

કરતાં અત્યંત કીમતી કેળવણી પણ એને મળતી ગઇ. આખરે એને પોતાને લાયક પતિ જડયો. પિતાની સંમતિ વગર વાત તો થાયજ નહિ એટલે સાવિત્રી સીધી પાછી ઘેર આવી. પિતાને મળવા જાય છે ત્યાં તો ત્રિલોકમાં જેમનો સંચાર અપ્રતિહત છે એવા ભગવદ્ભક્ત, જનહિતૈષી નારદમુનિને ત્યાં આવેલા જોયા. નારદનું દર્શન એટલે ધાર્મિક તેમ જ લૌકિક જ્ઞાનની ઉજાણી; સુર અને અસુર, મનુષ્યો તેમજ ગાંધર્વ કિન્નરો બધા જ સર્વભૂત-હિતેરત એવા નારદને ચાહે. સાવિત્રીએ પિતાને અને બ્રહ્મદેવના પુત્રને નમસ્કાર કર્યા. નારદે કુશલ પ્રશ્ન પૂછયાઃ "કન્યા ઉંમરલાયક થઈ છે, એને ક્યારે પરણાવવાના છો?" રાજાએ પોતાનો આદર્શ જણાવી દીધો અને કહ્યું: "સાવિત્રી પોતાનો વર ખોળવા ગઈ હતી તે હમણાં જ આવે છે. એની વાત આપણે સાંભળીશું." સાવિત્રીએ કહ્યું કે "શાલ્વદેશના દ્યુમત્સેન રાજાનું નામ પ્રખ્યાત છે જ. આજે એ રાજ્યભ્રષ્ટ થઈ વનમાં વનવાસીની પેઠે રહે છે. એને આંખે અંધત્વ આવ્યું છે. રાજ્યભ્રષ્ટ થવાથી જે કષ્ટ વેઠવાં પડે છે તેમાં એણે દારુણ તપશ્ચર્યાનો ઉમેરો કર્યો છે, છતાં એની તિતિક્ષાનો ભંગ થયો નથી. એનો સુશીલ પુત્ર સત્યવાન એ જ મારે લાયક છે એમ મેં નક્કી કર્યું છે અને મારા મનથી હું એને વરી ચૂકી છું." નારદઋષિના મોઢામાંથી દુઃખનો ઉદ્ગાર નીકળી ગયો. એ બોલ્યાઃ "ભૂંડું થયું." રાજાને થયું કે દીકરીએ સ્વયંવરમાં થાપ ખાધી છે. એટલામાં રાજાના મુખ પરની ચિંતા જોઇ નારદ બોલ્યાઃ "માતા અને પિતા અત્યંત સત્યનિષ્ઠ હોવાથી બ્રાહ્મણોએ દીકરાનું નામ સત્યવાન રાખ્યું છે. જંગલમાં રહ્યાં રહ્યાં એણે કેળવણી પણ સરસ મેળવી છે. માટીના ઘોડા અને જાતજાતનાં રમકડાં નાનપણમાં એવાં તો સરસ બનાવતો અને ચિત્રો પણ એવાં સરસ ચિતરતો કે એનું નામ ચિત્રાશ્વ પડ્યું છે."

"નાનપણના ગુણ મોટપણમાં ટકે જ છે, એવી ક્યાં ખાતરી છે?" રાજાએ પૂછ્યું. "પણ એ રાજપુત્ર આજે કેવો છે? સત્યનિષ્ઠ, તેજસ્વી, બુદ્ધિમાન, ક્ષમાસંપન્ન, શૂર અને પિતૃભક્ત એટલા ગુણો એનામાં ન હોય તો મારી કન્યાએ પસંદગીમાં ભૂલ કરી છે એમ જ માનવું પડશે. નારદની વાગ્ધારા ચાલી. સત્યવાનનું સ્તુતિસ્તોત્ર ગાતાં એકે રાજર્ષિની ઉપમા બાકી ન રહી. સત્ત્વવાન, રૂપવાન, ઉદાર અને પ્રિયદર્શન તો હતો જ. પણ રાજાને આવશ્યક એવા બધા જ ગુણો એની અંદર નારદે જોયેલા અને તેજસ્વિતાની સાથે સરળતા અને મર્યાદશીલતા એ વિશેષ ગુણોને માટે શીલવૃદ્ધ અને આચારવૃદ્ધ લોકો એનાં વખાણ કરે છે એમ નારદે ઉમેર્યું.

"ત્યારે ભૂંડું શું થયું?" કટાણું મોં કરી નારદે કહ્યું, "એ સર્વગુણસંપન્ન રાજપુત્રને હવે એકજ વર્ષ આયુષ્ય બાકી રહ્યું છે. એનું મરણ ટાળવાની શક્તિ કોઈની નથી એમ હું જોઉં છું." "ત્યારે આવો જમાઈ કોણ પસંદ કરે?" રાજાએ અને નારદે કન્યાને ભલામણ કરી કે "બીજો વર શોધી કાઢવો એ જ યોગ્ય છે." શીલપરાયણ રાજકન્યાએ તે સૂચનાનો જરાયે આદર ન કર્યો. એણે કહ્યું કે "સજ્જનોનો એ માર્ગ નથી. જેને એક વાર હું વરી છું એ દીર્ઘાયુ હો કે અલ્પાયુ હો, સગુણ હો કે નિર્ગુણ, એને જ વરી છું, હવે બીજાને નહિ જ વરું. કોઈ પણ વસ્તુનો પ્રથમ મનમાં સંકલ્પ થાય છે. એ પ્રમાણે શબ્દમાં એ ઉચ્ચારાય છે, અને ત્યાર પછી એ પ્રમાણે કૃતિ થાય છે. મનના નિશ્ચય ઉપર વાણી અને કૃતિનો આધાર છે અને એ બન્નેની પ્રેરણા પણ એમાંથી જ

થાય છે. માટે મન એજ મારે મન પ્રમાણ છે." प्रमाणं मे मनस्ततः । આવા ધાર્મિક નિર્ણય આગળ રાજા પણ શું કહી શકે અને નારદ પણ શું કહે? સાવિત્રીનો નિશ્ચય વધાવી લઈ મોઢામાંથી નીકળ્યા એવા આશીર્વાદ દઈ નારદ સંચાર કરવા ઉપડ્યા, અને રાજા દ્યુમત્સેનના આશ્રમ તરફ જવાની તૈયારી કરી.

પ્રથમ તો દ્યુમત્સેનને બધું આશ્ચર્ય જેવું જ લાગ્યું. રાજ્યભ્રષ્ટ થયેલા, અંધ, વનવાસી રાજાના પુત્રને સાવિત્રી જેવી ઉત્કૃષ્ટ અને તેજસ્વિની કન્યા આપવા એનો પિતા આવે છે એના કરતાં વધારે અદ્ભુત શું? અશ્વપતિએ જવાબ વાળ્યો, "મારી કન્યા પણ જાણે છે અને હું પણ જાણું છું કે સુખ અને દુઃખ બન્ને અસ્થાયી છે. બન્નેનો નાશ છે. સારા માણસે એનો વિશ્વાસ ન કરવો. ગૌરવની દૃષ્ટિએ આપણાં બન્નેનાં કુળ સમાન છે, અને મારી દીકરીએ વિચારપૂર્વક પોતે જ આ સંબંધ પસંદ કર્યો છે."

આશ્રમમાં થઈ શકે એ ઢબે વિવાહ થઈ ગયા. સાવિત્રીએ પિતાને માઠું ન લાગે એટલા માટે પિતા હાજર હતા ત્યાં સુધી જ ઘરેણાં પહેર્યાં. અશ્વપતિ પાછા ફર્યા કે તરત જ સાવિત્રીએ બધાં ઘરેણાં ઉતારી ભગવાં લીધાં; અને શુશ્રૂષા, સદાચાર, નમ્રતા તથા ઈન્દ્રિયદમન, એ પોતાનો આચારધર્મ બનાવી પ્રસન્નતાથી રહી બધાંને પ્રસન્ન કર્યાં. સાસુ, સસરા વગેરે સર્વ સંબંધીઓને તેમ જ પતિને પોતાના સદ્ગુણોથી સંતુષ્ટ કરી આશ્રમલક્ષ્મી જેવી ત્યાં એ શોભવા લાગી. સંસ્કારી, ધર્મપરાયણ અને જિતેંદ્રિય સ્ત્રીના સહવાસમાં સત્યવાનનો આનંદ વધતો ગયો. સાવિત્રીને સેવાનો આનંદ તો હતો જ, પણ નારદે કહેલી આગાહી એ આનંદને બાળીને ભસ્મ કરતી હતી. મહિનાઓ ગયા અને દિન રહ્યા. હવે તો ચાર જ દિવસ બાકી રહ્યા. સાવિત્રીએ આહાર અને નિદ્રાનો ત્યાગ કર્યો. દ્યુમત્સેન રાજા ગભરાયા. ત્રણ દિવસ સુધી ઊભાને ઊભા જ રહેવાનું સાવિત્રીનું વ્રત હતું તે પાર કેમ પડે? સાવિત્રીએ જવાબ વાળ્યો કે, "તાત, આપ ચિંતા ન કરો. મેં નિશ્ચયપૂર્વક વ્રત શરૂ કર્યું છે અને નિશ્ચય એજ કાર્યસિદ્ધિનું કારણ છે. व्यवसायश्च कारणम् । સુશીલ સાવિત્રીનો વિરોધ કોણ કરે? ત્રણ દિવસ એમ ને એમ નીકળી ગયા. છેલ્લી રાત્રે સાવિત્રીની એક એક ક્ષણ કેવી ગઈ હશે? સવાર પડતાં વેંત સાવિત્રીએ નિત્યકર્મ પૂરું કરી પ્રદીપ્ત અગ્નિમાં હવન કર્યું, વડિલોને નમસ્કાર કર્યા. બધાંએ એને આશીર્વાદ આપી, ભોજન કરવા આગ્રહ કર્યો. સાવિત્રીને આહારનિદ્રાદિ દેહધર્મ શી રીતે સૂઝવાના હતા! એણે નમ્રતાપૂર્વક સાસુસસરાને કહ્યું કે સૂર્યાસ્ત પછી અમુક ઈષ્ટ વસ્તુ પૂરી કરી પછી જ જમવાનો મારો સંકલ્પ છે. એટલામાં સત્યવાન ખાંધે કુહાડી મૂકી ફળો અને લાકડાં આણવા જવા લાગ્યો. સાવિત્રીએ કરગરીને કહ્યું કે એકલા ન જાઓ. હું તમારી સાથે આવું છું. આજે તમારાથી દૂર રહેતાં મારો જીવ નથી ચાલતો. સાવિત્રીને ગાઢ જંગલમાં ફરવાનો મહાવરો ક્યાંથી હોય? અને આજે તો વળી એના ઉપવાસનો ચોથો દિવસ હતો. તે શી રીતે ચાલી શકે? એને રજા કોણ આપે? સત્યવાનની ના સાવિત્રીએ સાંભળી જ નહિ. આખરે સત્યવાને વાત માબાપ ઉપર ઢોળી. સાવિત્રીએ અત્યંત નમ્રતાથી પણ દૃઢતાથી પોતાની મનીષા સાસુ–સસરા આગળ રજૂ કરી. સાસુસસરાએ વિચાર કર્યો કે દીકરીએ આખા વર્ષમાં એક વાર પણ કશી યાચના કરી નથી. આજે એને ના કેમ પડાય? એમણે આખરે રજા આપી.

બન્ને વનમાં આવ્યાં. વનવાસના કાવ્યમય જીવનમાં અરણ્યની શોભા ધ્યાન ખેંચે જ.

રસ્તામાં મોર કળા કરતા હતા અને ટહુકતા હતા. અનેક પ્રવાહો પોતાના નિર્મળ જળથી કલધ્વનિ કરતા હતા, અને જ્યાંત્યાં નાનાંમોટાં વૃક્ષો અસંખ્ય ફૂલોથી પ્રફુલ્લ થયાં હતાં. સત્યવાન દરેક રમણીય વસ્તુ તરફ સાવિત્રીનું ધ્યાન ખેંચતો જાય અને પોતાનો આનંદ દ્વિગુણિત કરતો જાય. સાવિત્રી પણ પતિના આનંદમાં ભળવા પૂરતો પ્રયત્ન કરતી હતી. ભાગ્યના પાસા પડવાને વખતે પોતે પતિ સાથે છે એટલું જ સમાધાન એને હતું; પણ પ્રતિક્ષણ એને મન કલ્પાંત સમી હતીઃ જાણે એના અંતઃકરણના બે ચીરા થઈ જતા હતા.

વનમાં પહોંચ્યાં અને સત્યવાન ફળો વીણવા લાગ્યો. એટલામાં સાવિત્રીએ સુગંધી ફૂલો ચૂંટી એની માળા બનાવી. જરૂર જેટલાં ફળો ભેગાં થયાં એટલે સત્યવાને કુહાડી લઈ સૂકાં લાકડાં કાપવાનું આરંભ્યું. એ કામ એને નવું ન હતું. સત્યવાનનું શરીર પણ કસાયેલું; પણ કોણ જાણે શાથી આજે એને આખા શરીરે પરસેવો છૂટ્યો. એ થાક્યો. એના માથામાં તીવ્ર વેદના શરૂ થઈ. એકધ્યાનથી પતિને નિહાળતી સાવિત્રીના લક્ષમાં એ વાત આવી. એણે પાસે આવી પ્રેમપૂર્વક પૂછ્યુંઃ "આજે કાંઈક વિશેષ થાક લાગ્યો જણાય છે?" સત્યવાન તો પોતાનો થાક દખાવવા માગતો હતો. વેદના પણ છુપાવવાની જ એની ઇચ્છા હતી; પણ જ્યારે સાવિત્રીએ અત્યંત પ્રેમથી સવાલ પૂછ્યો, ત્યારે એનું ચાલ્યું નહિ. એણે કહ્યુંઃ "હા, આજે કાંઈક થાય છે ખરૂં. માથામાં શૂળ છે અને અંતઃકરણમાં અસ્વસ્થ જેવું લાગે છે." જરાક રહીને કહે, "હવે તો ઊભું પણ રહેવાતું નથી. જરાક સૂઈ જાઉં તો સારૂં." સાવિત્રીએ ત્યાં જ જમીન પર બેસી સત્યવાનનું માથું પોતાના ખોળામાં રાખ્યું. સત્યવાનને કાંઈક આરામ જણાયો. પણ સાવિત્રીને એ ઘડી પ્રલયકાળ જેવી ભાસવા લાગી. ભગવાન નારદે ભાખેલો પ્રસંગ નજીક આવ્યો છે એની એને ખાતરી થઈ. એનું હૃદય, મન અને આત્મા એની આંખમાં આવી સત્યવાન તરફ જોવા લાગ્યાં. ચાર દિવસના ઉપવાસને લીધે દૃષ્ટિ ક્ષીણ થવી જોઈએ, પણ સાવિત્રીની તપસ્યા જ એટલી ઉજ્જ્વલ કે એ જ ઘડીએ એને દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઈ.

એણે જોયું કે સામેથી કોઈ ભવ્ય પુરુષ નજીક આવે છે. એણે લાલ કપડાં પહેર્યાં હતાં. માથા પર ચળકતો કિરીટ હતો. એ પુરુષ શરીરે કદાવર અને સુંદર હતો. તેજમાં જાણે સૂર્ય જ. એને શ્યામ કહેવા કરતાં ગૌર કહેવો એ જ વધારે બરાબર ગણાય. એના હાથમાં ભયંકર પાશ હતો. જોતાં જ આદર ઉપજાવે એવી એની ગંભીર આકૃતિ જોઈ સાવિત્રી કળી ગઈ. એણે ધીમે રહીને પતિનું માથું જમીન પર મૂકી દીધું, અને તે દિવ્ય પુરુષ પ્રત્યે આદર દર્શાવવા ઊભી થઈ. સાવિત્રીએ પૂછ્યુંઃ "આપની કાયા માનુષી નથી, આપ કોઈ દૈવી પુરુષ છો, એટલું તો હું જાણી શકી છું. પણ આપ કોણ છો અને શા ઉદ્દેશથી આવ્યા છો એટલું કહેવાની કૃપા કરશો?" તે દિવ્ય પુરુષે જવાબ આપ્યો, "હે સાવિત્રિ, તું પતિવ્રતા છે અને તપોનિષ્ઠ પણ છે. તેથી જ તું મને જોઈ શકી અને તેથી જ તારી જોડે હું ભાષણ પણ કરૂં છું. હું પિતરોનો અધિપતિ યમ છું એમ જાણજે. તારા પતિનું આયુષ્ય નષ્ટ થયું છે તેથી એને લઈ જવા આવ્યો છું."

"ભગવન્, માનવીને લઈ જવાને તો આપના દૂતો આવે છે. આજે પોતે શા કારણે પધાર્યા છો?"

"અમને માણસની કદર હોય છે. આ તારો સત્યવાન ધર્મસંપન્ન છે, રૂપવાન છે અને

ગુણનો તો જાણે મહાસાગર જ. એને લઈ જવાને મારે પોતે જ આવવું જોઈએને ?" આમ કહેતાં કહેતાં યમરાજે સત્યવાનના શરીરમાંથી એનો જીવાત્મા પોતાના પાશ વડે ખેંચી કાઢયો. તરત જ સત્યવાનનું શરીર નિસ્તેજ થઈ ગયું, શ્વાસોચ્છ્વાસ બંધ થઈ ગયા. મુખ ઉપરની કાન્તિ ઊતરી ગઈ અને બધા અવયવો ઢીલા પડી ગયા. યમરાજે સત્યવાનના જીવાત્માને પોતાના તાબામાં લઈ દક્ષિણ દિશા તરફનો રસ્તો લીધો. યમનિયમથી સર્વ સિદ્ધિઓ પામેલી હોવાથી સાવિત્રી પણ યમરાજની પાછળ પાછળ ચાલી. એના હૈયામાં દુઃખનો મહાસાગર ઊલટયો હતો. સાવિત્રીને પાછળ પાછળ આવતી જોઈ યમરાજે હેતપૂર્વક કહ્યું: "સાવિત્રિ, હવે તું પાછી જા, અને સત્યવાનનું ઔર્ધ્વદૈહિક કર. પતિ જીવે ત્યાં સુધી પત્ની એની સાથે રહે એ ધર્મનું તેં પૂરેપુરૂં પાલન કર્યું છે. પતિના ઋણમાંથી તું મુક્ત થઈ છે. પતિ પાછળ જ્યાં સુધી જવું જોઈએ તેટલે તું જઈ ચૂકી છે. હવે પાછી જા."

"હું શી રીતે પાછી જાઉં ? જ્યાં પતિ ત્યાં હું. સનાતન ધર્મે જ આ વ્યવસ્થા કરી આપી છે. તપ, ગુરુભક્તિ, પતિપ્રેમ, વ્રત અને આપનો અનુગ્રહ એને લીધે મારી ગતિ અકુંઠિત છે. હવે હું પતિને શી રીતે છોડી શકું ? આપ મને પાછી ન જ વાળી શકો."

સાવિત્રીને ધર્મ અનુસાર બોલતી જોઈ યમ–ધર્મ સંતુષ્ટ થયા. એટલે સાવિત્રીએ આગળ ચલાવ્યું:

"ડાહ્યા લોકો કહે છે સાત પગલાં ચાલવાથી અથવા સાત શબ્દ બોલવાથી સજ્જન સાથે મૈત્રી બંધાય છે. એ મૈત્રીના અધિકારથી હું આપને કાંઈક વિનવું છું તે કૃપા કરી સાંભળશો ? જ્ઞાનસંપન્ન લોકો કહે છે કે ચારે આશ્રમ ધર્માચરણને માટે યોગ્ય છે. અને ધર્માચરણ એ જ આત્મજ્ઞાનનું સાધન છે. સજ્જનો એમ પણ કહે છે કે ચારમાંથી ગમે તે એક આશ્રમનું ઉત્તમ રીતે પાલન થાય તો બાકીના આશ્રમના ધર્મ એની મેળે એની પાછળ પાછળ આવે છે. અને તેથી જ આશ્રમાંતાર કરવાની કશી ઈચ્છા રાખવાની જરૂર નથી, એમ ધર્મજ્ઞ લોકોએ કહી રાખ્યું છે. એવી સ્થિતિમાં નિર્દોષ રીતે જ્યાં અમે ગૃહસ્થધર્મ ચલાવીએ છીએ ત્યાં એનો વિધ્વંસ શા માટે કરો ? મારા પતિને શા માટે લઈ જાઓ ?"

સાવિત્રીની આવી સંસ્કારી અને યુક્તિયુક્ત વાણી સાંભળી ધર્મજ્ઞ યમરાજને અત્યંત સંતોષ થયો. એમણે કહ્યું: "હે આનંદિતે, આ સત્યવાનનું જીવિત છોડીને બીજું જે તું માગે તે તને હું આપીશ. પણ તું હવે પાછી જા. તને ગ્લાનિ થાય છે. હવે વધારે શ્રમ લઈશ મા."

પતિની સંનિધ મને ગ્લાનિ ! મારા પતિને જ્યાં તમે લઈ જશો ત્યાં હું આવી જ સમજજો. સજ્જનો સાથે એક વાર પણ શ્રેષ્ઠ સમાગમ થાય તો તેને સંગત કહે છે. એવો સમાગમ વધે તો એને મૈત્રી કહે છે. તમારા જેવા ધર્મરાજ સાથેનો સમાગમ નિષ્ફળ તો નહિ જ જાય."

"મારા અંતઃકરણને પસંદ પડે અને જ્ઞાની લોકોની બુદ્ધિને પણ વૃદ્ધિંગત કરે એવી હિતકારી વાણી તું બોલે છે. આ સત્યવાનના જીવિત વગર બીજો ગમે તે વર તું માગી લે. પણ હવે તું પાછી ફર. નકામો શ્રમ ન જ લે."

"આપે સર્વ પ્રજાને નિયમથી બાંધેલી છે. તેથી જ આપ ગમે તેને સ્વેચ્છાએ લઈ જઈ શકો છો. હું પણ એજ નિયમને વશ થઈને જ પતિને અનુસરૂં છું. આપ મને શા રીતે પાછી કાઢી શકો ? કોઈ પણ પ્રાણીનો મન, વચન કે ક્રિયાથી દ્વેષ ન કરવો, દ્રોહ ન

કરવો, ઊલટો એના પર અનુગ્રહ કરવો એ તો સજ્જનોનો સનાતન ધર્મ છે. સામાન્ય માણસોમાં પણ એ જ પ્રથા આપણે જોઈએ છીએ. જેઓ સામર્થ્યસંપન્ન છે તેઓ કેટલા મૃદુ અને ક્ષમાવાન હોય છે! સજ્જનો તો પોતાના શત્રુ ઉપર પણ દયા જ કરે છે."

"સાવિત્રી, તરસથી પીડાયેલા માણસને શીતળ જળ મળે એના જેવી ધર્મરહસ્ય પ્રકટ કરનાર તારી આ વાણી મને તૃપ્તિકારક લાગે છે. હે કલ્યાણિ, આ સત્યવાનના જીવિત સિવાય અન્ય ગમે તે વર તું માગી લે, અને પાછી જા. તું કેટલે દૂર આવી ગઈ?"

"મારા પ્રિય પતિની સંનિધિ હોવાથી મને આ સ્થાન જરાય દૂર નથી, અને જ્યાં न दूरमेतन्मम भर्तृसंनिधौ । મન પહોંચી શકે તે દૂર કહેવાય ખરું? માર્ગમાં ચાલતાં ચાલતાં મારી કેટલીક વાતો તો આપ સાંભળો. ભગવાન સૂર્યનારાયણના આપ પ્રતાપશાળી પુત્ર છો. મૃત્યુલોકના સર્વ લોકો માટે આપે સરખો જ ધર્મ લાગુ કર્યો છે. એને અનુસરીને જ પ્રજાઓ ચાલે છે. માટે જ હે ઈશ્વર, લોકોમાં ધર્મરાજ એ નામથી આપની ખ્યાતિ છે. ખરેખર, ધર્મનિષ્ઠ સજ્જનો ઉપર માણસને જે વિશ્વાસ હોય છે તેટલો પોતાના ઉપર પણ નથી હોતો. દરેક માણસ સજ્જનો પ્રત્યે પ્રેમ રાખે છે કે જ્યાં પ્રેમ હોય છે, સજ્જનો પ્રેમમૂર્તિ હોય છે, તેથી દરેકનો એમના પર વિશ્વાસ હોય છે."

"ભદ્રે, આવું ભાષણ તો અત્યાર સુધી મેં કોઈને મોઢે સાંભળ્યું ન હતું. હું સંતુષ્ટ થયો છું. એક આ સત્યવાનનું જીવિત છોડી બાકી ગમે તે માગી લે. હવે તારે કેટલે દૂર આવવું છે? તારા જેવી રાજકન્યાને આટલો શ્રમ યોગ્ય નથી."

સાવિત્રીએ આગળ ચલાવ્યું: "સજ્જનોનું ધર્માચરણ હમેશાં અટળ હોય છે. ધર્માચરણમાં તેઓ પાછી પાની કરતા નથી, અને ધર્માચરણમાં તેઓ દુઃખ પણ અનુભવતા નથી. સજ્જન સર્વદા નિર્ભય હોય છે. પોતાના સત્ય વડે તેઓ સૂર્યનું રક્ષણ કરે છે. પોતાના તપોબળ વડે તેઓ ભૂમિને ટકાવી રાખે છે. હે ધર્મરાજ, થઇ ગયેલા અને આજના વર્તમાન સર્વ લોકોને આધાર તો સજ્જનોનો જ છે. શ્રેષ્ઠ લોકો આ જ રસ્તે ગયા છે એવું સ્મરણ કરી સજ્જનો પરકાર્યમાં રત રહે છે, અને બદલાની અપેક્ષા રાખતા નથી. સજ્જનોનો સમાગમ નિષ્ફળ જતો નથી. એમની પાસેથી મળેલું દ્રવ્ય નષ્ટ થતું નથી. આ નિયમ આબાધિત હોવાથી સજ્જનો એ જ વિશ્વના સંરક્ષણકર્તા છે."

"હે પતિવ્રતે, તેં ધર્મનું હાર્દ મારી આગળ ખોલ્યું છે. જેમ જેમ તારી પવિત્ર વાણી સાંભળતો જાઉં છું તેમ તેમ તારા પ્રત્યે ઉત્કૃષ્ટ ભક્તિ મારા હૈયામાં બંધાય છે, તારી ઇચ્છામાં આવે તે વર માગી લે."

સાવિત્રીનું કાજ સર્યું. એ ઉત્સાહથી બોલી: "ભગવાન, અત્યારસુધી જાણે મારા પાપનું ફળ જ મારી આગળ ઊભું થતું હોય તેમ, 'સત્યવાનના જીવિતને બાદ કરીને,' એવું વચન મારે સાંભળવું પડતું. તે આપના આ વચનમાં નથી. હું ધન્ય થઈ ગઈ છું. સત્યવાન ફરી જીવતો થાય એ વર હું માગી લઉં છું. કેમકે પતિ વિના જીવવું એ મરણસમાન જ છે. મને પતિને છોડીને સુખની, લક્ષ્મીની અથવા સ્વર્ગની પણ ઇચ્છા નથી. પતિના વિયોગ સાથે જીવવું પણ મને ન ગમે."

જે ત્રિકાલમાં ન ટળે એવું હતું તે સાવિત્રીની ધર્મનિષ્ઠાથી અને એકનિષ્ઠ પ્રેમથી ટળ્યું. યમરાજે પોતાના પાશ છોડી દીધા, અને તેઓ બોલ્યા: 'હે કુલનંદિનિ કલ્યાણી

સાવિત્રી, આ તારા પતિને મે છોડી દીધો. હવે એ નીરોગી, તારા મનોરથો પૂર્ણ કરનાર એવો ચારસો વર્ષ સુધી જીવશે અને તારી સહાયથી એને ધર્મપ્રાપ્તિ થશે. સત્યવાન ધર્માચરણથી પૃથ્વીમાં સર્વત્ર પ્રખ્યાતિ પામશે, અને અનંતકાળ સુધી તારી કીર્તિ આ લોકમાં અમર થશે. તને પ્રિય એવો વર તો મે તને આપ્યો. પણ એ પહેલાં ચાર વાર મેં તને વર આપવાનું કહ્યું છે તેના બદલામાં તું કાંઈ માગી ન લે ત્યાંસુધી હું તારા બંધનમાં જ છું. મને કૃપા કરીને વચનમુક્ત કર."

હવે તો સાવિત્રીને માગવા જેવું ઘણું સૂઝે તેમ હતું. એણે પોતાના સસરાને ફરી દષ્ટિ પ્રાપ્ત થાય, એવું રાજ્ય એને પાછું મળે, પિતાને પુત્ર નથી તે પુત્રવાન થાય એવું એવું ઘણું માગી લીધું.

યમરાજ સત્યવાનને છોડીને પોતે પણ મુક્ત અને સંતુષ્ટ થયા અને એમણે પોતાના મંદિર તરફ પ્રયાણ કર્યું. સાવિત્રી પોતાના પતિનું શબ જ્યાં પડયું હતું ત્યાં પાછી આવી અને એણે પતિનું માથું ફરી ખોળામાં લીધું. એ પતિવ્રતાના હસ્તનો સ્પર્શ થતાં જ સત્યવાન સજીવન થયો અને આંખો ઉઘાડી અત્યંત પ્રેમથી સાવિત્રી તરફ જોવા લાગ્યો.

ઊઠતાં વેંત સત્યવાન બોલ્યોઃ "હું કેટલો વખત સૂઈ રહ્યો ? તેં મને વખતસર કેમ ન ઊઠાડયો ? અને જે મને ખેંચીને લઈ ગયા હતા તે શ્યામવર્ણના પુરુષ ક્યાં છે ?"

એ વખતે સાવિત્રી કેટલા હર્ષથી બોલી હશે ! મરી ગયેલા પતિને ફરી જીવતા થઈ પ્રેમવાણી બોલતા સાંભળી તેને કેટલો આનંદ થયો હશે ! એ બોલીઃ "આપ ઘણો વખત સૂતા છો. પ્રજાનું સંયમન કરનાર યમરાજ આપને છોડીને ચાલ્યા ગયા છે. હવે થાક ઊતર્યો હોય તો ઊઠો એ જ ઠીક છે. જુઓ, ચારેકોર અંધારું થવા આવ્યું છે."

સત્યવાન ઊઠયો. ઊઠીને આમતેમ જોવા લાગ્યો. ભુલાઈ ગયેલી વાત સાંભરતી હોય તેમ આખો વનપ્રદેશ જોઈને એણે કહ્યુંઃ "પ્રિયે, તારી સાથે ફળો વીણ્યાં અને લાકડાં કાપ્યાં અને પછી માથામાં ભારે વેદના થવાથી હું સૂઈ ગયો એટલું સાંભરે છે. ત્યારપછી કોણ જાણે શું થયું. મને ખૂબ ચક્કર આવ્યાં એટલામાં એક ભારે તેજસ્વી પુરુષ દેખાવા લાગ્યો. પછીનું કાંઈ યાદ આવતું નથી. શું એ બધું સ્વપ્નું હશે ? તેં કાંઈ એવું જોયું ? સાવિત્રી પ્રસંગ સમજે એવી હતી. એણે કહ્યુંઃ "આર્યપુત્ર, હવે બહુ મોડું થયું છે. પિતાશ્રી આપણી રાહ જોતા હશે. જુઓ, રાત્રે ફરનાર પશુઓના શબ્દો સંભળાય છે. શિયાળવાં રૂએ છે. ઝાડનાં પાંદડાં પણ કેવો ઘોર અવાજ કરે છે ! બધી વાત તમને કાલે કહીશ. અત્યારે તો ઘેર ચાલો."

સત્યવાન સાવ થાકી ગયો હતો. ચાલવું એને માટે મુશ્કેલ હતું. ચોમેર છાયેલો અંધકાર જોઈ અને કેટલે દૂર જવાનું છે એનો વિચાર કરી એણે કહ્યુંઃ "અત્યારે પાછા જવું મુશ્કેલ છે, અને અંધારામાં તને રસ્તો પણ નહિ જડે." સાવિત્રી સારી પેઠે મુંઝાઈ. જવું ઠીક કે ન જવું ઠીક ? પોતે નિર્ણય ન કરી શકી. એટલે એણે પતિને જ પૂછયું. એ પેલી પાર દાવાગ્નિથી દગ્ધ થયેલાં વૃક્ષોમાં ક્યાંક ક્યાંક ઠેકાણે અગ્નિ દેખાય છે. એમાંથી થોડોક દેવતા આણી હું લાકડાં સળગાવીશ એટલે એના અજવાળામાં આપણે જઈ શકીશું. અને જો મંદવાડની અસરથી આપને માટે ચાલવું અશક્ય હોય તો આપણે બન્ને આખી રાત અહીં જ ગાળીશું; સવારે ઘેર જવાશે."

સત્યવાન પણ એ જ દુવિધામાં હતો. ચાલવા જેટલી શક્તિ ન હતી અને ઘેર ન જઇએ તો વૃદ્ધ માતપિતા કેવું કલ્પાંત કરી મૂકશે એનો એને ખ્યાલ હતો. એણે કહ્યું: "માતપિતા મને ન જુએ તો કેટલાં દુઃખી થશે! હું જ એમનો એકમાત્ર આધાર છું ને! કેવી ગફલત કે અત્યારે સૂતો રહ્યો! આ વેરી નિદ્રા પર મને ચીડ ચડી છે. અત્યાર સુધી પિતાશ્રીએ મારી શોધમાં કાંઇ ને કાંઈ કર્યું હશે. જો એમનું કાંઈ અનિષ્ટ થાય તો મારાથી જીવાય જ નહિ. અત્યારે ઘેર ગયે જ છૂટકો." પિતાશ્રીનું દુઃખ અને પોતાની નબળાઇનો વિચાર કરતાં સત્યવાન રડી પડ્યો. ધીરોદાત્ત પુરુષ રડી પડે છે ત્યારે અબળા જ એને સાંત્વન આપી શકે છે. નિષ્ઠાવાન સાવિત્રીએ મુગ્ધ પ્રાર્થનાનાં વેણુ કાઢ્યાં. પતિની આંખમાંનાં આંસું લૂંછી કાઢી એ બોલી: "જો અત્યાર સુધી મેં કાંઈ પણ તપ કર્યું હોય, વિનોદમાં પણ અસત્ય ન બોલી હોઉં તો આજની રાત મારા સાસુ, સસરા તથા પતિને સુખકર થાઓ! ત્યારપછી પ્રેમશાલિની સાવિત્રીએ પોતાના કેશ બાંધી લીધા અને પતિનો હાથ ઝાલી એને માંડમાંડ ઊભો કર્યો. પિતાશ્રી માટે વીણેલાં ફળ તરફ સત્યવાનની નજર ગયેલી જોઈ તેણે કહ્યું: આ કરંડિયો હું ડાળે લટકાવી રાખીશ. કાલે સવારે લઈ જઇશું. લાકડાં પણ છો અહીં જ પડ્યાં. આ એકલી કુહાડી હું સાથે લઇશ. પછી એણે પતિનો હાથ પોતાના ડાબા ખભા ઉપર રાખ્યો, અને પોતાનો જમણો હાથ એની કમરે વીંટાળી એ ગજગામિની ધીમે ધીમે ચાલી. સત્યવાનને સાવિત્રીનો આવી રીતે આશ્રય લેતાં સંકોચ થયો કે નહિ, કોણ જાણે. પણ એ બોલ્યો: "હે ભીરુ, આ રસ્તે હું ઘણી વાર ગયો છું એટલે રસ્તો મારો જાણીતો છે. હવે તો ચાંદરણું પણ પાંદડાંમાંથી પ્રવેશ કરી કાંઈક માર્ગ દેખાડે છે. આગે ખાખરાની ઝાડી છે ત્યાં જરા ચેતવા જેવું છે. ત્યાં બે રસ્તા આવે છે. એમાંનો ઉત્તર તરફનો રસ્તો તે આપણો. હવે ઝટ ચાલ. મને કાંઈક ઠીક લાગે છે, માતપિતાને જલદી જઇને મળીશું."

અહીં દ્યુમત્સેનને એકાએક દૃષ્ટિ પ્રાપ્ત થઈ, એટલે એ તો આશ્ચર્યચકિત જ થયો. પણ એ આશ્ચર્ય લાંબા વખત સુધી ટક્યું નહિ. સૂર્યાસ્ત થયો અને દીકરા તથા વહુને નહિ આવેલાં જોઇને ઘરડે પગે એણે ચારે કોર ખોળ શરૂ કરી. કેટલીયે વાર પગમાં કાંટા વાગ્યા. અણિયાળા પથરાઓએ ઘરડા શરીરમાં હજી લોહી છે કે નહિ એની તપાસ કરી. દર્ભના ખૂંપરાને અનેક વાર લાલ અભિષેક થયો. પડોશના બ્રાહ્મણોએ આ વૃદ્ધોની દયા ખાઈ પોતે પણ ખૂબ તપાસ કરી. ક્યાંય પત્તો ન મળ્યો એટલે બધાં પાછાં આવ્યાં. એક જણે ધૂણી સળગાવી. બીજા એકે જૂના કાળની કેટલીક અદ્ભુત વાતો છેડી. પણ માબાપની ધીરજ ખૂટી તે ખૂટી. તેમણે પોક મૂકીને રોવાનું શરૂ કર્યું: "હે પુત્ર, હે સાધ્વી વધુ, તમે ક્યાં છો?" સત્યવાદી બ્રાહ્મણોએ આશ્વાસન આપવા માંડ્યું. સુવર્ચા બોલ્યો: "સાવિત્રી, તપ ઈંદ્રિયદમન અને સદાચારથી યુક્ત છે. તેથી મારી ખાતરી છે કે સત્યવાન જીવતો છે." તપસ્વી ગૌતમ બોલ્યો: "મેં ચારે વેદનું સાંગ અધ્યયન કર્યું છે, બ્રહ્મચર્યનું પાલન કરી ગુરુ અને અગ્નિને સંતુષ્ટ કર્યા છે. એકલા વાયુનું ભક્ષણ કરી કેટલાયે ઉપવાસ કર્યા છે. એકેએક વ્રતનું એકાગ્ર અંતઃકરણ સાક્ષી પૂરે છે કે તમારો સત્યવાન જીવતો છે, એનું કુશળ છે. મારા વચન ઉપર ભરોસો રાખો." ગૌતમના શિષ્યને પણ થયું કે આપણે પણ એમાં કાંઈક ઉમેરીએ. તે બોલ્યો: "અમારા ગુરુ મહારાજના મુખમાંથી નીકળેલું એક પણ

વચન અત્યાર સુધી ખોટું પડ્યું નથી એટલે હું ખાતરીપૂર્વક કહું છું કે સત્યવાન જીવે છે." બીજા અનેક ઋષિઓએ પોતપોતાની ધારણા પ્રમાણે આશ્વાસન આપ્યું. છેલ્લે દાલ્ભ્ય ઋષિ બોલ્યાઃ " સાવિત્રી વ્રત કરીને કશું ખાધા વગર ગઈ છે એટલે તારો દીકરો જીવે છે એ વિષે શંકા જ નથી. અને રાજા, તારી દૃષ્ટિ તને પાછી મળી છે એ જ એનો પરચો છે." બે ઘટિકા સુધી આવી વાતો ચાલી. એટલામાં બન્ને જણ ઘેર આવી પહોંચ્યાં. બ્રાહ્મણોએ આનંદથી કહ્યુંઃ " જો રાજા, તારો દીકરો ને તારી વહુ તને પાછાં મળ્યાં છે. તારી દૃષ્ટિ પણ તને પાછી મળી છે. હવે તારો અભ્યુદય નજીક આવ્યો સમજજે."

પછી તો બધે આનંદ આનંદ વ્યાપી રહ્યો. કેટલાયે સવાલો પુછાયા અને જવાબ અપાયા. ઋષિઓએ સાવિત્રીને આગ્રહ કર્યો કે બનેલી બધી બિના સવિસ્તર કહેવી જ જોઈએ. ગૌતમે કહ્યુંઃ " સાવિત્રી, તને પ્રત્યક્ષ અને અતીંદ્રિય બન્ને વસ્તુનું જ્ઞાન છે. તારા તેજથી તો તું કેવળ સાવિત્રી દેવતા જેવી છે. ગુપ્ત રાખવા જેવું કાંઈ ન હોય તો સકળ વૃત્તાંત અમને કહે." સાવિત્રીએ સુખથી મીઠું થયેલું પોતાનું દારુણ દુઃખ બધું વર્ણવ્યું. ત્યારે બધા ઋષિઓ એકઅવાજે બોલી ઊઠ્યાઃ અમારા રાજાનું આખું કુળ સંકટરૂપી અંધારા ખાડામાં ડૂબતું હતું તે હે સાધ્વિ! તેં પોતાનાં શીલ, પોતાનાં વ્રત અને પુણ્ય વડે આજે તાર્યું છે. વાતો પૂરી થઈ એટલામાં રાત પણ પૂરી થઈ અને અરુણોદય સાથે દ્યુમત્સેન રાજાના રાજ્યના લોકોના પ્રતિનિધિ રાજાને પાછો બોલાવવા ત્યાં આવી પહોંચ્યા. શત્રુને ત્યાં ભારે રાજ્યક્રાંતિ થઈ, શત્રુઓ મરાયા અને પ્રજાએ એકમતથી રાજા દ્યુમત્સેન જ અમારે રાજા જોઈએ એવો આગ્રહ રાખ્યો. એટલા માટે અમે આવ્યા છીએ એમ સચિવોએ કહ્યું. અહીંની બધી વાતો સાંભળીને બધાં તપસ્વિની સાવિત્રીને પગે લાગ્યાં.

નારદે ભાખેલાં સાવિત્રીનાં દુર્દૈવોથી દુઃખિત થયેલો સાવિત્રીનો પિતા ઘેર બેઠો આજે કેવો થયો હશે? અને આ આનંદસમાચાર કહેવડાવવાનું કોઈને તો સૂઝ્યું હશે જ?

વૈશંપાયન કહે છેઃ સાવિત્રીની આ પુણ્યકથાએ આજ લગી અસંખ્ય લોકોને આશ્વાસન આપ્યું છે અને હવે પછી પણ જે કોઈ સાવિત્રીનું આ ઉત્કૃષ્ટ આખ્યાન શ્રવણ કરી ધ્યાન ધરશે તેના સર્વ મનોરથ પૂર્ણ થશે અને એ દુઃખમુક્ત થશે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર




## (૧) નોકરશાહીનો દોર

આંગુલ ઓરિસ્સા પ્રાંતનો નોન-રેગ્યુલેટેડ વિભાગ છે, તેમાં બે તાલુકા છે. આંગુલ મહાલ ને ખોંડ મહાલ. ખોંડ મહાલ તો હજી ઘણી જ જંગલી દશામાં છે. આંગુલ ઈ. સ. ૧૮૪૮ માં બ્રિટિશ હકુમતમાં આવ્યો. આંગુલના રાજાની ગેરવ્યવસ્થા, જુલમ ને બંડખોરીના પરિણામે તે ખાલસા કરવામાં આવ્યો. ખોંડના જંગલી વતનીઓ 'મેરિયા' નામના મનુષ્યયજ્ઞો કરતા તેથી આંગુલ પછી સાત વર્ષે એટલે ઈ. સ. ૧૮૫૫ માં બ્રિટિશ તંત્રમાં ખાલસા કરી દેવામાં આવ્યો. આ બંને વિભાગો ખોંડના રાજ્યથી છૂટા પડેલા છે. બન્નેનાં પાટનગર વચ્ચે નેવું માઈલનું અંતર છે. બન્નેની કુલ વસ્તી સવાબે લાખ છે. પ્રદેશ ડુંગરાળ હોઈ ખરા ઉનાળામાં પણ લીલોતરીથી છવાયલો રહે છે. દેખાવ ઘણો જ સુંદર લાગે છે. આછી વસ્તી ને વ્યવહારનાં સાધનોની ઊણપને લીધે તેનો જોઈએ તેવો વિકાસ થયો નથી. ટાલચરની કોલસાની ખાણો સુધી નવી રેલવે નંખાવાથી હવે આંગુલ રેલવેથી માત્ર પંદર માઈલ જ દૂર રહ્યું છે; જ્યારે ખોંડ મહાલથી રેલવે લાઈન હજી સો માઈલ દૂર છે. હમણાં હમણાં મોટરવ્યવહાર ઠીક વધ્યો છે.

છતાં એનું રાજ્યતંત્ર હજી પુરાણી ઢબે જ ચાલે છે. સર્વસત્તાધીશ ડેપ્યુટી કમિશ્નર તેના પર એકહથ્થુ સત્તા ચલાવે છે. ઇસવી સન ૧૯૧૩ ના ત્રીજા કાયદા મુજબ ત્યાં અમલ ચાલે છે. પ્રથમ ઓરિસ્સાનાં બીજા એકચક્રી રાજ્યોના કાયદા મુજબ ઈસવી સન ૧૮૯૪ના આંગુલ લૉઝ ડિસ્ટ્રિક્ટ રેગ્યુલેશન મુજબ વ્યવહાર ચાલતો. એ મુજબ જિલ્લાની કોઈ પણ કોર્ટ બ્રિટિશ હિંદના કોઈ પણ કાયદાને હાથમાંના પ્રશ્નને બંધબેસતો બનાવી શકે, ને એવી કોર્ટનો કોઈ પણ પ્રકારનો ફેંસલો કોઈ પણ રીતે પલટાવી શકાય નહિ. બિહાર ને ઓરિસ્સા ખાતેની પટનાની હાઈકોર્ટમાં કોઈ પણ પ્રકારની અપીલ ચાલી શકે નહિ. ઈસવી સન ૧૯૩૩ ના માર્ચ સુધી ઓરિસ્સાના દેશીરાજ્યો માટેના ખાસ પોલિટિકલ એજન્ટને ને ત્યાર પછી ઓરિસ્સા વિભાગના કમિશ્નરને જ કાંઈક અરજ કરી શકાય. રાજતંત્ર જ ન્યાયાધિકારીનું મહેસુલખાતાનું ને ફોજદારીનું તમામ કામકાજ કરે છે. જિલ્લાના મુકદ્દમાઓમાં વકીલોની હાજરી માટે પણ સ્થાનિક સરકારને નિયમો ઘડવાની સત્તા આપવામાં આવેલી છે. જિલ્લાના રોજના કારભારમાં કોઈ પણ મુલાકાત લેનારને અંદર આવતો અટકાવી શકાય, તેમ જ કોઈ પણ ઘરધણીને બહારના મહેમાનને આશ્રય આપતો પણ રોકી શકાય છે.

નોકરશાહીના દોરનો તાજો જ દાખલો મહાત્મા ગાંધીજીની આંગુલની મુલાકાત પર મુકાયલો પ્રતિબંધ છે. આંગુલના ઘરધણીને એમનું સ્વાગત કરવાની મનાઈ કરવામાં આવી

હતી. આ વાત જ દેશની આંખ ઉઘાડવા બસ છે. ડેપ્યુટી કમિશ્નરના હાથમાં મુકાયલી એકહથ્થુ સત્તાનો પૂરેપુરો ઉપયોગ કરવામાં આવ્યો છે. કોઈ પણ પ્રકારનું કારણ દર્શાવ્યા સિવાય હિંદની માનીતી આંતરરાષ્ટ્રીય વ્યક્તિને આંગુલના એક ગામડામાં થોડા કલાક રહેવાની મનાઈ કરવામાં આવી છે. દેશભરને તેમજ એ ડેપ્યુટી કમિશ્નરને પણ સારી રીતે ખબર છે કે મહાત્માજી અસ્પૃશ્યતાનિવારણ અર્થે જ પ્રવાસ કરે છે ને તેની પાછળ કોઈ પણ પ્રકારનો રાજકીય હેતુ નથી. આંગુલ જિલ્લામાં જ પ્રવેશ કરતાં મહાત્માજીને ન અટકાવવામાં આવ્યા કે પ્રવેશ કર્યા બાદ બહાર કાઢવામાં ન આવ્યા એટલું જ નસીબ.

સાધારણ સમજ પ્રમાણે તો સરકાર એ જિલ્લાને સામાન્ય રાહે નિયંત્રિત કરવા ઇચ્છતી જ નથી. મોર્લી મિન્ટો કે મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા એની પ્રાચીન જોહુકમીને સ્પર્શ પણ કરી શક્યા નથી.

વર્તમાન પરિસ્થિતિ કરતાંય વધારે ખરાબ હકીકત તો એ છે કે ઇસવી સન ૧૯૩૩ ની બંધારણીય સુધારાની અયોગ્ય રજૂઆતોમાં પણ આ પ્રાંતોનો ઉદ્ધાર નિર્માયો નથી. સુધારાની ૧૦૬ કલમ મુજબ કોઈ પણ વિભાગને નામદાર સરકાર આ સુધારાથી બાકાત રાખશે એટલે અત્યારે છે એથી પણ વધારે અંગુલ જેવા વિભાગો સરજાવવાનું નામદાર સરકારને હસ્તક રહેશે. અત્યારે સામાન્ય બંધારણથી આંગુલને સાવ બાકાત રાખવામાં આવેલું છે. વળી ૧૦૮ મી કલમ મુજબ એવા બાકાત રાખેલા વિભાગોની સુવ્યવસ્થા ને શાંતિ માટે ગવર્નર પોતાની ઇચ્છા મુજબ નિયમો ઘડી શકશે. વળી ફીડરલ ધારાસભા કે પ્રાંતિક ધારાસભાએ કરેલો ને આ પ્રાંતને લાગુ પડતો કોઈ પણ કાયદો ગવર્નર સુધારી કે નાબૂદ કરી શકશે. એટલે ધારાસભાએ ઘડેલા કોઈ પણ કાયદાને ગવર્નર ઇચ્છા મુજબ ઠોકરે ઉડાવી શકશે. એમ કરવાનું કોઈ પણ કારણ દર્શાવવામાં નહિ આવે, તેમ એ વિષે ધારાસભામાં પ્રશ્ન પણ પૂછી શકાશે નહિ. બીજા શબ્દોમાં નામદાર શહેનશાહની કાઉન્સીલને પણ જે સત્તા નથી તે આ અદનો સેવક ધરાવી શકશે ને બીનજવાબદાર હાકેમ તરીકે વર્તશે.

૧૦૯ મી કલમ તો એથી યે વધારે જોખમભરેલી છે. આવા વિભાગો પરત્વેના કોઈ પણ પ્રશ્ન ઉપર ધારાસભામાં પ્રશ્ન પૂછી શકાશે નહિ, તેમ ચર્ચા પણ ઉઠાવી શકાશે નહિ. એટલે આંગુલમાં પોલીસ ટોળા પર ગોળીબાર કરે અગર તો જલિયાંનવાલા જેવી કતલ ચલાવે તો ઇસ્વી સન ૧૯૫૦ માં પણ ઓરિસ્સાની ધારાસભામાં કે અખિલ હિંદની આમની સભામાં એક પ્રશ્ન પણ પૂછી શકાશે નહિ. ટૂંકામાં, આ બાકાત રાખવામાં આવેલા વિભાગો પરત્વેનું ચાર કલમોનું શ્વેતપત્રનું આખુંય પ્રકરણ બે અઢી કરોડની વસ્તીવાળી હિંદની પુરાણી વસ્તી માટે ભયંકર છે. છોટા નાગપુરના સાંતાલો, મધ્ય પ્રાંતોના ગોંડ ને બ્રહ્મપુત્રાની ખીણની ડુંગરાળ જાતિઓ હમેશાં આવા નૉન રેગ્યુલેટેડ જિલ્લા તરીકે ગવર્નરની હકુમતમાં જ રહેવાની: પ્રજાતંત્રનું તો એમણે સ્વપ્નુંય નહિ દેખવાનું.

એટલે આ પછાત વસ્તીથી બીજાં પચાસ વર્ષ માટે સંસ્કૃતિમય રાજતંત્રને દૂર ધકેલી દેવામાં આવશે: ઉપરોક્ત કલમોનો આજ અર્થ થતો હોય તો એથી વધારે અન્યાય કયો હોઈ શકે ?*

—રમણીકલાલ દલાલ

* 'પીપલ' તા. ૫-૬-૩૪ ના અંકમાં શ્રી. અમૃતલાલ વિ. ઠક્કરે લખેલા Outrageous instances of autocracy નામના લેખ ઉપરથી.

# (૨) દુનિયાભરનાં પુસ્તકાલયો

ઈ. સ. પૂર્વે ૩૪૦૦ વર્ષ પહેલાં બેબીલોનિયા અને આસીરિયામાં ઈંટો ઉપર, માટી ઉપર લેખો ખોદી કાઢવામાં આવતા હતા. આ વસ્તુઓ મંદિર, મઠ વગેરેમાં સાચવી રાખવામાં આવતી હતી. રાજાઓ પોતે રાજ્ય સંબંધી લેખ સાચવી રાખતા હતા. મિસરના રાજનગર થીબ્જમાં ઈ. સ. પૂર્વે ૧૩૦૦ વર્ષ પહેલાંનું પુસ્તકાલય હાથ લાગ્યું છે. તેમાં જુદી જુદી જાતનાં પુસ્તકો છે. અલેક્ઝાન્ડ્રિયામાં ટ્રોલ્મી રાજાઓનાં પુસ્તકાલયો પ્રસિદ્ધ હતાં. તેમાં લાખો ગ્રંથો હતા જ્યારથી કાગળ બનવા લાગ્યા ત્યારથી તેમાં સાવચેતી, લેખનકળા વગેરે ખીલતાં ગયાં. મધ્યકાળ સુધી યુરોપમાં પુસ્તકાલયોને દાટી રાખવામાં આવ્યાં હતાં. ચોરાઈ જવાના ભયથી તેમ થયું હતું. છાપખાનાં વગેરે નીકળવાથી પુસ્તકાલયોમાં ઘણું પરિવર્તન થયું છે. સોળમા સૈકામાં પ્રજાતંત્રે તેની સિકલ ફેરવી નાખી. સૂચિપત્રો વગેરે પ્રસિદ્ધ પામ્યાં. આજકાલ પુસ્તકાલય એ શિક્ષણનું મુખ્ય અંગ મનાય છે. પ્રસિદ્ધ અંગ્રેજ લેખક કાર્લાઈલ કહે છે કે 'પુસ્તકાલય જ સાચું વિશ્વવિદ્યાલય છે તેમાં પરીક્ષાની ચિંતા નથી હોતી.'

### અમેરિકા

ઈ. સ. ૧૮૭૬ માં 'પુસ્તકાલય સંઘ' સ્થપાયો. ઈ. સ. ૧૮૫૦ માં આખા દેશમાં જૂજ પુસ્તકાલય હતાં. પરંતુ આજે તેની સંખ્યા લગભગ ૬૫૦૦ ની છે. ઈ. સ. ૧૯૨૫ માં ૫૬ ટકા જેટલી વ્યવસ્થા થઈ ગઈ. ત્યાં દર વર્ષે ૬ કરોડ રૂપિયા ખર્ચાય છે. દર વર્ષે અસંખ્ય પુસ્તકો નવાં આવે છે. સૌથી મોટું પુસ્તકાલય વૉશિંગ્ટનનું કોંગ્રેસ નામનું છે. તેમાં લગભગ ૪૦ લાખ પુસ્તકો છે. તેનું મકાન બે કરોડ રૂપિયાના ખર્ચે બંધાયેલું છે. બીજું 'શેક્સપિયર–પુસ્તકાલય' છે તેમાં સાડાત્રણ અબજ રૂપિયાની ભેટ થયેલી છે.

### ગ્રેટબ્રિટન

ઈ. સ. ૧૬૦૮ માં નૉર્વિચમાં સાર્વજનિક પુસ્તકાલય પ્રથમ થયું. ઈ. સ. ૧૭૦૬ માં પહેલા પુસ્તકાલયને લગતો કાયદો થયો. ઈ. સ. ૧૮૫૦ માં એક પૌંડે ½ પેન્સનો કર દાખલ કર્યો. ઈ. સ. ૧૯૧૩ માં એક ઉદાર સદ્‌ગૃહસ્થે ૩ કરોડ રૂપિયા પુસ્તકાલયને ભેટ કર્યા. દર વર્ષે ૩ કરોડ રૂપિયા પુસ્તકો પછવાડે ખર્ચાય છે. ૯૬ ટકા માણસો તેનો ઉપયોગ કરે છે. લંડનમાં ૧૫૦ એવાં પુસ્તકાલયો છે કે જેમાં દસ હજારથી ઓછાં પુસ્તકો નથી. સૌથી મોટું પુસ્તકાલય 'બ્રિટિશ મ્યુઝિયમ' છે જે ઈ. સ. ૧૭૫૩ માં સ્થાપવામાં આવેલું છે. તેની અંદર ૩૩ લાખ કરતાં વધુ પુસ્તકો છે. હમેશાં ૫૦ થી ૬૦ નવાં પુસ્તકો આવે છે. આંધળાને ભણાવવા માટે પણ ૧ લાખ અને ૪૪ હજાર પુસ્તકો છે. 'ઇંડિયા ઑફિસ પુસ્તકાલય'માં ૩૪ હજાર પુસ્તકો જુદી જુદી ભાષાનાં છે. હમણાં સ્થાનકવાસી જૈન શ્રીયુત ચંપતરાય બૅરિસ્ટરે 'શ્રી મહાવીર પુસ્તકાલય'ની સ્થાપના લંડનમાં કરી છે.

### ફ્રાન્સ

'બિબ્લિયોથિક નેશનલ' પુસ્તકાલય છે. સ્થાપના ઈ. સ. ૧૫૬૩ માં થયેલી છે. તેમાં ૪૦ લાખથી વધારે પુસ્તકો છે. દેશમાં ૧૧૧ પુસ્તકાલયો છે.

### જર્મની

પુસ્તકો અને પુસ્તકાલયોની સંખ્યામાં સૌથી પ્રથમ નંબર જર્મનીનો આવે છે. મોટું પુસ્તકાલય ત્યાંની રાજધાની બર્લિનમાં છે. તેમાં ત્રીસ લાખ પુસ્તકો છે. દરસાલ ૫૦ હજાર

નવાં પુસ્તકો આવે છે. વીસ હજાર પત્ર-પત્રિકાઓ આવે છે. પુસ્તકાલયનું મકાન ૧૩ માળ ઊંચું છે અને તેની અંદર ૩૨૦ માણસો કામ કરે છે. જર્મનીમાં ૧૬૦ પુસ્તકાલયો છે, ઈ. સ. ૧૮૯૮માં પુસ્તકાલયનો પાયો નંખાયો હતો. ઈ. સ. ૧૯૦૦માં પુસ્તકાલય સંઘ સ્થપાયો.

**ઈટાલી**

ઈ. સ. ૧૮૯૩માં ઉન્નતિ થઈ. ૪૫૦ પુસ્તકાલયો છે. રોમમાં 'રાષ્ટ્રીય પુસ્તકાલય'માં સાડાચાર લાખ પુસ્તકો છે.

**રશિયા**

દસથી બાર વર્ષમાં ઉન્નતિ થઈ. ઈ. સ. ૧૯૨૧માં લેનિને ઉન્નતિ કરી. દશ વર્ષમાં એક કરોડ જેટલાં માણસો લખતાં વાંચતા શીખ્યાં. અત્યારે ૧૫૦૦ મોટાં, ૪ હજાર ગ્રામ અને ૫૦ હજાર ફરતાં પુસ્તકાલયો છે. લેનિનગ્રેડમાં ( સેન્ટ પીટર્સબર્ગ ) 'લેનિન સ્મારક પુસ્તકાલય'માં ૩૦ થી ૪૦ લાખ પુસ્તકો છે. દર વર્ષે ૩૬ હજાર જેટલાં નવાં પુસ્તકો દાખલ થાય છે.

**યુરોપના બીજા દેશો**

હોલાંડમાં ૫૦૯ પુસ્તકાલયો છે. બેલ્જિયમમાં ૨૧૦૦ પુસ્તકાલયો છે. ડેનમાર્કમાં ૮૦૦ પુસ્તકાલયો છે. દર સાલ ૧૯ લાખ રૂપિયા ખર્ચાય છે. નોર્વેમાં પણ ઈ. સ. ૧૮૪૪માં પુસ્તકાલયની સ્થાપના થઈ. સ્વીડનમાં ૮૫૦૦ પુસ્તકાલયો છે. ઝેકોસ્લોવેકિયામાં ઈ. સ. ૧૯૧૯માં પ્રથમ પુસ્તકાલય સ્થપાયું. ઈ. સ. ૧૯૨૦માં પુસ્તકોની સંખ્યા ૩૪૦૦ની હતી. ઈ. સ. ૧૯૨૬માં ૧૬૨૦૦ની થઈ ગઈ. દર સાલ લાખો રૂપિયા ખર્ચે છે.

**જાપાન**

ઈ. સ. ૭૭૫માં પ્રથમ પુસ્તકાલય સ્થપાયું. પુસ્તકાલયોની સંખ્યા ૪૧૬૮ની હતી. પરંતુ ઈ. સ. ૧૯૨૩માં ધરતીકંપ થયો અને બધાં પુસ્તકોનો (લગભગ આઠ લાખ પુસ્તકોનો) નાશ થઈ ગયો. પરંતુ રૂા. ૭૫૦૦૦ની મદદ બ્રિટિશ સરકારે કરી તેથી ૭ લાખ નવાં આવ્યાં છે.

**ચીન**

ત્રણ હજાર વર્ષ પૂર્વેનું પુસ્તકાલય છે. છાપખાનાની કળા પ્રથમ અહીંથી નીકળી. મોટાં પુસ્તકાલયમાં ૪ લાખ પુસ્તકો છે. ૩૦૦ પુસ્તકાલયો છે.

**ભારતવર્ષ**

ગુપ્તકાળમાં ફાહિયાન તાડપત્ર ઉપર લખેલા ગ્રંથોનાં ૫૨૦ બંડલ ચીનમાં લઈ ગયો હતો, ઇત્સિંગ ૫૦૦ ગ્રંથ લઈ ગયો હતો અને દરેકમાં ૬૦૦ શ્લોક હતા. સાતમા શતકમાં નાલંદાનું 'રત્નોદધિ' નામનું પુસ્તકાલય સૌથી પ્રસિદ્ધ હતું. ૬ માળ તો તેનું મકાન ઊંચું હતું અને ૩૦૦ ઓરડા હતા.

ગુપ્તકાળમાં મંદિરો અને મઠોમાં પણ પુસ્તકોનો સંગ્રહ સારા પ્રમાણમાં હતો. પાલ રાજાઓના વખતમાં 'ઉદન્તગિરિ,' 'વિક્રમશિલા' નામનાં વિશ્વવિદ્યાલયો હતાં. તેઓ રત્નોદધિ કરતાં પણ મોટાં હતાં. તેમાંથી ઘણાં પુસ્તકો નેપાળ, ભૂતાનમાં લઈ જવામાં આવ્યાં છે અને ઘણાંનો બખત્યાર ખિલજીએ નાશ કરી નાખ્યો.

જૈન સાહિત્ય આજે ઘણું ભંડારોમાં ઊધઈ ખાય છે. પ્રથમ ગોરજી લેકોના હાથમાં

તે આવેલું, પછી સાધુઓના હાથમાં પણ કેટલુંક આવ્યું; પરંતુ દુર્બદ્ધિને લીધે કોઈ કોઈને આપતું નથી. પાટણ, ઉજ્જન, મારવાડ, ગૂજરાત વગેરેમાં ઘણા ભંડાર છે. પાટણમાં ૧૩ હજાર હસ્તલિખિત પ્રતોનો સંગ્રહ હતો અને છે પણ ખરો.

ચાલુક્ય રાજા વિસળદેવનો ' ભારતી ભાંડાગાર ' નામનો પ્રસિદ્ધ સંગ્રહ અજમેરમાં ' અઢી દિનકા ઝૂંપડા 'ના રૂપમાં ફેરવાઈ ગયો છે. હૈદ્રાબાદમાં પણ ભંડારોની તપાસ ચાલે છે.

મુસલમાન બાદશાહોના સમયમાં મોટાં મોટાં પુસ્તકાલયો હતાં. અલાઉદ્દીન ખિલજીના પુસ્તકાલયનો પ્રમુખ કવિ અમીર ખુશરૂ હતો. દક્ષિણમાં નિજામુદ્દીન ઓલિયાને ત્યાં પુસ્તકાલય હતું, અને બ્રાહ્મણી રાજ્યમાં મહમદગવાંનું પુસ્તકાલય પણ પ્રસિદ્ધ હતું. હુમાયુએ ' શેર મંડળ ' નામનું પુસ્તકાલય બંધાવ્યું હતું. અકબરના વખતમાં સંસ્કૃત ગ્રંથોનું ફારસી અને અરબીમાં ભાષાન્તર થયું હતું. શાહી પુસ્તકાલયોનો ઉપરી ફૈજી હતો. ગૂજરાતમાંથી તે ઘણાં પુસ્તકો લઈ ગયો હતો. કાવ્ય, આયુર્વેદ, જ્યોતિષ, દર્શન, ભાષા, ગણિત, ધર્મશાસ્ત્ર વગેરે વિભાગો હતા. જહાંગીર અને શહાજહાંને પણ સાહિત્યનો ઘણો શોખ હતો. દક્ષિણમાં નિઝામ અને ટીપુ સુલતાને ફારસી પુસ્તકોનો સંગ્રહ કરાવ્યો હતો. આ પુસ્તકોનો નાશ બળવામાં થઈ ગયો.

રાજપૂત પુસ્તકાલયોનો સંગ્રહ મંદિર, મઠ અને મસ્જિદમાં રહેતો. પ્રાચીન વિદ્યાના ધામ કાશીમાં સત્તરમી સદીનાં મોટાં પુસ્તકાલયોની યાદી મળી આવે છે.

' ભાંડારકર ઇન્સ્ટીટ્યુટ ' પૂનામાં ૨૦ હજાર, ' મદ્રાસ ઓરિએન્ટલ લાયબ્રેરી 'માં ૨૩ હજાર, ' કલકત્તા એશિયાટિક સોસાયટી 'માં પણ અસંખ્ય પુસ્તકો છે. સરસ્વતી ભવન અડિયાર, કાશી, તાંજોર વગેરે સ્થળે સંસ્કૃત પુસ્તકોનો ભંડાર છે. વડોદરા, બિકાનેર, મ્હૈસુર, જયપુર, જોધપુર, કાશ્મીર, ત્રાવણકોર અને નેપાળમાં પણ પુસ્તક ભંડાર છે. પટણા અને હૈદ્રાબાદમાં પણ પુસ્તકભંડાર છે.

ખુદાબક્ષને પુસ્તકોનો ખૂબ શોખ હતો તે તેના નોકર સાથે ઈરાન, અરબસ્તાન અને એશિયા માઇનોરમાં ફર્યો હતો અને પુસ્તકો લાવ્યો હતો.

હાલ પુસ્તકાલયોમાં ' કલકત્તા ઇમ્પીરિયલ લાયબ્રેરી ' ઈ. સ. ૧૮૯૯માં લોર્ડ કર્ઝને સ્થાપી. તેમાં ૨ લાખ ૮૫ હજાર પુસ્તકો છે. તે સિવાય અલ્લાહાબાદ, લખનૌ, લાહોર, મુંબઈ, અમદાવાદ ( મહાવિદ્યાલય લાયબ્રેરી ગૂ૦ કોલેજ લાયબ્રેરી વગેરે )માં પણ ઘણાં પુસ્તકો છે. વડોદરા રાજ્ય પુસ્તકોના શોખમાં પ્રથમ સ્થાને છે. રાજ્યની 'સેન્ટ્રલ લાયબ્રેરી' જોવા જેવી છે. કરોડ રૂપિયાના ખર્ચે તૈયાર કરવામાં આવી છે. ૨૦ હજાર તો હસ્તલિખિત પ્રતો છે. તે સિવાય બીજાં અગણિત પુસ્તકો છે. પ્રાચીન સાહિત્યનો શોખ પણ રાજ્યને પુષ્કળ છે. હમણાં જ થોડા દિવસ પહેલાં પ્રાચ્ય વિદ્યા પરિષદ્ ભરવામાં આવી હતી. તેમના રાજ્યમાં ૪૫ મોટાં, ૮૧૮ ગામડાંનાં, ૪૬૩ ફરતાં પુસ્તકાલયો અને લગભગ ૨૦૦ વાંચનાલયો છે. પ્રતિવર્ષ એક લાખનો ખર્ચ કરે છે.

આખી દુનિયાનું પુસ્તકાલય સંમેલન ઈ. સ. ૧૯૨૯માં રોમમાં ભરાયું હતું તેમાં ૩૫ દેશના ૧૩૦૦ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી.

( હિન્દી ઉપરથી )

સકરચંદ શાહ



હમણાં હું પ્રવાસે જઈ આવ્યો. ઊપડતી વખતે જ મેં નક્કી કર્યું કે મારે પ્રવાસ-વર્ણન તો લખવું જ. હમણાં હું કંઈ જ લખતો નથી તો એટલું તો કરું. પણ પ્રવાસ-વર્ણનો અનેક જાતનાં હોય છે. કોઈ પોતે જોયેલાં કલાત્મક સ્થાપત્યનાં કે ચિત્રકલાનાં વર્ણન લખે છે, કોઈ ઐતિહાસિક સ્થળોની માહિતી ઉતારે છે, કોઈ નિસર્ગસૌન્દર્યનાં લલિત વર્ણનો દ્વારા વાચકોનાં દિલ બહલાવે છે, કોઈ સામાજિક રીતરિવાજોની વિશિષ્ટતાઓ નોંધે છે, કોઈ રાજકીય કે આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ રજૂ કરે છે, કોઈ મહાન વિભૂતિઓનાં રેખાચિત્રો ચીતરે છે તો કોઈ વળી પ્રાણી કે વનસ્પતિ વિષે સાચી કે ખોટી હકીકતો લખે છે. મને થયું, મારે આ જૂને ચીલે નથી ચાલવું.

ચીલે તો સબ કોઈ ચલે, ચીલે ચલે કપૂત;
ઉચ્ચીલે ઇત્તે ચલે, સિંહ, સીંચાણો, સપૂત.

સિંહ કે સીંચાણાની તિર્યગ્યોનિમાં ગણાવા હું તૈયાર હોઉં કે ન હોઉં એ સ્વતંત્ર સવાલ છે, પણ હું કપૂત ગણાવા તૈયાર નથી. એટલે મેં નક્કી કર્યું કે મારે મારા પ્રવાસમાં કોઈ નવી જ વસ્તુ શોધી કાઢવી અને તે ગુજરાતને ચરણે ધરવી.—પણ હવે મારે પ્રસ્તાવના પૂરી કરી પ્રવાસવર્ણન શરૂ કરી દેવું જોઈએ.

હમણાં થોડા દિવસ હું મુંબઈ રહી આવ્યો. એમ તો હું ઘણી વાર મુંબઈ ગયો છું, પણ આ વખતે જેટલું રહ્યો અને રખડ્યો એટલું કદી રહ્યો કે રખડ્યો નહોતો. વળી આ વખતે તો હું પ્રવાસવર્ણન લખવાનું નક્કી કરીને ગયો હતો એટલે મારામાં ઉત્સાહ પણ ભરપૂર હતો. પ્રવાસવર્ણન લખવા માટે મારે કઈ દૃષ્ટિએ નિરીક્ષણ કરવું એનો વિચાર કરતાં મને થયું કે આ ગાંધીવાદ અને સમાજવાદના જમાનામાં જનતાજનાર્દન – લોકો-એ જ પ્રધાન વસ્તુ છે. અને હું રહ્યો સાહિત્યક (શબ્દ બરાબર હશે?) એટલે મારે લોકસાહિત્યની દૃષ્ટિએ મુંબઈ નગરીનું નિરીક્ષણ કરવું એવો ઠરાવ કર્યો. કોઈને થશે કે મુંબઈ અને લોકસાહિત્ય એ બેનો સંબંધ મુંબઈમાં હમણાં શ્રી. મેઘાણી રહે છે એટલા

પૂરતો જ છે—મુંબઈમાં લોકસાહિત્ય મળે નહિ, ખપવાનું હોય તો ખપે ખરું; પણ ના, આ માન્યતા ખોટી છે અને લોકચિત્તમાં આવો ભ્રમ પેદા કરવામાં શ્રી. મેઘાણી જેવા જ દોષપાત્ર છે. લોકસાહિત્ય ગામડાંમાં જ હોય એવી ભ્રમમૂલક માન્યતા હમણાં રૂઢ થઈ ગયેલી લાગે છે. આજ સુધી જે જે સાહિત્ય લોકસાહિત્યને નામે ગુજરાતને ધરવામાં આવ્યું છે, એ બધાં ય સાહિત્ય કરતાં જેમાં લોકપ્રતિભા અને લોકકલ્પના અને લોકકવિતા વિશેષ પ્રમાણમાં પ્રવર્તે છે એવી લોકસાહિત્યની અતિશય વિશાળ, જીવન્ત અને નિત્યનૂતન શાખા તો મુંબઈ જેવાં લોકારણ્યમાં જ ફૂલે, ફાલે અને ફળે છે. મારી પહેલાંના લેખકોએ જે લોકસાહિત્ય સંગ્રહીને ગુજરાતને ધર્યું છે તે તો મૃત સાહિત્ય છે—તે વાતો, તે રાસો, તે ગીતો અને ગરબીઓ તથા ખાયણાં તો ગયાં—જવા બેઠાં. એ તો મિસરનાં મમીની માફક જડ પુસ્તકનાં પાનાંમાં સંઘરી રાખીએ એટલું જ. પણ મને જે સાહિત્યની શોધ મળી છે તે તો રોજ બરોજ ખીલતું જ જાય છે. એનો વિકાસ માનવજાતના વિકાસ જેટલો જ રસપ્રદ અને બોધક છે. પણ મારે આ બધું આમ પહેલેથી કહી ન દેવું જોઈએ. મારો હીરો સાચો હશે તો એનું તેજ ઢાંકયું રહેવાનું નથી.

કોઈને થશે કે જો આ શાખા હું કહું છું એવી વિશાળ, જીવંત અને નિત્યનૂતન હોય તો આજ સુધી કેમ કોઈનું ધ્યાન એના તરફ ન ગયું? બરાબર છે, મને પણ હવે એમ જ થાય છે કે કેમ બધા લોકસાહિત્યના અભ્યાસીઓની આંખે પડળ આવી ગયાં—આપણા લોકસાહિત્યના એકચ્છત્ર સમ્રાટ્ શ્રી. મેઘાણી આજ કેટકેટલો કાળ થયાં મુંબઈમાં વસે છે છતાં તેમને પણ કેમ આ ન સૂઝ્યું! પણ જગતમાં મહાન સત્યોની શોધ કોઈ પ્રતિભાસંપન્ન પુરુષ કરી આપે ત્યારે જ લોકોનું ધ્યાન તે તરફ ખેંચાય છે, અને સૌને એમ થાય છે કે આ તો હું પણ શોધી કાઢી શકત. મને ચોક્કસ ખાતરી છે કે આ વિષે પણ એવું જ થવાનું છે. જે ઘડીએ હું કહીશ કે લોકસાહિત્યની આ વિશિષ્ટ અતિવિસ્તૃત શાખા તે દુકાનોનાં નામનાં પાટિયાં છે, તે ઘડીએ સૌ કોઈ પોતપોતાના સાથળ ઉપર થપાટ મારીને બોલી ઊઠશે કે એ વસ્તુ મારા ખ્યાલમાં જ હતી. પણ કોઈક અતિશાસ્ત્રીય અથવા કહો કે શાસ્ત્રાંધ માણસ પૂછશે કે નામનાં પાટિયાંને સાહિત્ય ગણી શકાય? નામનાં પાટિયાં સાહિત્ય છે—કાવ્ય છે એ તો જે કોઈ આ લેખ વાંચશે તે કબૂલ કરનાર છે, પણ વાંધો લેનાર પેલા શાસ્ત્રાંધ વર્ગને શાસ્ત્રના પ્રમાણ વિના શાતા નથી વળતી, એટલે મારે શાસ્ત્રનું પ્રમાણ પણ આપવું પડશે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રના સમર્થ ગ્રંથ 'કાવ્ય પ્રકાશ'ના કર્તા શ્રી. મમ્મટાચાર્યે લખ્યું છે: काव्यं यशसेऽर्थकृते—એટલે યશ કે અર્થને માટે કહેતાં નામ કે નાણાંને માટે જે લખાય તે કાવ્ય. સામાન્ય રૂઢ અર્થમાં જેને આપણે કાવ્ય કહીએ છીએ એના લેખકોના જીવનનિર્વાહનો આધાર એમનાં કાવ્યો ઉપર હોય છે તેના કરતાં આ નામનાં પાટિયાં ઉપર એના કવિના જીવનનિર્વાહનો આધાર અનેકગણો વધારે હોય છે; બલ્કે હું એમ કહેવા તૈયાર છું કે એ કવિ પોતાનું સમગ્ર જીવન એ કાવ્ય ઉપર જ નિર્ભર રાખે છે. વળી આ કાવ્યોના લેખકોનો વર્ગ પણ કેટલો વિશાળ અને વિવિધ છે. એમાં ન્યાતજાતનો, ભણેલાઅભણનો, ગરીબતવંગરનો કે ઊંચનીચનો—કોઈ પણ જાતનો ભેદભાવ તો છે જ નહિ. વાર્તાઓ, ગીતો કે રાસો તો બહુ ઓછા લખતા હશે, પણ આ પાટિયાં તો જે કોઈ દુકાન માંડે એ લખવા લખાવવાનો જ. એટલે લોકસાહિત્યના સાચા પ્રતિનિધિરૂપે આ પાટિયાં જ ગણાવાં જોઈએ એવો મારો દૃઢ મત છે.

આટલું એની પ્રતિષ્ઠાને અંગે. હવે આગળ. નામોનાં પાટિયાંઓનું નિરીક્ષણ કરવાનું નક્કી થયું એટલે મેં જીવને જોખમે—સાચે જ જીવને જોખમે—પાટિયાં ઉપર નજર રાખી ફરવા માંડ્યું. હું ટ્રામમાં જતો હોઉં કે બસમાં, ગાડીમાં કે પગપાળો તો યે મારી આંખો પાટિયાં જ જોતી હોય. સમાધિ વિના સિદ્ધિ મળી કદી જાણી છે?

મારું ધ્યાન ખેંચનાર પહેલું પાટિયું 'શ્રી શંકર વિલાસ હિન્દુ વિશ્રાંતિ ગૃહ'નું હતું. શંકરનું નામ વાંચતાં વેંત જ મારી નજર સામે શ્મશાનવાસી, ભાંગગાંજામાં ચકચૂર રહેનાર, વ્યાઘ્રચર્મ અને ભભૂતિધારી ખાખીની મૂર્તિ ખડી થઈ. એને અને વિલાસને શો સંબંધ? એવો પ્રશ્ન થયો. આવું નામ કેમ પાડ્યું હશે? આમ હું હોટલોનાં નામોનો વિચાર કરતો થયો.

મને થયું, શહેરોમાં હોટલ અને હેરકટિંગ સલૂન દહાડે નહિ એટલાં રાતે અને રાતે નહિ એટલાં દહાડે વધ્યા જ કરે છે. લૉન્ડ્રી કંપનીઓ પણ એ જ વર્ગમાં આવે. બીજી બધી દુકાનવાળાઓને તો પોતાની દુકાન માટે ખાસ નામ શોધી કાઢવાની જરૂર પડતી નથી. પોતાનું નામ લખે અને ધંધો લખે એટલે પત્યું. જેમકે:

કાનજી નાનજી ગાંધી
છૂટક તથા જથાબંધ કરિયાણાના વેપારી

---

ઇબ્રાહીમ કરીમ ઍન્ડ સન્સ
છત્રીઓ બનાવનાર તથા વેચનાર

---

પ્રેમા લાલા
સદ્‌ગૃહસ્થો તેમજ બાનુઓનાં કપડાં શીવનાર વગેરે.

પણ પહેલાં કહેલા ત્રણ ધંધાઓમાં આ પ્રમાણે નથી ચાલતું.

શરૂઆતમાં જ્યારે હોટલ નવી નવી નીકળી હશે, ત્યારે તો માત્ર 'હોટલ' કે 'હિન્દુ હોટલ' કે 'શુદ્ધ બ્રાહ્મણિયા હોટલ' એવું સામાન્ય નામ જ લખાતું હશે. પણ પછી જેમજેમ સંખ્યા વધતી ગઈ તેમતેમ સામાન્ય છોડી વિશેષ નામ પાડવાની જરૂર ઊભી થઈ હશે. આપણે હિન્દુઓ એટલા તો ધર્મપ્રાણ છીએ કે બાળકથી માંડીને હોટલ સુધી નામ પાડવામાં આપણે આપણાં દેવદેવીઓને ભૂલી જ શકતા નથી. આથી જુદાંજુદાં દેવદેવીઓના ઉપાસકોએ તે તે દેવદેવી ઉપરથી નામ પાડવાં શરૂ કર્યાં. એવાં નામો હજી યે ઘણાં જોવામાં આવે છે.

શ્રીકૃષ્ણ વિજય હિન્દુ હોટલ
શ્રી સરસ્વતી ભુવન હિન્દુ ઉપહારગૃહ વગેરે.

અને

શ્રી ભૈરવ આનંદ ભુવન વિશ્રાંતિગૃહ
શ્રી ધૂતપાપેશ્વર આર્યૌષધિ સંગ્રહાલય

જેવાં ભડકામણાં નામો પણ એ જ પ્રક્રિયાનાં પરિપક્વ ફળો છે. આવાં નામો પાડવાં સહેલાં છે. દેવદેવીના નામની સાથે 'વિલાસ' 'વિજય' 'ભુવન' 'નિવાસ' વગેરે શબ્દો યોજ્યા

કે નામ થયું. અને આ યોજનામાં જ્યારે કલ્પના ઉત્તેજાય છે ત્યારે કોઈક વાર આજન્મ-બ્રહ્મચારી હનૂમાનને નામે પણ

**શ્રી હનૂમાન વિલાસ હિન્દુ હૉટલ**

ખોલાય છે.

આ દેવદેવીઓનાં નામોની વાત ચાલે છે એ ઉપરથી મને એક બીજી વાત યાદ આવે છે. આજથી વીસેક વર્ષ પહેલાં મુંબઈમાં ફરનાર માણસને મરીન લાઈન્સ સ્ટેશન સામે આવું પાટિયું વાંચવા મળત—

**કિંગ એડવર્ડ ધી સેવન્થ બેકરી**

બાજુમાં જ

**એમ્પ્રેસ વિકટોરિયા વૉશિંગ કંપની**

અને કોઈ જગ્યાએ

**જ્યોર્જ ધી ફિફથ હેરકટિંગ સલૂન**

અથવા

**પ્રિન્સ ઑફ વેલ્સ રેસ્ટોરાં**

વગેરે નામો વાંચવા મળત. પણ ત્યાર પછી મને યાદ છે કે સરકારે ખાસ હુકમદ્વારા આવાં નામો પાડવાની મના કરી એટલે એ નામો આજે ક્યાંય જોવામાં આવતાં નથી. આમ કરીને સરકારે હાથે કરીને ઇતિહાસસંરક્ષણને જીવલેણ ઘા કર્યો છે; નહિ તો આ રીતે અહીં હિંદમાં ઇગ્લંડનો ઈતિહાસ અનાયાસે સચવાયા કરતો હતો. મુસલમાનો કોઈ વ્યક્તિનાં નામોનો ઉપયોગ કરતા નથી એટલે તેમના પૂજ્ય પુરુષો આવી જાહેરાતથી વંચિત રહ્યા છે જો કે મુંબઈમાં કોઈ કોઈ જગ્યાએ ‘ મુસ્તફા કમાલ પાશા ’નું નામ નજરે ચડે છે.

એક એક દેવતાને અનેક ભક્તો હોય છે, એટલે આ દેવદેવીનાં નામો પરથી પાડેલાં નામો ઝટ બેવડાવાનો સંભવ છે. પરિણામે થોડા જ વખતમાં એ સંસ્કૃત દેવતાઓને ‘ ન્યૂ ’ ‘ સ્પેશિયલ ’ જેવાં અંગ્રેજી અને ‘ નૂતન ’ ‘ નવીન ’ જેવાં સંસ્કૃત વિશેષણો વળગવા માંડે છે:

**ધી સ્પેશ્યલ હનૂમાન વિજય હિન્દુ હૉટલ**

**ધી ન્યૂ લક્ષ્મી વિલાસ હિન્દુ હૉટલ**

**સ્પેશ્યલ આત્માનંદ ભુવન હિન્દુ ઉપાહારગૃહ** વગેરે.

[ આ ‘ ઉપહારગૃહ ’ શબ્દ ફરી વાર આવ્યો. એને વિષે બે વાત લખવા જેવી છે. એ શબ્દનો પ્રયોગ શરૂ કર્યો લાગે છે મહારાષ્ટ્રીઓએ. મહારાષ્ટ્રીઓ જોડણીમાં કે શબ્દ-યોજનામાં સામાન્ય રીતે ભૂલ નથી કરતા, છતાં કોણ જાણે કેમ પણ આ શબ્દ ખોટો યોજાયો છે અને તે એ જ રૂપે સર્વત્ર દેખા દે છે સાચો શબ્દ ઉપાહારગૃહ છે. ‘વિશ્રાંતિ ગૃહ ’ અને ‘ આશ્રમ ’ શબ્દનો પ્રયોગ પણ મૂળ મહારાષ્ટ્રીઓનો છે એમ મારું માનવું છે. અસ્તુ. ]

આ નામો તો ઠીક છે, પણ જ્યારે મેં

**શ્રી રામબાણ હનૂમાન વિજય હિન્દુ હૉટલનું**

પાટિયું વાંચ્યું ત્યારે મને ભારે કૌતુક થયું. અહીં આહારવિહારની જગ્યાએ અચૂક સંહાર કરનાર રામબાણની શી જરૂર હતી એ મને ન સમજાયું. વળી એવી જ મૂંઝવણ ઊભી કરનાર બીજું પાટિયું

ભારત ઉદય વિજય હિન્દુ ઉપહારગૃહ

એ નામનું વાંચ્યું. અને ત્રીજું એક વૉશિંગ કંપનીનું

હિન્દ ભારત વૉશિંગ કંપની

આ નામોનો ઉદ્દેશ લોકોનું ધ્યાન ખેંચવાનો હોય છે—અથવા કહો કે લોકચિત્ત ઉપર પ્રભાવ પાડવાનો, પોતા પ્રત્યે લોકમનમાં સમભાવ જગાડવાનો હોય છે. એટલે જે વખતે લોકમાનસ જે નાડે ચાલતું હોય છે તેને વશવર્તીને નામ પાડવામાં આવે છે. આ રીતે જ્યારે રાષ્ટ્રીય પ્રવૃત્તિ જોરમાં શરૂ થઈ હશે અને લોકો રાષ્ટ્રીય શબ્દ માત્રથી આકર્ષાતા હશે ત્યારે

ધી નૅશનલ શ્રી કૃષ્ણ હિન્દુ હોટલ

શરૂ થઈ હશે. '૩૦ ની લડત વખતે ખૂબ જાણીતું થયેલું

એલાઈસ રેસ્ટોરાં

મહાન વિગ્રહ વખતે શરૂ થયું હોય એવું એના નામ ઉપરથી લાગે છે. એ જ પ્રમાણે મુંબઈમાં સેન્ટ્રલ સ્ટેશન બંધાયું કે તરત જ એ લત્તામાં

ઓગ્બે સેન્ટ્રલ હેર કટિંગ સલૂન

શરૂ થઈ ગયું. વળી હમણાં કોટમાં નવું 'રીગલ' થિયેટર બંધાયું એટલે

'રીગલ રેસ્ટોરાં'

જેવાં પાટિયાં નજરે ચડવા લાગ્યાં. આ જ પ્રમાણે સ્થાનનાં નામનો પણ ઉપયોગ થાય છે:

ધી કાલબાદેવી કોલ્ડડ્રીંક હાઉસ

ચોપાટી સામે સૌનું ધ્યાન ખેંચતી

મહાસાગર હિંદુ લૉજ

પણ આ જ વર્ગમાં આવે. ત્યાં એ નામ ખૂબ ઉચિત છે. પણ અમદાવાદમાં જ્યારે એ નામ વાંચીએ છીએ ત્યારે મન પ્રસન્ન રહેતું નથી. કંઈક વિચિત્ર સંવેદના થાય છે. અમદાવાદથી ખંભાતનો અખાત પણ ત્રીસ માઈલ દૂર છે!

ધોબી તળાવ આગળ જ્યારે મેં

ધી રિયલ હિન્દુ રેસ્ટોરાં

વાંચ્યું ત્યારે મને બહુ વિચિત્ર ન લાગ્યું, પણ ગિરગાંવ પર જ્યારે

ખરેખર હેર કટિંગ સલૂન

જોયું ત્યારે જો કોઈએ મારી મુદ્રા જોઈ હોત તો બસ મોટું પ્રશ્નવિરામ જેવા મળત. મને થયું કે શું ત્યારે બીજાં બધાં ખોટાં હશે? વાળ નહિ કાપતાં હોય? બીજા સલૂનવાળાઓ કેમ આની સામે વાંધો લઈ કાયદેસર પગલાં નથી લેતા? એની બીજી વિશેષતા એ છે કે એના ભાવ બીજાં બધાં સલૂન કરતાં અર્ધા છે.

ગિરગાંવ તરફ જ એક ઠેકાણે

સનાતન ધર્મરક્ષક દુગ્ધાલય

છે. મહાત્માજીએ રાજકારણમાં પ્રવેશ કર્યો તે જ અરસામાં ચા વિરુદ્ધ સખત ઝુંબેશ ચાલી હતી. કદાચ આ સંસ્થા તે અરસામાં અથવા તેને સ્મરણમાં રાખીને સ્થપાઈ હશે એમ હું ધારું છું. હોટલમાં જઈને માણસ ચા પીએ તો ધર્મહાનિ થાય, એ માન્યતાને લીધે વિમાસણમાં આવી પડેલા પેયવાંચ્છુઓની મુશ્કેલી ટાળવાનો એનો હેતુ હશે, એવું મેં માન્યું. થોડી જ વારમાં બીજું એક પાટિયું મારી નજરે પડ્યું—

આર્ય ધર્મ રક્ષક હિન્દુ હૉટલ

આર્ય સમાજીઓ સનાતનીઓ કરતાં જરા આગળ વધેલા ગણાય છે, એટલે એમણે ચાનો નિષેધ ન કર્યો, પણ એ લોકો આર્ય ધર્મનું રક્ષણ કરવામાં તો સનાતનીઓને પણ ટપી જાય એવા ઉગ્ર હોય છે. એટલે ધર્મને સાચવી લીધો. તમારો ધર્મ સલામત રહેતો હોય તો હૉટલમાં જવામાં અને ત્યાં ચા પીવામાં શો વાંધો?

આજના સુધરેલાઓને આવા ધર્મના બાધ હોતા નથી, તેમને વાંધો હોય છે સ્વચ્છતા-અસ્વચ્છતાનો. એમને માટે પણ એક ઠેકાણે

સ્વચ્છ હિન્દુ હૉટલ

મોજૂદ છે. વળી મહાત્માજીના પંથના માણસોની સગવડ સાચવવા

મહાત્મા લૉજ

કોઈકે શરૂ કરી છે. મહાત્માજીને પણ વાંધો ન આવે એવી લૉજ એવો એનો ભાવાર્થ હશે.

આ નામો સંસ્થાના ગુણ વ્યક્ત કરે છે. અહીં મને બે દવાખાનાંનાં નામ યાદ આવે છે. અમદાવાદમાં માણેકચોકથી રાયપુર જવાને રસ્તે એક જગ્યાએ

પંચતત્ત્વવિચારબલપોષક ઔષધાલય

આવેલું છે. આપણું શરીર પાંચ તત્ત્વોનું બનેલું છે, અને મગજ વિચારશક્તિ ધરાવે છે. એ બધાંયને પોષે એવું આ ઔષધાલય છે. તો કેમ એનો આશ્રય ન લેવો? આજથી દશેક વરસ ઉપર વલસાડમાં મેં

શ્રી ગદગંજનૌષધાલય

જોયું હતું. બધાય ગદ કહેતાં રોગોને ગાંજી નાખનાર દવાખાનામાં જવાનું કોને ન ગમે?

રામભરોસે હિન્દુ હૉટલ

તો મુંબઈમાં ઠામ ઠામ જોવામાં આવે છે. એ નામ તો એના માલીકના નામ ઉપરથી પડ્યું હશે એવી મારી કલ્પના છે. પણ કાઠિયાવાડના પ્રવાસ દરમ્યાન મેં

કુદરત આધીન હિન્દુ હૉટલ

જોઈ હતી. એનો માલીક દૈવવાદી હશે એવું મને થયું હતું. હમણાં દેવલાલીમાં મેં

ધી લોકાશ્રય હિન્દુ હૉટલ

એ નામનું પાટિયું વાંચ્યું. મુંબઈમાં પણ કોઈ ઠેકાણે આ નામ વાંચ્યું હોય એવું યાદ છે. હૉટલને તો લોકો આશ્રય આપે તો જ ચાલે ને! આ નામ મને ખૂબ યથાર્થ લાગે છે.

નાશિકના બજારમાં ફરતાં મેં એક જગ્યાએ

શ્રી કલ્પલતા આશ્રમ

એવું પાટિયું વાંચ્યું. પહેલાં તો મને કલ્પના ન આવી કે અહીં ભરબજારમાં શાનો આશ્રમ હશે!—પણ પાસે જઈને જોયું તો મિઠાઈની દુકાન હતી. 'જે માગો તે મળે' એ એનો અર્થ. એ આશ્રમ મૂકીને થોડે દૂર ગયો ત્યાં બીજું પાટિયું આવ્યું—

શ્રી બ્રહ્માનંદ ભુવન થિયેટર

બ્રહ્માનંદાનુભવનું આ સાચું સ્થાન છોડી વનજંગલ અને પહાડપર્વતમાં ભટકનારાઓ નિષ્ફળ ન જાય તો બીજું શું થાય? પણ લોકો બહુ જીદ્દી હોય છે. વળી મને થયું કે નાશિક જેવા તીર્થક્ષેત્રમાં તો હૉટલ અને થિયેટરને પણ આવાં જ નામો શોભે!

ચિકિત્સક સમૂહ હાઈસ્કૂલ

આ પાટિયું મેં મુંબઈમાં ઘણી વાર ટ્રામમાં બેઠાં બેઠાં વાંચ્યું છે. કાઠિયાવાડમાં એક ઠેકાણે

ગોવિંદા ગુણ ગાઓ રે હિન્દુ હોટલ

મેં જોઈ છે.

હું મારા એક મિત્ર આગળ આ બધાં નામોની વાત કરતો હતો. એટલે પછી તેમણે પણ મને એક વાત કહી.

"અમે નેશનલ મેડિકલ કૉલેજમાં ભણતા હતા. રહેવાનું અમૃતવાડીમાં રાખેલું. એ લત્તામાં બે હિન્દુ મંદિરો થોડે થોડે અંતરે આવેલાં છે. પુષ્કળ ભાવિક હિન્દુઓનો ત્યાં પગરવ, એટલે કોઈ નાપિક વીરને સૂઝયું કે ભાવિક હિન્દુઓને 'અપિલ' કરે એવું કોઈ નામ પાડી અહીં જો હેર કટિંગ સલૂન ખોલવામાં આવે તો ધંધો ધમધોકાર ચાલે. તેણે તો ઝટપટ એક ઓરડી ભાડે રાખી અને મોટા અક્ષરે સુંદર પાટિયું ચીતરાવી રાતોરાત ટાંગી પણ દીધું. સવાર થતાં જ દર્શનેચ્છુ ભક્તોની ભીડ શરૂ થઈ. જે કોઈ આ નવું પાટિયું જોતા તે ઘડીભર દર્શનની ઉતાવળ ભૂલી જઈ મોં વકાસી ત્યાં જ થંભી જતા, અને ક્ષણ પછી સાથી સાથે વાત કરતા કરતા ચાલ્યા જતા. પણ અક્સ્માત ધીમે ધીમે વધી અને ભાવભીના હિન્દુઓમાં પણ કંઈક રુદ્રતાનો સંચાર થયો. થોડી વારમાં કોઈ બે ત્રણ શરીરસંપન્ન મહારાષ્ટ્રીય ભક્તો એ દુકાન આગળ આવી ભક્તોને ન શોભે એવી વાણી ઉચ્ચારી પેલા નાપિકને પડકારવા લાગ્યા, અને તેને દુકાન બહાર ઘસડી આણી પ્રસાદ આપવા લાગ્યા. આખરે જ્યારે નાપિકે પેલું પાટિયું ઉતારી લેવાની કબૂલાત આપી અને તરત જ પાટિયું ઉતારી લીધું ત્યારે મહોલ્લો ફરી શાંત થયો પાટિયા ઉપર માત્ર દુકાનનું નામ જ લખેલું હતુંઃ

શ્રીમદ્ભગવદ્ગીતા હેર કટિંગ સલૂન

પ્રવાસવર્ણન તો પૂરું થયું. હવે માત્ર ઉપસંહાર બાકી રહ્યો. મારે બીજું કશું કહેવાનું નથી, પણ આ લેખમાં મેં આ અનેક દુકાનોની જાહેર ખબર 'પ્રસ્થાન' જેવા સુપ્રસિદ્ધ માસિકમાં વગર પૈસે કરી છે એનો તેઓને જરૂર લાભ મળવાનો. તો તેઓ મારા આ સહજ ઉપકારનો વિચાર કરી પોતાનાં માલ અને સેવાનો યત્કિંચિત્ લાભ મને આપશે તો યોગ્ય જ કર્યું કહેવાશે. મારે માત્ર છેલ્લી દુકાનના માલીકને મળેલા ઇનામમાં ભાગ નથી પડાવવો. આપણી સંસ્કૃતિ ત્યાગપ્રધાન છે એટલે હું પણ એટલો ત્યાગ કરવા તૈયાર છું.

जनार्दन




**વિવર્તલીલા**:—રચનાર તથા પ્રકાશક : નરસિંહરાવ ભોળાનાથ ( મરીન વિલા, ખાર ) કિમ્મત રૂા. ૧–૮–૦

સંવત ૧૯૭૪ થી સં. ૧૯૮૯ સુધીના પંદર વર્ષના લાંબા ગાળામાં વસંતમાં અંતરે અંતરે પ્રસિદ્ધ થયેલા લેખોનો આ સંગ્રહ છે. એ લેખો પ્રગટ થયા ત્યારે વિદ્વાનોનું તે તરફ ધ્યાન ખેંચાયું હતું અને અત્યારે તે પુસ્તકરૂપે પ્રગટ થતાં તેને અમે આવકાર આપીએ છીએ.

આ લેખમાળા કર્તા કહે છે તેમ કેવળ નવીન શૈલીમાં લખાઈ છે. આજે પશ્ચિમમાં નિબંધસાહિત્યમાં લેખક ઘણી જ છૂટ–મુક્તિ અનુભવે છે, એ સાહિત્યનું કોઈ ચોક્કસ રૂપ મનાતું નથી, આજકાલ કર્તાની અંગત લાક્ષણિકતાને તે વધારે ને વધારે પ્રતિબિમ્બિત કરે છે, છતાં તે કરતાં પણ આ શૈલી વધારે છૂટવાળી છે, કેવળ રસળતી છે, અને તે કર્તાના સ્વભાવ, તેમનાં સ્વાભાવિક લક્ષણોને વધારે નિકટ અનુસરી શકે છે.

કર્તાએ પુસ્તકનું નામ વિવર્તલીલા પાડયું છે અને તેનું કારણ પ્રારંભમાં બતાવેલું છે; પણ તે પણ તેમની અર્ધકાવ્યમય કલ્પના છે. ખરી રીતે આ એક સંસ્કારી, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખનાર, કવિતાકલ્પનાશીલ રસમીમાંસકની નોંધપોથી છે. બધા લેખો ચિન્તનાત્મક છે, પણ તે સાથે ગંભીર લાગણીવાળા હોઈ વાંચનારમાં પણ તેવી લાગણી ઉત્પન્ન કરનારા છે. શૈલી રસળતી છે, તેમાં નિબંધની પેઠે વિષયના આખા વિસ્તાર પર વ્યાપવાનું છે નહિ, છતાં તે વિષયને મધ્યબિન્દુએ સ્પર્શે છે. મન સ્વૈરગતિએ ચાલે છે, છતાં ક્યાંઈ વિચાર-સંબંધ શિથિલ થતો નથી. અને ક્યાંઈ કશું અપ્રસ્તુત આવતું નથી.

આને અમે નોંધપોથી કહીએ છીએ પણ તેમાં વાંચનાર લક્ષ બહાર રહ્યો નથી. ઘણી જગાએ વાંચનારને સંબોધન આવે છે, પણ તે સિવાય પણ લેખક તેને સાહિત્યના દૃષ્ટિબિન્દુથી લખે છે, એક સાહિત્ય તરીકે તે રસળતી શૈલીનું છે. અને એમ હોવાથી વાંચનાર લેખકની સાથે રસળવાનો આનંદ અનુભવતો લેખકનું વક્તવ્ય ગ્રહણ કરે છે.

અલબત, આમાંનો કોઈ લેખ ફિલસૂફીનો લેખ ગણી શકાય નહિ, પણ આમાં લેખકની ફિલસૂફી ડગલે ડગલે પ્રતીત થાય છે. આવા સ્વૈર ચિંતનમાં લેખકની ઊંડામાં ઊંડી માન્યતા, શ્રદ્ધા જ એની મેળે પ્રગટ થઈ શકે, અને તે અહીં થાય છે. અને ફિલસૂફીનો ગ્રન્થ ન હોવા છતાં વાંચનારને લેખકની ફિલસૂફીની સારામાં સારી અસર અહીં થવાનો સંભવ છે. કારણકે વાંચનાર કલેશ વિના લેખકની સાથે જાણે ચિંતનના ઇષ્ટપ્રદેશોમાં વિચરવા નીકળે છે. ચિંતન એટલું સ્વાભાવિક શરૂ થાય છે. એક વિષયમાંથી એવું સરલ

રીતે બીજામાં સરી પડે છે કે વાંચનાર અર્ધે અજ્ઞાત રીતે સ્વાભાવિક કુતૂહલથી ચિંતનમાં રમમાણુ થાય છે. આ ફિલસૂફીના લેખો નથી, પણ ફિલસૂફીના પ્રેરક છે.

શ્રીયુત નરસિંહરાવ આપણા થોડા ગદ્યલેખકોમાંના એક લાક્ષણિક ગદ્યલેખક છે. આ પુસ્તક તેમની ગંભીર ગદ્ય શૈલીનો એક સારો નમૂનો છે. બીજું એ કે સાહિત્યના અનેક પ્રદેશોમાં વિચરનાર આપણા એક લેખક તરીકે શ્રી. નરસિંહરાવના હૃદય–મનનાં ઊંડાણોના પ્રવાહો જોવાનું આપણને સ્વાભાવિક કૌતુક થાય, તે કૌતુકને તૃપ્ત કરવાનો અહીં સારો અવસર મળે છે. તેમના માનસઘડતરમાં અંગ્રેજી સાહિત્યનો મોટો ફાળો, તેમની ઈશ્વરની ભાવનામાં ક્રિશ્ચન ધર્મની અસર, તેમની રુચિના પક્ષપાતો, વગેરે સર્વ તેમના પ્રસન્ન માનસજલમાં આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ.

પણ આ પુસ્તક રસળતી શૈલીનું છે, ફિલસૂફીનું નથી, નિબંધનું નથી, માટે જ જે માણસની શ્રદ્ધા શ્રી. નરસિંહરાવથી જુદી રીતે ઘડાઈ હોય તેને આ પુસ્તક પ્રતીતિકર ન થાય એટલું જ નહિ કદાચ તેને આમાં સાહિત્યનો આનંદ પણ ઓછો આવે. આપણા વેગથી બદલાતા દેશમાં શ્રીયુત નરસિંહરાવનો જમાનો હવે ચાલ્યો ગયો દેખાય છે. તેમની ઈશ્વર ઉપરની આસ્થા અત્યારના પ્રગતિકારક વિચારકમાં એમના જેવી નથી, નવા માનસ-પૃથક્કરણશાસ્ત્રની અસરમાં આવેલો વિચારક બાલકને પુખ્ત માણસ કરતાં જરા પણ વધારે દિવ્ય માનવા અત્યારે ભાગ્યે જ તૈયાર છે; પણ સાહિત્યના અનુભવમાં એવાં અંગત મન્તવ્યોનો અંતરાય આવવા દેવો ન જોઈએ. સાહિત્યમાં શું કહ્યું છે તે સાથે કેમ કહ્યું છે એ પણ મહત્ત્વનું છે. અને જમાનો બદલાયા છતાં તેમની રસચર્ચા, માનસભાવોનાં કેટલાંક પૃથક્કરણો, ઉત્તમ સાહિત્યમાંથી ઉચિત દૃષ્ટાન્તો આપવાનું કૌશલ, વક્તવ્યને ટુચકાનું સમર્થન આપવાનું અને ટુચકામાંથી ગંભીર ને ગૂઢ સત્ય કાઢવાનું કૌશલ, ગુજરાતી ઉત્તમ કાવ્યોના ફકરા અને તેનું લાક્ષણિક વિવેચન, પ્રકૃતિસૌંદર્યનાં વર્ણનો અને એ સર્વને જાણે પ્રમાણશાસ્ત્રના કે કલાના નિયમ વિના ભેગાં કરી તેમ છતાં તેમાંથી સાહિત્યને આવશ્યક એકતા પ્રગટાવતી શૈલીને લીધે આને આપણા સાહિત્યમાં ચિરકાલનું સ્થાન મળશે. પણ એ સર્વ કરતાં અમને તો એમના જીવનમાંથી વહેતી, જીવનને ગંભીર અને રસમય કરતી, ક્યાંક વંકવોળામણીમાં દેખાતી ક્યાંક ન દેખાતી પણ સદા વહેતી, કરુણરસ સરિતા સૌથી વધારે અસર કરે છે અને આ દુનિયામાં જ્યાં સુધી સુખ કરતાં દુઃખ જ વધારે છે ત્યાં સુધી ઘણાને કરશે.

**તૂટેલા તાર** :–લેખક : સ્નેહરશ્મિ. સંચાલક અને પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ વાર્ષિક ફાળે ૦–૫–૬; છૂટક ૦–૮–૦

પરસાહિત્યની વાર્તાઓનાં ભાષાન્તર આપવાને બદલે પ્રકાશકે મૌલિક વાર્તા આપી તે અભિનન્દન યોગ્ય છે. આ વાર્તા શ્રી. શરદબાબુની વાર્તાની પ્રેરણાથી લખાઈ છે એટલે સહેજે શરદબાબુની વાર્તા સાથે તેની સરખામણી કરવાનું મન થાય. એમ કરતાં કહેવું જોઈએ કે શરદબાબુની વાર્તા કરતાં આ વાર્તાઓમાં બનાવોનું ગૂંથણ આછું છે, અને શૈલી શરદબાબુની શૈલી કરતાં વધારે વિસ્તારવાળી છે; પણ આની સરખામણી લેખકને પૂર્ણ ન્યાય આપતી નથી. કારણ કે લેખકની શક્તિ શરદબાબુથી તદ્દન ભિન્ન પ્રકારની છે. શ્રી. સ્નેહરશ્મિનાં ખાસ લક્ષણો મીઠી સરલ વહેતી શૈલી, તેમનાં પાત્રોના મુગ્ધ કાવ્યોચિત

ભાવો; તેમની નિર્દોષ રમતિયાળ નાયિકાઓ, અને વાંચનારને અસર કરતી ઊંડી લાગણી છે. આ ત્રણ વાર્તામાં ઘણાને પહેલી વધારે ગમશે, પણ શરદબાબુની વાર્તાની નજીકમાં નજીક મૂકી શકાય તેવી વાર્તા છેલ્લી 'મોટી બ્હેન' છે. લેખકે ગુજરાતના નવા યુગનાં સ્ત્રીપુરુષોને ચીતરવાનો પ્રયત્ન કર્યો છે તે ખરેખર આવકારયોગ્ય છે. લેખક બીજી વાર્તાઓ પોતાની ગુજરાત પરના પ્રેમની પ્રેરણાથી લખી વધારે ફતેહ મેળવે એમ ઇચ્છીએ છીએ.

**તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રોઃ**—લેખક 'એક પિતા'. સંચાલક અને પ્રકાશકઃ ઉપર પ્રમાણે. કિંમત વાર્ષિક ફાળે ૦-૨-૬ છૂટક ૦-૩-૦. તારુણ્યમાં પ્રવેશ કરતી કન્યાની કુતૂહલ વૃત્તિને તૃપ્ત કરવાને આવું પથ્ય સાહિત્ય ગુજરાતીમાં થોડું જ હશે. આ પુસ્તકમાં સ્ત્રીના શરીર વિશે તેમજ પ્રજનનમાં તે શું કામ કરે છે તે વિશે તટસ્થ અને શાસ્ત્રીય દૃષ્ટિએ વિવેચન કર્યું છે. અને તે સાથે લગ્નજીવન એ એક જ સ્ત્રીને માટે જીવન કૃતાર્થ કરવાનો માર્ગ નથી, સ્ત્રી પણ એકાકી જીવન ગાળી શકે એ નવીન મતનું પણ પૂરતું નિરૂપણ કરેલું છે. પૂજ્ય ગાંધીજીએ દર્શાવેલ સંયમનું સ્વરૂપ અને તેનું જીવનમાં સ્થાન પૂરેપુરું સમજાવેલ છે. કામજીવનમાં સંયમ અસ્વાભાવિક છે એવા મતને શાસ્ત્રીય ગણતા આ કાલમાં આ નાનું પુસ્તક સર્વેએ વાંચવા લાયક છે. મોટી ઉંમરની દરેક કન્યાને આ વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. અને સાથે સાથે આના લેખકને તારુણ્યમાં પ્રવેશના કુમારોને માટે આવું જ પુસ્તક લખવા ભલામણ કરીએ છીએ.

**નૂતન રશિયામાં ડોકિયું:**—ગુજરાતીમાં લાવનાર ગોવિંદરાવ ભાગવત. સંચાલક અને પ્રકાશકઃ રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. કિંમત વાર્ષિક ફાળે ૦-૬-૦, છૂટક ૦-૮-૦.

હજી સુધી અમારા ધ્યાનમાં આવેલી, અર્વાચીન રશિયા વિષે બહાર પડેલી ચોપડીઓમાં આ ચોપડી અમને સૌથી વધારે વિશ્વાસપાત્ર જણાઈ છે. અત્યારે રશિયા વિશે હિંદમાં સારી જિજ્ઞાસા છે ત્યારે આ ચોપડી વાંચવાની અમે સર્વને ભલામણ કરીએ છીએ. આ પુસ્તકનું મૂળ મૉરિસ હિન્ડસકૃત Broken Earth ઘણી જ રસિક ભાષામાં લખાયું છે. અને ભાષાન્તરમાં પણ એ રસ પ્રતીત થાય છે. અમે આ લેખકનાં બીજાં પુસ્તકો પણ પ્રકાશિત કરવાની ભલામણ કરીએ છીએ.

**જીવનચર્ચાઃ**—સંચાલક અને પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત વાર્ષિક ફાળે ૦-૭-૦ છૂટક ૦-૧૦-૦.

ગુજરાત વિદ્યાપીઠના કેટલાક અધ્યાપકો અને વિદ્યાર્થીઓનું એક તત્ત્વ ચર્ચા મંડળ સ્થપાયું હતું. અને તેના ઉપક્રમથી યોજાએલાં ૧૨ વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે. વિષયોનું સ્વરૂપ સમજવા પુસ્તકની અનુક્રમણિકા નીચે મૂકીએ છીએ.

| | |
|---|---|
| પરિચય | આચાર્ય કૃપાલાની |
| ૧ સમીક્ષા | કાકા કાલેલકર |
| ૨ સત્ય આચરણના પાયા | કિશોરલાલ મશરૂવાળા |
| ૩ જ્ઞાનસાધના | વિનોબા ભાવે |
| ૪ હિંદુ ધર્મગ્રન્થો અને સ્ત્રી | આચાર્ય કૃપાલાની |

| | |
|---|---|
| ૫ સંયમ | આચાર્ય કૃપાલાની |
| ૬ સ્વાતંત્ર્ય-સંયમ | નાનાભાઈ |
| ૭ પ્રૌઢ પ્રશ્નો | કાકા કાલેલકર |
| ૮ બાલશિક્ષણ | વિનોબા ભાવે |
| ૯ જૈન તત્ત્વજ્ઞાન | પં. સુખલાલજી |
| ૧૦ બ્રાહ્મસમાજનો ઉદય અને અસ્ત | ઇંદુભૂષણ મજુમદાર |
| ૧૧ નવયુવકોનું કાર્યક્ષેત્ર | નરહરિ પરીખ |
| ૧૨ પ્રેમ | રામનારાયણ પાઠક |

છેલ્લા નામ વિશે મૌન રાખી બાકીના વિશે કહીએ કે આ વિષયો અને વ્યાખ્યાતા એવા છે કે જેને સાંભળવા વિચારક ગુજરાતે હમેશાં ઉત્સુકતા બતાવી છે.

આ પુસ્તક ગુજરાત વિદ્યાપીઠ કેવી રીતે કામ કરતું હતું તે જાણવાને પણ ઉપયોગી છે. શ્રીયુત જેઠાલાલ ગાંધીએ આ પુસ્તક બહાર પાડીને જેમ વિદ્યાપીઠની સેવા કરી છે, ચર્ચામંડળના સંચાલક શાન્તિલાલ બૅંકર તરફનું મિત્રઋણ અદા કર્યું છે, તેમ જ ગુજરાતના નિબંધસાહિત્યમાં ઉમેરો કરી ગુજરાતી સાહિત્યની પણ સેવા કરી છે.

**હરિગીત અને બીજાં કાવ્યો :**—કર્તા અને પ્રકાશક : હીરાલાલ દ. મહેતા, નેધરલૅન્ડસ ટ્રેડિંગ સોસાઈટી, રંગૂન. આઠ આના.

પ્રગલ્ભતા જ્યાં ગુણ મણાય છે તેવા જમાનામાં કંઈક સંકોચથી સાહિત્યક્ષેત્રમાં આ નાનો કાવ્યસંગ્રહ લઈ પ્રવેશ કરતા આ જુવાન લેખકને અમે આવકાર આપીએ છીએ. આ સંગ્રહમાં ૧૦૩ "હરિગીત", 'મૃગનો માર્ગ' નામનું એક લાંબું ૨૧૬ પંક્તિનું કાવ્ય અને બીજાં નાનાં મોટાં ૨૩ પ્રકીર્ણ કાવ્યો છે. કર્તા જેને 'હરિગીત' કહે છે તે કોઈ કોઈ જગાએ શિથિલ બંધારણવાળી ગઝલો તરીકે વાંચવી વધારે ફાવે તેમ છે. કર્તાએ પોતાની મુખ્ય પ્રેરણા સ્વામી રામતીર્થ અને રામકૃષ્ણ પરમહંસમાંથી મેળવી છે અને તેમનો મુખ્ય ભાવ ઈશ્વરની ખોજનો જ છે. ગુજરાતથી દૂર મદ્રાસમાં અને અત્યારે રંગુનમાં રહેવાથી તેઓ કહે છે તેમ વર્તમાન ગુજરાતી સાહિત્યના સંસ્કારો તેમના મન પર ઊંડા અને વિપુલ પડ્યા નથી. માટે જ વર્તમાન કાવ્યસાહિત્યથી તેમની શૈલી જુદી પડી આવે છે. તેમનાં હરિગીતો અને પ્રકીર્ણ કાવ્યો ભક્તિના પ્રચલિત ભાવોને જરા રૂપાન્તર કરી મૂકે છે, તેમાં કર્તાની તરંગશક્તિ ક્વચિત્ દેખાય છે, પણ વિશાલ અર્થમાં કલ્પનાશક્તિ દેખાતી નથી. એ કલ્પનાનાં કંઈક ચિહ્નો તેમના લાંબા કાવ્ય 'મૃગનો માર્ગ'માં થાય છે. કાવ્ય ઉપર મથાળે '[ રાગ ઇચ્છાનુસાર ]' લખેલ છે, પણ ખરી રીતે તે ઘણી જગાએ શિથિલ થતી સવૈયાના દાદા બીજાની વિચિત્ર રચના છે. એક બે દાખલાથી તેમની વિશિષ્ટ શક્તિની પ્રતીતિ થશે. મૂર્તિપૂજનમાં ઈશ્વરનાં દર્શન ન થતાં તે કહે છે:

મૂર્તિ માતની સાથે મેં આ મંદિરમાં પગ મૂક્યો,
કારીગરી ચૂનની બનાવી
મહેલના સહુ માળ ચડાવી;
સંચયના ભંડારો દીઠા,
નજર મહારી ઠરી જોઈને ખટરસના ઘટ મીઠા!

અહા આથીયે હૃદય મધુર બન્યું ના,
લાલ ચૂંદડી મહીં હૃદય ધડક્યું ના,
જ્યોત સળગતી ઘૃત તણી પણ પ્રેમદીપ્તિ તો નવ પ્રગટી.
અમર માતનું હૈયું કેવું,
કઠિણ વજ્ર આરસના જેવું;
મુખ વિકસે પણ મધુર વચનની કુસુમવૃષ્ટિ નવ ખરતી,
હાવભાવમાં નવ કૈં બાકી—ઊર ઉમળકા પરપોટા—
સપાટી પર જળની એ નાચે ફુલાઇ વાયુથી ખોટા,
હોય હૃદય મહીં અરુણ પ્રેમ તો હૃદયા સાથ મને ચાંપે,
દયા હોય જો મણિ નેત્રમાં અંધ પુરુષને તે દોરે.
મૂર્તિ સાથ મારે ન સગાઈ,
હાય! ભૂલ મહીં ગયો ભરમાઈ;
પયઃપાનથી તૃષાર્ત મુખની કોઈ દિવસ નહી આશ પૂરી.

પ્રથમ પંક્તિમાં 'માત' ને બદલે 'માતા' વાંચો. એટલે પંક્તિ સવૈયાની થાય છે, લગભગ એ જ પ્રમાણે આખી રચના સવૈયાના બીજની જ છે. રચનાર જરા નવી દૃષ્ટિએ પિંગલ જોઈ લે તો આવી રચનામાં સ્વાતંત્ર્ય સાથે કલા લાવી શકે, અને ઉપરના દાખલાથી એટલું તો ઓછામાં ઓછું પ્રતીત થશે કે લેખકને કંઈક નવું કહેવાનું છે અને તે કહેવામાં જો તેઓ સફલ થાય તો તેમની રીત પણ નવી જ બનશે. ગુજરાતના કાવ્યરસિકોને આ કાવ્ય વાંચવાની અને આ લેખકને ઉત્તેજન આપવાની અમે ભલામણ કરીએ છીએ.

**જ્યોતિ રેખા:**—લેખક અને પ્રકાશક સુંદરજી ગો. બેટાઈ, C/O ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ. ગીરગામ, બેક રોડ મુંબઈ ૪. એક રૂપિયો.

શ્રીયુત બેટાઈનાં પાંચ ખંડ કાવ્યોનો આ નાનો સંગ્રહ છે. પુસ્તકનો શ્રીયુત નરસિંહરાવે **પરિચય** લખી આપ્યો છે. તે અનેક દૃષ્ટિએ અમને આવકાર યોગ્ય લાગે છે. સાહિત્યના સંમાન્ય વિવેચકો ઊગતા કવિતા લેખકોનો પરિચય કરાવી આપે તે સમસ્ત સાહિત્યને શ્રેયસ્કર છે. તેમાં પણ શ્રી બેટાઈ શ્રી નરસિંહરાવના શિષ્ય છે. એ એક વિશેષ ઔચિત્ય છે.

આમાં પ્રથમ સિદ્ધાર્થનું સ્વપ્ન છે. આખું કાવ્ય જોતાં લેખક સિદ્ધાર્થની ભવ્યતા કરતાં યશોધરાની પ્રેમ સુકુમારતા ચીતરવામાં વધારે ફત્તેહમંદ થયા છે.

"દહન ગુપ્ત રહ્યાં નવ અંતરે
પ્રિય! મ્હને નહિ કેમ દહે અરે!
સમજું કૈં તુજ અન્તર દુઃખ જો
કઈક નાથ! કૃતાર્થ બનું હું તો."

પ્રિયની સંગતિમાં પૂર્ણ સુખ પામે એટલાથી યશોધરા સંતોષાતી નથી. તેને તો પ્રિયના અંતરદુઃખનો સહાનુભાવ કરવો છે, કહો કે એકાનુભવ કરવો છે. એ ઉત્સુક્તામાં પ્રેમનું અતિ ઊંડું સુકુમાર અને દૃઢ માનસ પ્રતીત થાય છે.

પૂર્વમાં તણુખ્યો તારો, વાયુમાં કંપ કૈં થયો,
નિદ્રામાં લીન પૃથ્વીએ ન જોયો, ન અનુભવ્યો.

એ પંક્તિઓમાં પ્રકૃતિલીલાના એક નાના સરખા રેખાંકનથી આખા કાવ્યનું વાતાવરણ ખડું કરવાની લેખકની શક્તિ દેખાય છે. તે સાથે એટલું કહેવું જોઈએ કે દરેક સ્થળે

માનવભાવને અનુકૂળ પ્રકૃતિ ચીતરવી એ પણ અમુક વખતે યાંત્રિક અને તેથી નીરસ થઈ જવા સંભવ છે. "સુલોચનાનું લોચનદાન" આ પહેલાં વિવેચાઈ ચૂક્યું છે.

નવ નવ કદિ હોયે પ્રેમ ને કામ એક!
નવ પરખી શકે શું અગ્નિ ને આગિયાને?

અહીં પ્રેમ તે અગ્નિ અને કામ તે આગિયો એ સરખામણી અમને ઉચિત નથી લાગતી. અગ્નિ દાહનો વ્યંજક છે, જે ભાવ પ્રેમ સાથે અસંગત છે. પ્રેમાનંદને આવું રૂપક વાપરવાનું આવે છે ત્યાં તે

દેવ તેજપુંજ નજ આગિયો

એમ કહે છે. અને, આ કાવ્યના અંતે કોઈ વધારે સખ્ત ચોટની અપેક્ષા રહે છે. હૃદયની શિલા ખસે અને આંસુ ખરે એટલું આવા મોટા હૃદયભેદક પ્રસંગને માટે પૂરતું નથી લાગતું.

શસ્ત્ર સંન્યાસમાં શ્રીકૃષ્ણ ભારત યુદ્ધમાં શસ્ત્ર ન લેતાં અર્જુનનું અશસ્ત્ર સારથિત્વ સ્વીકારે છે એ પ્રસંગ છે. આ પ્રાચીન ભવ્ય પ્રસંગમાં કંઈક આધુનિક અહિંસા ભાવનાનું સૂચન કરેલું છે. પણ એમ જૂના પ્રસંગમાં નવા ભાવો આરોપવાના પ્રયત્નો અમને ઘણે ભાગે નિષ્ફળ ગયેલા જણાયા છે. હિંસા-અહિંસાનો વિચાર કરતાં, જાતે સુદર્શન લઈ લડવું કે લડનાર અર્જુનનું સારથિત્વ લેવું તેમાં બહુ ફેર પડતો નથી. તેથી ઊલટું નર કર્તાભોક્તા છે અને નારાયણ રૂપી આત્મા દ્રષ્ટા છે, आत्मनं रथिनं विद्धि। એ રૂપક ત્યાં એટલું સરસ બેસતું આવે છે કે તેની જગાએ આ અહિંસાભાવ પોતે ઉત્કૃષ્ટ હોવા છતાં, એટલો ઉચિત લાગતો નથી. અમારે 'દાંપત્ય' વિશે પણ એ જ દૃષ્ટિએ થોડું કહેવાનું છે. પ્રાચીન દંતકથામાં પાર્વતી ભીલડી વેશે યોગી શંકરને લોભાવી જાય છે તેમાં કામાકર્ષણ મોટા મોટાને પણ કેટલું વિકટ લાગે છે એ સાર કે સત્ય પ્રતીત થાય છે. શંકરની દેવભાવનામાં આ નિર્બળતા ખૂંચે છે, એટલે કર્ત્તાએ એવું સૂચિત કર્યું છે કે અન્ય વેષમાં પણ પાર્વતીને શંકર ઓળખી ગયા હતા. પણ એટલાથી બધું પતી જતું નથી. હજી પ્રશ્ન રહે છે કે જો જૂની વાર્તાની શંકરની નિર્બળતા દેવભાવનામાં આપણને હાનિકારક લાગતી હોય તો આ નવી કલ્પનામાં પાર્વતી ભીલડી વેષે શંકર પાસે શા માટે ગયાં તેનો શો ખુલાસો આપશો? આ નવી ઘટનાની પાર્વતી પણ જતી તો હતી "તપોધનની કલા હણુ"વાને માટે જ, "પતિપ્રેમ પરખવા" માટે જ, અને શંકરની અર્ધદેહધારિણી પાર્વતી માટે આ શું હીણું નથી? એના કરતાં તો સ્ત્રીસુલભ મુગ્ધ કૌતુકથી વિયોગ નહિ વેઠાતાં પતિનાં છાનાં દર્શન કરવા વેષ ફેરે સતી ગયાં અને ત્યાં પણ ઓળખાઈ જતાં યોગીએ તેમને આશ્લેષમાં લીધાં અને છતાં યોગીનો યોગ તેથી ખંડિત થયો નહિ, એમ ઘટાવ્યું હોત તો વાર્તામાં ચમત્કાર ભલે ઓછો આવત પણ સાથે વિસંવાદ તો ન આવત એમ અમે માનીએ છીએ.

'સુવર્ણ દ્વારિકાનું સાગરનિમજ્જન' એ નવો જ વિષય લેખકે શોધી કાઢવા માટે તેમને માન ઘટે છે. ખરેખર આપણાં પુરાણોમાં આવી અખૂટ રસસામગ્રી ભરી છે.—જો માત્ર આપણને તેનો ઉપયોગ કરતાં આવડે તો! અહીં આ મહાન વિનષ્ટિના કારણમાં નહિ ઊતરતાં લેખકે માત્ર એ વિનાશનું જ વર્ણન કરેલું છે. વર્ણન સુંદર છે છતાં એટલું કહેવાનું મન થાય છે કે પહેલી ૨૦ પંક્તિઓમાં વિનાશની મહત્તા અને વિશાલતાથી ઉત્પન્ન થતી ભવ્યતા જ કાવ્યમાં છેક સુધી નિભાવી હોત તો વધારે સારું. એ ૨૦ પંક્તિ પછીની પંક્તિઓમાં દ્વારિકાની સુકુમારતા તરફ વધારે લક્ષ જાય છે. અલબત્ત, પ્રલયસાગર આગળ

દ્વારિકા કુમળી વેલ જેવી દેખાય પણ વસ્તુના ચમત્કારનું રહસ્ય એ છે કે એવડી મોટી દ્વારિકા પણ એ સમુદ્ર આગળ વેલ જેવી હતી. દ્વારિકાની મહત્તા ક્યાંઈ પણ તિરોહિત થવી ન જોઈએ.

કાવ્યની ઘટનાના વિસંવાદી અંશો વિશે કહેતાં ઘણી જગા રોકાઈ ગઈ તેને માટે દિલગીર છીએ. કારણકે કાવ્યના ગુણાંશ વિશે ઓછું કહેવાનું નથી. શ્રીયુત નરસિંહરાવે એનું ગુણદર્શન કરાવીને અમારા ઉપરના કર્તવ્યનો બોજો ઓછો કર્યો છે. ( જો કે એમના પરિચયમાં અપહરણના આક્ષેપનો બચાવ, અને 'સુલોચનાનું લોચનદાન' કાવ્યનો પ્રો. ઠાકોરે યોજેલો પાઠ, એ આડી બાબતો જોઈએ તે કરતાં વધારે મહત્ત્વ પામ્યાં છે.) એક સ્થળે* મેં કહેલ છે તે પ્રમાણે આપણા વયોવૃદ્ધ સાક્ષરો નવા જુવાન લેખકોનો વાચકજગતને પરિચય કરાવે છે એ આપણા સાહિત્યવિકાસનું એક શુભ ચિહ્ન છે.

શ્રી નરસિંહરાવે કરાવેલ ગુણદર્શનમાં અમે સંમત થઈએ છીએ. શ્રી બેટાઈની કાવ્યની બાની, પિંગલ ઉપરનું પ્રભુત્વ, ભાષાશુદ્ધિ, ભાવને અનુકૂલ છન્દ યોજનાનું કૌશલ, કાવ્યનાં અંગો અને ઉપાંગોની સપ્રમાણતા, અંગોનો સંશ્લેષ, નિરર્થક વસ્તુનો પરિહાર, એ સર્વ એક સારા કવિતાલેખકને શોભે એવાં છે. અલબત, એમની કવિતાની વિષય પસંદગી, અને મનોભાવ ઉપરનો સંયમ, એવા પ્રકારનાં છે કે એ એક જ ભાવથી આખું મનઃપાત્ર ભરાઈ જઈને ઉભરાઈને છલકે એવો અનુભવ ભાગ્યે જ થાય પણ એક સુંદર અનિન્દ્ય ચારુ આકૃતિ તેઓ સફળ રીતે દોરી શકે છે. એમના કાવ્યનો પ્રકાર જ એવો છે, અને રસિક વાચક તે જે રૂપે છે તેમાંથી રસ લઈ શકશે એમ અમે માનીએ છીએ. અમે આશા રાખીએ છીએ કે ચાલુ જમાનાના કાવ્યમાં શ્રીયુત બેટાઈ સારો ફાળો આપ્યા કરશે, અને વાચકવર્ગ તેને સત્કારશે.

**હૃદયરંગઃ**—કર્તા અને પ્રકાશક હરિહર પ્રાણશંકર ભટ્ટ, પ્રસ્થાન કાર્યાલય માર્ફત, પારસી અગીયારી સામે, ખમાસા ચકલો, અમદાવાદ. ચાર આના.

આ નાના સંગ્રહને અમે આવકાર આપીએ છીએ. આપણા બે સંમાન્ય વિવેચકો, શ્રી નરસિંહરાવ અને પ્રો. ઠાકોર બન્નેએ, વિવેચનામાં ભિન્ન વિચારો ધરાવતા છતાં, આ લેખકને આ પહેલાં આવકાર આપેલો છે. આ લેખક જેટલા "એક જ દે ચિનગારી"થી પ્રસિદ્ધ થયા છે, તેટલા જ "ગામડી ગીતા"થી પ્રસિદ્ધ થયા છે એમ એમનું કાવ્ય બહુ ભિન્ન રસોમાં વિહરે છે. છતાં તેમણે આપેલી સામગ્રી ઘણી ઓછી છે. અત્યાર પહેલાં 'કાવ્યની નિરર્થકતા' 'નમ્રતા' 'ભવ્ય ડોસા!' 'સત્યના સંત!' 'અચળેશ્વરીની આરતી' 'હાસ્યની મહાતર થાઈ!' વગેરે તેમનાં ગીતો લોકપ્રિય થઈ ચૂકયાં છે. તેમને સંસ્કૃત વૃત્તોની જેવી હથોટી છે તેવી જ માત્રામેળ છન્દો અને ગેય ઢાળોની પણ હથોટી છે. અમે આશા રાખીએ છીએ કે કાવ્યરસિક વાચક આને ઉત્તેજન આપવું નહિ ચૂકે.

અને આ અતિ નમ્ર લેખકને પણ અમે સૂચના કરીએ છીએ કે તેઓ હજી વધારે કાવ્યો લખે.

---

* હૃદયરંગનો ઉપોદ્ઘાત.

# નિરાશા

૧

(શિખરિણી)

વટાવી જુવાની, પરમવય આવેડ સુખની
બુઢાપાની બાકી રસહીન હવે જિન્દગી રહી;
બધું દાટી દીધું કબરસમ કારાગૃહ મહીં.

હવે શાને શોધું વિવિધ રસનાં ભોજન ભલાં,
વિલાસો, નૃત્યો ને નયનમદિરા, સુપ્તિ-સપનાં?
રહું કો સ્નેહીના, પરજનહિતે શે ભટકવાં
ઉપાડીને બોજે—ધરમ, તપ, સત્કાર્ય કપરાં?
અમરતાં શાને રે વ્યથિત જીવને પીડન નવાં?

ન્હતું કારાગારે કશું ય; ફરી બંધે શીદ જવાં
હવે મારે નાહીં ક્ષણજીવનની ધાંધલ વૃથા.

સૂતેલો મૃત્યુને શયનપટ ચાહું ઘડી ઘડી:
બને આ આખું યે જગ પરમ કારાગૃહ કદી!

उपवासी

# રોજનીશી

૩૦-૬-૩૪ : શ્રી. અમૃતલાલ શેઠે 'ટાઇમ્સ' પત્ર સામે માંડેલા નુકસાનીના દાવામાં 'ટાઇમ્સ' પત્રે રૂ. ૧૦,૦૦૦ ની નુકસાની શ્રી. શેઠને ભરી આપવાની આપેલી કબૂલાત તથા પ્રકટ કરેલી ક્ષમાયાચના; ગુજરાત પ્રાંતિક સમિતિની કાર્યવાહક સભાએ વડી ધારાસભાની ગુજરાતની બેઠક માટે શ્રી. ભૂલાભાઈ દેસાઈના નામની ભલામણ કરતો પસાર કરેલો ઠરાવ; અમદાવાદમાં માંગધ્રા પ્રજામંડળ તરફથી શ્રી. અમૃતલાલ શેઠના પ્રમુખપદે મળેલી ધ્રાંગધ્રા પ્રજા પરિષદ. કલકત્તામાં શ્રી. હર્ષ મુખોપાધ્યાયના પ્રમુખપદે મળેલી અખિલ બંગાળ સનાતની પરિષદ; મુંબઇમાં કર્વે ઇન્ડિયન વીમેન્સ યુનિવર્સિટીના પદવીદાન સમારંભ વખતે શ્રી. સરોજની નાયડુનું ભાષણ; દરબાર ગોપાળદાસનો નાસિક જેલમાંથી છુટકારો.

૧-૭-૩૪ : અમદાવાદના સૌરાષ્ટ્રનિવાસીઓ તરફથી શ્રી. અમૃતલાલ શેઠને મળેલું માનપત્ર; સાબરમતી જેલમાંથી ૩૯ રાજદ્વારી કેદીઓ ( ૧૦ બહેનો તથા ૨૯ ભાઇઓ )નો છુટકારો; ભાવનગરમાં ગાંધીજી—રૂ. ૨૬૦૦૦ ની હરિજન કાર્ય માટે ભેટ; ભાવનગરમાં ગાંધીજી અને ના. મહારાજાની મુલાકાત; આસામમાં અતિશય વરસાદથી રેલ આવતાં ચહાના બગીચાઓનો થયેલો નાશ.

૨-૭-૩૪ : મહાસભાની પાર્લામેંટરી બોર્ડમાં બાબુ અનુગ્રહપ્રસાદ સિંહા, બાબુ રામદયાળ સિંહા તથા ડૉ. મહમદનો સભ્યો તરીકે ઉમેરો; બર્લીનમાં ૧૦ નાઝી નેતાઓ ગોળીથી ઠાર; ગાંધીજી બોંબ અત્યાચારમાંથી બચી ગયા તે માટે તેમને અભિનંદન આપતો અમદાવાદ મ્યુનિસિપાલિટીનો ઠરાવ; પં. જવાહર સર્પદંશમાંથી બચી ગયાની બહાર આવેલી હકીકત; વીરમગામ ખાતેની લાઇનદોરીને અંગે સ્ટેશને ઉતારુઓની થતી કનડગતનો વિરોધ કરતો કાઠિયાવાડની ચેમ્બર ઑફ કોમર્સે હિંદી સરકારને કરેલો તાર.

૩-૭-૩૪ : જોધપુરમાં જૈનમુનિ મીસરીલાલજીએ આદરેલા આમરણાંત અપવાસની બહાર આવેલી હકીકત; ગુજરાત પ્રાંતિક મહાસભા સમિતિના મંત્રી શ્રી. મોરારજી દેસાઇનો યરોડા જેલમાંથી છુટકારો.

૪-૭-૩૪ : હૈદ્રાબાદ ( સિંધ ) જેલમાંથી મુદત પહેલાં કાકાસાહેબ કાલેલકરનો છુટકારો.

૫-૭-૩૪ : કલકત્તા કોર્પોરેશનના પ્રમુખ તરીકે શ્રી. સરકારની વરણી; અજમેરમાં ગાંધીજીના આગમનને અંગે સનાતનીઓ અને સુધારકો વચ્ચે ઝપાઝપી; સ્પેશિયલ પાવર્સ ઍક્ટ મુજબ સરહદના કેટલાક નેતાઓની હિલચાલ ઉપર પ્રતિબંધ મૂકતી નીકળેલી નોટીસો; વીસાપુર જેલમાંથી ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી. નરહરિ પરીખનો મુદત પહેલાં છુટકારો; સિંધમાં કન્દી ગામ આગથી બળી ગયું.

૬-૭-૩૪ : ગાંધીજીની બગડેલી તબિયત-વધેલું લોહીનું દબાણ; અમાનુલ્લાખાનના ભાઇની પકડ માટે સરકારે બહાર પાડેલું રૂ. ૧૫૦૦૦ નું ઇનામ.

૭-૭-૩૪ : અમદાવાદના મિલકામદારોના ૨૫ ટકા પગારકાપના પ્રશ્ન સંબંધીના લવાદમંડળમાં મહાત્મા ગાંધીજીની જગ્યાએ મજૂર મહાજન તરફથી લવાદ તરીકે શ્રી. મનુ સુબેદારની નિમણૂક; કરાંચી કોર્પોરેશનનું ગાંધીજીને માનપત્ર; શ્રી. જમશેદ મહેતાની ગાંધીજીને રૂ. ૩૧૯૦ ની ભેટ; જલતના પ્રવાસે નીકળેલા મી. કે. બી. ટી. ઓઝાનું કોટાલા નજીક રેકમ નદીમાં અકસ્માતથી મૃત્યુ.

૮-૭-૩૪ : સાબરમતી જેલમાંથી સજાની મુદત પૂરી થયા પહેલાં ખેડા જિલ્લાના ૪૧ રાજદ્વારી કેદીઓનો છુટકારો; કરાંચીમાં ગાંધીજીનું ભાષણ—તેમને અર્પણ થયેલી રૂ. ૧૧૦૦૦ની થેલી; આસામ પ્રાંતમાં ૭૫ માઇલ સુધી પાણી ફરી વળવાથી સેંકડો માણસો ડૂબી ગયા તથા પાકને નુકસાન થયું.

૯-૭-૩૪ : શ્રી. મહાદેવ દેસાઇનો હિન્ડલગા જેલમાંથી છુટકારો; સીમલામાં સર ફ્રેંક નોઈસના પ્રમુખપદે મળેલી ઔદ્યોગિક પરિષદ.

૧૦-૭-૩૪ : સિદ્ધપુરની કોટન ફોરકાસ્ટ કંપનીનું ખોપાળું બહાર પડયા પછી તપાસ માટે ખાસ અમલદારની નિમણૂક; અજમેરમાં ગાંધીજીના માનમાં સરઘસ કાઢનાર સુધારકોએ પંડિત લાલનાથને કરેલી ઇજાના પ્રાયશ્ચિત્ત તરીકે ગાંધીજીએ ૭ મી ઑગસ્ટથી ૭ દિવસ સુધી ઉપવાસ કરવાનો કરેલો નિર્ણય; કરાંચીની કૉલેજમાં ગાંધીજીએ સ્વ. વિઠ્ઠલભાઇ પટેલની છબી ખુલ્લી મૂકી; લાહોરમાં ગાંધીજીના ભાષણ માટે મીન્ટો પાર્ક આપવાની સરકારની ના.

૧૧-૭-૩૪ : શ્રી. અણેએ વકીલાત કરવા માટે હાઇકોર્ટ પાસે ફરીથી માગેલી પરવાનગી; પેરેગુઆ બોલીવીઆમાં થયેલા ખૂનખાર જંગમાં ૧૧૦૦૦ જનની ખુવારી; અલ્હાબાદનું સ્વરાજ્ય-ભુવન પાછું સોંપાયું; જાપાનમાં જળપ્રલય; વઢવાણમાં શ્રી. મણિલાલ કોઠારીના પ્રમુખપદે મળેલી સભાએ વીરમગામની લાઇનદોરી સામે વિરોધ દર્શાવતા પસાર કરેલા ઠરાવો.

૧૨-૭-૩૪ : હિંદ જાપાન કરાર ઉપર લંડનમાં થયેલી સહીઓ; જાપાનમાં રેલથી ૨૦,૦૦૦ ઘર ડૂબી ગયાની બહાર આવેલી હકીકત.

૧૩-૭-૩૪ : નાસિક જેલમાં સરદાર વલ્લભભાઈની તેમના પુત્ર શ્રી. ડાહ્યાભાઈ તથા પુત્રી મણીબહેને લીધેલી મુલાકાત; સરહદ પ્રાંતના નેતા ઉટીમંઝાઇવાળા હાજી અબદુલ ગફુરખાનને સરહદ પ્રાંતની બહાર નહિ જવાનો જિલ્લા મેજિસ્ટ્રેટનો હુકમ.

૧૪-૭-૩૪ : સરદાર વલ્લભભાઇનો નાસિક જેલમાંથી એકાએક છુટકારો—સરદારશ્રીના છુટકારાથી મહાસભાના પ્રમુખનો હોદ્દો કામચલાઉ પ્રમુખ શ્રી. અણેજે તેમને પાછો સોંપ્યાની કરેલી જાહેરાત.

૧૫-૭-૩૪ : મહાસભાના કામચલાઉ પ્રમુખની સૂચના અનુસાર હિંદનાં તમામ નાનાં મોટાં શહેરોમાં ગાંધીજી બૉંબ અત્યાચારમાંથી બચી ગયા માટે ઇશ્વરની પ્રાર્થના કરવાના દિન નિમિત્તે ભરાયેલી સભાઓ; મુંબઇમાં સરદારનું રાજકીય પરિસ્થિતિ વિશે ભાષણ; લાહોરમાં ગાંધીજી—લજપતરાય ભવનમાં તેમનું ભાષણ.

૧૬-૭-૩૪ : મુંબઈમાં સરદાર વલ્લભભાઈના નાક ઉપર થયેલી શસ્ત્રક્રિયા; આમની સભામાં પં. જવાહરને નહિ છોડી શકાય એવો હિંદી વજીરનો ખુલાસો; આગામી મહાસભાની સ્વાગત સમિતિના અધ્યક્ષ તરીકે શ્રી. નરીમાનની ચૂંટણી; મહાસભાની કારોબારી સમિતિમાંથી ડૉ. આલમે આપેલું રાજીનામું.

૧૭-૭-૩૪ : ગુજરાતના વીર ખેડૂતોને સરદારે આપેલો સંદેશો; પં. લાલનાથ ઉપર હુમલો કરનાર સ્વયંસેવકે પોતાના કૃત્ય માટે પશ્ચાત્તાપ કરતો પત્ર "અર્જુન"ના તંત્રીને લખ્યાની તથા તે પત્રની નકલ ગાંધીજીને પહોંચાડયાની બહાર આવેલી હકીકત; નડિયાદમાં શ્રી. ગિજુભાઇએ સ્વ. ફૂલચંદ સ્મારક બાલમંદિરની કરેલી ઉદ્‌ઘાટન ક્રિયા.

૧૮-૭-૩૪ : રાષ્ટ્રપતિ સરદાર વલ્લભભાઇએ ૨૨ મી જુલાઈએ સ્વ. સેનગુપ્તાની પુણ્યતિથિ ઉજવવા માટે બહાર પાડેલી અપીલ.

૧૯-૭-૩૪ : વિદ્યાપીઠના મહેસૂલની માગણી કરતી શ્રી. નરહરિ પરીખને મળેલી સરકારની નોટિસ; કલકત્તામાં ગાંધીજીનો સત્કાર; સ્ત્રીઓની સભામાં ગાંધીજી; મહાત્માજીનો ડૉ. ટાગોર સાથે મેળાપ; મીસ લુઈફરોઝ સારાગેન નામની અમેરિકન બાનુએ હરિજન ફંડમાં નાણાં ભરવા માટે દાગીના વેચ્યા; કલકત્તામાં મજૂર નેતાઓની ધરપકડ.

૨૦–૭–૩૪ : મુંબઈમાં નાકના દર્દ માટે સરદાર વલ્લભભાઈ ઉપર કરવામાં આવેલું બીજું નાનું ઓપરેશન; કલકત્તામાં "સ્ટેટ્સમેન"ના અધિપતિએ ગાંધીજીની લીધેલી મુલાકાત; આગ્રામાં કોમી રમખાણ થતાં ૨૧ જણને ઇજા.

૨૧–૭–૩૪ : કલકત્તા કોર્પોરેશન તરફથી ગાંધીજીને મળેલું માનપત્ર; ગાંધીજીએ ચિત્તરંજન સેવાસદનમાં બાળકો માટેના નવા વિભાગનો પાયો નાખવાની કરેલી ક્રિયા.

૨૨–૭–૩૪ : અલ્હાબાદમાં ગાંધીજીની પ્રવૃત્તિ; રાષ્ટ્રપતિના ફરમાનથી મુંબઈ, કલકત્તા વગેરે હિંદમાં સ્થળે સ્થળે ઉજવાયેલો સ્વ. સેનગુપ્તા દિન; પોલાંડમાં અતિશય વરસાદથી ૬૦૦ માણસો માર્યા ગયા ૫ કરોડ પાઉંડનું નુકસાન થયું.

૨૩–૭–૩૪ : મુંબઈમાં, આસામની ૨૦,૦૦૦ સંકટગ્રસ્ત બહેનોના સંબંધમાં શ્રી. અમૃતકુંવરે આદરેલા ઉપવાસ; અમૃતસરની મહાસભા સમિતિના બે પક્ષો વચ્ચે મતભેદ પડતાં ડૉ. કીચલુએ ઉપવાસ કરવાનો કરેલો નિર્ણય.

૨૪–૭–૩૪ : ડૉ. કીચલુના હરીફ પક્ષના કાર્યકર્તા સ્વામી આનંદાનંદે અમૃતસરમાં આદરેલા ઉપવાસ; કપુરથલામાં બે માસ માટે અમલમાં મુકાયેલો કરફ્યુ ઓર્ડર; ન્યુયોર્કમાં ગરમીથી ૭૦૦ મરી ગયાની બહાર આવેલી હકીકત; કાનપુરમાં ગાંધીજીએ કરેલી તિલક હૉલની ઉદ્ઘાટન ક્રિયા.

૨૫–૭–૩૪ : લખનૌમાં ગાંધીજીની પ્રવૃત્તિ—ગાંધીજીને સનાતનીઓ તથા હરિજનોએ આપેલાં માનપત્રો; ઑસ્ટ્રિયાના ચેન્સેલર ડૉલ્ફસનું મરણ થયાની વીએના ખાતેથી આવેલી ખબર.

૨૬–૭–૩૪ : વઢવાણના ઠાકોર જોરાવરસિંહજીનું અવસાન; નાઝી આગેવાન રીન્ટલેન્સની ધરપકડ—સંખ્યાબંધ ઘાયલ-૯૦૦ નાઝીઓ ગિરફતાર; બનારસ જતાં પહેલાં સરદાર વલ્લભભાઈએ મુંબઈથી ગુજરાતના ખેડૂતો જોગો પાઠવેલો સંદેશો.

૨૭–૭–૩૪ : બનારસમાં સરદાર વલ્લભભાઈના પ્રમુખપદે મહાસભાની કારોબારી સમિતિની મળેલી બેઠક; ડૉ. આલમનું રાજીનામું મંજૂર; ગાંધીજી અને સમાજવાદી પ્રતિનિધિ મંડળ વચ્ચે ચર્ચા; પોતાના ઉપવાસ સંબંધી ડૉ. કીચલુનું નિવેદન.

૨૮ ૭ ૩૪ : બનારસમાં મળેલી અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભાની કારોબારી બેઠકમાં કોમી ચુકાદાના ઠરાવ વિષે મતભેદ—પં. માલવિયાજી અને શ્રી. અણેએ પાર્લામેંટરી બોર્ડમાંથી આપેલાં રાજીનામા; ન્યુ દિલ્હીમાં હિંદુ મહાસભાની કાર્યવાહક સમિતિએ હિંદુ બાળાઓનાં અપહરણ અટકાવવા માટે કરેલો ઠરાવ.

---

## સુધારો

| પૃ. | પં. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨૪ | ૨૮ | બજવાનું હોય | બજવાનું અશક્ય હોય |
| ૨૨૫ | ૨૪ | શુધ | શુદ્ધ |
| ૨૨૫ | ૨૫ | બે | ચાર |
| ૨૨૬ | ૧૪ | ફૂર્ણ | ફર્જ |

'ઇસ્લામ' વિષેના લેખમાં 'ફૂર્ણ' શબ્દ આવે છે ને અરબી પ્રમાણે છે. ફર્જ અને આ 'ફૂર્ણ' એક જ છે.

પ્રસ્થાન

પુસ્તક ૧૮ શ્રાવણ : ૧૯૯૦

# મોના લિસાનું સ્મિત!

[ લુવ્રમાં લિયોનાર્દોનું એ વિશ્વવિખ્યાત મૂળ ચિત્ર જોયું!—અને જીવનની તૃષા છિપાવી! ]

કહ્યું કદિક, "ગૂઢ મર્મ સ્મિતનો લિસા! મેં ગ્રહ્યો!"
—વિવેચક હજારને જીવન વેડફ્યે ના મળ્યો!—
સહુ ભ્રમર ભાંગશે વિકલ, "બેસ, ડાહ્યો થયો;
જરાક લવતાં શીખ્યો, જરીક પાંગર્યો, ત્યાં છક્યો!"

છતાંય વદું: લુવ્રને જીવન આપતાં હાસ્યની,
પ્રતિચ્છવી પડી હૃદે, જગ ચળાવતા લાસ્યની!
અજેય સ્મિત આ દીધું નહિં હતું તને વિન્ચીએ!
—ન જે રચી શકાય હાસ્ય ખુદ વિશ્વકર્માથીએ!—

જગે સ્વરૂપ વેરવા, અનુપ મૂર્તિ સર્જાવવા,
અકારણ તને હતી કદિક ચીતરી વ્યાપવા.

પરંતુ શત લોક ચારુ તુજ લોચનો પેખતાં,
કદિ ઝઘડતાં, કદિક છળતાંય, ગાંડાં થતાં!

અને તુજ કપોલમાં કરચલી . ઊઠી પાતળી,
જરીક ઉપસેલ તેં અધરનીયે રેખા ઢળી.
અસંખ્ય જનની સહી ઉર વિદારતી મૂર્ખતા,
જરાક કરુણાર્દ્ર ચક્ષુ અવહેલનાયે ઢળી!

ઠરેલ તુજ ચીતરેલ મુખ તેમ મર્મે હસ્યું!
કપોત તુજ છાતીનું જરીક ઊછળીને લસ્યું!
પ્રદીપશિખ પાતળાં વિકલતા વળ્યા આંગળાં!
સહસ્રશત વાળની વિકરતીય સોળે કળા!

નહિ સ્વપનમાંય ખ્યાલ સ્મિતનો લિઓનાર્દને!
કહો, કયમ વિવેચકોય તણી પાસ ખુલ્લો બને?
વિશાળ તવ લોચનો નિરખી માનવી પામરો,
જરીક હસતાં રહી રચત ફિલ્સુફીના થરો!

અંને તુજ સ્વરૂપના ચિતરનારના મનસે
મનુષ્ય 'દિલદીમંતા હસતું હાસ્ય કેવું હશે'!

Hotel Boby Lafayette,
Paris, June 2 '34

કૃષ્ણલાલ શ્રીધરાણી

# આઈન્સ્ટાઈન શું કહે છે?

કહેવાય છે કે દુનિયામાં માત્ર પાંચ જ એવી વ્યક્તિઓ છે કે જેઓ આઈન્સ્ટાઈનનો સાપેક્ષતાનો સિદ્ધાંત પૂરેપુરો સમજી શકે છે. એ સિદ્ધાંતમાં નિષ્ણાત થવા ગણિતશાસ્ત્ર તેમ જ ભૌતિકશાસ્ત્રનું ઘણું જ્ઞાન જોઈએ. આ લેખમાં તે સિદ્ધાંતની કંઈક ઝાંખી જ કરવાનો આપણે પ્રયત્ન કરીશું.

સાપેક્ષતા સમજવી તે ઘણી સહેલી વાત છે. સૂર્ય સ્થિર છતાં પૃથ્વીની આસપાસ ફરતો દેખાય છે તેનું કારણ એમ અપાય છે કે, જો કે સૂર્યના દૃષ્ટિબિંદુથી તે સ્થિર છે પણ પૃથ્વીના દૃષ્ટિબિંદુથી તે પૃથ્વીની આસપાસ જતો જણાય છે. આગગાડીમાં બેઠા હોઈએ ત્યારે ઝાડ અને ઘરો પાછળ જતાં જણાય છે તેનું કારણ પણ આવું જ છે. કેટલીક વાર એક રેલવે સ્ટેશન પર બે ગાડીઓ ઊભી હોય અને બીજી ગાડી ચાલવા માંડે તો પણ આપણને એમ લાગે છે કે આપણી જ ગાડી ચાલી. આવાં આવાં ગતિની સાપેક્ષતાનાં અનેક ઉદાહરણો આપી શકાય.

આઈન્સ્ટાઈને આ વિચારને તેની અંતિમ હદ સુધી લઈ જઈને વિજ્ઞાનમાં વિપ્લવમય ફેરફારો કર્યા છે. આમાં એની મહત્તા રહેલી છે. સાપેક્ષતાનો સિદ્ધાંત નવીન નથી. પ્રખ્યાત ગ્રીક તત્ત્વવેત્તા એરિસ્ટોટલને ઈ. પૂ. ૪થા સૈકામાં તે વિશે માહિતી હતી અને ઈ. સ. ના પાંચમા સૈકામાં હિંદી ખગોળશાસ્ત્રી આર્યભટ્ટે સૂર્ય સ્થિર છતાં ફરતો કેમ દેખાય છે તેની સમજૂત આ સિદ્ધાંતને આધારે આપી છે.

હવે આઈન્સ્ટાઈન આ વિચારનાં ઊંડાં પરિણામો બતાવે છે. તે પૂરવાર કરે છે કે ગતિ માત્ર સાપેક્ષ છે અને અંતિમ અથવા અનપેક્ષ (Absolute) ગતિ જેવું સત્ત્વ (Entity) છે જ નહિ. આ વિચાર સમજવાને માટે આપણે એક દૃષ્ટાંત લઈએ. ધારો કે એક આગગાડીની અવકાશમાં ઝડપ કેટલી છે તે આપણે કાઢવું છે. પ્રથમ દૃષ્ટિએ તો આનો ઉત્તર બહુ સહેલો જણાશે. જો તે ગાડીની ઝડપ કલાકના ૩૦ માઈલની હોય તો અવકાશમાં તેની અંતિમ ઝડપ પણ તેટલી જ એમ લાગશે. પરંતુ સહેજ વિચાર કરતાં જણાશે કે આગગાડી પૃથ્વી પર ચાલે છે અને પૃથ્વી અવકાશમાં સ્થિર નથી. તે પોતાની ધરીની આસપાસ ફરે છે અને સૂર્યની આસપાસ પણ ફરે છે. માટે અવકાશમાં આગગાડીની ઝડપ કાઢવા માટે આ બે ગતિઓનો પણ વિચાર કરવો જોઈએ. વારુ, ત્યારે ધારો કે આ બે ગતિઓ કલાકની ૩૦ માઈલની ઝડપમાં ઉમેરી. તો પણ ગાડીની અંતિમ ઝડપ નીકળશે નહિ. કારણ કે જો કે પૃથ્વીના દૃષ્ટિબિંદુથી સૂર્ય સ્થિર છે, પણ અંતિમ દૃષ્ટિએ તે આકાશમાં સ્થિર નથી. તે Galactic System માં સેકંડે ૧૨ માઈલની ઝડપે ફરે છે, અને Galactic System નિહારિકા (Spiral nebula) માં સેકંડે ૨૦ માઈલની ઝડપથી ફરે છે, અને નિહારિકા........

આ ઉપરથી જણાશે કે ગતિ હંમેશ સાપેક્ષ છે. પૃથ્વી પર સ્થિર રહેલા મનુષ્યની દૃષ્ટિએ આગગાડીની ઝડપ કલાકના ૩૦ માઈલની હતી. તેમાં પૃથ્વીની ઝડપ ઉમેરવાથી

સૂર્યના દૃષ્ટિબિંદુથી આગગાડીની ઝડપ નીકળી વગેરે. માટે અવકાશમાં કોઈ પણ વસ્તુની અંતિમ ઝડપ આપણે જાણી શકીએ નહિ. ગતિ માત્ર અમુક વસ્તુને ધોરણ લઈને જ કાઢી શકાય.

માટે જો આપણે માત્ર બે જ વસ્તુ વિશે વિચાર કરીએ તો કઈ સ્થિર છે અને કઈ ચાલે છે તે વિશે ચોક્કસ નિર્ણય પર આવી શકીએ નહિ. એકની દૃષ્ટિએ બીજી ચાલતી દેખાતી હોય અને બીજાની દૃષ્ટિએ પહેલી ચાલતી જણાય. દાખલા તરીકે, ધારો કે આપણે એક તારાને સેકંડના ૧,૦૦૦ માઈલની ઝડપે આપણાથી દૂર જતો જોયો. આપણને એનો આટલો ત્વરિત વેગ જોઈને કદાચ નવાઈ લાગે. પણ તે તારામાં કોઈ ખગોળવેત્તા રહેતો હોય તો તે શું કહેશે? એ એમ નહિ કહે કે પોતે પૃથ્વીથી ૧,૦૦૦ માઈલ દૂર જતો જાય છે. એ તો એમ કહેશે કે પૃથ્વી ૧,૦૦૦ માઈલની ઝડપે તેનાથી દૂર જતી જાય છે અને પૃથ્વીની આટલી બધી ઝડપ માટે તેને નવાઈ લાગે! હવે, ખરેખરું કોણ સ્થિર છે અને કોણ ગતિવાન છે? બેમાંથી સાચું કોણ, આપણે કે તે તારાનો ખગોળશાસ્ત્રી? ઢાલની બે બાજુવાળી વાત પ્રમાણે જો આપણે વાદવિવાદ કરીએ તો આપણે પોતે ખરા છીએ અને બીજા ખોટા છે એમ જ માનીએ. આવે વખતે આપણે યાદ રાખવું જોઈએ કે સત્ય એક સ્ફટિક જેવું છે—જુદા જુદા દૃષ્ટિબિંદુથી તેના જુદા જુદા રંગો દેખાય છે. પૃથ્વીનો અને તારાનો ખગોળશાસ્ત્રી બન્ને પોતાના દૃષ્ટિબિંદુથી ખરા છે, પણ બન્નેએ જાણવું જોઈએ કે બીજાનું દૃષ્ટિબિંદુ વિચારવા જેવું છે.

આ ઉપરથી જણાશે કે અંતિમ દૃષ્ટિએ કશું સ્થિર નથી અને કશું ગતિમય નથી. વળી બે વસ્તુઓ સાપેક્ષ ગતિમાં હોય તો આપણે ગમે તે એકને સ્થિર ગણીને બીજાને ગતિવાન માનીએ. એક ફળ ઝાડ પરથી નીચે પડે છે એમ કહેવાને બદલે પૃથ્વી ઉંચી જઈને ફળને મળે છે એમ કહેવું અંતિમ દૃષ્ટિએ એટલું જ સાચું છે. ક્રિકેટનો દડો આપણા કપાળે અથડાયો એમ કહેવાને બદલે આપણે દડા તરફ ધસ્યા એમ કહેવું અંતિમ દૃષ્ટિએ ખોટું નથી. આ સાપેક્ષતા વિષે જેમ જેમ વધારે ઊંડો વિચાર કરીએ છીએ તેમ તેમ તે કેટલો પરિવર્તન કરનારો સિદ્ધાંત છે તેનો કંઈક ખ્યાલ આવે છે. મહમ્મદ પયગમ્બર પર્વત પાસે જાય તે બનાં પર્વત જ એમની પાસે આવ્યો છે, એમ એમના અનુયાયીઓ કહે તો અંતિમ દૃષ્ટિએ એ એટલું જ ખરું છે. આગગાડીમાં બેસીને મુંબઈથી સુરત જઈએ છીએ એમ કહેવાને બદલે, સુરત આપણી તરફ આવે છે એમ કહેવું તે એટલું જ સત્ય છે; કારણકે, આગગાડીમાં બેઠેલા ઉતારુની દૃષ્ટિએ આસપાસનાં ઝાડ વગેરે બધું પાછું જાય છે અને તેથી સુરત સ્ટેશન પણ તેની તરફ આવે છે. પૃથ્વી પર ઊભેલા મનુષ્યની દૃષ્ટિએ આગગાડી ચાલે છે, પણ તેમાંના ઉતારુના દૃષ્ટિબિંદુથી ઝાડો અને સ્ટેશનો પાછાં જાય છે. આ બેમાંથી કોઈને સત્યનો ઇજારો મળ્યો નથી એટલે બન્ને સરખા ખરા છે, એમ કબૂલ કરવું જોઈએ.

કોઈ પણ વસ્તુની અંતિમ ઝડપ માપી શકાય નહિ, એ સિદ્ધાંતે વિજ્ઞાનનાં ઘણાં ક્ષેત્રોમાં ઊંડી અસર કરી છે. પ્રયોગાત્મક રીતે સિદ્ધ થયું છે કે ગતિને લીધે લંબાઈ ટૂંકી થાય છે. એક ફૂટપટ્ટીને તેની લંબાઈની દિશામાં ફેંકવામાં આવે તો તેની લંબાઈ ફૂટથી ઓછી થશે. એમ ગણતરી કરવામાં આવી છે કે જો તેને સેકંડે ૧,૬૧,૦૦૦ માઈલની ઝડપ આપવામાં આવે તો તેની લંબાઇ માત્ર ૭ ઈંચની થઈ જશે.

પ્રથમ દૃષ્ટિએ લંબાઈનું આવું પરિવર્તન આપણને અશક્ય લાગશે. એટલું યાદ રાખવું જોઈએ કે ફૂટપટ્ટીનું ટૂંકાવું હવાના દબાણને લીધે નથી; તેને વેગ આપવામાં આવ્યો છે તેને લીધે જ છે. વેગને લીધે લંબાઈમાં ફેર કેવી રીતે પડે તે જાણવું હોય તો ફૂટપટ્ટીની રચના વિશે આપણે વિચાર કરવો જોઈએ.

ફૂટપટ્ટી અનેક રજકણોની બનેલી છે, રજકણો અણુઓના સમૂહો છે અને અણુઓ પરમાણુઓનાં બનેલાં છે. ઓગણીસમી સદીનું વિજ્ઞાન આટલેથી અટક્યું હતું; પણ વીસમી સદીમાં જણાયું કે પરમાણુઓના પણ વિભાગો પાડી શકાય છે. પરમાણુની રચના એક અતિશય બારીક સૂર્યમંડળ જેવી છે. તેમાં મધ્યસ્થ પ્ર-અણુ (proton)ની આસપાસ નાનાં વિદ્યુદણુઓ ફરે છે. એટલે, અંતિમ દૃષ્ટિએ ફૂટપટ્ટી અનેક નાનાં વિદ્યુત્કણોની બનેલી છે. આ કણો સતત ફરતાં હોય છે; પણ તેઓની ગતિ એવી રીતે ગોઠવાયલી હોય છે કે ફૂટપટ્ટીની લંબાઈ એક ફૂટની જ રહે છે. હવે, વિજ્ઞાનનો એક નિયમ છે કે જો વિદ્યુતના કણને ગતિ આપવામાં આવે તો વિદ્યુત્પ્રવાહ થાય છે. તે પ્રવાહને લીધે લોહચુંબકત્વ ઉત્પન્ન થાય છે. આ નવી શક્તિને લીધે વિદ્યુદણુઓના અંતરમાં ફેર પડે એ સ્વાભાવિક છે.

આપણે ફૂટપટ્ટીની આ રચના ધ્યાનમાં રાખીશું તો તેને વેગ આપવામાં આવવાથી તેની લંબાઈમાં ફેર પડે છે તે આપણને સમજાશે. આગળ કહ્યું તેમ, પ્રયોગાત્મક રીતે પણ આ હકીકત સિદ્ધ થઈ છે.

જો વેગને લીધે લંબાઈમાં ફેર પડે અને અંતિમ વેગ જેવું સત્ત્વ અસ્તિત્વ ધરાવતું જ નથી એમ આપણે જોઈ ગયા તો લંબાઈ પણ બધી સાપેક્ષ છે એમ અનુમાન કરવાની આપણને ફરજ પડે છે. મારે એક ઇંચની બાજુઓવાળો ચોરસ બધી દૃષ્ટિએ ચોરસ નથી. એક બાજુની દિશામાં સેકંડે ૧,૬૧,૦૦૦ માઈલની ઝડપે ચાલતા મનુષ્યથી તે ½" × ૧"નો લંબચોરસ દેખાશે.

વિજ્ઞાનના ક્ષેત્રમાં ભાગ્યે જ કોઈ એવો પ્રયોગ હશે, કે જેમાં લંબાઈ માપવાની બિલકુલ જરૂર પડે નહિ. ત્યારે, આપણા બધા પ્રયોગો શું ખોટા ઠર્યા છે? ના, પણ એટલું તો ખરું કે તે પ્રયોગો ઉપરથી કરેલાં અનુમાનો સાપેક્ષ છે. દાખલા તરીકે, ગુરુત્વાકર્ષણના નિયમમાં આઇન્સ્ટાઇનના સિદ્ધાંતને લીધે થોડો ફેરફાર કરવો પડ્યો છે.

આપણી વખત માપવાની પદ્ધતિ પણ લંબાઈ માપવા ઉપર આધાર રાખે છે. ધારો કે, બે મિત્રો એક દિવસ મળાને સંકેત કરે કે બીજે દિવસે તેઓ તે જ વખતે તે જ સ્થાને મળશે. ત્યાર પછી તેમાંનો એક ઘણી જ મહાન ગતિથી કોઈ દૂરના તારા પર મુસાફરીએ ગયો. એ પોતાની ઘડિયાળ પોતાની સાથે લઈ ગયો હોય તો પોતાની ગતિને લીધે ઘડિયાળની કમાન વગેરેમાં એવા ફેરફારો થશે કે તેની ઘડિયાળ મોડી જવા માંડશે. એટલે એ જ્યારે પાંછો ફરશે ત્યારે પૃથ્વી પર રહેલા મિત્રની ઘડિયાળમાં વધારે વખત ગયેલો માલમ પડશે. અંગ્રેજીમાં ગીત છે તેમઃ—

There was a young lady named Bright,
Whose speed was greater than light;
She started one day
In a relative way
And returned on the previous night.

જેવી રીતે સમય ગતિ પર આધાર રાખે છે તેવી રીતે દ્રવ્ય (mass) પણ ગતિને લીધે બદલાય છે. આ અનુમાન પ્રયોગોથી ઘણું સંતોષકારક રીતે સિદ્ધ થયું છે.

અત્યારસુધીમાં આપણે જોયું કે લંબાઈ, કાળ અને દ્રવ્ય બધાં જ સાપેક્ષ છે. વિજ્ઞાનના ઘણાખરા પ્રયોગો તેમના માપવા પર રચાયા છે. એટલે અત્યાર સુધીનું આપણું વિજ્ઞાન અંતિમ જ્ઞાન આપી શકતું નથી. આ વિચારથી આપણા તત્ત્વજ્ઞાન અને જીવન અને વિશ્વ પ્રત્યેના આપણા વલણ પર ઘણી અસર થાય છે. આપણું દૃષ્ટિબિંદુ અનેક એટલાં જ સત્ય દૃષ્ટિબિંદુઓમાંનું એક છે એમ પ્રતીતિ થવાથી આપણામાં નમ્રતા આવે છે. વિજ્ઞાનના ઇતિહાસમાં આવું અનેકવાર બન્યું છે. ઈ. સ. ૧૫૪૩માં જ્યારે કોપર્નિકસે એમ સિદ્ધ કર્યું કે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે ત્યારે પૃથ્વી વિશ્વનું કેન્દ્રસ્થાન નથી, એમ જાણવાથી વિશ્વની રચનામાં પૃથ્વીની અને તેથી મનુષ્યની ઓછી મહત્તા જણાઈ. પૃથ્વી કરતાં સૂર્યનું સ્થાન અંતિમ દૃષ્ટિએ વધારે મહત્ત્વનું છે એમ કોપર્નિકસે સિદ્ધ કર્યું. તેથી પૃથ્વીના અને બીજા ગ્રહોના ભ્રમણોમાં પૃથ્વી કરતાં સૂર્યનું દૃષ્ટિબિંદુ સ્વીકારવું જોઈએ એમ તેણે બતાવ્યું. આઈન્સ્ટાઈન હવે તેનાથી પણ આગળ જાય છે. વિશ્વની રચનામાં સૂર્યનું દૃષ્ટિબિંદુ પણ અંતિમ નથી. બધાં જ દૃષ્ટિબિંદુઓ સાપેક્ષ છે. આ બાબતમાં અનપેક્ષતા સંભવે જ નહિ.

તે છતાં સાપેક્ષતાવાદે જગતમાં કશું જ અનપેક્ષ (Absolute) નથી એમ પૂરવાર કર્યું છે એમ માનવું તે ભૂલભરેલું છે. ઊલટું, એ સિદ્ધાંતનો હેતુ અંતિમ નિયમો શોધવાનો છે. દાખલા તરીકે, સંખ્યા અનપેક્ષ છે. ગમે તે વ્યક્તિઓ બરોબર રીતે કોઈ વસ્તુઓની ગણતરી કરે તો તેઓનો જવાબ સરખો જ આવવો જોઈએ. તેવી જ રીતે વિશ્વમાં બીજાં અંતિમ તત્ત્વો છે. પણ તે વિશે વિવેચન કરવું અહીં અસ્થાને છે. એટલું ખાસ ધ્યાન રાખવું જોઈએ કે વિશ્વનાં ઘણાંખરાં તત્ત્વો સાપેક્ષ છે.

માટે, કોઈ પણ દૃષ્ટિબિંદુથી અંતિમ સત્યનો અમુક ભાગ માત્ર દેખાય છે. એક વાત છે કે એક વખત કેટલાક આંધળાઓ એક હાથી પાસે ગયા અને તેનું વર્ણન કરવા લાગ્યા. એકે હાથીના પગ તપાસીને કહ્યું કે હાથી થાંભલા જેવો છે. બીજાએ સૂંઢ તપાસીને કહ્યું કે તે જાડા દોરડા જેવો છે. ત્રીજાએ પૂંછડીને હાથ લગાડયો ને કહ્યું કે હાથી દોરી જેવો છે. કોઈએ પૂરેપુરો હાથી જોયો ન હતો. તેવી જ રીતે આપણે સત્યનો અમુક ભાગ જ જોઈ શકીએ છીએ. આપણે વિશ્વનું અમુક વર્ણન આપીએ છીએ; પણ સેકંડે ૧,૦૦૦ માઈલ ચાલતા તારા પર જઈએ તો ત્યાંથી વિશ્વ જુદું માલમ પડશે. આ પ્રમાણે વિચાર કરીશું તો જણાશે કે આપણા સંજોગોને લીધે આપણે અમુક જાતનાં ચશ્માં પહેર્યાં છે એટલે બધું વિશ્વ તે ચશ્માના રંગથી રંગાયલું દેખાય છે. તેથી આપણે અંતિમ સત્ય જાણતા નથી.

સતીશચંદ્ર પ્ર. દેસાઈ
એમ. એસ. સી. (લંડન) બાર-એટ-લૉ

# ગ્રામજીવનની પુનર્ઘટના

હમણાં હમણાં ગ્રામજીવન પુનર્ઘટના વિશે ઘણાં પુસ્તકો અને લેખો લખાય છે. એંશી ટકા જેટલી આ વિશાળ દેશની વસ્તીનો મુખ્ય ઉદ્યોગ ખેતી અને ખેતીને ઉપયોગી ધંધાઓનો હોય એટલે એ વિષયને જે મહત્ત્વ આપવામાં આવે છે તે વાસ્તવિક છે. પણ આપણા દેશમાં એક બીજું કારણ આગળ આવ્યું છે. બારડોલી સત્યાગ્રહ પછી આ દેશનો ખેડૂત રાજકીય ચળવળમાં આવ્યો. તેના માથા પર કરવેરા અને બીજા અનેક પ્રકારના એવા અસહ્ય બોજા છે કે તેને શી રીતે ઓછા કરીને કુટુંબને રોટલો આપવો એ મોટામાં મોટો પ્રશ્ન છે. ૧૯૨૮ની સાલ સુધી ખેડૂતોને ઈશ્વર, સરકાર કે પ્રજા, એ ત્રણમાંથી એકેય વિશે એવી આશા નહોતી કે એમનું ભારણ ઓછું કરાવી શકે. ૧૯૨૮માં નવી આશા જાગી. જે દેશનો ખેડૂત વીફરે તેના પર સત્તા કાયમ રાખવી મુશ્કેલ અથવા અશક્ય છે; તેથી ૧૯૩૩ની સાલથી હિંદી સરકારે ( અને થોડાં દેશી રાજ્યોએ ) ખેડૂતો પર પ્રેમના વરસાદ વરસાવવા માંડ્યા, અને પ્રગતિ મંડળો (Development Boards) સ્થાપીને તેમને થોડી કાંઈક વધારાની રાહતો અને સગવડો આપવાનો પ્રયાસ કર્યો. આ પ્રયાસ સફળ થાય એવું હતું નહિ, કારણ કે દેશના વેપારઉદ્યોગમાં ભયંકર મંદી આવી છે. એ મંદીને લીધે આવકવેરો અને જકાત ( ખાસ કરીને બંદરોની )માં ઘટાડો થાય છે. જો શહેરો વધારે આવક આપે તો ગામડાંઓને રાહત આપી શકાય. એટલે ગામડાં પરનું ભારણ તો તેનું ને તેનું જ રહ્યું. રાજ્યકારભારનો ખર્ચ ઘટાડી શકાતો નથી, ઊલટો વધતો જાય છે. મીઠાંમીઠાં શબ્દોથી પેટ ભરાતું નથી—Fair words butter no parsnip—એટલે જો ભૂલેચૂકે કોઈ ખેડૂતે આશા રાખી હશે તો તે ટકી રહી નહિ. મુંબઈ ઇલાકામાં ગવર્નર સાઇક્સે દરબારો ભર્યા અને ખેડૂતોનાં ઘર પાવન કર્યાં; ભાડૂતી માણસોને રાખીને હુરરે બોલાવી, માનપત્રો લીધાં અને ગ્રામસુધારણા વિશે પ્રચાર કર્યો; પણ ગ્રામપ્રજાનું કાંઈ કલ્યાણ થયું નહિ.

## ગ્રામોદ્ધારના પ્રકાર

પંજાબની સનંદી નોકરીવાળા મિ. બ્રેઇને ગુરગાંવ જિલ્લામાં જે ગ્રામોદ્ધારનું કામ કરીને તેની જાહેરાત કરી હતી તેને લીધે એવા અનેક પ્રયાસો થયા. એ અમલદાર લાંબી રજા લઈને સ્વદેશ ગયા હતા ત્યારે ૭ મહિનાની અંદર તેમની બધી રચના તૂટી પડી અને લગભગ જમીનદોસ્ત થઈ ગઈ. છેલ્લા ૭ મહિનાની અંદર મારી પાસે નીચેનાં પુસ્તકો અને લખાણ આવ્યાં છે. (૧) પ્રોબ્લેમ ઑફ રૂરલ અપલિફ્ટ ઇન ઇન્ડિયા (હિંદમાં ગ્રામોદ્ધારનો પ્રશ્ન)—લેખકઃ-સંયુક્ત પ્રાંતની સનંદી નોકરીના મી. અહમદ; ( ૨ ) રૂરલ ઇન્ડિયા (હિંદી ગામડાં)—લેખકઃ-મીરતના દોરાળા ખાંડ કારખાનાના વ્યવસ્થાપક, વડી ધારાસભાના માજી અને પ્રાંતિક ધારાસભાના ચાલુ સભ્ય ચૌધરી મૂખ્તાર સિંઘ, (૩) મુંબઈના ગવર્નર સાઇક્સનાં ભાષણો (૪) એ લેખકનું પુસ્તક ગ્રામસુધારણા ( વિલેજ ઇમ્પ્રુવમેંટ ) (૫) ત્રાવણકોરના દા. સ્પેન્સ હેચનું પુસ્તક અપ ફ્રોમ પોવર્ટી ( ગરીબાઈમાંથી ઉદ્ધાર ) ( ૬ ) આ લેખકે

ભરૂચ અને સૂરતની વચ્ચે કોસંબા ગામડું છે ત્યાં પ્રયોગશાળા અને વર્ગો કાઢ્યા છે તેના પર વડોદરાના હાલના દિવાને લખેલી નોંધ. આ બધાં લખાણો અને મારા અનુભવોમાંથી જે વિચારો ઉદ્ભવ્યા છે તે જણાવું છું.

ગ્રામોદ્ધારની પ્રવૃત્તિના ત્રણ પ્રકાર જુદા પાડી શકાય એમ છે: (૧) અમલદારી પ્રકાર, (૨) આર્થિક ઉન્નતિ, અને (૩) આશ્રમનો પ્રકાર.

ગામડાંની પ્રજાએ આત્મશ્રદ્ધા ખોઈ છે અને સ્વાશ્રયથી દરેક મુશ્કેલીને ટાળવાના પ્રયત્નો કરવાને બદલે ઈશ્વર અગર સરકાર તરફ બે હાથ જોડીને પ્રાર્થના કરે છે અને મનમાં બન્નેને ગાળો દે છે તે સ્થિતિ સુધારવાને માટે જે અમલદારોએ પોતે પહેલ કરી છે તે પ્રશંસાને પાત્ર છે. મિ. બ્રેઈને પોતાના આખા જિલ્લાના બધા અમલદારોનો ઉપયોગ કર્યો, જિલ્લા બોર્ડનાં અને બીજાં નાણાં ગ્રામોદ્ધાર માટે વાપર્યાં અને સત્તાનો ઉપયોગ કરીને અનેક પ્રજાજનોને આ કામમાં દાખલ કર્યા. પરિણામ એ આવ્યું કે જિલ્લા બોર્ડે જે બીજાં કામ કરવાનાં હતાં તે પડી રહ્યાં, અને દબાણ અથવા શરમને લીધે સહાય આપનારા માણસોની સાચી સહાનુભૂતિ નહોતી તેથી જેવી બે આંખ દૂર થઈ એટલે કામ પડી ભાગ્યું.

ગ્રામોદ્ધારનો મુખ્ય આધાર પ્રજાનું માનસ બદલવામાં છે. એક દૃષ્ટાંત આપું: દક્ષિણ ગુજરાતના એક ગામમાં એક સાધુએ ચાતુર્માસ ગાળ્યા. તેના સમાગમમાં એક કોમનાં ભાઈબહેનો આવ્યાં. એ લોકો તાડી દારૂ ખૂબ પીતાં, પણ જ્યારથી સત્સંગમાં આવ્યાં ત્યારથી દારૂ તાડી સદંતર છોડી દીધાં છે. એ જ ગામમાં રહેતાં એ કોમનાં બીજાં કુટુંબો (અડધી ન્યાત) અને એ કોમનાં આસપાસનાં ગામડાંઓમાં રહેતાં કુટુંબો દારૂ તાડી વાપરે છે. આ હૃદયપલટો એ જ મુખ્ય ચીજ છે. આ પ્રકારની આત્મશુદ્ધિ છેક જંગલોમાં રહેતી રાનીપરજ કોમમાં પણ જોવામાં આવે છે. એક પવિત્ર વ્યક્તિ ગામડે જઈને બેઠી હોય તો તેને લીધે કેટલી સામાજિક, રાજકીય અને સર્વદેશીય જાગૃતિ આવે છે તે આપણે છેલ્લાં પંદર વર્ષમાં ગુજરાતનાં અનેક ગામડાંઓમાં જોયું છે. અમલદારી પ્રવૃત્તિમાં આ હૃદયપલટાનો અભાવ છે. અમલદાર સ્વાર્થી હોય છે એમ નહિ, પણ સ્વાર્થરહિત હોતો નથી. એની સલાહસૂચના અને બીજી પ્રવૃત્તિ નોકરીને અંગે, પોતાના પેટની પૂજાને અંગે હોય છે; એટલે તે ગમે તેવી સારી હોય તે છતાં તેની કિંમત પ્રજાજનો ઓછી આંકે છે. મેં લગભગ દશ વર્ષ સુધી અમલદાર તરીકે કેવળ નિઃસ્વાર્થ બુદ્ધિથી કામ કરેલું; પણ હું પ્રજા પર છાપ ઘણી પાડી શકયો નહોતો. છેલ્લાં બાર વર્ષનો અનુભવ તદ્દન જુદો છે. અમલદારો કાંઈ જ કરી ન શકે એમ માનવાને કારણ નથી; પણ તેમાંથી બહુ મોટો ભાગ પ્રજાનું માનસ સમજી શકતો નથી. અમલદારીનો અમલ-અધિકાર-પચાવવો અઘરો છે. જે પ્રજાને તેનો મહાવરો નથી તે સત્તાનો દુરુપયોગ કરે છે. જે અમલદારો ખેડૂતી પ્રજામાંથી ઉત્પન્ન થયા છે તે પ્રજાનું માનસ સમજે છે; પણ અમલ પચાવી શકતા નથી અને બીજા અમલદારો માનસ સમજતા નથી. મિ. અહમદ, મિ. બ્રેઈન અને સાઇકસનાં પુસ્તકો વાંચવાથી આ સહજ સમજાઈ જાય એવું છે.

વળી અંગ્રેજ અમલદારોએ એવી પ્રથા પાડી છે કે હવે તેમનું દેખાદેખી આપણા રાજાઓ અને અમલદારો પ્રજાથી દૂર અને જુદા રહે છે. માત્ર અમુક પ્રસંગે જ અને પ્રસંગ પૂરતા પ્રજાને મળે છે, અલિપ્ત રહે છે, પ્રજાના સુખદુઃખમાં ઓછો ભાગ લે છે,

પોતાને કાંઈક જરા જુદા જ પ્રકારના અને ચડિયાતા પ્રકારના પ્રાણી સમજે છે તેથી તે પ્રજાના માનસને સમજી શકતા નથી; પ્રજાની નબળાઈ જુએ છે, પ્રજાનું બળ જોઈ શકતા નથી; પોતાની સત્તાનું ઘણું ભાન હોય છે, પોતાની નબળાઈ સમજી શકતા નથી. પણ પ્રજાજનો તો બારીકમાં બારીક ચીજો જોઈ લે છે, એટલે તેમને આ અમલદારોમાં શ્રદ્ધા શી રીતે હોય?

પ્રજાનું કામ બીજી કોઈ બહારથી આવેલી વ્યક્તિ કરી આપે તેથી પ્રજાનું બળ વધતું નથી. સરકારી નોકરોને ખુશામત ઘણી વહાલી હોય છે તેથી જે પ્રજાજનો અમલદારોને સાથ આપે છે તે બે અમૂલ્ય ગુણો ખૂએ છે: સ્વમાન અને સ્વાશ્રય. જો આ બે મૂળભૂત ગુણો નબળા પડે તો ગ્રામોન્નતિનાં કામોથી લાભ નહિ પણ અલાભ થાય છે. તેથી જ આ પ્રગતિમંડળો અને સરકારી મદદવાળાં ગ્રામસુધારણા મંડળો દુષ્ટ છે. જેમાં સરકારી નોકરોની ખુશામત કરવાની હોય છે, અને જે મદદ પોતે મેળવી લેવી જોઈએ, જે હક્ક તરીકે લેવાની હોય તેને બદલે સલામો ભરવાનું અને વખાણો કરવાનું હોય છે; તેથી સ્વમાન અને સ્વાશ્રયને ઉખેડી કાઢે છે. કેટલુંક કામ થતું જોઈને ટૂંકી દૃષ્ટિવાળા માણસો લોભાય છે, છેતરાય છે. કેટલાક લુચ્ચા માણસો અમલદારોને સાથ આપીને પોતાનો સ્વાર્થ સાધી લે છે. આવાં અનેક દૃષ્ટાંતો આખા દેશમાં જોવામાં આવશે. અમલદારોમાંથી ઘણા સાચી અને ખરી લાગણીથી કામ કરે છે, પણ તેમને લીધે શું નુકસાન થાય છે તે જોતા નથી. વળી તેમની દૃષ્ટિ વાર્ષિક રિપોર્ટ; પોતે શું ધાડ મારી છે તેનાં વર્ણન અને પગાર વધારાની અભિલાષા તરફ હોય છે. ઉત્તર હિંદુસ્તાનના એક મોટા અમલદારે સહકારના ધોરણ પર રચેલી ગ્રામોન્નતિની એક યોજના મને બતાવી, ૭ મહિનામાં શું શું કામ થયું છે તે જણાવ્યું અને પછી તે વિશે મારો અભિપ્રાય માગ્યો. જ્યારે મેં કહ્યું કે તમારી બદલી થશે ત્યારપછી ૭ મહિના સુધી પણ આ યોજના ચાલવાની નથી; ત્યારે તેમને મારી અશ્રદ્ધા વિશે દયા આવી હશે અગર તિરસ્કાર છૂટ્યો હશે. બન્યું એવું કે એમની બદલી થઈ અને એમની યોજના સૂઈ ગઈ.

'આપ મૂઆ વિના સ્વર્ગે જવાતું નથી', એ કહેવત સ્વાશ્રયનો સિદ્ધાંત દર્શાવવા માટે છે. હવે પ્રશ્ન એવો ખડો થાય છે કે શું ત્યારે અમલદારોની મદદ લેવી નહિ? ઉત્તર ઘણો સહેલો છે. કાચો પારો લીધો હોય તો તે ફૂટી નીકળે અને માણસને મારી નાખે. પારાને બરાબર માર્યો હોય તો તે અમૃતસમાન અને બળ વધારનાર છે. જેમ જેમ અમલદારોનો અમલ ઊતરશે તેમ તેમ તે વધારે ઉપયોગી અને પ્રજાનું બળ વધારનાર—પોષક થશે.

છેક શરૂઆતમાં જણાવ્યું છે કે હમણાં હમણાં અમલદારો પ્રજાને રાજકીય કે રાષ્ટ્રીય પ્રવૃત્તિમાંથી અલગ કરવા માટે પોતાની સોડમાં લે છે. આ પ્રેમ પૂતના માસીના જેવો છે—ઝેર ધવડાવવા માટેનો છે. પણ આવા દુષ્ટ માણસો તો થોડા હશે; મોટો ભાગ તો માત્ર પોતાની ભૂલ ન જોઈ શકે એવો છે. મોગલ રાજ્ય પછીથી મુખી પટેલોને સરકારી નોકરો જેવા ગણવા માંડ્યા, તેમને જૂજ પગાર અને ચરી ખાવાની જબરી છૂટ આપવામાં આવી. તેમની નિમણૂક પ્રજા પાસે નહિ પણ સરકાર પાસે ગઈ એટલે એને પૂરેપૂરો સકંજામાં લઈને ગુલામ બનાવ્યો. એનું સ્વમાન છીનવી લીધું; એને અમલદારના ઘોડાના પેંગડા સાંથે દોડાવ્યો, તેને બાળો કરીને નફટ બનાવ્યો. હવે આ માણસ મુખી એટલે ગામનો

આગેવાન, ગામનો હિતેચ્છુ શી રીતે થઈ શકે? આ મુખ્ય ચીજ તરફ બધા ય અમલદારો આંખ આડા કાન કરે છે. પોતાની નબળાઈ અને મૂર્ખાઈ કબૂલ કરવાને બદલે પ્રજાને વખોડે છે અને કહે છે કે શા માટે ગામ પંચાયતોનો વહિવટ કરતા નથી? ગામ પંચાયત હાલના બંધારણથી અને હાલના વાતાવરણમાં સારી ચાલી શકે જ નહિ; કારણકે તે આખી સડેલી છે. ક્વચિત્ કોઈ ઠેકાણે સારું કામ થાય છે તો તે પંચાયતના નામે થતું હશે, પણ પંચાયત મારફત નહિ.

ગવર્નર સાહેબે એક સિદ્ધાંત રજૂ કર્યો છે કે ગ્રામોન્નતિનું કામ પ્રજાએ સ્વાશ્રયથી, સ્વયંસ્ફૂરણાથી કરવું જોઈએ, (વડોદરાના દીવાન જુદા શબ્દોમાં એ ચીજ કહે છે,) પણ પછી તેને માટે સમિતિઓ સૂચવે છે, અને જે કાર્યવાહક સમિતિ આખા ડિવિઝન એટલે ચાર પાંચ જિલ્લા માટે સૂચવી છે તેમાં નીચે પ્રમાણે સભ્યો છે. (પાન. ૧૩)

(૧) કમિશનર પ્રમુખ. (૨) કેળવણી (૩) જંગલ (૪) ખેતીવાડી (૫) સહકારી, (૬) ઢોર, દવાખાનાં, (૭) ઈજનેરી, (૮) આરોગ્ય ખાતું, (૯) ઉદ્યોગખાતું અને (૧૦) સલાહકાર, સર્વે ખાતાના મુખ્ય અધિકારીઓ તેના સભ્યો થશે, હોદ્દાની રૂએ. આની અંદર જિલ્લા બોર્ડના પ્રમુખો, અને સ્થાનિક સ્વરાજ્ય ઇન્સ્ટિટ્યૂટના સ્થાનિક પ્રતિનિધિઓ હશે. આ બોર્ડ થોડા બિન નોકરીઆત પ્રજાજનોને નીમશે. (કો-ઑપ્ટ). એકંદર સંખ્યા ૨૧ થી વધારે ન થાય. દસ અમલદારો, પાંચ જિલ્લા બોર્ડના પ્રમુખો, ઇન્સ્ટિટ્યૂટના પ્રતિનિધિઓ તો ખરા એટલે ત્રણ કે ચાર પ્રજાજનો, ચૂંટણીથી નહિ, પણ નિમણૂકથી, એટલે નમ્રતાથી સલામ ભરે એવા દાખલ કરવામાં આવે, વધારેમાં વધારે ત્રણ કે ચાર, તે ન હોય તો વળી સારું; પણ આખા ડિવિઝનમાંથી ત્રણ ચાર જીહુકમ કરનારા અને ફૂલહાર આપનારા ગુલામો ન મળી શકે?

આ જ માનસ, આ આપખુદી, આ બીજાનો સ્વતંત્ર મત સહન કરવાની અશક્તિ, આ પરાધીનતા કાયમ રાખવાની દુષ્ટતા, સ્વમાન છીનવી લેવાની તત્પરતા દેશી રાજ્યોમાં પણ પૂરી ગઈ છે. જેમ બાવો નાચ્યો તેમ બાવી પણ નાચે છે; પણ વડોદરા સરકાર પણ આનું જ આંધળું અનુકરણ કરે છે.

ગ્રામોન્નતિ, ગ્રામસુધારણા, ગ્રામોદ્ધાર, ગ્રામ પુનર્ઘટના, ગ્રામપુનર્ઘટના એ બધા આડંબર અને મોટા જડબાંતોડ શબ્દો દૂર રાખીએ, પણ ગામડાંની પ્રજાને સુખી કરવાની દાનત હોય તો, ગામડાંને પૂરતું ગામઠાણ વધારી અપાય કે લોકો છૂટથી ઘરો બાંધે, ઢોરો રાખવા માટે પૂરતી જગ્યા આપે, સારાં મીઠાં પાણી મળે, સારા રસ્તા થાય, આખી ગામ પંચાયત ગામ લોકોની ચૂંટેલી હોય, તેની પાસે ફંડ ઉઘરાવવાનાં સાધન રહે, જમીન મહેસૂલમાં સારો ઘટાડો થાય, અમલદારોની લાંચ રુશ્વત ઓછી થાય, અમલદારો લોકોમાં ફાટફૂટ પડાવવાનો દુષ્ટ ધંધો છોડી દે તો ગામડાં ઉન્નતિને પણ ટક્કર મારે. આજે તો ગામડાંનું છેલ્લું ટીપું ચૂસી લીધા પછી કહેવામાં આવે છે કે તમને કર નાખવાની સત્તા આપવામાં આવશે. આ ઉદારતા કહેવાય કે મશ્કરી?

જ્યારે એવી દલીલ સાંભળવામાં આવે છે કે પ્રજાજનોમાં ભિભાગ મરવા જેવો વખત આવ્યો નથી, કારણકે જો તેમના વહીવટમાં ફંડ જશે તો નાખ્યાં વેડફાઈ જશે. પણ

આજે કરોડો અને અબજો રૂપિયા નોકરશાહીની મારફત લૂંટાઈ રહ્યા છે તેનું શું ? Evil to him Who evil thinks કમળો થયો હોય તે જરૂર પીળું જ જુએ.

સરકાર તરફથી ધારાસભા, મ્યુનિસિપાલિટીઓ જીલ્લા બોર્ડો અને સહકારી કે બીજાં મંડળોની સમિતિઓ, એ બધી સંસ્થાઓનો વહીવટ પાંગળો છે; કારણ કે સરકાર તેમને અપંગ રાખવા ઇચ્છે છે, સશક્ત થાય એવી ઇચ્છા નથી. આવી સંસ્થાઓમાં જે પ્રજાજનો માન–અપમાન સહન કરીને સેવા કરે છે તેમને ધન્ય છે. કેટલાક તો પોતાની સેવા કરવા માટે પણ જતા હશે. એક ચીજ સિદ્ધ છે કે આવી સંસ્થાઓ પ્રજાને સ્વરાજની તાલીમ આપવા માટે નથી. મારા છોકરાને ઘોડે બેસવાની તાલીમ આપવી હશે તો હું તેને મુડદાલ કે ખોડો ઘોડો નહિ આપું, બગડી ગયેલી જૂની સાઈકલ નહીં આપું.

[ અપૂર્ણ ] સુમન્ત મહેતા

## એ અમકટને

અંધારના ઓળાતા હૈયામાં હું
ખાલી આકાશે દગ નાખું,
અફાટ ધરતી અંતર પર હું
તવ કારણ ઝંખું.

મૂક તિમિરનાં ગહન હૃદયમાં
એકાકી અથડાતો ભટકું,
પડતાં પથરે, નિસ્તલ જલમાં,
તવ કારણ ઝંખું.

'સ્વપ્નસ્થ'

# લાયક કોણ ?

એક વખતે વિક્રમપુર શહેરમાં રાજ્યનસિંહ નામનો રાજા રાજ કરતો હતો. તેને બે પુત્રો હતા. મોટા કુમારનું નામ પ્રતાપસિંહ અને નાનાનું શૂરવીરસિંહ. બંને પરાક્રમી અને તેજસ્વી હતા, પણ નાનાને પોતાનું પરાક્રમ બતાવવાનો વધારે પડતો શોખ હતો. તે તો એમ જ માનતો કે પરાક્રમી તો હું જ.

એક વખતે રાજા માંદો પડ્યો. બધાને ચિંતા થવા લાગી કે ન કરે નારાયણ ને રાજાને કંઈ થશે તો રાજ્યનું શું થશે ! કોઈ પડોશી રાજા એકાએક ચડાઈ તો નહિ કરે ! રાજકુમારો ગાદી માટે લડી મરે તો ? રાજાને પોતાને પણ આ ચિંતા ખાસ થતી હતી. નાના કુમાર શૂરવીરસિંહના રાજ્યલોભ અને અભિમાનની તેને પૂરેપુરી ખબર હતી.

આમ ચિંતામાં ને ચિંતામાં રાજા તો લેવાતો ગયો. એવામાં એક દિવસ સાંજે રાજા પોતાની પથારીમાં સૂતો હતો ત્યારે પાસે કોઈ નથી એ લાગ જોઈ શૂરવીરસિંહે વાત ઉપાડી. મનમાં તો ક્યારનું હતું કે કહી નાખવું છે, પણ લાગ તો આજે જ મળ્યો. પણ મુદ્દાની વાત ઉપર આવવું કેવી રીતે ? એટલે પહેલાં તો શૂરવીરસિંહે સાધારણ વાતચીત છેડીઃ

'મહારાજ ! આપને હવે કેમ છે ?'

'ઠીક છે.'

'મહારાજ ! કહો ન કહો પણ આપ દિવસે દિવસે લેવાતા જાઓ છો. રાજવૈદની દવા કંઈ કામ આવતી નથી. તો દેશાવરથી વૈદોને તેડાવો, મહારાજ !'

'શૂરવીર !' રાજાએ કહ્યું 'વૈદ દવા તો ઉત્તમ આપે છે, પણ કંઈ ફિક્રી લાગતી નથી. હશે, એ તો ભગવાન કરે તે ખરું.'

'ના, મહારાજ ! એમ મા બોલો. હૈયામાં કંઈ ચિંતાનો છબરડો ભરાઈ પેઠો છે તે દવા કામે લાગવા દેતો નથી. મારા સમ છે જો આપ ન કહો તો. કહો, મહારાજ ! શેની ચિંતા છે આપને ? રાજ્યની ?'

'હા...રનો !'

શૂરવીર જે તક શોધતો હતો તે આમ એકાએક મળી ગઈ. તેણે ઝટ જવાબ આપ્યોઃ

'ખરી વાત છે; ચિંતા થાય જ. આવતી કાલ કોણે દીઠી છે ! અને ભગવાન તો સારાં જ વાનાં કરશે; પણ અંજળપાણી ઊઠ્યું હોય તો કોઈ ગમે તેવા ગાદીએ આવે એટલે પા...છી લડાઈઓ. તો મહારાજ ! ખરેખરા જબરાને જ ગાદી સોંપી જાવ. એક મૃત્યુપત્ર કરતા જાવ એટલે પછી ટંટા બખેડાનો ગભરાટ જ નહિ.'

'સાચી વાત છે, શૂરવીર. હું લાયકને જ ગાદીએ બેસાડવા માટે મૃત્યુપત્ર લખી જઈશ.' રાજા બોલ્યા તો ખરા, પણ પછી બહુ ઉદાસ દેખાયા.

આ વાત પછી ત્રીજે જ દહાડે રાજા મરી ગયા. ગામલોકોમાં વાત ચાલતી હતી કે

રાજા મૃત્યુપત્ર કરી ગયા છે. કોઈ કહે ' પ્રતાપસિંહને જ નીમી ગયા છે. ' તો કોઈ કહે ' ના, ના, શૂરવીરસિંહ જોડે વાત થયેલી એટલે એને જ નીમી ગયા છે. પ્રધાનજીએ દરબાર ભર્યો ત્યારે તો દરબારમાં જાણે લોકો માય નહિ એટલા બધા આવ્યા.

બધાની નજર વચમાં એક મોટા મેજ ઉપર સુખડની નકશીકામવાળી પેટી ઉપર હતી. કારણ, એમાં જ આખા રાજ્યના સુખદુઃખનો નિર્ણય હતો. નીમેલી ઘડીએ પ્રધાનજીએ પેટી ઉઘાડી. મૃત્યુપત્રમાં ફક્ત આટલું જ લખ્યું હતું:—

' શૂરવીરે મને સૂચવ્યું કે મારે મૃત્યુપત્ર લખીને લાયકને જ ગાદી સોંપવી; મેં હા કહી. પણ એને રાજ્યલોભ હતો ત્યારે જ એણે આવું સૂચવ્યું માટે ખરો લાયક તો મારો મોટો પુત્ર નિર્લોભી પ્રતાપ; તેને જ રાજગાદી આપજો. —સંજજનસિંહ.'

લોકોએ જયનાદ કરી આ નિર્ણયને વધાવી લીધો, અને રાજગુરુ આશીર્વાદ આપવો શરૂ કરે છે ત્યાં તો રંગમાં ભંગ પડ્યો. શૂરવીરસિંહે ત્રાડ મારી કહ્યું: ' સાંભળો, નગરના લોકો! શૂરવીર વધારે લાયક છે, છતાં એને આમ હડસેલ્યો છે એટલે હવે પ્રજા ઉપર આફત આવવાની. ' આમ બોલીને લોકો હાં...હાં કહેતા રહ્યા, એટલામાં તો એ ચાલી નીકળ્યો.

શૂરવીરસિંહ તો ગયો સી...ધો જંગલમાં; ગોરજ પછી કોની મગદૂર કે સીમમાંયે પગ મૂકે ? મૂકયો તો લૂંટાયો જ. થોડા વખતમાં એણે કેટલાંક માણસો પણ ભેગાં કર્યાં અને લૂંટથી પૈસો પણ મેળવ્યો; પ્રજા તો ત્રાહિ, દીનાનાથ! કરવા લાગી.

પણ શૂરવીરને સંતોષ થાય નહિ. આમ ગરીબગુરબાં કે એકલદોકલને લૂંટ્યે શું દી વળે ? પ્રતાપના લશ્કર જોડે લડવા જેટલું બળ તો કોણ જાણે ક્યારે આવે ?... એવું એવું એના મનમાં થતું. એવામાં એક સમાચાર એવા આવ્યા કે એની આશા ઊંચી ઊછળી. તેણે સાંભળ્યું કે એક વખતચંદ નામનો ઝવેરી ખૂબ રળીને પોતાને ગામ પાછો જાય છે, ને એના જ જંગલમાંથી પસાર થવાનો છે. મારવો તો હાથી ને લૂંટવો તો ભંડાર, એવો લાગ આખરે હવે તેને આવ્યો; એણે પોતાનાં બધાં માણસોને એના માર્ગની આસપાસ ઝાડીમાં સંતાડયાં. વખતચંદ પાસે રખેવાળ તો કોઈ ન મળે!—ફક્ત ભોમિયો. શૂરવીરને નવાઈ તો લાગી; પણ માની લીધું કે ધોળે દહાડે બીક શી ને બીજું ગામ પાસે જ છે એવું વખતચંદે ધાર્યું હશે. સારું, મારે શું ? એટલી ઓછી મહેનત એમ વિચારી બહારવટિયો હરખાયો.

વખતચંદ તો ચાલ્યો આવે છે. શી જંગલની શોભા! ખરે બપોરે પણ તાપ ન લાગે! ' અલ્યા અહીં કંઈ ભો નથી ને ? ' એવી એવી વાતો કરે છે ત્યાં તો હોકારો પડ્યો: ' ઊભો રહે ' બહારવટીઓ ગાજી ઊઠ્યો, ઝવેરીના તો હાંજા જ ગગડી ગયા, અને ભોમિયો તો પોબારા ગણી ગયો. ઝવેરી તો કંઈ ધ્રૂજે!

' મહા...મહારાજ! મારી પાસે કંઈ જ નથી; હું તો લૂંટાયેલો જ છું; મને જીવતો જવા દો, મહારાજ! ' ઝવેરીને પગે પડીને ખુશામત કરવાની તરત બુદ્ધિ સૂઝી.

' હરામખોર...ર! ' જૂઠું બોલ્યો તો એક હાડકું નહિ જડે; યાદ રાખજે:

લૂંટારાઓએ તો થપાટ મારવી શરૂ જ કરી દીધી.

' અરે! પણ, ભાઈ સાહેબ! જરા જુઓ તો ખરા. જૂઠું બોલે તેને બાળહત્યા—સ્ત્રીહત્યા—બ્રહ્મહત્યા...' ઝવેરી માર ખાતો ખાતો બોલ્યો.

' અલ્યા, ઊભા રહો તપાસો એને. ' શૂરવીરે હુકમ કર્યો.

ખરેખર, એની પાસેથી કશું જ ન નીકળ્યું. 'મહારાજ! હું નહોતો કહેતો કે હું લૂંટાયલો જ છું?' ઝવેરીમાં હવે જરા હિંમત આવી.

બહારવટિયાને પણ હવે એને સાંભળવાની નવરાશ મળી.

'કોણે લૂંટયો?'

'આ તમારા પ્રતાપસિંહે. એને કોણ રાજા કહે? આવો ચો...ર.'

'અલ્યા! શું થયું? પ્રતાપે લૂંટયો? સાચું કહે.'

વખતચંદે પોતાની વીતક બધી કહી.

'જુઓ, મહારાજ! એ પ્રતાપસિંહ મને સારો વકરો કરાવશે એમ ધારીને કિંમતી ઝવેરાત લઈને હું એની પાસે ગયો. કંઈ હાર, કંઈ કંઠા, કંઈ બાજુબંધ! કંઈ મંદિલ! બસ, એક વાર તો જોયા જ કરો એવાં. એણે બ...ધાં જોયાં, અને ખુશ થયો, પણ લોભાયો. મને કંઈ જ ન આપ્યું, ઊલટો મારીને કાઢી મૂક્યો મારી શી ગુંજાશ કે કોઈને મોઢે વાત સરખી કરું? આ તો અહીં જંગલ છે અને મારે મારો છવ બચાવવો છે એટલે આપને આટલું કહ્યું.'

'જોયું? હું નહોતો કહેતો કે પ્રતાપ દુષ્ટ છે? હં, પછી?' શૂરવીર બોલી ઊઠયો.

'પછી શું રહ્યું? અહીં આવ્યો ત્યારે વળી માર ખાધો. મારાં કરમ જ ફૂટેલાં છે.'

બહારવટિયાને દયા આવી, પોતાના શત્રુનું ભૂંડું બોલનાર એને વહાલો લાગ્યો. 'લે, જા. તને આ વાટખરચી આપું છું. અલ્યા, જાઓ! એને ક્ષેમકુશળ આપણી હદ સુધી મૂકી આવો.'

ઝવેરી પગે પડયો, અને તેણે ખૂબ ખૂબ ઉપકાર માન્યો.

'મહારાજ! મારે હવે એક જ વિનંતિ છે. રજા આપો તો જણાવું.'

'બોલ, બોલ.'

'આપે મારા ઉપર ઉપકાર કર્યો તો હું કંઈક બદલો વાળું, આપને આ પ્રતાપને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવા છે તેમાં મદદ કરું.'

'અલ્યા! તું શું બોલે છે! તીરકામઠાં તો બાપજન્મારે હાથમાં ઝાલ્યાં નહિ હોય.'

'ના, મહારાજ! પણ એક યુક્તિ બતાવું. બળથી નહિ તો કળથી પણ મદદ થાય ને!'

'શી યુક્તિ?'

'મહારાજ! એનો લોભ જ એને પાડે એવો. આજ નહિ, પણ છએક મહિના પછી આપ ચારપાંચ જણા મારી માફક ઝવેરી બનીને એના દીવાનખાનામાં જાઓ, એ તમને પેસવા દેશે. પછી એ ઘરેણાં જોવા વાંકો વળે કે તરત એને ઝબ્બે કરો. અને એ છ મહિના દરમિયાન આપનાં માણસો રાજમહેલ આગળ જમાવો. કોઈ ફેરિયો, તો કોઈ પાનવાળો, કોઈ ચોકીદાર તો કોઈ સિપાઈ, એવી રીતે. રાજાને ઠાર કર્યો એટલે એના અંગરક્ષકોને મારી નાખવા. આ માણસો આપની એક જ સિસોટીથી દોડી આવે. આમ તો કોણ જાણે ક્યારે આપ લશ્કર ભેગું કરી શકો, અને લડાઈમાં જય-પરાજય તો દૈવાધીન છે.'

'પણ હું તો રજપૂત, રાજા લઉં તો સામી છાતીએ લડીને, આવી યુક્તિથી નહિ.'

'તો ઠીક, મહારાજ! મને તો સૂઝયું તે મેં બતાવ્યું. હું તો એમ ધારતો હતો કે દુષ્ટ માણસનું સહેલાઈથી નિકંદન થાય તો તે કરે જ એ રજપૂત. મને તો લાગતું હતું કે

રામચંદ્રજી જેવાએ વાલીનો વધ કર્યો, એટલે એવી યુક્તિ અધર્મ ન કહેવાય. પણ હશે, મહારાજ ! આપને લાગ્યું તે ખરું. ઠીક, ત્યારે, મને રજા છે?'

વખતચંદ ગયો પણ શૂરવીરના મન ઉપર ઘા કરતો ગયો. રામચંદ્રની વાતમાં તેણે ગમે તેમ કરીને મનને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ સામો ઉત્તર સૂઝ્યો જ નહિ. ધીમે ધીમે એની 'રજપૂતાઈ' ઘસાઈ ગઈ, તેણે યુક્તિ અજમાવવાનો નિશ્ચય કર્યો. એ રીતે વિચારતાં એનામાં ખૂબ આશા આવી.

બરાબર વખતચંદની સૂચના પ્રમાણે તે વર્ત્યો, અને એનું દૈવ પણ કંઈ એવું અનુકૂળ કે તે ઘણાં માણસોને રાજમહેલની આસપાસ ગોઠવી શક્યો. જવાહીર જોવા રાજા વાંકો વળે તે જ વખતે તેને ઠાર કરવો અને સિસોટી વાગે કે સંતાયલાં માણસો દોડી આવે એવો સંકેત પણ નક્કી થયો.

પછી એક દિવસ રાજા પ્રતાપસિંહને એક પ્રતિહારી કહેવા આવ્યો કે 'મ્હૈસુરથી પાંચ ઝવેરીઓ સવારના અતિથિગૃહમાં આવ્યા છે તે આપને મળવા માગે છે.'

રાજા તે વખતે દીવાનખાનામાં ગાદી ઉપર વિચારમાં તલ્લીન થઈને પડ્યો હતો. તેણે પૂછ્યું.

'શું કહ્યું ?'

'મહારાજ ! પેલા મ્હૈસુરના વેપારીઓ હવે આવે ?'

'કોણ, પેલા મ્હૈસુરવાળા !' રાજા હસ્યો અને બોલ્યો. 'હા, હા. આવવા દે.'

પાંચે ઝવેરીઓ દાખલ થયા. રિવાજ મુજબ રાજાને મુજરો કરીને અર્ધચંદ્રાકારમાં ગાદીની આસપાસ બેઠા. એમ તો મ્હૈસુરી પોષાક કંઈક ઓર જ ભાત પાડતો હતો.

'ક્યાંથી આવ્યા છો ?'

'મ્હૈસુરથી !'—એટલું બોલીને બંધ કરી શકત, પણ વેપારીઓ તો વાચાળ જ હોય. 'મહારાજ ! મ્હૈસુરથી ફરતા ફરતા કલ્યાણી, અને ત્યાંથી લાટ પ્રદેશ અને અણહિલપુર થઈને રજપૂતસ્થાનમાં શિરોહી એમ આગળ વધતા વધતા આપની પાસે આવ્યા છીએ. ત્યાંના રાજાઓને અમારાં જવાહીર ગમ્યાં તો ખૂબ, પણ કિંમત આપવા તૈયાર ન થયા. છતાં અર્ધા ઉપરાંત તો ખપી ગયાં છે. હવે સારામાં સારાં અને મૂલ્યવાન ઘરેણાં બાકી રહ્યાં છે. આપની કીર્તિ દૂર દેશથી સાંભળી ઘણી ઘણી આશાઓ મનમાં રાખી અમે આજે આપની સમક્ષ આવ્યા છીએ.'

રાજા કંઈક હસ્યો. 'તમારી ભાષા આટલી બધી શુદ્ધ અહીંની જ હોય એવી ક્યાંથી ?'

વેપારીઓએ એકબીજા સામું જોયું. એક જણ હસી પડ્યો: 'મહારાજ ! વેપારીની એ કળા જ છે કે બને તેટલું જલદી ભાષા શીખી લેવી. 'ગામ વચ્ચે રહેવું તો ગામના જેવા થવું' એ શિખામણ વેપારીઓએ જ શોધી છે અને અમે તો આ પ્રદેશમાં લગભગ મહિનાથી ફરીએ છીએ.'

'ઠી...ક.' રાજાએ કહ્યું 'લાવો, જોઈએ. તમારાં જવાહીર બતાવો તો ખરા.'

સંકેતથી ઘા કરવા માટે નક્કી કરેલી પળ આવી પહોંચી. મુખ્ય વેપારીએ પેટી જરા આગળ કરી, ઉઘાડી ને રાજાને જોવા માટે વાંકા વળવું પડે એટલી દૂર મૂકી. વેપારીઓએ એકબીજા સામું જોયું.

રાજા સહેજ વાંકા વળ્યો, વેપારીઓ ઘૂંટણ ઉપર અડધા ઊભા થઈ ગયા, પાસે પડેલી લાકડી જેવી દેખાતી ગુપ્તિમાંથી તરવાર ખેંચી ઉગામી અને......

અને અડધી પળમાં રાજા હતો ન હતો થઈ જાત, પણ જે ઝડપથી આ બધું બન્યું તેનાથી પણ વધારે ઝડપથી વાંકા વળતાં પહેલાં જ રાજાએ ઉધરસ ખાધી. એટલે પાસેનું બંધ રહેલું બારણું એકદમ ઊઘડ્યું. વીસ તરવારધારી સિપાઈઓ દોડી પહોંચ્યા અને જોતજોતામાં રાજા ઉપર તરવાર પડે તે પહેલાં જ પાંચે વેપારીઓના હાથ બબ્બે જણે પાછળથી પકડ્યા. રાજાએ પણ વાંકા વળતાંની સાથે જ પીઠ પાછળ સંતાડેલી ઢાલ ઊંચી કરેલી જ હતી.

રાજાને ખાતરી થઈ કે વેપારીઓ તો પકડાયા છે એટલે તે ખડખડાટ હસી પડ્યો.

'ભાઈ, શૂરવીર! સિસોટી નકામી છે. તારાં માણસો તો બધાં જ કેદમાં છે. પેલા વખતચંદ ઝવેરીને તું ન ઓળખી શક્યો? તારા ભાઈને જ તું આટલા વખતમાં ભૂલી ગયો?'

'હેં! વખતચંદ તે તમે જ?'

'હા ભાઈ, હા. સિપાઈઓ, એમના હાથ છોડી દો. શૂરવીરસિંહ એકદમ પગે પડ્યો. 'આટલી ઉદારતા મેં નહોતી ધારી.'

'અહો! એમાં શું? તેં એ વખતચંદને જવા દીધો હતો જ ને?' રાજાએ હસતાં હસતાં શૂરવીરને ઊભો કરી તેને બેઠી પડતાં કર્યું.

હેમન્તકુમાર નીલકંઠ

## માનસને

[પૃથ્વી]

તું માનસ હમેશ હે અશન માટ મોતી રૂડાં
વસે સુતટ તાહરે રસિક રાજહંસો ન કાં!
તળાવ અહીંનાં સુકયાં, નહિં મળે છ મત્સે સુકાં
ક્ષુધાપિડિત ભૂમિ આ શકી હાલી બહોંગે જતા.

ના. અ. પંડયા

# ગૂજરાતી લિપિમાં થોડો સુધારો

ગૂજરાતી લિપિના કેટલાક અક્ષરોનાં વળણમાં થોડો ફેરફાર કરી તેને દેવનાગરીની સમીપ લાવવા માટે એક સૂચના મેં ગાંધી–અર્વિન સંધિકાળ દરમ્યાન 'નવજીવન' તથા 'પ્રસ્થાન'ના વાચકો આગળ મૂકી હતી, તથા ગૂજરાતના કેટલાક પ્રસિદ્ધ વિદ્વાનો આગળ પત્રદ્વારા પણ મોકલી હતી. મારે કબૂલ કરવું જોઈએ કે 'નવજીવન'ના સંચાલકમંડળે તેમ જ વિદ્વાનોના મોટા ભાગે તેને ઝાઝું અનુમોદન આપ્યું નહોતું. આમાં એક મોટો અપવાદ શ્રી. નરસિંહરાવભાઈ અને એમના મિત્રમંડળનો જ હતો. એમણે મારી સર્વે સૂચનાઓને અનુમોદન આપ્યું હતું.

તે વાતને બે વર્ષ થઈ ગયાં. એ સમય જેલમાં ગયો. જેલમાંયે લિપિની સુધારણા તેમ જ એકતાનો પ્રશ્ન મારા મનમાં અવારનવાર ઊઠ્યા જ કરતો હતો. લેખનની, શીઘ્ર લેખનની, ટાઇપરાઇટિંગની, મુદ્રણની તથા લિપિના ઐક્યની દૃષ્ટિએ મેં છૂટક છૂટક ઘણા વિચારો કર્યા. એ બધા વિચારોમાં હું વાચકને ઉતારવા ઇચ્છતો નથી.

છૂટ્યા પછી વળી એક બે વાર મિત્રોમાં આ વિષય મેં ચર્ચ્યો. પણ એમને સમજાવવામાં હું ફાવી શક્યો નહિ.

છેવટે મને લાગ્યું કે મારા અક્ષરોના સુધારા મારે પ્રજા આગળ કોઈ રીતે પ્રત્યક્ષ મૂકીને જ મત કેળવવો ઘટે.

પ્રસ્થાન કાર્યાલય તથા ગુજરાતી ટાઇપ ફાઉન્ડ્રીની મદદથી આમ કરવા હું શક્તિમાન થયો છું. પ્રસ્થાન કાર્યાલય જે કાંઈ મારાં પુસ્તકો, લેખો વગેરે પુસ્તકરૂપે કે માસિકમાં છાપે, તે એણે સુધારેલા મરોડમાં છાપવા સ્વીકાર્યું, અને ગુજરાતી ટાઇપ ફાઉન્ડ્રીએ તેની ડાઈઓ પડત કિંમતે બનાવી આપવા સ્વીકાર્યું. એટલો ખર્ચ પણ પ્રસ્થાન કાર્યાલયે જ ઉપાડ્યો. હાલ તુર્ત તો એ ટાઇપો કેવળ 'પાઇકા'માં જ બનાવી શકાયા છે. પણ એનો ખપ વધે, એટલે કે 'પ્રસ્થાન' માસિકના તથા પ્રકાશન મંદિરના લેખકો પોતાનાં પુસ્તકો તથા લેખો માટે એ મરોડને પસંદ કરે તો જુદા જુદા માપના ટાઇપો સહેજે કરી શકાય. ('પ્રસ્થાન' પોતાના બીજા લેખકો માટે પણ, તેઓ ઇચ્છા દર્શાવે તો, તે ટાઇપો વાપરવા તૈયાર છે.)

મેં સૂચવેલો સુધારો કાંઈ બહુ જ મોટો કે કોઈ મહાન સિદ્ધાન્તને ઉથલાવી પાડનારો છે એવું કાંઈ નથી. લિપિ વિષેના કોઈ મોટા સુધારાને એ બાધક થાય એમ પણ નથી. કેવળ નીચેના અક્ષરોના મરોડમાં જ મેં થોડો ફેરફાર સૂચવ્યો છે. મેં જે મરોડો સૂચવ્યા છે તે પ્રચલિત દેવનાગરી લિપિના છે. ગૂજરાતી ચાર ચોપડી ભણેલાનેયે એ સુપરિચિત છે. એ સુધારા આ મુદ્રણમાં જ નજરે પડે છે. પણ થોડામાં લખીએ તો તે નીચે મુજબ છેઃ

**પ્રચલિત મરોડો**—અ, ઇ, ઈ, ઉ, ઊ, ક, ચ, જ, ઝ, દ, ફ, બ, ભ.

**સુધારેલા મરોડો**—अ, इ, ई, उ, ऊ, क, च, ज, झ, द, फ, ब, भ.

આખા ભારતવર્ષ માટે એક જ લિપિ થાય એમ ઇચ્છનારાઓમાંનો હું એક છું. પણ એ ઇષ્ટ સુધારો અમલમાં મુકાય તે પહેલાં દાયકાઓ નીકળી જશે એમ મને લાગે છે. તે માટે કાયદાનીયે જરૂર પડશે. એ પહેલાં આપણું ઘણું પ્રાન્તાભિમાન, ઘણી પુરાતન-પૂજા, તથા ઘણા કોમી ઝગડા ઓગળી જવા જોઈએ. તે પહેલાં જે કાંઈ સુધારા થઈ શકે તે ખાનગી સાહસથી જ થવાના, અને તે સુધારાની યશસ્વિતા, લોકપ્રિયતા તથા ઉપયોગિતા સુધારક સંસ્થાની લોકપ્રિયતા અને ઉપયોગિતા પર અવલંબીને રહેવાની. એમાં સુધારકે જે વિચાર કરવાનો તે, મારી દૃષ્ટિએ, એ હોવો જોઈએ કે એણે સૂચવેલો સુધારો મોટા અને ઇષ્ટ સુધારાને આડે આવનારો કે એને ઠેલનારો ન હોવો જોઈએ. આ દૃષ્ટિએ હું મારા સુધારા પર વિચાર કરવા વિદ્વાનોને વિનવું છું.

આખા દેશની એક લિપિ થવા માટે ત્રણ જ ઉમેદવારો છે એમ કહેવાને હરકત નથીઃ (૧) મહારાષ્ટ્રી કે હિંદી મરોડની નાગરી, (૨) ઉર્દૂ અને (૩) રોમન (ઇંગ્રેજી) લિપિ. આ ત્રણની હરીફાઈનો ફેંસલો એવો આવવા સંભવ લાગે છે કે (૧) નાગરી અને ઉર્દૂ એ બે લિપિઓ સ્વીકારાય, અથવા (૨) એ ત્રણે લિપિઓ રાજમાન્ય ગણવામાં આવે, અથવા (૩) પહેલી બેના ઝગડામાં રોમન લિપિ જ મહત્ત્વ મેળવતી જાય અને તે જ આખરે પ્રચલિત થઈ જાય. કદાચ આ ત્રણે ભૂમિકાઓ એક પછી એક આવે. એકલી નાગરી કે એકલી ઉર્દૂ દેશની સામાન્ય લિપિ થાય એવો સંભવ લાગતો નથી. અથવા, કેટલાક માને છે તેમ, (૪) આપણા દેશના વિદ્વાનો આપણા દેશને તેમ જ આખા જગતને ગમી જાય એવી કોઈ નવીન સરસ લિપિ નિર્માણ કરે. પણ આ તો એક મનોરથ જ ગણાય.

છેલ્લો વિજય રોમન લિપિને જ મળવાનો છે એમ આજે જ કેટલાક માને છે. એ પૈકી પં. જવાહરલાલ નેહરુ પણ છે એમ જણાય છે. ગઈ સાલ એમનાં બહેનનાં લગ્નની કંકોતરી હિંદુસ્તાની ભાષા અને રોમન લિપિમાં એમણે છપાવી હતી. તે ઉપરથી એમણે એ સુધારાને ઇષ્ટ માન્યો છે એમ જણાય છે.

ભવિષ્યમાં જે બનવાનું હોય તે બને. ભવિષ્યની પ્રજાને રોમન લિપિ સ્વીકારવામાં કે કોઈ નવી લિપિ નિર્માણ કરવામાં પોતાનું હિત દેખાય તો તે ભાવિથી ડરવાનું કે શોક કરવાનું હું કશું કારણ જોતો નથી. લિપિઓ આપણી સગવડ માટે સર્જાઈ છે, આપણે કોઈ અમુક લિપિ માટે સર્જાયા નથી. મૂળ બ્રાહ્મી લિપિમાં કેટલાયે સુધારાવધારા થતાં થતાં આજની દેશની અનેક પ્રાન્તિક લિપિઓ બની ગઈ છે. એ લિપિઓનું વળી એકીકરણ કરવાની જરૂર ઊભી થઈ છે. એ એકીકરણનો કોયડો છેવટે કઈ લિપિના પક્ષમાં ઊકેલાશે તેનો ચોક્કસ નિર્ણય કરવો આજે શક્ય નથી. આથી આજનો સુધારક જો એટલું બરાબર તપાસી લે કે એનો સુધારો એકીકરણના પ્રશ્નને વધારે ગૂંચવતો નથી, પણ બને તો ઉલટી મદદ જ કરે છે, તો તે નિર્ભય માર્ગે પગલું મૂકે છે એમ મને લાગે છે.

હવે મારા સુધારાઓને સમજાવું:—

(૧) નાગરી વર્ણમાળા અને ગૂજરાતી વર્ણમાળાને સાથે જોતાં તેમાં માત્ર તેર જ મરોડ મને કાંઈક જુદા પડતા દેખાયા. તેમાંયે ક્ષ અને દ વચ્ચેનો ભેદ બહુ સૂક્ષ્મ છે. ખ તથા ન, અને જ તથા મ વચ્ચે સામ્ય સમજાય એવું છે, અને જોડાક્ષરમાં તો

ગૂજરાતીમાંયે દેવનાગરી મરોડના જ 'ચ' તથા 'દ' સર્વત્ર વપરાય છે, અને શ્રી. જ. ક. ઠાકોરનાં પુસ્તકોમાં ક પણ મેં દેવનાગરી મરોડનો જ જોયો છે. એટલે ક પણ નાગરી મરોડનો આપણે વાપરવામાં હરકત નથી સમજતા. આ રીતે ક, ચ અને દ માટે આપણે બન્ને મરોડ વાપરીએ છીએ. એને બદલે મારી સૂચના એવી છે કે એક જ વાપરીએ, અને તે નાગરી મરોડ જ. બાકીના દશ મરોડોની વચ્ચે જે સૂક્ષ્મ ભેદ છે તે જો આપણે કાઢી નાંખીએ, તો લિપિના એકીકરણના પ્રશ્નમાં ગૂજરાતીએ પોતા તરફથી એક મોટો ફાળો આપી એ પ્રશ્નનો ઉકેલ સહેલો અને નજીક આણેલો ગણાય.

ત્યાર પછી ગૂજરાતી અને નાગરી વચ્ચે જે ભેદ રહે છે તે કેવળ ઉપરની માથાની લીટીનો જ. એ ભેદ લિપિનો નથી, કેવળ લેખનપદ્ધતિનો જ છે. ગૂજરાતી લિપિ પણ જૂના વ્યવહારમાં માથું તાણીને જ લખાતી. પણ કોઈ સારે ચોઘડિયે પહેલા મુદ્રકને એ માથું કાઢી નાંખવાનું સૂઝ્યું અને તેણે ગૂજરાતી મુદ્રણ સહેલું અને (આપણી દૃષ્ટિએ) સુંદર કર્યું. માથું તાણીને છાપો અગર લખો અથવા માથા વિના છાપો કે લખો, એથી લિપિભેદ થતો નથી, કેવળ અલંકારભેદ થાય છે. રોમન અને ઇટૅલિક ટાઇપમાં જે ભેદ છે તેવોયે આ ભેદ ન કહી શકાય, પણ A A આવા ટાઈપમાં જેવો ભેદ છે તેવો ભેદ કહી શકાય. એટલે એટલો ફેર એક લિપિના પ્રશ્નને કોઈ રીતે અગવડમાં મૂકતો નથી. મુદ્રક કે પ્રકાશકની ઇચ્છાનુસાર એમાંથી પોતાને ગમે તેવો ટાઇપ પસંદ કરવાની જ વાત છે.

પણ એ ઉપરાંત માથાવાળી નાગરીનોયે પૂરતો ઉપયોગ રહેશે એમ હું માનું છું. તે જેવો ઉપયોગ ઇટૅલિકનો અંગ્રેજીમાં થાય છે તેવો; એટલે કે પરભાષાના શબ્દો, ધ્યાન ખેંચનારાં વાક્યો વગેરે માટે.

જે દિવસે દેવનાગરીને જ દેશે છોડી દીધી હશે, તે દિવસે ગૂજરાતીનેયે કાંઈ સ્થાન નહિ રહે એમાં તો શું કહેવાનું હોય? એ દિવસને આ સુધારો પાછળ ઠેલતો નથી તેમ આગળ લાવતો નથી.

(૨) પણ આજે એ સુધારાથી કેટલા ફાયદા થઈ શકે તે જોઈએ :

આપણને આજે બન્ને લિપિઓ શીખવી પડે છે. આપણી વાંચનમાળાઓમાં ત્રીજી કે ચોથી ચોપડીથી એનો મહાવરો કરાવવા નાગરી લિપિના ખાસ પાઠો મૂકવા પડે છે. એને પ્રયોજન નહિ રહે.

પરપ્રાન્તના અભ્યાસીઓને — જેને નાગરીનો પરિચય હોય — તેને કેટલી સગવડ વધશે તે કોઈ પણ પરપ્રાન્તના માણસને પૂછવાથી ખબર પડી જશે. પરપ્રાન્તની ભાષા શીખવામાં આપણો કેટલો બધો સમય કેવળ જુદી લિપિનો મહાવરો કરવામાં નીકળી જાય છે, તે જેઓને બીજી ભાષા શીખવી પડે છે તેઓ સારી પેઠે જાણે છે. અનેક વાર લિપિના અપરિચયને લીધે જ પરભાષા કઠણ અને અળખામણી થઈ પડે છે.

જોડણીની શુદ્ધતા ઇચ્છનારાઓને ઇ, ઈ કરતાં इ અને ई વધારે અનુકૂળ જ થશે. તે જ પ્રમાણે ક્યા, ક્યાં, ક્તા, ક્ત્તા કરતાં क्या, क्यां, कता, क्ता એ વધારે અનુકૂળ થશે.

ટૂંકામાં, આટલા મરોડો બદલવાથી ગૂજરાતીને ખોવાનું તો કશું જ નથી, અને સર્વેની સગવડ વધે છે.

હા, એક પક્ષ એમ કહેનારો નીકળે ખરો કે તમારા બધા સુધારા ઇષ્ટ હોય તોયે એ મરોડ અમારી લિપિમાં શોભતા નથી, અને લિપિ અ-સુંદર બને છે. આમાં બે બાબત વિચારવાની છે. લિપિની શોભા કેટલેક અંશે ટાઇપ બનાવનારની કળા પર આધાર રાખે છે. આ લેખમાં વપરાયેલી ડાઈઓમાં સુધારાને ઘણો અવકાશ છે, એ મારા ધ્યાન બહાર નથી. પણ એક વાર નાગરી મરોડને સ્વીકારો એટલે ફાઉન્ડ્રીઓના કારીગરો એને સુશોભિત કરવાનો પ્રયાસ કરશે જ. બીજું, લિપિની સુંદરતા, અસુંદરતા ઘણે અંશે પરિચય પર જ રહેલી હોય છે. જે લિપિનો કે મરોડનો આપણને નાનપણથી પરિચય પડયો હોય છે, અને મમત્વ બંધાયું હોય છે, તે જ આપણને સુંદર લાગે છે. આ રીતે દરેક પ્રાન્તના લોકોને પોતાની જ લિપિ સૌથી ચડી જાય છે એમ કહેતાં મેં સાંભળ્યા છે. ગૂજરાતી અક્ષર મોતીના દાણા જેવા છે એમ આપણે ચોક્કસ માનીએ છીએ, પણ એના પર માથાની લીટી ન હોવાને લીધે તે બાંડા, અપશુકનિયા અથવા અગંભીર લાગે છે એમ મહારાષ્ટ્રીઓનો આક્ષેપ છે. મારા કાનડી મિત્રો કહેતા કે કાનડી લિપિને તોલે દેશની કોઈ પણ લિપિ આવે એમ નથી. આપણને એમ લાગે કે એ આડી સુવાડેલી ગૂજરાતી જેવી છે, અથવા કરોળિયા ચીતર્યા હોય તેવી લાગે છે. બંગાળીઓનો પણ પોતાની લિપિ સુંદરતમ હોવાનો દાવો છે. પણ આ બધા અભિપ્રાયોમાં લાંબા કાળની ટેવ સિવાય સૌંદર્યનું કોઈ સ્વતંત્ર ધોરણ કશું જ નથી હોતું.

આટલી પ્રસ્તાવના સાથે હું સુધરેલા મરોડનો સ્વીકાર કરવા ગૂજરાતી પ્રજાને વિનંતિ કરું છું. આ ઉપરાંત મેં થોડાક સુધારા કલ્પ્યા છે, પણ તેનો હું આજે અમલ કરી શકું એમ નથી. એ વિચારો એક બીજા લેખમાં રજુ કરવા આશા રાખું છું.

**किशोरलाल घनश्यामलाल मशरूवाला**

ટીપઃ (૧) આપણો હાલનો 'ખ'નો મરોડ નાગરી જેવો નથી. છતાં એ રાખ્યા વિના ચાલે એમ નથી. મરાઠી ख માથાની લીટી વિના ર વ થઈ જાય; હિંદીમાં ખ ને બદલે ષ જ લખાય. પણ ગૂજરાતી ખ મોડી તેમ જ કૈથી લિપિમાં ગૂજરાતી જેવો જ છે. ગૂજરાતી 'ખ'માં મેં એક નાનકડો ફેરફાર કલ્પ્યો છે. પણ એનો મેં આજે અમલ કર્યો નથી.

એ ફેરફારનો ઘાટ આવો **ખ્ ख ख** છે. આ ઘાટ દેવનાગરીમાંયે બનાવી શકાય.

(૨) કૈથી લિપિ પરથી એક વધારે વાત યાદ આવે છે. શ્રી. ગૌરીશંકર ઓઝાનું ભારતીય લિપિનું પુસ્તક તપાસતાં છેક બિહાર પાસે વપરાતી કૈથી અને મારા સુધારા સાથેની ગૂજરાતી લિપિ લગભગ એક થઈ જાય છે. કૈથી અને ગૂજરાતી વચ્ચે પછી માત્ર આટલા જ અક્ષરોમાં મહત્ત્વનો ભેદ રહે છેઃ અ, લ, અને ષ. આ પૈકી કૈથી અ શ્ર ના જેવો છે, ષ ખના જેવા છે, અને લ નો આકાર તદ્દન સ્વતંત્ર છે. બીજા થોડા અક્ષરોમાં લખવાની ઢબોઢીનો થોડો ભેદ છે, પણ મુખ્ય આકૃતિનો નથી. કૈથી ચ માત્ર નાગરી જેવો નહિ પણ ચ ના જેવો છે એટલું સાથે કહેવું જોઈએ.

# વર્ણવ્યવસ્થાના મૂળભૂત સિદ્ધાંતો

[ ગતાંકથી ચાલુ ]

આજે વર્ગકલહોનો પ્રશ્ન આપણી સામે ઉપસ્થિત થયો છે. સમાજમાં તીવ્ર વર્ગભાનનો ઉદય થયો છે, અને એકબીજા પ્રત્યે વહેમ અને દ્વેષ, અદેખાઈ અને ઈર્ષા પ્રગટયાં છે. આપણાં છોકરાં આપણી ઢબે જ જીવન ગાળે તેથી આપણને સંતોષ નથી. આપણો આગ્રહ એવો છે કે શિક્ષાસંપન્ન એવા સૌને માટે સઘળાં દ્વાર ખુલ્લાં હોવાં જોઈએ. આમાં મુશ્કેલી એ કારણે ઊભી થાય છે કે કેટલાક ધંધા આર્થિક દૃષ્ટિએ વધારે લાભદાયક છે અને દરેકને વધારે લાભદાયી ધંધામાં પડવાનું મન થાય છે. સંપત્તિની વહેંચણી વધારે ન્યાયપુરઃસર થાય એવી બહુ વાજબી વ્યવસ્થાથી જ આ સમાનતાની ભાવનાને સંતોષ થતો નથી. પરંતુ બુદ્ધિશક્તિને પણ સમાન કરવા માટે નીચેની કક્ષા ઉપર ઉતારવી એવો એ સમાનતાનો અર્થ કરવામાં આવે છે. આ શકય જ નથી. એવા શક્તિશાળી માણસો સમાજમાં હમેશાં રહેવાના જેમને ભાગ વ્યવસ્થાનું અને નેતૃત્વનું કામ આવવાનું અને બીજા એવા પણ રહેવાના જેમને ભાગ આજ્ઞાપાલન અને અનુસરણનું કામ આવવાનું. બુદ્ધિમાન અને ચારિત્ર્યવાન માણસો આગળ આવવાના જ અને પ્રજાતંત્રના ચોકઠામાં પણ નેતૃત્વ કરનાર ખાસ મંડળ તો રહેવાનું જ. બધા જ માણસો બધી બાબતમાં સમાન જન્મે છે, અને દરેક માણસ જમીન ખેડવાને તેમ જ રાજ્યતંત્ર ચલાવવાને સરખી રીતે જ લાયક હોય છે, એમ કહેવું એ બરાબર નથી. કામદારોના કાર્યપરત્વે પડતા ભેદો આપણે નિર્મૂળ કરી શકતા નથી. વિકાસનો પ્રત્યેક માર્ગ વિશિષ્ટ પ્રકારનો અને અનન્યપરાયણ હોય છે. આપણે એક માર્ગ પકડવા ઇચ્છતા હોઈએ તો બીજા માર્ગો ઉપરથી આપણી નજર ખેંચી જ લેવી જોઈએ. આમવર્ગ ઉપરના જુલમી પ્રતિબંધો કાઢી નાખવા જોઈએ, તેમનું અજ્ઞાન દૂર કરવું જોઈએ, તેમની પ્રતિષ્ઠા વધારવી જોઈએ અને જીવનને ઉચ્ચ કરવાના સઘળા માર્ગો તેમને માટે મોકળા હોવા જોઈએ, એ જરૂરનું છે. પરંતુ તેથી આપણે એવા ભ્રમમાં તો ન જ પડીએ કે પ્રાજ્ઞ અને જડ વચ્ચેના, સમર્થ યોજક અને આજ્ઞાધારક કામદાર વચ્ચેના ભેદો પણ આપણે નાબૂદ કરી શકીશું. સમાનતાની આધુનિક ભાવના આપણને કેવળ " મનુષ્ય પ્રાણી " બનાવી દેવા ઇચ્છે છે, પણ આવાં પ્રાણીઓ કયાં યે હસ્તી ધરાવતાં નથી.

આપણા દેશને નજીકના ભવિષ્યમાં જ કારખાનાંપદ્ધતિનાં જોખમો સામે બાકરી બાંધવાની છે. કારખાનામાં મજૂરી કરતાં માણસો સંચા જેવાં બની જાય છે. ત્યાં તૈયાર થતા માલ સાથે તેમને કશી લેવાદેવા હોતી નથી. તેના ઉત્પાદનમાં તેઓ કશો આનંદ લઈ શકતાં નથી. તેને લીધે કામ કેવળ વેઠ બની જાય છે અને તેમાંથી આત્મસંતોષ મળતો નથી. આવાં યાંત્રિક કામો યંત્રો મારફત જ ન થઈ શકતાં હોય અને માણસોએ જ કરવાનાં હોય તો જેટલાં તે ઓછાં કરવામાં આવે તેટલું સારું. જેમ જેમ કામ વધારે યાંત્રિક

અને એકસરૂં થતું જાય છે, તેમ તેમ કામદારને વધારે નવરાશની અને એ નવરાશનો સદુપયોગ કરતાં આવડે તે માટે વધારે કેળવણીની અને સંસ્કારિતાની જરૂર રહે છે. કામદારોની દશા કેવળ મજૂરીના દર વધાર્યે સુધરવાની નથી. તેઓ વધારે સુખશાન્તિ ભોગવી શકે ત્યારે જ તેમની દશા સુધરી કહેવાય. યાંત્રિક કામ કળાકારના અથવા તો રાજદ્વારી પુરુષના કામ કરતાં પણ આર્થિક દૃષ્ટિએ વધારે લાભદાયી હોવું જોઈએ. કારણ, પેલાં બીજાં કામ કરનારાઓને તો પોતાના કામમાંથી જ કામનો બદલો મળી રહે છે. પ્રાચીન ભારતવર્ષમાં ઊંચામાં ઊંચું એટલે કે અધ્યાત્મવિદ્યાનો ભંડાર સાચવવાનું કામ કરનારને ઓછામાં ઓછું ધન મળતું. બ્રાહ્મણ પાસે રાજદ્વારી સત્તા નહોતી, તેમ ધન પણ નહોતું. મને લાગે છે કે આ વ્યવસ્થામાં બહુ ન્યાય રહેલો છે; કારણ, જેમનું કામ આત્માને જડ કરી નાખનારું છે તેમના પ્રત્યે આ વ્યવસ્થામાં સહાનુભૂતિ છે. વળી આપણે એ પણ યાદ રાખવું જોઈએ કે અર્થ એ જ માણસના જીવનનું સૌથી મહત્ત્વનું અંગ નથી. માણસની આર્થિક સ્થિતિ ઉપરથી તેના દરજ્જાનો નિર્ણય થઈ શકતો નથી. જુગાર કે સટ્ટામાં શ્રીમંત બનેલા માણસો પ્રામાણિક કારીગરો કરતાં જરા ય ઊંચા ન ગણાય. અર્થને જ પ્રાધાન્ય આપતાં આપણે ચારિત્ર્યમાં ચોક્કસ ઊતરવાના. વળી આપણે એ પણ ભૂલવું જોઈએ નહિ કે પ્રજાના બધા જ માણસો રાજદ્વારી નેતૃત્વના અથવા તો લશ્કરી સરદારીના ધંધામાં પડી શકે નહિ. લોકોએ જુદાજુદા ધંધા કરવા જ જોઈએ, અને જુદાજુદા ધંધાને લઈને જુદીજુદી ટેવો અને વૃત્તિઓ પેદા થયા વિના રહે જ નહિ. માટે એક ધંધામાંથી બીજા ધંધામાં દાખલ થવાના પ્રસંગો કોઈ કોઈ વાર ભલે બને, પરંતુ એવાની સંખ્યા મોટી ન હોય.

સો વર્ષ ઉપર તો યુરોપમાં ખાતરીપૂર્વક એમ મનાતું કે સમાજ વ્યક્તિને માટે છે; એ સમાજશાસ્ત્રનો છેવટનો સિદ્ધાંત છે. પરંતુ આજે એ માન્યતા વિશે એટલી ખાતરી રહી નથી. સમાજને સજીવ વિરાટ ગણવાની આધ્યાત્મિક દૃષ્ટિમાં જે નૈતિક લાભો રહેલા છે તે તરફ હવે ધ્યાન ખેંચાવા માંડયું છે. કોઈ પણ જીવન્ત સમાજ, એ, વધુ કમાણી અને વધુ સગવડો માટે બાકીનાઓ સાથે તથા અંદર અંદર હરીફાઈ કરતા એવા વેપારીઓ અને શિક્ષકો, શરાફો અને વકીલો, ખેડૂતો અને વણકરો, એમના સમૂહોનું શિથિલ અથવા અવ્યવસ્થિત ટોળું નથી. ભિન્ન ભિન્ન સમૂહોના સભ્યોએ પોતાની સુષુપ્ત શક્તિઓને ખીલવવી હોય તો તેમણે લાગણીની અમુક એકતા, સારા માટે કે નરસા માટે સૌ એકબીજા સાથે જોડાયેલા છે એવું ભાન અનુભવવું જોઈએ. આ દૃષ્ટિએ વર્ણવ્યવસ્થા બહુ ઉપયોગી છે. કારણ, સમાજને તે વિરાટ શરીર માને છે, તથા આર્થિક હરીફાઈ અને આર્થિક સાફલ્યને જીવનનું ધ્યેય માનવાને બદલે, સ્વાર્થસિદ્ધિ અને વાસનાતૃપ્તિ કરતાં ઊંચો એવો ધર્મ તે ઉપદેશે છે. પોતાના પાડોશીઓની સેવાને તે અગ્રસ્થાન આપે છે. પાડોશી ધર્મનો ઇનકાર કરવો એને તે પાપ માને છે.

પ્રજાતંત્ર અથવા સમાનતાનો અર્થ એ નથી કે તમામ વિલક્ષણતાઓ ભૂંસી નાખીને સૌને એકસરખા કરી નાખવા. આપણે આપણા આત્માને એકસરખા પોશાક પહેરાવી શકતા નથી. એમ કરવું એ જ સરમુખત્યારી. દરેક માણસને માંગલ્યની સાધના કરવાની નિસર્ગે જે શક્તિ આપી છે તે શક્તિ વિકસાવવાનો સમાન હક તેનું જ નામ ખરી સમાનતા અને તે જ ખરું સ્વાતંત્ર્ય. જો આપણે માનીએ કે દરેક માનવ નમૂનો કાંઈક અન્તિમ,

અનન્ય શક્યતાનો અવતાર છે, તો પછી કોઈ પણ નમૂનાનો નાશ કરવાથી આ વિશ્વની રચનામાં ન્યૂનતા આવે જ. બુદ્ધિએ સર્જેલા તમામ આદર્શોને પ્રજાતંત્રે પોષવા જોઈએ. દરેક પ્રકારની સેવા વિરાટને સરખી ઉપયોગી છે. સમાજ એ સજીવ શરીર છે, તેનો ઉદ્ભવ અને હેતુ એક છે, પણ તેનાં કાર્ય વિવિધ છે. સમાજનું કોઈ પણ એક અંગ કે વર્ગ સાચી સ્વતંત્રતા ન ભોગવી શકે, જ્યાં સુધી બીજાં અંગો બંધનમાં હોય. નીચેના શ્લોકમાં પ્રજાસ્વાતંત્ર્યનો સાચો આદર્શ વ્યક્ત થાય છે:

सर्वस्तरतु दुर्गाणि सर्वो भद्राणि पश्यतु ।
सर्वः सद्बुद्धिमाप्नोतु सर्वः सर्वत्र नन्दतु ॥

સૌ જીવનના કઠણ માર્ગો વટી જાઓ, સૌ ભદ્રનાં દર્શન પામો, સૌને સદ્બુદ્ધિ મળો, સર્વત્ર સૌ આનન્દ ભોગવો.

વર્ણવ્યવસ્થામાં ધનોપાર્જન અથવા તો સુખોપભોગની બાબતમાં સમાનતા નથી, પરંતુ આધ્યાત્મિક આદર્શોની બાબતમાં તેમાં સમાનતા છે. કારણ, તે એમ સ્વીકારે છે કે પ્રત્યેક આત્મામાં એવું કાંઈક પરમ તત્ત્વ રહેલું છે, જેના ઊંચનીચ એવા ભેદ ન પાડી શકાય. વળી તે દરજ્જા કે પ્રતિષ્ઠાના ભેદની અવગણના કરીને મનુષ્યમાત્રને સમાન ભૂમિકા ઉપર મૂકે છે અને આગ્રહ રાખે છે, કે દરેક વ્યક્તિને પોતાનું સ્વત્વ પ્રગટ કરવાની તક મળવી જ જોઈએ. આર્થિક વ્યવહારમાં હિંદુ સમાજનો આદર્શ એક સહકારી મંડળ અથવા બન્ધુસમાજ જેવો છે, જેમાં દરેક પોતાની શક્તિ પ્રમાણે આપે અને જરૂરિયાત પ્રમાણે લે. રાજકીય બાબતમાં જોઈએ તો કાયદાની નજરે સૌ સમાન અધિકાર ભોગવે છે; અને આ બે વસ્તુઓને લીધે સૌ સાચું આધ્યાત્મિક સ્વાતંત્ર્ય મેળવી શકે છે કોઈ પણ સમાજની ન્યાયી વ્યવસ્થાનો આધાર આધ્યાત્મિક સ્વતંત્રતા, રાજકીય સમાનતા અને આર્થિક બન્ધુતા ઉપર રહે છે.

સામાજિક વ્યવહારમાં આપણે જોઈએ છીએ કે એક સત્તાધારી સમૂહ અથવા વર્ગ બાકીના બીજા વર્ગોને હમેશાં દબાવે છે. જ્યારે જાગીરદારશાહી ચાલતી હતી, ત્યારે લશ્કરી ધંધો સૌથી ઊંચો ગણાતો. આજની મૂડીદારશાહીમાં ધન સર્વોપરિ સત્તા ભોગવે છે. હિંદુ આદર્શ ધર્મને ઉચ્ચ સ્થાન અને અર્થને ઊતરતું સ્થાન આપે છે. કારણ, ધર્મ અને અધ્યાત્મ તો પરમ સાધ્ય છે. તેની સાધના અથવા ઉપાસના બીજા કોઈ સાધ્યને માટે નથી. સમાજમાં સાચા બ્રાહ્મણનું સ્થાન ઊંચામાં ઊંચું છે. સ્વાતંત્ર્ય તથા સંયમ એ બે વિરોધી દેખાતાં તત્ત્વોનો તેનામાં બરાબર મેળ સધાયેલો જોવામાં આવે છે. દુનિયા પ્રત્યે ઉત્કટ પ્રેમ હોવા છતાં તેનામાં અંગત લોભ જરાયે નથી. તેનામાં સંપૂર્ણ આત્મ-સમર્પણ અને સંપૂર્ણ સેવાનો સુયોગ જોવામાં આવે છે. પરાક્રમી ક્ષત્રિય એ હિંદુસ્તાનનો આદર્શ નથી; કારણ, તેને પૂર્ણ દર્શન નથી થયેલું. તે પક્ષાપક્ષીથી પર નથી. પોતાનું વિરોધી એવું કાંઈક તેને હમેશાં હોય છે, અને તેને પરાભૂત કરવું એ તેનું લક્ષ્ય હોય છે. બ્રાહ્મણ ઋષિને સમસ્ત જીવનનું દર્શન થયેલું હોય છે. તે પક્ષોથી પર હોઈ વિવિધ ભેદોને નિહાળતો એક અખંડમાં મગ્ન રહે છે. કોઈની વિરુદ્ધ બીજાની સાથે તે ભળે તો તે પોતાની જાત પ્રત્યે જ દ્રોહ કરે. તે નથી લડતો તેનું કારણ એ નથી, કે બધાં યુદ્ધોને તે નિરર્થક માને છે; તેનું કારણ તો એ છે કે તે પોતાનાં યુદ્ધો લડી ચૂક્યો છે, અને હવે તેને લડવાપણું રહ્યું નથી. જગત સાથેના

પોતાના બધા સંગ્રામોમાં તેણે વિજય મેળવ્યો છે અને હવે તે શાન્તિ ભોગવે છે. ગૌતમને તથા ઈસુને માર અને શયતાન લલચાવવા આવ્યા હતા, અને બુદ્ધ તથા ખ્રિસ્ત થતા પહેલાં તેમને તેમનો પરાભવ કરવો પડ્યો હતો. સૌની સાથે મૈત્રી એ બ્રાહ્મણનો મુખ્ય ગુણ છે. मैत्री कर्मसमाप्तेषु ब्राह्मणस्योत्तमं धनम् । ક્રમે ક્રમે પગથિયે પગથિયે ચડયા સિવાય આપણામાંના ઘણા એ સ્થિતિએ પહોંચી શકીએ નહિ. વીર ક્ષત્રિય હોવું એ જ્ઞાની ઋષિ થવાની પહેલાંની સ્થિતિ છે. જે ક્ષત્રિય તરીકે બહાદુરીથી લડે છે તેને રણસંગ્રામ દ્વારા અમલી અનુભવ મળે છે અને જ્ઞાનની દિવ્ય શાન્તિને માટે તે પરિપક્વ થાય છે. રણભૂમિ ઉપર ઘા કરવામાં અને ઘા ઝીલવામાં, મારવાને તેમ જ મરવાને તૈયાર રહેવામાં જે ધીરતા રહેલી છે તેની ઍરિસ્ટોટલે તેમ જ ઘણા લશ્કરી પુરુષોએ પ્રશંસા કરેલી છે. જીવિતનો ભોગ આપવાની તત્પરતા, એ ઊંચી કોટિના માણસનું લક્ષણ છે. ક્ષત્રિયનો મુખ્ય ગુણ શૌર્ય છે, પરંતુ એ કાંઈ ઊંચામાં ઊંચો ગુણ નથી. કારણ, ક્ષત્રિયના શૌર્યનો ગમે તેટલો ઉત્કર્ષ થાય તોપણ છેવટે તો તે આપણામાં રહેલી પાશવવૃત્તિની જ અભિવ્યક્તિ છે. આપણી પાશવતાનું જ્યાં સુધી શમન નથી થયું ત્યાં સુધી લડાઈઓ અને સિપાહીઓ રહેવાના. અતિશય સુધરેલો માણસ પણ કદી કદી પશુ બની જાય છે. સુધરેલા માણસમાં હિંસાવૃત્તિ નિર્મૂળ થયેલી હોતી નથી, પણ દબાયેલી હોય છે.

જીવનમાં એવા મામલા આવે છે, જ્યારે હડહડતો અન્યાય જોઈને હૃદય દુઃખ અને કોપથી ચિરાય છે. ત્યારે ક્ષત્રિયની આંખ લાલ થાય છે અને તે અન્યાયીને પડકાર કરે છેઃ "ખબરદાર, હવે તારું આવી બન્યું છે. જીવતો જવાનો નથી." સાચો બ્રાહ્મણ તેવે પ્રસંગે કહેશેઃ "એમ મા કર, જોઈએ તો મારો જાન લે." જેમ માણસ વધારે ઊંચો, તેમ તેના હકો ઓછા અને જવાબદારીઓ વધારે.

સ્વપ્નદ્રષ્ટા પોતાના આદર્શોની તત્કાળ અને સંપૂર્ણ સિદ્ધિ થયેલી જોવા ઇચ્છે છે. પરંતુ હિંદુ ધર્મશાસ્ત્રો તો ક્રમશઃ પરિવર્તન ઉપર જ ભાર મૂકે છે. વાસ્તવિક પરિસ્થિતિની તથા વાસ્તવના નિયમોની તે ગણના કરે છે; પણ ઉતાવળિયો આદર્શદ્રષ્ટા માણસની અપૂર્ણતાઓથી આઘાત પામે છે, પ્રગતિના ધીમા વેગથી અકળાય છે, આદર્શો માટેના પોતાના ઉત્સાહનું આરોપણ બીજા સૌમાં તે કરે છે, સત્ય યુગના ટૂંકા માર્ગોનાં તે સ્વપ્નાં સેવે છે અને એમ કરીને તે વિદ્રોહી બળોને જગવે છે. એવા માણસને સરકાર ભયરૂપ ગણે છે. તેના ઉપર મૂકવામાં આવતા અંકુશોનો વિરોધ કરવા જતાં સમાજને તે અરાજકતાના જોખમમાં નાખે છે. ડહાપણનો માર્ગ એ છે કે આપણા પગ પૃથ્વી ઉપર રાખવા અને દૃષ્ટિ તારા ઉપર સ્થિર કરવી. ઊંચા અને નીચા, ડાહ્યા અને મૂર્ખા બધા જ સાધારણ માટીના બનેલા છે અને તેમની મારફત જ આદર્શો સિદ્ધ કરવાના છે. જો બધા જ માણસો જ્ઞાની હોત તો જીવન બહુ સરળ હોત. પરંતુ જ્ઞાન મેળવવા માટેના પ્રયત્નમાં માણસોને સફળતા જુદા જુદા પ્રમાણમાં મળે છે. તેથી જ જીવનના પ્રશ્નો વિવિધ રૂપ ધારણ કરે છે. હિંદુ મુનિઓએ માણસોના ઓછા વિકસિત અને વિશેષ વિકસિત અથવા શૂદ્ર અને દ્વિજ એવા બે ભેદ પાડયા છે. ઓછા વિકસિતમાં આત્મનિરીક્ષણ અને આત્મનિયમનની શક્તિઓનો ઉદય થયેલો હોતો નથી. દ્વિજના પણ ત્રણ વર્ગ પાડયા છે, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય. આત્મ-સાક્ષાત્કારના માર્ગની જુદીજુદી ભૂમિકાઓ પ્રમાણે માણસોનું જુદાજુદા વર્ગમાં વર્ગીકરણ

કરવામાં આવ્યું છે. માણસ ગમે તેટલી નીચી ભૂમિકા ઉપર હોય, પરંતુ ગુણોત્કર્ષની પ્રક્રિયા અનુસાર વહેલેમોડે તે સર્વોચ્ચ ભૂમિકાએ પહોંચવાનો અને કાળના વારાફેરામાંથી તેને મુક્તિ મળવાની. પોતાની સ્વાભાવિક કક્ષાએ પહોંચવાનો અવકાશ અને સમય દરેકને આપવામાં આવે છે અને જેનામાં ઊંચા ચડવાની વૃત્તિ હોય છે તેને પોતાની શક્તિને યોગ્ય ભૂમિકા ઉપર ચડાવવામાં પણ આવે છે.

સમાજની પ્રગતિ થતાં જુદાજુદા ધંધા વચ્ચે ભેદ પાડવામાં આવ્યા, અને વિશેષાધિકારો તથા પ્રતિબંધોને લીધે કેટલીક જ્ઞાતિઓ બીજી કરતાં હલકી ગણાવા લાગી. પરંતુ આ ઊંચનીચની ભાવનાએ જ્યારેજ્યારે ભિન્નભિન્ન જ્ઞાતિઓની આધ્યાત્મિક પ્રતિષ્ઠા તથા સમાનતા ઉપર આક્રમણ કર્યું છે, ત્યારે તેની સામે વિરોધો જાગ્યા છે. મિથ્યા ગર્વિષ્ઠનો હમેશાં તિરસ્કાર થયો છે. એક કારીગર, એક ક્ષત્રિયના જેટલો જ સંસ્કારી હોઈ શકે એમ મનાયું છે. કહ્યું છે કે, માનવજાતિના આરંભકાળમાં વર્ગભેદ બિલકુલ નહોતા; કારણ, બધા જ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયા છે. सर्वं ब्राह्ममिदं जगत् (મહાભારત, શાન્તિપર્વ), શ્રુતિવચન તો એવું છે કે માછી, ગુલામ અને જુગારી પણ બ્રહ્મ છે. ब्रह्म दाशा ब्रह्म दासा ब्रह्मेवेमे कितवाः । ભાગવતમાં કહ્યું છે કે જેમ ઈશ્વર એક છે તેમ વર્ણ પણ એક જ છે. મનુ કહે છે કે જન્મથી તો બધા શૂદ્ર જ જન્મે છે, પણ સંસ્કારે કરીને દ્વિજ કહેવાય છે. વર્ણનો આધાર શીલ અથવા ચારિત્ર્ય ઉપર છે. "માણસ પોતાના કર્મથી બ્રાહ્મણ થાય છે, કુળ કે જન્મથી નહિ; ચંડાળ પણ શુદ્ધ ચારિત્ર્યવાળો હોય તો તે બ્રાહ્મણ છે. બ્રાહ્મણોને પણ પૂજ્ય એવા કેટલાક મહર્ષિઓ મિશ્ર અથવા સંકર જાતિના હતા. વસિષ્ઠ મુનિ ગણિકાને પેટે જન્મ્યા હતા, વ્યાસ માછીકન્યાના પુત્ર હતા અને પરાશરનો ઉદ્ભવ ચંડાળકન્યાથી થયો હતો.

गणिका गर्भसंभूतो वसिष्टश्च महामुनिः
तपसा ब्राह्मणो जातः संस्कारस्तत्र कारणम् ।
जातो व्यासस्तु कैवर्त्याः श्वपाक्यास्तु पराशरः
बहवोऽन्येपि विप्रत्वं प्राप्ता ये पूर्वमद्विजाः ॥

પરમગતિ અથવા મોક્ષપ્રાપ્તિ માટે તો જેટલા ઉચ્ચ તેટલા જ નીચ પણ અધિકારી છે. શ્રીકૃષ્ણ ભગવદ્‌ગીતામાં કહે છે: પાપીને પેટે જન્મેલા, સ્ત્રીઓ તથા શૂદ્રો પણ મારું શરણ લે તો પરમ ગતિને પામે છે.

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेपि यान्ति परां गतिम् ॥

અંત્યજો પણ ભક્તિમાન હોય તો નામસંકીર્તન દ્વારા પરમ જ્ઞાનના અધિકારી થાય છે. સ્ત્રીઓ, શૂદ્રો તથા પતિત બ્રાહ્મણો પણ જપતપદ્વારા તેના અધિકારી થાય છે.

अन्त्यजाअपि ये भक्ता नामज्ञानाधिकारिणः ।
स्त्रीशूद्रब्रह्मबन्धूनां तंत्रज्ञानाधिकारिता ॥

મુક્તિને માટેની તાલાવેલી જેટલી શ્રીમંતમાં તેટલી જ નિર્ધનમાં, જેટલી બળવાનમાં તેટલી જ નિર્બળમાં હોઈ શકે છે. પ્રેમ એ કોઈ અમુક વર્ગનો ઇજારો નથી. તેમ ભક્તિપૂર્વક

જપતપ કાંઈ બજારી વસ્તુ નથી. એ બે ગુણો આગળ સામાજિક ભેદો અદૃશ્ય થઈ જાય છે.

મોક્ષનો અધિકાર સૌને છે, પણ દરેકને પોતપોતાના વર્ણ અનુસાર ચાલતી આવેલી પદ્ધતિ પ્રમાણે તે માટે પુરુષાર્થ કરવાનો વિધિ છે. પહેલા ત્રણ વર્ણને વેદવિહિત યજ્ઞો દ્વારા મોક્ષ મેળવવાનો અધિકાર છે, પરંતુ ચોથા વર્ણને એ અધિકાર નથી. ઉપનયન અને વેદાભ્યાસનો તેમને માટે નિષેધ હતો. સમાજને કદાચ એવી ભીતિ લાગી હશે કે એ અધિકારથી પોતાની ઉપયોગી અને આવશ્યક સેવા કરનારનાં મગજ ફરી જશે; છતાં એ સંસ્કારવિધિ અને વેદાભ્યાસ વિના પણ તેઓ મોક્ષના અધિકારી તો છે જ. શંકરાચાર્ય સ્વીકારે છે કે પૂર્વજન્મના પુણ્યને લીધે સૂત તથા વિદૂર જેવા શૂદ્રોને પરમ જ્ઞાન પ્રાપ્ત થયું હતું. ઇતિહાસ પુરાણના અભ્યાસથી, જપથી, ઉપવાસથી અને પૂજાથી માણસને ઈશ્વરપ્રાપ્તિ થઈ શકે. દરેક માણસને માણસ હોવાને કારણે જ પરમ પદનો અધિકાર છે.

આપણા દેશના ઇતિહાસના આરંભથી જ આપણે સમાનતાને માટે લડતા આવ્યા છીએ. સનાતન ધર્મના સ્તંભરૂપ અને ફેરફારોના વિરોધી એવા વસિષ્ઠ તથા સુધારકોના અગ્રણી અને સ્વાતંત્ર્ય તથા મુક્તિના પુરસ્કર્તા એવા વિશ્વામિત્ર વચ્ચેના ઝઘડાનો પુરાવો આપણી પાસે છે જ. સનાતની વસિષ્ઠનો આગ્રહ વેદધર્મનો પ્રચાર આર્ય જાતિઓમાં જ મર્યાદિત રહે એવો હતો; ત્યારે સુધારક વિશ્વામિત્રનો પ્રયત્ન એને સાર્વત્રિક કરવાનો હતો. ઉપનિષદ્‌ની પ્રવૃત્તિ પ્રજાકીય સ્વરૂપની હતી. બૌદ્ધ ધર્મ ઊંચનીચના ભેદને ધિક્કારી કાઢે એ સુવિદિત છે. શંકરની ફિલસૂફીનો સાર જોઈએ તો તે પ્રજાકીય સ્વરૂપની જણાય છે. રામાનુજે તો શૂદ્ર અને પંચમ વર્ણના માણસોનો પણ આલ્વારો તરીકે સત્કાર કર્યો છે.

વેદમાં લખેલા અનુભવજ્ઞાનની અસર નીચે જે લોકોનો વિકાસ થયો તેઓ વૈદિક આચારના પાલનને વળગી રહ્યા. તેમના આચારવિધિ વિશિષ્ટ પ્રકારના હોઈ બીજાઓના આચાર કરતાં જુદા પડી જતા હતા. દરેક વર્ણને બીજાઓના આચારવિચારની દખલ વિના પોતાનો જીવનક્રમ ઘડવાની છૂટ હતી. કારણ, બીજાઓના આચાર-વિચારોથી ગોટાળો ઉત્પન્ન થવાનો અને ખરો ઉદ્દેશ માર્યો જવાનો સંભવ છે. પરંતુ થોડા જ વખતમાં આચારવિચારનાં આ વિશિષ્ટ રૂપો એ દરેક વર્ણનો જાણે અલગ ધાર્મિક ઇજારો હોય એવું ગણાવા લાગ્યું, અને તેમાંથી ઊંચનીચના ભેદો ઉત્પન્ન થયા. લોકોની વિશુદ્ધિને અર્થે જ્ઞાતિવ્યવસ્થા અમલમાં આવી હતી. પરંતુ આજે લોકોની વિશુદ્ધિ અને કલ્યાણને અર્થે જ એ ઇજારાનાં બંધનો તોડી નાખવાની જરૂર છે. સર્વસામાન્ય ભૂમિકા ઊંચી કરવાથી જ્ઞાન વિશેષ પ્રજાકીય બનશે. સત્ય યુગમાં કેવળ બ્રાહ્મણો જ તપ કરતા; ત્રેતાયુગમાં બ્રાહ્મણોની સાથે ક્ષત્રિયોને એ અધિકાર મળ્યો; દ્વાપરમાં ત્રણે દ્વિજવર્ણો તપ કરવા લાગી; અને હવે આ ચોથા કળિયુગમાં ચારે વર્ણોને એ અધિકાર છે. બીજા શબ્દોમાં કહીએ તો વર્તમાન યુગમાં જાતિ કે લિંગના ભેદ સિવાય મનુષ્યમાત્રને માટે હિંદુ ધર્મશાસ્ત્રોનાં દ્વાર ખુલ્લાં હોવાં જોઈએ.

[ સંપૂર્ણ ] નરહરિ દ્વારકાદાસ પરીખ

# હનૂમાનની ભક્તિભાવના

[ અનુષ્ટુપ ]

આટલી ભાવના મારી, ના અન્ય કંઈ કામના,
પૂર્ણ રામ કરો પૂર્ણ વરદા વિશ્વપાવના.

યોગસાધન શાં મારે ? વૃથા માનું તપ વ્રતોઃ
શ્રીપાદપદ્મરેણુમાં છે મારી સર્વ સિદ્ધિઓ.

સમાધિમંદિરે ખાલી પ્રવેશું શીદ શોધવા ?
ધરાની ધૂળમાં યે હો પ્રભો ! દર્શન આપનાં.

રામસૌન્દર્યનું પદ્મ હ્હેરે વિશ્વ ચરાચરે;
ભૃંગ શું મુગ્ધ ત્યાં મારું મન હો લીન ગુંજને.

ભલે ઉલ્લાસતા લોકો ઊડતા ઉત્સવો કરી,
રામધૂને જ હો મારી પરમાનંદપર્વણી.

શીળો સ્પર્શમણિસ્પર્શ શ્રીરામજ્યોતિનો થજો;
કાયા લોહતણી તપ્તસ્વર્ણવર્ણ બની જજો.

નેત્રે શ્રીરામ એ તારા પલકો મધુરું સદા;
ઘનશ્યામ તણી છાયા છત્ર હો મુજ તાપહા.

ચિત્ત ચંચળતા ત્યાગી સેવો રામપદે રતિ;
અખંડ જીવનજ્યોતે ઊતરો રામ-આરતી.

નીતર્યો માનસે મારે હંસ રામતણો તરો;
મીઠું ભાવનદીલ્હેરે રામનું ગાન મર્મરો.

હૈયું ચકોર શું ઝૂરો ચૂમવા રામ-વાદળી;
પ્રાણના કુંજમાં ખૂલો અનેરી રામની કળી.

શીળી શોભે ચિદાકાશે શ્રીરામમુખ પૂર્ણિમા,
વિષાદગ્લાનિની છાયારાત્રિને અજવાળવા.

ભક્તિની ક્યારીમાં પુષ્પે પુષ્પે પાવિત્ર્ય મ્હેકતાં,
વિલાસ ત્યાં જ હો મારા ભૃંગ જ્યાં 'રામ' ગુંજતા.

રામના રૂપસિંધુમાં આત્માની નાવ માહરી
નાચતી કૂદતી રહેજો પરમાનંદલહેરથી.

માધુરી દેવની વિશ્વે શાશ્વતીથી ઝરી રહી,
એને પી પી કરું પ્રીતે ચિરંજીવ બની અહીં.

રામનેત્રે મહાસિંધુ દીસે ખાબોચિયા સમો;
એને ઓળંગવા માટે બસ છે એક કૂદકો.

પ્રભો ! શ્રીપ્રેરણા મારો પ્રવૃત્તિપંથ આંકજોઃ
કીર્તિને શિખરે મારે આપની જ ધજા ઊડો.

દેવની દ્યુતિની રેખે મારું શાસ્ત્રલખાણ હો;
અંતર્યામીતણી આજ્ઞા ધર્મની સત્ય આણ હો.

તારામણિતણી માળા શું કરું કંઠમાં ધરી ?
હૈયું યે આ ચીરી નાખું જો ન ત્યાં રાજતા હરિ.

સેવાના શ્રમનાં બિંદુ હો ગંગાજળ માહરું,
અંગે અંગે અહોરાત્ર શુચિ સ્નાન કરાવતું.

મુક્તિદાયી મહામંત્ર જિહ્વાએ રામનામના
રમો; પ્રેમસુધાપાને શમો સૌ દાહ કામના.

દલો દુરિતનાં ઘોર અંધારાં રાજ્ય રક્ષતાં
ઊલટે કાલસિંધુ શાં પાપદંડ ઉગામતાં,

એમને વારવા મેરુ વજ્રકાયાતણો બનો,
શૈલગદાસમા હાથે એમનાં હાડ ચૂર્ણ હો.

આસુરી મોહ માયાનાં ઘેરાતાં ઘોર વાદળાં
વિખેરી નાખતો વેગે ઝંઝાવાત ચહું થવા.

પૈશાચી ચિચિયારીને હાક મારી શમાવજો;
પનોતી પાયની નીચે ચંપાઈ અતળે જજો.

ભલે કારી મહાવજ્ર તૂટે માથે કડૂડતાં;
ડગું ના લેશ હું તો યે, એવી હો મુજ ધીરતા.

અવિરામ સુખે દુઃખે હામ હાર્યા વિના પ્રભો !
દિવ્યતાર્થ લડું એવો મહાવીર બનાવજો.

ક્ષુધા સંતોષવા માગું સ્વર્ણસૂર્યતણાં ફળો;
તૃષા મારી હઉં ઠારી અનંતરસ જો મળે.

પ્રાણનાં ઊભરે આવી જળ એળે વહી જતાં
વાસનાવહ્નને, શક્તિહીનતામાં શમી જતાં;

બાંધી સંયમના બંધ વેગ એ અંધ રોકતો,
કટિબદ્ધ રહો વજ્રકછોટો બ્રહ્મચર્યનો.

પ્રભુની પુણ્યજ્વાળામાં પાપપુરી બળી જજો;
શુભ વૈકુંઠની લક્ષ્મી મંગલા હાથ આવજો.

પ્રભો! સત્યતણું પાયે પ્રેમરાજ્ય પ્રચારજો;
આંગણે આંગણે વિશ્વે કલ્પવૃક્ષ ઉગાડજો.

આસુરી ગઢની કાળી દીવાલો ઊખડી પડો;
શ્રદ્ધાપાયે મહાજ્યોતિગઢો આકાશમાં અડો.

ત્રિલોકે આપની ગેબી કચેરી જ્યાં ભરાય છે,
બીજું ના, દ્વારને ખૂણે રાખજો સંતરી મને.

યુદ્ધમાં રુદ્રની કાંતિ, શાંતિ આત્મસમર્પણે,
ભ્રાંતિહીણ મતિ ભદ્ર; રતિ હો રામદર્શને.

હૃદયે રમજો રામ, વિશ્વે વિશ્વસ્વરૂપ હે!
અણુએ અણુ સેવામાં સિદ્ધભાવ ચહું લહે.

પૂજાલાલ

# સ્ત્રીનો સ્વભાવ અને શક્તિ

પ્રિય બહેન,

તારો લાંબો પત્ર મળ્યો, આનંદ થયો. તું મારી પાસેથી સવિસ્તર ઉત્તરની આશા રાખે છે એ જાણ્યું: પણ તેં એટલા બધા તકરારી પ્રશ્નો એમાં ઉપસ્થિત કર્યા છે કે જો હું તેનો સવિસ્તર ઉત્તર આપવા બેસું તો આખું મોટું પુસ્તક જ થાય. પણ તું જાણે છે મને એટલો વખત જ નથી, અને વળી વૃત્તિ પણ નથી. પણ તું એમ મને છોડે એવી નથી એ હું સમજું છું. એટલે આજે એ તારા પત્રનો ઉત્તર લખવા બેઠો છું. હું ધારું છું કે તું ખોટું તો નહિ જ લગાડે અને જો ખોટું લાગે તો લોકો કહે છે તેમ 'વધારે ખાજે!' કોઈપણ સંજોગોમાં સત્ય તો કહેવું જ જોઈએ અને તારો સત્ય વિષેનો આગ્રહ મારાથી ક્યાં અજાણ્યો છે?

તેં હિંદુ શાસ્ત્રકારોને ખૂબ જ ઊધડા લીધા છે. આ જમાનામાં સ્ત્રીઓનું માન ખૂબ વધવા લાગ્યું છે એટલે તને એમ જ લાગે એમાં મને કશી પણ નવાઈ લાગતી નથી. પરંતુ તું જ્યારે 'સાયન્સ'ની વાત કરે છે ત્યારે તારી પાસેથી વૈજ્ઞાનિક દૃષ્ટિની આશા હું જરૂર રાખું. હિંદુ શાસ્ત્રકારોએ સ્ત્રીઓની ખૂબ જ નિંદા કરી છે એટલે તું તેમને 'સ્વાર્થી,' 'કમઅક્કલ' અને 'દુષ્ટ' કહે છે તે શું વાજબી છે? હિંદુ શાસ્ત્રકારો જે રીતે સ્ત્રી-સ્વભાવને સમજી શક્યા તે પ્રમાણે તેઓ લખી ગયા છે. સ્ત્રીની પ્રકૃતિનો ઊંડો અભ્યાસ કરી તેઓના સમજવામાં જે કંઈ આવ્યું તે નીડર રીતે તેઓ લખી ગયા, અને સમાજને ચેતવતા ગયા કે સ્ત્રીઓથી બચો—ચેતો. એમનું એ સત્ય દર્શન આપણને આજને જમાને અજુગતું લાગે તેમાં દોષ આપણો કે એમનો? એક કુશળ શિક્ષણશાસ્ત્રી આજની દુષ્ટ શિક્ષણપ્રથાનો તલસ્પર્શી અભ્યાસ કરવા બેસે અને અંતે તેને એમ લાગે કે આધુનિક શિક્ષણ-પ્રણાલી દુષ્ટ છે—પ્રાણઘાતક છે, તો શું તેના આ દર્શનને તું એક તરફી અને દુષ્ટ કહીને ઉપેક્ષા કરશે? આવી જ રીતે આપણા એ હિંદુ શાસ્ત્રકારોએ તેમના સમજવામાં જે સત્ય આવ્યું તે જનસમાજના હિત માટે—સમાજને ચેતવવા માટે—પ્રસિદ્ધ કર્યું એમાં નથી સ્ત્રીઓની વગોવણી, નથી નિંદા કે નથી તેમનું સ્વાર્થીપણું કે કમઅક્કલપણું.

અત્યારની આપણી સ્થિતિ વિશેષ શોચનીય છે. આપણે આપણું જે છે તે સમજી શકતા નથી, સમજવાની દરકાર કરતા નથી, અને પશ્ચિમ તરફથી જે કંઈ આવે છે તે બધું આપણે વખાણી વખાણીને વાજ આવીએ છીએ. આધુનિક વિજ્ઞાન બ્રહ્મચર્યને અશાસ્ત્રીય અને અકુદરતી માને છે તે તું સારી રીતે જાણે છે. આ પાશ્ચાત્ય મતને આજ પણ ખરા સત્ય તરીકે માની બેઠા છે, એટલે જ્યારે આપણાં શાસ્ત્રોમાં સંયમ, યમ, નિયમ, તપ અને યોગ ઉપર અતિશય ભાર મૂકેલો તે લોકો જુએ છે, ત્યારે તેઓ પણ તારી માફક જ તે જ્ઞાનગંભીર વૃદ્ધ પૂર્વજોને જંગલી, એકતરફી અને primitive માનીને તેમની ઠેકડી કરે

છે. પરંતુ આ જ અકક્લોઓને જ્યારે હું આધુનિક માનસશાસ્ત્ર ઉપર સપ્રમાણ ગણાતા એકાદ લેખકનું પુસ્તક બતાવી તેમાં 'સંયમ' ઉપર જે ભાર મૂક્યો છે તે વાંચી બતાવું છું ત્યારે તેઓ તુરત જ તેનો સ્વીકાર કરતા થઈ જાય છે. હું શ્રુતિ-સ્મૃતિમાંથી હજારો શ્લોકો ટાંકી બતાવીને યમ-નિયમ-સંયમની મહત્તા પૂરવાર કરવાં પ્રયત્ન કરત, પણ તેમાં હું નિષ્ફળ જ થાત. પણ પ્રોફેસર વિલિયમ મૅકડાઉગલનું ''કેરેક્ટર અને કૉન્ડક્ટ ઑફ લાઈફ' નામનું પુસ્તક બતાવું છું કે તુરત જ તેઓ સંયમની મહત્તા સ્વીકારે છે. કાલિદાસ અને શંકરાચાર્ય કરતાં આજ ફ્રોઈડ્સ અને કૅન્ટ વધુ આદરણીય મનાય છે એ તું કાં નથી જાણતી? અત્યારના માનસશાસ્ત્રીઓ કરતાં શંકરાચાર્યનું માનસશાસ્ત્ર સંબંધી જ્ઞાન ગહન અને વ્યાપક હતું એમ જો હું કહું તો વખતે Orthodox પણ ગણાઉં. કેમ ખરું ને?

પણ બીજાની વાત જવા દઉં; તારી જ વાત લઉં. તે દિવસે આપણે માતાના ધાવણની મહત્તા ઉપર ચર્ચા કરતાં હતાં. મેં તને ઘણુંયે સમજાવ્યું કે માતાનું દૂધ તે માતાનું જ દૂધ: રસાયનશાસ્ત્રની મદદથી ભલે તમો માના ધાવણ જેવું જ દૂધ તૈયાર કરો પણ માનું દૂધ તે માનું જ દૂધ. તે વખતે તેં મને 'પ્રાચીન મતવાદી'ની માનવંત ડીગ્રી આપી હતી તે તને યાદ હશે જ. આજે હું તારી જાણ માટે ઉપર્યુક્ત, મહાનુભાવ લેખક વિલિયમ મૅકડાઉગલનાં એક બોધક પુસ્તકમાંથી ઉતારો કરી મોકલું છું એટલે મને ખાતરી છે કે તું જરૂર તારી ભૂલ કબૂલ કરશે અને ધાવણની મહત્તા તું સમજી જશે. ખેર; વસ્તુસ્થિતિ આ છે. પશ્ચિમના વિદ્વાનોએ આપણને ઘણું નવું શીખવ્યું છે—તેમની પાસેથી ઘણું આપણે જાણવાં જેવું છે એ બધું હું કબૂલ કરું છું, પણ મારો કહેવાનો આશય એ છે કે પશ્ચિમના વિદ્વાનો જે કહે તે સાથે આપણા શાસ્ત્રકારો કે વિદ્વાનો શું કહે છે તેને સરખાવી, વિવેકદષ્ટિથી બન્નેમાંથી સારું લાગે તે ગ્રહણ થાય તો ઠીક. પશ્ચિમના વિદ્વાનો કહે છે કે દુનિયાના તમામ ધર્મોએ સ્ત્રીઓને પુરુષ કરતાં ઉતરતી જ ગણી છે. અત્યારના Biologists—પ્રાણીશાસ્ત્રવેત્તાઓ સિવાય કોઈએ સ્ત્રીઓના દરજ્જાની સમાલોચના નિષ્પક્ષપાત રીતે કરી નથી. પ્રાચીનોએ સ્ત્રીઓને ખૂબ જ અન્યાય કરેલો છે ઇત્યાદિ વાતો આજ ઘણાખરા ગ્રંથોમાં લખેલી જોવામાં આવે છે, અને આ તું જ્યારે વાંચે છે ત્યારે તને આપણા શાસ્ત્રકારો જંગલી અને એકપક્ષી લાગે તેમાં નવાઈ પણ શી?

પણ સરલા! તારી પાસેથી હું વિશેષ આશા રાખું છું. પૃથગ્જનોની વાત ન્યારી છે, પણ તારા જેવી ઠરેલ અને Versatile સ્ત્રી જ્યારે ઉતાવળિયો અભિપ્રાય દર્શાવી કોઈને અન્યાય કરે ત્યારે મને તો તે ન જ ગમે એ તું સમજી શકશે.

સરલા! હિંદુ ધર્મ સિવાય એવો બીજો કયો ધર્મ છે કે જેણે સ્ત્રીને માતા તરીકે પૂજી હોય? સ્ત્રીને જગદંબા-જગન્માતા-શક્તિ-તરીકે જો કોઈએ પૂજી હોય તો તે હિંદુધર્મ અને હિંદુઓએ જ. રામને યજ્ઞ વખતે સીતા સિવાય નથી ચાલતું તે તું કાં નથી જાણતી? 'સહધર્મચારિણી'નું બિરુદ હિંદુશાસ્ત્રકારોએ જ આપેલું છે ને? અને આ બધા સાથે જ સ્ત્રીની નિંદા ગણી શકાય એવો નીડર અભિપ્રાય પણ તેમણે જ દર્શાવ્યો છે. તેમના આ નીડર સત્ય માટે અત્યારના સુધરેલા કહેવાતા જગતની ખફગી તેઓએ વહોરી લીધી છે. સત્ય હમેશાં કડુ જ હોય છે અને જે સત્યદર્શન એ આર્યોને થયું તે તેઓએ સમાજને

ચેતવવા માટે રજૂ કર્યું છે. હા, પાછળથી અર્ધદગ્ધોએ તે ચિત્રમાં ઘણાય રંગો પૂરીને ચિત્રને કદરૂપું કરી મૂક્યું છે એ વાત હું ભૂલતો નથી. પણ એ તો મનુષ્યસ્વભાવ જ એવો છે. 'વિટામિન્સ' ઉપર રાતદિવસ પ્રયોગો કરનારા તેનાં મિથ્યાં ગુણગાન જરાકે ય ગાતા નથી. પણ સાધારણ ડૉક્ટરો તેનાં ગુણગાન—અતિશયોક્તિની પણ હદ ઓળંગીને—ગાતાં થાકતા જ નથી. સ્ત્રી સંબંધી પણ આવું જ થયું છે. 'तपःस्वाध्याय निरताः' એ આપણા પૂર્વજોએ જાણી જોઈને સ્ત્રીની નિંદા કરી છે, અથવા નિંદા કે વગોવણી કરવામાં આનંદ માન્યો છે, એમ માનવા માટે આપણી પાસે સબળ કારણો નથી. હા, પછીના કેટલાક અર્ધદગ્ધ પંડિતોએ વગરસમજ્યે ઘણું ભરડી માર્યું જણાય છે.

રામકૃષ્ણ પરમહંસ તો ભલા આદમી હતા એટલું તો તું કબૂલ કરશે જ. એ વંદનીય મહાત્માને મન સ્ત્રી દુશ્મન ન હતી કે પુરુષ મિત્ર ન હતો. તેમણે તો સ્ત્રીમાં જગન્માતા મહાશક્તિનાં દર્શન કર્યાં છે અને વેશ્યાઓના પગમાં પણ પોતાનું માથું ઝુકાવ્યું છે. પ્રાણિમાત્રને બંધુભાવે જોનાર મહર્ષિ (હિંદુસ્થાને ગયાં હજાર વર્ષમાં આવા બીજો પ્રતિભાશાળી અને વંદનીય મહાપુરુષ બીજો જોયો નથી.) પણ કામિની અને કાંચનથી દૂર રહેવાની સૌને સલાહ આપે છે. તો શું તું એમને સ્ત્રીના નિંદાખોર કહેવાની ધૃષ્ટતા કરશે? આથી જ હું કહું છું કે શાંતચિત્તે વિચાર કરવાની ખૂબ જ જરૂર છે.

ત્યારે પ્રશ્ન થાય છે કે આપણા મહાપુરુષોએ સ્ત્રી માટે આમ શાથી—શા કારણથી લખ્યું હશે? આનો ઉત્તર હું આપું એના કરતાં તું જેને પવિત્ર પુરુષ માને છે એવા આચાર્ય કૃપાલાનીના શબ્દોમાં જ આપું છું. આ મસ્ત ફકીર કહે છે—'સ્ત્રીના ગૃહને લગતા કે સામાજિક વ્યવહારોમાં ડહાપણ ડહોળવા કદી ન જતા. તે બાબતમાં તે એક ભરોસાપાત્ર મિત્ર છે. તે જ સાચી ઘરની રાણી છે; પરંતુ તમારી જીવનસાધનામાં તમારી જીવનનૌકાનું સુકાન તેને કદી સોંપતા નહિ. હું આમ કહું છું તેનો અર્થ એ નથી કે તેને તમારા જીવનના આદર્શોથી અજ્ઞાન રાખજો અથવા તેનો સહકાર ન મેળવજો. તેને સહધર્મચારિણી બનાવવાનો પૂર્ણ પ્રયત્ન કરજો. પરંતુ તમારો ધર્મ નક્કી કરવાનું કામ તેને કદી સોંપતા-નહિ. કેમકે જગતની યોજનામાં સ્ત્રીનું સ્થાન જુદી રીતે જ નિર્માયું છે. સ્ત્રીને બાળક ઉછેરવાનું કામ કુદરતે સોંપીને કુદરતે તેના મનની ગતિને અમુક રીતે ગોઠવેલી છે. એ વ્યવસ્થાને કારણે પોતાની શક્તિઓનો મોટો ભાગ તેને નવું મેળવવાને બદલે મળેલું સાચવવામાં, તેને ઉછેરવામાં, તેને પોષવામાં, તેને દૃઢ—સ્થાયી કરવામાં ગાળવો પડે છે. અને એ કારણે તે પુરુષની પેઠે ગમે તેમ ઊડવાને લાયક રહી નથી. પરંતુ સાથે સાથે જ પુરુષમાં તેટલો આદર્શ માટેનો પ્રેમ અને ધગશ, તથા તે સિદ્ધ કરવા માટે સર્વસ્વ ફના કરવાની વૃત્તિ મૂકીને કુદરતે મનુષ્યજીવનનું સમતોલપણું પણ સાધી લીધું છે. પુરુષની વૃત્તિઓથી કુટુંબમાં જ અને

• આવા અર્ધદગ્ધોની નિંદા વાંચી વાંચીને વરાહમિહીરને ખૂબ જ લાગી આવ્યું અને તેમણે તેમની 'બૃહત્સંહિતા'માં આવાઓની ઝાટકણી પણ ઠીક કાઢી છે. જો—

ये ह्यङ्गनानां प्रवदन्ति दोषान्
वैराग्यमार्गेण गुणान्विहाय ।
ते दुर्जना मे मनसो वितर्कः
सद्भाववाक्यानि न च तानि तेषाम् ॥

સુરક્ષિત સ્થિતિમાં જ ઊછરી શકે તેવું બાળક ન ઊછરે - એટલે સ્ત્રીએ એક સ્થાયી ઘર અને સુરક્ષિત હૂંફ ભરેલી સ્થિતિ તરફ નજર રાખ્યે જ છૂટકો. પુરુષનાં અસ્થિર, સાહસી ઉડ્ડયનો એને માટે વિરોધી છે. પરંતુ સ્ત્રીને આ રીતે સંકુચિત અને સ્થિતિપ્રિય બનાવનાર કુદરત અન્યાયી કે મૂર્ખ નથી. કારણ કે તેટલો આદર્શ પ્રેમ પુરુષમાં ઉમેરી તેણે બંને બાજુઓ સાચવી લીધી છે. આ વસ્તુસ્થિતિ પ્રત્યે દુર્લક્ષ કરીને આપણે કશું પામી શકીશું નહિ.

આથી હું એમ કહેવા પણ નથી માગતો કે, કુદરતે સ્ત્રીને બાળઉછેરની ફરજ સોંપીને તેના જીવનને હમેશ માટે શાપિત કરી મૂક્યું છે. હું માત્ર એટલું જ કહેવા માગું છું કે, સ્ત્રી અને પુરુષ બંનેને અમુક ચોક્કસ કાર્યક્ષેત્ર કુદરતી યોજનામાં જ મળેલું છે. તેને બન્ને ઉલ્લંઘી નથી શકતાં અથવા ઉલ્લંઘવાથી વધુ ફાયદો નથી મેળવી શકતાં, એટલે સ્ત્રીને એક અત્યુત્તમ સાથી તરીકે સ્વીકારવા છતાં, પુરુષે પોતાની જીવનનૌકા તેને સોંપવાની ભૂલ ન કરવાની તથા તેની કુદરતી વૃત્તિઓમાં બંધાઈ જઈ પોતાનામાં રહેલ આદર્શ સિદ્ધિની શક્તિઓને દબાઈ જવા ન દેવાની સાવચેતી રાખવી ઘટે છે. સ્ત્રીનો સ્વભાવ અને શક્તિઓ અમુક ખાસ પ્રયોજન માટે અમુક રીતનાં જ ઘડાયાં છે.* ”

કૃપાલાનીજીના આ વિચારોથી તું તડકી ઊઠશે. તું વખતે મીરાંબાઈ, મૈત્રેયી અને અન્ય તેજસ્વી અને પુરુષોને ક્યાંયે પાછળ મૂકી દે એવી સ્ત્રીઓના દાખલા મારી સામે ધરશે. પરંતુ અપવાદોથી વધારે કાંઈ સિદ્ધ થઈ શકતું નથી. એટલે આપણા શાસ્ત્રકારોએ ઉપર્યુક્ત હેતુથી જ કામિનીથી ચેતતા રહેવાનું કહ્યું છે.

અને તું મને માફ કરે તો કહું છું કે સ્ત્રીઓનાં ચરિત્રોનો અભ્યાસ પણ તેઓએ બહુ જ તલસ્પર્શી કર્યો જણાય છે. આ ચરિત્રનિરૂપણ કરવાનું સ્થાન નથી. શાસ્ત્રકારોએ શું લખ્યું છે તે તું જાણે છે. સ્ત્રીને ‘ सर्वमाया करंडम् ’–‘ બધી માયાનો કંડિયો ’ કહેનાર ભર્તૃહરિ કે ‘ द्वारं किमेकं नरकस्य नारी ’ કહેનાર શંકરાચાર્ય—આ બન્ને સાવ મૂર્ખા તો ન હતા એટલું તો તું પણ સ્વીકારશે જ. સ્ત્રીના મોહક આકર્ષણ પાછળ કેટલાયે વિશ્વામિત્રો ખેંચાયા છે અને ગબડ્યા છે તે તું ક્યાં જાણતી નથી? યોગીઓના યોગને ડોલાવવા અપ્સરાઓનો પ્રયોગ અજમાવવામાં આવતો હતો તે તું જાણે છે. સ્ત્રીના સહવાસમાં એવી કોઈ અજબ આકર્ષકતા કુદરતે મૂકી છે કે તેની છાયામાં આવનાર ધૈર્યચ્યુત થઈ જાય છે. એકાદ રામકૃષ્ણ પરમહંસ જેવો કોઈ ધન્ય વિરલો જ તેમાંથી બચી શકે. આ જ કારણથી પુરુષને ચેતવવા—સજીવ રાખવા માટે મહર્ષિઓએ સ્ત્રી વિષે લખ્યું છે. તેમને જે જાતનું સત્યદર્શન લાધ્યું હતું તે તેમણે આલંકારિક ભાષામાં—આ જમાનાને વિચિત્ર અને બેહૂદું જણાય એવી રીતે—મૂક્યું; પરંતુ ઊંડા ઊતરતાં કોઈ પણ નિષ્પક્ષપાત ન્યાયાધીશને જણાશે કે ‘સત્યનું સચોટ નિરૂપણ’ કરવા ખાતર જ તેમ કરેલું હોય છે.

હમણાં જ મેં લેડી ઍસ્કવીથનું ‘ લે સર્મન્સ ’ પૂરું કરી વડોદરા સેંટ્રલ લાયબ્રેરીમાં પાછું મોકલી આપ્યું છે. લેડી ઍસ્કવીથ એ પ્રખર બુદ્ધિશાળી અને અજબ વ્યક્તિત્વવાળી સ્ત્રી હતી એટલું તો તું પણ કબૂલ કરશે જ. અને સ્ત્રી જાતે જ સ્ત્રીસ્વભાવ કે સ્ત્રી–

* જીવનચર્યા પૃષ્ઠ ૪૨–૪૩–૪૪

આચાર માટે કંઈ લખે તો તે વિશેષ વજનદાર ગણાય એટલા ખાતર તેના થોડા ફકરા અહીં ઉતારું છું—વિષય વિશદ બને એ ખાતર જ. તેના 'Character' નામના નિબંધમાં તે લખે છે:—

" It is easier to write of men than of women. It is the difference between medicine and surgery. You know where you are with one, but not with the other. A woman is born to protect herself is not going to let any one know exactly what she is. The only thing we do know for certain is that she is not like a man—either mentally, morally or physically. She has quite as much courage and more endurance; she has a finer instinct of what is taking place in the mind of those she talks to; but she is feline, and at all hazards will never give himself away—no amount of observation will ever inform you what a woman is like, but very little will enlighten you about a man. From a sense of self-preservation she feels her friend may at any moment become her enemy which creates a sense of insecurity unknown to a man, and makes her subconsciously more cruel. She is like a 'Concealed drive' which motorists on the high road would do well to take warning before crossing. She is the Sphinx without the secret; which men give up their lives to disentangling. Nature is her secret, and that secret is sex. A great and good woman is probably better than any man, but I have not met them. (P. 228-229)."

વળી fashion-ફેશનવાળા પ્રકરણમાં આ વિદુષી બાઈ લખે છે—" With the exception of very few women, I can truthfully say that I have seldom met a "gentleman" among my own sex. When I say a woman is feminine, I mean, she is spiteful, and even merciless. When a man says it, he means, she is yielding and soft. Woman may be truthful in the sense that they will not lie, but they are hardly ever candid—accuracy is unknown to them and a clean statement of fact is almost impossible to get out of a woman." P. III.

આવા બીજા ઘણા ફકરા ટાંકી શકાય પરંતુ તેનાથી વિશેષ અર્થ સરવાનો સંભવ નથી. સરલા! હું ફરીથી કહું છું, મને સ્ત્રીઓની નિંદા કે વગોવણીમાં રસ નથી; પણ જ્યારે તારા જેવી વિદુષી બાઈ શાસ્ત્રકારોને ઊધડા લેવા બેઠી છે ત્યારે તેના બચાવમાં મારે આ લખવું પડ્યું છે. સાધકો અને પ્રવર્તકોને ઘણી વાર સ્ત્રીઓ તરફથી કડવા અનુભવો

પ્રાપ્ત થયા હોય છે. એ અનુભવો તેઓ યથાર્થ રીતે વર્ણવવાને બદલે સમાજને રોચક એવી શૈલીમાં વર્ણવવા બેસે છે, પરિણામે તેમાં કટુતા બલ્કે કર્કશતા આવે છે. ઠીક.'

પણ તું તો પુરુષોને માથે જ બધા દોષનો ટોપલો ઠાલવવાની છે, એ હું જાણું છું. આજકાલ સ્ત્રીઓનો પક્ષ લઈ ઘણાયે લેખકો પુરુષોને હલકા પાડે છે, એ chivalrous spirit સ્ત્રીબહુમાન માટે મને આનંદ થાય છે. પુરુષોનો દોષ કેટલો છે અને કેવો છે તે વર્ણવવાની આ જગા નથી. સ્ત્રી 'અબળા,' કોમલાંગી' અને 'રમણી' છે એટલે પ્રબળ પુરુષો તરફથી તેમને ખૂબ ભોગવવું પડે છે, અને પરિણામે પુરુષો જ સ્ત્રી–જીવનની બરબાદી કરે છે એમ તું કહેવાની જ. ખરું ને? પુરુષો આ બધા માટે સો ટકા જવાબદાર છે એમ ઘડીભર માની લઈને જો હું આગળ ચાલીને તને કહું કે સ્ત્રી 'અબળા' છે માટે જ તે પ્રબલ શક્તિસંપન્ન છે. કુદરતનાં પ્રબલ બળો હમેશાં ગુપ્ત જ હોય છે. ગુરુત્વાકર્ષણ જેવું પ્રબલ બલ બીજું એકેય નથી, છતાં કોઈ તેને જોઈ શકે છે ખરું? અગાધ જલ જ શાંત રીતે વહેતું જણાય છે. તેવી જ રીતે શાંત જણાતી સ્ત્રીમાં જે અપ્રગટ વા ગુપ્ત બલ રહેલું છે તે ભલભલા માંધાતાઓને મહાત કરે છે. ઉપર ઉપરથી જોતાં તો સ્ત્રી પુરુષના સહવાસમાં પ્રથમ પગલાં ભરનાર પુરુષ જ માલુમ પડે છે, અને સ્ત્રી તદ્દન નિર્વિકાર, શાંત અને અક્રિય માલુમ પડે છે. કુદરતે સ્ત્રીને અક્રિય (passive) બનાવીને જ તેનામાં અખૂટ શક્તિના ભંડાર ભર્યા છે. સ્ત્રી લોહચુંબક છે, પુરુષ લોઢું છે. તું કહીશ કે પુરુષો જ દોડયા દોડયા આવે છે. તું એમ પણ કહીશ કે પતંગિયાં દોડી આવી દીવામાં પડે એમાં દીવાનો શો વાંક? પણ સરલા! જરા વિચાર તો કર કે લોહચુંબક જ લોઢાને પોતા તરફ ખેંચી રહ્યું છે. લોહચુંબક જ ભલે લોઢાને બોલાવતું ન હોય, પણ લોહચુંબકનું ખેંચાણ જ એવું પ્રબલ છે કે લોઢાને આપોઆપ જ ખેંચાવું પડે છે. બર્નાર્ડ શૉનું એક વચન છે કે "ઉપર ઉપરથી તો સ્ત્રી પુરુષનો ભોગ થઈ પડતી દેખાય છે, પરંતુ વસ્તુતાએ પુરુષ જ સ્ત્રીનો ભોગ થઈ પડે છે." કુદરતે સ્ત્રીમાં ગુપ્ત પ્રબલ આકર્ષણ મૂકીને સ્ત્રીને અક્રિય અને શાંત બનાવી રાખી છે. આકર્ષણ જ પુરુષપતંગ માટે મોટામાં મોટું ભયરૂપ છે. કેટલાંય પુરુષપતંગિયાં સ્ત્રી–દીપ તરફ ખેંચાઈ રહ્યાં છે. કુદરતે આ ગુપ્ત આકર્ષણ મૂકીને તેને ખરેખર 'સબળા' બનાવી છે. સ્ત્રીમાં રહેલા આ ગુપ્ત પણ મહાન બળથી—આકર્ષણથી સાવધ રહેવા જ હિંદના તપસ્વી સંતોએ પ્રજાને સ્ત્રીથી ચેતતા રહેવાનું સૂચવ્યું છે; અને હું ધારું છું, તું પણ આ વાત હવે કબૂલ કરશે જ. હમણાં જ લાહોરની L. M. C. કૉલેજમાં રસિક ચર્ચા વખતે એક વિચારક આચાર્યે કહ્યું હતું કે હિંદુસ્થાનમાં તો પુરુષોનો મોટો ભાગ તેમની સ્ત્રીઓને જ વશ થઈને રહેલો છે. અને તારા અને મારા અનુભવો શું કહે છે તે આપણે ક્યાં નથી જાણતાં? દેખીતી રીતે માયકાંગલી (કોમલાંગી) અને નિર્બળ તેમ જ કચરાયલી હોવા છતાં સ્ત્રી ઘેર ઘેર પુરુષને કાનપટ્ટી પકડી પોતાની મરજી મુજબ હાંકી રહી છે! અને છતાંય સ્ત્રીની દયા ખાનારા આ જમાનામાં ઘણા છે! પુરુષ પાસે બળ છે, પૈસા છે, અધિકાર છે એટલે એમ જ માની લેવામાં આવે છે કે એનાથી પુરુષો સ્ત્રીઓને દબાયલી—પરાધીન રાખે છે. કંઈક અંશે આ વાતમાં સત્ય પણ છે; પણ તુમાખી પુરુષ પાસે ભલે સત્તાસામગ્રી હોય છતાં સ્ત્રી આગળ તો તે પણ નમ્ર બનીને જ રહે છે. માનસશાસ્ત્રનો અભ્યાસ જ્યારે સારી રીતે વધશે ત્યારે સ્ત્રીમાં રહેલી પ્રચંડ શક્તિની પરખ પણ માનસશાસ્ત્રીઓને વિશદ રીતે થશે.

અને પ્રાચીનોએ તો જે કંઈ તેમને લાગ્યું તે જરા પણ ઢાંકપિછોડા વિના લખ્યું અને ભાખ્યું. પરંતુ આધુનિકો તરફ શું તને ઉદ્વેગ નથી આવતો ? હાલ જે સ્ત્રીસ્વાતંત્ર્ય જોવામાં આવે છે તેને શું તું સ્વતંત્રતા લેખે છે ? મને તો આધુનિક સ્ત્રીબહુમાન વૃત્તિમાં પુરુષોની લંપટતા અને વેવલાપણાનાં જ દર્શન થાય છે. મોટરમાંથી કે ગાડીમાંથી ઊતરતી વખતે તમારો હાથ પકડવો, તમારો રૂમાલ પડી ગયો હોય તો તે ઊંચકી આપવા ડઝન જુવાનિયા તે માટે પડાપડી કરી મૂકે, સુંદર સ્ત્રીને આવતી જોઈ તેમને માર્ગ આપવો—આ બધાને હું પુરુષનું વેવલાપણું કહેવાની ધૃષ્ટતા કરું છું. અને સ્ત્રીઓ જો આ ક્ષુલ્લક ભાવપ્રદર્શનમાં જ પોતાની સ્વતંત્રતા માનવા જેટલી ભોળી હોય તો તેઓ ભયંકર ભૂલ કરે છે એમ મારું માનવું છે. જે સિનેમાને તું જ્ઞાનપ્રચારનું ઉત્કૃષ્ટ સાધન માને છે તે સિનેમા જુઓ, નાટકો જુઓ, અત્યારનું કાવ્યસાહિત્ય જુઓ—આ બધામાં સ્ત્રીઓનું જે છચોક લજ્જાવિડંબન ચાલી રહ્યું છે તે જોઈ તને કમકમાં નથી આવતાં શું ? વિષયવૃત્તિને ઉશ્કેરનાર તત્ત્વોનું અત્યારે પરિબલ ચાલી રહ્યું છે, સ્ત્રીની મોહકતા, રૂપ, જુવાની અને શરીર અત્યારે પૂજ્ય છે; પણ તેની પાછળ કામદૃષ્ટિ સિવાય બીજું શું દેખાય છે ? એના કરતાં પ્રાચીનોએ તો તમારી પૂજા કરેલી છે, તમારી 'માતા' અને 'દેવી' તરીકે સ્થાપના કરેલી છે. છતાં તમને જૂનું એ બધું ખોટું જ લાગતું હોય તો નવાનો અનુભવ તમને અવનવા પાઠ પઢાવશે. દલીલો કરતાં સ્વાનુભવ વિશેષ પ્રેરક બલ છે.

આ લાંબા પત્ર બદલ તારી પાસે ક્ષમા માગું છું. બહુ ટૂંકમાં લખવા જતાં પણ આટલું ગરુડ પુરાણ લખાઈ ગયું છે. આવતા પત્રમાં Birth-control સંતતિ-નિયમન વિષે લખીશ ખરો, પરંતુ તને તે ગમશે કે નહિ એ ભગવાન જાણે. મારું આ લખાણ તું 'બાબાં વાક્યં પ્રમાણમ્' તરીકે ન માનતાં દાલની બીજી બાજુ છે એમ સમજીને જ વાંચશે એવી આશા છે.

સ્નેહાધીન
બા પા લા લ નાં
સ્નેહ વંદન

હાંસોટ
તા. ૧૨-૭-૩૪

# કરુણા

**નગરના** ધોરી માર્ગોની તુલનામાં એને ગલી જ કહેવાય. ધૂળવાળો એ રસ્તા પરથી પસાર થનાર પ્રતિ લોક શંકાભરી નજરે જોતા.

સંધ્યાકાળ થતાં જ એ રસ્તાની બન્ને બાજુનાં મકાનોને ઉપરને મજલે ઝગઝગાટ રોશની થતી. એ વખતે ત્યાંથી નીકળનારને સારંગીના સૂર, નૂપુરના તાલબદ્ધ ઝંકાર અને કોક મૃદુકંઠના આલાપ સંભળાતા. એ રસ્તે આવેલી પાનની દુકાનોના ચકચકતા અરીસાઓ રોશનીની ઝાકઝમાળને દ્વિગુણ બનાવતા.

આજ દશેરાનો દિન હતો. કિલ્લા બહાર પૂર્વ દિશાએ આવેલા મેદાન પર સવારથી ભરાવા માંડેલા મેળા તરફ આખું યે નગર ધપ્યે જતું હતું. રાય ને રંક, વૃદ્ધ ને યુવાન સૌ પુરવાસીઓ પોતાના શ્રેષ્ઠ સાજ સજી મેળાની જગાએ જ શમીપૂજન માટે જતા હતા. મેદાનની વચ્ચે એક નાનુંશું મંદિર હતું. બારે માસ અપૂજ રહેતી એ મુક્તિમાતાનો મહિમા આજ વધી પડ્યો હતો. આખું યે વરસ નીરવ રહેતા એ દહેરામાં ઘંટડીનો ટિનટિનાટ આજ અખંડ સંભળાયા કરતો. સૂરજ માથે આવતાં તો મેદાન પર કીડિયારું ઊભરાયું હોય તેવી ઠઠ મચી ગઈ.

દશેરાને સપરમે દહાડે માત્ર એક ઘડી માટે નીલકંઠનાં દર્શન પામી વગર મહેનતે ધનવાન થઈ જવા ઇચ્છતા નાગરિકો બપોર ચડતાં ઘર તરફ વળવા લાગ્યા. નગરની વચ્ચે પહોંચવાનો એકમાત્ર રસ્તો પેલી ગલીમાંથી હતો. અંતરને ખૂણે સગવડને જ પરમધર્મ માનનારા બધા લોકો આજને પવિત્ર દિને પોતે અપવિત્ર ગણેલે એ રસ્તે નિઃસંકોચપણે આવ જા કરતા હતા. ઉપરની બારીઓ પર લટકતા ચકને ઓથેથી એ માનવસ્રોત પર કેટલા યે કરુણ દૃષ્ટિપાત થતા હતા. એ રસ્તાથી ટેવાયેલા ફક્કડ લોકો પાનનું બીડું ચડાવી મોજ કરતા એ રસ્તે ચાલતા હતા. ભદ્ર ગણાતા માણસો ઊંચે જોતાં જ મહાપાપ થઈ જવાના ભયથી ઊંચે શ્વાસે જ એ ગલી વટાવી જતા.

ગાંધર્વગલી કહેવાતે એ રસ્તે આજ રથ, ગાડીઘોડા બધું જ ચાલતું હતું. અચાનક એક પહાડી ઘોડા પર કોઈ યુવાન ઘોડેસ્વાર ખડૂક ખડૂક કરતો ભ્રમતો આવતો જણાયો. હવામાં ઊડતા રબરના ફૂલકાની દોરી હાથમાંથી છૂટી જવાને લીધે એક બાળક માના હાથથી છૂટું પડી તે પકડવા દોડ્યું. દોડતાં દોડતાં બાળક જોસમાં આવતા પેલા ઘોડાની અડફટમાં આવી ગયું. બેભાન થતા બાળકની ચીસથી ધ્રુજતી કંપી ઊઠી હોય તેમ બધે અરેરાટી છવાઈ ગઈ. રસ્તે જનારામાં હાહાકાર થઈ રહ્યો પણ ઘોડેસ્વાર ના જ અટક્યો. ઊંચે સ્વર્ગની માયાવિની સમી કોઈ અપ્સરાના આક્રંદ રુદનનો અવાજ સંભળાયો.

'હું તો પતિતા! મુક્તિમાનાં દર્શન કરી આવતા પવિત્ર સમાજને અપવિત્ર કરવાનું પાપ હું શાને કરું?' એ વિચારે અપંગસમ લાગણી અનુભવતું કોઈ એ વિલાપ કરતું હતું. વિખરાતા ટોળાની વચ્ચે બેભાન બાળકને ખોળામાં લઈ બેઠેલી નિરાધાર માતાનાં ઊનાં આંસુ ને નિસાસામાં એ વિલાપના સૂર વિલાઈ જતા હતા.

થોડાંઘણાં માણસો રહ્યાં એટલે ધીરજ છોડી પોતાના સાજશણગારના ભાન વિના જ આંસુભરી આંખે વિલાપ કરનાર વ્યક્તિ હિંમત કરીને બાળક પાસે ઊતરી આવી.

'મા! લે આ' એમ કહી તેણે પોતાને હાથેથી સુવર્ણકંકણ કાઢી ધનને અભાવે બાળકને ખોવા બેઠેલી માતા તરફ ધર્યું.

'એ લેવાય કે નહિ?' એ વિચારે ગરીબમાતા ગૂંચવાઈ તો ખરી, પણ વાત્સલ્યપ્રેમે પરાજિત થઈ આખરે માતાએ નીચું જોઈ કંકણ લીધાં.

પાસેના એક દવાખાનામાં લઈ જવા કંકણ દેનારે જ પોતાના ચાકરને મોકલ્યો. તે પછી એ ચાકર રોજ સવારે દરદી બાળકના ખબર લઈ આવતો.*

પિનાકિન્ ત્રિવેદી બી. એ.

# નિરાશા

## ૨

[મંદાક્રાન્તા]

આજે શાને સુખ સમયની યાદ આવી જુવાની
કારાગારે જીવનવિતિયાં બાકી શી જિન્દગાની? ૨

વિદ્યાબુદ્ધિ પ્રથમ વયની છેક ઝાંખી પડી, ને
પૂર્વસ્ફૂર્તિ પ્રખરતમ નિઃશેષ રૂંધાઈ જાણે;
કાવ્યક્રીડે રમત રમતી ભાવ ભીંજેલ ઊર્મિ
ઊડે ઊડે મઘમઘી રહી પ્રાણવંતી સુગંધિ
છૂપી દીર્તિ કુમળી વયની મૂક મોંઘી મહેચ્છા
ઊડે ઊડે સમસમીં શમ્યાં સર્વ એ ક્લેશમાં ક્યાં! ૮

સ્નેહી વ્હાલાં સમવયસનાં તે ય દૂરે થયાં રે
સાથે જન્મ્યું અખિલ જગ તે દૂર દૂરે ગયું રે!
મારી પૂંઠે નવલનવલાં તો પછી કોણ આવે? ૧૧

ભીડયાં દ્વારો બહિર જગનાં જિન્દગીને જુવાળે
કારાગારે જીવન ઝરણાં ઊગતાં આથમ્યાં રે! ૧૩

યરવડા જેલ:
૨-૩-૩૪

उपवासी

# જાપાનની મહત્તાનાં મૂળ

[ ગતાંકથી ચાલુ ]

૫

વર્તમાન જાપાનને ઘડવામાં નીચેની બાબતોએ વધારે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને મારી દૃષ્ટિએ તેમની મહત્તા જે પ્રમાણે લાગી છે તે પ્રમાણે ક્રમવાર ગણાવું છું:—

૧. આખાય દેશમાં ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણ માટે ખૂબ સારા પ્રમાણમાં કરી આપવામાં આવતી સગવડ.

૨. સહકાર.

૩. ટેક્નિકલ શાળા-પાઠશાળાઓ.

૪. શોધખોળ અને પ્રયોગો માટેની સંસ્થાઓ.

૫. તમામ ઉદ્યોગોમાં છેલ્લામાં છેલ્લી શોધથી હાથ લાગેલાં યંત્રોનો ઉપયોગ.

૬. સોંઘા વીજળિક બળની સુલભતા.

૭. દેશભરમાં શરાફી પેઢીઓ (Banks) ની સગવડ.

૮. દેશભરમાં વ્યવહાર (communications) ની સગવડ.

હું સહકારને પ્રથમ સ્થાન આપું, પણ પહેલું કયું ને બીજું કયું એ તારવી કાઢવું ખરેખર મુશ્કેલ છે. આ પ્રત્યેક મુદ્દા વિષે ટૂંકમાં કહું છું:—

છોકરાછોકરીઓને ૭ વર્ષ સુધી જે પ્રાથમિક શિક્ષણ અપાતું હોય છે તે ઘણી ઉચ્ચ કોટિનું હોય છે. એમાં ભાષા, ગણિત, ઇતિહાસ ને ભૂગોળ ઉપરાંત વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર આવી જાય છે. જેઓ મિડલ સ્કૂલનો પાંચ વર્ષનો અભ્યાસ એટલે કે આપણા મેટ્રિક સુધીનો અભ્યાસ કરવા નથી ઇચ્છતા તેમને માટે બે વર્ષનો ઉચ્ચ પ્રાથમિક અભ્યાસક્રમ યોજેલો છે. ટેક્નિકલ ઔદ્યોગિક શાળાઓમાં દાખલ થવા માટે કેટલાકને ઉચ્ચ પ્રાથમિક અભ્યાસક્રમ પૂરો કરવો પડતો હોય છે. બાકી સામાન્ય રીતે તો પ્રાથમિક અભ્યાસક્રમ પૂરો કરનારાઓ ત્યાં દાખલ થઈ શકે છે. મિડલ સ્કૂલોમાંથી પસાર થનારા ટેક્નિકલ કૉલેજોમાં દાખલ થઈ શકે છે. જેમને યુનિવર્સિટીમાં જવું હોય છે તેમને મિડલ સ્કૂલ પછી બે વર્ષ હાઈસ્કૂલમાં અભ્યાસ કરવો પડતો હોય છે. બધાની વિગતમાં ઊતરું તો ખૂબ લંબાણ થવાનો ભય છે અને એવા લંબાણને આવા નાનકડા લેખમાં સ્થાન પણ ન હોય, તોપણ એક મુદ્દો તો ભારપૂર્વક જણાવી લઉં કે દરેક ઠેકાણે જાપાનીઝ ભાષામાં જ શિક્ષણ અપાય છે. છેલ્લા સરકારી હેવાલમાંથી શિક્ષણસંસ્થાઓ અને

શિક્ષકોના આંકડા હું નીચે આપું છું.

| | શાળાની સંખ્યા | શિક્ષકોની સંખ્યા |
|---|---|---|
| પ્રાથમિક શાળાઓ | ૨૫,૫૪૬ | ૨,૨૫,૬૯૨ |
| શિક્ષકોને તાલીમ આપવાની ' નૉર્મલ ' શાળાઓ | ૧૨૧ | ૩,૫૩૫ |
| મિડલ સ્કૂલ | ૫૩૦ | ૧૨,૯૯૦ |
| છોકરાઓ માટે હાઇસ્કૂલ | ૫૮ | ૧,૨૧૭ |
| છોકરીઓ માટે હાઇસ્કૂલ | ૮૯૯ | ૧૩,૭૨૬ |
| યુનિવર્સિટીઓ—એ ટૅકનિકલ અથવા એન્જિનિયરીંગ યુનિવર્સિટીઓ | ૩૭ | ૪,૬૪૩ |
| યુનિવર્સિટી સાથે સંબંધ ન હોય એવી સ્પેશિયલ કૉલેજો | ૯૧ | ૩,૮૧૦ |
| ટૅકનિકલ કૉલેજો (ખેતીખાતું, જંગલખાતું, રેશમ, વ્યાપાર, ઇજનેરી ખાતું, દરિયાઈ અને વૈદ્યકીય ખાતાં, દાંત, પરભાષા, કળાકૌશલ્ય અને સંગીતના વિષયો માટે ) | ૫૦ | ૨,૦૫૭ |
| ટૅકનિકલ નિશાળો ( મિડલ સ્કૂલ અને હાયર પ્રાઈમરી ગ્રેડ ) | ૨૩૫ | ૧,૭૭૬ |
| ૧૨ થી ૧૪ વર્ષનાં બાળકો ( છોકરા છોકરીઓ બંને ) માટે સપ્લિમેન્ટરી અથવા કન્ટીન્યુએશન ટૅકનિકલ શાળાઓ | ૧૫,૩૬૧ | ૧૬,૨૫૯ |
| આંધળા, બહેરા અને મૂંગાની નિશાળો | ૧૧૭ | ૮૫૧ |
| સરકારથી અમાન્ય એવી બીજી નિશાળો | ૧,૭૧૯ | ૧૩,૮૭૩ |

આ ઉપરાંત અમીરોનાં બાળકો માટે, શિન્ટો ધર્મગુરુઓને તાલીમ આપવા માટે, અને લશ્કર, નૌકાસૈન્ય, રેલવે તાર વગેરે વિશિષ્ટ ખાતાંઓ માટે વિશિષ્ટ શાળાઓ છે.

વેપાર અને ઉદ્યોગની ખીલવણીમાં ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અજબ રીતે સહાયક નીવડ્યું છે. કારખાનાંમાં, ફાર્મોમાં અને શોધખોળનાં મથકોએ મજૂરો પોતાનું કામ સ્વબુદ્ધિથી કરતા હોય છે, એટલું જ નહિ પણ પોતે પોતાની નોંધ રાખે છે અને જરૂર પડે ત્યાં ગણિતના હિસાબો પણ પોતે જ ગણી કાઢે છે. હમણાં છેલ્લી આર્થિક મંદીને કારણે પાંચ લાખ જેટલી રીલખાતામાં કામ કરતી છોકરીઓએ પોતાના પગારમાં ૩૦ ટકા જેટલો ઘટાડો સ્વેચ્છાએ સ્વીકારેલો.

પ્રગતિને આટલો બધો વેગ મળવાનું પ્રધાન કારણ શિક્ષણ છે, એ વાત સાચી પણ આટલી બધી સફળતા પ્રાપ્ત થવાનું ખરું કારણ સહકાર છે. જાપાન એ સહકારભૂમિ છે. આ સહકારનું માપ સહકારી મંડળીઓ અથવા તેના સભાસદોની સંખ્યાના સરકારી આંકડા પરથી તો ભાગ્યે જ નીકળી શકે. દેશનાં શહેરો, કસ્બાઓ અને ગામડાંઓમાં મળીને ગામદીઠ સરેરાશ ૧½ મંડળી છે. ચૌદ લાખની વસ્તીવાળા અને ૩૬૮ કસ્બા અને ગામડાંવાળા એકલા સૈતામા જિલ્લામાં જ ૫૨૩ જેટલાં સહકારી મંડળો છે અને તે ઉપરાંત શાખાઓ સાથે ૧૧૯ બેન્કો છે. થોડાક દાખલાઓથી સહકારનું આ તત્ત્વ સારામાં સારી રીતે સમજાશે. લોકોને દરેકોઈ કામ મંડળો કરીને કરવાની ટેવ પડી ગઈ છે. ગામડાંઓમાં યુવાનિયાઓનાં, વૃદ્ધોનાં, મહિલાઓનાં, શિક્ષકોનાં, માંદાં અને ઘરડાંઓની માવજત ફરમાશ વગેરે વગેરે મંડળો હોય છે. યાત્રાએ નીકળનારી મંડળીઓ થાય છે. કેટલેક ઠેકાણે

તો ઉપર્બુધ (early-rising) મંડળીઓ હોય છે અને આ મંડળના સભ્યો બીજાઓને વહેલા ઉઠાડવા માટે વારાફરતી જતા હોય છે. રેશમના, ખેતીના અને બીજી બધી જાતના ઉદ્યોગોમાં જેટલાં શક્ય હોય એટલી બધી જાતનાં સહકારી મંડળો હોય છે. જાપાનના ઉદ્યોગવીરોના સાફલ્યનું પ્રધાન કારણ ઉદ્યોગોમાં આવી ગયેલું સહકારનું આ તત્ત્વ જ છે. આ તત્ત્વને ઉદ્યોગોમાં બુદ્ધિપૂર્વકના શ્રમવિભાગ ( rationalisation in industries )ના નામથી ઓળખાવવામાં આવે છે. એક ગામમાં પુરુષ દીઠ રોજનો એક યેન બચાવીને થોડાં વર્ષોમાં તેમણે દશ હજાર જેટલી રકમ ભેગી કરી છે અને ઘણે ભાગે આમાંથી તેઓ સહકારી વસ્તુભંડાર માટે એક મકાન બાંધશે. પાંચસો કુટુંબોના એક ગામમાંથી નિશાળિયાઓએ દર રવિવારે ઉઘરાણું કરીને પાંચ વર્ષમાં ૬૦,૦૦૦ જેટલા યેનનું ફંડ ઊભું કર્યું. એક ગામ માટે એવું કહેવાય છે કે પોતાની મેળે જ માથાવેરો નાખીને, ૫૭ વર્ષ પછી કોઈ પણ પ્રકારનો બિલકુલ કર ન ભરવો પડે એવી સ્થિતિ ઊભી કરવા પોતે પ્રયત્ન કરે છે. આ માટે દર અઠવાડિયે એક યેન, બાળકના જન્મપ્રસંગે ૧૦ યેન, લગ્નપ્રસંગે ૧૫ યેન, પરીક્ષામાં પાસ થાય ત્યારે, નોકરી મળે ત્યારે, મરણ થાય ત્યારે કંઈક કંઈક એમ કરીને તેઓ એ ફંડ ઊભું કરી રહ્યા છે.

ટેક્‌નિકલ અને વ્યાપારી શાળાપાઠશાળાઓ વિષે કેટલીક હકીકતો મેં ઉપર આપી છે અને એ કરતાં વધારે લંબાણ અને વિસ્તારથી કહેવું અહીં શક્ય નથી. વળી કૃષિકામ, રેશમ અને સૂતરનો ઉદ્યોગ, માછલાંનો ધંધો, જંગલખાતું, કુંભારકામ, રંગાટકામ વગેરે વગેરે બધા જ ઉદ્યોગોમાં શોધખોળ અને પ્રયોગો કે અખતરાઓ કરવા માટે સગવડ કરેલી છે, એ વાત પણ ધ્યાન બહાર ન રહેવી જોઈએ. રેશમના ઉદ્યોગ વિષેના અખતરા તથા શોધખોળો સંબંધીની તમામ વિગતો મેં મારા 'જાપાનમાં રેશમનો ઉદ્યોગ' ( Silk Industry in Japan ) નામના પુસ્તકમાં આપી છે. પણ મારે કહેવાનો મુદ્દો વધારે સ્પષ્ટ રીતે સમજાય એ માટે અહીં સહેજ ઇસારો માત્ર કરું છું. જાપાન ૪૭ જિલ્લાઓમાં વહેંચાયેલું છે. રેશમના અખતરા કરનારા મુખ્ય મથકે સ્ટાફમાં આટલાં માણસો કામ કરે છે:—તે વિષયના નિષ્ણાતો ૨૧, મદદનીશ નિષ્ણાતો ૧૫, અને મદદનીશો ૫૬. જુદા જુદા જિલ્લાઓમાં મળીને પ્રયોગમથકો ૭૬ છે. ત્યાં ૧૦૨ નિષ્ણાતો, ૨૬૦ મદદનીશ નિષ્ણાતો, ૨૯ મદદનીશો અને ૭૨ કારકુનો કામ કરે છે. આ પ્રયોગ મથકો ઉપરાંત પ્રચાર કરનારાં અથવા તો અંકુશ રાખનારાં તરીકે ઓળખાતાં ૩૬૩ મથકો છે, જ્યાં ૬૬ નિષ્ણાતો, ૭૬૭ મદદનીશ નિષ્ણાતો અને ૨૨૪ કારકુનો કામ કરે છે. રેશમના ઉદ્યોગની પેઠે ખેતીના ઉદ્યોગ માટે પણ આખા દેશમાં આવી જ સંસ્થાઓ છે. વણાટ વગેરે માટે જે જે જિલ્લાઓમાં તે ઉદ્યોગ ચાલતો હોય છે ત્યાં ત્યાં અખતરા અને શોધખોળ કરનારાં મથકો રાખ્યાં છે; અને આ કાર્ય માટે ટેક્‌નિકલ યુનિવર્સિટીઓ એ શોધખોળ અને પ્રયોગો કરનારી જબરજસ્ત રાષ્ટ્રીય સંસ્થાઓ છે.

૬

**ઉદ્યોગની** બાબતમાં જાપાને સાધેલી પ્રગતિનું કારણ તો તેણે દાખલ કરેલાં અત્યારનાં છેલ્લી ઢબનાં યંત્રો જ છે. શોધખોળ અને અખતરા કરનારાં જુદાં જુદાં મથકોનું એક પ્રધાન કાર્ય તો એ છે કે કોઈ પણ ઠેકાણે નવું સાંચાકામ કે નવી પદ્ધતિ જોવામાં આવે કે તરત

જ એને પોતાને ત્યાં લઈ આવી તેના પર અખતરા કરી જોવા અને જો અનુકૂળ આવે એમ લાગે તો એમ ને એમ અથવા તો ઘટતા ફેરફાર કરીને લોકોમાં દાખલ કરી દેવી. વણકરોનાં ઘરોમાં વપરાતી ઘણી ખરી 'પાવરલૂમો' લાકડાની હોય છે અને તેમાં ધાતુના ભાગ તો ઓછામાં ઓછા હોવાથી એ સોંઘી હોય એ સ્વાભાવિક છે. છેલ્લામાં છેલ્લી ઢબની મશીનરી અને પદ્ધતિનો ઉપયોગ અને માલનો નિકાસ કરવા માટે બજારોનો અભ્યાસ, એ બે કારણોને લીધે જ ઉદ્યોગમાં આટલી બધી સુંદર સફળતા મળી છે. જુદા જુદા દેશમાં રહેતા એલચીઓ આ દિશામાં જાગ્રત નિરીક્ષણ કરતા હોય છે અને વ્યાપારખાતા તરફથી તેમ જ ખાનગી ઔદ્યોગિક મહાજનો તરફથી વખતોવખત નિરીક્ષકો મોકલવામાં આવતા હોય છે.

માલ સોંઘો અને જલદીથી તૈયાર થવાનું મુખ્ય કારણ તો વીજળીક બળનો ઉપયોગ છે. પાણીના જળધોધો બાંધીને આ વીજળીક બળ ઉત્પન્ન કરવામાં આવે છે. આ હરકોઈ ઠેકાણે સુલભ છે. નાના મોટા તમામ ઉદ્યોગોમાં વીજળીક બળનો ઉપયોગ થતો હોય છે. ગામડાંના ખેડૂતોના પણ ઘરમાં વીજળીના દીવા હોય છે, ધાતુમાં કાણાં પાડવાનું કામ કરનારા લુહારો અને ટીનનાં પતરાં ઝાળવાનું કામ કરનારા કારીગરો વીજળીનો ઉપયોગ કરે છે. ગામડાંમાં ટ્રામો સુદ્ધાં પણ આ વીજળીક બળથી દોડે છે.

લોકોમાં પૈસા સહેલાઈથી ફરી વળી શકે એવી પદ્ધતિ અને બેન્કો કોઈ પણ પ્રજાના ઔદ્યોગિક જીવનમાં શરીરમાં રુધિરાભિસરણ જેવું કામ કરે છે. રેશમનાં કોકડાં વેચીને ખેડૂતોને ચેક લેતા અને પછી પોતાના કે પડોશના ગામમાં એ વટાવતા મેં જોયા છે. હું ઉપર જણાવી ગયો છું કે ચૌદ લાખ જેટલી વસ્તીવાળા એક જ જિલ્લામાં શાખાઓ સાથે ૧૧૯ બેન્કો છે.

ટ્રામ, સ્ટીમશીપ, પાકી સડકો અને રેલવેને લીધે દેશના જુદા જુદા ભાગ વચ્ચેનો વહેવાર સરળ થઈ ગયો છે. ઘણીખરી રેલગાડીઓનો રસ્તો ડુંગરીઓમાંથી ટનલો ખોદીને કરેલો હોય છે. મોટરો દ્વારા લગભગ એકેએક ગામ જઈ શકાય છે. બાઈસિકલોનો આટલો બહોળો ઉપયોગ ભાગ્યે જ બીજા કોઈ દેશમાં થતો હશે. ગામડાંના ખેડૂતનાં ઘરોમાં મને ટેલિફોન મળી શકતો. પહેલવહેલો ટેલિફોન લેવા માટે સરકાર મદદ આપે છે. આટલા સરળ વહેવારનું પરિણામ એ આવ્યું છે કે સમગ્ર દેશમાં ઔદ્યોગિક શહેરો અને ગામોનો વિકાસ થઈ રહ્યો છે.

આટલું જાણ્યા પછી એ પૂછવાનું સહેજે મન થશે કે શિક્ષણ, શોધખોળ, અખતરા અને પ્રચારકાર્ય—એ બધાને આટલા પૂરતા પ્રમાણમાં પહોંચી વળવા માટે જાપાન આટલું ખર્ચ ક્યાંથી કરે છે? આનો જવાબ એ જ છે કે અહીં દરેક ખાનામાં પગારના દર ખૂબ જ ઓછા છે. જાપાનના મોટામાં મોટા અમલદાર—વડા પ્રધાનનો પગાર મહિને એક હજાર યેન છે અને આર્થિક મંદીને કારણે અત્યારે ૨૦ ટકા ઓછો છે. જિલ્લાના ઉપરિ અધિકારીઓ એટલે કે ગવર્નરોનો પગાર ૫૦૦ યેન છે; પણ અત્યારે ૨૦ ટકા ઓછો છે. અમને જેમાં સ્વાભાવિક રસ છે એવા વિજ્ઞાનખાતામાં તજ્જ્ઞોનો વધારેમાં વધારે માસિક પગાર ૩૭૫ યેન છે; પણ સામાન્યતઃ તો એવું બને છે કે ૨૦૦ ના પગાર સુધી એ

આપે છે. એટલામાં કાં તો એ નિવૃત્ત થયો હોય છે અથવા તો નિવૃત્ત થવાની તૈયારીમાં હોય છે. આ સંબંધમાં એ જણાવી લઉં કે હુંડીઆમણનો ભાવ સરભર હોય છે ત્યારે યેનની કિંમત રૂ. ૧–૯–૦ હોય છે તોપણ આપણે ત્યાં જેમ રૂપિયો છે તેવી જ રીતે જાપાનમાં યેન છે. પગાર જો કે ઓછા છે, પણ કેળવણીખાતાનાં અને બીજાં મકાનો, તેનું રાચરચીલું અને સાજસરંજામ ખૂબ સારાં હોય છે ગામડાંની પ્રાથમિક શાળામાં પણ મુલાકાતે આવનારાઓ માટે અલગ રાચરચીલાવાળો એક અથવા વધારે ખંડ હોય છે; તેમ જ પ્રતિવર્ષે છાપેલો અને કોઈ કોઈ ઠેકાણે તો સચિત્ર હેવાલ બહાર પડતો હોય છે. શોધખોળ માટેની સંસ્થાઓમાંથી બધા જ નિષ્ણાતોને સરકારી હુકમ અનુસાર પરદેશોમાં મોકલી આપવાનો નિયમ છે. રેશમ ખાતામાં કામ કરનારાઓનાં કુટુંબોને પૂરો પગાર અને બીજાં ખાતાંમાં કામ કરનારાઓનાં કુટુંબોને અર્ધો પગાર તે વખતે અપાતો હોય છે, અને પરદેશમાંનું બધું જ ખર્ચ દેશની શાખ સાચવવા માટે તે તે દેશોમાં પહેલા વર્ગના દરથી સરકાર તરફથી પગાર કરવામાં આવતું હોય છે. પાછા ફરે છે એટલે તેમનો પહેલાંનો પગાર ચાલુ થાય છે. સમજવા જેવો બીજો મુદ્દો એ છે કે મદદનીશ નિષ્ણાતોને ૧૫૦૦ યેન અને નિષ્ણાતોને ૩૦૦૦ યેન અંગત ખર્ચના કરીને આપવામાં આવે છે. આમાંથી તેઓ પુસ્તકો, રાચરચીલું વગેરે વસાવવા માટે સ્વતંત્ર હોય છે.

૭

**જાપાનની** પ્રગતિનું કારણ દરેકે દરેક બાબતમાં—ધર્મ સુદ્ધાંમાં—તેણે પશ્ચિમનું અનુકરણ કર્યું છે એ છે, એમ કોઈક ઠેકાણે મેં વાંચ્યું હોય એવું મને યાદ છે; પરંતુ આ વાત સાચી નથી. જાપાનની ધર્મવિષયક સ્થિતિ મેં સ્પષ્ટ કરી જ દીધી છે. એ વાત સાચી કે જાપાને અમલદારવર્ગ માટે પશ્ચિમનો પહેરવેશ સ્વીકાર્યો છે; છેલ્લામાં છેલ્લી શોધખોળનાં યંત્રો અને પદ્ધતિઓ દાખલ કર્યાં છે; અને શિક્ષણ, ઉદ્યોગ તથા વેપારમાં ઘણી બાબતોનો ફેરફાર કરીને પોતાને અનુકૂળ કરી લીધાં છે. પણ આ પશ્ચિમના લેબાસમાં એ સંપૂર્ણતયા પૌર્વાત્ય અને વિશેષતઃ જાપાનીઝ છે; અને તે પણ એટલી હદ સુધી કે એ પ્રજાને વહેમી ગણી કાઢવામાં આવે છે. બાળરાજકુમારો અને રાજકુમારીઓનાં નામાભિધાન કરવાની ક્રિયા પ્રાચીન પ્રણાલી અનુસાર નિયત થએલાં કપડાં પહેરીને પુરોહિત લોકો ધનુષની દોરીનો ટંકાર કરીને પ્રાચીન વિધિ અનુસાર કરાવતા હોય છે. મિકાડોનો રાજ્યાભિષેક કરતી વખતે ડાંગરની જરૂર પડતી હોય છે અને એ ડાંગર વાવવાનું કામ દેવોને આહુતિઓ આપ્યા પછી કરવામાં આવતું હોય છે, અને આ માટે વિધિ અનુસાર સ્નાનાદિ કરીને લોકો પવિત્ર થવાની ક્રિયા કરે છે, અને આની દેખરેખ રાખવાનું કામ સ્થાનિક કૃષિપ્રયોગના મથકનો સંચાલક રેશમી હેટ અને ફ્રોક કોટ પહેરીને કરતો હોય છે. મંત્રીમંડળમાં નવા ચૂંટાતા મંત્રીઓ અધિકાર હાથમાં લેતા પહેલાં દેવળોમાં પૂજા કરવા જતા હોય છે. રોગ નિવારવા માટે ધાર્મિક વિધિ–અનુષ્ઠાન વગેરે કરાતાં હોય છે અને એ રોગાદિ અનિષ્ટો ઘરમાં ન પેસે એટલા માટે દોરા ધાગા વગેરે મૂકવામાં આવતાં હોય છે. આકાશમાંથી વરસાદ તાણી લાવવા માટે ગામડાં તરફ તો દોરડાં ખેંચવાનો સામાન્ય રિવાજ છે. વળી આ માટે ઊંચી ટેકરીની ટોચ ઉપર ઊભા રહીને મેઘ—દેવોને જોરશોરથી વિનવણીઓ કરવામાં આવતી હોય છે. આ કામ કરનારા ખાસ માણસો હોય છે. એમને મેઘ પ્રતિનિધિ

( Rain delegates ) તરીકે ઓળખાવવામાં આવતા હોય છે. આ લોકોને દૂર દૂરનાં પવિત્ર સ્થળોએથી લગભગ એકસામટા પચાસ કલાક સુધી વચમાં કોઈપણ જગાએ જરા પણ થોભ્યા વગર કે પાણીનું ટીપું સરખું ઢોળ્યા વગર પવિત્ર જળ એ ઊંચી ટેકરીઓ સુધી લઈ જવું પડે છે. તેમ જ ચામડી ઊતરડી નાખેલું બળદનું માથું જળાધોધ નીચેનાં તળાવડાંમાં ધરી રાખવામાં આવે છે અને તે પણ માત્ર એ હેતુથી કે મેઘરાજા ગુસ્સે થઈને તેમ જ છેવટે કંટાળીને પણ ધોધમાર વરસાદ વરસાવે. પાસિફિક મહાસાગરમાં જાપાનીઝ હોડીમાં બેસીને હું મુસાફરી કરતો હતો તે વખતે સારામાં સારા યુરોપિયન ખાણાને બદલે પોતાનું જાપાનીઝ ખાણું લેતા મેં જાપાનીઝ ગૃહસ્થોને જોયેલા. હાઈસ્કૂલમાં અભ્યાસ કરતી ઘણીખરી કન્યાઓ મરજિયાત વિષય તરીકે ગૃહશાસ્ત્ર ( Domestic Science ) લે છે અને જેમની જેમની સાથે મારે વાતચીત થએલી તે બધાં ય દંપતીજીવનની તૈયારી કરતાં હતાં. અન્ય ઉદ્યોગ–પ્રધાન પ્રજાઓની સાથે સફળતાપૂર્વક સ્પર્ધા કરવામાં જાપાનનો મુખ્ય આધારસ્થંભ કારખાનાંમાં કામ કરતી કન્યા—કારીગરો છે. ફરજિયાત પ્રાથમિક શિક્ષણનો અભ્યાસક્રમ પૂરો કરીને ૧૪, ૧૫ કે ૧૬ વર્ષની ઉંમરે તેઓ કામ કરવા આવે છે અને એ બધી ય ૧૮, ૧૯ કે ૨૦ વર્ષની વયે ઘેર પાછી જઈને લગ્ન કરી દંપતીજીવન ગાળવું શરૂ કરે છે. અને આ રીતે ઉદ્યોગવાદનો મોટામાં મોટો દોષ જાપાને પોતાના પ્રજાજીવનમાં પેસવા દીધો નથી. એ દોષે પશ્ચિમની ઉદ્યોગપ્રધાન પ્રજાઓના કારીગરવર્ગને યંત્રોના ભાગ જેવો ( જડ ) બનાવી દીધો છે. વળી જાપાનમાં બેકારીનો પ્રશ્ન પણ ઉપસ્થિત થવા પામ્યો નથી તેનું રહસ્ય પણ આમાં જ સમાએલું છે.*

**અમૃતલાલ નાથાભાઈ મોદી**

## સુધારો

૧. ગયા અંકમાં ૨૧૩મા પાના ઉપર ૪થી પંક્તિમાં ‘હસ્યા’ને બદલે ‘રચ્યા’ વાંચવું.

૨. આ અંકમાં ૩૬૩મા પાના ઉપર ૯મી પંક્તિ આ પ્રમાણે વાંચવી: **“અન્’અમ્ત ’અલૈહિમ ગૈર–ઇલ મગ્દુબ ઈ અલૈહિમ વ લદ્દા-અાલ્લીન.”**

---

* પ્રબુદ્ધ ભારતના ૧૯૩૩ની સાલના ઑક્ટોબર અને નવેમ્બરના અંકોમાં બહાદેશના માંડલેમાં Agricultural College ના સ્ટાફ પર કામ કરતા શ્રી. ચારુચન્દ્ર ઘોષે જાપાનમાં પોતાનો અનુભવ What has made Japan Great નામના લેખ દ્વારા આપ્યો છે. તેઓશ્રીએ આ વિષયમાં વધુ પ્રકાશ પાડતું બંગાળી ભાષામાં એક નાનકડું પુસ્તક પણ લખ્યું છે. થોડાં પણ ગુજરાતી ભાઈ બહેનોને આ લેખના વાચનમનનથી પોતાની પ્રવૃત્તિઓને વધુ યોગ્ય દિશામાં વાળવાનું એકાદ કિરણ પણ મળશે તો એ મૂળલેખના આ અનુવાદનું પ્રકાશન ન્યાય્ય લેખાશે.

# મંકોડાનું મંતવ્ય

[ આ લેખ સાથે તેના જુવાન અનુવાદકના મૃત્યુની નોંધ લેતાં ઘણો ખેદ થાય છે. 'પ્રસ્થાન'ના પ્રકાશક શ્રી. રણછોડજી મિસ્ત્રીના ભાઈ તરીકે તો 'પ્રસ્થાન' સાથે તેમનો સંબંધ જૂનો હતો. પણ છેલ્લાં થોડાં વરસથી તો તેઓ 'પ્રસ્થાન'માં અવારનવાર લેખો પણ આપતા. પોતાના સાહસિક સ્વભાવથી તેઓ સવિનયભંગની લડતમાં જોડાયા હતા, અને મિલનસાર તથા હોંશીલા સ્વભાવથી છાવણીમાં અને જેલમાં અનેકના મિત્ર બન્યા હતા. આ અનુભવો ઉપરથી તેમણે થોડા લેખો પણ લખેલા, જેમાંના કેટલાક અમે 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ કર્યા હતા. તે પછી વધારે ઊંચી પ્રતિના સાહિત્ય તરફ તેમનું ધ્યાન ગયેલું અને આ રવીન્દ્રનાથ ટાગોરના લેખોનાં ભાષાન્તરો તેમની અભિરુચિનાં સૂચક છે. આવા આશાપ્રદ ઉત્સાહી જુવાનો શક્તિ બતાવવાનો સમય મળે તે પહેલાં મૃત્યુથી ઝડપાઈ જાય છે તે ગુજરાતના જાહેરજીવન અને સાહિત્યને માટે ઘણું જ દુઃખદાયક છે. તંત્રી ]

જુઓ, જુઓ, કીડી જુઓ! નાની નાની, લાલ લાલ અને પાતળી પાતળી બધી દોડાદોડ કરી રહી છે—એ બધી કીડી છે, જેને સંસ્કૃતમાં પિપીલિકા કહે છે. હું મંકોડો છું, ખૂબ ઊંચા મંકોડાના કુળમાં મારો જન્મ થયો છે. આ કીડીઓને જોઈને મને ખૂબ હસવું આવે છે!

હા...હા...હા...એની શિકલ જુઓ, ચાલે છે તે જુઓ, જાણે ધૂળમાં મળી ગઈ છે; હું જ્યારે ઊભો રહું છું ત્યારે મારું માથું આકાશે અડે છે; સૂર્ય જો સાકરનો ટુકડો હોત તો મને લાગે છે કે હું મારા હાથ લંબાવી તેને તોડી તોડીને લાવત અને ઘરમાં ભરી રાખત. ઉફ, હું આવડું મોટું તણખલું ખેંચીને ક્યાંથી ક્યાં લાવ્યો, અને એ લોકો જુઓ શું કરે છે—એક મૂએલા તીડને ત્રણ ત્રણ જણી મળીને ખેંચાખેંચ કરી રહી છે! અમારી વચ્ચે આટલો ભયંકર તફાવત છે! ખરું કહું છું, મને એ જોઈને ખૂબ મઝા પડે છે.

મારા પગ જુઓ અને એ લોકોના પગ જુઓ—નજર પહોંચે ત્યાં સુધી, આંખો લંબાવીને જોઉં છું, પણ મારા પગનો કંઈ છેડો જ જણાતો નથી—એટલા મોટા મારા પગ છે. પદમર્યાદા તે આથી વિશેષ શી હોઈ શકે! પણ કીડીઓ પોતાના નાના નાના પગથી જ પૂરેપુરી સંતુષ્ટ છે! એ જોઈને મને તો નવાઈ લાગે છે! ગમે તેમ તો યે કીડી જ કે નહિ!

એ લોકો મૂળમાં તો ક્ષુદ્ર, તેમાં વળી હું ખૂબ ઊંચેથી જોઉં—એટલે એ લોકોનું બધું મારી નજરમાં આવતું નથી! પણ હું મારા ખૂબ લાંબા લાંબા છ પગ ઉપર ઊભો રહી તીરછી નજર નાખી અંદાજથી એમનું બધું ય સમજી ગયો છું. કારણ, કીડીઓ એટલી તો ક્ષુદ્ર છે કે એને જોઈ નાખતાં બહુ વાર લાગતી નથી. કીડી-જાતિ સંબંધે હું મંકોડા-ભાષામાં એક પુસ્તક લખવાનો છું અને ભાષણો કરવાનો છું.

કીડી-સમાજ સંબંધે મને અનુમાન દ્વારા પુષ્કળ જ્ઞાન મળેલું છે. મંકોડાઓમાં સંતાન-સ્નેહ હોય છે એટલે કીડીઓમાં તે કદી હોઈ જ ન શકે, કારણ તે લોકો કીડી છે, કેવળ કીડી છે, કીડી સિવાય બીજું કશું જ નથી. કહે છે કે કીડીઓ જમીનમાં દર

બનાવી શકે છે—એ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડે છે, કે તેઓ મંકોડાજાતિ પાસેથી સ્થપતિવિદ્યા શીખી છે—કારણ કે તેઓ કીડી છે—સામાન્ય કીડી છે, સંસ્કૃતમાં જેને પિપીલિકા કહે છે!

કીડીઓને જોઈને મને ખૂબ દયા આવે છે—એમનું ભલું કરવાનું મને ખૂબ મન થઈ આવે છે; એટલું જ નહિ, પણ મને એવી ઇચ્છા થઈ આવે છે કે સભ્ય મંકોડા સમાજ થોડા સમય માટે છોડીને, ટોળેટોળાં મંકોડા બંધુઓને લઈને, કીડીઓના દરમાં વાસ કરું અને કીડીઓને સુધારવાનું વ્રત લઉં.—એટલે સુધી ત્યાગ કરવાને હું તૈયાર છું. તેમની ખાંડની કણીઓ ગળે ઉતારીને, અને તેઓના દરમાં હાથપગ પહોળા કરીને ગમે તેમ દુઃખેસુખે જીવન કાઢવા અમો તૈયાર છીએ. જો એથી યે તેઓની કંઈક ઉન્નતિ થતી હોય તો!

એ લોકો ઉન્નતિ ઇચ્છતા નથી—તેઓ પોતાની ખાંડ પોતે ખાવા માગે છે અને પોતાના દરમાં પોતે રહેવા માગે છે—કારણ કે તેઓ કીડી છે, બિલકુલ કીડી છે! પણ અમે તો મંકોડા રહ્યા એટલે અમે તેઓની ઉન્નતિ કરવાના, અને તેઓની ખાંડ અમે ખાવાના, અને તેઓના દરમાં અમો રહેવાના! અમે, અમારા ભત્રીજા, ભાણજા, ભાણજી, સાળા—બધા જ.

કદાચ તમે એવું પૂછો કે એ લોકોની ખાંડ અમે શું કરવા ખાઈ જઈએ; અને એ લોકોના દરમાં અમે શું કરવા રહીએ, તો એનું મુખ્ય કારણ એ છે કે એ લોકો કીડી છે અને અમે મંકોડા છીએ: બીજું, અમે નિઃસ્વાર્થભાવે કીડીઓની ઉન્નતિ કરવાનું વ્રત લીધેલું છે, એટલે અમે એ લોકોની ખાંડ ખાવાના અને ઘરમાં પણ રહેવાના. ત્રીજું, અમારે પ્રિય મંકોડા-ભૂમિને છોડીને આવવું પડશે, એટલે તે દુઃખના નિવારણાર્થે ખાંડ જરા વધુ પ્રમાણમાં ખાવી પડશે. ચોથું, વિદેશમાં, જુદી જ જાતના લોકોમાં અમારે હરવા ફરવાનું એટલે જાતજાતના રોગો થવાનો સંભવ—એટલે કદાચ અમો લાંબો વખત નહિ જીવીએ—હાય, અમારી દશા કેવી શોકજનક છે! એટલે અમારે ખાંડ ખાવી જ પડવાની, અને દરમાં પણ જેટલી જગ્યા છે તેટલી બધી અમારે અને અમારા સાળાઓએ વહેંચી જ લેવી પડવાની!

કીડીઓ જો વાંધો લે તો અમે તે લોકોને નગુણા કહીશું જો તેઓ દરમાં રહેવા માગે અને ખાંડ ખાવા માગે તો મંકોડા ભાષામાં અમે સાફ સાફ જણાવી દઈશું કે તમો કીડી છો, ક્ષુદ્ર છો, તમો પિપીલિકા છો. આના કરતાં જબરી દલીલ બીજી શી હોઈ શકે!

તો પછી કીડીઓ ખાશે શું? તે અમે જાણતા નથી. કદાચ આહાર અને રહેવાના સ્થાનની ખોટ પડે યે ખરી; પણ તે લોકોએ એ વાતનો ધીરજપૂર્વક વિચાર કરવો જોઈએ કે અમારા લાંબા પદના સ્પર્શથી ધીમે ધીમે તેમની પદવૃદ્ધિ થવાનો સંભવ છે. વ્યવસ્થા અને શાંતિની લગાર ઊણપ નહિ રહે. તેઓની ધીમે ધીમે ઉન્નતિ થાય અને અમે ધીમે ધીમે ખાંડ ખાઈએ, એવો કંઈ બંદોબસ્ત હશે તો જ વ્યવસ્થા અને શાંતિ જળવાશે, નહિ તો ભયંકર ઝઘડા થયો જ જાણો ને! માથે ગુરુભાર આવી પડે એટલે આટઆટલો વિચાર કરીને ચાલવું પડે!

ખાંડના અભાવે અને વધુપડતી શાંતિ અને વ્યવસ્થાના ભારે જો કીડી-જાતિ મરી જાય તો! તો અમે બીજે ઉન્નતિ પ્રચાર અર્થે ચાલ્યા જઈશું—કારણ, અમે મંકોડા રહ્યા; ઉચ્ચ પદના પ્રભાવથી અમે ખૂબ ઉન્નત રહ્યા.*

સ્વ. મગનલાલ કે. મિસ્રી

# લોકચર્ચા

## મહાગુજરાત મંડળ, નાસિક

[નાસિકનો દાખલો બૃહદ્‌ગુજરાતની બીજી વસાહતોએ પણ લેવા જેવો છે. અહીં નોંધેલી ઘણીખરી પ્રવૃત્તિ ખાસ કરીને મોન્ટેસરી શાળા આ લેખક બહેનના સાહસને આભારી છે. અમે માનીએ છીએ કે ગુજરાતની બધી વસાહતોમાં જો માત્ર એક વ્યક્તિ કામ શરૂ કરે તો તે તરત જ ઊગી નીકળે એવો હાલનો સમય છે. તંત્રી ]

ગંગા મૈયાથી બીજે નંબરે ગોદાવરી નદીનું માહાત્મ્ય ગણાય. વળી નાસિક ઊંચાણમાં હોવાને લીધે અહીંયાંની હવા પણ બહુ જ સારી; અને ત્રીજું, મુંબાઇથી ત્રણ સાડાત્રણ કલાકની જ સીધી મુસાફરી, એટલે મુંબાઇના ઘણા શેઠીઆઓ અહીંયાં બંગલા બંધાવે છે. સેનેટોરિયમો અને આરોગ્યભવનો પણ ખૂબ બંધાયાં છે, અને હજુ બંધાય છે. યાત્રાને કારણે કે તબિયતને કારણે કે વેપારની આંટીઘૂંટીથી થોડોવાર દૂર રહેવાને માટે પણ પુષ્કળ લોકો અહીં આવ જા કરે છે. કેટલાકનાં તો કુટુંબ અહીં રહે અને પોતે દર શનિ-રવિ આવી જાય. એ પ્રમાણે હોવાથી નાસિકના ગુજરાતીઓનું વસતિપત્રક કરવાનું કામ અઘરું છે, તોપણ આશરે અઢી ત્રણ હજારની તો સ્થાયી વસ્તી હશે.

કરાંચી, કલકત્તા, દક્ષિણ હૈદ્રાબાદ, રંગુન તથા આફ્રિકાનાં ઘણાં શહેરોમાં એમ જ્યાં જ્યાં ગુજરાતીઓ જઈને વસ્યા છે ત્યાં ત્યાં આજકાલ તો ગુજરાતીમંડળ સ્થપાય છે જ. એ બહાને અંદર અંદર ઓળખાણ થાય, મળાય અને એકમેકને સારે કે ખરાબ પ્રસંગે કામ લગાય.

ગુજરાતની બહાર રહ્યા વગર 'ગુજરાતીપણા'ની લાગણી સહેલાઈથી સમજાય નહિ. એકાદ બે વરસ પરપ્રાંત કે પરદેશમાં રહ્યા પછી આપણી ગુજરાતી ભાષા સાંભળવા માટે કે ગુજરાતની સપાટ જમીન ને બાવળનાં ઝાડ જોવા માટે (કે બીજું કંઈ નહિ તો B. B. C. I. R. એવા અક્ષરવાળા ટ્રેનના ડબ્બા જોવા માટે) પણ જે આતુરતા થાય છે તે અનુભવ વગર કળાય તેમ નથી.

નાસિકમાં આટલા બધા ગુજરાતીઓ હોવા છતાં હમણાં સુધી ગુજરાતીઓનું મંડળ જ નહોતું. લગભગ બે વર્ષ ઉપર 'મહાગુજરાત મંડળ'ની સ્થાપના થઈ. સ્થાપના કરવાનો 'વિચાર' ઘણા વખતથી ચાલતો હતો, પણ વિચારને મૂર્ત સ્વરૂપ નહોતું અપાયું.

શરૂઆતમાં તો નાસિક શહેરમાં જ એક મકાન ભાડે રાખીને કામ ચલાવ્યું હતું; પણ નદીને સામે પાર પંચવટીમાં જ ગુજરાતીઓની વસ્તી વધારે હોવાથી હાલ સાતેક મહિનાથી મંડળનું સ્થાન ત્યાં કર્યું છે.

ગુજરાતીઓની સ્વાભાવિક ઉદારતાને લઈને જરૂરનો સરસામાન તો તરત જ મળી રહ્યો, અને મંડળનું કાર્ય ચાલ્યું. પણ ૧૯૩૩ના ઑગસ્ટ મહિનામાં નર્મદ શતાબ્દિ ઉજવાઈ ત્યાં સુધી તો મંડળની હસ્તીની કોઈને પૂરી ખબર પણ નહોતી.

નર્મદ શતાબ્દિ વખતે અહીંની કૉલેજના અને હાઈસ્કૂલના ગુજરાતી વિદ્યાર્થીઓએ નાટ્યપ્રયોગો કર્યા હતા, નાની બાળાઓએ ગરબા અને ગીત ગાયાં હતાં અને થોડાં વ્યાખ્યાનો ગોઠવવામાં આવ્યાં હતાં. તે દિવસે આશરે ૧૦૦૦, ૧૨૦૦ ગુજરાતીઓએ હાજરી આપી હતી. મંડળના મંત્રી પોતાના વાર્ષિક હેવાલમાં આ ઉત્સવ માટે લખે છે કે: "નાસિકના ગુજરાતી સમાજના ઇતિહાસમાં આવો પ્રથમ જ મેળાવડો હતો."

તે અરસામાં મંડળની પ્રવૃત્તિમાં ખાસ તો દર અઠવાડિયે બધા ભાઈઓ એકઠા થતા, રમતો રમતા અને વ્યાખ્યાનો કરાવતા એટલું જ હતું. મંડળને અંગે એક નાનું સરખું પુસ્તકાલય છે તેનો કેટલાક ઉપયોગ કરતા. મંડળ તરફથી કાંઈ જવાબદારીભર્યું કામ ઉપાડી લેવું એવી ચર્ચા અંદરઅંદર થતી હતી. કંઈ કંઈ સૂચનાઓ રજૂ થતી અને કંઈ કંઈ પડી ભાંગતી. ધીમે ધીમે એક વાત ચોક્કસ થઈ કે બીજું કંઈ જ નહિ તો ગુજરાતી બાળકો માટે એક નિશાળ તો થવી જ જોઈએ. અહીંયાં તો બધી મરાઠી નિશાળો છે. શહેરની મુખ્ય ભાષા જ મરાઠી, એટલે ઘરમાં બેરાં છોકરાં પણ મરાઠી શીખી ગયેલાં. થોડાં વરસ પર ગુજરાતીઓએ કંઈક ચળવળ કરવાથી મ્યુનિસિપાલિટી તરફથી એક ગુજરાતી શાળા ચલાવવામાં આવે છે; પણ બધાં ધોરણો વચ્ચે એક જ શિક્ષક અને તે પણ વડોદરાનો દક્ષિણી. એટલે એ બિચારો કેવું 'ગુજરાતી' શીખવતો હશે તેની આપણે કલ્પના જ કરી લેવાની. શુદ્ધ ગુજરાતી શીખવાય એવી નિશાળની ખૂબ અગત્ય જણાઈ.

શાળામાં જઈ શકે એ ઉંમરનાં તો બધાં બાળકો મરાઠી કે 'અર્ધમરાઠી' શાળામાં જતાં જ હતાં. તેમને ઉઠાડીને નવી શાળામાં કોઈ માબાપ મૂકે એવી આશા ન હોવાથી એમ ઠર્યું કે છેક નાનાં બાળકો માટે મૉન્ટેસરી પદ્ધતિએ બાળમંદિર શરૂ કરવું. છેક નાનાં બાળકો તો ઘેર જ વખત બગાડતાં હોય, તેમને નવી પદ્ધતિના પ્રયોગરૂપ શાળામાં મોકલવાને કોઈ ના નહિ કહે એમ માની લીધું. પાંચ છ મહિના બાળમંદિર સારું ચાલે અને ગુજરાતીઓનો તે પર વિશ્વાસ બેસે તો પછી ઉપલા વર્ગ કાઢવા એમ ઠર્યું. ૧૯૩૩ના ડિસેમ્બરની ૧૦ મી તારીખે શેઠ લીલાધર મોરારજી ભીમાણીને હાથે બાળમંદિર ખુલ્લું મુકાયું. દક્ષિણામૂર્તિ મૉન્ટેસરી અધ્યાપન મંદિરમાં ઉત્તીર્ણ થયેલા એક શિક્ષકને બોલાવીને કામ શરૂ કર્યું.

ત્યારપછી છ મહિને, એટલે ૧૯૩૪ના જૂન મહિનાથી પહેલું, બીજું, ત્રીજું, ચોથું અને પાંચમું એટલાં ધોરણો ચાલુ થયાં છે. બાળમંદિર અને બધાં ધોરણો મળીને પંચાવનથી સાઠ બાળકો હાલ છે.

આખા મહારાષ્ટ્રમાં મૉન્ટેસરીની પદ્ધતિ તરફ લક્ષ દોરાયું નથી. પૂનામાં બે શાળાઓ હતી તે બંધ થઈ અને કાર્યકર્તાઓને મુંબઈ જવું પડ્યું છે, એટલે મૉન્ટેસરી પદ્ધતિની મરાઠી કે ગુજરાતી શાળા માત્ર આ એક જ છે.

બાળમંદિર ચાલુ થયા પછી મંડળના સભાસદોમાં ઉત્સાહ ખૂબ વધ્યો છે અને સભાસદોની સંખ્યા વધતી જ જાય છે.

બાળમંદિરનો અર્ધવાર્ષિક ઉત્સવ હમણાં ઊજવ્યો હતો. નાનાં નાનાં બાળકોએ નાટ્યપ્રયોગો, સંગીત વગેરેનું ઉત્તમ કામ કરી બતાવ્યું હતું. બાળકોના ચિત્રકામ અને હસ્તકામનું પ્રદર્શન પણ ગોઠવ્યું હતું. પોતાનાં ત્રણચાર વર્ષનાં બાળકો—જે સાધારણ રીતે ઘરમાં રડવા, ખાવા અને ઊંઘવા સિવાય કંઈ કરતાં ના હોય—તેવાં ભરસભામાં સુંદર અવાજથી ગાયન ગાય અને બાલવાર્તાઓમાંથી નાનાં નાટકોના પાઠ ભજવે તે જોઈને કેટલી યે માતાઓ ખુશ ખુશ થઈને મલકાતી હતી. સ્ત્રીઓની હાજરી ખૂબ હતી, એટલે હવે સ્ત્રીઓનું મંડળ પણ કાઢવું છે. ગુજરાતના પ્રમાણમાં અહીંયાંની ગુજરાતી સ્ત્રીઓ વધારે પછાત છે. જાહેરમાં બહુ આવે નહિ પણ ધીમે ધીમે એ બધું પલટાઈ જશે. કરાંચીમાં હાલ ગાંધીજી ગયા ત્યારે ત્યાંના ગુજરાતી સ્ત્રી મંડળની બહેનોએ આવકાર આપ્યો એમ છાપાંમાં હતું. હવે કોઈ વાર ગાંધીજી નાશિક આવશે ત્યારે અમારું નાશિકનું સ્ત્રીમંડળ પણ તેમનો સત્કાર કરશે.

પ્રેમલીલા મહેતા

## ઇસ્લામ

[ ગતાંકથી ચાલુ ]

### અઝાન

અઝાન અર્થાત્ નિમાઝની હાકલ ( બાંગ ) નીચેનાં વાક્યોની બનેલી હોય છે. કિબ્લા તરફ મોં કરીને બંને હાથ કાન સુધી ઊંચા કરીને મોટા અવાજથી બાંગ પોકારવામાં આવે છે.

૧. **અલ્લાહુ અકબર**—અલ્લાહ-ઈશ્વર સૌથી મોટો છે.

૨. **અશ્-હદુ અન્-લા-ઇલાહ ઇલ્લ્-અલ્લાહ**—હું સાક્ષી પૂરું છું કે અલ્લાહ સિવાય કોઈને પૂજવો ઘટતો નથી. ( આ વાક્ય બે વાર પોકારાય છે. )

૩. **અશ્-હદુ અન્ન મુહમ્મદર્-રસૂલુલ્લાહ**—હું સાક્ષી પૂરું છું કે મુહમ્મદ અલ્લાહનો પયગંબર છે. ( આ વાક્ય પણ બે વાર પોકારાય છે. )

૪. **હય્ય અલસ્-સલાહ**—નિમાઝ પઢવા પધારો. ( આ વાક્ય મોં જમણી બાજુ કરીને બે વાર પોકારવામાં આવે છે. )

૫. **હય્ય અલલ્-ફલાહ**—વિજયી થવા પધારો. ( મોં ડાબી બાજુ રાખીને આ બે વાર પોકારાય છે. )

૬. **અલ્લાહુ અકબર**—અલ્લાહ સૌથી મોટો છે. ( બે વાર )

૭. **લા ઇલાહ ઇલ્લ્-અલ્લાહ**—અલ્લાહ સિવાય બીજો કોઈ દેવ નથી.

સવારની નિમાઝની બાંગમાં નીચેનું વાક્ય ક્રમાંક પાંચ પછી ઉમેરાય છેઃ—

**અસ્-સલાતુ ખૈરુન મિનન્નૌમ** અર્થાત્ નિદ્રા કરતાં નિમાઝ બહેતર છે. આ વાક્ય પણ બે વાર પોકારાય છે.

### ઇકામત

અઝાન પછી ઇકામત આવે છે. એમાં અઝાનના ઉપર્યુક્ત મંત્રો માત્ર એક એક વાર બોલાય છે અને 'નિદ્રા કરતાં નિમાઝ બહેતર છે' એ મંત્રની જગાએ બે વાર 'કદ્ કામતિસ્સલાહ' અર્થાત્ 'નિમાઝ ખરેખર શરૂ થઈ છે.' એ મંત્ર બોલાય છે. ઇકામત દરમિયાન નિમાઝ પઢનારાઓએ એક યા અનેક હારોમાં વ્યવસ્થિત ઊભા રહી જવાનું હોય છે.

ઈદની નિમાઝોમાં અઝાન અને ઇકામત બંને છોડી દેવાય છે. એને બદલે પહેલી રકાતમાં 'અલ્લાહુ અકબર' એ મંત્ર સાત વાર અને બીજીમાં 'તકબિરે-તહ્રિમહ'* પછી પાંચ પાંચ વાર બોલાય છે. જુમ્માની નિમાઝમાં સામાન્યતઃ બે બાંગ પોકારાય છે. બીજી બાંગ ઈમામ ખુતબાની શરૂઆત કરે તે પહેલાં પોકારવામાં આવે છે.

નિમાઝ—વ્યક્તિગત કે સામુદાયિક—મસ્જિદમાં જ થાય એવું કાંઈ નથી; જરૂર હોય

* અર્થ માટે જુઓ રકાતનું વર્ણન કલમ ૧.

તો એ ગમે ત્યાં પઢી શકાય. મુહમ્મદ પયગંબર સાહેબે કહ્યું ફરમાય છે કે સાચા નિમાઝી માટે સારી આલમ મસ્જિદરૂપ છે.

### રકાતનું વર્ણન

રકાતનું બયાન નીચે મુજબ છે:—

૧. પ્રથમ કિબ્લા સામે મોં કરીને ઊભા રહ્યા પછી બંને હાથ કાન સુધી ઊંચા કરવામાં આવે છે અને 'અલ્લાહુ અકૂબર' એ મંત્ર ઉચ્ચારાય છે. આને 'તકબિરે તહ્રિમહ' કહે છે.

૨. પછી જમણા હાથ પર ડાબો આવે એમ બંને હાથ છાતી પર મૂકી ઊભે ઊભે નીચેની પ્રાર્થના વા એનો એક ભાગ બોલાય છે.

### મૂળ

ઈન્ની વજ્જહ્તુ વજ-હિય લિલ્લઝી ફતર-અસ્સમા વા તે વલ-અર્ધ હનિફન વ મા અનમિન-અલ-મુશ્રિકીન. ઇન્ન સલાતી વ નુસુકી વ મહયાય વ મમાતી લિલ્લાહે રબ્બિલ-આલમીન, લા શરીક લહુ બિઝાલિક ઉમ્રિતુ વ અનમિન અલ-મુસ્લિમીન. અલ્લા હુમ્મ અન્ત-અલ-મલિકુ લા ઇલાહ ઇલ્લા અંત, અન રબ્બિ વ અને આ બ્દુક ઝલમ્તુ નફ્સિ વા'-તરફ્તુ બિઝનબિ ફઘ ફિર્લી ઝુનૂબી જમિયન ઇન્નહુલા યઘ્ફિર-ઉઝ-ઝુનૂબ ઇલ્લા અંત, 'વહ્દિની લિ-અહ્સન-ઇલ-અખલાકી લા યહ્દી લિ-અહસનિહા -ઇલ્લા અંત,' વસ્રિફ'અન્ની સયિ' અહાલા યસ્રિફુ 'અન્ની સયિ'અહા ઇલ્લા અંત

### અર્થાત્

નેક આદમી તરીકે મેં ખચીત મારી જાતને આકાશ અને પૃથ્વીના સર્જનહાર તરફ વાળી છે. હું અનેકેશ્વરવાદીઓમાંનો નથી. ખચીત મારી પ્રાર્થના, મારું બલિદાન, મારું જીવન તથા મારું મરણ સૌ આલમોના ખુદા એવા અલ્લાહને અર્થે છે. એનો કોઈ ભાગીદાર નથી. એણે મને આ હુકમ કર્યો છે. અને હું એને તાબે વર્તનારાઓમાંનો છું: ઓ અલ્લાહ! તું રાજા છે. તારા સિવાય બીજો કોઈ ઈશ્વર નથી. તું મારો માલિક છે અને હું તારો બંદો છું. મારી જાત પ્રત્યે હું અન્યાયી થયો છું અને મારા અપરાધ હું કબૂલ કરું છું. તેથી મારા સર્વ અપરાધો સામે મને રક્ષણ આપ અને ઉત્તમ નીતિ તરફ મને દોર. તારા વિના અપરાધોમાંથી બચાવનાર કોઈ નથી. અને તારા વિના ઉત્તમ નીતિ તરફ દોરી જનાર (પણ) કોઈ નથી. મારામાંથી અનીતિ દૂર કર. કારણ, તારા વિના મારામાંથી અનીતિ દૂર કરનાર કોઈ નથી.

આ પ્રાર્થનાને બદલે સામાન્ય રીતે નીચેની ટૂંકી પ્રાર્થના કરવામાં આવે છે:—

### મૂળ

સુબ્હાન-ક અલ્લા હુમ્મ વ બિ-હમ્દ-ઇ-ક વ તબારક-અસ્મ-ઉ-ક વ તા'આલા જદ્દ-ઉ-ક વ લા ઇલાહ ઘેર-ઉ-ક ઔઝુ બિલ્લાહિ મિન્-અશ-શૈતાન-ઈર્-રજિમ

### અર્થાત્

પ્રશંસા હો તારી ઓ અલ્લાહ! તું સ્તુત્ય છે. તારું નામ પવિત્ર છે અને તારી

ભવ્યતા ઉન્નત: છે. તારા સિવાય બીજો કોઈ સેવ્ય નથી. શાપિત: શયતાનથી બચવા માટે ઓ અલ્લાહ ! હું તારે શરણે આવું છું.

આને કિયામ કહે છે.

પછી એની એ સ્થિતિમાં ઊભા રહીને નીચે પ્રમાણે ફૂતિહહ પઢવામાં આવે છે.

મૂળ

**બિસ્મિલ્લાહ-ઇર્-રેહમાન-ઇર-રહીમ. અલહમ્દ ઉ લિલ્લાહ ઇ રબ્બિલ-'આલમીન. અર્-રહૃમાન્-ઇર્-રહીમ: માલિક-ઇ-યૌમ-ઇદ્-દીન. ઇય્યાક ન'બુદ્ વ ઇય્યાક નસ્ત'ઇન. ઇહદિ-નસ્-સિરાત-અલ-મુસ્તકિમ. સિરાત-અલ્લઝિન અન્'અમ્ત 'અલૈહિમ-વ લ દ્વાઆલ્લીન.**

અર્થાત્

કલ્યાણકર્તા (રહમાન) દયાળુ (રહીમ) પરમેશ્વરને નામે. સ્તુતિ માત્ર આલમોના ખુદા, રહેમાન અને રહીમ એવા અલ્લાહને-ક્યામતના દિનના માલિકને ઘટે છે. અમે (ઓ અલ્લાહ) તારી સેવામાં છીએ અને મદદ માટે તને યાચીએ છીએ. અમને સાચા રસ્તે—જેમના પર તારી મહેરબાની ઊતરેલી છે એઓના રસ્તે—દોર; જેમના પર તારો કોપ ઊતર્યો છે અથવા જેઓ આડે માર્ગે દોરાઈ ગયા છે એમના રસ્તે નહિ.

ઉપરની પ્રાર્થના પૂરી થયા પછી 'આમીન' અર્થાત્ તથાસ્તુ એવો મંત્રોચ્ચાર કરવામાં આવે છે અને પછી કુરાનેશરીફનો કોઈ પણ ભાગ જે નિમાઝ પઢનારને મોઢે હોય તેનો પાઠ કરવામાં આવે છે. સામાન્ય રીતે કુરાનેશરીફ અંતે આવતા એકાદ નાના અધ્યાયનો પાઠ કરવામાં આવે છે. જેમને પાક કુરાનનો પરિચય નથી એમને અલ-ઇખલાસ નામના અધ્યાયની ભલામણ કરવામાં આવે છે.

[ એ નીચે પ્રમાણે:—

કુલ હુવ-અલ્લાહુ અહદ. અલ્લાહ-ઉસ્-સમદ. લમ યલિદ વ લમ યુલદ. વ લમ યકુન-લહૂ કુ ફુવન અહદ. અર્થાત્ બોલ એ-અલ્લાહ એક છે. અલ્લાહ એ છે કે જેનાથી કોઈ સ્વતંત્ર નથી; એ કોઈ જન્મ આપતો નથી. એ અજન્મા છે; એના સમાન કોઈ નથી. ]

૩. પછી 'અલ્લાહુ અક્બર' એવો મંત્રોચ્ચાર કરીને નિમાઝી હથેળીઓ ઢીંચણે અડે એવી રીતે મસ્તક નમાવે છે. આ સ્થિતિમાં (એને રુકૂ કહે છે) ઈશ્વરની સત્કીર્તિ અને ભવ્યતાનો બોધ કરતા નીચેના મંત્રનું ત્રણ વાર ઉચ્ચારણ કરવામાં આવે છે:—

**સુબ-હાન્-અ-રબ્બ-ઇય્-અલ-'અઝીમ** અર્થાત્ મારા મહાન માલેકના સુજશ હો.

આને બદલે અથવા આમાં ઉમેરીને નીચેનો મંત્ર પણ બોલી શકાય:

સુબ-હાનક-અલ્લાહુમ્મ રબ્બનાવ બિહમ્દિક અલ્લાહુમ-મગ્ફિર લી અર્થાત્ ઓ અલ્લાહ ! અમારા માલિક ! તારી સુકીર્તિ હો. તારી જ સ્તુતિ હો; ઓ અલ્લાહ ! મારું રક્ષણ કર.

૪. આની પછી નીચેના મંત્રો બોલતાં પ્રાર્થી ઊભો થાય છે:—

**સમિ'-અલ્લાહ-ઉ લિમન હમિદહૂ. રબ્બના વ-લક-અલ-હમ્દ** અર્થાત્ જે અલ્લાહની સ્તુતિ કરે છે તેનો એ સ્વીકાર કરે છે. ઓ અમારા માલિક ! તારી જ સ્તુતિ હો.

૫. પછી પ્રાર્થી ઘૂંટણે પડી વંદન કરે છે. આમાં બંને પગનાં આંગળાંનો અગ્રભાગ,

અને ટીંચણ, બંને હાથ અને કપાળ જમીનને અડે છે. આ સ્થિતિમાં નીચે પ્રમાણે ઓછામાં ઓછા ત્રણ વાર મંત્રોચ્ચાર કરવામાં આવે છે.

સુબ્-હાન્-અ રબ્બિયલ-આ'લા અર્થાત્ મારા સર્વોચ્ચ માલિકનો સુજશ હો.

નીચેનો મંત્ર આમાં ઉમેરી શકાય અથવા તો આને બદલે બોલી શકાય. સુબ્હાન-ક અલ્લાહુમ્મ રબ્બ-ના વ બિ-હમ્દિક અલ્લાહુમ્-મઘફ્રિર લી [ અર્થ માટે જુઓ (૩) ]

આ પહેલી સજ્દહ થઈ.

૬. પછી નિમાઝ પઢનાર જલ્સહ નામનું પૂજ્યબુદ્ધિદર્શક આસન કરીને બેસે છે.

૭. આની પછી પ્રાર્થના કરનાર ફરી ક્રમાંક ૫માં જણાવ્યા પ્રમાણે બેસીને સજ્દહ કરે છે.

૮. આમ પહેલી રકાત પૂરી થાય છે. પછી નિમાઝી ઊભો થાય છે અને પહેલી રકાતનું પુનરાવર્તન કરે છે. આ જ બીજી રકાત. પરંતુ બીજી રકાત પછી ઊભો થવાને બદલે ક્રમાંક પાંચમાં સમજાવેલું વંદનાગમન (કં'દહ) કરી નિમાઝ પઢનાર નીચો પડે છે.અને ઈશ્વરસ્તુતિ સાથે પાક પયગંબર માટે અને પોતાને માટે તહિય્યહ નામની પ્રાર્થનાઓ કરે છે. એ નીચે પ્રમાણે: —

**તહિય્યહ**

**અત્ તહિય્યાત ઉ લિલ્લાહ ઈવસ-સલવાત્ ઉ વત્ તય્યિબાત ઉ. અસ્-સલામ ઉ'અલૈક અય્યુહન-ન બિય્ય ઉ વ રહ્મત-ઉલ્લાહ ઈ વ બરકા તુહુ. અસ્-સલામ ઉ 'અલૈ'ના વ'અલા 'ઇબાદ-ઇલ્લા-હસ સલિહિન. વ અશ્-હદુઓ'લ્-લા ઇલાહ અ ઇલ્લ-અલ્લાહુ વ અશહદ્ અન્ન મુહમ્મદિન 'અબ્દુ-હૂ વ રસૂલુહ.**

અર્થાત્

વાચા, કાયા અને પૈસા દ્વારા કરવામાં આવેલી સર્વ પૂજાપ્રાર્થના અલ્લાહને ઘટે છે. ઓ પયગંબર! આપને શાંતિ મળો. આપના પર અલ્લાહની રહેમ અને અલ્લાહના આશીર્વાદ ઊતરો. અમારા પર અને અલ્લાહના પાક બંદાઓ પર શાંતિ ઊતરો: હું સાક્ષી પૂરું છું કે અલ્લાહ સિવાય કોઈની ખિદમત કરવી ઘટતી નથી. મુહમ્મદ એનો સેવક અને પયગંબર છે.

૯. બે કરતાં વધારે રકાત પઢવી હોય તો પ્રાર્થી ઊભો થાય છે; નહિ તો નીચેની જે હમેશાં ઉવટની સલામ પહેલાં કરવામાં આવે છે તે કરે છેઃ—

**અલ્લાહુમ્મ સલ્લિ 'અલા મુહમ્મદિન વ 'અલા આલિ મુહમ્મદિન કમા સલ્લૈત 'અલા ઇબ્રાહીમ વ 'અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદ-ઉમ-મજીદ અલ્લાહુમ્મ બારિક 'અલા મુહમ્મદિન વ 'અલા આલિ મુહમ્મદિન કમા બારકત 'અલા ઇબ્રાહીમ વ 'અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદ-ઉમ-મજીદ**

અર્થાત્

ઓ અલ્લા! મુહમ્મદ અને અનુયાયીઓને ફતેહમંદ કર—તેં ઇબ્રાહીમ (અબ્રેહામ) અને એના અનુયાયીઓને ફતેહમંદ કર્યા હતા તેમ. કારણ ખચીત તું હમીદ અને મજીદ—સ્તુતિ પામેલો અને મહિમા પામેલો છે. ઓ અલ્લાહ! મુહમ્મદ અને એના અનુયાયીઓને આશીર્વાદ આપ—તેં ઇબ્રાહીમ અને એના અનુયાયીઓને આશીર્વાદ આપ્યા હતા તેમ. કારણ ખચીત તું સ્તુતિ પામેલો અને મહિમા પામેલો છે.

નીચેની પ્રાર્થના પણ ઉમેરવી જોઈએ—

**અલ્લાહુમ્મ ઇન્ની ઝલમ્તુ નફ્સી ઝુલ્મન્ કસીરન્ વ લા યગફિર–ઉઝ–ઝુનૂબ ઇલ્લા અંત ફગ્ફિર્ લી મગ્ફિરતન્ મિન્ ’ ઇન્દિક વર્હમ્ની ઇન્નક અંત અલ–ગફૂર–ઉર્–રહીમ.**

અર્થાત્

ઓ અલ્લાહ ! હું મારી જાત પ્રત્યે મહા અન્યાયી થયેલો છું અને તારા સિવાય કોઈ બચાવનાર નથી; માટે તારું રક્ષણ આપી મારી રક્ષા કર અને મારા પર દયા કર. ખચીત, તું ક્ષમા અને દયાવાળો છે.

આને બદલે નીચેની પ્રાર્થના પણ કરાયઃ—**રબ્બિજ્–અલ્ની મુકીમ–અસ્–સલાતી વ મિન્ ઝુર્રિય્યતી રબ્બના વ તકબ્બલ દુ’આ. રબ્બનગ્–ફિર્ લી વાલિ–વાલદય્ય વ લિલ્–મુ’મિનીન્ યૌમ યકૂમ–ઉલ–હિસાબ.**

અર્થાત્

મારા માલેક! હું અને મારાં બાળકો તારી પ્રાર્થના ચાલુ રાખીએ એમ કરો; અમારા માલિક પ્રાર્થના સ્વીકારો, અમારા પ્રભુ! કયામતનો દિન આવે ત્યારે મારું અને મારાં માતાપિતાનું અને મોમિનોનું અર્થાત્ શ્રદ્ધાળુઓનું રક્ષણ કરો.

૧૦. પછી **સલામ્** કરી નિમાઝ પૂરી કરવામાં આવે છે. નિમાઝી જમણી અને ડાબી બાજુએ મોં ફેરવી ફેરવીને નીચે પ્રમાણે સલામ કરે છેઃ—

**અસ્–સલામુ’ અલૈકૂમ વ રહમત્–ઉલ્લાહઈ** અર્થાત્ શાંતિ અને અલ્લાહની મહેરબાની તમારા પર હો.

૧૧. જો ફક્ત બે રકાતો પઢવી હોય તો આમ પ્રાર્થના પૂરી થાય છે. પણ જો ત્રણ કે ચારનો ઇરાદો હોય તો કુ’દહ અને એમાંની તહિય્યહનો પાઠ કર્યા પછી ઊભા થઈને ફરી અલ્લાહુ અકબર એમ બોલીને ઉપર કહી ગયા પ્રમાણે જ બાકીની રકાતો પૂરી કરવામાં આવે છે. તહિય્યહ, પયગંબર માટે આશીર્વાદની પ્રાર્થના વગેરેની અને સલામની ક્રિયા પૂર્વવત્ ઘૂંટણભેર કરીને નિમાઝ પૂરી કરવામાં આવે છે.

નોંધઃ—જ્યારે નિમાઝ સમૂહમાં પઢાય છે ત્યારે સમૂહ આખો અથવા ઇમામને અનુસરનારાઓ બધી પ્રાર્થનાઓ વગેરેનો અને ફાતિહહનો પુનરુચ્ચાર કરે છે. ફાતિહહ પછી આવેતા કુરાનના ભાગોનો પાઠ આવે વખતે કરવામાં આવતો નથી. ઇમામ જ્યારે નમસ્કારનું આસન છોડીને ઊઠે છે અને **સમિ’–અલ્લાહુ–ઉ લિમન્ હમિદહુ** એમ બોલે છે ત્યારે સમૂહ **રબ્બના વ લક–અલ–હમ્દ** ( જુઓ ક. ૩ ) એમ કહે છે.

૧૨. કુનૂત નામની પ્રાર્થના રુકૂમાંથી ઊઠયા પછી અથવા એ આસન કરતાં પહેલાં તરત જ—સામાન્ય રીતે ’ઇશા રાતની નિમાઝ ફક્ત છેલ્લી ત્રણ રકાત ( વિત્ર ) માં—પ્રાર્થી ઊભો હોય ત્યારે કરવામાં આવે છે. સૌથી વધારે જાણીતી કુનૂત નીચે પ્રમાણેઃ—

**અલ્લાહુમ–મહદિની ફી મન હદૈત વ’ આફિનિ ફી મન ’આફૈત વ તવલ્લનિ ફી મન તવલ્લૈ’ત વ બારિક લિ ફિમા અ’તૈત વ કિની શર્ર્મા કદૈત ફ–ઇન્નક તકદિ**

પુષ્કળ પ્રમાણમાં પિચબ્લેન્ડ લઈને પછી કામ શરૂ કરવું પડયું. આ કામને માટે ઑસ્ટ્રિયાની સરકારે બોહીમિયા પ્રાંતમાં આવેલી યુરેનિયમની ખાણમાંથી કયુરી દંપતિને એક ટન પિચબ્લેન્ડ ભેટ આપ્યું. સામાન્ય રીતે પિચબ્લેન્ડમાં અનેક પદાર્થો ભળેલા હોય છે. એટલે એમાંથી તેઓ શોધતા હતા તે વસ્તુ શોધી કાઢવી એ ખૂબ મહેનતનું કામ હતું. એક ટન એટલે ૫૪ મણ પિચબ્લેન્ડમાંથી ૧ ગ્રામના છસોમા ભાગ જેટલો અતિશય શક્તિશાળી સ્વતઃજ્યોતિર્મય પદાર્થ મળ્યો. મૅડમ કયુરીએ એનું નામ રેડિયમ પાડયું. બારબાર વર્ષ સુધી અવિરત પરિશ્રમ કરી અખતરા કર્યા પછી તેમને ઈ. સ. ૧૯૧૦માં વિશુદ્ધ રેડિયમ ધાતુ મળી. અહીં એ કહેવાની જરૂર છે, કે રેડિયમ શોધી કાઢવા પહેલાં તેમણે સ્વતઃ જ્યોતિર્મય બીજો પણ એક પદાર્થ શોધી કાઢયો હતો અને સ્વદેશની સ્મૃતિ જાળવવાના ઉદ્દેશથી તેનું નામ તેમણે 'પોલોનિયમ્' પાડયું હતું.

અહીં રેડિયમ સંબંધે જરા વિસ્તાર કરવો અપ્રાસંગિક નહિ લેખાય. કેન્સર અને બીજા કેટલાક ચામડીના રોગોમાંથી છૂટવા માટે રેડિયમચિકિત્સા એ જ એક માર્ગ છે. રેડિયમ એ પ્રખર શક્તિશાળી જ્યોતિર્મય પદાર્થ છે. સૂર્યમાંથી પ્રકાશ ફેંકાય છે એટલે જ આપણે આ જગત જોઈ શકીએ છીએ રેડિયમમાંથી જે પ્રકાશ નીકળે છે તે આપણી નજરે પડતો નથી; એમ છતાં એ પ્રકાશ સૂર્યના પ્રકાશ કરતાં અનેકગણો વધારે શક્તિશાળી છે. સૂર્યનો પ્રકાશ આપણી ચામડીને ભેદીને અંદર દાખલ થઈ શકતો નથી, પણ રેડિયમના પ્રકાશની સામે ઊભા રહીએ તો શરીરની અંદરનો ભાગ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. રૅાન્ટજેને શોધી કાઢેલા ઍકસ-રેનું વર્ણન પહેલાં આપ્યું છે. આ રેડિયમમાંથી નીકળતો પ્રકાશ ઍકસ-રેના જેવો જ હોય છે. ફક્ત એક ગ્રામ રેડિયમમાંથી નીકળતા પ્રકાશની શક્તિ એક ગ્રામ કોલસામાંથી મળતી ગરમીની શક્તિ કરતાં દશ લાખ પટ કરતાં યે વધુ હોય છે.

રેડિયમ માત્ર માણસના જ ઉપયોગમાં આવ્યું છે એમ નથી: વિજ્ઞાનજગતમાં એણે એવું મોટું રહસ્ય ખુલ્લું કર્યું છે કે જેનું કંઈ પ્રમાણ નથી.

મૅડમ કયુરીની શોધે વિજ્ઞાનજગતનું એક નવું જ દ્વાર ખોલી દીધું છે એ કહેવાની જરૂર રહેતી નથી. મૅડમ કયુરીના આદર્શની પ્રેરણા પીને જુદા જુદા દેશોમાં અનેક પ્રસિદ્ધ વૈજ્ઞાનિકોએ આ સ્વતઃજ્યોતિર્મય ( Radio active ) પદાર્થો સંબંધે શોધ કરવા માંડી. તેઓમાં રુથરફોર્ડ, સોડી, રામ્સે, અને બોલ્ટવુડનાં નામ મુખ્ય છે. પૃથ્વીને ચારે ખૂણેથી મૅડમ કયુરી ઉપર અભિનંદનો વરસવા લાગ્યાં. ઈ. સ. ૧૯૦૦માં કયુરી દંપતિ અને બેકરલ એમ ત્રણેને ભેગું નોબેલ ઈનામ મળ્યું.

૧૯૦૩ માં મૅડમ કયુરીને અતિ ઉચ્ચ સંમાનની સાથે પેરીસ વિદ્યાપીઠની ડૉક્ટર-ઑવ સાયન્સની પદવી મળી. જગતના ઇતિહાસમાં જુદી જુદી વિદ્યાપીઠોની ડૉક્ટર ઑવ સાયન્સની પદવીને માટે જે મૌલિક શોધો રજૂ કરવામાં આવી છે તેમાં મૅડમ કયુરીની શોધ સર્વશ્રેષ્ઠ છે. આરેનિયસે કરેલી પ્રવાહી પદાર્થનું વીજળી દ્વારા પૃથક્કરણ કરવા સંબંધની શોધ બીજું સ્થાન લઈ શકે. ઈ. સ. ૧૯૦૩માં જ મૅડમ કયુરી અને તેમના પતિ લોર્ડ કેલ્વિનના આમંત્રણથી લંડન આવ્યાં. એ વખતે પેરી કયુરીએ રૉયલ ઇન્સ્ટિટયુશનમાં રેડિયમ વિશે એક ભાષણ આપ્યું હતું, અને કયુરી દંપતિને રૉયલ સોસાયટીનો ડેવી સુવર્ણપદક આપવામાં આવ્યો હતો. બીજે વર્ષે મૅડમ કયુરી સોર્બોનની લેબોરેટરીનાં અધ્યક્ષ નિમાયાં.

પેદા થઈ અને પેરી કયુરી નામના એક બુદ્ધિશાળી વિદ્યાર્થીના સાથી તરીકે તેમને કામ કરવા મૂક્યાં. સાથે કામ કરવાને પરિણામે પેરી કયુરી અને મેરી સકલો ડાઉસ્કી પરસ્પર આકર્ષાયાં અને ઈ. સ. ૧૮૯૫માં બંને લગ્નગ્રંથિથી જોડાયાં. બંને જણ વિજ્ઞાનદેવતાનાં એકનિષ્ઠ ઉપાસક હતાં, અને આજીવન પરસ્પર મદદ કરતાં આવ્યાં હતાં.

આ જ અરસામાં અનેક આશ્ચર્યકારક વસ્તુઓ બનતી હતી. ઈ. સ. ૧૮૯૬માં વિલિયમ ક્રુકસે સિદ્ધ કર્યું કે કાચની ખાલી નળીમાં થઈને વીજળી પસાર કરવામાં આવે તો ઋણાત્મક વૈદ્યુતિક દ્વાર ( નેગેટિવ પોલ )માંથી એક પ્રકારનાં આશ્ચર્યકારક કિરણો નીકળે છે. તેમણે એનું નામ વિયોગ રશ્મિ ( કેથોડ રેઝ ) રાખ્યું.

આ નવા કિરણની પ્રકૃતિનો નિર્ણય કરવા માટે વૈજ્ઞાનિકોમાં જાતજાતના અખતરા અને તર્કવિતર્ક ચાલવા લાગ્યા. ઈ. સ. ૧૮૯૭ માં વિખ્યાત અંગ્રેજ વૈજ્ઞાનિક સર જે. જે. ટોમસને આ કોયડો ઉકેલ્યો. તેમણે સિદ્ધ કર્યું કે, આ કિરણો ઝીણા ઝીણા નેગેટિવ વીજળીના કણોનો સમૂહ છે. એ નેગેટિવ કણો અથવા ઇલેક્ટ્રોનનું વજન હાઇડ્રોજનના એક પરમાણુના બે હજારમા ભાગ જેટલું હોય છે. આ વખતે અધ્યાપક રોન્ટજેનના એક્સ–રેની શોધની વાત બહાર આવી. તેમણે સિદ્ધ કર્યું કે વિયોગરશ્મિ કોઈ પણ વસ્તુ ઉપર પડે છે એટલે તેમાંથી એક અપૂર્વ કિરણ નીકળે છે. એ કિરણ ધાતુ, પથ્થર અથવા લાકડાને અનાયાસે ભેદી જઈ શકે છે. એ કિરણ માણસની ચામડી અને માંસને ભેદી શકે છે; પણ હાડકાંને ભેદી શકતું નથી. એટલે એ કિરણની મદદથી ફોટોગ્રાફ લેવામાં આવે તો માણસનાં શરીરનાં હાડકાંમાં કોઈ જગ્યાએ કંઈ બગાડ થયેલો હોય તો તે સહેલાઈથી પકડી પાડી શકાય છે.

ઈ. સ. ૧૮૯૬માં પ્રસિદ્ધ ફ્રેન્ચ વૈજ્ઞાનિક બેકરલે એક નવું કિરણ શોધી કાઢયું. અનેક જાતના પ્રસ્ફુરણશીલ ( Phosphorescent ) પદાર્થોની પ્રકૃતિની પરીક્ષા કરતી વખતે તેમને માલૂમ પડયું કે યુરેનિયમ અને તેના યૌગિક ( કોમ્પાઉન્ડ ) પદાર્થોમાંથી એક જાતનાં કિરણ નીકળે છે, જે રંજન કિરણ અથવા એક્સ–રેના જેવા જ ગુણો ધરાવે છે. તેમને એવું પણ જણાયું કે એ કિરણો હવા અથવા બીજા કોઈ પણ વાયુમાં પ્રવેશ કરે તો તેને વીજળીવાહક બનાવી દે છે. શોધકના નામ ઉપરથી એ નવા કિરણનું નામ 'બેકરલ કિરણ' પાડવામાં આવ્યું.

બેકરલની પદ્ધતિને અનુસરીને મેડમ કયુરીએ આ નવા કિરણ સંબંધે શોધખોળ શરૂ કરી. તેમને જણાયું કે યુરેનિયમ ઉપરાંત બીજી એક જાતના પદાર્થમાંથી પણ આ જાતનાં કિરણ નીકળે છે. મેડમ કયુરીએ આ નવા પદાર્થનું નામ થોરિયમ પાડયું. આ બધી શોધખોળ દરમિયાન મેડમ કયુરીએ જોયું કે પિચબ્લેન્ડ નામના યુરેનિયમ મિશ્રિત ખનિજ પદાર્થમાંથી જે કિરણ નીકળે છે તે શુદ્ધ યુરેનિયમમાંથી નીકળતાં કિરણ કરતાં ચારપાંચ ગણાં વધારે શક્તિશાળી હોય છે. મેડમ કયુરીએ એવું અનુમાન કર્યું કે પિચબ્લેન્ડમાં યુરેનિયમ ઉપરાંત જરૂર કોઈ એવો પદાર્થ હોવો જોઈએ જે યુરેનિયમ કરતાં વધુ શક્તિશાળી કિરણ ફેંકી શકે. આજ સુધી મેડમ કયુરીનો કોઈ સાથી નહોતો. હવે તેમના સ્વામી અધ્યાપક પેરી કયુરી તેમની સાથે આ અજ્ઞાત વસ્તુની શોધમાં મંડ્યા, પણ તેમને મુખ્ય મુશ્કેલી એ નડી કે પિચબ્લેન્ડમાં આ પદાર્થ ખૂબ થોડા પ્રમાણમાં હોય છે. એટલે તેમને




## (૧) મેડમ કયુરી

**મે**ડમ કયુરીનું નામ વિજ્ઞાનજગતમાં સૌને સારી પેઠે પરિચિત છે. સાધારણ રીતે વિજ્ઞાનક્ષેત્રમાં સ્ત્રીઓનો હિસ્સો નજીવો છે. બુદ્ધિશક્તિ ઓછી હોવાને કારણે આમ બન્યું છે એમ નથી, પણ સામાજિક પરિસ્થિતિને લીધે વિજ્ઞાનના અભ્યાસના સંસર્ગમાં આવવાની તેમને તક મળતી નથી. તક અને સગવડ મળે તો સ્ત્રીઓ પણ કેટલાં કષ્ટ વેઠી શકે છે તેનો પુરાવો મૅડમ કયુરીનું જીવન જોતાં મળી રહે છે. કયુરીએ પોતાના ટૂંકા જીવન દરમિયાન જ વિજ્ઞાન જગતમાં એક નવી શોધ કરી નવું જ દ્વાર ખોલી દીધું છે.

પોલાંડ દેશના વૉર્સો શહેરમાં ઈ. સ. ૧૮૬૭ ના નવેમ્બરની ૭ મી તારીખે મૅડમ કયુરીનો જન્મ થયો હતો. તેમના પિતા ડૉ. સકલો ડાઉસ્કી અધ્યાપકનું કામ કરતા હતા. નાની વયમાં જ માતાનું મૃત્યુ થવાને લીધે કયુરીને બાળપણમાં તેમના પિતાએ જ ઉછેર્યાં હતાં. જરા મોટાં થતાં જ તેમણે પોતાના પિતાની લૅબોરેટરી (પ્રયોગશાળા)માં કામ શીખવા માંડયું. બાળપણમાં મૅડમ કયુરી પોતાના પિતા પાસે જે શીખ્યાં હતાં તે જ તેમના ભાવિ જીવનની ઉન્નતિનું મૂળકારણ હતું, એ કહેવાની જરૂર નથી.

પોલાંડ દેશના જે ભાગમાં ડૉ. સકલો ડાઉસ્કી રહેતા હતા તેનો સમાવેશ રશિયામાં થતો હતો. રશિયાના ઝારના અત્યાચારથી ત્રાસી જઈને ઘણાં માણસો ઝારની વિરુદ્ધ થઈ ગયાં હતાં. મૅડમ કયુરી પણ દેશભક્ત પિતાના આદર્શથી પ્રેરાઈને એ પ્રકારના લોકોમાં ભળી ગયાં. થોડી વારમાં જ વિદ્રોહી મંડળ જામી ગયું; પરંતુ કમનસીબે રશિયાની પોલીસને આ વિપ્લવવાદીઓનો પત્તો મળી ગયો. આ બનાવ પછી મૅરી સકલો ડાઉસ્કીને માટે પોલાંડમાં રહેવું સલામત ન રહ્યું. તેઓ એકલાં ખાલી હાથે પૅરિસ આવ્યાં. ત્યાં તેમનાં પરિચિત માણસો ઓછાં હતાં. પૈસાની તાણને લીધે મૅરી સકલો ડાઉસ્કી છેક ગરીબાઈમાં દહાડા કાઢવા લાગ્યાં. ગુજરાન મેળવવાનો પ્રશ્ન જ તે વખતે તેમને મન મુખ્ય હતો, અને રોજના ખર્ચના દસ સેન્ટ મેળવવા માટે તેમને સોર્બોનની લૅબોરેટરીમાં બાટલીઓ ધોવાનું કામ કરવું પડતું. ઘરમાં દેવતા સળગાવવા માટે તેઓ જાતે કોલસા ઉપાડીને લઈ જતાં અને કેટલાય દિવસો તેમણે કેવળ દૂધ અને રોટી ખાઈને જ કાઢયા. માંસ, બ્રાંડી વગેરેનો સ્વાદ પણ તેઓ લગભગ ભૂલી ગયાં.

આ વખતે સોર્બોનની લૅબોરેટરીના પદાર્થવિજ્ઞાન વિભાગના અધ્યક્ષ ગૅબ્રિયેલ લિપમૅન અને હેન્રી પોંકારેની સાથે તેમને વિશેષ પરિચય થયો. તેમની સ્થિતિની વાત સાંભળી અને તેમની કાર્યકુશળતા જોઈ લિપમૅન અને પોંકારેને તેમના પ્રત્યે સહાનુભૂતિ

પેદા થઈ અને પેરી ક્યુરી નામના એક બુદ્ધિશાળી વિદ્યાર્થીના સાથી તરીકે તેમને કામ કરવા મૂક્યાં. સાથે કામ કરવાને પરિણામે પેરી ક્યુરી અને મેરી સ્કલો ડાઉસ્કી પરસ્પર આકર્ષાયાં અને ઈ. સ. ૧૮૯૫માં બંને લગ્નગ્રંથિથી જોડાયાં. બંને જણ વિજ્ઞાનદેવતાનાં એકનિષ્ઠ ઉપાસક હતાં, અને આજીવન પરસ્પર મદદ કરતાં આવ્યાં હતાં.

આ જ અરસામાં અનેક આશ્ચર્યકારક વસ્તુઓ બનતી હતી. ઈ. સ. ૧૮૯૬માં વિલિયમ ક્રુક્સે સિદ્ધ કર્યું કે કાચની ખાલી નળીમાં થઈને વીજળી પસાર કરવામાં આવે તો ઋણાત્મક વૈદ્યુતિક દ્વાર (નેગેટિવ પોલ)માંથી એક પ્રકારનાં આશ્ચર્યકારક કિરણો નીકળે છે. તેમણે એનું નામ વિયોગ રશ્મિ (કેથોડ રેઝ) રાખ્યું.

આ નવા કિરણની પ્રકૃતિનો નિર્ણય કરવા માટે વૈજ્ઞાનિકોમાં જાતજાતના અખતરા અને તર્કવિતર્ક ચાલવા લાગ્યા. ઈ. સ. ૧૮૯૭ માં વિખ્યાત અંગ્રેજ વૈજ્ઞાનિક સર જે. જે. ટૉમસને આ કોયડો ઉકેલ્યો. તેમણે સિદ્ધ કર્યું કે, આ કિરણો ઝીણા ઝીણા નેગેટિવ વીજળીના કણોનો સમૂહ છે. એ નેગેટિવ કણો અથવા ઇલેક્ટ્રોનનું વજન હાઇડ્રોજનના એક પરમાણુના બે હજારમા ભાગ જેટલું હોય છે. આ વખતે અધ્યાપક રૉન્ટજેનના એક્સ-રેની શોધની વાત બહાર આવી. તેમણે સિદ્ધ કર્યું કે વિયોગરશ્મિ કોઈ પણ વસ્તુ ઉપર પડે છે એટલે તેમાંથી એક અપૂર્વ કિરણ નીકળે છે. એ કિરણ ધાતુ, પથ્થર અથવા લાકડાને અનાયાસે ભેદી જઈ શકે છે. એ કિરણ માણસની ચામડી અને માંસને ભેદી શકે છે; પણ હાડકાંને ભેદી શકતું નથી. એટલે એ કિરણની મદદથી ફોટોગ્રાફ લેવામાં આવે તો માણસનાં શરીરનાં હાડકાંમાં કોઈ જગ્યાએ કંઈ બગાડ થયેલો હોય તો તે સહેલાઈથી પકડી પાડી શકાય છે.

ઈ. સ. ૧૮૯૬માં પ્રસિદ્ધ ફ્રેન્ચ વૈજ્ઞાનિક બેકરલે એક નવું કિરણ શોધી કાઢ્યું. અનેક જાતના પ્રસ્ફુરણશીલ (Phosphorescent) પદાર્થોની પ્રકૃતિની પરીક્ષા કરતી વખતે તેમને માલમ પડ્યું કે યુરેનિયમ અને તેના યૌગિક (કૉમ્પાઉન્ડ) પદાર્થોમાંથી એક જાતનાં કિરણ નીકળે છે, જે રંજન કિરણ અથવા એક્સ-રેના જેવા જ ગુણો ધરાવે છે. તેમને એવું પણ જણાયું કે એ કિરણો હવા અથવા બીજા કોઈ પણ વાયુમાં પ્રવેશ કરે તો તેને વીજળીવાહક બનાવી દે છે. શોધકના નામ ઉપરથી એ નવા કિરણનું નામ 'બેકરલ કિરણ' પાડવામાં આવ્યું.

બેકરલની પદ્ધતિને અનુસરીને મેડમ ક્યુરીએ આ નવા કિરણ સંબંધે શોધખોળ શરૂ કરી. તેમને જણાયું કે યુરેનિયમ ઉપરાંત બીજી એક જાતના પદાર્થમાંથી પણ આ જાતનાં કિરણ નીકળે છે. મેડમ ક્યુરીએ આ નવા પદાર્થનું નામ થોરિયમ પાડ્યું. આ બધી શોધખોળ દરમિયાન મેડમ ક્યુરીએ જોયું કે પિચબ્લેન્ડ નામના યુરેનિયમ મિશ્રિત ખનિજ પદાર્થમાંથી જે કિરણ નીકળે છે તે શુદ્ધ યુરેનિયમમાંથી નીકળતાં કિરણ કરતાં ચારપાંચ ગણાં વધારે શક્તિશાળી હોય છે. મેડમ ક્યુરીએ એવું અનુમાન કર્યું કે પિચબ્લેન્ડમાં યુરેનિયમ ઉપરાંત જરૂર કોઈ એવો પદાર્થ હોવો જોઈએ જે યુરેનિયમ કરતાં વધુ શક્તિશાળી કિરણ ફેંકી શકે. આજ સુધી મેડમ ક્યુરીનો કોઈ સાથી નહોતો. હવે તેમના સ્વામી અધ્યાપક પેરી ક્યુરી તેમની સાથે આ અજ્ઞાત વસ્તુની શોધમાં મંડ્યા, પણ તેમને મુખ્ય મુશ્કેલી એ નડી કે પિચબ્લેન્ડમાં આ પદાર્થ ખૂબ થોડા પ્રમાણમાં હોય છે. એટલે તેમને

પુષ્કળ પ્રમાણમાં પિચબ્લેન્ડ લઈને પછી કામ શરૂ કરવું પડ્યું. આ કામને માટે ઑસ્ટ્રિયાની સરકારે બોહીમિયા પ્રાંતમાં આવેલી યુરેનિયમની ખાણમાંથી ક્યુરી દંપતિને એક ટન પિચબ્લેન્ડ ભેટ આપ્યું. સામાન્ય રીતે પિચબ્લેન્ડમાં અનેક પદાર્થો ભળેલા હોય છે. એટલે એમાંથી તેઓ શોધતા હતા તે વસ્તુ શોધી કાઢવી એ ખૂબ મહેનતનું કામ હતું. એક ટન એટલે ૫૪ મણ પિચબ્લેન્ડમાંથી ૧ ગ્રામના છસોમા ભાગ જેટલો અતિશય શક્તિશાળી સ્વતઃજ્યોતિર્મય પદાર્થ મળ્યો. મૅડમ ક્યુરીએ એનું નામ રેડિયમ પાડ્યું. બારબાર વર્ષ સુધી અવિરત પરિશ્રમ કરી અંખતરા કર્યા પછી તેમને ઈ. સ. ૧૯૧૦માં વિશુદ્ધ રેડિયમ ધાતુ મળી. અહીં એ કહેવાની જરૂર છે, કે રેડિયમ શોધી કાઢવા પહેલાં તેમણે સ્વતઃજ્યોતિર્મય બીજો પણ એક પદાર્થ શોધી કાઢ્યો હતો અને સ્વદેશની સ્મૃતિ જાળવવાના ઉદ્દેશથી તેનું નામ તેમણે 'પોલોનિયમ' પાડ્યું હતું.

અહીં રેડિયમ સંબંધે જરા વિસ્તાર કરવો અપ્રાસંગિક નહિ લેખાય. કૅન્સર અને બીજા કેટલાક ચામડીના રોગોમાંથી છૂટવા માટે રેડિયમચિકિત્સા એ જ એક માર્ગ છે. રેડિયમ એ પ્રખર શક્તિશાળી જ્યોતિર્મય પદાર્થ છે. સૂર્યમાંથી પ્રકાશ ફેંકાય છે એટલે જ આપણે આ જગત જોઈ શકીએ છીએ રેડિયમમાંથી જે પ્રકાશ નીકળે છે તે આપણી નજરે પડતો નથી; એમ છતાં એ પ્રકાશ સૂર્યના પ્રકાશ કરતાં અનેકગણો વધારે શક્તિશાળી છે. સૂર્યનો પ્રકાશ આપણી ચામડીને ભેદીને અંદર દાખલ થઈ શકતો નથી, પણ રેડિયમના પ્રકાશની સામે ઊભા રહીએ તો શરીરની અંદરનો ભાગ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. રોન્ટજેને શોધી કાઢેલા ઍક્સ–રેનું વર્ણન પહેલાં આપ્યું છે. આ રેડિયમમાંથી નીકળતો પ્રકાશ ઍક્સ–રેના જેવો જ હોય છે. ફક્ત એક ગ્રામ રેડિયમમાંથી નીકળતા પ્રકાશની શક્તિ એક ગ્રામ કોલસામાંથી મળતી ગરમીની શક્તિ કરતાં દશ લાખ પટ કરતાં યે વધુ હોય છે.

રેડિયમ માત્ર માણસના જ ઉપયોગમાં આવ્યું છે એમ નથી. વિજ્ઞાનજગતમાં એણે એવું મોટું રહસ્ય ખુલ્લું કર્યું છે કે જેનું કંઈ પ્રમાણ નથી.

મૅડમ ક્યુરીની શોધે વિજ્ઞાનજગતનું એક નવું જ દ્વાર ખોલી દીધું છે એ કહેવાની જરૂર રહેતી નથી. મૅડમ ક્યુરીના આદર્શની પ્રેરણા પીને જુદા જુદા દેશોમાં અનેક પ્રસિદ્ધ વૈજ્ઞાનિકોએ આ સ્વતઃજ્યોતિર્મય ( Radio active ) પદાર્થો સંબંધે શોધ કરવા માંડી. તેઓનાં રુથરફોર્ડ, સૉડી, રામ્સે, અને બોલ્ટવુડનાં નામ મુખ્ય છે. પૃથ્વીને ચારે ખૂણેથી મૅડમ ક્યુરી ઉપર અભિનંદનો વરસવા લાગ્યાં. ઈ. સ. ૧૯૦૦માં ક્યુરી દંપતિ અને બેકરલ એમ ત્રણેને ભેગું નોબેલ ઇનામ મળ્યું.

૧૯૦૩ માં મૅડમ ક્યુરીને અતિ ઉચ્ચ સંમાનની સાથે પેરીસ વિદ્યાપીઠની ડૉક્ટર–ઑવ સાયન્સની પદવી મળી. જગતના ઇતિહાસમાં જુદી જુદી વિદ્યાપીઠોની ડૉક્ટર ઑવ સાયન્સની પદવીને માટે જે મૌલિક શોધો રજૂ કરવામાં આવી છે તેમાં મૅડમ ક્યુરીની શોધ સર્વશ્રેષ્ઠ છે. આરેનિયસે કરેલી પ્રવાહી પદાર્થનું વીજળી દ્વારા પૃથક્કરણ કરવા સંબંધની શોધ બીજું સ્થાન લઈ શકે. ઈ. સ. ૧૯૦૩માં જ મૅડમ ક્યુરી અને તેમના પતિ લૉર્ડ કેલ્વિનના આમંત્રણથી લંડન આવ્યાં. એ વખતે પેરી ક્યુરીએ રૉયલ ઇન્સ્ટિટ્યુશનમાં રેડિયમ વિશે એક ભાષણ આપ્યું હતું, અને ક્યુરી દંપતિને રૉયલ સોસાયટીનો ડેવી સુવર્ણચંદ્રક આપવામાં આવ્યો હતો. બીજે વર્ષે મૅડમ ક્યુરી સોર્બોનની લેબોરેટરીનાં અધ્યક્ષ નિમાયાં.

ઈ. સ. ૧૯૦૬માં એક મોટર અકસ્માતમાં અધ્યાપક પેરી કયુરીનું અવસાન થયું. આ આકસ્મિક આફતથી મેડમ કયુરી ખૂબ શોકમાં ડૂબી ગયાં, અને તેમની તબિયત એટલી ખરાબ થઈ ગઈ કે તેમનાં સગાંવહાલાં અને સ્નેહીઓએ તેમના જીવનની આશા છોડી દીધી. પરંતુ પરમેશ્વરની કૃપાથી તેઓ લાંબી માંદગી ભોગવી ધીમે ધીમે સાજાં થયાં. સાજાં થયા પછી તેઓ ફરી વાર વિજ્ઞાનની સેવામાં રોકાઈ ગયાં.

ઈ. સ. ૧૯૧૧માં મેડમ કયુરીને બીજી વાર નોબેલ ઈનામ મળ્યું. વિજ્ઞાનજગતના ઇતિહાસમાં એક જ માણસને આ પહેલાં કદી બે વાર નોબેલ ઈનામ મળ્યું નહોતું. મેડમ કયુરી પછી અધ્યાપક આઇન્સ્ટાઈનને બે વાર નોબેલ ઈનામ મળ્યું છે.

ઈ. સ. ૧૯૧૧માં એટલે કે જે વર્ષે મેડમ કયુરીને બીજી વાર નોબેલ ઈનામ મળ્યું તે વર્ષે ફ્રેન્ચ ઇન્સ્ટિટ્યૂટના સભ્યોમાં એમનું નામ ઉમેરવાની સૂચના આવી હતી. પરંતુ ભારે નવાઈની વાત છે કે તે સંસ્થાના ધુરંધરો મેડમ કયુરીનું નામ સભ્યોની યાદીમાં ઉમેરવા તૈયાર ન થયા. તેમણે એવી દલીલ કરી કે આજ સુધી કોઈ પણ સ્ત્રી આ સંસ્થામાં સભ્ય થઈ નથી એટલે આજે પણ એ નિયમનો ભંગ ન થવો જોઈએ. આને લીધે મેડમ કયુરીના માનમાં કશી ઓછપ આવી નથી, પણ ઊલટું ફ્રેન્ચ ઇન્સ્ટિટ્યૂટનું માન જ ઓછું થયું છે, એ કહેવું અનાવશ્યક છે.

પેરી કયુરીના આકસ્મિક મૃત્યુ પછી ઈ. સ. ૧૯૦૭માં મેડમ કયુરી સોર્બોનની વિદ્યાપીઠમાં પદાર્થવિજ્ઞાનનાં અધ્યાપક નિમાયાં. એ વર્ષે તેમણે પોલોનિયમ વિષે જે ભાષણ આપ્યું હતું તે સાંભળવા માટે લંડનથી લોર્ડ કેલ્વિન, સર વિલિયમ રામ્સે, સર ઓલિવર લોજ વગેરે પ્રસિદ્ધ વૈજ્ઞાનિકો પેરિસ ગયા હતા. ગયું મહાયુદ્ધ શરૂ થયું તેની સહેજ પહેલાં પેરિસ વિદ્યાપીઠે સ્વતઃ જ્યોતિર્મય પદાર્થોની શોધખોળને માટે 'રેડિયમ ઇન્સ્ટિટ્યૂટ' નામે એક શોધખોળશાળા સ્થાપી અને મેડમ કયુરીને ફ્રેન્ચ સરકારે તેનાં અધ્યક્ષ નીમ્યાં. એ શોધખોળશાળાના બે ભાગ છે. એક ભાગનું નામ 'કયુરી લેબોરેટરી' છે અને બીજા ભાગનું નામ 'પાસ્તોયર લેબોરેટરી' છે. 'કયુરી લેબોરેટરી'માં સ્વતઃ જ્યોતિર્મય પદાર્થો વિશે શોધખોળ થાય છે અને પાસ્તોયર લેબોરેટરીમાં એ પદાર્થો શી રીતે દવાના કામમાં વાપરી શકાય તે વિશે શોધખોળ ચાલે છે. ફ્રાંસની લડાઈની ઇસ્પિતાલોમાં રેડિયો ચિકિત્સા સંબંધે ઉપલી શોધખોળશાળામાંથી પુષ્કળ મદદ આવતી હતી. મરણની ઘડી સુધી મેડમ કયુરી આ ઇન્સ્ટિટ્યૂટના અધ્યક્ષપદે રહીને સુંદર રીતે કામ કરતાં ગયાં છે.

આઇરિન ( Irene ) અને ઈવ ( Eve ) નામની મેડમ કયુરીની બે પુત્રીઓ જીવે છે. મેડમ કયુરીએ પોતાનાં હજારો કામોમાં પણ આ બે કન્યારત્નોને સારી રીતે ઉછેરવામાં લગારે ઊણપ આવવા દીધી નહોતી. પુત્રીઓનાં કપડાંલત્તાંથી માંડીને ખાવાપીવા ઉપર સુદ્ધાં પોતે ધ્યાન આપતાં હતાં. તેઓ પોતે જીવનભર સાદાં કપડાં પહેરતાં હતાં. વિલાસિતા તરફ કદી લગારે આકર્ષાયાં નહોતાં.

આ મહિમાવંતી મહિલાના મૃત્યુથી વિજ્ઞાનજગતને અને વિશેષ કરીને ફ્રાંસ દેશને જે મહાન ખોટ ગઈ છે તે એકાએક પૂરી શકાય એમ નથી.×

× 'પ્રવાસી'માંના આચાર્ય શ્રી. પ્રફુલ્લચંદ્ર રાય તથા શ્રી. સત્યપ્રસાદ રાય ચૌધરી, ડિ. એસ. સી. ના લેખ ઉપરથી.

એક પણ કવિ તમારામાં પાક્યો નથી. જનની જન્મભૂમિનાં ગુણગાન કરવાને એક પણ વ્યક્તિ બહાર પડી નથી, એ જોઈ મારું દિલ દુભાય છે. તમારો ઇતિહાસ રંગવિહીન રાજનીતિમાં જ પતી જાય છે. તમારું જીવન એની સપાટી પર જ રમતું જણાય છે. એ જીવન રસનો ઉપયોગ કરવાની હજી તમને કોઈથી પ્રેરણા મળી હોય તેમ જણાતું નથી. તમારી પોતાની ભાષાતંત્રીના તારોનો મેળ જામ્યો નથી. તમારો આત્મા સંપૂર્ણ જાગ્રત હોય, ને વાતાવરણમાંથી આવતા અનંત સૌંદર્યસંદેશા કે માતૃભૂમિને હૈયેથી ઊભરતાં આશીર્વચનો તમે ઝીલ્યાં હોત તો એની અગત્ય તમને જરૂર પરખાત.

તમારા દિલની જે ભાષા નથી, જેના પર તમારો જન્મસિદ્ધ હક્ક નથી ને જેને તમારા ભૂત કે ભવિષ્ય સાથે સંબંધ નથી તે ભાષા ઉપર પ્રભુત્વ મેળવવામાં તમે ગૌરવ માનો છો. એ ભ્રમણાને લીધે તમારા દેશની સાહિત્યવૈભવની આશા વૃથા બની રહી છે. એ સાહિત્યવૈભવ જ એનો આત્મા પારખવામાં સહાયરૂપ થશે ને એના દિલના અંધારા ખૂણામાં છૂપાયેલો ભંડાર બહાર લાવશે.

તમારા દેશમાં મારું આગમન માત્ર ક્ષણિક તમાશા જેવું નહિ થાય એમ હું ઈચ્છું છું. હું પાછો જઈશ ત્યાં પણ મારા આગમનનાં સ્મરણો તમારા અતિ મહત્ત્વના પ્રશ્નની યાદી આપશે. તમારા રાજ્યકર્તાનો નહિ પણ તમારો જ સાચો અવાજ તમારી જ ભાષામાં શોધી કાઢવાનું આવાહન કરશે. તમારું અસ્તિત્વ સાર્થક કરવા તમારે તમારી જાતને તેમ જ બીજાને તમારો અવાજ સંભળાવવો જ ઘટે.

બીજી પ્રજાઓ ગમે તેટલી મહાન હોય ત્યાં ય એમના ભાષાસાહિત્યનું આંધળું અનુકરણ કરવામાં કે નકામા વાક્ચાતુર્યમાં તણાઈ જવામાં તમારી બુદ્ધિ કે તમારો સમય નાહક વેડફી મારશો નહિ. તમારા દિલની મહત્તાના સાચા પ્રતિબિમ્બ જેવું તમારું જ સાહિત્ય તમે સરજાવશો નહિ, તો તમે તમારી જાતને અન્યાય કરી રહ્યા છો ને કરશો, એ વાત હું તમને બરાબર ઠસાવી શક્યો ન હોઉં તો હું મારો સંદેશ વ્યર્થ ગયેલો જ સમજીશ. તમારી સંસ્કૃતિની પીઠે તમારી દેશભાવનાનું પીઠબળ હોવું જોઈએ, તમારે હિંદી ભાવના અપનાવવી જોઈએ. એથી જ તમારા વિચારો દૃઢ થશે. એથી જ તમારી કલ્પના સતેજ થશે. આટલું તમે ન સમજો તો મારો આ ફેરો અફળ ગયો મનાશે. "

સિંધી લોકોને પણ કવિવરે આવો જ સંદેશ આપ્યો હતો:

" સિંધીઓ બુદ્ધિમાન અને સાહસિક પ્રજા છે. સિંધી અમલદારો હિંદભરમાં નજરે પડે છે. સિંધી વ્યાપારીઓએ જગતનાં દૂર દૂરનાં બંદરો સાથે હિંદી વ્યાપાર ખેડ્યો છે; ત્યાં હિંદમાં જે સંસ્કૃતિનું નવજીવન વ્યાપી રહ્યું છે તેમાં અર્વાચીન સિંધનો ફાળો ઘણો જ ઓછો છે. આ દીનદશાનું મને તો એક જ મૂળ પરખાય છે. જ્યાં માત્ર નૈતિક અધઃપતન જ પામવાનું છે ત્યાં સિંધીઓ પ્રેરણા માટે વલખાં મારે છે. સસ્તી વિદેશી ને આયાત કરેલી સંસ્કૃતિની છાયામાં જ સિંધીઓ હજી યે આથડે છે. એ યુવાનોને વિદેશી પોશાકમાં આમતેમ ઘૂમતા જોતાં, એમનાં વિદેશી શબ્દોચ્ચારણ સાંભળતાં ને વિદેશી રિવાજોનું આંધળું અનુકરણ કરતા નિહાળતાં એ દશ્ય જ એકદમ ઘૃણાજનક ને કરુણ છે. બંગાળીઓ પ્રથમ જ વિદેશી મોહમાં ફસાયા હતા. પરંતુ અમોએ અમારી જાતને સ્વતંત્ર બનાવવા તુરત જ પ્રયાસ આદર્યો. હવે સુધારણાના એ પ્રયત્ન દરમિયાન અમે એવાં બળોને વેગ આપ્યો કે

આજે અમોને અનેરું ગૌરવ અપાવી રહ્યાં છે. અર્વાચીન સિંધવાસીઓને મારે એક જ યાદી આપવાની છે. સિંધુકિનારે એક વાર ઝગમેલી જ્યોતિ તેમણે ફરી અપનાવી લેવી. તેમણે પોતાનું સાચું વ્યક્તિત્વ પારખવું, સૈકાઓથી જે જીવને તેમને પોષ્યા છે તેને વળગી રહેવું. એટલે એમનું ભૂતકાળનું ગૌરવ જરૂર પુનઃ પ્રફુલ્લિત થશે."×

## (૬) હિંદુ વસ્તીમાં મુસ્લીમ તત્ત્વ

**લાહોરની** ડી. એ. વી. કૉલેજના પ્રોફેસર શ્રી. રામ શર્માએ હિંદના ઇતિહાસના મુસ્લીમ ગાળાનો સારો અભ્યાસ કરેલો છે. અનેકવિધ વિષયો પર એમણે વિવિધ ગ્રંથો પણ લખેલા છે. તેમનું છેલ્લું ચોપાનિયું 'કનવર્ઝન ઍન્ડ રીકનવર્ઝન ટુ હિન્દુઇઝમ ડ્યુરિંગ ધ મુસ્લિમ પિરિયડ' છે. તેનો પરિચય આપવાનો આ આછો પ્રયત્ન છે.

હિંદુ વસ્તી સળંગ એક જાતની નથી. જમાને જમાને એમાં અનેક જાતો ભળેલી છે. પરધર્મીઓએ પણ હિંદુ ધર્મ સ્વીકારેલો છે. હિંદુ યુગને લગતું એક ચોપાનિયું પ્રોફેસર ડી. આર. ભાંડારકરે બહાર પાડેલું. પ્રોફેસર શ્રી. રામ શર્મા છેક મોગલોની પડતી સુધીનું વિવરણ કરે છે.

મુસ્લીમો સત્તામાં આવ્યા ત્યારે ધર્માંતર થતાં અટકી ગયાં, એ માન્યતા એકતરફી ને ખોટી છે. સાચી વાત એ છે કે હિંદુ ધર્મમાંથી પરધર્મમાં ને પરધર્મમાંથી હિંદુ ધર્મમાં ધર્માંતર થતાં જ રહ્યાં છે. એવા દાખલાઓ કદાચ છૂટાછવાયા હશે. એ કાળના સંયોગો જ પ્રતિકૂળ હતા.

ઇસ્લામી કાયદા મુજબ ધર્માંતર કરે એ દેહાંતદંડને યોગ્ય મોટો ગુનો ગણાતો. મુસ્લીમ થયેલા હિંદુઓની શુદ્ધિ કરવી કરાવવી તે પણ એટલો જ ગંભીર ગુનો લેખાતો. હિંદુ ધર્મગુરુ એમ કરવા માથું પણ ઊંચકી શકતો નહિ. હિંદુત્વે નહિ પરંતુ મુસ્લીમ કાયદાનાં આવાં બંધનોએ જ બિનહિંદુઓ માટે હિંદુત્વનાં દ્વાર બંધ કરી દીધાં હશે, એમ પ્રોફેસર શર્મા માને છે. છતાં હિંદુ ધર્મમાંથી પરધર્મમાં ને પરધર્મમાંથી હિંદુધર્મમાં થયેલાં ધર્માંતરોના દાખલા નોંધાયલા છે જ, ને તે પણ અકસ્માતથી જ. એટલે એવા કેટલાય દાખલા વણનોંધાયલા રહી ગયા હશે; કારણ કે મુસ્લીમ ઇતિહાસકારો તો એ વિષયમાં સ્વાભાવિક મૌન સેવે જ.

મુસ્લીમ ગાળાના પ્રમાણભૂત ઇતિહાસકારોને ટાંકીને પ્રોફેસર શર્મા પોતાની વાત સિદ્ધ કરે છે.

(૧) ઈસ્વી સન ૯૮૭માં જ્યારે સબક્તગીને જયપાલને હરાવ્યો ત્યારે વિજેતાને કેટલીક વ્યક્તિઓ બાંહ્યધરીમાં આપવામાં આવેલી. એમાં એનો પૌત્ર સુખપાલ પણ હતો. સબક્તગીને એને વટલાવ્યો નહિ. મહમુદની નિશાપુરની ચડાઈ વખતે સુખપાલ એની સાથે હતો ને તેની સાથે જ ત્યાં રહ્યો હતો. ઈસ્વી સન ૯૯૫માં અબુલઅલિએ મહમુદ

× Modern Review for July 1934.

નિશાપુરમાંથી હાંકી કાઢયો એટલે સુખપાલ એને હાથ પડયો. અબુલઅલિએ સુખપાલને વટલાવ્યો. બીજે વર્ષે અબુલઅલિ કેદ થયો ને સુખપાલ ફરી મહમુદની નોકરીમાં રહ્યો. ઈસ્વી સન ૧૦૦૬માં તે મહમુદે મુલતાનના સુબા દાઉદખાન પર કરેલી ચડાઈમાં તેની સાથે ગયો. દાઉદ નાસી ગયો ને સુખપાલને મુલતાનનો સુબો બનાવવામાં આવ્યો; એક જ વર્ષમાં સુખપાલે અસલ હિંદુ ધર્મ સ્વીકારી લીધો. મહમુદ આ નવા ભયની સામે થયો. સુખપાલ હાર્યો. તેનો ભારે દંડ કરી કેદ કરવામાં આવ્યો, પરંતુ તે હિંદુ મટયો નહિ. (ગરદીઝી ઝૈન ઉલ અખબાર ને ફિરિસ્તા)

સુખપાલ હિંદુ થયો તે જ હકીકત માત્ર મહમુદને ભયજનક નહોતી, છતાં એ સમયના હેવાલો એકમતે તેમ જાહેર કરે છે. કદાચ હિંદુઓએ એનું ધર્માંતર કુદરતી લેખ્યું હશે તેથી એવું અનુમાન બંધાયું હશે.

પંદરમી સદીનો બીજો દાખલો લઈએ. ઝૈન ઉલ અબદીન ઈસ્વી સન ૧૪૨૪ થી ૧૪૬૯ના ગાળામાં કાસ્મીરમાં રાજ્ય કરતો. અગાઉના રાજકર્તાઓએ પરાણે મુસ્લીમ બનાવેલા હિંદુઓને તેણે ફરી હિંદુ બનાવવાની બ્રાહ્મણોને પરવાનગી આપી. પરિણામે ઘણા હિંદુઓની શુદ્ધિ થઈ. વળી હિંદુઓ શુદ્ધિ કરવા રાજી નહોતા એમ નહિ; પરંતુ મુસ્લીમ રાજનીતિ એવા કૃત્યને અપરાધ લેખતી ને તેથી એવાં ધર્માંતરો ઓછાં થતાં, એ વાતની પણ પ્રતીતિ થઈ. આ રાજાની ઉદારતાથી મુસ્લીમ ઇતિહાસકારો એવા તો અકળાઈ ગયા કે તેના બચાવ માટે તેમણે એક નવી જ વાત ઉપજાવી કાઢી: જે ઝૈન ઉલ અબદીને આવાં ધર્માંતરોની પરવાનગી આપી તે ખરી રીતે એક હિંદુ યોગી હતો: રાજા ઝૈન ઉલ અબદીન મૃત્યુશૈયા પર હતા ત્યારે એણે પોતાના આત્માને એ દેહમાં પ્રવેશ કરાવ્યો હતો. તેથી જ હિંદુઓને આટલી રાહત મળવા પામી હતી; પરંતુ આ વાતથી તો હિંદુઓને શુદ્ધિ કરવામાં બિલકુલ વાંધો નહોતો એ વાતને પુષ્ટિ મળે છે. (ખુલાસુત ઉલ તવારીખ.)

ઔરંગઝેબના કાળમાં પણ એવો એક દાખલો બનેલો. પંજાબમાં હોશિયારપુર ગામના એક હિંદુને મુસ્લીમ બનાવવામાં આવેલો. તે મુસ્લીમ તરીકે લાંબા વખત સુધી જલંદરમાં રહેલો. પછી તેની શુદ્ધિ કરવામાં આવી. આ વાત બહાર આવતાં તેને કેદ કરવામાં આવ્યો. હોશિયારપુરના હિંદુઓએ હડતાળ પાડી એ ધરપકડનો વિરોધ કર્યો. આથી પણ સાબિત થાય છે કે હિંદુઓ શુદ્ધિ સ્વીકારતા, એટલું જ નહિ પણ શુદ્ધિને અંગે સહન કરનાર તરફ સહાનુભૂતિ દાખવતા. (ઇન્શાહ હમીદ ઉદ દીન)

પરંતુ શુદ્ધિ પામેલો મોટામાં મોટો હિંદુ કબીર છે. એનાં માબાપ મુસ્લીમ હતાં. આ મુસ્લીમ વણકરે હિંદુ પંથ ચાલુ કર્યો. કાશીના બ્રાહ્મણની વિધવા દીકરીને સ્વામી રામાનંદે અજાણતાં પુત્ર આપેલો તે કબીર છે, એમ મનાવવા પણ પ્રયત્ન થયેલો; છતાં કબીર મુસ્લીમ તરીકે ઉછરેલો એ વાતમાં તો શંકા છે જ નહિ. મુસ્લીમો એને મુસ્લીમ કહેવરાવવા હિંદુઓ સાથે લડેલા પણ ખરા. પરંતુ રામાનંદે એને શિષ્ય બનાવેલો. તે એમનો પટ્ટશિષ્ય થવા પામેલો. એ ગાળાના હિંદુઓ પણ એને પોતાનો આગેવાન લેખતા, ને એને હિંદુધર્મી જ માનતા. આઈન ઈ અકબરીમાં અબુલ ફઝલે એના મૃત્યુકાળે હિંદુ મુસ્લીમ ઝઘડો થયેલો એ વાત નોંધેલી છે, તેથી પણ તે હિંદુ લેખાતો એ વાત નક્કી થાય છે. વળી દિલ્હીના બાદશાહ સિકંદર લોદીએ એના પર હિંદુ તરીકે જુલમ ગુજારેલો એવી પણ

ઝેતકથા ચાલી રહી છે. તેમ અત્યારે પણ ખાસ કરીને પંજાબ ને સંયુક્ત પ્રાંતોમાં હિંદુ કબીરપંથીઓની મોટી સંખ્યા મળી આવે છે. પંજાબની સરકારે પણ કબીરપંથીઓને હિંદુ લેખેલા છે. હિંદુઓ મુસલીમની શુદ્ધિ કરી છેક ગુરુપદે સ્થાપે છે તેનું આ જ્વલંત ઉદાહરણ છે.

આ હકીકતની પુષ્ટિમાં હિંદુ પ્રમાણો તો અનેક છે. પ્રોફેસર શ્રી. રામ શર્મા ભવિષ્ય પુરાણ ઉપર ખાસ આધાર રાખે છે ને ચૈતન્ય ને વૈષ્ણવોની અનેક પ્રવૃત્તિઓના દાખલા ટાંકે છે.

હિંદમાંના મુસ્લીમ રાજ્યના ગાળાનાં પહેલાં દશ વર્ષોમાં શુદ્ધિના અનેક દાખલા બનેલા છે, એમ પ્રોફેસર શર્મા પુરવાર કરે છે. હિંદુ માત્ર વટલાયલા હિંદુઓની જ શુદ્ધિ કરતા એટલું જ નહિ પરંતુ તેઓ પરધર્મીઓને પણ હિંદુ બનાવતા. આમ અત્યારની હિંદુ વસ્તીમાં એક જુદા જ પ્રકારનું તત્ત્વ દાખલ થયેલું છે તે સિદ્ધ થાય છે.×

## (૭) મુંબાઈ ઇલાકાની જેલો

**સત્યાગ્રહની** હિલચાલ પડી ભાંગી એટલે જેલો અસલ સ્થિતિમાં આવી ગઈ; વધારાના કેદીઓ માટે ઊભી કરેલી જેલો બંધ કરવામાં આવી. યરવડા કેંપની વધારાની જેલ તારીખ ૨૦મી ફેબ્રુઆરી ૧૯૩૩ને દિવસે ખાલી થઈ.

આર્થર રોડ પરની દીવાની જેલ ખાસ સ્ત્રીવિભાગ તરીકે વપરાતી, પરંતુ હવે જરૂર ન રહેવાથી પાછી કાચી જેલ તરીકે ઉપયોગમાં લેવાઈ.

વિસાપુરની હંગામી જેલ આખું વર્ષ ચાલુ રહી છે.

ઇસ્વી સન ૧૯૩૨માં ૧૯,૧૦૦ સરેરાશ કેદી હતા. ચાલુ સાલમાં ૧૬,૨૫૧ રહ્યા છે. ૧૯૩૨માં ખાસ યોજનાથી ૨,૨૧૧ કેદીઓ અને સજા ઘટવાથી ૮,૩૯૧ કેદીઓ છોડી મૂકવામાં આવેલા. ૧૯૩૩માં માત્ર ૨૧૯ કેદીઓ જ છૂટા થયા છે. ઇસ્વી સન ૧૯૩૧માં ૮,૭૮૫ કેદીઓ છૂટેલા. ઇસ્વી સન ૧૯૩૩માં ૧,૭૮૪ સત્યાગ્રહી કેદીઓને જેલ મળેલી. ૧૯૩૨ને છેડે ૩૯૫૧ જેલમાં હતા. એમાંથી ૪,૭૪૨ છોડી મુકવામાં આવ્યા, પાંચ દેવલોક પામ્યા. ૧૯૩૩ની આખરે માત્ર ૯૮૮ કેદીઓ જેલમાં બાકી રહ્યા છે.

આમાં સોળથી એકવીસ વર્ષની વયના ગાળાના ૭,૫૪૯ મરદ ને ૧૬૮ સ્ત્રીકેદીઓ હતા. આગલા વર્ષમાં ૬,૩૯૧ મરદ ને ૨૯૫ સ્ત્રીકેદી હતા. સંખ્યામાં ઘટાડો સત્યાગ્રહ કરનારના ઘટાડાને આભારી છે, નહિ કે મેજિસ્ટ્રેટોએ ખાસ રહેમ નજર રાખી તેથી. યુવાન ગુનેહગારોને સજા કરતાં મેજીસ્ટ્રેટો અચકાયા નથી એમ તો કહેવું જ પડશે. આ ઇલાકામાં 'ચિલ્ડ્રન્સ એક્ટ' 'રેફરમેટરી સ્કૂલ એક્ટ' તથા 'બોસ્ટલ એક્ટ' છે છતાં મેજિસ્ટ્રેટો છોકરાંને જેલમાં મોકલવા આગ્રહ રાખે છે. કાચી વય ને ઘડાતા ચારિત્ર્ય માટે જેલ ખરાબ સ્થાન છે એ માટે એ મત છે જ નહિ, એથી એ જ્ઞાતિનાશ સમજે છે. એની જેલની બીક ભાગી જાય છે. પરિણામે જે છોકરા યોગ્ય શિક્ષણ ને બીજી રીતે માનવંત શહેરી બની શક્યો હોત તે સમાજનો શત્રુ બની જાય છે, રાજતંત્રને બોજારૂપ બની રહે છે.—ધારાસભાએ સરજેલી ખાસ સંસ્થાઓનો મેજિસ્ટ્રેટો લાભ નથી ઉઠાવતા તેથી જ. કાચી વયનાને મોટી

× The People, 14th. August 1934 ઉપરથી.

રીતે જેલમાં મોકલવામાં આવ્યો હોય તો જેલ સુપરિન્ટેન્ડન્ટ ઉપલી કોર્ટનું ધ્યાન ખેંચી શકે છે; ત્યાં પણ રાહત ન મળે તો સરકારને પણ લખી શકે છે છતાં ઈસ્વી સન ૧૯૩૩માં ૨,૭૧૭ કાચી વયના ને ૬૯ છોકરાં પેલી ખાસ સગવડો હોવા છતાં જેલમાં કેદી તરીકે પૂરવામાં આવ્યા હતા. આનો તાકીદે કડક ઉપાય થવો જોઈએ.

કુલ ખર્ચ રૂ ૧૭,૭૪,૩૯૨ આવ્યું હતું. નફો બાદ કરીએ તો રૂા. ૧૫,૮૭,૧૦૫ ખર્ચ ગણાય એટલે દર કેદી દીઠ વાર્ષિક રૂ. ૯૮ થયા. સરેરાશ એક કેદીનું ખાધાખર્ચ રૂા. ૨૬–૧૦–૯ ગણાય. ઈસ્વી સન ૧૯૩૨માં તે રૂ. ૨૭–૯–૫ હતું. નાની જેલોમાં ઈસ્વી સન ૧૯૩૨માં રૂ. ૯૭–૦–૮ ને ૧૯૩૩માં રૂ. ૮૯–૫–૭ આવેલું.

જેલખાતાએ સરકારને ખેતી માટે એક યોજના રજૂ કરી છે. ' આ વિચાર કાંઈ નવો નથી. કેટલા ય પ્રાંતોમાં તેનો અમલ થઈ ચૂકેલો છે. એથી ટૂંકી મુદતના કેદીઓને કામ મળે છે. કેદીઓના સુધારાની તક પણ એમાં સારી સાંપડે છે. મુંબઈ ઇલાકામાં નેવું ટકા કેદીઓ ખેડૂત હોય છે. છૂટવા પછી પણ એ લોકો તો ખેતીમાં જ જોડાવાના. બીજા ઉદ્યોગો ખીલવવાના નહિ. એટલે વણાટ, શેતરંજી બનાવવાનું કામ, સુથારકામ ને નેતરકામ કરાવવાને બદલે કેદીને ખેતીની નવી રીતો શીખવવામાં આવે ને ધંધાની વિવિધ શક્યતાઓ સમજાવવામાં આવે તો તેથી કેદીને તેમ જ રાજ્યને બન્નેને લાભ થાય. ખેતીવાડીના પ્રધાન સાથે વાટાઘાટ કરી વિસાપુરમાં એક ફાર્મ શરૂ કરવાની યોજના તૈયાર કરવામાં આવી છે.' બધી જેલોમાં એવી વ્યવસ્થા થાય તો ખોટું નહિ.*

રમણીકલાલ દલાલ

## (૮) દુનિયાનાં અદ્‌ભુત કારાગૃહો

“શિક્ષા સુધારક અને નિવારક હોવી જોઈએ”. એ સૂત્ર ધ્યાન ખેંચે એવું છે; કેટલાંક રાજ્યોએ તેના અખતરા કરવા માંડ્યા છે અને તે ધોરણ પર પોતાનાં કારાગૃહોનો વહીવટ રાખ્યો છે, કે જેમાં આવેલ કેદી કેળવાઈ સાચો ખેડૂત, સાચો ઉદ્યમી અને સાચો વફાદાર થાય. આ લેખમાં એવાં કેટલાંક કારાગૃહોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ઉત્તર અમેરિકામાં કૅનેડા નામે દેશ છે. ત્યાંના ટોરોંટો શહેરથી અમુક માઈલ છેટે એક કેદખાનું છે. સામાન્ય કેદખાનાથી તેની રચના જુદા જ પ્રકારની છે. તે કારાગૃહની ચારે બાજુએ નથી ઊંચી ઊંચી વંડીઓ, તેમ જ નથી લોઢાનાં ફાટક, કે નથી લોઢાની જાળીથી ઘેરાયલી કોટડીઓ; ત્યાં અંધારી કોટડીઓ નથી, સંતરી નથી, વૉર્ડ નથી તેમ જ વૉર્ડરોની દેખરેખ પણ નથી. ત્યારે ત્યાં છે શું ?

ત્યાં તો સાધારણ ઝૂપડીઓ બની રહી છે. સાધારણ ખેડૂતોની માફક ત્યાંના કેદીઓ ખેડૂજીવનનો લહાવો લઈ રહ્યા છે. તે ખેતરોમાં કામ કરે છે, અને અનાજ પકવી પોતાનું રક્ષણ મેળવે છે. ત્યાં જઈને જોનારને એ કેદખાનું છે એવો ખ્યાલ સરખો પણ આવતો નથી. અજાણ્યાને તો એ ખેડૂતોની વસ્તી જ લાગે.

આ કેદખાનામાં કૅનેડાના ભયંકર કેદીઓને લાવવામાં આવે છે. અહીં દરેક કેદીને જમીન ખેડી અન્ન પકવવું પડે છે. તેમને ગાય બળદ વગેરે પશુઓ પણ પાળવાની છૂટ

* ઈસ્વી સન ૧૯૩૩ના મુંબાઈ ઈલાકાના જેલખાતાના હેવાલ ઉપરથી.

હોય છે, દૂધ-ઘીની આથી તેમને પુષ્ટિ મળે છે. કેદીઓ દ્વારા ઉત્પન્ન થતાં અનાજ, અને દૂધ-ઘીનો ઉપયોગ કેદીઓને જ કરવાનો હોય છે; અને તેથી વધારાનું અનાજ વગેરે વિના મૂલ્યે ફેંકી દેવામાં આવે છે. અહીં પ્રશ્ન એ થાય છે કે વધેલ ચીજોને બજારમાં કેમ સસ્તે મૂલ્યે વેચવામાં નથી આવતી? એટલા માટે કે ધંધાદાર ખેડૂતો કે જેમનો ખેતી પર જ આધાર છે તેમને નુકસાન ન થાય. કેનેડાની અંદર ખેડૂતોના સંરક્ષણનો કાયદો છે, તેને પૂરેપુરું માન અપાય, અને એ કાયદાનો હેતું સચવાય, એટલા માટે ઉપલા કેદખાનામાંથી ઉત્પન્ન થતું અનાજ વેચવામાં આવતું નથી.

કેનેડાના ખેડૂતો નીલવર્ણાં વસ્ત્રો પહેરે છે, અને તે જ જાતનાં વસ્ત્રો આ કારાગારના કેદીઓ પણ પહેરે છે. તેથી અજાણ્યાને ઓળખતાં મુસ્કેલી પડે કે આ તે કેદી કે ખેડૂત!

કેદીઓની ઓરડીઓ મોટી અને પુષ્કળ હવા-ઉજવાળાવાળી હોય છે. દરેક ઓરડીમાં ૫૦-૬૦ પલંગ ઢળાય છે. તે પલંગ પર ભારતીય જેલોની માફક એક સાદડી અને એ ટાટ જ હોતાં નથી! ઊંચી ઊંચી દિવાલો તથા પૂરતો જાપ્તો ન હોવા છતાં ય કેદખાનામાંથી નાસી જનાર કેદીની સંખ્યા બહુ જ થોડી હોય છે.

આ કેદખાનામાં ૫૦૦ કેદીઓ રહે છે. નવા આવનાર કેદીને પ્રથમ કાર્ય તરીકે સોગંદ લેવરાવવામાં આવે છે કે તે કેદી અહીંથી ભાગવાનો પ્રયત્ન કરશે નહિ. આ કેદખાનાના અધિકારી મેજર જે૦ ડબ્લ્યુ મોરિસન માનસશાસ્ત્ર બહુ સારું જાણે છે. તેઓ કેટલાંય વર્ષ સુધી પોલિસ તથા જેલર તરીકે સફળતાથી કામ કરી ચૂક્યા છે. તેઓ કેદીને જોતાં જ તેના ચહેરા ઉપરથી કેદીના સ્વભાવનું પરીક્ષણ કરી લે છે. મેજર મોરિસન કહે છે કે "કેદી આરબ જેવો છે. વિશ્વાસપાત્રતાને માટે આરબ કોમ મશહૂર છે; આરબ પોતાનો પ્રાણ પણ આપવામાં પાછો પડતો નથી, તેમ કેદી ઉપર પણ સંપૂર્ણ વિશ્વાસની નજરથી જોતાં તે કદી બહેકી જતો નથી. પરંતુ તે પ્રાણ અર્પવા પણ તૈયાર થઈ જાય છે. જો તેના પ્રત્યે અવિશ્વાસનું વાતાવરણ ઊભું કરીએ તો જરૂર તેનું માઠું પરિણામ નીપજે છે." તાળાં અને સશસ્ત્ર સંતરીઓનો પહેરો એ શું બતાવે છે? કેદીઓ પ્રત્યેનો અવિશ્વાસ.

મેજર મોરિસને પોતાના આ પ્રયોગથી અનેક કેદીઓનાં જીવનનું પરિવર્તન કરી નાખ્યું છે. ઘણા કોઈ પણ રીતે ન સુધરી શકતા કેદીઓ મોરિસનના વ્યવસ્થાપૂર્ણ કારાગૃહમાં આવી સુધરી ગયાં છે. તેમને આ પ્રયોગમાં સારી એવી સફળતા મળી ગણાય.

આવી જ જાતનું એક કારાગૃહ પશ્ચિમ સ્વીડનમાં છે. જ્યાં નથી કોટડીઓ કે નથી ફરતી ચોમેર દિવાલો. કેદીઓ તદ્દન ખુલ્લા સ્થાનમાં જ રહે છે, કે જ્યાંથી તેઓ ઘણી જ સુગમતાથી નાસી શકે. પરંતુ ના, તેમ નથી થતું. ત્યાં આવનાર કેદી પોતાના વચનને પ્રાણથી પણ અધિક ગણી ભાગવા પ્રયત્ન કરતો નથી.

આ કેદખાનાનો છેલ્લા દશ વર્ષનો ઈતિહાસ જણાવે છે કે અહીંથી એક પણ કેદીએ નાસી છૂટવાનો પ્રયત્ન સરખો પણ કર્યો નથી. કારાગૃહનાં સ્થાન પર દેખરેખ રાખનાર અથવા સિપાઈ રાખવામાં આવતા નથી. કેદી ભાગવાની પ્રતિજ્ઞા લીધા પછી સ્વતંત્ર રીતે બધે હરીફરી શકે છે; પણ તેમનાં આચરણ વખાણને પાત્ર હોય છે. નવા આવેલા કેદીને જૂનો કેદી તરત જ સમજાવી દે છે, કે "પ્રાણ જાય પણ વચન ન જાય. વિશ્વાસઘાત કરી અહીંથી નાસી ન છૂટજે. કારણ કે તેથી અમારી સર્વની પ્રતિષ્ઠાને હાનિ પહોંચે."

નવો કેદી પોતાના જૂના મિત્રોની સલાહને સોનેરી શિખામણ માની તેનું સંપૂર્ણપણે પાલન કરે છે. આ તે કેદખાનું કે આત્માની શુદ્ધિનું યજ્ઞસ્થાન!!

ફિલિપ્પાઈન ટાપુમાં કયુબા નામે સ્થળ પર પણ એક આશ્ચર્યકારક અને આદર્શ કારાગૃહ છે. આ કારાગૃહમાં ૨૮૦૦ કેદીઓ રહે છે. કેદીઓને રહેવા માટે પાંચ ગોળાકાર મકાન છે, અને તેની દરેક કોટડી ( Cell )ની આગળ આંગણું ( ચોક ) છે. હમેશાં શુદ્ધ અને સુખકારક હવા તથા પુષ્કળ અજવાળું આવી શકે તેવી તે કોટડીઓમાં ગોઠવણ છે, અને દરેક કોટડીમાં સૂર્યનો તાપ સહેલાઈથી આવી શકે છે.

કોટડી દીઠ એક જ કેદી. તે કોટડીઓમાં એકેક ખાટલો અને એકેક ખુરશી રાખવામાં આવે છે. આ કારાગૃહની બધી જ વ્યવસ્થા કેવળ કેદીઓને હસ્તક! કેદીઓ જ જેલમાં રાજ્ય ચલાવે! નિયમનો ભંગ કરનારને કેદીઓ જ દંડ કરે છે. પાંચ કેદીનું એક પંચાયતમંડળ હોય છે. એક કેદી ગુન્હો કરતાં બીજો કેદી તેની બરાબર દેખરેખ રાખે છે, તે ગુન્હાનો રિપોર્ટ પંચાયત મંડળને આપી ગુન્હેગારને રજૂ કરે છે. અને પંચાયત મંડળ જે નિર્ણય કરે તે, વાર્ન ( જેલના ઉપરી અધિકારી ) ને જણાવે છે, ને ત્યારપછી તે કેદીનો દંડ કરવામાં આવે છે.

આ કેદખાનાને ફરતી ફક્ત ત્રણ ફુટ જ ઊંચી વંડી છે! પરંતુ વગર સૂચને જો કોઈ કેદી આ વંડી ટપી આગળ જવા પ્રયત્ન કરે તો તેને ગોળીઓ દેવામાં આવે છે. જેલનું બહારથી રક્ષણ કરતા વૉર્ડરો ( સિપાઈઓ ) ને આ બાબતમાં પૂર્ણ સત્તા મળેલી છે. તેવા પ્રસંગે તેને કોઈ મોટા અધિકારીની મંજૂરીની રાહ જોવાની હોતી નથી.

આવા મોટા કેદખાનામાં એક શાળા પણ છે, કે જેમાં કેદીઓ ઇન્જિનિયરિંગની કેળવણી મેળવી શકે છે. એક કેદીના રોજના ભોજનનો ખર્ચ લગભગ ચૌદ આના થતા જાય છે; જ્યારે હિન્દની જેલોમાં A. કલાસના કેદીનો ખર્ચ પણ દશ આનાથી ઓછો હોય છે!

રશિયામાં ઝારશાહીના નાશ પછી અને સોવિયેટ સરકારની સ્થાપનાની સાથે અનેક આશ્ચર્યકારક ફેરફારો થઈ ગયા. તે પરિવર્તનો અને સુધારામાં કારાગૃહ સંબંધી પણ સુધારો દાખલ કરવામાં આવ્યો છે.

સને ૧૯૩૨ માં લંડનની "લીગ ફોર પીનલ રિફોર્મ"માં સોવિયેટ રશિયા અને ઇંગ્લંડનાં કારાગૃહોની હાલત સંબંધી ચર્ચા ચાલી હતી. મિ. જે. એમ. પ્રિટ કે. સી. તે વખતે પ્રમુખસ્થાને હતા. તેમણે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે "રશિયન કારાગૃહોની સુધારણા એ રશિયન ક્રાન્તિનું પરિણામ છે. ત્યાંનાં બધાં કારાગૃહો સારાં છે, કેમકે સોવિયેટ સરકારના બધા જ સભ્યો જુદા જુદા સમયે જુદા જુદા સ્થળે જેલખાના–જેલનો અનુભવ મેળવી ચૂકેલા છે."

ઉપર્યુક્ત મહાશયે એ પણ જણાવ્યું કે રશિયાના એક કારાગૃહમાં ૬૦૦ કેદીઓએ પોતાની સજા પૂરી થઈ ગયા પછી પણ ત્યાં જ રહેવાનું પસંદ કર્યું છે. મિ. પ્રિટના કહેવા પ્રમાણે કારાગૃહની દરેક ઓરડીમાં રેડિયો લગાવી દીધેલો છે, જેથી સાંજકાળે કેદી મધુર સંગીત અને સુંદર ગાયનો સાંભળી આહ્લાદી શકે છે. તે કારાગૃહમાં નથી દિવાલો કે નથી તેના રક્ષક સિપાઈઓ, તેમ જ નથી ફરતી ચોમેર ચોકી. કેદી રોજ ટેનિસની રમત પણ રમી શકે છે, કારાગૃહમાંથી વખત મેળવી કેદી પોતાને ઘેર પણ જઈ શકે છે તેમ જ

કેદખાનાની બહારથી વસ્તુઓ પણ ખરીદી લાવી શકે છે. આવાં નમૂનેદાર કેટલાંય કારાગૃહો સોવિયેટ રશિયામાં છે, કે જ્યાં કેદીઓનું જીવન નમૂનેદાર બનાવવામાં આવે છે, અને મુદ્દત પૂરી થતાં તો તેનામાં એટલો સુધારો થઈ જાય છે કે તે દરેક કેદી સભ્ય નાગરિક બની રહે છે એ સર્વનું માન સોવિયેટ સરકારને ઘટે છે.

હિંદનાં કારાગૃહો! તમારી શી દશા! કેટલો ખર્ચ! કેટલું રક્ષણ! છતાં સુધારો કેટલો? એકનો એક કેદી જેલમાં કેટલી ય વખત આવી જાય છતાં તેના જીવનમાં સુધારો થવા પામે છે કે કેમ તેનો ક્યારેય કોઈએ વિચાર સરખોય કર્યો જણાતો નથી.

જેલમાં જઈ આવેલ જ જેલનાં દુઃખો જાણી તેમાં સુધારો કરી શકે. કોંગ્રેસના એકે એક સભ્યને જેલનો અનુભવ છે, અને તેથી એવી આશા સાથે વિરમીશું કે ભવિષ્યમાં કોંગ્રેસના હાથમાં રાજતંત્ર આવતાં હિંદનાં કારાગૃહો સુધરવા પામે.*

'સુરાજ'

## (૯) મસ્જીદ પાસે સંગીત

હિંદુ મુસલમાન વચ્ચેનાં કેટલાંય કોમીય રમખાણો મસ્જિદ પાસે સંગીત થાય કે ન થાય એ પ્રશ્નથી જ ઉદ્ભવ્યાં છે.

આ મુદ્દા પર 'ડોન ઑવ્ ઇન્ડિયા'માં ડૉ. આર. અહમદ લખે છેઃ—"પેરીસમાં જારડીન ડે પ્લેન્ટસ પાસે આવેલી એક સુંદર મસ્જિદમાં હું ગયેલો. અહીં હજારો શ્રદ્ધાળુ લોકો દરરોજ આવતા હોય છે. આ મસ્જિદની લગોલગ અડીને જ એક રેસ્ટોરાં ચાલે છે અને એ રેસ્ટોરાંનો વહીવટ એ મસ્જિદના કાર્યવાહકોના હસ્તક જ ચાલે છે. પ્રભાતના પહેલા પ્રહર સુધી અહીં સંગીત ચાલ્યા જ કરે છે, તદપિ કોઈ પણ વ્યક્તિ કશોય વાંધો લેતી નથી. અને તેનું કારણ સ્પષ્ટ જ છે કે 'મસ્જિદ આગળ સંગીત નહિ' એવો ઘેલો અસંભવિત વિચાર કોઈ પણ દેશમાં પ્રચલિત નથી. મોરોક્કો, ઈજીપ્ત કે તુર્કસ્તાનના મુસલમાન બિરાદરો આવી કોઈ પણ વસ્તુથી તદ્દન અનભિજ્ઞ છે, છતાં આપણને તો એવું જ મનાવવાનો આગ્રહ થાય છે કે મસ્જિદ આગળ સંગીત કરવાની રજા ન હોઈ શકે. એ ઇસ્લામનો રિવાજ છે, હું અમારા ધર્મઝનૂની સજ્જનોને અલ્જીરીઆ, કૈરો કે ઇસ્તંબુલનાં બજારોની મુલાકાત લઇ આવવાનું કહું છું. ત્યાંની સ્થિતિ નજરે જોતાં વેંત જ તેઓ પોતાના મતાગ્રહો ફેરવશે." પણ, તો પછી, હિંદમાં જ આટલો બધો ફરક શા કારણે! ×

અ. ના. મોદી.

## (૧૦) શરીરબળનું કેન્દ્રસ્થાન

"વર્ષો થયાં શારીરિક કેળવણીના અભ્યાસીઓ એ વાત જાણે છે, જાપાનીઓના જિયુ-જિત્સુ આદેશોમાં પણ એ જ કહેલું છે; 'પેટુની તંદુરસ્તી ને બળ ઉપર આખા શરીરની તંદુરસ્તી ને બળનો આધાર છે.' હિંદુઓની ૩૦૦૦ વર્ષો ઉપરની અજબ શારીરિક કેળવણીમાંથી પણ મને એ જ બાબત જડી આવે છે; કારણ કે તેઓની એક મુખ્ય કસરત એ છે જે પેટુવાળા ભાગ (જેમાં જઠર, આંતરડાં, કાળજું વગેરે ભાગો છે) ને મજબૂત બનાવે છે. અને તેઓ કહે છે કે જ્યારે તે ભાગ મજબૂત હશે, ત્યારે જ માણસ મજબૂત હશે.

---

*હિંદી પરથી.

× Prabudjba Bharata ના તંત્રીશ્રીની એક નોંધમાંથી.

દિલગીરીની વાત છે કે ઘણા અમેરિકનો આ બાબત અવગણે છે.

લેખકે સો પહેલવાનોને પ્રશ્ન કરેલો: "શરીરબળની ચાવી કયાં ?" બધાઓનો જવાબ એક હતો: 'પેટમાં'. શરીરના બીજા અવયવોને ગમે તેટલા ખીલવીએ ને મજબૂત બનાવીએ, પણ પેટવાળો ભાગ નબળો હોય તો માણસ અર્ધતન્દુરસ્ત ને અર્ધસશક્ત ગણાય. પેટવાળો ભાગ જ્યારે થાકી જાય ત્યારે શરીરના બીજા અવયવો કામ કરી શકશે નહિ; ને માણસને ઘણુંખરું થાક ત્યાં જ લાગે છે. *

'અનિલ લહેરી.'

## (૧૧) બકરીનું દૂધ ને તેના ફાયદા

બકરીમાં ક્ષયનાં જંતુઓ રહી શકતાં નથી, એટલે બકરીનું દૂધ સલામતીથી પી શકાય છે. એને ગરમ કરવાની બિલકુલ જરૂર રહેતી નથી; એટલે એનાં પોષક તત્ત્વો પણ નાબૂદ થતાં નથી. જાણીના ફ્રેંચ સંશોધક પ્રોફેસર નોકાર્ડ જણાવે છે કે પેરીસમાં લગભગ એક લાખ ત્રીસ હજાર બકરાં કતલખાનામાં લાવવામાં આવે છે તેમાંથી ક્ષયનાં જંતુવાળું એક પણ બકરું માંસ-અન્વેશકો શોધી શકતા નથી પ્રશિયામાંનાં સુડતાળીસ હજાર બકરાંમાં માત્ર ·૪૧ ટકા બકરાં જ એવાં જંતુઓ ધરાવતાં નજરે ચડ્યાં હતાં. પ્રશિયામાં તો એકે એક બકરાને ક્ષયનાં જંતુઓ માટે તપાસવામાં આવે છે. તેમાંથી માત્ર ·૫ ટકા બકરાંમાં જ સરેરાશ ક્ષયનાં જંતુ હોવાનાં ચોક્કસ ચિહ્નો જણાય છે.

બકરીના દૂધમાં લોહનું સારું પ્રમાણ હોય છે, એટલે લોહીનું પાણી થઈ ગયું હોય એવા દર્દીઓને તે ઘણું જ માફક આવે છે.

રોગનાં જંતુઓની વાત બાજુએ મૂકીએ તો ય બકરીનું દૂધ ઘણી જ સહેલાઈથી પચાવી શકાય છે, એ બિના ખાસ નોંધવા જેવી છે. બકરીમાં ચરબીના સંચય માટે બહુ જ થોડી જગા હોય છે. વળી એનું દહીં સહેલાઈથી પ્રવાહી બની જાય છે. ગાયના દૂધનું દહીં ઘટ્ટ બનવાથી ઓગળતાં વાર લાગે છે, એટલે નાજુક બાળકો કે નબળી પાચનશક્તિવાળાં મનુષ્યોને બકરીનું દૂધ ખાસ માફક આવે છે. ગાયનું દૂધ પચતાં વાર લાગે તેના પ્રમાણમાં ઘણા જ થોડા સમયમાં બકરીનું દૂધ પચી જાય છે.

ત્રણ જુદા પ્રકારનાં દૂધની સરખામણી

| | બકરી | ગાય | મનુષ્ય |
|---|---|---|---|
| પાણી | ૮૬·૪૫ | ૮૭·૪૦ | ૮૬·૪૦ |
| સૂકો પદાર્થ | ૮૫ | ૭૫ | ૬૦ |
| કેસીન | ૩·૦૦ | ૩·૦૦ | ૧·૦૦ |
| આલ્બ્યુમીન | ૧·૦૦ | ·૪૦ | ૧·૨૦ |
| ચરબી | ૪·૨૦ | ૩·૭૫ | ૩·૫૦ |
| સાકર | ૪·૫૦ | ૪·૭૦ | ૭·૦૦ x |

* Charles P. Roth in 'Physical Culture' for July '34.

x The Modern Review August 1934 Page 207

## (૧૨) ઢોરનો વિમો

હિંદમાં ઢોરનો વીમો ઉતારવાની વાત બહુ જાણીતી નથી.

ઢોર ખેડૂતોની સંપત્તિ છે. દાહોદ ને ઝાલોદ તાલુકા જેવા પછાત પ્રદેશોમાં ખેડૂત પોતાનાં ફાલતુ નાણાં ઢોર ખરીદવામાં રોકે છે. ઢોર ખરીદવાં ને વેચવાં એ ત્યાંના બજારમાં ચલણી નાણાં વટાવવા બરાબર છે.

સારાં ઢોર વિના આ જમાનામાં સંતોષકારક ખેતી થતી નથી. નબળાં ઢોરોનું મરણ-પ્રમાણ પણ દિનપ્રતિદિન વધતું જ જાય છે. ખેડૂત ગરીબ છે. બળદ માટે માગી આણેલાં નાણાં નકામાં વેડફાઈ જાય છે. આવી મદદ નાણાંને બદલે બીજી રીતે આપવામાં આવે તો અસર્જક દેવાં નાબુદ કરી શકાય. આવા પાપના પ્રતિકાર તરીકે ઢોરનો ફરજિયાત વીમો ઉતારવાનું થાય તો ખૂબ જ કામ લાગશે.

ઢોરનો વીમો ઉતારનારી મંડળીઓ પ્રથમ બ્રહ્મદેશમાં ઉભી થઈ હતી. ત્યારપછી તો બીજા ભાગોમાં પણ એનો સારો પ્રચાર થવા પામ્યો છે. ગુજરાતમાં પણ એવી કેટલીક મંડળીઓ જન્મ પામી હતી; પરંતુ માત્ર અંકલેશ્વર તાલુકાની એક જ ટકી રહેવા પામી છે. એમના કામકાજનો વિસ્તાર પણ દિનપ્રતિદિન વધતો જ ગયો છે. તે 'અંકલેશ્વર તાલુકા કેટલ ઈન્સ્યુરન્સ સોસાયટી'ના નામે ઓળખાય છે. આ પ્રયત્નો આમ સફળ થયા પછી સેન્ટ્રલ બેંક દ્વારા લોન લેનાર દરેક વ્યક્તિને ઓછામાં ઓછા એક ઢોરનો વીમો ઉતારવાનું ફરજિયાત કરવામાં આવેલું છે. થોડાં વર્ષો પહેલાં વાગરા તાલુકામાં બીજી એક એવી મંડળી ઊભી કરવામાં આવી છે. ને તેમાં પણ એની એજ શરત કરવામાં આવી છે.*

## (૧૩) સ્વદેશીની નવી વ્યાખ્યા

અખિલ હિંદ સ્વદેશી સંઘની સ્વદેશીની વ્યાખ્યામાં વ્યક્તિગત કારીગરોએ અગર તો તેમનાં કુટુંબોએ અથવા તો ઓજારો જાત ફીનીશ તથા ધંધાને લગતી સૂચનાઓ પર ધ્યાન આપનાર તેમ જ ઉત્પન્નની યોજના અપનાવનાર યા તો કાચા માલની ખરીદ કે તૈયાર માલના વેચાણ માટે ભલામણ મુજબ વર્તનાર વ્યક્તિગત કારીગરો મજુરો કે કેળવાયલા ધંધાદારીઓનાં સહકારી મંડળોએ આ દેશમાં તૈયાર કરેલી દરેક વસ્તુનો સમાવેશ થાય છે. એટલે ભાડૂતી મજુરીથી નભતા તમામ ઉદ્યોગો દ્વારા ઉત્પન્ન થતી તમામ ચીજોને બહિષ્કૃત ગણવામાં આવી છે, એટલે 'સ્વદેશી'નો નીચે મુજબ અર્થ કરી શકાશેઃ

"હિંદમાં બનેલો-ઘરમાં કે દેશમાં બનેલો-સહકારી રીતે ઉત્પન્ન કરવામાં આવેલો માલ."

આ નવી વ્યાખ્યા સ્વીકારવામાં આવે તો સ્વદેશી હિલચાલમાં જબરી ક્રાંતિ થાય એમાં કાંઈ જ શંકા નથી. ચાલુ માન્યતામાં ઘણા ગંભીર ફેરફારો કરવા પ્રયત્ન કરવો પડશે; છતાં ય આ એક જ વ્યાખ્યા એવી છે કે જેને પરિણામે આ દેશ વધારે સારી સામાજિક વ્યવસ્થા તરફ સરળતા ને શાંતિથી દોરાશે; એથી વ્યક્તિઓને નાહક ખોટાં દુઃખ સહન કરવાં પડશે નહિ ને રાષ્ટ્રના તાત્ત્વિક સાદાઈવાળા મજૂરી કરનારની શુદ્ધ બુદ્ધિને પ્રેરણા પાનાર ને દેશબંધુઓ સહેલાઈથી જવાબ વાળે એવા આર્થિક જીવનમાં અંધાધૂંધી ફેલાશે નહિ.×

રમણીકલાલ દલાલ

* The Modern Review for August 1934.

× The Modern Review for August 1934.

# વહદત[1]

## ગઝલ

જતો હતો હું મદ્રેસાની મહીં જ્યારે,
બની કિતાબ સાથ આવતી તું ત્યારે:
થયો ખલાસી હું ત્યારે બની તું નૌકા—
ન જાણ્યું ફેંકશે મને કયા કિનારે !

મળ્યાં આપણે એકાંત મહીં પ્હેલાં,
તને યાદ છે, થયું શું તે સવારે ?
હજાર આફતાબ[2] ગુમ થયા[3] પછી તે,
કરી સદા[4] મેં ચડી પ્રેમના મિનારે.

બની તું સાજ બન્યો જ્યાહરે હું ગાયક,
બની મેહરાબ,[5] મુજાવર[6] હું બન્યો ત્યારે.
નિહાળી ગુલ તને, બુલબુલ હું બની બેઠો,
દીધું ચિરાવા હોંશથી તેં જિગર પ્યારે !

થયો જાહેર હું મયકશોની[7] મહીં ત્યારે,
બનાવી જામ તને ચૂમી વાર વારે:
મકરણ[8] ગયો પતીલના ભાગ્ય તણો નાસી—
લગામ ! તું જ રહી માત્ર હાથ મારે !

પતીલ

૧. એકતા. ૨. સૂર્ય. ૩. આથમી ગયા. ૪. સાદ. ૫. મસ્જિદમાં કાબાની તરફ પશ્ચિમ દિશાએ જે કમાન હોય છે તે. ૬. દરગાહમાં કામ કરનાર. ૭. દારૂ પીનાર. ૮. [illegible]

# ચિત્રપરિચય

[ આ અંકમાં 'મોના લીસા' વિષે કવિ શ્રી શ્રીધરાણીનું કાવ્ય અને મુખપૃષ્ઠ ઉપર એનું ચિત્ર બંને પ્રસિદ્ધ થયાં છે. એના રસોપભોગમાં સહાયક નીવડશે એમ માની એ ચિત્ર વિષેની નીચેની માહિતી અત્રે ઉતારીએ છીએ. તંત્રી. ]

જેમ આપણી પૃથ્વીના પેટાળમાં તેમ આપણા ચિત્ર-જગતના ભીતરમાં પણ વારેવારે કેટલાક જબરદસ્ત ધરતીકંપો થતા જ રહે છે! એવો એક છેલ્લામાં છેલ્લો ધરતીકંપનો ધડાકો બ્રિટિશ રાજધાની લંડનમાં થવા પામ્યો છે અને તેની ચોંકાવનારી અસર સારા યે કલાવંત જગત ઉપર ફેલાઈ રહી છે.

એક અંગ્રેજ સંગ્રાહક લોર્ડ બ્રાઉનલોએ હમણાં જ જાહેર કર્યું છે કે લિયોનાર્ડો ડ વિંસીએ ચીતરેલું વિશ્વવિખ્યાત 'મોના લિસા'નું ખરેખરૂં અસલ ચિત્ર તેના પોતાના કબજામાં છે અને પારીસના જાણીતા લુવ્રના કલાસંગ્રહમાં તો તેની માત્ર નકલ જ ખડી છે.

મૉના લિસાને જાણતી આખી આલમમાં આથી ભારે સનસનાટી ફેલાવા પામી છે. મોના લિસા વિષે આવા અજાયબીના આંચકાઓનો અનુભવ આપણા ચિત્ર-જગતે આ કાંઈ પહેલી જ વાર લીધો નથી. લિસાનું વિંસી કૃત મૂળ ચિત્ર તો અમારા દેશમાં છે ને અન્ય સ્થળે તે હોવાની વાત સાવ ખોટી છે, એવી અફવાઓ અત્યાર આગમચ ચિત્ર-પ્રિય જગતને કર્ણે અનેક વાર અથડાઈ ચૂકી છે; આ વળી એવા જ પ્રકારનો છેલ્લામાં છેલ્લો ધડાકો—ખરેખર તો ધુમા—હોય એ તદ્દન બનવાજોગ છે.

આ નવી જાહેરાતના સત્ય-અસત્યની ચર્ચા હવે જાણકારો અને પરીક્ષકો મહિનાઓ લગી કર્યા કરશે. પણ આપણે તો પ્રસંગાનુસાર જગતના એ સર્વેથી ચર્ચાસ્પદ, મહાન મોહક લોકપ્રિય ચિત્રની જાણવાજોગ જીવનકથા જાણી લઈ તેટલાથી જ સંતોષ ધરીશું.

આજથી ચારસોને ઓગણત્રીસ વર્ષ પહેલાં મહાન ચિત્રકાર, સંગીતવેત્તા, યંત્રશાસ્ત્રી, પ્રતિમાકાર અને યોજક લિયોનાર્ડો ડ વિંસીને એક યુવાન સ્ત્રીની તસ્વીર ( Portrait ) ચીતરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. બીજા બધાઓથી જુદી પડતી આ યુવતી કોઈ વિશિષ્ટ જ વ્યક્તિ હતી. એ કાંઈ ખાસ અસાધારણ સ્વરૂપવતી નહોતી, પરંતુ એના ગૌર વદનમાં કોઈ આકર્ષક પણ એક અજબ વિપરીત પ્રકારનું સૌંદર્ય તો હતું જ; અને પોતાના સમયમાં સારા યે રોમ અને ફ્લોરેન્સમાં અલગ કિસમનું મુખ-સૌન્દર્ય ધરાવતી એ લલિત લલના સર્વેનું લક્ષ ખેંચતી બધાને મોંએ ચડી રહી હતી.

આ બાનુનું નામ મેડોના લિસા. નેપલ્સના એક શ્રીમંત વેપારી ફ્રેનોબી દેલ ગીઓકોન્ડોની એ પત્ની હતી. જોનારાઓને હેરાન કરી મૂકે એવાં એનાં અકળિત માર્મિક સ્મિત ઉપર તથા સર્વેને ત્વરાપૂર્વક આકર્ષી લેતાં એનાં નેત્રો આદિ મુખમુદ્રા તેની આબેહૂબ છટા અને મંદુ સમેત ઉતારવા માટે કલાકાર લિયોનાર્ડોએ પોતાની તમામ શક્તિ ખરચી નાખી હતી. જ્યારે જ્યારે એ લાવણ્યવંતી લિસા ઝભી ચિતરાવવા એની સામે બેસતી

ત્યારે પ્રત્યેક વેળાએ ત્યાં ખાસ રાખેલું વાદ્યસંગીત ચાલી રહેતું. ' ઝીથર ' અને ' વીઓલ' જેવાં મીઠાં વાજિંત્રોના મધુર સૂરોની અદ્ભુત અસર લિસાને તેનાં સ્વભાનમાંથી દૂર કરી કેવળ નૈસર્ગિક મુખમુદ્રા અર્પવામાં ઘણાં સહાયકારી થઈ પડતાં. લિયોનાર્ડો આ જાણતો અને તેથી જ ઉપરોક્ત વાદ્યો ત્યાં ખાસ વગાડવામાં આવતાં. આમ મૅડોના લિસાની તસ્વીર ઉતારવા પાછળ લિયોનાર્ડોએ ચાર પૂરાં વર્ષ ખેંચી કાઢ્યાં અને લિસાનાં અગમ્ય નેત્રો તથા અકલિત સ્મિતને અવનીમાં અમર કર્યાં.

તૈયાર થયા બાદ, કોઈ મહાપુરુષ પેઠે મહાન ચિત્ર થવાને સર્જાએલું લિસાનું આ પ્રતિમાચિત્ર રોમ તથા ફ્લોરેન્સનાં ચિત્રાલયોમાં પ્રદર્શિત થયું. ફ્રાન્સિસ પહેલાએ તેને ૪૦૦૦ સોનાના ફ્લોરીનની ( એટલે કે ૧૨,૦૦૦ પાઉંડની ) બાદશાહી કિંમતે ખરીદ્યું અને તેને પારીસના ' પૅલેસ રૉયલ'માં લઈ જવામાં આવ્યું. આગળ જતાં લિસાના એ ચિત્રને લુવ્રના વિખ્યાત સ્મરસ્થાનમાં મૂક્યું. જ્યાં ચાર સદીઓ લગી તે ઘણુંઘણું પ્રેક્ષાયું અને બહુબહુ પૂજાયું. ઇટાલિયન ભાષામાં ' મૅડોના ' શબ્દનો અર્થ ' My Lady ' થાય છે. ફ્રેંચ લોકોએ આ મૅડોનાનો ઉચ્ચાર ' મોના ' કર્યો અને તે ઉપરથી આ ચિત્રને 'મોના લિસા'નું નામ મળવા પામ્યું.

લુવ્રમાં વિરાજમાન થયાને એને લાંબો કાળ ગયો નહિ એટલામાં તો જીવતી લિસાનાં વિપરીત સ્મિત જેવું જ ચિત્ર માંહેનું એ અજબ સ્મિત લોકોની તરેહવાર ચર્ચાનો વિષય બનવા માંડયું. જે કામદારોએ લિસાના ચિત્રને દિવાલે ચડાવેલું તે માંહેના કેટલાંક ભેદભરેલી રીતે મૃત્યુ પામ્યા. ત્યાર બાદ જે તરુણ કલાકાર એ મૂળ ચિત્રની પહેલી નકલ બનાવવા રોકાયેલો તેણે આપઘાત કર્યો, અને તસ્વીરનું અવલોકન કરતી અનેક તરુણીઓ પોતે કહેવા લાગી કે આ ચિત્રમાં તો નર્યું ' વશીકરણ ' છે. એ અમને વશ કરે છે એટલું જ નહિ પણ અમુક વર્તાવ કરવા તરફ પણ દોરે છે. કોઈ કોઈવાર તો અમે અસાધારણપણે વર્તીએ છીએ અને કાંઈ ખોટું ખરાબ ગુના જેવું કરી નાખીએ છીએ તેનું મૂળ કારણ આ ચિત્રની જ માઠી અસર છે. ટૂંકમાં, જેવી કીર્તિ બ્રિટિશ મ્યુઝિયમમાં રાખેલાં પેલાં અશુભસૂચક ને પ્રાણઘાતક ગણાતાં ઇજિપ્શિયન ' મમી 'ઓએ મેળવેલી તેવી જ ચર્ચાસ્પદ નામેલીબરી ખ્યાતિ વખત જતાં, યુગો અગાઉ જ ગુજર પામેલી આ ઇટાલિયન સુંદરીના વિંચીએ બનાવેલા પ્રતિમાચિત્રને મળી. અને જોતજોતામાં તો દુનિયાના મહાન ચિત્રપરીક્ષકો વચ્ચે માનસશાસ્ત્રના અભ્યાસી ઉસ્તાદો વચ્ચે આ તસ્વીર તેની અજબ અકલિત સ્મિતવાળી મુખમુદ્રાને લીધે ભારે તથા ચાલુ ચર્ચાનો વિષય થઈ પડી.

કોઈકે જાહેર કર્યું કે લિસાનું એ સ્મિત અશુભ, મલિન અને દુષ્ટ પ્રકાર સૂચવે છે. કોઈકે મત આપ્યો કે કોઈ જીવતી સુંદરીના ચહેરાને મુરદાનાં સ્મિત સાથે કળાકારે ચીતર્યો છે, અને કોઈક ખુલાસો કરવા લાગ્યા કે 'વાતમાં કાંઈ દમ નથી, ચિત્રકારે કોઈ નખરેદાર નાનકડી ચંચળાના મુખની પ્રતિકૃતિ જ રજૂ કરી છે.' આમ હજી લગી કોઈ નક્કી મત પર આવી શક્યાં નથી. અદ્યાપિ કોઈને સમજ જ નથી પડતી કે ચિત્રાંકિત લિસાના બીડાયેલાં ઓષ્ઠોને કાંઠે ખૂણે શુભ સુખ છે કે દુઃખ છે;..છુપાવેલો પ્યાર છે કે તિરસ્કાર છે; સૂક્ષ્મ સંદ્ભાવના છે કે દબાવેલી દુષ્ટતા છે! જાણીતા ચિત્રવિવેચકો અને કલાપરીક્ષકો તથા પારંગતો આ ઉખાણું ઉકેલી શકયા નથી, તો આપણા સાધારણ પ્રેક્ષકો તો મૌન જ ધારણ

કરીને રહે ને ? આમ આ ચિત્રમય કોયડો ભલભલાં ભેજાંઓને થકવતો આજે લગી એવો ને એવો અણઉકેલ રહ્યો છે.

આવા નામાંકિત આ ચિત્રની ચારચાર સદીની લાંબી જિંદગીમાં કંઈક રાજાઓ આવ્યા ને કંઈક રાજાઓ ગયા; વિનાશકારી ફ્રેન્ચ વિપ્લવે મનુષ્યની આખી મનોદશાને જ પલટાવી દીધી; નેપોલિયને યુરોપનો નવો નકશો બનાવ્યો; પાછળથી ફ્રાન્સની પડતી થઈ ને જર્મનીનો ઉદય થયો; છતાં મોના લિસાનું એ અદ્ભુત સ્મિત એના વખાણનારાઓ અને વખોડનારાઓનું છૂપું અટ્ટહાસ્ય કરતું હજી અટક્યું નથી.

હવે આ નામાંકિત ચિત્રને પોતાને કબજે લેવા માટે અનેક દિશાએથી વાજબી ગેરવાજબી પ્રયત્નો થવા માંડ્યા. ફ્રાન્સમાં ત્રીજા પ્રજાસત્તાક રાજ્ય અમલની સ્થાપના થઈ અને અમેરિકાના અબજપતિઓ પારીસ ભણી ખેંચાયા. લૂવના ચિત્ર–સિંહાસને ચડેલી 'મોના લિસા'ની તસ્વીરને તેઓએ ફાટી આંખે જોઈ લીધી. તેઓ સમજી ગયા કે અહીં તો એક મહાન ખજાનો પડેલો છે. એને હસ્તગત કરવા એક પછી એક અમેરિકન કુબેર-ભંડારીઓ બહાર પડ્યા. એ માંહેના એકે તો ફ્રેન્ચ ગવર્નમેન્ટને દશ લાખ પાઉંડ સુધી પણ આપવા જણાવ્યા; પણ ફ્રેન્ચ સરકારે સ્વાભાવિક જ એ માગણીનો એકદમ અસ્વીકાર કર્યો.

આમ વર્ષોનાં વર્ષો વહી જાય છે ને ૧૯૧૧ ના એક સોમવારની સવારે લૂવમાં ભારે ગભરાટ–અકળાટ મચી રહેલો જણાય છે: 'મોના લિસા'ને કોઈ તફડાવી ગયું ! ચિત્રાલય બંધ થવા પહેલાં તેમાં, આગળથી જ લપાઈ બેઠેલા કોઈક શાહુચોરોએ, લિસાના ભેદી સ્મિત જેવી જ ભેદી રીતે, અખરોટ–વૃક્ષના કાષ્ઠ–પટ પર પાડેલા એ પ્રખ્યાત ચિત્રને તેના ચોકઠામાંથી કાઢી લીધું ને ઈશ્વર જાણે ક્યાં ને ક્યાં ઉડન છૂ થઈ ગયા. 'Suret' (ફ્રાન્સનો સ્કૉટલંડ યાર્ડ)એ એ ચોરી પકડવા પોતાના સર્વે ઉપાય અજમાવ્યા, પણ મધુરી મોના લિસાનો અથવા તેનું હરણ કરી જનારા તેના ચોર–આશકોનો કશો પત્તો લાગ્યો નહિ. લાંબી મુદત લગી ભારે મહેનત કરી થાક્યા બાદ 'Surete'ના સત્તાધિકારીઓ અંતે એવા અનુમાન પર આવ્યા કે મોડી વહેલી પણ લિસા ગુપચુપ પાછી એને સ્થાને એક દહાડો વિરાજમાન થઈ જશે; કારણકે આવું ચિત્ર ભારે મોટી કિંમતે ખરીદાવું મુશ્કેલ છે, અને કોઈ ખરીદનાર મળે તોપણ તેને ત્યાં એ ગુપચૂપ પડી રહે એ વાત જ અસંભવિત છે, કાંઈ નહિ તો ખરીદનાર શ્રીમંતના અંગત મિત્રોને તો એની જાણ થવા પામશે જ. એટલે ચોર નામદારો એ અમૂલ્ય તસ્વીરને આપમેળે એની અસલ જગ્યાએ સ્થાપિત કરવાના જ.

નામીચા ચિત્રકાર ગેન્સબરોનું બહુ જાણીતું સુંદર ચિત્ર 'ડચેસ ઑફ ડેવનશાયર' Agnew ખાતેથી આમ જ ચોરાયેલું અને કોઈ ઍડમ વર્થ નામના આસામીના ઘરમાંથી, તેલપત્રના એક વીંટામાં લપેટાઈને અંધકારમાં પડી રહેલું. એ ત્રીસ વર્ષો બાદ જડી આવ્યું હતું. તેમ જ એક દી મોના લિસા પણ પાછી હાથ આવશે એવી ખાતરી ફ્રેન્ચ સત્તાવાળાઓને હતી.

અને થયું પણ તેમ જ. ઈ. સ. ૧૯૨૮ ની એક સવારે મોના લિસાનો એ ગજબનાક મુખ–મલકાટ, લૂવની ચિત્રદિવાલેથી તેના પ્રસંસક–પ્રેક્ષકો ઉપર પાછો ફેંકાઈ રહ્યો ! સત્તાવાળાઓ અને ચોરો વચ્ચે મધ્યસ્થ રહીને કામ કરનાર એક ત્રીજી વ્યક્તિને નાણાંની સારી રકમ આપીને ચિત્રને ફરી કબજે કરવામાં આવ્યું હતું.

અઢાર વર્ષે મોના લિસા એની અસલ જગ્યાએ ગોઠવાયું, છતાં એનું જીવન-વહન હજી સરળ કે શાંત રહેવા સર્જાયું હોય એમ લાગતું નથી. વખતોવખત એના પાદશાર નામ સાથે છૂટ લેતી કાંઈ કાંઈ અફવાઓ ચાલુ જોડાતી જ રહે છે. પાંચદશ વર્ષે એની અસલિયાત પર હુમલો કરનાર દાવાદાર કોઈ ને કોઈ અઢાર અવતા જ રહે છે. થોડાં જ વર્ષ પર એક અતિ જાણીતા અમેરિકન ઉઠાઉગીરે પડે જાહેર કરેલું કે તેણે ત્રણ સાથીઓની સહાય વડે મોના લિસાનું ચિત્ર લુવ્ર ખાતેથી ચોર્યું હતું. ચોરીને એની છ આબેહૂબ નકલો એક હોશિયાર પણ રંક કળાકાર પાસે બનાવડાવી હતી. અસલ ખરું ચિત્ર ૧૦૦૮ પાઉંડની કિંમતે વેચાયેલું હાલમાં આર્લિંગ્ટન ખાતે વસતા એક શ્રીમંત સ્ત્રી પાસે છે ને હાલમાં લુવ્રમાં જે 'મોના લિસા' દેખાય છે તે તો ૧૯૨૮ માં પુનઃસ્થાપન થયેલું તેનું નકલ ચિત્ર જ છે.

ઉપલા ધડાકા ઉપર કેટલા યે વખત સુધી ભારે ચર્ચા ચાલેલી. વિંસીની કલમની ખરેખરી કૃતિ કઈ, અને કોઈ વીસમી સદીના ફ્રેંચ કે અમેરિકન કલાકારની નકલ ઉતારેલી તસ્વીર કઈ તેની તકરારનો અંત તો હજી આવ્યો જ નથી, તેટલામાં ચાલુ માસમાં લોર્ડ બ્રાઉનલોના આ બોમ્બગોળાએ ચિત્ર-જગતમાં પાછો હાહાકાર મચાવ્યો છે. ખરુંખોટું તો ભગવાન જાણે, પણ સદી દર સદી નવા જોશથી ચાલી આવેલી જૂની ચર્ચાઓ પાછી વધુ જોશથી ચાલી રહેશે—અને હવે પછી ભવિષ્યમાં પણ એવું જ અનંત ચર્ચાસ્પદ આ ચિત્ર શતાબ્દિઓ પાછળ શતાબ્દિઓ મૂકતું જતું જીવનુંજાગતું રહેશે.

જોકે માની તો શકાતું નથી, છતાં લુવ્ર ખાતેની મોના લિસાની છબી અસલ નહિ પણ નકલ છે એવી મજબૂત માન્યતા ઘણાએક લોકો ચાલુ ધરાવે છે. ખુદ ફ્રેન્ચ પ્રજામાં એ વિષે મતભેદ પડેલો છે. ચિત્ર અસલ હોવાની વાત જેઓ નથી માનતા તેઓ પોતાની માન્યતાના કારણમાં આ પણ એક વાત કહી સંભળાવે છે કે ૧૯૨૮ માં લિસાની તસ્વીર લુવ્રમાં ફરીથી ગોઠવાઈ ત્યાર પછીથી યુવાન અમળાઓ ઉપર થતી એની વિપરીત દુષ્ટ અસર સદંતર નષ્ટ થવા પામી છે!

[કુમાર]

## શ્રી નર્મદ શતાબ્દી સ્મારક ઇનામી નવલકથા
## મુદતમાં વધારો

આ નવલકથા લખી મોકલવા માટે ઓક્ટોબર આખર સુધીની મુદત ઠરાવેલી છે; પરંતુ તેમાં વધારો કરવાની સૂચના કેટલાક લેખક બંધુઓ તરફથી થતાં, તે ડિસેમ્બર (૧૯૩૪) આખર સુધીની ઠરાવવામાં આવે છે. આશા છે કે આથી લેખક ભાઈ-બહેનોને તેની તૈયારી માટે જોઈતો પૂરેપુરો વખત મળી રહેશે.

કેશવપ્રસાદ દેસાઈ
મંત્રી, પરીક્ષક સમિતિ

તા. ૨૫—૮—૩૪




ગુજરાતી ભાષામાં હું એક નવો શબ્દ ઉમેરવા માગું છું: "શાસ્ત્રાન્ધ." આજકાલ અંગ્રેજી શબ્દોના સમાનાર્થ ગુજરાતી શબ્દો શોધનારા પોતાના એ શોધો માટે મગરૂર થાય છે તો તે કરતાં આ શોધ માટે વધારે મગરૂર થવાનો મને હક છે. અંગ્રેજી ઉપરથી શોધનારને અંગ્રેજી શબ્દનું ઓઠું હોય છે; મને અત્યારે એવા કોઈ શબ્દનું ઓઠું નથી. તમે કહેશો: અંગ્રેજી શબ્દનું નહિ તો શબ્દ પાછળ રહેલા અર્થનું, વસ્તુનું તો ઓઠું હશે જ. તો હું કહું છું એ અર્થ—એ વસ્તુનો પણ મેં જ પહેલો શોધ કર્યો છે.

શોધ કર્યો છે એમ કહેતાં શોધ શબ્દની દ્વિ-અર્થતાથી બચવા માગું છું. અમુકે ફોનોગ્રાફનો શોધ કર્યો એનો અર્થ ફોનોગ્રાફ હતું જ નહિ અને નવું પેદા કર્યું, એવો થાય છે. એવા શોધના અર્થથી હું બચવા માગું છું. શાસ્ત્રાન્ધતા મેં નવી પેદા કરી એમ મારું કહેવું નથી; એ તો હતી જ. તે તો શાસ્ત્ર જેટલી જૂની છે. જ્યારથી શાસ્ત્રો થયાં ત્યારથી શાસ્ત્રાન્ધતા થઈ છે. મેં તો તેને માત્ર શોધી કાઢી—ખોળી કાઢી છે. અને તેને શબ્દ પણ મેં જ પહેલો આપ્યો છે, એ મારો દાવો છે. જેમ રંગાંધતા પહેલાં ડૉક્ટરે શોધી કાઢી, તેમ શાસ્ત્રાન્ધતા મેં પહેલી શોધી કાઢી છે.

આ લખીને વાંચું છું ત્યાં ખબર પડે છે કે પ્રસ્થાના છેલ્લા અંકમાં 'શાસ્ત્રાન્ધ' શબ્દ વપરાઈ ચૂક્યો છે, અને તે પણ બીજે ક્યાંઈ નહિ ને સ્વૈરવિહારમાં! આ ગોટાળો કેમ થયો? એનો ખુલાસો શો? મને લાગે છે પ્રસ્થાનમાં હમણાં હમણાંમાં આઈન્સ્ટાઈન અને એવા એવા મોટા માણસોના વાદે વખત-કાલ, સમય, કશી વસ્તુ જ નથી, એવા લેખો આવવા માંડ્યા છે, તે કાલે-સમયે પોતે વેર લેવા માટે ઊંધાં વહીને તો આમ નહિ કર્યું હોય? ખેર! આમ થયું હોય તોપણ દશરથના શાપની પેઠે મને તે ફાયદાકારક છે. પુત્રવિરહથી દશરથનું મૃત્યુ તો થયું, પણ દશરથને પુત્ર તો મળ્યો! તેમ ભલેને મારો શબ્દ ચોરાયો પણ મને સ્વૈરવિહાર લખનાર તો કોક મળ્યો! અને કોણ કોનું ચોરે છે તે પ્રશ્નનો નિવેડો કરવો સહેલો નથી. એ તો એક તાત્વિક પ્રશ્ન છે. धर्मस्य तत्त्वं निहितं

ગુહાયાં । એ ખરું છે તેના કરતાં વધારે ખરું એ છે કે ચૌર્યસ્ય તત્ત્વં નિહિતં ગુહાયાં ॥ મારે તો જેમ ધાર્મિક લોકો ગુફામાં રહે છે તેમ જ ચોર લૂંટારા ગુફામાં રહે છે, અને ચોરેલો માલ ગુફામાં સંતાડે છે. પણ ચૌર્ય તત્ત્વ સમજાય એવું નથી એમ કહ્યું તે ઉપરથી હું સોશિયાલિસ્ટ થઈ ગયો છું અને તેથી મિલ્કત માનતો નથી અને તે માટે ચોરી માનતો નથી, એમ રખે, સમજતા!—જોકે અમારે લેખકોને આમ કે આમ કંઈ ખોવાનું નથી. માટે જ કદાચ લેખકો સોશિયાલિઝમની વધારે વાતો કરતા હશે! પણ હું તો અહીં ભૌતિક નહિ પણ અતિભૌતિક અર્થમાં ચોરીનું તત્ત્વ અજ્ઞેય છે એમ કહું છું. માબાપ દીકરાને પરણાવે છે ત્યારે પારકા ઘરની છોકરી ચોરીથી* લઈ આવ્યા એમ માને છે, પણ એ નાની સરખી વહુ આખા દીકરાને ચોરી જાય છે, વશ કરી દે છે એમ પણ નથી બનતું? તેમ જ આ સ્વૈરવિહારનો નવો લેખક મારો એક શબ્દ ચોરી ગયો એમ માની ખુશ થતો હશે; પણ તે પોતે આખો ચોરાઈને સ્વૈરવિહારમાં પકડાઈ જશે તો!—તેની એને કાંઈ ખબર છે!

શાસ્ત્રાન્ધ શબ્દ પહેલો કોણે ખોળ્યો. એ પ્રશ્ન વાંચીને કોઈને થયું હશે કે હવે અમે બંને સ્વૈરવિહારલેખકો અંદર અંદર લડીશું! પણ જરા ખમી જાઓ. અત્યારે તો અમને લડવાની ફુરસદ નથી એટલે લડશું નહિ. બાકી જ્યારે કશું કામ નહિ હોય, સ્વૈરવિહાર પણ લખવાનો નહિ હોય ત્યારે લડીશું. આખા દેશનો ઇતિહાસ એ બતાવે છે કે કામ ન હોય ત્યારે જ લડવાડ સારી રીતે લડી શકાય છે. અને દેશને તો લડવાથી લાભ હોય કે ન હોય, અમારે તો હશે જ; કારણ કે લડવાથી બીજું કાંઈ નહિ તો સ્વૈરવિહાર તો ચાલશે જ. પણ હવે મૂળ વિષય ઉપર આવું, નહિ તો કોઈ કહેશે હું પણ વિષયાન્તરાન્ધ —સ્વૈરવિહારાન્ધ છું.

ધર્માન્ધતા જેવી જ શાસ્ત્રાન્ધતા પણ એક અંધતા જ છે. માણસને આપણે અંધશ્રદ્ધાળુ કહીએ છીએ ત્યાં પણ શ્રદ્ધા અંધ નથી, શ્રદ્ધા કાંઈ પ્રાણી નથી કે અંધ હોય; ત્યાં પણ માણસ જ શ્રદ્ધાન્ધ હોય છે. તેમ જ માણસે કરેલ દરેક શાસ્ત્રથી માણસ અંધ બને છે. હિતોપદેશમાં કહ્યું છેઃ

> अनेकसंशयोच्छेदि परोक्षार्थस्य दर्शकम् ।
> सर्वस्य लोचनं शास्त्रं यस्य नास्त्यन्ध एव सः ॥
> અનેક સંશયો છેદે પરોક્ષ અર્થ દાખવે ।
> ચક્ષુ સર્વનાયું શાસ્ત્ર, જેને ના તેહ આંધળો ॥

અહીં શાસ્ત્રને સર્વનું લોચન કહ્યું છે, પણ હું કહું છું કે શાસ્ત્રથી માણસ અંધ બને છે. મેં તો લગભગ દરેક શાસ્ત્રને લગની અંધતા જોઈ છે. ગણિતશાસ્ત્રી આંકડા જુએ છે, પણ આંકડા પછવાડે વસ્તુ છે કે નહિ, તે જોતો નથી, અને જુએ તોપણ વસ્તુનું મહત્ત્વ માત્ર આંકડાથી આંકે છે. શબ્દશાસ્ત્રી શબ્દ જુએ છે, પણ શબ્દની પછવાડે અર્થ-વસ્તુ છે કે નહિ તે જાણતો નથી. અર્થશાસ્ત્રી ધનને દેખે છે, પણ ધનનો શો અર્થ છે તે જાણતો નથી. માનસપૃથક્કરણશાસ્ત્રી પારકાં મન જોતા જાય છે, પણ પોતાનું મન દેખતો નથી. નીતિશાસ્ત્રી નીતિને જુએ છે, પણ માણસના જીવનને દેખતો નથી. કાયદાશાસ્ત્રી કાયદાને

*સંસ્કૃતના ઉત્તમ શબ્દશાસ્ત્રી કહે છે એવો આ એક છે. ચોરી એટલે હન જનક ૧૫૦ તે અને ચોરી એટલે તાસ્કર્યમ્. તિરમ્ એ તસ્કરમ્નો અપભ્રંશ હશે!

દેખે છે, પણ ન્યાયને દેખતો નથી. ધર્મશાસ્ત્રી ધર્મશાસ્ત્રને દેખે છે, પણ ધર્માધર્મને દેખતો નથી. વિવેચનશાસ્ત્રી શબ્દ, વ્યાકરણ, પિંગલને દેખે છે, પણ રસને દેખી શકતો નથી. વિશેષ શું કહું? મારા એક મિત્ર મસ્તિષ્કવિદ્યાના અભ્યાસી છે. તે મારું ગાયન સાંભળીને હમેશાં કહેતા કે મને ગાતાં નથી આવડતું. પણ મારું માથું જોઈને તેમણે કહ્યું કે હા, મને ગાતાં આવડે છે! અને એક મહાન હસ્તરેખાશાસ્ત્રી માણસનું શરીર જોઈને તે જીવતો છે કે મૂએલો છે તે નથી જાણી શકતા, પણ તેના હાથની રેખા જોઈને જ તે નક્કી કરે છે!

પણ જોજો, કોઈ ખરેખર માની જતા કે મને ગાતાં આવડે છે. એ તો મેં અમથો દાખલો આપેલો. અને દાખલો ખરો હોવાની જરૂર નથી. જેમ વાર્તા ખોટી હોય અને તેથી જગતનું સાચામાં સાચું સત્ય વ્યક્ત થાય છે, જેમ દાખલો ખોટો હોય —ક કલાકે વીસ માઈલ ચાલે છે, ક ૧૫૦ માઈલ ચાલે છે અને ખ ૫૦૦ માઈલ ચાલે છે એમ કરીને દાખલો શરૂ થાય છે ત્યારે એ નામના કોઈ માણસો ચાલતા કે દોડતા હોતા નથી. એક વેપારી ઘીમાં તેલનો ભેગ કરે છે વગેરે દાખલો શરૂ થાય ત્યારે પોલીસના કોઈ માણસો એ દગાખોર વેપારીને પકડવા નીકળતા નથી—અને છતાં તેનાથી ગણિતનું સત્ય વ્યક્ત થાય છે, તેમ દૃષ્ટાન્ત (એને પણ દાખલો કહે છે) ખોટું હોય છતાં તેનાથી સત્ય વ્યક્ત કે સમર્થિત થઈ શકે છે. સાહિત્યમાં શું, વિજ્ઞાનમાં પણ એવું છે ને! દાખલા તરીકે પ્રકાશ પોતે અદૃશ્ય હોવા છતાં બીજી વસ્તુઓને દૃશ્ય કરે છે! તમને લાગશે કે હું કોઈ અવળવાણીમાં બોલું છું; પણ સત્ય એવું અવળવાણીમાં મૂકવું પડે એવું જ હોય છે! એટલે હું ગાતો નથી છતાં ગાવાના દાખલાથી વ્યક્ત થતું સત્ય સાચું છે.

× × ×

મારા સ્વૈરવિહારલેખક મિત્રે પાટિયાં સંબંધી લેખ લખ્યો, અને સમયના ઊલટા વહેવાનો લાભ લઈ મારો એક શબ્દ ચોરી લીધો; પણ સમય ગમે તેટલો ઊલટો વહે તોપણ જે એક પાટિયું મેં વાંચેલું તે તેમને વાંચવા નહિ જ મળે. એક મોટા શહેરમાં, મોટા રસ્તા પર, મોટી સંસ્થાનું ઓળખાણ આપવા માટે, એક મોટું એટલે લાંબું પાટિયું હતું. તેમાં લખેલું હતું: 'ફક્ત બાનુઓના લાભાર્થે આ સુવાવડખાતું ખોલવામાં આવ્યું છે.' એવું કે એવા અર્થનું. આમાં 'ફક્ત' શબ્દ શા સારુ વાપરેલો, કઈ ભૂલ થતી અટકાવવા માટે વાપરેલો તેને વિશે મેં બહુ વિચાર કરેલો, પણ કશો ખુલાસો મળેલો નહિ. માત્ર મારા મનમાં મનમાં અનેક સ્વૈરવિહારો કરેલા અને મનમાં મનમાં ખુશ થયેલો કે વાહ! 'પુરુષોની શી ઉદારતા કે આખી સંસ્થા ફક્ત સ્ત્રીઓ માટે જ આટલા પૈસા ખરચીને કાઢી! કોણ કહે છે પુરુષ સ્વાર્થી છે?!'

પણ મેં એક ભૂલ કરી. પુરાતત્ત્વીની પેઠે આનો ખુલાસો શોધવા ભૂતકાળમાં શોધખોળ કરવા લાગ્યો. હવે આ મેં એક મોટી ભૂલ કરી: ભૂતકાળ એક ગુફા જેવો છે. નથી કવિશ્રી ન્હાનાલાલે કહ્યું કે ભૂતકાળ ગુફામાં રહે છે! અને ગુફાના અંધારામાં હસી શકાય નહિ. એમ હું માનું છું. ટ્રેનમાં કે ફળિયામાં કે મોટા ખંડમાં હસી શકાય, પણ ગુફામાં પેસીને હસી શકાય એમ હું માનતો નથી. તમે કદી વાર્તામાં ગુફામાંથી ખડખડાટ હસવાનો અવાજ આવ્યો એમ સાંભળ્યું હોય તો જરૂર માનજો કે આગળપાછળ ત્રણચાર વાક્યોમાં કદાચ પણ તેઓ દારૂ પીને હસતા હતા એમ પણ આવવાનું જ અથવા એ બધાં ભૂતડાં

હતાં એમ આવવાનું જ. બીજે તો ક્યાં શું છે તે યાદ નથી, પણ ભદ્રંભદ્રમાં તો એવું કંઈક આવે છે. અને મારે મને આ સત્યને માટે એ એક પ્રમાણ બસ છે. એટલે હું પણ ભૂતકાળમાં પેઠો કે તરત મારું હાસ્ય ઊડી ગયું તપાસ કરતાં માલૂમ પડ્યું કે સંસ્થા પ્રથમ "ફક્ત ઊંચી કોમોની બાનુઓને માટે" હતી. પછી હાલના જમાનાની 'સમાનતા'ની ભાવનાને લીધે કે કોણ જાણે શામાટે બધી કોમોની સ્ત્રીઓને માટે તે સંસ્થા ખુલ્લી મૂકવાનો વિચાર આવ્યો. એટલે તેમણે પાટિયામાં ફેરફાર કર્યો: વાંધો તો માત્ર 'ઊંચી કોમોની' એટલા શબ્દનો જ હતો ને! એટલે 'ઊંચી કોમોની' શબ્દો છેકી નાખ્યા. 'ફક્ત' શબ્દ તો નિર્દોષ હતો! અને ખરેખર ઇતિહાસ પણ એ જ સિદ્ધ કરે છે 'ફક્ત' શબ્દ રહેવા છતાં ત્યાં બાનુઓ સિવાય કોઈ ઇતર મનુષ્યપ્રાણી એ સંસ્થાનો લાભ લેવા પેસી ગયું અને તેથી કાંઈ તોફાન થયું એવું ઇતિહાસમાં જણાયું નથી. એટલે 'ફક્ત' શબ્દ ત્યાં રહી ગયો. પછી કેટલે વર્ષે કોઈ ભાષાશાસ્ત્રીએ ડહાપણ કરીને એ શબ્દ ત્યાંથી કાઢી નાખ્યો!

ગુજરાતનાં મોટાં શહેરોમાં ગુજરાતી ભાષાનું જ્ઞાન વધતું ગયું છે, તેના દાખલા તરીકે આ પાટિયું કોઈ દિવસ કામ લાગશે.

પણ આ દાખલા ઉપરથી મને સમજાયું કે આ સમાનતાની ભાવના જ, ભૂતકાળના જેટલી જ—હાસ્યવિરોધી છે. જેણે હાસ્ય માણવું હોય તેણે બોલશેવિઝમ કે કૉમ્યુનિઝમ કે સમાનતાની વાતો ન કરવી. જો હાસ્ય ભોગવવું હોય તો ઊંચી કોમોએ બીજી હલકી ગણાતી કોમો સાથે એક થઈ જવાની કોઈ દિવસ વાત ન કરવી. હાસ્ય વિષમતામાંથી આવે છે—સમાનતામાંથી નહિ! અને બીજું એ કે જો હાસ્ય ભોગવવું હોય તો તેનું ભૂતકાળમાં મૂળ શોધવા ન જવું. કોઈ સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે નદીનું મૂળ અને ઋષિનું કુળ જોવા ન જવું. નદીનું મૂળ જોવા જઈએ ને ડુંગરામાં આવી ચડીએ તો નકામા સિંહ વાઘના ભોગ થઈ પડીએ. ઋષિનું કુળ જોવા જઈએ ને કોણ જાણે તેના વંશમાં ઉપર જોતાં કોઈ પ્રાણી જ નીકળે કે કોઈ હલકા કુળનો પુરુષ કે સ્ત્રી નીકળે, અમસ્તું હાસું—વગર મહત્તનું—તેના તરફનું માન ઓછું થાય અને કોઈ દિવસ ઋષિ કોપીને શાપ આપે! તેમ જ હાસ્યનું મૂળ જોવા જાઓ તો તમારું હાસ્ય જ કદાચ ઊડી જાય. હલકા લોકોની ટેવો જોઈને હસી શકતા હો, પણ તેનું કારણ જોવા જતાં કદાચ જડે કે તેઓ ભૂખ્યા કે દુઃખી હોવાથી એમ કરે છે, તો પછી હસવું આવે શી રીતે? માટે હાસ્ય પોતા ઇચ્છનારે હાસ્યની સ્થિતિનું મૂળ જોવા ન જવું.

× × ×

અત્યારે હિંદુસ્તાન આગળ, બૃહદ્ ગુજરાત આગળ, ગુજરાત આગળ, આપણી આગળ, તમારી આગળ મોટામાં મોટો પ્રશ્ન કયો છે? તમે કહેશો, સ્વરાજ્યનો કે બિહારના ધરતીકંપનો, હરિજનનો કે વેપારની મંદીનો કે......નો હું કહું છું ના. અત્યારે આપણી પાસે મુખ્ય પ્રશ્ન છે પ્રેમનો! તે પણ મિત્રોનો પ્રેમ નહિ, માબાપ-છોકરાંનો પ્રેમ નહિ, પણ... અરે! પ્રશ્ન એટલો મુશ્કેલ છે કે તેને માટે ભાષા પણ જડતી નથી. માત્ર મુશ્કેલીઓ કે પ્રશ્નો જ ભૂતની પેઠે ઊભાં થાય છે. કોઈ પુરુષ કહે છે: મારે પત્ની છે પણ પ્રેમ નથી, કોઈ કહે છે મારે પ્રેમ છે પણ પત્ની નથી, કોઈ કહે છે મારે પત્ની છે પણ પ્રેમ બીજી

છેઃ મારે પતિ તરફ પ્રેમ છે, પણ પતિને મારા તરફ નથી, કોઈ પુરુષ ફરિયાદ કરે છે કે હું પત્ની તરફ પ્રેમ રાખતો નથી છતાં પત્ની મારા તરફ પ્રેમ રાખે છે, કોઈ કહેશે એક સ્ત્રીવાળા પુરુષથી બીજી સ્ત્રી પરણી શકાય પણ કોઈ સ્ત્રીથી એક સ્ત્રીવાળા પુરુષને પરણી ન શકાય,* કોઈ કહે છે લગ્નમાં પ્રેમની જરૂર નથી, કોઈ કહે છે લગ્ન એક સ્ત્રી સાથે હોય અને પ્રેમ તો કોઈ બીજી સાથે જ હોઈ શકે, કોઈ સ્ત્રી કહેશે મારે પતિ છે પણ પ્રેમ બીજા...અરે ભૂલ થઈ ગઈ. આપણા સંસારમાં વાર્તા સિવાય ક્યાંઈ સ્ત્રીથી આવું કે આને મળતું બોલાય તો નહિ, પણ એવું કરાય પણ નહિ, મનમાં એવું થવા દેવાય પણ નહિ! એટલે પ્રેમ સંબંધી જાતજાતના તરેહતરેહના ભાવો માત્ર પુરુષોને જ થાય છે, સ્ત્રીઓને થતા જાણવામાં નથી એમ જ કહેવું પડે. હવે આનું શું કરવું? જો થોડાં વરસ પહેલાંની વાત હોત તો પ્રેમ ઉપર માત્ર એક ભવ્ય ભાષણ કરીને બધાને ચકિત કરી દેત અને ચકિત માણસ પછી બુદ્ધિનો ખુલાસો માગતો નથી એટલે બધા શાન્ત થઈ જાત. જેમકેઃ

- પ્રેમ એ પ્રેમ છે. પ્રેમ એ સર્વ છે. પ્રેમ એ જગતસર્વસ્વ છે. પ્રેમ એ બ્રહ્મ છે, પ્રેમ એ માયા છે. પ્રેમથી જ માણસો ભેગાં થાય છે, પ્રેમથી જ માણસો જુદા થાય છે. પ્રેમથી જ માણસો શાન્ત થાય છે, પ્રેમથી જ માણસો કોલાહલ કરે છે, સભાઓ ભરે છે, લડે છે. પ્રેમથી જ જગત ચાલે છે, પ્રેમથી જ જગતનો નાશ થાય છે. પ્રેમ જ ઈશ્વર છે, પ્રેમ જ શયતાન છે. પ્રેમ જ ધર્મ છે, પ્રેમ જ અધર્મ છે. વગેરે વગેરે.

પણ અત્યારે કોઈ જ મારું ભાષણ સાંભળવા તૈયાર નથી.

પ્રેમ વિશે બરાબર સમજાતું નથી તેનું એક મોટું ગંભીર કારણ છે. પ્રેમ એ એક રીતે મૃત્યુ જેવો છે. મૃત્યુ શું છે, મૃત્યુ થયા પછી શું થાય છે વગેરે પ્રશ્નો ઉપર માણસ–જાત હજારો શું લાખ્ખો વરસોથી વિચારો કરે છે! પણ હજી તેનો નિવેડો આવ્યો નથી. કારણ?—કારણ એ કે માણસ જીવે છે ત્યાં સુધી તેને મૃત્યુનો સાચો અનુભવ હોતો નથી, અને મરી ગયા પછી તેને કોણ જાણે શો ય અનુભવ થાય છે કે તે કોઈ ને કશું કહેવા આવતો નથી! જો કહેવા આવે તો આપણે તેને અવગતે ગયેલો માનીએ છીએ; તેમ જ માણસને પૂરો પ્રેમ થયો હોતો નથી, પરણ્યો હોતો નથી ત્યાં સુધી પ્રેમ પ્રેમ કર્યા કરે છે, પણ પરણી રહ્યા પછી કોણ જાણે શો ય અનુભવ થાય છે કે પ્રેમ તે વસ્તુ છે કે અવસ્તુ છે, સત્ય છે કે ભ્રમ છે તે કશું ય કહેવા આવતો નથી. હા, એવું બને છે કે એક પુરુષ એક સ્ત્રીને પરણે, તેની સાથે ન બને અને બીજીને ચાહવા લાગે ત્યારે પાછો પ્રેમની વાતો કરવા લાગે છે; પણ ત્યારે તો પેલા અવગતિ પામેલની પેઠે આપણે કહીએ છીએ કે તેને લગ્નમાં પ્રેમનો અનુભવ થયો નથી! બાકી સાચું લગ્ન થયા પછી તો, તે માણસો બીજી બધી વાતો કરે છે, પૈસા ઓછા પડે છે, છોકરાં નથી, છોકરાં બહુ છે, ભાડાં વધી ગયાં છે, ધંધા મંદા છે, પણ પેલા પ્રેમનું શું થયું તેની કદી વાતો કરતાં નથી. મને લાગે છે કે પ્રેમ એ એવી વસ્તુ છે કે જ્યારે નથી હોતો ત્યારે હોય છે અને હોય છે ત્યારે નથી હોતો!!!

પણ હવે પ્રેમની મીમાંસા કરવાને બદલે—આ જમાનો વિચારનો નથી, ભાષણનો

* અર્થાત્ અ પુરુષથી બ સ્ત્રીને પરણી શકાય, પણ બ સ્ત્રીથી અ પુરુષને ન પરણી શકાય! એટલે લગ્નમાં પુરુષ સ્ત્રીને પરણે છે કે સ્ત્રી પુરુષને પરણે છે, એ પણ પ્રશ્ન જ છે.

નથી, કાર્યનો છે માટે—કંઈ કાર્ય કરવું જોઈએ. કંઈ હિલચાલ કરવી જોઈએ. બેસી રહેવું ન જોઈએ. મને નવાઈ લાગે છે કે આટલા બધા અગત્યના પ્રશ્ન ઉપર કેમ કોઈ પ્રચાર કરતું નથી, કેમ કોઈ તપ કરતું નથી, કેમ કોઈ ઉપવાસ કરતું નથી? જેમ દેશને માટે સપ્તાહો કાઢવામાં આવે છે, મહાત્મા માટે સપ્તાહો નક્કી કરવામાં આવે છે, તેમ આ પ્રશ્નને માટે કેમ કોઈ ખાસ વખત નક્કી કરવામાં આવતો નથી?

મને લાગે છે આને માટે હિલચાલ થવી જોઈએ. અને તેને માટે બેએક સૂચના હું રજૂ કરવા ઇચ્છું છું. એક સૂચના તો—ખોટું શું કામ કહું?—વાંચવામાંથી સૂઝી છે. ઓકલાહોમા શહેરમાં (ક્યાં આવ્યું? યુનાઇટેડ સ્ટેટ્સમાં હશે) એક The Husbands' Gratitude Club (ધી હસબન્ડસ ગ્રાટીટ્યૂડ ક્લબ) એટલે 'સ્વામી–આભાર–સમાજ' સ્થપાયો છે, તેમાં દરેક સભ્ય નીચે પ્રમાણે શપથ લે છે. "હું પ્રતિજ્ઞાપૂર્વક વ્રત લઉં છું કે હું હરરોજ મારી પત્નીને આશ્લેષ કરીશ, ચુંબન કરીશ, અને કહીશ કે તને ચાહું છું. હરરોજ તેણે બનાવેલી રસોઈમાંની કોઈ વાનીનું ઓછામાં ઓછું એક વાર વખાણ કરીશ. તેને માટે હરરોજ ઓછામાં ઓછું એક, તેણે નહિ ધારેલું માયાળુતાનું કાર્ય કરીશ." આવાં વ્રતોથી પ્રેમ અને પ્રશંસા યંત્રવત્ બની જશે, એમ ઓકલાહોમાની સ્ત્રીઓ માનતી નથી. તેમણે તો ભેગાં થઈને આવાં વ્રતોને સર્વાનુમતે વધાવી લીધાં છે અને આ સમાજ ચાલુ રહેવો જોઈએ એમ ઠરાવ્યું છે!

હવે વિચારો કે આવી હિલચાલ હિંદમાં ચાલે તો શું ખોટું? અને આ હિલચાલમાં માત્ર પરિણીત પતિઓ જ શા માટે? પરણ્યા પછી અમે આ નિયમો પાળવાના છીએ એમ પુરુષો કહે તો એવા પુરુષોનો એક સંઘ વળી કેમ ના બને? એવા પુરુષો પરણ્યા પછી સારા પ્રેમી થવાના છે એ વાતનું આ સંઘનું સભ્યપણું એક પ્રમાણપત્ર ન ગણાય?

અને આ ઉપરાંત મને લાગે છે એક સ્ત્રીઓનો સંઘ પણ કાઢવો જોઈએ. અને હિંદુસ્તાનમાં ખાસ કરીને સ્ત્રીઓ માટે જ સંઘની વધારે જરૂર મનાય. હજીયે પરણ્યા પહેલાં પુરુષોની લાયકાત બતાવના સંઘમાં સભ્યો મળી શકે, પણ પરણ્યા પછી પુરુષોને કશી લાયકાત મેળવવી બાકી રહે છે એમ માનનારા પુરુષો ભાગ્યે જ મળશે. એથી ઊલટું દરેક પુરુષ માને છે કે સ્ત્રીએ પરણ્યા પછી પુરુષને લાયક થવા સર્વ પ્રયત્નો કરવા જોઈએ. એટલે સ્ત્રીઓનો સંઘ કાઢવાનું સહેલું બને! એવા સંઘમાં શું શીખવવું?

સારું રાંધતાં? હા, મને તો એ ગમે છે. એ મારો પ્રિય વિષય છે: અલબત્ત એ વિષય એટલે રાંધવું નહિ પણ રાંધેલું ખાવું, જેમ ઘણા કહે છે કે સંગીત મારો પ્રિય વિષય છે તેનો એટલો જ અર્થ થાય છે કે સંગીત સાંભળવું, તેમ. પણ તે ઉપરાંત હું તો એક જ વાત કહું:—અને તે પણ મારો પ્રિય વિષય છે, સ્ત્રીઓને હસતાં શીખવવું! જાપાનમાં સ્ત્રીઓને ચુંબન કરતાં શીખવતા—કદાચ હજી શીખવે છે. તો તે કરતાં હસતાં શીખવાની વધારે જરૂર છે. અને હું તો કહું છું હસતાં શીખવાની સ્ત્રી અને પુરુષોને બન્નેને ઘણી જરૂર છે. હું તો પુરુષો તેમ જ સ્ત્રીઓ બધાના સંઘોમાં હસવાની એક જરૂરી કલમ મૂકું.

પણ આ બધું લખું છું પણ મારી પાછળ જ સખ્ત વિરોધીનો ગણગણાટ સાંભળું છું. ઓકલાહોમા (દર વખત જોવા વિના લખું તો દુનિયાનું કોઈપણ પોસ્ટ ખાતું ન

ઓળખી શકે એટલું બધું એ નામ બદલાઈ જાય! એને ગુજરાતીમાં લખતાં મેં કેટલું ખંડિત કર્યું હશે તે તો કોણ જાણે?) આ સ્ત્રીઓએ ભલે પેલા ભદ્ર પતિઓના મંડળ પ્રત્યે પસંદગી બતાવી પણ અમારી હિંદની સ્ત્રીઓ એમ ફેસલાઈ જાય એવી નથી! મેરિડિથની એક નવલકથામાં નવી પરણેલી સ્ત્રીને એક પ્રૌઢા ધણીને વશ કરવા માટે રાંધતાં શીખવાની શિખામણ આપે છે. Kisses fail, Cookery don't' 'ચુંબનો વ્યર્થ જાય છે, પણ રસોઈ જતી નથી.' આ એક જ વાક્ય ઉપરથી એક બાઈએ મેરિડિથ વાંચવો બંધ કર્યો હતો! તો અહીંયાં તો એવી બાઈઓ તરત કહેવાની કે ઠીક અમને રસોડામાં જ પૂરી રાખવાને અને ભઠિયારાનું કામ કરાવવાને માટે સમાજ કાઢવાને બહાને આ નવી હિલચાલ ચલાવી! શું અમારું જીવતર રાંધણિયા માટે જ છે?—અને તે પણ શું માત્ર તમારા એ...? એ વાક્ય સ્ત્રીઓ કયા શબ્દોથી પૂરું કરશે તેનો ખ્યાલ હું કરી શકતો નથી! મારામાં કલ્પનાશક્તિ હોવા છતાં કબૂલ કરું છું કે સ્ત્રીઓની સ્વાભાવિક કલ્પનાશક્તિ આ વાત કયા શબ્દોમાં બોલે તે જાણવા જેટલી એ શક્તિની મકદૂર નથી!

પણ એથી વધારે મોટો વિરોધ કેટલાક વિદ્વાનોનો આવવાનો! શું હિંદ માટે દરેક હિલચાલ કરવા તમે પશ્ચિમ તરફ (મેં તો જાપાન તરફ પણ જોયું છે અને એ પૂર્વનો દેશ છે) જ જોશો? તમારા દેશમાંથી તમારા ઇતિહાસ, ફિલસૂફી, જ્ઞાનભંડાર...માંથી કોઈ નવી હિલચાલ નહિ શોધી કાઢો? શું રાજ્યપ્રકરણ, અર્થશાસ્ત્ર, વૈદક, ચિત્રકલા, સંગીત, કામશાસ્ત્ર સર્વ પશ્ચિમમાંથી જ લઈ આવશો? પણ ભાઈ, આમાં લઈ આવવાની વાત જ ક્યાં છે? તમે અંગ્રેજીમાં અંગ્રેજી વૈદું ભણ્યા, એટલે દવા ત્યાંની લાવવી પડે! એન્જીનિયરિંગ ત્યાંનું ભણ્યા એટલે સંચા ત્યાંના જ લાવવા પડે! તમે કારખાનાં ત્યાંનાં કાઢ્યાં, એટલે ત્યાંનાં બધાં અનિષ્ટો અહીં થાય, અહીં પણ મજૂરોની દુર્દશા મટાડવા ઉપાયો પણ ત્યાંના જ જોવા પડે છે! પણ એ બધું જવા દો. હું તો એક સરસ વાર્તા કહીશ.

એક સસલો પોતાની સ્ત્રી સાથે એક સરોવર પાસે રહેતો હતો. ત્યાં હમેશાં હાથી પાણી પીવા આવે; સસલીએ ફરિયાદ કરી ને કોઈ રીતે હાથીઓને કાઢવાનું કહ્યું. સસલાને પોતાની કોમનો અનુભવ હતો કે પારધિઓ તેમને પકડવા દોરીઓ વગેરેનાં ગૂંચળાં જમીન ઉપર પાથરી તેમાં પથરા જેવું કંઈક ભારે મૂકે છે, અને તેમાં સસલાંઓ પકડાઈ જાય છે. તે ઉપરથી સસલાએ સરોવરકિનારે લાંબા વેલા પાથર્યા અને તેમાં ભાર મૂકવા પોતે જાતે વેલાનાં ગૂંચળામાં સંતાઈ રહ્યો. (દુનિયામાં જાતથી ભારે બીજું શું હોઈ શકે?) હાથી પાણી પીવા આવ્યા. પીને ચાલ્યા, પણ વેલામાં હાથીના પગ ભરાવાને બદલે પગમાં વેલા ભરાયા ને હાથીની પાછળ ઢસડાવા માંડ્યા! સસલી માનતી હતી કે મારા પતિએ હાથીને હાંકી તો કાઢ્યા, પણ તેમનો પીછો લઈ પાછળ પડ્યા છે! હાથીની દયા જાણી તેણે સસલાને કહ્યું:

એ રઢિયાળા હવે રઢ મૂકો, રઢ મૂકો!

સસલાએ પોતાની સ્થિતિનું સરસ વર્ણન કર્યું. તે કહે:

આ રઢિયાળા તો મૂકે છે, પણ સૂંઢાળા ક્યાં મૂકે છે!

"સ્વૈરવિહારી"




**સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠઃ**—પ્રસિદ્ધ કરનાર સુશ્રુત રમણભાઈ નીલકંઠ બી. એ. એલ એલ. બી. અમદાવાદ કિંમત રૂ. ૨-૦-૦

શ્રીયુત સુશ્રુત નીલકંઠે અને સદ્‌ગત સર રમણભાઈના કુટુંબે, આ પુસ્તક પ્રસિદ્ધ કરી જેમ સદ્‌ગત સ્વજન તરફની પોતાની એક ફરજ અદા કરી છે, તેમ ગુજરાતી સાહિત્યમાં તેમની અનેક પ્રવૃત્તિ ઉપર પ્રકાશ પાડતું અગત્યનું સાહિત્ય પણ રજૂ કર્યું છે.

આવાં અંગત પ્રશંસાનાં પુસ્તકો સફળ થવા બે મુખ્ય વસ્તુઓ જોઈએ. એક તો પુસ્તકની વિષયભૂત વ્યક્તિ એટલા ગૌરવ અને મહત્ત્વવાળી જોઈએ, અને બીજું, તેને વિશે લખનાર પણ એટલા જ ઉત્તમ પ્રતિના લેખકો જોઈએ. આ બન્ને વસ્તુઓ પરસ્પરાવલંબી છે; કારણ કે વિષયભૂત વ્યક્તિ પૂરતી ઉચ્ચ હોયા વિના તેની પાછળ ઉત્તમ લખનારા મળી જ ન શકે. આ પુસ્તકમાં એ બન્ને અંશોનો સુયોગ હોવાથી આ પુસ્તક અનેક રીતે આપણા સાહિત્યમાં ઊંચું સ્થાન લે છે.

આ પુસ્તક ઉપરથી જેમ સદ્‌ગતની સાહિત્યપ્રવૃત્તિનું દિગ્દર્શન થઈ શકશે તેમ જ એ પ્રવૃત્તિને પૂરી ફાલવા ફળવા ન દેનાર એમની બીજી જાહેર લોકસેવાની પ્રવૃત્તિઓનું પણ દર્શન થશે. સર રમણભાઈએ એવી પ્રવૃત્તિમાં પડ્યા વિના માત્ર સાહિત્યની જ સેવા કરી હોત તો સાહિત્યને ઘણો લાભ થાત, એ દેખીતું સત્ય કહેવું ઘણું સહેલું છે; પણ એ સાહિત્યપ્રવૃત્તિ જે સૌજન્ય, શ્રદ્ધા, ઉદાત્તતા, સમભાવમાંથી ઉદ્‌ભવતી એ જ બધા ગુણો તેમને જાહેર પ્રવૃત્તિમાં પ્રેર્યા વિના રહી જ ન શકે—ખાસ કરીને આપણા જેવા દેશમાં જ્યાં સજ્જન અને પ્રમાણિક કાર્યકર્તાઓની આટલી બધી ખોટ છે! અને આખા જીવનનો વિચાર કરતાં એ કહેવું અઘરું છે કે એવા માણસ માત્ર સાહિત્યસેવામાં જ રહ્યા હોત તો વધારે સારું. વળી તેઓ પોતે જીવનની સત્યતા એટલી બધી માનતા કે એમના વ્યવહાર-અનુભવે પણ એમને સાહિત્યમાં ઓછી મદદ કરી હશે એમ અમે નથી માનતા.

એમની જાહેર પ્રવૃત્તિઓની અહીં રૂપરેખા આપી શકાય એમ નથી. પણ એમના સમસ્ત જીવનમાંથી એક બે બાબત ઘણી જ સ્ફુટ થાય છે તે નોંધી લઈએ. એક તો એમની ઈશ્વર ઉપરની શ્રદ્ધા જે એમને હમેશાં બળ પૂરતી; બીજું એમનું સૌજન્ય જે ગમે તેટલા થાક કે વિરોધ કે મતભેદ કે કુટિલ વ્યવહારમાં પણ કલુષિત ન થતું; ત્રીજી એમની કામ કરવાની કાળજી, જેમાં એમણે જીવનને ખરચી નાખ્યું; અને ચોથી એમની હાસ્યવૃત્તિ જેણે તેમને કોઈ દિવસ એકલા મેલ્યા લાગતા નથી. એઓ જમાનાની સંધિ ઉપર

હતા. તેમણે પોતાના જમાનામાં જ સમાજ વેગથી બદલાતો જોયો, એ ક્રાંતિમાં તેઓ સંમત થઈ શક્યા નહિ, છતાં બદલાયેલ અને નહિ બદલાયેલ સર્વ સાથે તેમનો સંબંધ એટલો જ મીઠો રહ્યો. એમના જેટલા થોડા જ પુરુષો પોતાનું જીવન ધન્ય કરી જતા હશે.

આખું પુસ્તક વાંચતાં જણાય છે કે આપણા જમાનાના આપી શકે તે સર્વેએ એમને અંજલિ આપી છે. અને છતાં લાગે છે કે રમણભાઈ જેવાનાં સંભારણાં હજી ઓછાં છે. આપણને હજી સંસ્મરણો એકઠાં કરતાં આવડતાં નથી. એ કલા હજી આપણને સિદ્ધ થઈ નથી.

આવું ઉત્તમ પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી કે એવી જ કોઈ જાહેર સંસ્થાએ બહાર પાડ્યું હોત, છેવટ અમદાવાદનાં શહેરીઓએ બહાર પાડ્યું હોત તો વધારે શોભા હતી. સર ગિરજાપ્રસાદે સર ચિનુભાઈનું બાવલું ખુલ્લું મૂક્યું ત્યાં સુધી એ માન એમને કોઈએ ન આપ્યું અને સર રમણભાઈનો અંજલિગ્રન્થ તેમના જ કુટુંબીઓએ પ્રસિદ્ધ કર્યો ત્યાં સુધી થયો નહિ, એ આપણા સમાજની અભારબુદ્ધિને ભૂષણરૂપ નથી.

પુસ્તક દરેક ખાનગી તથા જાહેર પુસ્તકાલયમાં સંઘરવા યોગ્ય છે.

**કરણઘેલો :** નંદશંકર શતાબ્દી આવૃત્તિ. નંદશંકર તુળજાશંકર. પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, કાલબાદેવી : મુંબઈ નં. ૨. ઊંચી આવૃત્તિ મૂલ્ય રૂ. ૬–૦–૦ સાદી આવૃત્તિ રૂ. ૪–૦–૦

૧૯૩૪ એ, ગુજરાતીમાં પ્રથમ નવલકથા લખનાર સદ્‌ગત નંદશંકર તુળજાશંકરના જન્મની શતાબ્દીનું વર્ષ છે. એ પ્રસંગે સર મનુભાઈએ સુંદર છાપ બાંધણી વગેરેની ખાસ આવૃત્તિ બહાર પાડી ઉચિત સ્મારક કરેલું છે. પુસ્તકમાં કર્તાનો ફોટો છે તથા કથાપ્રસંગનાં ચાર સુંદર ચિત્રો છે. પુસ્તકનું પૂઠું પણ સુશોભિત કરેલું છે.

**હિમાલયનો પ્રવાસ : લોકમાતા :** દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; નવજીવન પ્રકાશન મંદિર. કિંમત અનુક્રમે બાર આના અને ચાર આના.

આ બન્ને પુસ્તકો શ્રીયુત કાલેલકરના સાહિત્યપ્રેમ, યાત્રાપ્રેમ, દેશપ્રેમ, સામાન્ય લોકપ્રેમ, અને પ્રાચીન સંસ્કૃતિપ્રેમનું જીવન્ત મૂર્ત સ્વરૂપ છે. સાહિત્યની દૃષ્ટિએ આ સુંદર નિબંધોનો સંગ્રહ છે, જેમાં આધુનિક ઢબે કર્તાએ પોતાના માનસનું પ્રતિબિંબ સ્વચ્છન્દે પડવા દીધું છે. એમનાં આ લખાણોમાં એટલો મોહ લગાડવાની શક્તિ છે કે ઘણાને આ સ્થળો જોવાનું મન થશે. એમનો હિમાલયનો પ્રવાસ પહેલો છપાયો તે પછી ગુજરાતમાં પ્રવાસનો શોખ વધેલો છે, અને અમે આશા રાખીએ છીએ કે તે પ્રમાણમાં આ પુસ્તકોનો લોકો વધારે ઉપયોગ કરશે. લોકમાતા એ હિંદની નદીઓનાં વર્ણનો છે. કાકાસાહેબે હિમાલય તો ૪૦ જ દિવસમાં જોઈ લીધો છે, પણ આ નદીઓ તો તેઓ ઠેઠ નાનપણથી આજ સુધી જુદે જુદે સમયે જોતા આવ્યા છે એટલે નદીનાં વર્ણનોમાં તેમની બાલકૌતુક વૃત્તિ પણ જોવા મળે છે.

બન્ને પુસ્તકો કુમાર કિશોર અને જુવાનોને ઘણું આરોગ્યપ્રદ સાહિત્ય આપશે.

**જીવંતા તહેવારો :** કર્તા પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત અઢી આના. આ નાનું પુસ્તક એમના શોખની એક બીજી બાજુ બતાવે છે. શ્રી. કાલેલકરને પ્રાચીન સંસ્કૃતિ, આપણાં પુરાણો, આપણા તહેવારો, તહેવારપાલનની વિધિઓ અને એ વિધિમાં રહેલું ઇતિહાસ લોકમાનસ કે સૌંદર્યનું રહસ્ય જે કંઈ હોય તે બહુ આકર્ષે છે. આ નાના પુસ્તકમાં અત્યારે




**સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠઃ**—પ્રસિદ્ધ કરનાર સુશ્રુત રમણભાઈ નીલકંઠ બી. એ. એલ એલ. બી. અમદાવાદ કિંમત રૂ. ૨-૦-૦

શ્રીયુત સુશ્રુત નીલકંઠે અને સદ્‌ગત સર રમણભાઈના કુટુંબે, આ પુસ્તક પ્રસિદ્ધ કરી જેમ સદ્‌ગત સ્વજન તરફની પોતાની એક ફરજ અદા કરી છે, તેમ ગુજરાતી સાહિત્યમાં તેમની અનેક પ્રવૃત્તિ ઉપર પ્રકાશ પાડતું અગત્યનું સાહિત્ય પણ રજૂ કર્યું છે.

આવાં અંગત પ્રશંસાનાં પુસ્તકો સફળ થવા બે મુખ્ય વસ્તુઓ જોઈએ. એક તો પુસ્તકની વિષયભૂત વ્યક્તિ એટલા ગૌરવ અને મહત્ત્વવાળી જોઈએ, અને બીજું, તેને વિશે લખનાર પણ એટલા જ ઉત્તમ પ્રતિના લેખકો જોઈએ. આ બન્ને વસ્તુઓ પરસ્પરાવલંબી છે; કારણ કે વિષયભૂત વ્યક્તિ પૂરતી ઉચ્ચ હોયા વિના તેની પાછળ ઉત્તમ લખનારા મળી જ ન શકે. આ પુસ્તકમાં એ બન્ને અંશોનો સુયોગ હોવાથી આ પુસ્તક અનેક રીતે આપણા સાહિત્યમાં ઊંચું સ્થાન લે છે.

આ પુસ્તક ઉપરથી જેમ સદ્‌ગતની સાહિત્યપ્રવૃત્તિનું દિગ્દર્શન થઈ શકશે તેમ જ એ પ્રવૃત્તિને પૂરી ફાલવા ફળવા ન દેનાર એમની બીજી જાહેર લોકસેવાની પ્રવૃત્તિઓનું પણ દર્શન થશે. સર રમણભાઈએ એવી પ્રવૃત્તિમાં પડ્યા વિના માત્ર સાહિત્યની જ સેવા કરી હોત તો સાહિત્યને ઘણો લાભ થાત, એ દેખીતું સત્ય કહેવું ઘણું સહેલું છે; પણ એ સાહિત્યપ્રવૃત્તિ જે સૌજન્ય, શ્રદ્ધા, ઉદાત્તતા, સમભાવમાંથી ઉદ્‌ભવતી એ જ બધા ગુણો તેમને જાહેર પ્રવૃત્તિમાં પ્રેર્યા વિના રહી જ ન શકે—ખાસ કરીને આપણા જેવા દેશમાં જ્યાં સજ્જન અને પ્રમાણિક કાર્યકર્તાઓની આટલી બધી ખોટ છે! અને આખા જીવનનો વિચાર કરતાં એ કહેવું અઘરું છે કે એવા માણસ માત્ર સાહિત્યસેવામાં જ રહ્યા હોત તો વધારે સારું. વળી તેઓ પોતે જીવનની સત્યતા એટલી બધી માનતા કે એમના વ્યવહાર-અનુભવે પણ એમને સાહિત્યમાં ઓછી મદદ કરી હશે એમ અમે નથી માનતા.

એમની જાહેર પ્રવૃત્તિઓની અહીં રૂપરેખા આપી શકાય એમ નથી. પણ એમના સમસ્ત જીવનમાંથી એક બે બાબત ઘણી જ સ્ફુટ થાય છે તે નોંધી લઈએ. એક તો એમની ઈશ્વર ઉપરની શ્રદ્ધા જે એમને હમેશાં બળ પૂરતી; બીજું એમનું સૌજન્ય જે ગમે તેટલા થાક કે વિરોધ કે મતભેદ કે કુટિલ વ્યવહારમાં પણ કલુષિત ન થતું; ત્રીજી એમની કામ કરવાની કાળજી, જેમાં એમણે જીવનને ખરચી નાખ્યું; અને ચોથી એમની હાસ્યવૃત્તિ જેણે તેમને કોઈ દિવસ એકલા મેલા લાગવા નથી. એઓ જમાનાની સંધિ ઉપર

હતા. તેમણે પોતાના જમાનામાં જ સમાજ વેગથી બદલાતો જોયો, એ ક્રાંતિમાં તેઓ સમન થઈ શક્યા નહિ, છતાં બદલાયેલ અને નહિ બદલાયેલ સર્વ સાથે તેમનો સંબંધ એટલો જ મીઠો રહ્યો. એમના જેટલા થોડા જ પુરુષો પોતાનું જીવન ધન્ય કરી જતા હશે.

આખું પુસ્તક વાંચતાં જણાય છે કે આપણા જમાનાના આપી શકે તે સર્વેએ એમને અંજલિ આપી છે. અને છતાં લાગે છે કે રમણભાઈ જેવાનાં સંભારણાં હજી ઓછાં છે. આપણને હજી સંસ્મરણો એકઠાં કરતાં આવડતાં નથી. એ કલા હજી આપણને સિદ્ધ થઈ નથી.

આવું ઉત્તમ પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી કે એવી જ કોઈ જાહેર સંસ્થાએ બહાર પાડ્યું હોત, છેવટ અમદાવાદનાં શહેરીઓએ બહાર પાડ્યું હોત તો વધારે શોભા હતી. સર ગિરજાપ્રસાદે સર ચિનુભાઈનું બાવલું ખુલ્લું મૂક્યું ત્યાં સુધી એ માન એમને કોઈએ ન આપ્યું અને સર રમણભાઈનો અંજલિગ્રન્થ તેમના જ કુટુંબીઓએ પ્રસિદ્ધ કર્યો ત્યાં સુધી થયો નહિ, એ આપણા સમાજની અભારબુદ્ધિને ભૂષણરૂપ નથી.

પુસ્તક દરેક ખાનગી તથા જાહેર પુસ્તકાલયમાં સંઘરવા યોગ્ય છે.

**કરણઘેલો :** નંદશંકર શતાબ્દી આવૃત્તિ. નંદશંકર તુળજાશંકર. પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, કાલબાદેવી : મુંબઈ નં. ૨. ઊંચી આવૃત્તિ મૂલ્ય રૂ. ૬-૦-૦ સાદી આવૃત્તિ રૂ. ૪-૦-૦

૧૯૩૪ એ, ગુજરાતીમાં પ્રથમ નવલકથા લખનાર સદ્ગત નંદશંકર તુળજાશંકરના જન્મની શતાબ્દીનું વર્ષ છે. એ પ્રસંગે સર મનુભાઈએ સુંદર છાપ બાંધણી વગેરેની ખાસ આવૃત્તિ બહાર પાડી ઉચિત સ્મારક કરેલું છે. પુસ્તકમાં કર્તાનો ફોટો છે તથા કથાપ્રસંગનાં ચાર સુંદર ચિત્રો છે. પુસ્તકનું પૂંઠું પણ સુશોભિત કરેલું છે.

**હિમાલયનો પ્રવાસ : લોકમાતા :** દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; નવજીવન પ્રકાશન મંદિર. કિંમત અનુક્રમે બાર આના અને ચાર આના.

આ બન્ને પુસ્તકો શ્રીયુત કાલેલકરના સાહિત્યપ્રેમ, યાત્રાપ્રેમ, દેશપ્રેમ, સામાન્ય લોકપ્રેમ, અને પ્રાચીન સંસ્કૃતિપ્રેમનું જીવન્ત મૂર્ત સ્વરૂપ છે. સાહિત્યની દૃષ્ટિએ આ સુંદર નિબંધોનો સંગ્રહ છે, જેમાં આધુનિક ઢબે કર્તાએ પોતાના માનસનું પ્રતિબિંબ સ્વચ્છન્દે પડવા દીધું છે. એમનાં આ લખાણોમાં એટલો મોહ લગાડવાની શક્તિ છે કે ઘણાને આ સ્થળો જોવાનું મન થશે. એમનો હિમાલયનો પ્રવાસ પહેલો છપાયો તે પછી ગુજરાતમાં પ્રવાસનો શોખ વધેલો છે, અને અમે આશા રાખીએ છીએ કે તે પ્રમાણમાં આ પુસ્તકોનો લોકો વધારે ઉપયોગ કરશે. લોકમાતાં એ હિંદની નદીઓનાં વર્ણનો છે. કાકાસાહેબે હિમાલય તો ૪૦ જ દિવસમાં જોઈ લીધો છે, પણ આ નદીઓ તો તેઓ ઠેઠ નાનપણથી આજ સુધી જુદે જુદે સમયે જોતા આવ્યા છે એટલે નદીનાં વર્ણનોમાં તેમની બાલકૌતુક વૃત્તિ પણ જોવા મળે છે.

બન્ને પુસ્તકો કુમાર કિશોર અને જુવાનોને ઘણું આરોગ્યપ્રદ સાહિત્ય આપશે.

**જીવતા તહેવારો :** કર્તા પ્રકાશક ઉપર પ્રમાણે, કિંમત અઢી આના. આ નાનું પુસ્તક એમના શોખની એક બીજી બાજુ બતાવે છે. શ્રી. કાલેલકરને પ્રાચીન સંસ્કૃતિ, આપણાં પુરાણો, આપણા તહેવારો, તહેવારપાલનની વિધિઓ અને એ વિધિમાં રહેલું ઇતિહાસ લોકમાનસ કે સૌંદર્યનું રહસ્ય જે કંઈ હોય તે બહુ આકર્ષે છે. આ નાના પુસ્તકમાં અત્યારે

બોલનાં ચિત્રપટોમાં ભજવાની વાર્તાને અહીં સંપૂર્ણ કથનનું રૂપ આપેલ છે. કાવ્યનાં પ્રયોજનોમાં 'શિવેતરક્ષતયે' 'અનિષ્ટના નાશ માટે' એમ પણ ગણાવ્યું છે. શ્રી. મેઘાણીએ આ સાહિત્ય એક મિત્રની સૂચનાથી લખ્યું અને તેથી તેમનું દિલનું દર્દ હળવું થયું, એ આ પુસ્તકલેખન નીચે રહેલો ટૂંકો ઈતિહાસ છે. આ પુસ્તકમાં શ્રી. મેઘાણીની વિશિષ્ટ શક્તિઓ જોઈ શકાય છે, પણ અલબત્ત અમે તો કેવળ સ્વતંત્ર વાર્તાસાહિત્યની જ એમની પાસે અપેક્ષા રાખીશું.

**ગાતા આસોપાલવ:** લેખક સ્નેહરશ્મિ. સંચાલક અને પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે. અમદાવાદ. કિં. ૧-૮-૦.

શ્રી. સ્નેહરશ્મિની સત્તર વાર્તાનો આ સંગ્રહ છે. અત્યાર પહેલાં તેઓ કવિતાલેખક તરીકેની પ્રતિષ્ઠા મેળવી ચૂકયા છે. એ કવિતાશક્તિ તેમની વાર્તામાં પણ દેખાય છે. કવિત્વમય વાર્તા હોઈ શકે, વાર્તાસાહિત્યના અનેક પ્રકારો છે અને તેની સીમા નથી. શ્રી. સ્નેહરશ્મિ પોતાની કવિત્વશક્તિથી વાર્તાના લાગણીવાળા અને સુંદર વર્ણનાત્મક ભાગોને આકર્ષક કરી શકયા છે. પણ એક બાબત તરફ અમે તેમનું ધ્યાન ખેંચવું જરૂરનું ધારીએ છીએ. વાર્તામાં લાગણીના નિરૂપણને અવકાશ હોવા છતાં તેમાં બનાવોની પાત્રોની અમુક ગૂંથણી આવશ્યક હોય છે. વાર્તાનો એ ભાગ ગૌણ થઈ જઈ એ માત્ર લાગણીના આવિષ્કાર કે સુંદર કુદરત-વર્ણનના નિમિત્તરૂપ ન બની જાય એની સંભાળ રાખવી જોઈએ. અહીં આપેલી બધી વાર્તાઓ વિશે કહેવાનો અવકાશ નથી. મુખ્ય મુખ્ય તરફ ધ્યાન ખેંચતાં કહેવું જોઈએ કે 'બાબાગ્નન'માં બનાવો અને લાગણીઓ બંનેનો બરાબર સમન્વય થયો છે. લાગણીઓ પ્રબળ છે અને એ લાગણીઓ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય એવા બનાવો સ્વાભાવિક શૃંખલામાં બને છે. 'આંખ'માં જરા વિલક્ષણ માનસનું ચિત્ર છે પણ તે પણ સ્વાભાવિક અને સમભાવથી દોરાયેલું છે. 'નારીહૃદય'માં અમને લાગણીનું ચિત્ર આકર્ષક લાગે છે, પણ શેઠના છોકરા ચંપકલાલ ઉપર વહેમ આવવા છતાં, તેના 'હોઠ ઉપર વિલાસિતાની રેખા' જોવા છતાં નારાયણ શાસ્ત્રી લલિતાને લઈ એને ત્યાં રહેવા જાય એ એટલું સંભવિત લાગતું નથી.

કેવળ કાલ્પનિક વાર્તાઓ જેવી કે 'ગાતા આસોપાલવ' 'માછી કન્યા' સિવાયની બધી વાર્તાઓ આપણા સમાજની સ્થિતિમાંથી લીધી છે.

શ્રી. સ્નેહરશ્મિની આકર્ષક કલમથી દોરાયેલી આ વાર્તાઓ વાચકો સત્કારશે એમ માનીએ છીએ.

**રાજા છબિલારામ બહાદુર:** લેખક માનશંકર પીતાંબરદાસ મહેતા. કિંમત ૧-૧૪-૦

શ્રી સયાજી સાહિત્યમાલાનું આ ૨૨૪ મું પુષ્પ છે. આ પુસ્તકમાં ૧૮મા સૈકામાં મુગલ રાજ્યના ઇતિહાસમાં જેણે ભાગ લીધો હતો તેવા વડનગરા નાગર કુટુંબના રાજા છબિલારામ અને તેના કુટુંબનો ઇતિહાસ છે, જેમને તેમની બહાદુરીને માટે બહાદુર એવો ઈલ્કાબ મળ્યો હતો. આખું પુસ્તક શ્રી. માનશંકરભાઈએ ઐતિહાસિક તુલનાની દૃષ્ટિ વાપરી લખેલું છે. ઔરંગઝેબ પછીની મોગલોની પડતીના સમયનો આમાં સારો ચિતાર છે. અને આપણામાં અમુક જ લડાયક કોમો છે એવા હોઝી બેસાડેલા મતને આ આખું વૃત્તાંત જૂઠો પાડે છે. શ્રી. માનશંકરભાઈએ આટલી ઉમરે આંખોની કચાશ છતાં આટલો શ્રમ લઈ આ પુસ્તક લખ્યું તે તેમની સાહિત્યપ્રીતિનો સુંદર દાખલો છે.

**શા માટે?** લેખક હરભાઈ. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. કિંમત આઠ આના.

ફ્રોઈડે પ્રથમ શોધી કાઢેલા માનસપૃથક્કરણ શાસ્ત્રનો પરિચય આપવા આ નાનું પુસ્તક લખેલું છે. તેમાં શાસ્ત્રીય શૃંખલાબદ્ધ નિરૂપણ નથી, પણ જીવનમાં લેખકના પરિચયમાં

આવેલ એકેક-દાખલો લઈ તેનું પૃથક્કરણ કરી બતાવવાનો અહીં પ્રયત્ન થયો છે. દાખલાઓ સાચા હોવાથી કર્તાને ક્યાંક ક્યાંક બધી હકીકત કહેતાં સંકોચ થયો હોય એવો તર્ક થાય છે. આ પુસ્તકમાં અમારી એક સૂચના કે બને ત્યાં સુધી પૃથક્કરણ ઉપરથી કરેલા નિદાન પ્રમાણે સફળતા મળી હોય એવા દાખલા આપવા; કારણકે તે એક રીતે પૃથક્કરણની યથાર્થતા બતાવે છે. અથવા પોતાની જ ગ્રંથિના કે બીજાએ પોતાની ગ્રંથિ ઉકલી અનુભવ કર્યો હોય તેવા દાખલા આપવા; કારણકે તે વધારે પ્રતીતિ કરે છે. અને આમાંની કેટલીક ગ્રંથિ ઉકેલવા બાબત આપણાં શાસ્ત્રોએ શું કહેલું છે તે પણ કહી શકાય તો સારું. સ્વતંત્ર શાસ્ત્રીય નિરૂપણ વિના પણ આ શાસ્ત્રની ઘણી કૂંચીઓ આર્યશાસ્ત્રકારોને જાણીતી હતી. અને આ પશ્ચિમના શાસ્ત્રે પણ પોતાના વિકાસ માટે આપણાં શાસ્ત્રો પાસેથી ઘણું શીખવાનું છે એમ અમે માનીએ છીએ.

**વડીલો વાંચે:** લેખક પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત દસ આના.

છાત્રાલય-માસિકમાં પ્રસિદ્ધ થયેલા કેટલાક લેખોનો આ સંગ્રહ છે. આ લેખો માત્ર ગૃહપતિ કે શિક્ષકોને જ ઉપયોગી નથી, પણ બાળકોની કેળવણીમાં રસ લેનાં માબાપને અને અન્ય સર્વને પણ ઉપયોગી છે. વિદ્યાર્થીઓ સાથેના વ્યવહારમાંથી પ્રશ્નો ઊભા થાય તેના કેવા ઉપાયો યોજવા જોઈએ તેનો વિચાર થયો, તેના પ્રયોગો થયા—એમ ઘણા અનુભવ ઉપરથી આ લેખો લખાયા છે. સામાન્ય રીતે માનસશાસ્ત્રમાં રસ લેનારાને પણ આ પુસ્તક વિચારસામગ્રી પૂરી પાડે એવું છે.

**નવી કેળવણી:** લેખક પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત બાર આના.

જૂની અને નવી કેળવણીમાં તાત્ત્વિક ફરક છે. આ નાના પુસ્તકમાં નવી કેળવણીની દૃષ્ટિ અને તેની કાર્યપદ્ધતિનું સરલ રીતે અને વિસ્તારપૂર્વક નિરૂપણ કર્યું છે. ઘણા એમ માને છે કે નવી કેળવણીમાં શિસ્ત નીતિશિક્ષણ વગેરે અશક્ય છે પણ તેમ નથી. જૂની કેળવણીનાં બધાં સારાં પરિણામો નવીને ઈષ્ટ છે, પણ તેનાં સાધનો અને પદ્ધતિમાં ફેર છે. અને એ પદ્ધતિ વધારે સારી, વધારે માનવસ્વભાવને અનુકૂલ અને તેથી વધારે કાર્યકર થવા સંભવ છે.

**ગૃહપતિને:** લેખક નાનાભાઈ. પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત બાર આના.

આ પુસ્તકમાં જો કે મુખ્યત્વે ગૃહપતિને ઉદ્દેશીને ઘણું લખાયું છે પણ તેમાં કર્તાનું કેળવણી વિશેનું સમગ્ર દૃષ્ટિબિંદુ આવી જાય છે. અત્યારે ખરું કહીએ તો, કેળવણી આપણે સ્વાધીન ન હોવાથી, કેળવણીને ઉત્તમ રીતે ઘડવાનું સાધન જ ગૃહપતિ અને છાત્રાલય છે. અને ગૃહપતિમાં માત્ર છાત્રાલયના નિયુક્ત ગૃહપતિ જ નથી આવતા. કર્તા પ્રસ્તાવનામાં કહે છે તેમ 'ઘર માંડીને બેઠેલાં તમામ ભાઈબહેનો અને એથી યે આગળ વધીને બોલું તો જેનો જેનો જુવાનીના ઘડતરમાં ફાળો છે તે તમામ ભાઈબહેનો'નો ગૃહપતિ શબ્દમાં સમાવેશ થાય છે. ખરી કેળવણી માત્ર ગણિત કે ભૂગોળ એવા વિષય પૂરતી જ હોતી નથી. પણ સમસ્ત જીવન ઉપર આધાર રાખે છે. અને એ દૃષ્ટિએ છાત્રાલય દ્વારા ખરી કેળવણી કેમ આપી શકાય તેની આમાં વિચાર, પ્રયોગ અને અનુભવ ઉપરથી લખેલી ચર્ચા અને દિશાસૂચન છે.

**ઈશ્વરનો ઇનકાર:** લેખક નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ. પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી. પ્રસ્થાન કાર્યાલય. અમદાવાદ કિં. ૧-૦-૦

આટલી સ્વતંત્રતાથી ગંભીર રીતે અને સત્યશોધનની દૃષ્ટિથી વિચાર પ્રેરવાને લખા-

થેલાં પુસ્તકો આપણા સાહિત્યમાં થોડાં છે. કર્તાએ આ ગંભીર વિષય ઉપર બુદ્ધિથી વિચાર કરી, પોતાનો નિર્ણય જણાવ્યો છે. એમના કહેવાનું તાત્પર્ય એ છે કે વિચાર કરતાં જગતનો કર્તા અને વિશ્વનો નિયામક એવો કોઈ સ્વતંત્ર વ્યક્તિવાળો ઈશ્વર હોઈ શકે નહિ. ઈશ્વરના અનસ્તિત્વને માટે ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદને અવલંબી રહેલી દલીલો એમણે આપી છે. પણ ડાર્વિન પછી પણ પશ્ચિમનું વિજ્ઞાન અને ફિલસૂફી ખૂબ ફાલ્યાં છે. તેમાં એક તરફથી ડાર્વિન પણ પ્રાણીવિકાસનો છેલ્લો શબ્દ ગણાતો નથી. ડાર્વિન પ્રમાણે, વિરોધીઓ કહે છે, મોરના પીંછાના દરેક રંગનો ખુલાસો તમે નહિ કરી શકો. બીજી તરફથી બર્ગસાં જેવાએ પ્રાણીજીવનમાં ઉત્ક્રાન્તિની નવી જ દૃષ્ટિ આપેલી છે. શ્રીયુત નરસિંહભાઈએ ફ્રિશ્ચનોએ ગૌરવ કરેલ સ્વતંત્ર ઇચ્છા (free will)નો મત નિષેધી, તેની જગાએ કાર્યકારણવાદ મૂકયો છે, મનુષ્ય પણ છેવટ તો કારણ–કાર્ય નિયમ પ્રમાણે જ ઇચ્છે છે અને વર્તે છે એમ પ્રતિપાદન કર્યું છે, ત્યારે બીજી તરફ કશું એવું એ ફરી બનતું જ નથી એમ બર્ગસાં કહે છે.

પૃ. ૨૪ મે તેમણે કહેલ છે કે વિશ્વનું શક્તિકારણ 'ઈશ્વર' અને વસ્તુકારણ 'તત્ત્વ (substance)' મનાય છે પણ વેદાન્તમાં ઈશ્વરને જ જગતનું ઉપાદાન અને નિમિત્ત બન્ને કારણ કહેલ છે. એટલે શ્રી. નરસિંહભાઈ જે એક તત્ત્વનો ઉલ્લેખ કરે છે તે જ વેદાન્ત પણ કહે છે. શ્રી. નરસિંહભાઈ વિકાસને માને છે, એનો અર્થ એવો કરવો જ પડે કે માણસમાં આત્મભાન, નીતિમત્તાનો આગ્રહ, જગતનું ભલું કરવાની ઇચ્છા વગેરે છે તે તે આદિવસ્તુમાં હોવી જ જોઈએ; જેમ બીજમાં વડલો છે એમ. અને એમ હોય તો એ આદિતત્ત્વ પાસે કે તેનામાં વિકાસની દિશા નક્કી હોવી જોઈએ. આટલું કહ્યા પછી આપણે ઈશ્વરથી બહુ દૂર રહેતા નથી. પણ હજી તો ફિલસૂફી કોઈ અગમ્ય દિશામાં જવાનો પ્રયત્ન કરતી દેખાય છે. જો વસ્તુ દિશા અને કાલથી પર હોય, તો આપણે જેને વિકાસ કહીએ, એટલે કે સમયમાં જેને સાધ્ય માનીએ, તેને તે વસ્તુમાં કોઈ અનિર્વાચ્ય રીતે સિદ્ધ માનવું પડે. આમ માનવા જતાં અલબત, આપણને વ્યવહારમાં કામ આવે એવો ઈશ્વર ન રહે. માત્ર આપણા પોતામાં વિકાસનું કોઈ તત્ત્વ છે એ ઉપર આપણી શ્રદ્ધા બેસે એટલું થાય. આ તત્ત્વશ્રદ્ધાને લીધે ફ્રિશ્ચનો માને છે તેવા કોનશિયન્સ કે ખરુંખોટું દર્શાવનાર કોઈ ગેબી અવાજને માનવો આવશ્યક નથી, પણ તે સાથે દરેક ઉત્તરોત્તર સારાં થવાની સાધના કરવી જોઈએ એવી શ્રદ્ધા તો જરૂર થાય. જો કે શું સારું અને ખોટું તે જમાના પ્રમાણે બદલાતું જાય. અને એ શ્રદ્ધા આપણે શ્રી. નરસિંહભાઈમાં પણ પૂરેપુરી જોઈએ છીએ.

પણ અત્યારે લોકો જે ઈશ્વરને માને છે, જેને માનીને પોતે જડ કર્મઠો થાય છે, જેને નિમિત્ત કરી માણસજાત અંદર અંદર લડી રહી છે, જેને માનીને પુરુષાર્થહીન થાય છે, જગતનું ખરું શ્રેય જોઈ શકતી નથી, તે ઈશ્વર તો નથી જ અને તેનાથી આપણી શ્રદ્ધાને જેમ વહેલી વિખૂટી કરીએ તેમ વધારે સારું. અને એવા કોઈ પણ ઈશ્વરની ભાવના સિવાય જે લોકશ્રેયમાં પોતાનું જીવન વિતાવે છે, તે ખરેખર ઉચ્ચતર અને વધારે રહસ્યમય, તત્ત્વમય, જીવન ગાળે છે તેમાં શંકા નથી. ઈશ્વર શબ્દની આસપાસ જામેલો સર્વ કચરો સાફ કરવાને શ્રી. નરસિંહભાઈએ પ્રયત્ન કર્યો છે અને સમાજ તેને વિચારી પ્રાણવાન અને વધારે આત્મશ્રદ્ધાવાન બને એમ અમે ઇચ્છીએ છીએ.

રા.

...ના રૂનો વહેપાર પશ્ચિમકિનારાનાં બંદરોએ ઘસડાઈ ન જાય તે માટે બી. બી. એન્ડ સી. આઈ. રેલવે કંપનીએ મુંબાઈથી અમદાવાદ તરફ આવતા રૂના નૂરનો દર ઘટાડીને અરધો કર્યો; અમદાવાદ ગુજરાત વિદ્યાપીઠના બાકી જમીનમહેસૂલ પેટે ઘાસની હરાજી થતાં રૂ. ૩૯૫) ઉપજ્યા; કોંગ્રેસ પાર્લામેંટરી બોર્ડમાંથી પંડિત માલવીયજી તથા શ્રી. અણેનાં રાજીનામાં; પંડિત માલવીયજીની જગાએ બોર્ડના કામચલાઉ પ્રમુખ તરીકે મૌલાના આઝાદની નિમણૂક; અમદાવાદમાં શ્રી. આર. ડી. ભારદ્વાજને રાજદ્રોહ માટે બે વર્ષની સજા; હરિજનકાર્યને અંગે મહાત્માજીને કુલ આઠ લાખ રૂપિયા મળ્યાની બહાર આવેલી હકીકત; બનારસમાં મહાસભાની કારોબારી સમિતિની સભાની પૂર્ણાહુતિ.

૧-૮-૩૪ : અલ્હાબાદ મહાસભા સમિતિના પ્રમુખ તરીકે શ્રી. જવાહરલાલ નેહરુની ચૂંટણી; બંગાળના મહાસભાવાદીઓના ઝઘડાની પતાવટ માટે શ્રી. અણેને મહાસભાની કારોબારી સમિતિએ કાયમ રાખ્યા; લોકમાન્ય તિલકની પુણ્યતિથિ ઠામઠામ ઉજવાઈ.

૨-૮-૩૪ : જર્મનીના પ્રમુખ ફોન હિંડનબર્ગનું ૮૭ વર્ષની ઉંમરે મરણ; યુક્ત પ્રાંતના જમીનદારો સાથે મહાત્માજીની વાતચીત;-તેમની મિલકતના રક્ષણ માટે આપેલી ખાતરી; સરદાર શાર્દૂલસિંગ પાર્લામેંટરી બોર્ડમાં જોડાયા.

૩-૮-૩૪ : સરદાર વલ્લભભાઈ મુંબાઈમાં; જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટિના રિપોર્ટ ઉપર ૨૫-૮-૩૪ ના રોજ સહયોની સહીઓ થશે અને ઈંગ્લાંડ તેમજ હિંદમાં એકીસાથે બહાર પડશે એવી બહાર આવેલી હકીકત.

૪-૮-૩૪ : અમદાવાદમાં મિલઉદ્યોગ સંબંધી શેઠ ચીમનલાલ ગિરધરદાસ અને શ્રી. મનુ સુબેદારના બનેલા લવાદ મંડળની બેઠક; ઑર્ડિનન્સો વગેરેની હયાતિ છતાં સરહદ પ્રાંતમાં રાજદ્વારી આંદોલનોની જડ ઊંડી ગએલી હોવાથી તેની સમાપ્તિ થઈ શકશે જ નહિ એવી પ્રાંતિક મહાસભાના પ્રમુખ મુહમ્મદ અસલમખાને કરેલી જાહેરાત; બોરસદ છાવણીનો દરબાર ગોપાળદાસને મળેલો કબજો; જમના નદીમાં ભારે પૂર.

૫-૮-૩૪ : અમદાવાદ શહેર તરફની પ્રાંતિક સમિતિની આઠ બેઠકો માટે સરદાર વલ્લભભાઈ પટેલ વગેરેની બિનહરીફ ચૂંટણી; ઑસ્ટ્રિયાના ચાન્સેલર શુશનીગે નાઝી તત્ત્વોને દૂર કરવાનું ઉપાડેલું કાર્ય-સંખ્યાબંધ અમલદારોને રુખસદ; અમદાવાદના સુધારક સ્વ. સર રમણભાઈ નીલકંઠનાં પુત્રી શ્રી. વિનોદિનીનું શ્રી. મનુભાઈ લાલભાઈ પરીખ બી. એ. સાથે "આનંદ" વિધિએ થયેલું લગ્ન; કોંગ્રેસનાં જપ્ત થયેલાં નાણાં પાછાં આપી શકાશે નહિ, એવી સરકારી જાહેરાત.

૬-૮-૩૪ : વડી ધારાસભામાં સરકારી જાહેરાત-વડી ધારાસભાની તા. ૩૧-૧૨-૩૪ સુધી લંબાયલી મુદત; બંગાલ ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટને હમેશનું કાયદાનું સ્વરૂપ આપનારું બિલ વડી ધારાસભામાં પસાર; આસામમાં ભારે રેલ-૨૬ માણસોની ખુવારી.

૭-૮-૩૪ : મહાત્માજીના સાત દિવસના ઉપવાસનો પ્રથમ દિવસ; શ્રી. કમલા નહેરુની ગંભીર માંદગી.

૮-૮-૩૪ : પંડિત જવાહરલાલના છૂટકારા બાબત પૂછાયલો વડી ધારાસભામાં પ્રશ્ન-સવિનય ભંગની ચળવળને અંગે તેમને સજા નહિ થયેલી હોવાથી છૂટકારાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી ... મી. હેલેટનો જવાબ; પંડિત લાલનાથ સંબંધે બહાર આવેલી ચોંકાવનારી હકીકત—તે ...ડિત નહિ પણ મવાલી લાગે છે; ગોળીથી ઠાર થયેલા સિંધના લૂંટારા અબ્દુલ રહેમાનની ...ળીના બે નામચીન લૂંટારાઓને કારખાનામાં જાહેર રીતે દેવાયલી ફાંસી; ધંધોરોજગાર તૂટી ... છે એવા જમાનામાં મહેસાણામાં 'ઘરવેરો' નાખવા શ્રીમંત ગાયકવાડ સરકારનું ફરમાન.

૨૨-૮-૩૪ : ઇંગ્લાંડ અને ઓસ્ટ્રેલિયા વચ્ચેની છેલ્લી ટેસ્ટ મેચમાં ઓસ્ટ્રેલિયાની ૫૬૨ રને ફતેહ; દાહોદમાં મ્યુનિસિપાલિટીએ તેના હસ્તકનાં કૂવા, તળાવ, ધર્મશાળા તથા જાહેર મકાનો હરિજનો માટે ખુલ્લાં મૂકયાં; બારડોલીનાં સત્યાગ્રહીઓની તપાસ માટે ગાયકવાડી ગામમાં પોલીસનો દરોડો; મધ્ય પ્રાંતની ધારાસભાના પ્રમુખમાં અવિશ્વાસની રજૂ થયેલી દરખાસ્ત; પુનાના જિલ્લા મેજિસ્ટ્રેટના મનાઈહુકમના ભંગ માટે સજા પામેલા હિંદુ વેપારીની હાઇકોર્ટને અપીલ-સજા કેદ અને દંડની સજા રદ.

૨૩-૮-૩૪ : પંડિત જવાહરલાલની ફરીથી ધરપકડ; શ્રી. કમલા નેહરુએ ગુજારેલો મુશ્કેલીભર્યો દિવસ; સરદાર પટેલે કોમી ચુકાદાને અંગે મહાસભાના વલણનું કરેલું સ્પષ્ટીકરણ નવા રાષ્ટ્રીય પક્ષને સાફ સાફ વાતો; અમેરિકાનું નૌકાબળ વધારવાની જાહેરાત-૨૪ બારકસોનું તાકીદે બાંધકામ;

૨૪-૮-૩૪ : બિહાર પ્રાંતમાં ભયંકર રેલ-પચાસ ગામ તારાજ; ઝાબુઆનરેશે કાઉન્સિલ નીમેલી હોવા છતાં પ્રજાનો અસંતોષનો ચાલુ પોકાર હોવાની ફરિયાદ; સરકારી આંકડા મુજબ સિંધમાં ૧૯૩૩ ની સાલમાં અપહરણના થયેલા ૭૫ કેસ; ગુજરાતના રાજસ્થાનીઓને એક મંડળરૂપે ભેગા કરવા માટેની અમદાવાદમાં હિલચાલ; કાઠિયાવાડમાં ભાવનગર રાજ્યમાં હરિજનો ઉપર ગુજરતા જુલમની બહાર આવેલી વિગતો.

૨૫-૮-૩૪ : અમદાવાદમાં મેનિનજાઇટિસના દર્દનું જોર વધતું હોવાના બહાર આવેલા સમાચાર; પુસા ખાતેનું ઈમ્પિરિયલ ઈન્સ્ટિટ્યૂટ ખસેડવાની ફાઈનાન્સ કમિટિની મંજૂરી-તેમ કરવામાં છત્રીસ લાખ રૂપિયાના ખર્ચનો અંદાજ; અમેરિકન પત્રકાર ડૉ. શેરવુડે સરદાર વલ્લભભાઈ અને શ્રી. ભુલાભાઈની લીધેલી મુલાકાત.

૨૬-૮-૩૪ : ગુજરાત પ્રાંતિક સમિતિની અમદાવાદમાં બેઠક-સરદાર વલ્લભભાઈની પ્રમુખ તરીકે ચૂંટણી; આફ્રિકાથી પાછા ફરેલા દીનબંધુ એન્ડ્રુઝે ઝંઝીબારમાં વસતા હિન્દીઓની અવદશાનો આપેલો ચિતાર; સિંધના મહાસભાવાદીઓએ માલવીયજીને નવો પક્ષ ઊભો ન કરી મહાસભામાં કુસંપ થતો અટકાવવા કરેલી વિનંતિ.

૨૭-૮-૩૪ : સરહદના ગાંધી અબદુલ ગફારખાન અને તેમના ભાઈનો હઝારીબાગ જેલમાંથી શરતી છુટકારો-સરહદ પ્રાંત તથા પંજાબમાં તેમને પગ મૂકવાની મનાઈ; બિહારમાં જળપ્રલયથી જાનમાલની ભયંકર ખુવારી; માંગરોળના મહાજને ગોવધ અટકાવવા સંતોષકારક સમાધાન કરવાની ખાતરી આપવાથી પંડિત રામચંદ્ર શર્માએ છોડેલા ઉપવાસ; ગુજરાતના દેશી રાજ્યોની રાજસ્થાની પરિષદ અમદાવાદમાં ભરવાનો થયેલો નિર્ણય.

૨૮-૮-૩૪ : અમદાવાદ ગર્લ્સ હાઇસ્કૂલનાં સુપ્રિન્ટેન્ડન્ટ શ્રી. વિનોદિની નીલકંઠે આપેલું રાજીનામું મંજૂર થયું; સક્કર બેરેજના વિસ્તારમાં રેલવે માટે પંદર લાખ રૂપિયાની ગ્રાન્ટ મંજૂર; જગતનું સૌથી મોટું હવાઈ બારકસ જર્મનીમાં તૈયાર થતું હોવાની બહાર આવેલી હકીકત; ઓસ્ટ્રિયામાં નવી રાજ્યક્રાંતિના ભણકારા-જુવાન રાજકુમારને ગાદી પર લાવવાની તજવીજ; ઇરાકમાં અલી જાઉદાતે રચેલું નવું પ્રધાનમંડળ; આર્થિક પ્રગતિ માટે મજબૂત પ્રધાનમંડળ હોવાની માન્યતા.

૨૯-૮-૩૪ : સરદાર પટેલ અને શ્રી. જયરામદાસ દૌલતરામ વર્ધા ગયા-મહાત્માજી સાથે થનારી અગત્યની મંત્રણા; બિહાર પર આફતોની પરંપરા-ધરતીકંપના સખ્ત આંચકા અને જળપ્રલય; વડી ધારાસભામાં આર્મી બિલ ૫૧ વિરુદ્ધ ૪૮ મતે પસાર.

卐 પ્ર સ્થા ન 卐

પુસ્તક ૧૮ | ભાદ્રપદ : ૧૯૯૦ | અંક ૫

# ગાંધીજીનું અર્થકારણ

ગાંધીજીની પદ્ધતિ આખા જીવનનો સમગ્ર રીતે વિચાર કરવાની છે. રાજકારણ, સમાજકારણ, અર્થકારણ, ધર્મકારણ એમ વિવિધ શાસ્ત્રોનો વિચાર તેઓ એકબીજાથી અલગ અલગ શાસ્ત્રો તરીકે ન કરતાં, આખા જીવનની દૃષ્ટિએ કરે છે. ધર્મ અને નીતિને તેઓ સમાજનો પાયો ગણે છે. અને કોઈ પણ પ્રશ્ન કે કોઈ પણ શાસ્ત્રના સિદ્ધાન્તનો વિચાર કરવામાં ધર્મ અથવા નીતિનો એટલે કે સમસ્ત માનવજાતિના આત્યંતિક કલ્યાણનો વિચાર સદા નજર આગળ હોવો જોઈએ, એવો તેમનો આગ્રહ છે. અત્યારનું પ્રચલિત અર્થશાસ્ત્ર ધર્મ અને નીતિથી અલગ પાડી નાખવામાં આવેલું હોઈ અનર્થશાસ્ત્ર થઈ પડ્યું છે. તેમાં અર્થ અથવા ધનને જ સમાજની પ્રગતિનું પ્રેરક અને પ્રધાન કારણ માની લેવામાં આવે છે; અને લોકોએ પોતાની જરૂરિયાતો અથવા વાસનાઓ વધારતા જવી અને તે પૂરી પાડવા માટે ધનસંપત્તિનું ઉત્પાદન વધુ ને વધુ પ્રમાણમાં કરતા જવું તથા તે માટે કુદરત ઉપર વધુ ને વધુ કાબૂ મેળવતા જવું, એ સુધારાનું મુખ્ય લક્ષણ ગણાય છે. પરંતુ ગાંધીજી કહે છેઃ * "વસ્તુતઃ પોતાની કેટલી હાજત છે એ માણસ હમેશાં જાણતો નથી, ને લગભગ આપણે બધાં આપણી હોવી જોઈએ તેના કરતાં વધારે હાજત કરી મૂકીએ છીએ. પરંતુ વિચાર કરતાં આપણે જોઈશું કે આપણી ઘણી હાજતો આપણે સંકેલી શકીએ છીએ." પોતાની હાજતો વધારવાને બદલે બને ત્યાં લગી ઘટાડતા જવાની વૃત્તિને ગાંધીજી અસ્તેયની વૃત્તિ કહે છે. અસ્તેયનો શબ્દાર્થ ચોરી ન કરવી એવો થાય છે. પરંતુ માણસે જરૂર કરતાં વધારે વાપરવું એ પણ ચોરી જ છે એમ કહી, અસ્તેય વ્રતના પાલનને ગાંધીજી સમાજ આગળ એક આદર્શ તરીકે મૂકે છે. તેઓ કહે છેઃ "આ જગતમાં ઘણી કંગાલિયત અસ્તેયના ભંગથી પેદા થાય છે."

* અસ્તેય, અપરિગ્રહ, જાતમહેનત તથા સ્વદેશી વિષે આ અને બીજા ઉતારા મંગળ પ્રભાતમાંથી લીધા છે.

ધનસંપત્તિના અમર્યાદ ઉત્પાદન અને સંચયને વિષે પણ ગાંધીજીનો આદર્શ પ્રચલિત અર્થશાસ્ત્રીઓના સિદ્ધાન્તોથી તદ્દન ભિન્ન છે. ગાંધીજી કહે છે: "રોજના પૂરતું જ રોજ પેદા કરવાના ઈશ્વરના નિયમને આપણે જાણતાં નથી, અથવા જાણતાં છતાં પાળતાં નથી. તેથી જગતમાં વિષમતા ને તેથી થતાં દુઃખો અનુભવીએ છીએ...સહુ પોતાને જોઈતો જ સંગ્રહ કરે તો કોઈને તંગી ન આવે અને સહુને સંતોષ રહે." આ અપરિગ્રહની વૃત્તિ સમાજની સુખશાન્તિ માટે મહત્ત્વની હોઈ ગાંધીજી તેને સમાજ આગળ એક આદર્શ તરીકે મૂકે છે: "ખરા સુધારાનું, ખરી સભ્યતાનું લક્ષણ પરિગ્રહનો વધારો નથી, પણ તેનો વિચાર અને ઇચ્છાપૂર્વક ઘટાડો છે. જેમ જેમ પરિગ્રહ ઓછો કરીએ તેમ તેમ ખરું સુખ અને ખરો સંતોષ વધે છે. અભ્યાસથી મનુષ્ય પોતાની હાજતો ઘટાડી શકે છે; ને જેમ ઘટાડતો જાય તેમ તે સુખી, શાન્ત ને બધી રીતે આરોગ્યવાન થાય છે."

પરંતુ અસ્તેય અને અપરિગ્રહનો અર્થ તર્કની અંતિમ હદ સુધી લંબાવીએ તો આપણું શરીર પણ પરિગ્રહમાં આવી જાય અને અસ્તેયનું પાલન 'એક રોટી અને દો લંગોટી'થી પણ પૂરતું થયું ગણાય કે કેમ તે કહેવું મુશ્કેલ થઈ પડે. અને તેમ કરતાં સમાજના ધારણ પોષણને માટે અશક્ય એવી સ્થિતિ આપણી આગળ ઊભી થાય. એટલે આ આદર્શોને વ્યવહારમાં ઉતારી શકાય એવા રૂપમાં આપણા જીવનમાં ઘટાવવા જોઈએ. આ આદર્શોને આપણી નજર સામે રાખી આપણી કામનાઓને, અને તે તૃપ્ત કરવા માટે અર્થપ્રાપ્તિ માટેની આપણી પ્રવૃત્તિને અમર્યાદ રીતે ન વધારતાં આપણે તેને અંકુશમાં અથવા નિયમનમાં રાખીએ. તેમ કરીને આપણા અર્થકારણનો એક મહાસિદ્ધાન્ત બાંધી શકીએ કે: આ દુનિયામાં કોઈ પણ સમાજમાં દરેકે દરેક માણસને પોતાની શરીરયાત્રાને માટે આવશ્યક એટલો પૌષ્ટિક, સાત્ત્વિક અને સ્વચ્છ ખોરાક મળે, શરીરનાં ઢાંકણ તથા રક્ષણને માટે આવશ્યક એટલાં સ્વચ્છ અને સાદાં કપડાં મળે, તથા ટાઢ તડકા અને વરસાદથી રક્ષણને માટે સારી હવા અજવાશવાળું સુઘડ ઘર મળે, એ તેનો અધિકાર છે, અને તેને તેટલું મેળવતો કરવાનો સમાજનો ધર્મ છે. સુખોપભોગ અને અર્થ માટેની આપણી પ્રવૃત્તિને માટે આ મર્યાદા આપણે આંકીએ અને સમાજની આખી રચના અને સઘળી વ્યવસ્થા એ દૃષ્ટિએ કરીએ.

અસ્તેય અને અપરિગ્રહના વિચારમાંથી સીધી રીતે બીજો એક મહાનિયમ ઉદ્ભવે છે કે જીવનને આવશ્યક પદાર્થો ઉત્પન્ન કરવા માટે દરેક માણસે જાતે મહેનત કરવી જોઈએ. મનુષ્ય માત્રને સારુ જાતમહેનત અનિવાર્ય છે એમ ગાંધીજી માને છે. અંગ્રેજી શબ્દ 'બ્રેડ-લેબર' જેનો શબ્દશઃ તરજુમો રોટી (ને સારુ) મજૂરી થાય, તેનો અનુવાદ ગાંધીજીએ જાતમહેનત શબ્દથી કર્યો છે. તેઓ પ્રશ્ન પૂછે છે કે, "મજૂરી ન કરે તેને ખાવાનો શો અધિકાર હોય?" અને અધિકાર ન જ હોય એવો ઉત્તર આપતાં સમજાવે છે કે, "કરોડપતિ પણ જો પોતાને ખાટલે આળોટ્યા કરે અને તેના મોંમાં કોઈ ખાવાનું મૂકે ત્યારે જ તે ખાય તો તે લાંબો વખત ખાઈ નહિ શકે, તેને તેમાં રસ પણ નહિ રહે. તેથી તે વ્યાયામાદિ કરીને ભૂખ નીપજાવે છે અને ખાય છે તો પોતાના જ હાથ-મોં હલાવીને. જો આમ કોઈક રીતે પણ અંગકસરત રાયરંક બધાને જ કરવી પડે છે, તો રોટી પેદા કરવાની જ કસરત સહુ કાં ન કરે? ખેડૂતને હવા લેવાનું કે કસરત કરવાનું કોઈ કહેતું નથી.

અને દુનિયાના નેવું ટકા કરતાં પણ વધારે માણસોનો નિર્વાહ તો ખેતીથી જ ચાલે છે. આનું અનુકરણ બાકીના દશ ટકા કરે તો જગતમાં કેટલું સુખ, કેટલી શાન્તિ ને કેટલું આરોગ્ય ફેલાય? અને ખેતીની સાથે બુદ્ધિ ભળે એટલે ખેતીને અંગે રહેલી ઘણી હાડમારીઓ સહેજે દૂર થાય. વળી જાતમહેનતના આ નિરપવાદ કાયદાને જો સહુ માન આપે તો ઊંચનીચનો ભેદ ટળી જાય. અત્યારે તો જ્યાં ઊંચનીચપણાની ગંધ પણ નહોતી ત્યાં એટલે વર્ણવ્યવસ્થામાં યે, તે પેસી ગઈ છે. માલિક-મજૂરનો ભેદ સર્વવ્યાપક થઈ પડ્યો છે, ને ગરીબ ધનિકની અદેખાઈ કરે છે. જો સહુ રોટી પૂરતી મજૂરી કરે તો ઊંચનીચનો ભેદ નીકળી જાય, ને પછી પણ ધનિક વર્ગ રહે તો તે પોતાને માલિક નહિ માને, પણ પોતાને તે ધનના કેવળ રખેવાળ કે ટ્રસ્ટી માનશે, ને તેનો મુખ્યપણે ઉપયોગ કેવળ લોકસેવા અર્થે કરશે." જાતમહેનતની આ અનિવાર્ય ફરજને ગાંધીજીએ વ્રતનું મહત્ત્વ આપી દુનિયાનાં અનેક દુઃખોનો સાદો પણ રામબાણ ઉપાય બતાવ્યો છે.

ગાંધીજીના અર્થકારણનો ચોથો પાયો સ્વદેશી છે. 'આપણી પાસે રહેલાની સેવામાં ઓતપ્રોત થઈ રહેવું' એને ગાંધીજી 'સ્વદેશી ધર્મ' એવું નામ આપે છે. ગાંધીજીના સ્વદેશીનો પૂર્ણ અર્થ ન સમજવાથી કેટલાક મોટા મોટા માણસો પણ સ્વદેશીની તેમની ભાવનાને ઘણી વાર સંકુચિત કહી વખોડે છે. પણ ગાંધીજી તો વિશ્વબંધુત્વના પાયાનું મંડાણ જ સ્વદેશી ઉપર કરે છે. તેઓ કહે છેઃ "પાસેનાની સેવા કરતાં દૂરના રહી જાય છે અથવા તેમને હાનિ થાય છે, એવો આભાસ આવવાનો સંભવ છે; પણ તે આભાસમાત્ર છે. સ્વદેશીની શુદ્ધ સેવા કરતાં પરદેશીની પણ શુદ્ધ સેવા થાય જ છે." "સમગ્ર વિશ્વ સાથે બન્ધુત્વની લાગણી માટે પ્રયત્ન રાખતાં છતાં જે પાડોશીઓ વચ્ચે આપણું જીવન રાતદિવસ જાય છે, જેમની અને આપણી વચ્ચે અનેક બાબતોમાં સંબંધો ઊપજ્યા છે અને ઊપજતા રહે છે, તેમની સાથે જ આપણો પહેલો વહેવાર ઘટે છે. એવા ધર્મયુક્ત વ્યવહારની અવગણના કરી વિશ્વબન્ધુત્વ સિદ્ધ થઈ શકે નહિ, અને કેવળ ડોળજ થાય.*" સંકુચિત અથવા ખોટા સ્વદેશી અને સાચા અથવા વિશાળ સ્વદેશી વચ્ચેનો ભેદ ગાંધીજી વળી વિશેષ સ્પષ્ટ કરે છેઃ "સ્વદેશી ન સમજવાથી જ ગોટો વળે છે. કુટુંબની ઉપર મોહ રાખી હું તેને પંપાળું, તેને ખાતર ધન ચોરું, બીજાં કાવતરાં રચું એ સ્વદેશી નથી. મારે તો તેના પ્રત્યેનો ધર્મ પાળવાનો રહ્યો છે. તે ધર્મ શોધતાં અને પાળતાં મને સર્વવ્યાપી ધર્મ મળી રહે. સ્વધર્મના પાલનથી પરધર્મીને કે પરધર્મને હાનિ પહોંચે જ નહિ, પહોંચવી જોઈએ નહિ. પહોંચે તો માનેલો ધર્મ સ્વધર્મ નથી પણ તે સ્વાભિમાન છે. તેથી તે ત્યાજ્ય છે."

આપણા દેશના ખેડૂતોની કંગાળિયત તથા ફરજિયાત બેકારીનું જે દર્શન ગાંધીજીને થયેલું છે, તેવું આપણા મોટામાં મોટા અર્થશાસ્ત્રી કે આંકડાશાસ્ત્રીને નહિ થયું હોય. ઉપર જણાવેલી પોતાની વિચારસરણીએ આપણી દશાનું પૃથક્કરણ કરતાં તેમને જણાયું છે કે સ્વદેશી ધર્મનું વિસ્મરણ એ તેનું મોટામાં મોટું કારણ છે. આ સ્વદેશી ધર્મ તે કયો એ સંબંધે તેઓ કહે છેઃ "બધા સમજી શકે એવો, બધાને જે પાળવાની આ યુગમાં, આ દેશમાં બહુ આવશ્યકતા છે એવો કયો સ્વદેશી ધર્મ હોઈ શકે? જેના સહજ પાલનથી પણ હિંદુસ્તાનના કરોડોની રક્ષા થઈ શકે એવો કયો સ્વદેશી ધર્મ હોય? જવાબમાં રેંટિયો તથા ખાદી મળ્યાં."

---

* જુઓ શ્રી. કિશોરલાલભાઈ કૃત "ગાંધી વિચાર દોહન" પા. ૧૦

પરંતુ સ્વદેશીમાં પરદેશીનો કોઈ પ્રકારનો દ્વેષ નથી એ બાબત તેઓ ફરી ચેતવણી આપે છેઃ "આ ધર્મના પાલનથી પરદેશી મિલવાળાઓને નુકસાન થાય છે એમ કોઈ ન માને. ચોરને ચોરેલી મિલકત પાછી આપવી પડે અથવા તેને ચોરી કરતાં અટકાવવામાં આવે, તો તેમાં તેને નુકસાન નથી, લાભ છે. પાડોશી શરાબ પીતાં કે અફીણ ખાતાં બંધ થાય તેથી કલાલને કે અફીણના દુકાનદારને નુકસાન નથી, લાભ છે. અયોગ્ય રીતે જેઓ અર્થ સાધતા હોય તેમના એ અનર્થનો નાશ થાય તેમાં તેમને અને જગતને લાભ જ છે...."

"પણ સ્વદેશી ધર્મ જાણનાર પોતાના કૂવામાં ડૂબી નહિ જાય. જે વસ્તુ સ્વદેશમાં ન બને અથવા મહાકષ્ટથી જ બની શકે તે પરદેશના દ્વેષને લીધે પોતાના દેશમાં બનાવવા બેસી જવું તેમાં સ્વદેશી ધર્મ નથી. સ્વદેશી ધર્મ પાળનાર પરદેશીનો કદી દ્વેષ કરશે જ નહિ. પૂર્ણ સ્વદેશીમાં કોઈનો દ્વેષ નથી, એ સાંકડો ધર્મ નથી; એ પ્રેમમાંથી, અહિંસામાંથી ઉત્પન્ન થયેલો સુંદર ધર્મ છે.

પરંતુ આ સ્વદેશી ધર્મનું વિસ્મરણ આ યુગમાં આપણા દેશે જ કર્યું છે એમ નથી. બીજા દેશોએ તેનો વધારે અને મોટા પ્રમાણમાં ભંગ કર્યો છે. આજે એકેએક સુધરેલો ગણાતો દેશ બીજા દેશોના ઉદ્યોગોનો નાશ કરવા તથા પોતાના દેશનો માલ બીજા દેશોમાં ઘુસાડવા પ્રયત્ન કરી રહ્યો છે. તે માટે દેશપરદેશનાં બજારો કબજે કરવા દેશ દેશ વચ્ચે હરીફાઈ ચાલી રહી છે. વળી તે માટે જકાતો નાખી પરદેશી માલને પોતાના દેશમાં આવતો અટકાવવાની તથા પોતાના દેશના વેપારઉદ્યોગને મદદ આપી બીજા દેશનાં બજારોને પોતાના દેશના માલથી ભરી કાઢવાની પ્રથાનો જ આશ્રય લેવામાં આવે છે એટલું નથી. બજારો કબજે કરવા લશ્કરી બળનો તથા રાજકીય સત્તા અને કુટિલ નીતિનો પ્રયોગ પણ છૂટથી કરવામાં આવે છે. આખી દુનિયા તેનાથી ત્રાહિ ત્રાહિ પુકારી રહી છે. સઘળા દેશો શુદ્ધ સ્વદેશી ધર્મનું પાલન કરતા થઈ જાય એ જ આજના ભયંકર કલહમાંથી બચવાનો એકમાત્ર ઉપાય છે. તેથી જ ગાંધીજી સ્વદેશીને આ યુગનું મહાવ્રત કહે છે.

ગાંધીજીના અર્થકારણના આ ચાર મુખ્ય પાયા છેઃ અસ્તેય, અપરિગ્રહ, જાતમહેનત અને સ્વદેશી. એ લગભગ ગાંધીજીના જ શબ્દોમાં સમજી લીધા પછી અત્યારની આર્થિક અનવસ્થા તથા આર્થિક અન્યાયો અને જુલમોનું નિરાકરણ ગાંધીજીના આ સિદ્ધાન્તો પ્રમાણે કેવી રીતે થાય તે જોઈશું.

આજે દુનિયામાં થોડાક ધનાઢ્યો પાસે તેમને ન જોઈતી વસ્તુઓ ભરેલી પડી છે; તે રખડી જાય છે, બગડી જાય છે; જ્યારે તેમને અભાવે કરોડો રવડે છે, ભૂખે મરે છે, ટાઢે ઠરે છે. ધનાઢ્ય વર્ગને પોતાનું ધન શી રીતે વાપરવું તથા પોતાનો વખત કેમ ગાળવો એ સૂઝતું નથીઃ કોઈ પણ જાતના ઉપયોગી કાર્યને અભાવે અસંખ્ય સ્ત્રીપુરુષોને 'ન ગમવાનો' રોગ લાગે છે. અને દિલ બહલાવવા અનેક ખર્ચાળ અને સમાજને હાનિકારક પ્રયોગો કરતાં છતાં તેમને જીવન ભારરૂપ લાગે છે. ત્યારે બીજી તરફથી, કરોડો માણસોને શરીર ઘસાઈ ઘસાઈને તૂટી જાય તેટલું સખત વૈતરું કરવું પડે છે; અને તેમ છતાં પેટપૂરતું ખાવાનું મળતું નથી. વળી દરેક સુધરેલા દેશમાં બેકારી ભોગવતાં લાખો સ્ત્રીપુરુષોમાં ટોળાં વાટે ને ઘાટે રખડતાં ફરે છે. અમેરિકા અને ઈંગ્લાંડ

જેવા શ્રીમંત દેશોમાં તેમ જ હિંદુસ્તાન અને ચીન જેવા ગરીબ દેશોમાં મોટા જનસમુદાય બેકારી અને તંગીની ભયંકર વેદનાથી મૂર્ચ્છિત થઈને પડ્યો છે. આ બધું જે આર્થિક, સામાજિક અને રાજકીય અન્યાયો તથા જુલમોને લીધે થઈ રહ્યું છે, તે નાબૂદ કરવાનો ઉપાય ગાંધીજીના અર્થકારણમાં રહેલો છે.

બીજી તરફથી આ યુગના તમામ અન્યાયોને નાબૂદ કરવાનો જબરદસ્ત કાર્યક્રમ રશિયામાં અત્યારે સત્તા ધરાવતા સામ્યવાદી મંડળે હાથ ધર્યો છે. તેમના કાર્યક્રમમાં વર્ગ-કલહ ઉપર ખૂબ જ ભાર મૂકવામાં આવે છે. ઉત્પત્તિનાં સાધનોની માલિકી ધરાવતા વર્ગ સાથે મજૂરવર્ગે તીવ્ર કલહમાં ઊતરી તે વર્ગને નાબૂદ કરવો એ તેમનો કાર્યક્રમ છે. અને તે માટે તેઓ હિંસામય ક્રાન્તિને અનિવાર્ય ગણે છે; જ્યારે ગાંધીજી સમાજમાં વેરઝેર ફેલાવ્યા વિના પ્રેમ અને અહિંસાથી આ બધું કરવા ઇચ્છે છે. અત્યારે મોટે ભાગે આળસુ થઈ પડેલા જમીનદારોના લાખો એકર જમીન ઉપરના નિરંકુશ માલકીહક, મોટાં મોટાં કારખાનાં તથા ઉત્પત્તિનાં અને વ્યવહારનાં જબરદસ્ત સાધનો ઉપર ખાનગી મૂડીદારોના માલકીહક તથા મોટા મોટા લેણદારોના હકો જે ગરીબોના શોષણનાં સાધન બની રહ્યાં છે, તે તમામ હકોનું શોધન થવું જોઈએ એવું ગાંધીજીએ બીજી ગોળમેજી પરિષદમાં જણાવ્યું હતું અને શ્રી. જવાહરલાલજી સાથેના પેલા મશહૂર પત્રવ્યવહારમાં સ્પષ્ટ કર્યું છે. પરંતુ એ શોધનમાં તેમની પદ્ધતિ ધનિકો પ્રત્યે દ્વેષની નહિ, પણ ગરીબો પ્રત્યે પ્રેમની છે. ધનિકો અને મૂડીદારોના માલકીહકોનો તેઓ તદ્દન ઇનકાર નથી કરતા, પરંતુ માલિકીના હકની સાથે ગરીબોના લાભની દૃષ્ટિએ માલિકીની ફરજો તેઓ ધનિકો પાસે સ્વીકારાવવા માગે છે. ધનિકો અને માલિકોના હકો તેઓ ઝૂંટવી લેવાનું નથી કહેતા, પણ તેમના ધનમાં અને માલિકીમાં રહેલી પ્રતિષ્ઠાનું ખંડન કરવા તેઓ ઇચ્છે છે. ધનિક અથવા માલિકની પ્રતિષ્ઠા તેના ધનમાં અથવા માલિકીમાં ન હોય, પણ ધનના સમાજને અર્થે કરવામાં આવતા સદુપયોગમાં હોય, સમાજને અર્થે માલિકીની ફરજો અદા કરવામાં હોય. વેરઝેર ફેલાવ્યા વિના જૂની પ્રતિષ્ઠાઓ તોડી તેને સ્થાને નવી પ્રતિષ્ઠાઓ સ્થાપીને તેઓ સમાજમાં ક્રાન્તિ આણે છે. વળી દરેક વસ્તુનો તેઓ અહિંસક રીતે વિચાર કરતા હોવાથી તેમનો ઝોક જૂની પ્રતિષ્ઠાઓના ખંડન કરતાં નવી પ્રતિષ્ઠાઓના મંડન ઉપર વધારે રહે છે. દાખલા તરીકે, વિલાયતી કપડાંના અને ફેશનવાળા પોશાકની પ્રતિષ્ઠાના ખંડન ઉપર ભાર મૂક્યા વિના ખાદીના સાદા પહેરવેશની પ્રતિષ્ઠા તેમણે સ્થાપી. પરિણામે, આ પંદર જ વર્ષમાં આપણા દેશમાં પહેરવેશની આવડી મોટી ક્રાન્તિ થઈ ગઈ તોપણ વિલાયતી કપડાં પહેરનારની કે વિલાયતી ફેશનવાળાની પજવણી થવાનો એક પણ કિસ્સો બનવા પામ્યો નથી. અને તેમ છતાં ખાદીએ સમાજમાં પ્રવર્તતા ઊંચનીચના પ્રતિષ્ઠાભેદ મોટે ભાગે તોડી નાખ્યા છે. અને તે સામાજિક સમાનતા તથા જાતમહેનત દ્વારા સામાજિક સેવાનું પ્રતીક બની છે. તે જ પ્રમાણે ધનની પ્રતિષ્ઠાના ખંડન ઉપર ભાર મૂકવાને બદલે ગાંધીજી સ્વેચ્છાપૂર્વક સ્વીકારેલી ગરીબાઈની પ્રતિષ્ઠાના મંડન ઉપર ભાર મૂકે છે. પોતાના કાર્યક્રમમાં શાન્તિમય, રચનાત્મક કાર્યને તેઓ ખૂબ જ મહત્ત્વ આપે છે, તેનું કારણ પણ તેમની અહિંસા વૃત્તિ જ છે. રચનાત્મક કાર્ય દ્વારા તેઓ સમાજની આર્થિક રચના એવી કરવા માગે છે, જેથી વધારે પડતો ધનસંચય અશક્ય થઈ પડે અથવા

અપવાદરૂપ હોય; મૂડીદારોના હાથમાં વધારા પડતી સત્તા આવી જ ન શકે; સમાજમાંથી તમામ પ્રકારની વિષમતા આપોઆપ ઓછી થઈ જાય અને સામાજિક અન્યાયો કે જુલમોનો ઉદ્‌ભવ જ ન થવા પામે.

આજે સર્વત્ર મોટા પાયા ઉપર અને કારખાનાં દ્વારા ઉત્પાદનપદ્ધતિ ચાલી રહી છે અને તેનું વલણ વધવા તરફ છે. તેને લીધે ઉત્પત્તિનાં સાધનો એક નાના વર્ગના કબજામાં આવી પડયાં છે; એ વર્ગ સમાજને ઉપયોગી વસ્તુઓ પૂરી પાડવાની નેમથી નહિ, પણ પોતાના નફા ઉપર જ નજર રાખીને વસ્તુઓ ઉત્પન્ન કરે છે; વળી પોતાના જ દેશમાં ઘણીયે જરૂરની વસ્તુઓ વિના લોકો રવડતા હોય ત્યારે પણ ભળતી જ વસ્તુઓનું વધારે પડતું ઉત્પન્ન કરી તેનો તેઓ પરદેશ નિકાસ કરે છે. મોટા પાયા ઉપર ઉત્પાદન, એક નાના વર્ગના હાથમાં ઉત્પત્તિનાં સાધનોનો કબજો, અને ખાસ જરૂરિયાતની નહિ પણ સુખ સગવડની અને મોજશોખની ગણાય એવી વસ્તુઓનું વધારા પડતું ઉત્પાદન, એ ત્રણ વસ્તુઓ આખી દુનિયાના ગરીબવર્ગના શોષણનાં મુખ્ય અંગો છે. સામ્યવાદીઓ આ અનિષ્ટોનો ઉપાય માલિકી ધરાવતા પેલા નાના વર્ગનો નાશ કરી તેની પાસેથી ઉત્પત્તિનાં સાધનો ઝૂંટવી લઈને કરવાનું સૂચવે છે. પણ એક યા બીજા કારણે આવી બળજબરીની પદ્ધતિ અખત્યાર કરવાનાં પરિણામો, આજે રશિયા તથા જાપાનમાં, તેમજ જર્મની અને ઇટલી જેવા દેશોમાં પ્રવર્તી રહેલા ભય અને ત્રાસ ઉપરથી જોઈ શકીએ છીએ. ઉપર જણાવેલાં ત્રણે અનિષ્ટોનું નિવારણ નાના પાયા ઉપર ઉત્પાદનની પદ્ધતિમાં તથા સ્વદેશી ધર્મના પાલનમાં રહેલું છે, એમ ગાંધીજી જણાવે છે. દરેક ગામ અથવા તો એકસરખી કુદરતી પરિસ્થિતિવાળો સ્થાનિક પ્રદેશ અર્થવ્યવહારનું એક લગભગ સ્વયંસંપૂર્ણ ઘટક બની રહે, દરેક કુટુંબ પાસે ઉત્પત્તિનાં સાધનો તેનાં પોતાનાં જ હોય, વસ્તુઓનું ઉત્પાદન નફાને માટે અથવા દૂરના બજારમાં એ માલ વેચવાને માટે નહિ, પણ પોતાની અથવા પોતાના પાડોશીઓની જરૂરિયાત પ્રમાણે મોટે ભાગે તેમના વાપરવાને માટે જ હોય;—આવી વ્યવસ્થામાં વધારેપડતા ઉત્પન્નનો અથવા ભળતી વસ્તુઓના ઉત્પન્નનો પ્રશ્ન જ ઉપસ્થિત થવા પામતો નથી. ઘણાં ખરાં કુટુંબો પોતાના ઉપયોગની લગભગ બધી જ વસ્તુઓ જાતે તૈયાર કરી લેતાં હોય, જે વસ્તુઓ જાતે ન બનાવી શકાતી હોય અને છતાં જરૂરની હોય તે વસ્તુઓ પણ જ્યાં સુધી પોતાની પડોશમાં તૈયાર થતી હોય ત્યાં સુધી બહારથી લાવીને ન વાપરવાના સ્વાભાવિક ધર્મનું તેઓ પાલન કરતાં હોય, એટલે અત્યારે જે આયાત–નિકાસના વેપારની મોટે ભાગે અનાવશ્યક અને નિરર્થક વૃદ્ધિ થઈ ગઈ છે, તથા જે વેપારે દેશ દેશ વચ્ચે લડાઈનું સ્વરૂપ પકડયું છે, તે વેપાર આપોઆપ ઓછો થઈ જાય. પછી તો પોતાની પડોશમાં જે વસ્તુઓ બનવી અશક્ય જ હોય, અથવા મહાકષ્ટે બની શકે તેવી હોય તેવી જ આયાત થાય અને પોતાના પ્રદેશમાં બનતી વસ્તુઓથી આખા પડોશની જરૂરિયાતો પૂરી પાડયા પછી જે ફાજલ રહે તેનો જ નિકાસ થાય.

વળી અત્યારે પૈસો સર્વોપરિ બની ગયો છે. પૈસાને જોરે એક વર્ગ બીજા વર્ગને ગુલામીની બેડીમાં જકડી શકે છે. એ પૈસાની સત્તા પણ આ અર્થરચનાથી નાબૂદ થઈ જાય, અથવા ઘણી કમી થઈ જાય. કારણ કે આ અર્થરચનામાં પૈસાની જરૂર જ બહુ ઓછી થઈ જાય છે. વળી માણસ જ્યારે પોતાના અથવા પાડોશીઓના ઉપયોગને માટે જ વસ્તુઓ

બનાવે છે, ત્યારે તેના મનમાં તે વસ્તુના મૂલ્યની આંકણી, તે વસ્તુ બનાવવાનાં પડેલા શ્રમ ઉપરથી તથા તે વસ્તુ જીવનમાં કેટલી ઉપયોગી છે તે ઉપરથી, તે બરાબર કરી શકે છે; પરંતુ માણસ જ્યારે વેચવાને માટે વસ્તુઓ બનાવે છે અને પોતાની જરૂરની વસ્તુઓ ખરીદી લે છે ત્યારે શ્રમના અને ઉપયોગિતાના ધોરણથી વસ્તુઓના મૂલ્યની આંકણી ન કરતાં તે પૈસાથી અંજાઈ જાય છે અને ભુલાવામાં પડે છે આનો સચોટમાં સચોટ દાખલો જોવો હોય તો જે ગામમાં ડેરીના સંચા હોય છે ત્યાં ખેડૂત બાઈઓ હાથમાં થોડા ચળકતા રૂપિયા આવે તેથી લોભાઈને પોતાનાં બાળકોનાં મોંમાંથી કાઢીને દૂધ વેચી આવે છે તે છે. તે પૈસા વડે કાચની બંગડીઓ, વિલાયતી વાયલ અથવા બાળકો માટે પીપરમિન્ટની ટીકડીઓ તે ખરીદે છે. ઉત્પાદનના શ્રમની અને જીવનને ઉપયોગિતાની દૃષ્ટિએ વિચારીએ તો દૂધની સરખામણીમાં આ વસ્તુઓ ઊભી જ ન શકે. છતાં પૈસાથી અંજાઈ જઈને એ બાઈઓ ભુલાવામાં પડીને આમ કરે છે. ખેડૂતો પોતાના ખેતરમાં પાકતું સારું અનાજ તથા પોતાના ઢોરનું સારું ઘી વેચીને ઘણી વાર હલકું અનાજ અને ચા ખરીદે છે, કપાસ વેચી મિલનાં કપડાં ખરીદે છે, ઘરના પાકેલા સુંદર તલ વેચી મગફળીનું અથવા એવી હલકી જાતનું અથવા ભેળવાળું તેલ ખરીદે છે તથા ગોળ વેચી ખાંડ ખરીદે છે, તેઓ ખોટનો ધંધો જ કરે છે. પણ બધો વ્યવહાર નાણાં મારફત ચાલતો હોવાથી ખેડૂતોને આમ કરવું પડે છે. વળી નાણાંવ્યવહારમાં ઊતરતાં જ તે શાહુકારના પંજામાં સપડાઈ પડે છે. આજે તો ખેડૂતને નાણાંવ્યવહારમાં ન ઊતરવું હોય તો પણ જમીનમહેસૂલ તો નાણાંના રૂપમાં ભર્યા વિના ચાલેજ નહિ એટલે ખેડૂતને નાણાંવ્યવહારમાં ઊતરવાની ફરજ પડે છે. પચાસ ટકા કરતાં વધારે ખેડૂતોને કેવળ જમીનમહેસૂલ ભરવા માટે દેવામાં ઊતરવું પડે છે. આ ઉપરાંત બજાર માટે ઉત્પાદન કરવાની આજની પ્રથાને લીધે આપણી જરૂરિયાતની તમામ વસ્તુઓ નાણાંથી મેળવવાની હોય છે. એટલે માણસને મન નાણાંનું મહત્ત્વ એટલું બધું વધારે લાગે છે કે વિનિમયને સરળ કરવાનું તેનું જે મૂળ કાર્ય તે વિસરાઈ જઈ, તે સાધન મટીને જીવનનું સાધ્ય બની જાય છે. પછી લોકો પૈસાનો જ સંગ્રહ કરવાની ખટપટમાં પડી જાય છે. ગાંધીજીના અર્થકારણમાં પૈસાનું મહત્ત્વ અને તેની સત્તા આપોઆપ ખૂબ ઘટી જાય છે અને તેને તેનું અસલ યોગ્ય સ્થાન મળે છે. ગાંધીજીની અર્થવ્યવસ્થામાં 'એક્સચેન્જ' અને 'રેશિયો' ની ચાલાકી અને દગલબાજીને માટે અવકાશ જ રહેતો નથી.

પરંતુ ગાંધીજી જ્યારે કહે છે કે ઉત્તમમાં ઉત્તમ ઉદ્યોગ ખેતીનો છે અને અનાજ ઉપરાંતની બીજી જરૂરિયાતની વસ્તુઓ ખેડૂત પોતાની ખેતીના ધંધાને મદદગાર એવા ગૃહઉદ્યોગો કરીને મોટે ભાગે બનાવી લે તથા ખેડૂતના જીવન અને ઉદ્યોગ સાથે સંકળાયેલા એવા વણકરના, સુતારના, લુહારના, મોચીના, કુંભારના, તેલીના એવા ઉદ્યોગો પણ ઘરગથ્થુ પદ્ધતિએ ચાલે જેથી ગામ અથવા પ્રદેશ મોટે ભાગે સ્વયંસંપૂર્ણ બની રહે ત્યારે એવો સવાલ પૂછવામાં આવે છે કે યંત્રોની આટલી બધી શોધખોળો થઈ છે અને જેને લીધે સ્થળ અને કાળનાં બંધનો ભૂંસાઈ જઈ આખી દુનિયા એક જ બજાર બની ગઈ છે તે બધી સગવડો શું જતી કરવી? યંત્રોના સાર્વત્રિક પ્રયોગથી કાંઈ પણ ફાયદો થયો હોય તો તે એક નાના વર્ગને જ થયો છે. બહુ જનસમુદાય તો તેથી ઊલટો ભયંકર કંગાલિયત અને દુઃખમાં જ આવી પડ્યો છે. એ હકીકત આમી સામે જવાબરૂપે છે જ. પરંતુ એ હમણાં બાજુએ રાખી જણાવીશું કે ગાંધીજીએ યંત્રોનો યંત્ર તરીકે કદી વિરોધ કર્યો જ

નથી. યંત્રો વિષે એક વાતચીત* માં ગાંધીજીએ કહ્યું હતું: "મારો વાંધો યંત્રો સામે નહિ પણ યંત્રોની ઘેલછા સામે છે. જેને શ્રમનો બચાવ કરનારાં યંત્રો કહેવામાં આવે છે તેની આજે ઘેલછા લાગી છે. એક તરફથી શ્રમનો બચાવ થયે જ જાય છે અને બીજી તરફથી લાખો માણસો યંત્રોને લીધે બેકાર બની ભૂખે મરતાં રસ્તા ઉપર ભટકે છે. સમય અને શ્રમનો બચાવ હું જરૂર ઇચ્છું, પણ તે અમુક વર્ગને માટે નહિ, આખી માનવજાતિને માટે થવો જોઈએ. સંપત્તિનો સંચય થોડા ગણ્યાગાંઠયાના હાથમાં થાય એ નહિ, પણ સહુની પાસે થાય એ હું ઇચ્છું. આજે તો થોડા માણસોને કરોડોની કાંધ ઉપર ચડી બેસવામાં યંત્રો મદદગાર થઈ રહ્યાં છે. અત્યારની આ વ્યવસ્થા સામે મારી તમામ શક્તિ ખર્ચીને હું યુદ્ધ ચલાવી રહ્યો છું."

પોતાનો વિરોધ યંત્રો સામે નહિ પણ યંત્રોના દુરુપયોગ સામે છે, એ વસ્તુનો સ્વીકાર કરતાં તેમણે જણાવ્યું છે કે: "પરંતુ હું એટલું ઉમેરવા ઇચ્છું છું કે વૈજ્ઞાનિક અને યાંત્રિક સંશોધનો એ પ્રથમ લોભનાં સાધન મટી જવાં જોઈએ. પછી મજૂરો પાસે ગજા ઉપરાંત કામ કરાવવામાં નહિ આવે, અને યંત્રો નડતરરૂપ થવાને બદલે મદદરૂપ થઈ પડશે. મારો ઉદ્દેશ તમામ યંત્રોનો વિનાશ કરવાનો નથી, પણ તેની મર્યાદા આંકવાનો છે."

અતિશય ખર્ચાળ અને મોટા પાયા ઉપર જ ચાલી શકે એવાં યંત્રો ઉપર જ ગાંધીજી મર્યાદા મૂકવા માગે છે. આ બાબત સ્પષ્ટ કરતાં તેઓ કહે છે: "માણસનો વિચાર પ્રધાનપણે કરવાનો છે. વપરાશને અભાવે માણસનાં અવયવોને નકામાં અને જડ કરી નાખવા તરફ યંત્રોની પ્રવૃત્તિ ન હોવી જોઈએ." સિંગરનાં સીવવાના સંચો તથા સાઈકલ જેવાં માનવશ્રમથી જ ચાલતાં યંત્રોને તેઓ વધાવી લે છે. સિંગરના સંચા વિષે તેઓ કહે છે: "સઘળી આધુનિક શોધોમાં બહુ ઉપયોગી એવી થોડી શોધોમાંની આ એક છે. તે શોધની પાછળ અદ્‌ભુત ઈતિહાસ છે. પોતાની સ્ત્રીને હાથે સીવવાનું કંટાળાભરેલું કામ કરતાં સિંગરે જોઈ તેના પ્રત્યેના પોતાના પ્રેમને ખાતર, તેને એ અનાવશ્યક શ્રમમાંથી ઉગારી લેવા તેણે આ સંચાની યોજના કરી. તેમ કરીને તેણે માત્ર પોતાની સ્ત્રીનો જ શ્રમ ન બચાવ્યો, પણ તેનો સીવવાનો સંચો ખરીદી શકે તે સહુને હાથે સીવવાના કંટાળાભરેલા શ્રમમાંથી મુક્ત કર્યા."

પરંતુ આવા સંચા બનાવવા માટે મોટાં કારખાનાં જોઈએ તથા તેમાં ભૌતિક શક્તિથી ચાલતાં યંત્રોનો પણ ઉપયોગ કરવો પડે, એ દલીલના જવાબમાં તેઓએ કહ્યું છે: "હા; પરંતુ હું એટલો સમાજવાદી તો છું જ કે, આવાં કારખાનાં રાષ્ટ્રની માલકીનાં હોય અથવા રાજ્ય તરફથી ચાલતાં હોય એમ કહું. આવાં કારખાનાં અત્યંત સુંદર અને આદર્શ પરિસ્થિતિમાં ચાલતાં હોય. નફાને માટે નહિ પણ લોકહિતને માટે તેની હસ્તી હોય. મારે તો એ જોઈએ છે કે મજૂરોની સ્થિતિમાં સુધારો થાય. ધનનો જે ગાંડો પો લાગ્યો છે તે અટકે. મજૂરોને કેવળ સારી રોજી મળે એટલું જ નહિ પણ જેમાં સખ્ત વૈતરું ન હોય એવું કામ તેમને હંમેશ મળી રહે. આવી સ્થિતિમાં યંત્ર રાજ્યને અથવા તેના માલિકને જેટલો લાભ કરશે તેટલો જ લાભ તે ચલાવનાર મજૂરને પણ કરશે. સિંગરના

* શ્રી. રામચંદ્રન નામના શાન્તિનિકેતનના વિદ્યાર્થી સાથેની આ વાતચીત તા. ૧૩-૧૧-૧૯૨૪ના યંગ ઇન્ડિયામાં પ્રગટ થયેલી છે.

એ શરતો અનિવાર્ય છેઃ એક તો હિંસામય ક્રાન્તિ કરી અમુક મંડળે પ્રથમ રાજ્યસત્તા હસ્તગત કરવી જોઈએ; અને બીજું, એ મંડળે બધા ફેરફારો જરૂર પડે તો જબરદસ્તીથી કરવા જોઈએ અને નવી વ્યવસ્થા ચલાવવી જોઈએ. પરિણામે, આજે રશિયામાં ચાલે છે તેવી જબરી અમલદારશાહી ઊભી થયા વિના ન રહે રશિયાના સામ્યવાદીઓ પોતાને લોકહિતના ઉદ્દેશથી જ પ્રેરાયેલા માનીને, પોતાને લોકોના સાચા પ્રતિનિધિઓ ગણે છે. પરંતુ તેમના એ પ્રતિનિધિત્વ ઉપર લોકોનો કશો અંકુશ તો નથી જ. તેઓ કહે છે ખરા કે લોકો સમજતા થઈ જશે તેમ તેમ રાજ્યસત્તાની બળજબરી આપોઆપ ઘસાઈ જશે. પરંતુ આજે જેઓએ સત્તા કબજે કરી છે તેઓ એ સત્તા બિનતકરારે છોડશે કે કેમ, એ બહુ વિચારવા જેવું છે. વળી આ સમાજવાદી કાર્યક્રમ પ્રમાણે જ્યાં સુધી રાજ્યસત્તા લોકોના પ્રતિનિધિઓના હાથમાં નથી આવી, ત્યાં સુધી તો માત્ર વાતો અને ભાષણો જ તથા યોજનાઓ જ કરવાની રહે છે. રાજ્યસત્તા હાથમાં આવે ત્યાં સુધી જેને 'ઑર્ગેનાઇઝ' કરવું એમ કહેવામાં આવે છે તે સિવાય કશું જ થઈ શકતું નથી. પરંતુ ગાંધીજીનો આખો કાર્યક્રમ એવો છે કે અત્યારની ઘણીખરી ગૂંચો લોકોના પોતાના જ પુરુષાર્થથી તથા સ્વાવલંબનથી ઉકેલી શકાય છે. રાજ્યસત્તા હસ્તગત કર્યા પહેલાં પણ તેઓ સીધું રચનાત્મક કાર્ય કરી પોતાનું હિત સાધતા થઈ જઈ શકે છે. જો કે લોકોના પ્રતિનિધિઓના હાથમાં સત્તા હોય તો અનિષ્ટો વહેલાં દૂર કરી શકાય અને સુધારા સત્વર થઈ શકે, એ વસ્તુની ગાંધીજી અવજ્ઞા કરતા નથી. અત્યારે દલિત હાલતમાં પડેલા લોકો ઉદ્યોગ અને સ્વાવલંબનનો માર્ગ પકડી રચનાત્મક કાર્યક્રમ દ્વારા પોતાની શક્તિ વધારતા જાય તો તેઓ સાચું પ્રજાતંત્ર આપોઆપ ભોગવી શકે. કારણ, તેમની રચનાત્મક પ્રવૃત્તિને લીધે, પોતાના જે પ્રતિનિધિઓને તેઓ નિયમન કે વ્યવસ્થા સોંપે તેમના ઉપર યોગ્ય અંકુશ રાખવાની શક્તિ તેમનામાં આવી ગઈ હોય છે. પોતાની સાચી સ્થિતિનું માણસને ભાન થયું કે તરત જ માણસ તે સુધારવા પ્રત્યક્ષ કાર્ય દ્વારા મંડી શકે છે અને તેમ કરતો તે પોતાના ધ્યેયે પહોંચે છે, એ બીજા બધા કાયક્રમો કરતાં ગાંધીજીના કાર્યક્રમની શ્રેષ્ઠતા છે.

ગાંધીજીના કાર્યક્રમની બીજી વિશેષતા એ છે કે તેમાં અમુક વર્ગનું—ભલેને તે વર્ગ બહુ મોટો હોય પણ—એકલા એક વર્ગનું જ નહિ પણ સકળ માનવજાતિનું કલ્યાણ સમાયેલું છે. તેમના કાર્યક્રમમાં નાનામાં નાના વર્ગનો પણ ઉચ્છેદ નથી. જે વર્ગ આજે અન્યાય અને જુલમ કરી રહ્યો છે તેનો પણ પ્રેમ અને અહિંસાથી હૃદયપલટો કરવાનો છે. સમાજના એકેએક વર્ગને તેમાં ન્યાયયુક્ત અને સમસ્ત જનસમાજને હિતકારી એવે સ્થાને સ્થાપીને સર્વોદય સિદ્ધ કરવાનો ગાંધીજીનો માર્ગ છે.*

નરહરિ દ્વારકાદાસ પરીખ

# ગ્રામજીવનની પુનર્ઘટના

[ ગતાંકથી ચાલુ ]

## આર્થિક પ્રકાર

જ્યારે ખાદીનું કામ ગામડાંઓમાં દાખલ થયું અને જ્યાં જ્યાં દાખલ થયું ત્યાં ત્યાં પાંચ પાઇની કમાણી વધી અને તેની સાથેસાથે ગામડાંઓમાં જાગૃતિના અંકુર ફૂટયા. કમાણી અને જાગૃતિનાં કારણો જુદાં છે, એ દરેક માણસ જોઇ શક્યો નથી. માત્ર કમાણી વધારવાથી ફાયદો થયો નથી એ હું પુરવાર કરવા ઇચ્છું છું. જાગૃતિ હોય તો કમાણી વધારવાનો પ્રયાસ થાય, ખોટા માર્ગે વ્યય થતો અટકે અને લોકોમાં સ્વમાનનું ભાન જાગે. દૂધ વેચવાથી કમાણી સારી રીતે વધે છે, પણ તેની સાથે સાથે જાગૃતિ કે સ્વમાન આવે જ છે એમ નથી.

ખેડૂ પ્રજાની કમાણી વધારવા માટે અનેક પ્રયાસો થયા છે. સારાં બી વગેરે વાવીને અને એકંદરે ખેતી સુધારીને કમાણી વધારી શકાય. તેવી રીતે સહકાર્યના તત્ત્વ પર રચાયેલી મંડળીઓ મારફત કમાણી વધારાય, માલના સારા ભાવ આવે અને સોંઘી ખરીદી કરી શકાય. આર્થિક લાભ થાય, પણ તેની પાછળ નૈતિક લાભ ઘણો ઓછો હોય છે. નૈતિક લાભ નથી થતો એમ કહેવામાં અતિશયોક્તિ થશે. કેળવણી વધારીએ કે વધારે સંગીન કરીએ તોપણ લાભ થાય, પણ વર્ષો સુધી કેળવણીથી જે લાભ થઇ શક્યો નથી તેવો લાભ રાજકીય ચળવળ વખતે થાય છે તે અનુભવ માત્ર આ દેશનો નથી, પણ આખા જગતનો છે.

હવે આ ઉપર બતાવેલા બધા માર્ગો સરકાર ગ્રહણ કરે છે તે ઉપરાંત એક નવો પક્ષ ઊભો થયો છે તે તેનું પ્રતિપાદન કરે છે. અમેરિકાના Y. M. C. A. ( જુવાન ખ્રિસ્તીઓનું મંડળ ) ના ડા. સ્પેન્સ હેચ જેમણે 'અપ ફ્રોમ પોવર્ટી' નામનું પુસ્તક લખ્યું છે તે ત્રાવણકોર રાજ્યમાં મોટા પાયા પર પોતાનો અખતરો અજમાવી રહ્યા છે. તેમનો મુખ્ય સિદ્ધાંત એ છે કે પ્રજાની જાગૃતિ થતી નથી કારણકે તે ગરીબાઇની નીચે છુંદાઇ ગઇ છે; માટે તેની ગરીબાઇ ટાળવી. તેટલા માટે એમણે કેટલાક ધંધાઓ (ઉદ્યોગો) ગામડાંમાં શરૂ કર્યા છે. મુખ્ય ત્રણ છેઃ (૧) મધમાખીઓને ઉછેરીને મધ તૈયાર કરવું; (૨) રેશમી કીડાઓને ઉછેરીને રેશમના કોશેટા પેદા કરવા; અને (૩) મરઘાં, બતકાંની ઓલાદ સુધારવી. આ બધું કરવાની સાથે પ્રજાની વ્યવસ્થાશક્તિ અને જ્ઞાનની જિજ્ઞાસા ખીલવવાં. ગાંધીયુગમાં આવી પડયા એટલે એમણે પણ કાંતવાનો વિષય હાથમાં લીધો છે; પણ ખાદીના વણાટ માટે કારીગરો તૈયાર કર્યા હોય એવું જાણવામાં નથી. કોસંબામાં આ અખતરો જોઇએ તેટલો સફળ થયો નથી, પ્રજાજનો તેમ જ અમલદારો તેની નિષ્ફળતા વિશે ટીકા કરે છે તે આપણે લક્ષમાં ન લઇએ અખતરાઓને સફળ થવામાં વિલંબ થાય છે. મૂળ વાત તો એ છે કે કમાણી વધે તેનાથી ખેડૂતનું કે ગ્રામપ્રજાનું દારિદ્ર્ય ટળવાનું નથી. જે

અત્યંત ગરીબ છે તે આના અખતરા કરવાના નથી થોડા વધારે લોકોને નવો ધંધો મળશે એટલા પૂરતી રાહત મળશે ખરી બાકી તો, આવક વધશે અને જાવક પણ વધશે આપણ દેશમા જન્મપ્રમાણ ઘણુ મોટુ છે જો વસ્તી વધવાને લીધે રાષ્ટ્રનુ ભલુ થતુ હોત તો તેમ થતુ નથી કારણ કે મરણપ્રમાણ પણ વધારે છે (જો કે ખરી રીતે જોતા આ દેશને વસ્તી વધવાથી નુકસાન થઇ રહ્યુ છે) આવક વધે તેની સાથે સાથે રહેણીકરણી અને સસ્કાર ઊંચા પ્રકારના થાય તો એ કમાણી આર્થિક કહેવાય.

ગાયને કપાસીઆ વગેરે પૌષ્ટિક ખોરાક આપવામા આવે તો તેનુ દૂધ વધે અને તેમા ચીકાશ પણ વધે, પણ જો તેના વાછરડાને ખાના ન મળે તો તે શુ કામનુ ? ખેડૂત કપાસીઆ આપે છે, પણ દૂધ તો ચોરી લે છે, તે પ્રમાણે વધારાની આવકનો હિસ્સો સરકારની તિજોરીમા જવાનો હોય તો પ્રજાને એવા ઉદ્યમમા પડવાથી શો ફાયદો ? કોઇ પણ રીતે પ્રજામા નવુ બળ આવતુ હોય તો આપણે તેને વધાવી લઇશુ આર્થિક લાભને બહાને જે કઇ જાગૃતિ આવતી હશે તે સ્વીકારીશુ, પણ તેની કિંમત ખોટી આંકવી નથી

## આશ્રમોના પ્રકાર

હવે આપણે ત્રીજા પ્રકારનો વિચાર કરીએ આશ્રમ એ ઋષિમુનિઓનુ નિવાસસ્થાન હોય કે ન હોય–રાજકીય ચળવળને અગે નીકળેલા આશ્રમોનો જ હુ વિચાર નથી કરતો— કોઈ સામાન્ય મદિરમા આધુનિક આદર્શો પોષતો ત્યાગી બાવો હોય તો તે મદિરને આશ્રમ કહીએ. ઘણા એ ખાદી કાર્યાલયો આશ્રમ જેવા છે, ઘણાય નથી જે સ્થાનમા ગ્રામપ્રજાની સાથે રહેનાર, તેમની સાથે ખૂબ સહાનુભૂતિ રાખનાર, તેમને ચોવીસે કલાક પ્રેરણા આપનાર માણસો વસે છે, સેવા જેનો ધર્મ છે, રાષ્ટ્રની કે મનુષ્યમાત્રની ઉન્નતિમા જેને શ્રદ્ધા છે, તેને આશ્રમ કહીએ આવા આશ્રમોમા રહેનાર બધા સર્વગુણસપન્ન નહિ હોય–ઊંચા આદર્શોને પહોંચવા માટે પ્રમાણિક પ્રયાસ કરતા હશે આવા આશ્રમો પ્રજામા સુસસ્કારો ફેલાવશે પ્રજામા નીડરતા લાવશે, વખતપ્રસગે પ્રજાને સાથ આપશે, પ્રજાની પીઠ થાબડશે, પ્રજાનુ કામ ઉપાડી પણ લેશે, સ્વમાન, સ્વાશ્રય, નીડરતા, આત્મનિર્ણય, સત્ય, શૌચ (સ્વચ્છતા)ના પ્રશ્નો ગમે તે અણધારે વખતે ઊભા થાય ત્યારે તેમને માર્ગદર્શક નીવડે એવા માણસો જ્યારે ગામડાઓમા વસશે ત્યારે પ્રજામા ખરી જાગૃતિ આવશે–ત્યારે જ તેમની આર્થિક સ્થિતિ સુધરશે, તેમનુ આત્મબળ વધશે ગ્રામ પ્રજામા નિર્ણય કરવાની શક્તિ, પહેલ કરવાની શક્તિ નાશ પામી હોય, આગેવાની અને સાહસ ખેડવાનુ બળ ઘટી ગયુ હોય તો તે વધશે. છેલ્લા પદર વર્ષનો અનુભવ પુરવાર કરી આપે છે કે આશ્રમોએ પછાત પ્રજામા અજબ શક્તિ રેડી છે રામલક્ષ્મણે હજારો માણસોનુ સૈન્ય પેદા કર્યુ, તેવુ આજે પણ થઈ શકે છે, થયુ છે શકરાચાર્યે હજારો મઠ સ્થાપીને દેશને જાગ્રત કર્યો, રામદાસ સ્વામીએ પણ તેમ જ કર્યુ રામના સમયથી તે રામદાસ સુધીના આશ્રમો બધા એક જ પ્રકારના નહોતા આજના આશ્રમો જુદા પ્રકારના હશે રાજકીય લડતની છાવણીઓ અને આશ્રમોમા વખતે આકાશ જમીન જેટલો ફેર હશે, વખતે કોઈ રાજકીય છાવણીનુ વાતાવરણ બીજા આશ્રમો કરતા ચડીઆતુ હશે. બની શકે તેટલા ચોખ્ખા કલ્પના, પ્રજામા રહીને તેમના સુખદુઃખ જાણનારા અને તેમની સેવા કરનારા માણસો જ્યા રહેતા હોય તેને હુ આશ્રમ કહુ છુ. સત્સગને લીધે વિચારોનું

કે તેમાંથી કુટુંબનો નિર્વાહ થઇ શકે છે. નિર્વાહનું સાધન લઇને રાષ્ટ્રસેવા કરવાનો એક માર્ગ શિક્ષકનો છે. આ ભાવના જગતમાં ફેલાઇ રહી છે.

જો ખેતીમાં જોઇએ તેટલી કમાણી નથી, જો ખેડૂત દેવાદાર બની જાય છે તો આ ઉદ્યોગને સુધારવા માટે આખા રાષ્ટ્રની શક્તિ વાપરવી પડશે. એટલે સુધરેલાં ઓજારો, સારા રસ્તા, વેચાણખરીદીની સારી વ્યવસ્થા, નાણાંની સગવડ વગેરે માટે ગોઠવણ કરવી પડશે. જેમ આજે હિંદી સરકાર કપાસ, લોખંડ, સાકરના ઉદ્યોગોને ઉત્તેજન આપે છે, તેવી જ રીતે આ રાષ્ટ્રીય અને અતિવ્યાપક મહત્ત્વના ઉદ્યોગને જરૂરી ટેકા આપીને પગભર કરવો પડશે. આ પ્રકારના ટેકા ગ્રેટબ્રિટનમાં, ડેન્માર્કમાં, અમેરિકામાં, ખરું જોતાં દરેક દેશમાં અપાયા છે, અપાય છે, અને હજી અપાશે. ચૌધરી મુખ્તાર સિંઘના પુસ્તકમાં અમેરિકામાં નિમાયેલા ( Businessmen's Commission ) વેપારીઓના કમિશનના નિવેદનમાંથી ઘણા ફકરા આપ્યા છે. જેમને ગ્રામોદ્ધારનો અભ્યાસ કરવો છે તેમને આ પુસ્તકમાંથી નવું દૃષ્ટિબિંદુ મળશે.

આશ્રમો વિશે એક દુઃખની વાત કબૂલ કરવાની છે. છેક ૧૯૧૯-૨૦ની સાલમાં રાષ્ટ્રીય આગેવાનોએ આદેશ આપ્યો કે યુવાનોએ ગામડે જવું. આજ સુધી એવો અનુભવ થયો છે કે ભણેલા યુવાનોને ગામડાંનુ જીવન અસહ્ય લાગે છે. પ્રજાનું માનસ સમજવાનો પ્રયાસ કરે તો તે કામ રસમય છે, પણ હજી ગામડાંમા બુદ્ધિવિનિમય માટે અવકાશ થોડો છે. ગામડાઓમાં ઘણી અગવડો છે. આપણે આ યુવાનોની નબળાઈ બતાવીને બેસી રહેવા જેવુ નથી. આગેવાનોએ એ અગવડો ઓછી કરવાની હોય. ગામડાંના કાર્યકર્તાઓને થોડા મહિના શહેરોમાં કામ કરવા માટે આણવા જોઈએ, અથવા ત્રણચાર મહિના સુધી શહેરોમાં તાલીમ માટે આણી ( Refresher Classes ) તેમનામાં નવું જ્ઞાન અને નવું પ્રોત્સાહન રેડવું જોઈએ, તેમનુ જીવન રસમય બનાવવા પ્રયાસ કરવો જોઈએ

રાજકીય લડત હાલ મોકૂફ રહી છે. હવે પ્રજાનું બળ રચનાત્મક કામમાં રેડાશે. તેવા પ્રસંગે ગ્રામપ્રજામાં જાગૃતિ આણીને તેમનુ બળ એકત્રિત કરી તેમની ઉન્નતિનાં કાર્યો કરવા એ દેશસેવકોનો ધર્મ છે.

સુમન્ત મહેતા

## વયનું માપ

ગણે લોકો આયુ વરસ મહિના ને દિવસથી;<br>
અને શ્વાસોચ્છ્વાસે સમયગણના યોગિજનની;<br>
પરંતુ માનું હું, મનુજવયનું માપ કરવા—<br>
થયા દુઃખી કાજે હૃદયધડકા, તે જ ગણવા.

હરિહર ભટ્ટ

# नरो वा कुञ्जरो वा

ધર્મરાજ કને ચાલો સત્યાસત્ય તપાસવા
ગુરુએ જ કહ્યું એવું: સત્યને વૈરી ના કદા. ૧

*

આ યુદ્ધનો નાટક સૂત્રધાર,
દુષ્ટે દુભી ગાય બચાવનાર,
ધર્મે સમર્પી યશ, થૈ કૃતાર્થ,
ઉતારવા ઈચ્છિત ભૂમિભાર. ૨

અશસ્ત્ર-શસ્ત્રી, સમરાનુકૂલ,
ઈચ્છે બીજું ભારત-યુદ્ધ-ભાવિ,
ધર્મો તણી સૂક્ષ્મ ગતિ વિચારી,
વદે સુકાની, ધરી દીપ-દાંડી. ૩

'આપથી ઉકલે એવી પ્રશ્ન-ગૂંચ પૂછું નૃપ!
'રાજનીતિ વિચારી નાઃ અમે તો ગોપ-ક્ષત્રપ. ૪

'ગુરુની ચેઢીને શરઝડી જળી સેન સઘળી,
'ક્ષણે વાધે તો તો પ્રલયમય છે માતૃ-ધરણી,
'તમારી સાહાય્યે ગુણી નૃપતિ આવ્યા સમરમાં,
'નથી, જેને બીજું ધરમવિણુ કાંઇ સ્મરણમાં. ૫

'તમારા બન્ધુ ને સુત, જનની, ને દ્રૌપદી સતી
'બધું એ અત્યારે બલિ બની જશે સત્ય ઋતુમાં.
'તમારા એ સત્યે, અવરજગમાં સ્વર્ગ મળશે?
'શઠે, સૌ સંહારી શરણુગતને, સ્વર્ગ ટળશે? ૬

'ગુરુ પાસે શીખ્યો હું તો, વિશ્વયજ્ઞે પશુનર
'સ્વ-ધર્મ-યૂપથી બાંધ્યો સદૈવ બલિ તત્પર, ૭

'ગ્રીષ્મે, સમય-વૈષમ્યે, સમિધો હોમવાં રહ્યાં,
'ચડેલાં ઋણ દેવામાં, વિચારો પ્રત્યવાય ત્યાં. ૮

'શકે ધરા ઉચ્છ્વસતી, મહાત્મા–
       સ્વપુત્રને વિશ્વ સમસ્તનો ગણી
'પરંતુ "મારો ન રહ્યો" વિચારે–
       સખેદ-હર્ષ-શ્વસને રહી ધમી ૯

'ભલે તો, સ્વજનો હોમી સાચવો સ્વર્ગદ્વાર, વા
"વિશ્વનો કૌલ વાંચીને" બચાવો શરણે ધરા. ૧૦

'અમે તો સ્થૂલ-દૃષ્ટિના, પરંતુ એટલું સૂઝે:
'વિશ્વના ધર્મની સામે વ્યક્તિનો ધર્મ ના ટકે. ૧૧

'કાળના બળતો બાળ્યો, આ આવે ગુરુ એમ્પિશા
'પુત્ર-નાશ વિચારે ચે, ઉચ્છ્વિખી, રણકેતુ શા!' ૧૨

*

બૃહદ્‌ભાવનને આજે, નૃપત્વ ગૂંગળાવતું,
વિશ્વાદર્શે ફસેલાને, રાષ્ટ્રનું હિત તાકવું– ૧૩

ન શું એ ધર્મ્ય? નહીં એ અનિષ્ટ ભાગત્યાગથી–
વરવું એકને એના પ્રત્યવાય-લઘુત્વથી. ૧૪

*

વિચારે વીંટળ્યા તો યે, ધરે છે અર્ઘ્ય-પાદ્ય, ત્યાં
ગુરુ, પૂજન શોધીને, પૂછે છે આત્મપ્રશ્ન આ– ૧૫

'ધર્મ બેટા, કહે સાચે અશ્વત્થામા'–રુંધે ગળું
બોલે ના વધુ, તાકે છે, જડ શા, ધર્મનું મુખ. ૧૬

પ્રકૃતિનાં પડો વીંધી, અનાત્મ-સૂર બાધતો
"અશ્વત્થામા, હણાયો": 'હા તાત' કષ્ટે સુણાવતો. ૧૭

અને શબ્દચ્છલે ત્યાં તો પ્રકૃતિ પડઓરતી
'કુંજરો વા' પરંતુ એ વક્તાના મુખમાં રહી. ૧૮

ગુરુ 'એ પુત્રહીનાત્મા શૂન્ય-ક્ષીણ બની' જતો
ધર્મના રથ-ચક્રોના સ્પર્શે આશ્વસિતા ધરા ૧૯

પ્રતાપરાયે પ્રાર્થ્યા

# સંસ્કૃતનું વૈજ્ઞાનિક અનુશીલન

[ ઘણા વખતથી 'પ્રસ્થાન'માં શબ્દચર્ચા, વ્યાકરણચર્ચા અને સામાન્ય ભાષાચર્ચાના લેખો શરૂ કરવાની અમારી ઇચ્છા હતી અને તેને માટે આ વિદ્વત્તાપૂર્ણ લેખ અનુવાદ કરી પહેલો મૂકીએ છીએ. આશા છે કે ભાષાના વિદ્વાનો આ વિષયોની ચર્ચામાં ભાગ લેશે.–તંત્રી ]

આમાં તો જરાએ સંદેહ નથી કે ભારતવર્ષમાં સ્મરણાતીત સમયથી સંસ્કૃતનો પ્રચાર છે. આ ભાષાએ એવા અનેક વિદ્વાનો પેદા કર્યા છે કે જેની સ્પર્ધા કરનાર મળવો અસંભવ છે. છતાં પણ અમારો વિચાર છે કે અમારી પાઠશૈલીમાં કંઈક સંસ્કાર થવો જોઈએ. આ વસ્તુને થોડાક દાખલા આપી અહીં સ્પષ્ટ કરવામાં આવે છે.

કોઈ અત્યંત નિપુણ વૈયાકરણને પણ દૃશ્ ધાતુના વર્તમાનકાલના પ્રથમ પુરુષ એકવચનનું રૂપ પૂછો. તે તરત જ ઉત્તર આપશે—' पश्यति. ' પણ શું આ ખરું છે? દૃશ્ નો દકાર પકાર કઈ રીતે થયો? આ વાત હજાર નૈરુક્ત મળીને પણ નહિ બતાવી શકે. અસલ વાત તો એ છે કે पश्यति दृश् ધાતુનું રૂપ નથી. આ દર્શનાર્થક स्पश् ધાતુનું રૂપ છે, જેથી स्पश, स्पष्ट અને पस्पशा—આ ત્રણ રૂપો લૌકિક સંસ્કૃતમાં મળે છે. पस्पशे, पस्पशान વગેરે કેટલાંએ રૂપો વૈદિક સંસ્કૃતમાં પણ મળે છે. આ પ્રયોગોમાં સકારનો લોપ શા માટે થયો, અહીં વિસ્તારભયથી તેની વ્યાખ્યા નથી કરતો. વાચક स्पर्श् ધાતુના पस्पर्शे રૂપ જોઈને તેના લોપનું અનુમાન કરી શકે છે.

स्था ધાતુથી तिष्ठति, घ्रा ધાતુથી जिघ्रति, पा ધાતુથી पिबति વગેરે રૂપો બને છે. પણ આ રૂપોની સિદ્ધિ કઈ રીતે થાય છે? શું કારણ છે કે આ ધાતુઓ તે તે આકારને ગ્રહણ કરે છે? વાત ઘણી સરલ છે, પણ પાણિનીય તંત્રમાં અતિ નિષ્ણાત અનેક વિદ્યાર્થીઓ પણ કદાચ આનો ઉત્તર નહિ આપી શકે. વાસ્તવમાં વાત એ છે કે આ રૂપો તે જ ધાતુઓનાં અભ્યસ્ત રૂપો છે અહીં આ ધાતુઓનો અભ્યાસ તે જ પ્રમાણે થયો છે જેમ सन् પ્રત્યય લઈ લેતાં થાય છે. આ પ્રમાણે जक्ष्, ' जागृ ', दरिद्रा, चकास्, વગેરે મૂળ ધાતુ નથી પણ घस्, गृ, द्रा, અને काश् ધાતુઓનાં અભ્યસ્ત રૂપો છે જે ધાતુઓના રૂપમાં લઈ લીધા છે. वृध्, ऋध्, एध्—આ ત્રણે પણ જુદાજુદા ધાતુ નથી, પણ એક જ वृध् ધાતુનાં ત્રણ રૂપો છે. આ જ પ્રમાણે वृणोति અને ऋणोति બે નહિ પણ એક જ છે. वृषभ અને ऋषभ તથા वृद्धि અને ऋद्धि એક જ શબ્દ છે. આ તદ્દન સામાન્ય વાત પણ સંસ્કૃત-પાઠશાળાઓના વિદ્યાર્થી નથી જાણતા.

અમારા શાબ્દિકોનું કહેવું છે કે अपर શબ્દનો पश्च આદેશ થાય છે, પછી आत् ના આવવાથી पश्चात् રૂપ સિદ્ધ થાય છે. પાછા पश्चार्ध રૂપ સાધવા માટે पश्चात् શબ્દનો पश्च આદેશ કરવામાં આવે છે. પણ આચાર્યોનો આ પ્રયાસ વૃથા જ છે. કારણ કે વાસ્તવમાં આ વાત નથી. મૂળ શબ્દનું રૂપ જ पश्च છે. તેનું જ પંચમી રૂપ થાય છે पश्चात्. આ

અવ્યય નથી. पश्चिम શબ્દ પણ पश्च શબ્દથી જ સિદ્ધ થાય છે. માટે જ अस्तादि पश्चात्-
मिमच् વિધાન નિરર્થક છે. बृहस्पति શબ્દને જ લો. આ बृहत्+पति માંથી त કારનો લોપ
કરી स કારનો આગમ કરવાથી સિદ્ધ કરાય છે. પરન્તુ ખરી રીતે જે પ્રમાણે ब्रह्मणस्पति,
वाचस्पति, दिवस्पति વગેરે શબ્દોમાં ब्रह्मणः, वाचः, दिवः પષ્ઠ્યંત પદો છે તે જ પ્રમાણે
बृहस्पति શબ્દનો बृहः ( बृहस् ) પણ હકારાંત બૃહ શબ્દનું પષ્ઠ્યંત રૂપ છે.

આ જ પ્રમાણે चतिश्चन्द्र પદના હોવા છતાં અને વેદોમાં सुश्चन्द्र, पुरश्चन्द्र, विश्वश्चन्द्र
વગેરે મળવા છતાં, हरिचन्द्र શબ્દની વ્યુત્પત્તિમાં स કારનું આગમ વિધાન વૃથા જ છે. श्चन्द्र
ધાતુના श् નો લોપ થવાથી જ चन्द्र ધાતુ બને છે અને તેથી અમારો चन्द्र શબ્દ બને
છે. અહીં કંઈ વિચારવા યોગ્ય છે. चन्द्रमाः અને चन्द्र પર્યાયવાચી શબ્દો છે. અર્થ કંઈ ભેદ
છે. चन्द्र નો મૌલિક અર્થ છે *उज्ज्वल दीप्तिमान्*. મૂળમાં श्चन्दि અથવા चन्दि ધાતુ દીપ્તિ અર્થ-
માં જ હતો; પાછળથી આહ્લાદ અર્થમાં ફેરવાઈ ગયો. मा અર્થાત્ चन्द्र-हिमांशु કારણ કે
તેથી સમય મપાય છે. ( मीयते अनेन इति माः ) चन्द्रमा ના પ્રત્યક્ષ ઉદય અને અસ્ત
થવાથી સહેજે સમયનો નિર્ણય કરી શકાય છે. માટે જ પ્રાચીન લોકોએ તેને माः
કહ્યો છે. આ પ્રમાણે શરૂઆતમાં चन्द्र-माः નો અર્થ હતો ઉજ્જ્વલ ચંદ્ર; પાછળથી માત્ર
ચંદ્ર અર્થ રહી ગયો. माः અર્થાત્ चन्द्र-માટે જ તેના સંબંધથી ચૈત્રાદિ માસ કહેવાયા.

વૈયાકરણોનું કહેવું છે કે इष्ठादि પ્રત્યય હોવાથી પ્રશસ્ય વડે શ્રેષ્ઠ, પ્રશસ્ય અને વૃદ્ધ વડે
ज्येष्ठ, અને સ્થૂલ વડે स्थविष्ठ, દૂર વડે दविष्ठ युवन् (યુવા) અને અલ્પ વડે कनिष्ठ, क्षुद्र વડે
क्षोदिष्ठ, પ્રિય વડે प्रेष्ठ અને સ્થિર વડે स्थेष्ठ શબ્દો સિદ્ધ થાય છે. આ પ્રમાણે બીજા પણ.
પરન્તુ અર્થ સામ્ય માનવા છતાં પણ અમે પૂછીએ છીએ કે પ્રશસ્ય, વૃદ્ધ, યુવન્, વગેરે
શબ્દોએ કઈ રીતે श्र, ज्य, कन् વગેરે આકારો ધારણ કર્યા ? સ્થૂલ, દૂર, ક્ષુદ્ર, પ્રિય, વગેરે
શબ્દોના તે તે આકારો ધારણ કરવાના વિષયમાં પણ અમારો એ જ પ્રશ્ન છે. ખરું જોતાં
તો ઇષ્ઠાદિ પ્રત્યય તદ્ધિત નહિ પણ કૃદંતના છે. આ પ્રશસ્ય વગેરે પ્રાતિપાદિકોના પછી
નથી આવતા. श्रि વગેરે ધાતુઓ પછી આવે છે. આ પ્રમાણે શ્રેષ્ઠ श्रि ધાતુ વડે, જ્યેષ્ઠ
ज्या ધાતુ વડે, કનિષ્ઠ कन् વડે ( આ વડે જ कन्या શબ્દ બને છે ) स्थविष्ठ स्थु ધાતુ વડે
( આ વડે જ स्थविर વગેરે શબ્દો બને છે ), दविष्ठ दृ ધાતુ વડે ( આ વડે જ दूर પદ બને
છે ), क्षोदिष्ठ क्षुद्र ધાતુ વડે प्रेष्ठ प्री ધાતુ વડે અને स्थेष्ठ स्था ધાતુ વડે બને છે.

उच्च नीच પ્રસિદ્ધ છે. નૈરુક્તોનું કહેવું છે કે उच्चिनोतेः ( *अन्येभ्योऽपि दृश्यत इति ड
प्रत्यय* ) *उच्चैस्त्वमस्त्यत्र वा* ( *अर्श आदिभ्योऽच्* અર્થાત્ उत्-પૂર્વક चि ધાતુ વડે *अन्येभ्योऽपि-
दृश्यते* સૂત્ર વડે ड પ્રત્યય કરી અથવા अर्श आदिभ्योऽच् સૂત્ર વડે—જેમાં उच्चैस्त्व હોય—આ
અર્થમાં अच् પ્રત્યય કરી આ શબ્દની સિદ્ધિ થાય છે. તેઓ જ नीच શબ્દની વ્યુત્પત્તિ આ
પ્રમાણે કરે છે—*निकृष्टाम् ई लक्ष्मीं चिनोति* અર્થાત્ *निकृष्ट ई (लक्ष्मी)* ને જે ચયન કરે તે
नीच થયો. આ વિષે શું કહેવું !

उच्चावच શબ્દમાં આવનાર अवच ને જ લો. अवच અને नीच શબ્દો એકાર્થી છે.
તો પછી अवच શબ્દની નિરુક્તિ શું છે ? *अवाक् अधो वा अञ्चतीति*—અહીં अञ्च् ના
अ કારનો લોપ થયો છે તેનું કારણ આગળ જતાં બતાવવામાં આવશે. અહીં એટલું માની
લો કે अच ના अ કારનો લોપ થયો છે. અહીં જેમ अव પૂર્વ अञ्च અથવા अच વડે

થયેલ થયો છે તે જ પ્રમાણે उत् પૂર્વક તે જ ધાતુથી उदचम् બને છે. (યાદ રાખવું જોઈએ કે—उदच्, उदक, उदीची (?) दिक्) આ જ પ્રમાણે अ કારનો લોપ થવાથી (उत् પૂર્વક अञ्च અથવા अच् થી) उच्च શબ્દ બને છે. नि પૂર્વક अञ्च् ધાતુથી न्यक् પદનું બનવું પ્રસિદ્ધ છે. આ જ શબ્દમાંથી अ પ્રત્યય દૂર થતાં (न्यच्+अ) नीच પદ બને છે. તેનો ક્રમ આ છે—नि+अचम्. આ પ્રમાણે સ્થિતિ હોવાથી પહેલાંની જેમ अ કારનો લોપ થઈ જાય છે. આથી निचम् પ્રયોગ બને છે. નીચેના નિયમ પ્રમાણે इ કાર દીર્ઘ થાય છે. नि+अचम्—આ પ્રથમાવસ્થામાં ત્રણ માત્રાઓ હોય છે. अच् ના પહેલાં अ કારનો લોપ થતાં બે માત્રાઓ રહે છે. इ કારને દીર્ઘ કરવાથી તે લુપ્ત માત્રા કોઈ રીતે બચે છે. આ પ્રમાણે नीच શબ્દ સિદ્ધ થાય છે. उच्च શબ્દમાં આ વાત નથી; કારણ કે उकार સંયોગ-પૂર્વક હોવાથી ગુરુ અને દ્વિમાત્રિક છે. માટે જ ત્યાં દીર્ઘ કરવાની કંઈ જરૂર ન રહી. સરખાવો—द्वीपम् (द्वि+अपम्) प्रतीपम् (प्रति+अपम्) अनूपम् (अनु+अपम्) प्रतीचा (प्रति+अचा) વગેરે. આ પ્રમાણે બીજે પણ સમજવું જોઈએ.

अस् ધાતુનાં ત્રણ રૂપ થાય છે. अस्ति, स्तः, सन्ति અહીં અંતિમ બે પદોમાં अस् ના अकारनो લોપ દેખાય છે; પણ પહેલામાં આ પ્રમાણે નથી. આનું કારણ એ છે કે ઉદાત્ત સ્વર અનુદાત્ત કરતાં બળવાન હોય છે, બધે બળવાન રહી જાય છે અને પ્રભાવશાળી થાય છે. બળવાન પાસે રહેવાથી દુર્બળ પરાભૂત થાય છે, પરાભૂત થઈ નષ્ટ પણ થઈ જાય છે. અહીં પ્રકૃતિમાં પણ अस्ति નો अ કાર ઉદાત્ત છે. માટે જ પછીના સ્વર इ કાર કરતાં બળ-વાન છે. स्तः પદમાં પ્રત્યયનો अ કાર ઉદાત્ત હોવાથી બળવાન છે. अस् ધાતુનો સ્વર अ કાર અહીં અનુદાત્ત—માટે દુર્બલ—છે. દુર્બળતાને લીધે તેનો લોપ થઈ ગયો. ધાતુનો सકાર પ્રત્યયના त કારથી યુક્ત થઈ તેના જ સ્વર સાથે રહી ગયો. કારણ કે સ્વર વિના વ્યઞ્જનની કંઈ ગતિ જ નથી. આ યાદ રાખવું જોઈએ કે પ્રાયઃ એક પદમાં એક જ સ્વર ઉદાત્ત હોય છે. सन्ति પદમાં પણ अन्ति પ્રત્યયનો अ ઉદાત્ત છે. તેથી તે જ પ્રબળ છે. ધાતુનો દુર્બળ સ્વર अ કાર સ્થિત રહેવામાં અશક્ત હોવાથી નષ્ટ થઈ જાય છે. આ પ્રમાણે सन्ति પદ સિદ્ધ થાય છે. આ જ પ્રમાણે આ જ अस् ધાતુના शतृ-પ્રત્યાંત શબ્દનું રૂપ सत् હોય છે; કારણ કે ત્યાં પણ પ્રત્યયનો अ કાર બળવાન છે. દુર્બળ ધાતુસ્વર अકાર ત્યાં ટકી ન શક્યો. हन्ति માં પણ ધાતુસ્વર ઉદાત્ત, માટે પ્રબળ છે. માટે જ તેમાં કંઈ વિકાર ન આવ્યો; પણ घ्नन्ति માં આ વાત નથી. આમાં अन्ति ના अ કારની જ પ્રબળતા છે, કારણ કે તે જ ઉદાત્ત છે. ધાતુ સ્વરનો अ કાર દુર્બળ હોવાથી લુપ્ત થાય છે. પછી ह કાર પોતાના આદિરૂપ घ કારથી પ્રકાશિત થઈ નકારથી યુક્ત થાય છે. हन् નો ह કાર પહેલા घ કારના રૂપમાં હતો. આ વાત जघान વગેરે પ્રયોગોને જોતાં સ્પષ્ટ જણાય છે. તે પ્રમાણે घ्नन्ति પદમાં પ્રત્યયસ્વરના ઉદાત્ત હોવાથી ધાતુસ્વરનો લોપ થયો છે. તે જ પ્રમાણે जग्मतुः વગેરે પ્રયોગોમાં પણ. अतुस् પ્રત્યયનો अ કાર ઉદાત્ત છે. આ જ પ્રમાણે તૃતીયા એક વચનમાં (राजन्+आ) राज्ञा, (नामन्+आ) नाम्ना વગેરે પદો બને છે. આ પદોમાં આદિ આકાર ઉદાત્ત છે. સરખાવો—मन्मथः (< मनमथः), कुमुद्वती (< कुमुदवती) शाद्वलम् (शादवलम्), नड्वलम् (नडवलम्) વગેરે.

चित् ધાતુથી चेतति અને तुद् ધાતુથી तुदति બને છે. પહેલામાં ગુણ થયો છે; બીજામાં

નથી થયો. શા માટે ? આનું કારણુ આ જ છે કે ભ્યાદિ ગણમાં ધાતુનો સ્વર ઉદાત્ત છે. અને તુદાદિ માં વિકરણુ પ્રત્યયનો સ્વર ઉદાત્ત હોય છે.

वचस् અને उक्त—આ બન્ને શબ્દો वच् ધાતુથી બને છે. પહેલામાં व કાર જેમનો તેમ છે, બીજામાં સંપ્રસારણુ થયું છે. અહીંઆં પણુ તે જ કારણુ છે. પહેલામાં ધાતુસ્વર અને બીજામાં પ્રત્યયસ્વર ઉદાત્ત છે. ઉદાત્ત સ્વરના બળવાન હોવાથી ધાતુનો દુર્બળ સ્વર બીજા રૂપમાં બદલાઈ ગયો.

આ પ્રમાણે देवी શબ્દના પ્રથમા એકવચનમાં देवी રૂપ થાય છે. આનો અંત્ય સ્વર ઉદાત્ત છે. સંબોધનમાં હ્રસ્વ इકારાન્ત देवि શબ્દ બને છે. અહીં પ્રથમ સ્વર ઉદાત્ત છે તેથી જ પ્રબળ છે. બીજો સ્વર આની પ્રબળતાને લીધે દુર્બળ થઈ જાય છે. તેથી—જોકે પહેલાં તે દીર્ઘ હતો—અહીં હ્રસ્વ થઈ ગયો.

વધારે વિસ્તારની જરૂર નથી. હું સમજું છું કે આટલાથી જ વાત સ્પષ્ટ થઈ ગઈ હશે કે તત્ત્વ સમજવા માટે કેવા વ્યાકરણુની જરૂર છે.

આજકાલ સંસ્કૃત–પાઠશાળાઓમાં પ્રાકૃતની બહુ જ ઉપેક્ષા કરવામાં આવે છે, પણુ કોઈ પણુ રીતે આ વાત ઠીક નથી. મધુરતામાં સંસ્કૃત કરતાં પ્રાકૃત આગળ વધી છે. આ વાત સહૃદયોથી અજાણી નથી. સહૃદયોનો અનુભવ જ આમાં પ્રમાણુ છે. રાજશેખરનું કહેવુ છે કે સંસ્કૃત–બંધ પરુષ અને પ્રાકૃત–બંધ સુકુમાર હોય છે. આમાં એટલું જ અંતર છે કે જેટલો પુરુષ અને રમણીમાં.

ગમે તેમ હોય, આજે આ સુકુમારતાને લીધે પ્રાકૃતના અધ્યયનની વાત નથી કરવામાં આવતી, અને જૈન અને બૌદ્ધ શાસ્ત્રોનાં તત્ત્વો જાણવા પણ અધ્યયનનું કહેવામાં નથી આવતું. બેલાશક પ્રાકૃતના અધ્યયનથી આ લાભો પણુ છે પરન્તુ આ સિવાય પણુ એવાં પ્રયોજન છે કે જેને લીધે પ્રાકૃતની ઉપેક્ષા નહિ કરી શકાય. તે એ છે કે પ્રાકૃત વિના અનેક સ્થળે સંસ્કૃત નહિ સમજી શકાય.

જુઓ—ઉપર અમે पश्च શબ્દનો દાખલો આપ્યો છે. અહીં પહેલાં તેને જ લઈએ. બધા જાણે છે કે પૂંછ નું નામ पुच्छ છે. વેદોમાં પણુ આ શબ્દ મળે છે. સારું ત્યારે, આની નિરુક્તિ શું છે ? નૈરુક્ત આ વિષે વ્યાકુળ જેવા જણાય છે. તત્ત્વ એ છે કે આ શબ્દ पश्च વડે જ પ્રાકૃતના પ્રભાવથી બન્યો છે. પ્રાકૃતમાં श्च ના च्छ હોવાનું જણાય છે. જેમ સંસ્કૃત आश्चर्य, પ્રાકૃતમાં अच्छरियं, સંસ્કૃત पश्चिम પ્રાકૃતમાં पच्छिम થાય છે. કોશ કહે છે કે पुच्छः पश्चात्प्रदेशो स्यात् लाङ्गूले पुच्छमिष्यते. આથી સ્પષ્ટ જણાય છે કે पुच्छ પ્રાકૃત પ્રભાવથી આ રૂપ ધારણુ કરી પહેલાં पश्चात्प्रदेश અર્થમાં અને પછી પાછળ રહેનાર પૂંછડાના અર્થમાં વપરાવા લાગ્યો. પરન્તુ पश्च માં તો प પછી अ કાર છે અને पुच्छ માં उ કાર છે. આ ભેદનું શું રહસ્ય છે ? આની સંગતિ આ પ્રમાણે લગાવીશું કે प કાર ઓષ્ઠ્ય વર્ણ છે તેનાથી યુક્ત अ કાર જોકે કંઠ્ય છે તોપણુ ઓષ્ઠ્ય વર્ણ આગળ દુર્બળ થઈ તજ્જાતીય ( उ કાર ) થઈ ગયો. સંસ્કૃત વ્યાકરણુમાંનાં આ પ્રમાણોનું પરિવર્તન જોઈ શકાય છે. ऋ કારાન્ત ધાતુનો ऋ કાર मुमूर्षापूर्त વગેરે શબ્દોમાં उ કાર થઈ ગયા છે. પરન્તુ चिकीर्षा માં इ કાર ! ઓષ્ઠ્ય વર્ણના યોગમાં ઓષ્ઠ્ય અને તાલવ્ય વર્ણના યોગમાં તાલવ્ય સ્વરનું રૂપ ગ્રહણુ કરવું પડ્યું છે.

સંસ્કૃતમાં पिच्छ શબ્દ શિખંડ અર્થમાં વપરાય છે. આ સંસ્કૃત નથી, પ્રાકૃત છે. पक्ष શબ્દથી તેની ઉત્પત્તિ છે. પ્રાકૃતમાં क્ષ કાર અનેક પ્રકારે પરિવર્તિત થાય છે. ક્યાંક તો આ ख (क्ख) કારના રૂપમાં ફેરવાય છે અને ક્યાંક छ (च्छ) કારના રૂપમાં અને ક્યાંક झ (ज्झ) કારના રૂપમાં. દાખલા તરીકે—સંસ્કૃતનો दक्ष શબ્દ પ્રાકૃતમાં दक्ख, સંસ્કૃતનો कुक्षि પ્રાકૃતમાં कुच्छि, સંસ્કૃતનો क्षाम પ્રાકૃતમાં झाम થાય છે. પ્રાકૃતમાં पक्ष શબ્દનાં બે રૂપો થયાં છે—पच्छ અને पक्ख. પ્રથમ प કારનો अ કાર इ કાર થઈ ગયો છે, કારણ કે छ કાર તાલવ્ય છે. બીજા प કારનો अ કાર उ કાર થઈ ગયો છે, કારણ કે તે ઓષ્ઠય વર્ણ સાથે છે. સ્વરનું પરિવર્તન ક્યાંક તો પરવર્ણ પ્રમાણે અને ક્યાંક પૂર્વવર્ણ પ્રમાણે. આ पुंख શબ્દ બાણના મૂળમાં સંલગ્ન પક્ષના અર્થમાં વપરાય છે. યાદ કરો—

सन्काङ्गुलिः सायक पुङ्ख एव
चित्रार्पिता रम्भ इवावतस्थे । (રઘુવંશ, સર્ગ ૨, શ્લોક ૩૧)

હવે पुङ्खानुपुङ्ख શબ્દના અર્થ પર વિચાર કરો. આ શબ્દ શ્રીમદ્‌ભાગવતમાં પ્રસિદ્ધ છે. ઘણું કરીને સંયુક્ત વર્ણોમાંથી એકના લુપ્ત થવાથી પૂર્વસ્વર સાનુનાસિક અથવા સાનુસ્વાર થઈ જાય છે. આ નિયમ પ્રાકૃતમાં પણ છે, સંસ્કૃત તેમ જ બીજે પણ છે. જેમ कर्तक થી कंटक. પહેલા कर्तक પ્રાકૃતમાં આવી कट्टक થયો. પછી એક ट કારનો લોપ થવાથી પૂર્વસ્વર સાનુસ્વર થઈ ગયો. આ પ્રમાણે कटक થયો. પછી આ શબ્દ સંસ્કૃતમાં પણ વપરાવા લાગ્યો. આ પ્રાકૃત શબ્દ પણ સંસ્કૃત થઈ ગયો છે! આ નિયમ પ્રમાણે पक्ष पक्ख થાય છે. પછી क કારનો લોપ કરવાથી पुङ्ख થઈ જાય છે. આ પ્રમાણે लक्षण શબ્દથી लाञ्छन બને છે. સંસ્કૃત लक्षण, પ્રાકૃત लच्छण પછી च કારનો લોપ કરી लाञ्छन. આ જ પ્રમાણે गर्जन થી गंजन. गंज નામનો બીજો ધાતુ નથી. તે गर्ज ધાતુ જ છે. તેથી જ પ્રાકૃત गंजन પણ સંસ્કૃતમાં વપરાય છે, બીજા જુઓ. ऋक्ष શબ્દ રીંછ અર્થમાં પ્રસિદ્ધ છે. આનો જ વાચક अच्छ શબ્દ પણ છે. આ अच्छ શબ્દ પહેલાની જેમ આજ ऋच्छ શબ્દનું રૂપ છે. આ જ પ્રમાણે नदीकच्छ વગેરેમાં જે कच्छ શબ્દ છે તે कक्ष નું જ પ્રાકૃત રૂપ છે.

આમાં તો કોઈને સંદેહ ન હોઈ શકે કે विकृत જ विकट બની ગયું છે. विकट નામની બીજી કોઈ બલા નથી. મૂર્ધન્યવર્ણ ऋ કારના યોગથી त નો ट થઈ ગયો છે. જેમ સંસ્કૃતના कैवर्तः શબ્દ પ્રાકૃતમાં केवट्टो થઈ જાય છે. આ પ્રમાણે विकट શબ્દ જો કે પ્રાકૃત છે તોપણ વેદોથી માંડી લૌકિક સંસ્કૃત સુદ્ધાંમાં આનો પ્રયોગ જોઈ શકાય છે. આ તથ્ય ન જાણતા લોકોએ विकट, प्रकट શબ્દોની સિદ્ધિ માટે कट् નામનો જુદો જ ધાતુ બનાવી લીધો છે. આ જ પ્રમાણે भट અને उद्भट વાસ્તવિક રીતે भृत અને उद्भृत નાં જ પ્રાકૃત રૂપો છે. આની સિદ્ધિ માટે પણ ભટ્ ધાતુની કલ્પના કરવામાં આવી. पतति જ પ્રાકૃત પ્રભાવથી पटति બને છે. उत्पातयति અને उत्पाटयती કંઈ જુદા નથી. તો પછી पट् ધાતુને पत् ધાતુથી જુદો બતાવવો ક્યાં સુધી યોગ્ય છે, આનો પાઠકો જ વિચાર કરે. पिड् ધાતુથી पिष्ट બને છે જેનું પ્રાકૃત રૂપ છે पिट्ठ. એણે જ ક્રમશઃ पीड રૂપ ધારણ કરી લીધું. નામ ધાતુ બની આજ पीडयति પ્રયોગનું કારણ થયું. વિસ્તારની જરૂર નથી, આ એક જ વાત નથી, બીજી પણ ઘણીખરી વાતો છે.

मनोरथ શબ્દને લ્યો. આની નિરુક્તિના વિષયમાં શાબ્દિકોનું કહેવું છે કે-मन एव

હવે અહીં વધારે ન કહેતાં એક ગાથા અને તેનું સંસ્કૃત રૂપ આપવામાં આવે છે. તેથી બન્ને ભાષાઓની સમતા સમજી શકાશે. તેથી સ્પષ્ટ થઈ જશે કે ધ્વનિતત્ત્વના નિયમો પ્રમાણે એક ભાષાને સુગમતાથી બીજી ભાષામાં રૂપાંતર કરી શકાય છે.

અવેસ્તા

| | | |
|---|---|---|
| तम् | अमवन्तेम् | यजन्तेम् |
| सूरेम् | दोमाहु | सेविश्तेम् |
| मिथ्रेम् | यजै | ज़ओथ्राब्यो |

આનો સંસ્કૃત અર્થ આ થશે-तं शक्तिमन्तं यजनीयं शूरं जीवानां परमोपकारकं मित्रं हविर्भिर्यजे।

સંસ્કૃત

| | | |
|---|---|---|
| तम् | अमवन्तम् | यजतम् |
| शूरम् | धामसु | शविष्टम् |
| मित्रं | यजे | होत्राभ्यः |

પ્રસંગવશ અહીં હું એક આપવીતી વર્ણવું છું. સંસ્કૃતમાં જણાય છે કે જેટલા ઋતુવાચક શબ્દો છે તે બધા વર્ષના વાચક છે. अप् આપનાર ને अब्द કહે છે (जलद-मेघ) આજ મેઘોના સંબંધથી વર્ષાઋતુને પણ अब्द કહે છે. આ જ अब्द શબ્દ 'वर्ष'નો પણ વાચક છે. वर्ष અર્થાત્ વૃષ્ટિ-વર્ષણ. આ સંબંધથી તેને વર્ષાઋતુ કહે છે. પછી 'वर्ष' શબ્દ પણ વર્ષનો વાચક થઈ ગયો. शरद् શબ્દ સ્પષ્ટપણે શરદ્ઋતુનો વાચક છે. આ પણ વર્ષના અર્થમાં વપરાય છે–जीवेम शरदः शतम्. આ જ પ્રમાણે હિમઋતુનો વાચક हिम શબ્દ પણ વેદોમાં વર્ષ અર્થમાં વપરાયેલો જણાય છે–शतं हिमाः. આથી પત્તો મળે છે કે સંસ્કૃતમાં ચોક્કસ કોઈ ગ્રીષ્મવાચક શબ્દ પણ વર્ષવાચક હશે. આ તો બની શકે જ નહિ કે ગ્રીષ્મપ્રધાન ભારતવર્ષના આર્યો પોતાની મુખ્ય ઋતુને જ ભૂલી જાય.

એકવાર મોડી રાત સુધી હું આ જ વિચારતો રહ્યો; પણ કોઈ શબ્દ ન સૂઝ્યો. સંયોગવશ એકવાર અવેસ્તાનાં પાનાં ઉલટાવતાં અનાયાસ મારી દૃષ્ટિ તેના हम શબ્દ ઉપર પડી. આ શબ્દ તે પુસ્તકની ભાષામાં ગ્રીષ્મનો વાચક છે. તે જ પળે મારા મનમાં આવ્યું કે આ જ તે જ શબ્દ છે જેની શોધ હું તે રાતે કરતો હતો–(जिजीविषेच्छतं समाः) તે સંસ્કૃત શબ્દ समाः છે. સંસ્કૃતનો सम અવેસ્તામાં हम થઈ ગયો છે. સકારનો તેમાં હકાર થાય છે. જેમ સંસ્કૃતનો सोम તેમાં हओमो થઈ ગયો છે.

એક વાત બીજી. ક્ષય ન રોકવામાં આવે અને ક્ષીણ અંશની ફરી પૂર્તિ ન કરાય તો શું વૃદ્ધિની કોઈ આશા રાખી શકાય? હું સમજુ છું. સંસ્કૃતના વિદ્યાર્થીઓમાં ઘણાખરા આ નથી જાણતા કે કેટલાએ સંસ્કૃત ગ્રંથોનું નામ પણ લુપ્ત થઈ ગયું છે. કેટલાએ એવા ગ્રંથો છે જે મૂળ સંસ્કૃત રૂપમાં નથી મળતા, પણ ભોટ (તિબ્બતી) અને ચીનની ભાષાઓના અનુવાદરૂપે મળે છે. કેટલાક મંગોલ ભાષામાં છે. ભલે ગમે તે કારણ હોય, બૌદ્ધ ગ્રંથો ભારતમાંથી લુપ્ત થઈ ગયા છે. આ ગ્રંથ મહાન ગંભીર અર્થવાળા છે. આમાંથી વધારે દર્શન સંબંધી છે. આ જાણ્યા વિના ખુદ ભારતવર્ષ વિષે સારી રીતે નથી જાણી શકતા. આ સાંભળી ભારતીઓ ખુશ થશે કે કાવ્ય તેમ જ અલંકાર ગ્રંથોમાં નાગાનંદ, જીવાનંદ, મેઘદૂત, બુદ્ધચરિત, કાવ્યાદર્શ વગેરે તથા વ્યાકરણ ગ્રંથોમાં चांद्र, कातंत्र, सारस्वत, पाणिनीय વગેરે ભોટ

(તિબ્બતી) ભાષામાં અનુવાદિત મળ્યા છે. બીજા વિષયોના પણ ગ્રંથો મળ્યા છે. ચીની ભાષામાં તો ઘણાએ ગ્રંથો મળ્યા છે. જે ગ્રંથોનાં મૂળ સંસ્કૃત રૂપો મળ્યાં છે તેના પાઠશોધન માટે પણ ચીની અને ભોટ ભાષાના અનુવાદગ્રંથોની જરૂર છે. જે પાઠોનું સંશોધન અનેક પ્રતિઓ વડે પણ નથી થતું તે ભોટ ભાષાની મદદથી ઘણી સરળતાથી થઈ શકે છે. જો સમય અને સાધન હોવા છતાં તેનો ઉદ્ધાર નહિ થાય તો પછી સંસ્કૃતની ઉન્નતિ થઈ ચૂકી! અને ભારતવાસીઓ વિના આ મહાન કાર્ય સારી રીતે ભલા કોણ કરી શકશે? આ ભારતીય વિદ્વાનોનું જ કામ હતું કે મહાપ્રયત્ને દુર્વિલંધ્ય પર્વતમાળાઓ ઓળંગી, જાતજાતનાં કષ્ટો વેઠી, ભોટ (તિબ્બત) તથા ચીન દેશોમાં જઈ, ત્યાંની ભાષા ઉપર કાબૂ મેળવ્યો અને ત્યાંના લોકોની મદદથી સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર કર્યાં. આ માનવું અસંભવ છે કે ત્યાંવાળાઓએ અહીંવાળાઓની મદદ વિના આ કાર્ય કર્યું હશે. જે વાત ત્યારે થઈ શકી તે આજે કેમ નહિ થઈ શકે? ચીની ભાષા ઘણું કરીને મૂળ સંસ્કૃતના ભાવાર્થને અનુસરે છે અને ભોટ ભાષા અક્ષરાર્થને અનુસરે છે. માટે જ આપણને નષ્ટોદ્ધાર કાર્ય માટે ભોટ (તિબ્બતી) પાઠ જ વધારે સહાયભૂત થશે. થોડાક દાખલા આપી સ્પષ્ટ કરી દઉં છું.

પહેલાં મેં મનોરથ શબ્દના અર્થ વિષે વિચાર કર્યો છે. ત્યાં આ કહ્યું છે કે અમારા નૈરુક્તોના મત પ્રમાણે તેની નિરુક્તિ मनसो रथ इति થાય છે; પણ ભોટ ભાષાવાળાઓએ યુક્ત-અયુક્તનો વિચાર કર્યો વિના જેવો જોયો તેવો જ અનુવાદ કરી નાખ્યો.

ཡིད्-ཀྱི—ཤིང་རྟ આનો આ અર્થ છે—

यिद् = मनस् }
क्यि = षष्ठी વિભક્તિ } मनसः = (મનનું)

शिङ्र्त[1] = रथः

આ પ્રમાણે यिद्-क्यि-शिङ्र्त = मनसो रथः = मनोरथः। આ પ્રમાણે બીજે પણ સમજવું જોઈએ. તાત્પર્ય એ છે કે સંસ્કૃત પાઠોના નષ્ટોદ્ધારમાં જે લોકો પ્રયત્નશીલ છે તેમને ભોટ ભાષાથી ઘણી મદદ મળશે. ચીની પાઠ પણ આ કાર્યમાં ઉપયોગી નીવડશે. હમણાં ભારતમાં આ કામના ગણેશ મંડાયા છે. વિદ્યાર્થીઓએ આ દિશામાં પ્રવૃત્ત થવું જોઈએ.

એક વખત હતો કે જ્યારે દરેક વિષય—ભલે અહીંનો હોય કે બીજા સ્થળનો—સંસ્કૃત ભાષામાં જ લખાતો. તેથી સંસ્કૃત જાણનાર તે તે વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરી શકતો. સંસ્કૃત ગ્રંથોના રચાયા પછી નવાં તત્ત્વોની શોધો થઈ છે. તેમને ન જાણનાર મનુષ્ય આ દુનિયામાં સુખપૂર્વક નહિ જીવી શકે.

આજકાલ માત્ર ભારતવાસીઓ જ સંસ્કૃત નથી જાણતા, પણ બીજાં રાષ્ટ્રોમાં પણ આનો વિશેષ પ્રચાર થઈ રહ્યો છે, તે દેશોના વિદ્વાનોના મતની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. જે આજે મેળવી શકાય છે તે અવશ્ય ગ્રહણ કરવું જોઈએ, નહિ તો ઇષ્ટસિદ્ધિમાં વિઘ્નો નડશે.×

આચાર્ય વિધુશેખર ભટ્ટાચાર્ય

---

૧ शिङ् = काष्ठ, र्त = घोडो. शिङ्र्त = काष्ठनो घोडो. આ શબ્દરચના અર્થમાં રૂઢ છે. આથી જણાય છે કે ભોટ લોકો કાષ્ઠમય અશ્વને રથ કહેતા હતા.

× મૂળ બંગાળીમાંથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી. જેઠાલાલ જોષી 'વિશારદ'.

# સાંધાવાળો

સોભાગ આજે વર્ષો થયાં રેલવેમાં સાંધાવાળા તરીકે નોકર હતો. એ પહેલાં તો સિપાઈ તરીકે સરકારની નોકરી બજાવતો હતો. છેલ્લા યુરોપીય મહાયુદ્ધ વખતે એ લડ્યો હતો, પરંતુ થોડાક ઘા અને હાથની બે આંગળીઓ સિવાય એ માદરે-વતન હિંદ સુખરૂપ આવી શક્યો હતો. દયાળુ સરકારે ખૂબ નોકરી બજાવવા માટે એક સોનાનો ચાંદ અને મહિને ત્રણ રૂપિયાનું પેનશન બાંધી આપ્યું હતું. અને એ માટે એને કંઈએ અસંતોષ નહોતો.

યુદ્ધમાં ગયો એ પહેલાં તો એ એક ભરાવદાર છાતી અને પહોળા ખભાવાળો ઉછળતા લોહીનો યુવાન હતો. યુવાનીની મસ્તી હતી અને આંખો લાલ રહેતી. નળીઓ નક્કર હતી અને કાંડામાં એક ઘાએ બે ટુકડા કરવાની તાકાદ અને જોમ હતાં. કોઈ જાતનું વ્યસન નહોતું અને એ સાદા, સીધા માણસ તરીકે ગણાતો. એને સુંદર એવી સ્ત્રી હતી અને વહાલ આવે એવી એક પુત્રી હતી. એનું નામ તો હતું સોનકા, પરંતુ એ એને 'સોની' કહેતો. ગરીબ હતો તોયે સુખી હતો, કારણકે સંતોષી હતો અને પ્રેમાળ પત્નીનો પતિ હતો. એ ભોળો અને ઉદાર હતો તેથી જ યુદ્ધમાં જોડાવા પ્રેરાયો. એના મર્દ હૃદયને એ પોતાની ફરજ લાગી, સરકાર પ્રત્યે અનન્ય લાગણી અને અમાપ વિશ્વાસ બતાવવાની તક સમજાઈ. આંસુભરી સ્ત્રી અને નિર્દોષ પંખી જેવી બાલિકાને ફફડતાં મૂકી એણે રણભૂમિ તરફ કૂચ કરી.

યુદ્ધની આંધી ઊતરી. કાળાં વાદળો વિખરાયાં. બ્યૂગલના ઊંચા ઘેરા નાદ અને દુંદુભિના ગંભીર ગગડાટ વિરમ્યા. મુંબઈને આરે હિંદના બહાદૂર પુત્રો, હર્ષના પોકારો કરતા ઊતર્યા, પરંતુ એમાં ઉરેઉરે કરુણાના કંપ હતા. ગયા તે વખતનો જુસ્સો નહોતો. દરેકની આંખે સમરાંગણનાં કમકમાટીભર્યાં ચિત્રો જ દેખાતાં હતાં. કાન પાસેથી ગોળીઓ સડસડાટ પસાર થઈ જતી હતી. દિલ ધ્રુજાવી નાખે તેવા અવાજ કરતી તોપો ગાજતી હતી. મોતના પયગામ જેવા ઉપર ચક્કરચક્કર ફરતાં એરોપ્લેનો અચાનક સૂંઉઉઉ કરતાં નીચે આવે, અંદરથી મશીનગનો એકસરખો ગોળાનો પ્રવાહ વહેવડાવે ને ભીજી જ પળે આવ્યા હોય તેટલી જ ઝડપથી ઉપર ચડી જાય. ઘાયલ થઈ પડેલા મિત્રોને પાછળ જોતાં-જોતાં, બારે હૈયે આગળ ધપવું પડતું. કહેવાતા દુશ્મનોની છાતી બેયોનેટ વીંધતી અને લોહીના ફુવારા ઊડતા. એક ચિત્કાર! બીચારો નિર્દોષ પોતાના પ્રભુને યાદ કરતો નીચે પડે. પડે ન પડે ત્યાં તો કેટલાએ પગો એને કચડતા આગળ ચાલ્યા જાય. આ બધાં દૃશ્યો દરેકની દૃષ્ટિ સમક્ષ વિલક્ષણ રીતે તરતાં હતાં. પોતાની જ ક્રૂરતા માટે પોતાનું હૃદય દરેકને ડ્રવતું લાગ્યું. સમરાંગણની રણશય્યા ઉપર આમ કેટલાએ કોટીલાઓ સૂતા. એમનાં પ્રિયજનોનાં બળતાં અને જળતાં હૃદયો કેટકેટલા મૌન શાપ વરસાવતાં હશે?

સૌ છુટકારાના એક દમ સહિત નીચે ઊતર્યા. હવે કેપ્ટનના કઠોર શબ્દો કે ચાબૂકનો માર તેઓ માટે નહોતા. હતાં સ્નેહીઓનાં વહાલભર્યાં ઓવારણાં અને મીઠાં આલિંગનો.

સોભાગ પણ ઊતર્યો. કોઈ એને લેવા આવ્યું નહોતું અને એને એની પરવાહે નહોતી. એને તો એનું નાનુંશું ગામ, અમીભરી સ્ત્રી અને આનંદથી નાચતી, કૂદતી અને કિલ્લોલતી સોનીને મળવાનો તનમનાટ હતો. હૃદય તો ઉછળીને આગળ પડતું હતું. ખૂબ વિચાર કરીને એણે બેરો ખરીદી. પછી એ ઝાઝું ન રોકાયો. એને ઘર સાંભર્યું હતું. તરત જ એણે પોતાના નાના ગામ તરફ હર્ષથી ઊભરાતા હૃદયે પ્રયાણ કર્યું.

એ નાનું સ્ટેશન આવ્યું અને સોભાગ ડબ્બામાંથી નીચે કૂદી પડ્યો. ભારે આખા બૂટ, આખી અર્ધું પાટલૂન, કાંડા સુધી બટનવાળી બાંહોવાળું ખમીસ અને ઉપર ફૂમતું ઊડતો સાફો, ખભે બિસ્તરો, બગલમાં પટાવાળી થેલીઓ ને હાથમાં બહુ મોટી નહિ એવી પોટલી. આ સોભાગની સજાવટ હતી. એના તાલબદ્ધ ચાલવાને ટેવાઈ ગયેલા પગો ગામ તરફ દોડતા હતા. ગામ નજદીક આવતું જ ગયું. કેટકેટલા ફેરફાર! પટેલની મોટી વાડીમાં જ્યાં નવ કોસ ચાલતા ત્યાં આજે પંપ ધકધકધકધક કરતો ચાલતો હતો. જ્યાં એક સપાટ મેદાન હતું ત્યાં કેટલા બધા નાનાનાના બંગલાઓ બંધાયા હતા. એ એમ જ બધું જોતો-જોતો આગળ ચાલ્યો. ઘર હવે બહુ છેટું નહોતું. હૃદય તો કંઈકંઈ વિચિત્ર લાગણીઓ અનુભવતું ફાટફાટ થતું હતું. આંખોમાં અજબ આનંદ ચમકતો હતો. ખૂબ જુસ્સાથી એ ઝપાટાબંધ આગળ ફાળ ભરતો હતો. "આ વળ્યો કે સામે જ મારું ઘર," એનું હૃદય વધુ જોરથી ઉછળ્યું. હૈયામાં કંઈક એવું હતું કે જે ત્યાં માતું નહોતું. વળાંક આવ્યો અને એ વળ્યો. સામે જ ઘર પરંતુ આંગણામાં સોની ન દેખાઈ. ઘરનું બારણું બંધ હતું. બારીઓ બંધ હતી. ઘર આખું જ બંધ હતું. બારણા ઉપર મોટું તાળું અને ધૂળના થર જોઈ એ બેસી ગયો. દારૂડિયાની નશો ઊતર્યા પછી જે સ્થિતિ થાય છે તે એની થઈ. શું થયું હશે એ કલ્પવું એને પોતાની શક્તિબહાર લાગ્યું. એ મૂઢ જેમ, ભાવહીન ફાટેડોળે બેસી રહ્યો. એને કશી સમજ નહોતી પડતી. મગજ અને હૃદય, બન્ને, સાવ શૂન્ય જેવાં થઈ ગયાં લાગ્યાં. એના આગમનના સમાચાર પડોશીઓને પડ્યા. બધાં તરત જ મળવા બહાર દોડી આવ્યા. થોડી વારે એ જરા સ્વસ્થ થયો. દરેકને એ પોતાનો જ લાગ્યો.

"અહોહો! સોભાગ, તું આવ્યો?" કહેતાંકને રતન એને ભેટી પડ્યો. એની આંખોમાંથી આંસુ વહેતાં હતાં. ઊભરો શમ્યો અને બન્ને મિત્રો બથેથી છૂટા પડ્યા. રતન સોભાગને પોતાને ત્યાં લઈ ગયો. બીજાંઓ કરતાં એનો હક વધારે હતો. મિષ્ટાન્ન બનાવવાના હુકમો એ દિવસે એ ગરીબ ઘરમાં છૂટ્યા. સોભાગે પાટલૂન અને બૂટ ઉતાર્યાં. પોતાનો દેશી પહેરવેશ સજ્યો. એને લાગ્યું, "જરૂર કંઈક થયું તો હોવુંજ જોઈએ. મારું કુટુંબ નહિ તો જાય ક્યાં?" એણે ઉત્કંઠિત અને શંકાશીલ મને રતનને પોતાનું ઘર બંધ હોવા વિષે પૂછ્યું. રતન એની તરફ જરા ખસ્યો અને એના ખભે હાથ મૂક્યો. એનો પહાડી અવાજ સહેજ ગદ્‌ગદિત થયો.

"સોભાગ," સોભાગ ચૂપજ રહ્યો; એને બોલવું નહોતું, સાંભળવું હતું. રતન આગળ બોલ્યો.

"મારી ભાભી અને સોની હવે આ સંસારમાં નથી. તું ગયો અને થોડા જ દિવસમાં અહીં મરકી ફાટી નીકળી. મારી મા અને મોટાભાઈ પણ એના જ ભોગ થયા. મને યે થઈ હતી પરંતુ હું મારા કમનસીબે તને, મારા બાળસ્નેહીને, આ કહેવા જીવતો રહ્યો."

સોભાગ સ્તબ્ધ થઇ ગયો. એને દિવાલો કંપતી લાગી. ઓરડો ચક્કરચક્કર ફરતો દેખાયો. એકને બદલે ચારપાંચ રતન દેખાયા. એની આંખો મિંચાઇ ગઇ અને થોડી વારમાં તે રતનના હાથમાં ઢળી પડ્યો. કેટલીએ વારે મૂર્છા ઊતરી હશે. એનું ખડતલ શરીર હવે એને તદ્દન અસમર્થ અને નબળું લાગ્યું. એણે પોતાનું ઘર ન ખોલ્યું એ રતનનો જ મહેમાન બની રહ્યો. એને એ સર્વ અસત્ય લાગ્યું. એ કેમ બને? રણમેદાનમાં ખુલ્લા આકાશ નીચે એ સર્વને એણે નહોતાં જોયાં? એને પોતાની સ્ત્રી બારણામાં આવકાર આપતી નહોતી દેખાઈ! સોની પોતાની આજુબાજુ "શું લાવ્યા? શું લાવ્યા?" કરતી નહોતી કૂદતી? "ના, ના. એ ન જ બને. સોની કેમ મરે?" ફૂલ જેવી કોમળ એ યુદ્ધના રમખાણમાં હંમેશાં એની સાથે નહોતી રમતી? એવી એકે રાત નહોતી ગઈ કે એને સ્વપ્ન ન આવ્યું હોય અને એવું એકે સ્વપ્ન નહોતું કે જેમાં સોની ન હોય, એના ચંપાકળી જેવા હાથ ન હોય, મસ્તીમાં નાચતી આંખ ન હોય. અને એ મરે કેમ? એને એ ન સમજાયું. એને બધા જુઠ્ઠા લાગ્યા, અદેખા લાગ્યા. એનો અંતરાત્મા ગે એ જ પોકારતો હતો. એને રતન ઉપર ચીડ ચડી. આટલો જુઠ્ઠો! મારી છતી સોનીએ મને વાંઢિયો કરવો છે! અને એક રાત્રે એમ જ એ ગામ છોડી ચાલ્યો ગયો. કોઈને એ ખબર ન પડી કે ક્યાં? એની બગલથેલી અને બૂટ, પાટલૂન અને સાફો, બધું ત્યાં જ એમ જ પડી રહ્યું. રતને કેટલીએ તપાસ કરી પણ ફોગટ.

સોભાગ સોનીને મળવાની આશામાં ને આશામાં ગામેગામ રખડ્યો, પરંતુ નિરાશા સિવાય બીજું કંઇ જ ન સાંપડ્યું. એક દિવસ એને પુષ્કળ વિચાર આવ્યાઃ "આટઆટલું રખડ્યો, ગોતી તોય નથી મળતી. આ તે કેવી રમત! હું હવે એને શોધીશ જ નહિ એટલે એને મારી પાસે આવ્યા વિના કેમ ચાલશે? એને બધું રમત જેવું લાગતું હતું. એના મનથી સોની અને એ સંતાકૂકડી રમતાં હતાં અને સોની મળતી નહોતી. એણે એક જ ઠેકાણે રહેવાનો નિશ્ચય કર્યો, અને તેથી જ વીરપુરમાં સાંધાવાળા તરીકે રહ્યો. એની ખાતરી જ હતી કે સોની આખરે ચાકીને આવશે. કેટલી અનંત આશા! કેવી અડગ શ્રદ્ધા! કેટલી વિચિત્રતા!

વીરપુર ગામ તો સ્ટેશનથી દશેક માઇલ દૂર હશે, પરંતુ સ્ટેશનથી પાએક માઇલને અંતરે એક ખંડિયેર જેવો એકાંત બંગલો હતો. એના એકાદ બે ઓરડા સિવાય બાકીનું કશું પણ રહેવા યોગ્ય નહોતું. પક્ષીઓએ અંદર માળા બાંધ્યા હતા. સ્થળેસ્થળે જાળાં હતાં. ગાઢ અંધકારમાં ચામાચીડિયાં આમાં પાંખો ફફડાવતાં ઊડતાં. લોકોને એ બંગલા ઉપર વહેમ હતો અને એને ભૂતિયો બંગલો કહેતા. એ કોનો હતો એ કોઇને ખબર નહોતી. સોભાગ આ જ બંગલાના કંપાઉંડની એક ઓરડીમાં પડી રહેતો અને એ માટે એને કોઈ પૂછનાર નહોતું. લગભગ પરોઢિયે સાંજના ૭ વાગે અને છેલ્લું મધરાતે એમ ત્રણ વખત લાઇન બદલતા રહેતું અને નમેલે માથે, ધીમે પગલે પાછું ફરતું, એ એનો નિત્યનો કાર્યક્રમ. શું ખાવું, શું ન ખાવું એની દરકાર એને નહોતી. સવારસાંજ ગમે તે હાથે પકાવી લેતો. ગમે તેમ પેટ ભરવા સિવાય એને બીજી ઝાઝી પરવાહ નહોતી. શા માટે હોવી જોઇએ?

સાંજની ટ્રેન આવી અને ગઈ. અને હંમેશાની માફક એ સ્ટેશન માસ્તર પાસે ગયો. સ્ટેશન માસ્તર એક જુવાન સાથે વાત કરી રહ્યા હતા.

"હું બહુ જ દિલગીર છું કે તમારા માટે અહીંઆં હું કંઇએ મદદ કરી શકું તેમ નથી. તમે જાણતા હશો કે સ્ટેશન ઉપર 'વેઇટિંગ રૂમ' જેવી કોઈ વસ્તુ નથી. માફ

ભરવાનો એક ઓરડો છે પરંતુ એ ચિકાર ભરેલો છે. હું અહીંઆંથી થોડે દૂર રેલ્વે-ક્વૉર્ટર્સમાં રહું છું પણ ત્યાં ફક્ત બે જ ઓરડા છે, અને એ હું વાપરું છું. હું તમને મારે ત્યાં એ સગવડ કરી આપત, કિન્તુ મારી સ્થિતિ જરા કફોડી છે. મારાં પાંચ છોકરાં, મા, બાપ, હું પોતે અને મારી સ્ત્રી આટલાં તો છે. પછી આમાં તમારો સમાવેશ ક્યાં કરું? સ્ટેશન ઉપર જ સૂઇ રહો અને નહિ તો વીરપુર પાછા જાઓ." સ્ટેશન-માસ્તરે છેલ્લા શબ્દો બોલતાંબોલતાં એક ભાષણકર્તાની અદાથી બે હાથ મસળીને હવામાં ઉછાળ્યા. યુવાનને કંઇ વધારે બોલવા જેવું ન લાગ્યું. વાત એમ હતી કે યુવાનને સાંજની ટ્રેનમાં જવું હતું પરંતુ એ ચૂકી ગયો હતો. હવે બીજી ટ્રેન પરોઢમાં હતી. એને જેમ બને તેમ જલદી જવું હતું એટલે અહીં રહ્યે જ છૂટકો. અંધારું થવા આવ્યું હતું અને વાદળો ઘેરાયાં હતાં. એ આકાશ તરફ જોતો એક બાંકડા ઉપર પોતાના સામાન પાસે બેઠો. આખી રાત કેમ જશે?" પણ પાછાં જવાય તેમ તો નહોતું જ.

સોભાગ એ બધું નિરાંતે જોયા કરતો હતો. માસ્તર સાહેબ દરરોજ જેમ એની સાથે બે વાત કરી ચાલી ગયા હતા. સ્ટેશન ઉપર યુવાન અને સોભાગ, એ બે સિવાય ત્રીજું કોઇ નહોતું. એ પેલા યુવાન પાસે ગયો અને નમ્રતાથી બોલ્યો:

"બાબુજી, આપ મારી ખોલીમાં ચાલો. આજની રાત ત્યાં જ વિતાવો, મારી ખોલી અહીંથી બહુ દૂર નથી. આપ ટ્રેન ચૂકી ગયા લાગો છો."

"હા, એમજ થયું. હું આવ્યો અને ટ્રેનને મેં દૂર ચાલી જતી જોઇ!" એને થયું કે આમ સ્ટેશન ઉપર એકલા પડી રહેવું એના કરતાં આની ઓરડી શું ખોટી? એ સોભાગ સાથે ચાલી નીકળ્યો. બન્ને ધીમેધીમે વાતો કરતા બંગલાના ઝાંપા પાસે આવી પહોંચ્યા. યુવાને અંદર દાખલ થતાં થતાં પૂછ્યું: "તમને રેલવે તરફથી ઓરડી નથી મળતી?"

"મળે છે તો ખરી પરંતુ હું તો અહીંઆં જ પડી રહું છું. મારી ઓરડી માસ્તર સાહેબ વાપરે છે."

સોભાગે ખાટલો ઢાળ્યો અને પાણીનો લોટો ધર્યો. લોટો એવો સ્વચ્છ રાખતો! એને એમ થતું મારી સોનીને ગંદું નહિ ગમે. એણે ચૂલો સળગાવ્યો અને ભાખરી બનાવવા બેઠો. અંધકાર ધીમેધીમે વધતો હતો. અંધકાર જેટલીજ ચોતરફ ઘેર શાંતિ હતી. આકાશ આંખ આગળથી સીધું નીચે જ કાળા પડદા જેવું સરી પડતું હતું. ક્યાં યે સમજ નહોતી પડતી. અને એ પડદા ઉપર દૂરદૂર ખૂબ ઝાંખી તોયે દેખાય એવી સિગ્નલની બે લાલ બત્તીઓ લોહીતરસી રાક્ષસી આંખો જેવી તમતમતી હતી. યુવાન ચૂલામાંથી નીકળતા ભડકા તરફ તાકીને નિહાળતો બેસી રહ્યો હતો. એની નજર સોભાગ તરફ ગઇ. એ ખૂબ જ બેચેનીથી વારંવાર આકાશ તરફ જોયા કરતો હતો. યુવાને પૂછ્યું: "કેમ તમારી તબિયત તો સારી છે ને? આટલી અસ્વસ્થતા શાથી?" સોભાગે એક ઊંડો નિસાસો મૂક્યો અને થોડી હા ના પછી એ બોલ્યો:

"જુઓ, એમાં કંઈ દમ નથી. એ વાત મેં બહુ થોડાને કહી છે, પરંતુ જેટલાને કહી છે એ બધા, મને એ સાંભળી ગાંડો ગણે છે. તેમાં તમારા એકનો વળી ક્યાં વધારો કરું?"

"ના, ના. એમ તે કંઈ છેક હોય! કહો તો ખરા શું છે?" આટલું બોલી એ

સોભાગ તરફ જોઈ રહ્યો. એને અણચિંતવ્યા જ દુનિયાની ચડતીપડતીના ખ્યાલ આવ્યા. જગતમાં નાનું કોણ અને મોટું કોણ? પોતે એક જાગીરદારનો પુત્ર અને એ એક મજૂર. ઉચ્ચ અને નીચ જેવું ખરેખર કંઈ પણ હોત તો એ કદીએ આમ એની સાથે વાત ન કરી શક્યો હોત. મોટાઈ, નાનપ, એ બધું ઢોંગ, સ્વાર્થ, લુચ્ચાઈ અને એક જાતના ભ્રમ જેવું લાગ્યું. બીજા કોઈ સાધારણ પ્રસંગમાં કદાચ એની સાથે વાત કરવામાં એને નાનમ લાગત. એની તરફ તુચ્છકાર બતાવ્યો હોત. બેચાર ગાળ સુણાવી પોતાનો પ્રભાવ (!) બેસાડવાનો પ્રયત્ન કર્યો હોત. આમ માયાથી અને વિવેકથી વાત કરવામાં મૂર્ખાઈ અને ખોટી લાગણીવિવશતા લાગત. પરંતુ આજ તો કંઈક જુદું જ હતું. 'સર્વ સરખાં છે,' 'ઐક્ય,' 'માયા,' 'સ્નેહ,' 'સહાનુભૂતિ,' 'અનુકંપા' એ સર્વ આજ એને સમજાયું. એક આવા વિચારમાં મશગૂલ હતો અને બીજો વાત કહેવી કે નહિ એ ગડમથલમાં હતો. છેવટે સોભાગને થયું કે ભલે એક ડાહ્યાનો મને ગાંડો ગણવામાં ઉમેરો થતો. દુનિયા એને ગાંડો ગણતી ત્યારે એ દુનિયાને ગાંડી ગણતો. એની દુનિયા જ જુદી હતી, એમાં હતા ફક્ત બે જણ: એ ને એની સોની; એ પેલા યુવાન તરફ ફરી બોલ્યો.

"હું આખી વાત પૂરી ન કરું ત્યાં સુધી આપ મહેરબાની કરીને શાંતિ રાખજો; વચમાં ન બોલતા. તદ્દન સાચી જ વાત કહું છું." એણે તાવડી ઉપર ભાખરી નાખી, લોટવાળા હાથ ખંખેર્યા અને પોતાની વાતની શરૂઆત કરી.

"આજે અગિયારઅગિયાર વર્ષો થયાં હું અહીં નોકરી કરું છું. મારું કામ લાઈન બદલવાનું અને સાંધી સિગ્નલ આપવાનું. આટલાં વર્ષોમાં એક પણ દિવસ એવો નથી ગયો કે હું મારી નોકરી પર હાજર ન હોઉં. ગમે તેવી રાત હોય—ચોમાસાની મેઘલી રાત કે પછી શિયાળાની કડકડતી ઠંડી—પણ હું તો જવાનો જ. કેટલાએ અમને તુચ્છકારતા હશે. પરંતુ એ બિચારાઓને ક્યાંથી ખ્યાલ હોય કે સેંકડો મનુષ્યોનાં જીવન અમારા હાથમાં છે." હજુ આટલું કહ્યું ત્યાં તો પવન ફુંકાવા માંડ્યો. વરસાદે જોસબંધ પડવાની શરૂઆત કરી. વીજળી ચમકવા માંડી. ખંડિયેર જેવા બંગલાનાં રહ્યાંસહ્યાં બારીબારણાં જોરથી ફટાફટ અથડાવા માંડ્યાં. વાતાવરણ આખું જ ધીમેધીમે જુદું થતું લાગ્યું. સોભાગની અસ્વસ્થતા વધી. એણે પોતાની વાત આગળ ચલાવી. એ હવે થોડો ઉશ્કેરાઈને જલદીથી બોલતો હતો:

"આઠ વર્ષ પહેલાંની આ વાત છે. ચોમાસુ હતું અને આવી જ એક ભયંકર ઘનઘોર મેઘલી રાત હતી. સર્વત્ર ગાઢ અંધકાર હતો. ધોધમાર વરસાદ વરસતો હતો અને પવનના કાન ચીરી નાખે તેવા સુસવાટા બોલતા હતા. હું પાટા બદલવા નીકળ્યો. મારા હાથનું ફાનસ વરસાદ અને પવનને લઈ ઠરુંઠરું થઈ રહ્યું હતું. પ્રકાશ ફેલાવવાને બદલે એ અંધકારને વધુ ગાઢ કરતું હતું. મારા હાથમાં ફાનસ હાલતું અને ચોતરફ પહાડ જેવા પડછાયાઓ હાલતા. હૃદય ધબકાવી નાખે તેવું ચિત્ર હતું. પણ હું તો ટેવાઈ ગયેલો. પાટાની બન્ને બાજુએ તારની વાડ છે. એ વટાવી હું પાટા ઉપર પહોંચ્યો. ટ્રેનને આવવાનો હવે બહુ સમય નહોતો. વરસાદ હજી એવો જ વરસતો હતો. માથે ઓઢેલું ગૂણપાટ અને છત્રી લગભગ નકામાં જેવાં હતાં. મેં પાટા બદલ્યા. એન્જિનની આગિયા જેવી ઝીણી સર્ચલાઈટ દેખાઈ. મેલ ઝપાટાબંધ પસાર થઈ જશે, અને પછી નિરાંતે ઊંઘીશ એ જ વિચાર

મગજમાં ઘેરાતા હતા. ટ્રેન નજદીક આવતી હતી. ટપકાં જેવા પ્રકાશમાંથી આંખ આંજી નાખે તેવાં કિરણો નાખતી સર્ચલાઈટ વધુ અને વધુ મોટી થતી હતી. કિરણોનું તેજ પણ વધ્યું હતું. ટ્રેન ખૂબ જ પાસે આવી પહોંચી હતી. પુષ્કળ ઝડપ હતી. અવાજ ગંભીર અને ઘેરો થઈ વધતો હતો. આકાશ વીજળીથી ઊભરાતું હતું. પવનનું જોર અતિશય હતું. સામી છાતીએ ઊભવું એ મુશ્કેલ હતું. વરસાદ ય જાણે છેલ્લી જ વાર વરસતો હોય તેવું લાગતું હતું, ત્યાં તો એક ભયંકર અવાજ થયો—જાણે કે આકાશ ફાટયું. આંખ આગળથી હમણાં પસાર થઈ જશે એમ લાગતી સર્ચલાઈટ એ ધબાકા સાથે ગૂમ થઈ ગઈ અને કાન ફાડી નાખે એવા આર્તનાદો, કરુણ ચિત્કારો, હૃદય હચમચાવી નાખે એવી કિકિયારીઓ અને બીજું એવું ઘણુંઘણું સંભળાયું. ટ્રેન બરાબર સાંધા પાસે જ ઊંધી વળી ગઈ હતી. ”

એ આ બધું એક શ્વાસે બોલે જતો હતો અને શ્વાસ માટે રોકાયો. એની આંખો લાલ અંગારા જેવી ચળકતી હતી. મોઢુંએ ચૂલાની જ્વાળાઓના પ્રકાશથી કંઈ કંઈ વિચિત્ર રંગોથી ભરપૂર લાગતું હતું. એના હાથો સહેજ ધ્રૂજતા હતા. એણે પોતાની વાત આગળ ચલાવી:

“ અને હું થોડાક જ વારને અંતરે ઊભો હતો. એંજિનના ભૂકેભૂકા ઊડી ગયા હતા. કેટલાએ ડબાઓ ઊંધા વળી ગયા હતા. પણ એમાં મારી ભૂલ નહોતી. એ અકસ્માતનું કારણ તો હજી સુધી નથી સમજાયું. કેટલાંએ માણસો આમ વગરભૂલે મૂઆ. સ્ટેશન માસ્તરે અવાજ સાંભળ્યો હશે કે શું પરંતુ એ પણ બેએક માણસો લઇને આવી પહોંચ્યા. રાતોરાત આપણે બેઠા છીએ એ જ બંગલામાં સર્વેને ખસેડવાનું નક્કી થયું. અને અમે આમ એકલે હાથે કેટલાઓને ખસેડયાં. ઘણાંખરાં તો ત્યાં જ અમરધામને પંથે પડયાં. થોડાંઘણાં રસ્તામાં જ ખલાસ થઇ ગયાં. હું છેલ્લીવાર ત્યાં ગયો. જેટલા બચાવી શકાય તેવા હતા તેટલા બધાને અમે લઇ ગયા હતા. હું છેલ્લી વાર ત્યાં એક વખત તપાસ કરી લેવા ગયો. સર્વત્ર અખંડ શાંતિ હતી. જાણે કે કશું જ થયું ન હોય! કેટલાંએ શબ આમતેમ પડયાં હતાં. મને રણમેદાનનાં દશ્યો યાદ આવ્યાં. સરકાર, હું લડાઈએ લડયો છું. કોઈ બાકી રહ્યું હોય એમ નહોતું લાગતું, પરંતુ ત્યાં તો કોઈ ‘ બાપુ ’ એમ બોલ્યું હોય એમ મને લાગ્યું. હું શાંત ઊભો રહ્યો. ફરી વાર ‘ બાપુ ’ એમ મને સંભળાયું. એવો મીઠો મૃદુ અવાજ હતો! હું એ અવાજ તરફ ગયો. ફાનસના ઝાંખા પ્રકાશમાં મેં એક નાનીશી કન્યા જોઈ. એની આંખો બંધ હતી. બન્ને હાથ માથાની આજુબાજુ છૂટા પડયા હતા. માથું એક બાજુ નમેલું હતું અને તેથી હોઠની એક બાજુએથી મોંમાંથી લોહી બહાર વહેતું હતું. મેં એને મારા હાથમાં ઉઠાવી લીધી. ફાનસ ત્યાં જ પડી રહ્યું. રસ્તામાં એ કંઈક ગણગણી. હું કંઇ જ જુદા જ ભાવ અનુભવતો હતો. હું આ જ કંપાઉંડમાં દાખલ થયો. એવો મીઠો એનો ચહેરો હતો! કંઇક અજબ દર્દ, શાંતિ અને સંતોષમાં એની આંખોનાં પોપચાં બિડાયેલાં લાગ્યાં. હું અંદર આવ્યો, પણ...પણ એ મારા હાથમાં જ એક આછા સ્મિત સાથે મૃત્યુ પામી. ”

એ મૌન થઇ ગયો. એના હોઠ સખ્ત બિડાયેલા હતા અને અંદરથી, છેક ઊંડે-ઊંડેથી, રુદન અને ડૂસકાં સંભળાતાં હતાં. એની આંખો ભયંકર લાગતી હતી. અરે! પણ એ એકદમ ઊભો થઈ ગયો. એના બન્ને હાથ જાણે કંઈક ઊંચકયું હોય તેમ પહોળા અને

લાંબા થઇ ગયા. એની લાલ ચકચકતી આંખો સાવ ધોળી પૂણી જેવી થઇ ગઈ. ફારેડોજે થાંભલા જેવો એ ઊભો રહ્યો. એનો રંગબેરંગી લાગતો ચહેરો તદ્દન આરસપહાણ જેવો ટાઢો અને જડ લાગતો હતો. એમાં એકે ભાવ નહોતો. એનું આખું શરીર ખૂબ જોરથી ધ્રૂજતું હતું. હાથો ધ્રૂજતા હતા. એ એકીટશે આકાશ તરફ જોઈ રહ્યો હતો. કેટલીક વારે એ બોલ્યો. શબ્દો જીવતા કરતાં ગરેલા માણસના જેવા વધારે લાગતા હતા.

" સોની, સોની, સોની. "

એક ભયકર વીજળીનો ચમકારો થયો અને સાથે એક જબરજસ્ત કડાકો થયો, એણે એક તીણી ચીસ પાડી. પેલા યુવાનથી પણ એક ચીસ નંખાઈ ગઈ. એ ફરી નીચે બેસી ગયો. વાદળો એકદમ ઝપાટાબંધ વિખરાયાં. એ ફરીથી શાંત થયો, થોડી વાર રહીને ફરીથી બોલ્યો:—

" તમે ગભરાતા નહિ, મારે તમને પ્રથમથી જ ચેતવવા જોઈતા હતા. એ તો મને આવી તોફાની રાત હોય છે અને વિદ્યુત્ ચમકે છે ત્યારે ત્યારે આમ થઈ જાય છે. મને એ બાળા સ્મિત કરતી મારા હાથમાં દેખાય છે, પણ ફક્ત આ બંગલામાં હોઉં છું તો જ."

યુવાનનું હૃદય સાવ બેસી ગયું હતું. એ થોડી વારે પોતાને જ વિચિત્ર લાગતા સ્વરમાં બોલ્યો: " પણ ત્યારે તમે અહીંઆં રહો છો શા માટે ? "

" અરેરે ! તમે આટલુંએ ન સમજ્યા ! એ બાળા તો મારી સોની જ હોવી જોઈએ. મારી ખાતરી જ હતી કે એ આવશે અને હજીએ એ મારા હાથમાં ક્યાંકથી દોડી રમવા આવે છે. એને ખબર છે કે હું અહીં જ છું એટલે એ બીજે ક્યાં ય ન જાય. હું ન હોઉં તો એને રમાડે કોણ ? અને વળી પાછી એ ક્યાંક રિસાય તો ? મારાથી આ જગ્યા કેમ છોડાય ? "

જયચંદ શેઠ

## ઝાંખી

અનંત ને અક્ષય કાળશક્તિના
પ્રવાહની ઝાંખી મને કંઈ થતાં,
ક્ષણિક કીર્તિય દીસે, ન મૂલ કૈં.
ન દોષ શું કીર્તિ તણુંય મોહથી ?
જણાય છે જીવન નૃત્ય આત્મ-નું
-મનુષ્ય કે પ્રાણી રૂપે જડેલ-નું.
ન નૃત્ય તે તો કદી નાશ પામતું
વહે ગુંથાઈ વિચી સાથ કાળની
ખરે ખરું જીવન-નૃત્ય સાધવું.
વિના કંઇ બંધન-મુક્ત, આત્મનું.

[illegible]

# લોકચર્ચા

## અનંતપુરની યાત્રા

રાષ્ટ્રીય ચળવળને અંગે રચનાત્મક વિભાગમાં ખાદી એ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. મહાત્મા ગાંધીજીના પ્રયાસથી મહાસભામાં અખિલ ભારત ચરખાસંઘની સ્થાપના થઈ. ખાદીપ્રવૃત્તિ એ આ સંઘની મુખ્ય પ્રવૃત્તિ હોવાથી હિંદના જુદાજુદા ભાગોમાં ખાદીના ઉત્પન્ન માટે આશ્રમો સ્થાપવામાં આવ્યા. સન ૧૯૨૯ના નવેમ્બરમાં મધ્ય પ્રાંતમાં સાગર જિલ્લામાં રેહલી તાલુકાના અનંતપુર ગામમાં અખિલ ભારત ચરખાસંઘ તરફથી ખાદીનિવાસની સ્થાપના થઈ. આ સંસ્થા વિશે થોડુંક પહેલાં સાંભળ્યું હતું. ત્યાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થવાથી ૧૯૩૩ના જુલાઈના ત્રીજા અઠવાડિયામાં હું અનંતપુર ગામે ગયો. પ્રાચીન યાત્રાનાં સ્થળોમાં આધુનિક યુવાનોમાં શ્રદ્ધા રહી નથી; પણ રાષ્ટ્રોદ્ધાર માટે અને દીન, હીન, પતિત અને અર્ધભૂખ્યા ગરીબ ગ્રામજનોને પેટપૂરતું પણ અનાજ મળી રહે તે માટે તેમને કેળવણી અને ઉદ્યોગનાં સાધનની સગવડ કરી આપતી જે જે સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે તે તે યાત્રાના ધામરૂપે છે. આ દૃષ્ટિએ અનંતપુર એ પણ યાત્રાનું સ્થળ છે એમ કહું તો અતિશયોક્તિ ન કહેવાય.

ગૂજરાતમાંથી અનંતપુર જવાના બે ત્રણ રસ્તા છે. હું કોટા થઈ જી. આઈ. પી. લાઈનમાં બીના ગયો. ત્યાંથી એક જી. આઈ. પી.ની લાઈન સાગર જાય છે. સાગર એ જિલ્લાનું મુખ્ય ગામ છે. ત્યાંથી મોટર મારફતે રેહલી જવાય છે. સાગરથી રેહલી ૨૬ માઈલ દૂર છે. રેહલીથી પગરસ્તે અનંતપુર ૧૦ માઈલ દૂર છે.

અનંતપુર એ મધ્ય પ્રાંતનું નમૂનેદાર (typical) ગામ ગણાય. ગામમાં લગભગ ૨૦૦ ખેડૂતનાં ઘર છે. અહીં ઘર માટી કે ઈંટોથી નથી બનાવતાં, પણ પથ્થરના પાતળા ટુકડાઓ એકબીજા પર ગોઠવી બાંધવામાં આવે છે. આ પ્રકારે ઘર બનાવવા માટેના પથ્થર આજુબાજુના ડુંગરોમાંથી મળી આવે છે. ગૂજરાતની માફક આ તરફ નળિયાં અર્ધનળાકારનાં, વાંકાં, લાંબાં અને પાતળાં નથી હોતાં, પણ જાડાં, ચપટાં, પહોળાં, અને માંગરોળી નળિયાંને મળતાં પણ અવ્યવસ્થિત અને સમાકારરહિત હોય છે. નળિયાં અત્રેની માટીમાંથી બનાવી લેવામાં આવે છે અને નિભાડામાં પકવવામાં આવે છે. પતરાં હજુ દાખલ નથી થયાં. ઘર એક જ યા બે લાઈનમાં વ્યવસ્થિત લત્તાવાર નથી, પણ ઘણાંખરાં છૂટાંછવાયાં બાંધેલાં છે. ગામ બે નાની નદીઓના સંગમ પર આવેલું છે.

ખાદીનિવાસ માટે ઘર રાખેલું છે; સંસ્થાનું પોતાનું મકાન નથી. અહીંથી સંસ્થાના ગયા પછીથી લોકો હંમેશ પોતાનું કાર્ય પોતે ચલાવી લે એવા ધ્યેયથી આ સંસ્થા જરૂરી મુદ્દત સુધી કાર્ય કરી, સ્થાનપરિવર્તન કરવાની હોવાથી સંસ્થાએ નવું મકાન ખરીદ્યું યા બંધાવ્યું નથી.

ખાદીનિવાસની વીગતવાર માહિતી મેળવવા તેમ જ અનંતપુર અને તેની આસપાસનાં

ગામોની આર્થિક, સામાજિક અને નૈતિક સ્થિતિ જાણવા માટે સંસ્થા તરફથી પ્રગટ થયેલા રિપોર્ટો અને પુસ્તિકા વાંચવાની આવશ્યકતા રહે છે.

૧. ખાદી નિવાસ, અનંતપુર, સન ૧૯૨૯–૩૦નું વિવરણ
૨. ,, ,, ,, ,, ૧૯૩૦–૩૧નું વિવરણ
૩. ,, ,, ,, ,, ૧૯૩૧–૩૨નું વિવરણ
૪. ખાદીનિવાસ ક્ષેત્રદર્શન.

આ સંસ્થાના કાર્યક્ષેત્ર તરીકે હાલ અનંતપુરની આજુબાજુનાં ૧૭ ગામો છે. ત્રણ-ચાર વર્ષના સતત અભ્યાસ અને કાર્ય પછી ગામડાંની આર્થિક અને સામાજિક સ્થિતિનું વર્ણન નીચે પ્રમાણેનું હોવાનું જણાવવામાં આવે છે.

## આર્થિક દશા

હિંદુસ્તાનના અન્ય ભાગનાં ગામડાં માફક અહીંનાં પણ ગામડાં ગરીબીનાં ભોગ થઈ પડ્યાં છે. અત્રેનો મુખ્ય પાક ચોખા અને ઘઉં છે. વરસાદ ૫૦ થી ૬૦ ઈંચ જેટલો પડે છે. અત્રે મજૂરીના દર બહુ ઓછા હોવાથી કૂવા બનાવવામાં રૂા. ૨૫ થી ૫૦ જેટલું ખર્ચ થાય; છતાં લોકો કૂવા બનાવતા નથી, અને પાણ (irrigation) કરી શિયાળાની ફસલ નથી લેતા. ખેતીની પદ્ધતિમાં કંઈ સુધારો કરવામાં આવ્યો નથી. ખાતરનો ઉપયોગ-પણ નહિ જેવો જ. ઉત્પાદનનાં સાધનોનો ધીમેધીમે હ્રાસ થતો ગયો છે. ૬૦ ટકા ખેડૂતો પાસે પોતાની જમીન નથી. તેઓ મુખ્યત્વે મજૂરી પર નભે છે. ૩૦ ટકા ખેડૂતોને પોતાની જમીન છે, પણ તેઓની જરૂરિયાત કરતાં ઓછી છે. બાકીના ૧૦ ટકા જેમની પાસે જમીન છે તેઓ મોટા જમીનદાર યા વાણિયા–શાહુકાર છે. ગરીબી અને ભૂખમરામાં ગ્રામ જનતા સડે છે, છતાં તેમનામાં સતત ઉદ્યમની ખામી છે. લોકો નિરાશાવાદી, આળસુ અને મહત્ત્વાકાંક્ષારહિત થઈ ગયા છે. ખેતી સિવાયના બીજા મોટા યા નાના ઉદ્યોગો ન હોવાથી ખેડૂતો વર્ગનો મોટો ભાગ ફરજિયાત રીતે બેકાર રહેતા અને હજુ પણ અણસમજણને લીધે ઘણા યે બેકાર રહે છે. વર્ષના વધારેમાં વધારે ૧૨૦ દિવસ ખેતીના કામમાં જાય, બાકી લગભગ બધા દિવસ બેકાર રહે છે. ખેતીની અને ઢોરની આવક ગણતાં પાંચ માણસના કુટુંબદીઠ નીચે મુજબ આવકનો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે:

| દર સેંકડે ટકા. | સારા વર્ષમાં એક કુટુંબને આવક. | ખરાબ વર્ષમાં કુટુંબ દીઠ આવક. |
|---|---|---|
| ૪૫ | રૂા. ૪૭ | રૂા. ૩૫ |
| ૧૫ | ,, ૭૪ | ,, ૬૩ |
| ૧૫ | ,, ૮૮ | ,, ૭૩ |
| ૧૫ | ,, ૯૪॥ | ,, ૭૯॥ |
| ૧૦ | ,, ૩૮૮॥ | ,, ૩૪૮॥ |

પાંચ માણસના કુટુંબદીઠ ગણતાં ખર્ચનો અંદાજ નીચે પ્રમાણે થાય જ:

| | |
|---|---|
| કુટુંબ માટે અનાજ | રૂા. ૫૭॥ |
| મીઠું, તેલ વગેરે | ,, ૭॥ |
| કપડાં | ,, ૧૦ |
| | ૭૫ |

આવક અને ખર્ચના આંકડાની તુલના કરતાં માલમ પડશે કે ૬૦ ટકા કુટુંબો નિર્વાહના ધોરણથી બહુ જ ઓછે જીવે છે. વળી બધાં વર્ષો કંઈ સારાં નીકળતાં નથી. દર વર્ષે પડતી આ તૂટને લીધે ખેડૂતોને દેવામાં ઘસડાવું પડે. આવકનાં બીજાં સાધનો ન હોવાથી ધીમેધીમે મૂડીરૂપે આ જમીન વાણિયા–શાહુકારને દેવા પેટે આપી દેવી પડી. આ રીતે ખેડૂત મટીને ૬૦ ટકા ખેડૂતકુટુંબ મજૂર થઈ ગયાં છે. પહેલાં જમીન હોવાથી શાહુકારો વ્યાજે નાણાં ધીરતા, પણ હવે જમીન અને મિલકત ન હોવાથી શાહુકારો પણ ધીરતા લગભગ બંધ પડ્યા છે. ૧૦ કે ૨૦નું દેવું પણ ઘણાં કુટુંબોને ભારે પડે છે. વ્યાજના દર ૫૦ થી ૧૦૦ ટકા જેટલા થાય છે.

દિનપ્રતિદિન ખરાબ થતી સ્થિતિથી ખેડૂતો ભયંકર ગરીબીમાં સપડાયા છે. જ્યારે અનાજ ન મળે ત્યારે તે ફૂલફળ, મહુડાં અને બોર પર જીવે છે. વળી અહીં તેવરા નામનું કુધાન્ય થાય છે. જો તે સતત ખાવામાં આવે તો પંગુપણું આવે છે, એમ કહેવાય છે. આ તેવરા અનાજ કાંકરા જેવું દેખાવમાં છે. ભૂખના માર્યા લોકો ચણા સાથે તેવરા દળીને ખાય છે. સૌથી ગરીબ સ્થિતિના અંત્યજ વર્ગમાં ચમાર ગણાય. અનાજ યા તેવરા પણ ઉપલબ્ધ ન હોય ત્યારે છાણમાંથી દાણા વીણી કાઢી ધોઈને રાંધી ખાય છે. આગળ માલદાર ગણાતા ખેડૂતો અત્યારે મજૂરો થઈ ગયા છે. (દાખલો—હું પાછો ફર્યો ત્યારે મારી સાથે વાટ દેખાડવા એક મજૂર આવેલો. તે હિંદી ચાર ચોપડીઓ ભણ્યો હતો. તેનો પિતા સરકારને રૂા. ૧૦૦ જેટલું મહેસૂલ ભરતો એટલી જમીન હતી, પણ અત્યારે તેને પોતાની જમીન રહી નથી. મજૂરી કરી ગુજરાન ચલાવવું પડે છે.) આ ભયંકર ગરીબીને લીધે માબાપ પોતાનાં છોકરાંને નિશાળે પણ મોકલી શકતાં નથી; કેમકે મજૂરીમાંથી જે થોડુંઘણું મળે તે પર નભવાનું હોય છે. આ આર્થિક અવદશાને કારણે પહેલાં જે ભારે સામાજિક ખર્ચો થતાં તે ઓછાં અથવા લગભગ બંધ થઈ ગયાં છે; તે નીચેના આંકડા પરથી જણાશેઃ

| વિવાહ ખર્ચ | |
|---|---|
| પ્રતિશત ટકા કુટુંબ | |
| ૪૦ | રૂા. ૩ |
| ૨૦ | ,, ૧૦ |
| ૧૫ | ,, ૪૦ |
| ૧૫ | ,, ૬૦ |
| ૧૦ | ,, ૨૦૦ ઉપર. |

આર્થિક સંકડામણની અસર ઘરેણાં પર પડી છે. આગળનાં સોનારૂપાનાં ઘરેણાં રહ્યાં નથી. પણ દેખાવ અને વ્યવહારની ખાતર ઘણાખરા સીસાનાં પહેરે છે. સાવ આખાં કપડાં તો કોઈકના જ શરીર પર જોવા મળે. સ્ત્રીઓને પણ અર્ધનગ્ન સ્થિતિમાં રહેવું પડે છે.

સામાજિક રીતરિવાજોમાં પણ ગુજરાત કરતાં અહીં ઘણો ફરક છે. નીતિ અને સમાજનાં જે બંધનો હજુ આપણે ત્યાં દૃઢ રીતે રહ્યાં છે તેવું ત્યાં નથી. કેળવણીનો પ્રચાર પણ નહિ જેવો. આળસ અને અનીતિ ખૂબ વધી પડ્યાં છે. લગ્નની પ્રથા બહુ વિચિત્ર પ્રકારની થઈ પડી છે. જે કુટુંબે પોતાને ત્યાંથી છોકરી આપી હોય તેના પતિના ભાઈઓને

પણ જમાઈ સંબોધીને બોલાવે. વળી ગોત્રીની વિચિત્ર પદ્ધતિ છે. આમાં સ્ત્રી પોતાના પતિને છોડી બીજા પુરુષ સાથે અમુક માસ રહે, તેની સાથે ન બને તો ત્રીજાને ત્યાં જાય અને તેમ છતાં પણ પોતાના મૂળ પતિ પાસે આવે તો તેનો અસ્વીકાર નથી કરતો. સ્ત્રીનો પતિ મરી જાય તો તે સ્ત્રીને દિયર હોય તો તેને પરણે—પરણવાની સમાજ તરફથી ફરજ પણ પાડવામાં આવે. ઉચ્ચ ગણાતી બ્રાહ્મણ વાણિયા જ્ઞાતિઓમાં પણ એવા દાખલા બન્યા છે. ઉપર્યુક્ત લગ્નપ્રથા ઉપરાંત નીચેના સંબંધવાળાઓ પણ એકબીજા સાથે લગ્ન કરે છે. દાખલા તરીકે, સસરો વહુ, બહેન, મામા ભાણેજી, નણદોઈ ભોજાઈ અને ચમાર જાતિમાં જમાઈઓ પોતાની વિધવા સાસુને પણ પત્ની બનાવ્યાનો દાખલો પણ મળે છે. બ્રાહ્મણ જાતિ સુદ્ધાં અન્ય જાતિ સાથે નિયોગ કરે છે. પોતાની પત્નિથી સંતાન ન થાય તો, પડોશની કોઈ સ્ત્રીને થોડાં વર્ષ માટે પોતાને ત્યાં લાવે અને સંતાન થયે સ્ત્રી પાછી મૂળ પતિ સાથે જઈ શકે. પતિની સાથે સંબંધ ન થયો હોય છતાં પિયેરમાં રહેતાં કોઈ સ્ત્રીને સંતાન થાય તોપણ પ્રતિષ્ઠિત વ્યક્તિ પણ તેને સ્વીકારવા તૈયાર થાય.

### માલગુજારી

ખેડૂતો જમીનમહેસૂલ સરકારને સીધું નથી ભરતા, પણ માલગુજાર મારફતે આપે છે. માલગુજાર એ ફોજદારી અને દિવાની સત્તા સિવાયનો ગામનો માલિક ગણાય છે. તેના હાથ નીચે કેટલાંક ગામો હોય છે. માલગુજાર સેટલમેંટ નક્કી થયા મુજબ મહેસૂલ ઉઘરાવે છે અને કરાર મુજબ ૬ થી ૧૦ આની સરકારને ભરે છે. વેઠનો ત્રાસ પણ ઘણો છે. માલગુજાર વેઠ કરાવે, સરકારી અમલદારો આવે તે પણ વેઠ કરાવે. સૌથી વધારે વેઠના ત્રાસનો ભોગ અંત્યજો થઈ રહ્યા છે.

## ખાદીનિવાસ

ખાદીનિવાસ માટે સ્થળની પસંદગી ઉત્તમ ગણાય. જ્યાં જ્યાં મજૂરી સસ્તી છે, લોકો પાશ્ચિમાત્ય ટેવોમાં સપડાયા નથી, ભૂખમરાથી અને ગરીબીથી નજીવી આવક પર જીવવું પડતું હોય, બીજા હુન્નરઉદ્યોગ હોય નહિ, રેલવે દૂર હોવાથી અને મિલો નજીકમાં નહિ હોવાથી મિલનું કાપડ પ્રમાણમાં મોંઘું મળતું હોય, ખેતીનું કામ બારે માસ ન ચાલતું હોય, રૂનું વાવેતર થોડા ઘણા પ્રદેશમાં જરૂરીઆત જેટલું થતું હોય, ત્યાં ત્યાં ખાદીના ઉત્પન્ન માટે સારા પ્રમાણમાં અવકાશ રહેલો છે.

ખાદીનિવાસનો ઉદ્દેશ એ છે કે ગામડાંમાં એવી જાતનો પ્રચાર કરવો કે જેથી લોકોના ખેતીના યા પોતાના બીજા ધંધામાંથી ફાજલ પડતા વખતમાં પોતાના ઘરમાં ખાદી-ઉત્પન્નની સઘળી ક્રિયાઓ કરી પોતાને વાપરવા લાયક ખાદી ઉત્પન્ન કરે. જો વધુ સમય હોય તો વધુ કાપડ ઉત્પન્ન કરી વેચે પણ ખરા.

કાર્યક્ષેત્ર તરીકે આજુબાજુનાં ૧૭ ગામ લીધાં છે. પહેલાં ૨૫ જેટલાં શરુ કર્યાં હતાં; પણ કાર્યકર્તાઓના અભાવે, યા જેટલા કાર્યકર્તાઓ હતા તેઓ પહોંચી વળી શકે તેમ ન હોવાથી, ગામડાંની સંખ્યા ઘટાડવી પડી છે. અહીંના કાર્યકર્તાઓ ખાદીકાર્યમાં કેટલાંયે વર્ષથી પોતાનું જીવન અર્પી રહ્યા છે. અન્ય સ્થળોએ આ જાતના ખાદીઉત્પન્નકાર્યના અનુભવી છે. મુખ્ય કાર્યકર્તાઓ ત્રણ છે અને બીજા બારતેર બિજોલિયાના ખેડૂત ભાઈઓ સહાયક તરીકે છે.

કાર્યકર્તા અને પ્રચારક ગામડામાં સવારના જમી પરવારીને જાય. ત્યાં ઘેરઘેર પ્રચાર કરવાનું શરૂ કરે, રેંટિયા જ્યાં જ્યાં ચાલુ થયા છે ત્યાં જાય, કાંતનારને ઉપયોગી સૂચનાઓ આપે, ત્રાક, રેંટિયો અને પીંજણ જો બગડ્યાં હોય તો સુધારી આપે, આબાલવૃદ્ધ સર્વેને નકામા અને નવરા નહિ બેસી રહેવાનો અને સતત ઉદ્યમ કરવાનો ઉપદેશ આપે, સામાજિક, આર્થિક અને નૈતિક દશાનો અભ્યાસ કરે, કુટુંબોની વીગતવાર માહિતી મેળવી તેમનાં દુઃખો નિવારવાના યોગ્ય વ્યવહારુ ઉપાયો બતાવે, કાંતેલું સૂતર ભેગું કરે, રૂ પૈયાનું જોઈતું હોય તેને આપે, કાંતેલું સૂતર વણવાની વ્યવસ્થા કરી આપે—ઉપર વર્ણવેલા કામકાજમાં લગભગ આખો દિવસ વ્યતીત થઈ જાય અને સાંજે અનંતપુર પાછા ફરે.

લોકો પહેલાં તો આ સંસ્થાનું કાર્ય શંકાની દૃષ્ટિએ જોવા લાગ્યા. સંસ્થાના કાર્યકર્તાઓનો આ કાર્યમાં અંગત કંઈક લાભ હોવો જોઈએ એમ માનતા. પણ આટલા વર્ષના સતત અને સ્વાર્થરહિત કાર્યથી તેમને ખાતરી થઈ છે કે આ સંસ્થા તેમના હિત માટે જ પ્રયત્ન કરી રહી છે. પ્રચાર કરવા માટે રેંટિયા લઈ ગામડાંમાં ફરવું પડતું. હવે ગામઠીક રેંટિયાની સંખ્યા સારી થઈ ગઈ છે. જૂની પદ્ધતિના થોડાઘણા રેંટિયા જે કાળના ઝપાટામાંથી બચ્યા હતા તેનો પણ ઉપયોગ કરવામાં આવે છે. લોકોની ગરીબાઈ એટલી બધી છે કે રેંટિયા ખરીદવા જેટલી પણ શક્તિ નથી. સંસ્થા તરફથી એટલી ગોઠવણ કરવામાં આવી છે કે જે ખેડૂત પોતાનું લાકડું લઈને આવે તે કાર્યાલયમાં રેંટિયો બનાવી જાય. આથી રેંટિયો લગભગ મફત પડે છે. જેને સુથારી કામ થોડુંઘણું પણ ન આવડતું હોય અને લાંબો સમય કાર્યાલયમાં થોભી શકે તેમ ન હોય તે રેંટિયામાં જરૂર પડતાં લાકડાં કરતાં ચારગણાં લાવે તેને એક રેંટિયો આપવામાં આવે છે. મજૂરીના ભાવ સસ્તા હોવાથી તૈયાર સરંજામ પણ બહુ જ ઓછી કિંમતે વેચવામાં આવે છે.

| | કિંમત |
|---|---|
| તૈયાર રેંટિયો | ૦–૬–૬ |
| પીંજણ ( ખોખું અને મુદિયાં સાથે, તાંત વગર ) | ૦–૫–૬ |
| ચરખો | ૦–૬–૬ |

વણાટકામ થોડા ખેડૂતો શીખ્યા છે. કાંતનાર વર્ગમાંથી જેઓ વણી પણ શકે તેમને વધુ કમાણી થાય એ હિસાબે લોકોને વણાટ શીખવી દેવાનો પ્રયાસ કરી રહ્યા છે. વણકરીના દર પણ સસ્તા છે, તાણાના ૧૦૦૦ તારે વણકરી ૦–૧–૦ પડે છે. રંગાટકામ માટે પણ વ્યવસ્થા કરવામાં આવેલ છે. ત્રણ વર્ષના સતત પ્રયાસ પછી સંસ્થાએ ૧૯૩૨ના નવેંબર સુધી જે કાર્ય કર્યું હતું તેનો નીચેના આંકડા તપાસતાં ખ્યાલ આવશેઃ

| ગામ | ઘરસંખ્યા | રેંટિયા કેટલા જોઈએ | કેટલા ચાલુ છે | પોતાને હાથે બનાવ્યા | વણાટ શીખેલા |
|---|---|---|---|---|---|
| ૧૬ | ૧૦૩૪ | ૧૩૨૯ | ૬૭૫ | ૧૭૧ | ૯૩ |

ઉપરના આંકડા જોતાં તે ક્ષેત્રમાં ખાદીકાર્ય અરધે રસ્તે પહોંચ્યું ગણાય. રેંટિયા કેટલા જોઈએ એ સંખ્યા એ અર્થમાં દર્શાવવામાં આવી છે કે ખેડૂતો જો પોતાનો ફાજલ-પડતો બધો વખત ખાદીઉત્પત્તિના કાર્યમાં ગાળે તો એટલા રેંટિયા ચાલુ હોવા જોઈએ. એ રીતે ફાજલ સમયનો પૂરેપૂરો સદુપયોગ કરવામાં આવે તો વાર્ષિક રૂ. ૫૦ જેટલી આમદાની વધુ થાય.

# બિહારનો આત્મા

ગયા જાન્યુઆરી માસની ૧૫ મી તારીખે હિંદુસ્તાનમાં ધરતીકંપ થયો. એ ધરતીકંપે બિહારની પ્રજાને સમૂળગી કચડી નાખી. આ અસહાય અને અનાથ બનેલા જીવોને મદદ કરવા એક સુકલકડી પુરુષ પોતાના સ્વાસ્થ્યની પણ પરવા વિના ગામડે-ગામડે ઘૂમી રહ્યો છે. કોઈ વખત તેને ચણા ખાવાના મળે છે, તો કોઈ વખત સ્વાદિષ્ટ ભોજન મળે છે. કોઈ રાત્રિ ખુલ્લામાં, તો કોઈ રાત્રિ નાનકડા ઝૂંપડામાં ગાળવાની હોય છે. પરંતુ આવાંઆવાં કષ્ટો સહન કરીને પણ તેઓ સેવાનું કાર્ય કરી રહેલ છે, કેમકે લોકસેવા એ તેમનું જીવનવ્રત છે. તે છે બિહારનો આત્મા—બાબુ રાજેન્દ્રપ્રસાદ.

બાબુ રાજેન્દ્રપ્રસાદનો જન્મ ઈ. સ. ૧૮૮૪ ના ડિસેમ્બર માસની ૩ જી તારીખે બિહાર પ્રાન્તના જીરાદેરી ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ મુનશી મહાદેવસહાય. મુનશી મહાદેવસહાય સાધુ પ્રકૃતિના હતા. તેઓ દયાળુ હતા. તેઓ દુઃખી અને નિરાધાર મનુષ્યોની સેવા કરતા. તેમને વૈદકનું સારું જ્ઞાન હતું. આથી પોતાના ખર્ચે દવાઓ તૈયાર કરતા અને લોકોમાં મફત વહેંચતા. રાજેન્દ્રબાબુનાં માતુશ્રી પણ સેવાભાવી હતાં. આવાં માતાપિતાની અસર બાબુ રાજેન્દ્રપ્રસાદ પર પડી, અને તેનું પરિણામ આજે આપણે જોઈએ છીએ.

## વિદ્યાર્થીજીવન

તેઓ છસાત વર્ષના થયા ત્યારે તેમને એક મૌલવીને ત્યાં ભણવા મોકલવામાં આવ્યા. એ દિવસોમાં ગામડાંઓમાં પંડિતો અને મૌલવીઓ સંસ્કૃત અને ફારસી શીખવતા. બેત્રણ વર્ષમાં તો તેઓ ફારસી લખતાંવાંચતાં શીખી ગયા. પછી તેઓ છાપરા જિલ્લા સ્કૂલમાં દાખલ થયા અને અંગ્રેજી તથા હિન્દી શીખવા લાગ્યા. તેઓ અભ્યાસમાં ખૂબ હોંશિયાર હતા. વર્ષ આખરે પરીક્ષા લેવાઈ, ને તેઓ એક બુદ્ધિશાળી વિદ્યાર્થી ગણાયા. આખી નિશાળના શિક્ષકોએ હેડમાસ્તરને તેમને એક વર્ગ કુદાવવા ભલામણ કરી.

પરંતુ આ વાત રાજેન્દ્રબાબુના ભાઈ સ્વ. મહેન્દ્રપ્રસાદને ગમી નહિ. તેઓ નિશાળના હેડમાસ્તર પાસે ગયા અને વર્ગ કુદાવવાની મના કરી, પણ આમ થવાથી હેડમાસ્તર ગુસ્સે થયા અને રાજેન્દ્રબાબુને વર્ગ કુદાવવા એકદમ હુકમ કર્યો.

એક વખત તેઓ પરીક્ષામાં બે વિષયો જ આપી શક્યા અને બિમાર પડ્યા. પરંતુ શિક્ષકોએ આવા બુદ્ધિશાળી વિદ્યાર્થીને ન રોકતાં ઉપલા વર્ગમાં ચડાવ્યા.

રમતગમતમાં તેમને ખૂબ રસ પડતો. પરંતુ જેટલો આનંદ અભ્યાસમાં પડતો તેટલો રમતગમતમાં નહિ. તેમનું શરીર જન્મથી જ દુર્બલ છે, અને હજી પણ સ્વાસ્થ્ય બાબતમાં તેઓ હરહમેશ બેપરવા જણાય છે.

ઈ. સ. ૧૯૦૨ માં તેઓ કલકત્તા કોલેજમાં દાખલ થયા. આ કોલેજમાં તે વખતે ડૉ. બોઝ અને ડૉ. રાય અધ્યાપક હતા. એફ. એ. ની પરીક્ષામાં તેઓ ઊંચા પદે ઉત્તીર્ણ

થયા. આથી રૂ. ૨૫) ની શિષ્યવૃત્તિ મળી તેમજ ભાષામાં રૂ. ૧૫) અને અંગ્રેજીના વિષયમાં રૂ. ૧૦) ની શિષ્યવૃત્તિઓ મળી. આમ એકંદરે રૂ. ૫૦) ની શિષ્યવૃત્તિ મેળવી બિહારનું નામ કાઢયું.

બી. એ. માં રાજેન્દ્રબાબુએ વિજ્ઞાન છોડી દીધું ને કળાના વિષયો લીધા. આથી ડૉ. પી. સી. રાયને બહુ જ ખોટું લાગ્યું. તેમણે રાજેન્દ્રબાબુને બોલાવ્યા અને કહ્યું : "Rajendra, why have you deserted our standard ?" (રાજેન્દ્ર, અમારા ઝંડાને તમે કેમ છોડી દીધો ?)

રાજેન્દ્રબાબુએ વિદ્યાર્થીઅવસ્થામાં ખૂબ ઉન્નતિ કરી. તેઓ અનેક કાર્યોમાં કામ કરતા હતા. સાર્વજનિક કાર્યોમાં તેમનું મન બહુ જ દોરવાયું હતું. સભાઓ કાયમ કરવી, સભાસદો વધારવા અને તે તરફ દરેકનું ધ્યાન ખેંચવું એ તેમનું કાર્ય હતું. કૉલેજના માસિકમાં તેઓ લેખો લખતા અને તે સંબંધી કાર્ય પોતે કરતા.

કલકત્તામાં બિહારી વિદ્યાર્થીઓને રહેવાની તથા જમવાની બહુ જ અગવડ પડતી હતી. આથી રાજેન્દ્રબાબુએ કલકત્તામાં બિહારી કલબ નામની સંસ્થા સ્થાપી. આ સંસ્થા હજી પણ કાયમ છે. તેઓ તેના મંત્રી તરીકે કામ કરતા હતા. કલબમાં લેખો વંચાતા અને ભાષણો પણ થતાં. આ સંસ્થા એટલી બધી લોકપ્રિય બની હતી કે મોટામોટા વકીલો તથા બેરિસ્ટરો ભાગ લેતા હતા અને કલબની ઉન્નતિમાં સાથ દેતા હતા.

આ સમયમાં ડૉન સોસાયટી નામની સંસ્થા સ્થપાઈ હતી. તેના સંચાલક શ્રી. સતીશબાબુ એમ. એ. બી. એલ. હતા. તેઓ ધાર્મિક ભાવનાવાળા હોઈ વકીલાતનો ત્યાગ કરીને શિક્ષણના કાર્યમાં જોડાયા હતા. આ સોસાયટીમાં રાજેન્દ્રબાબુ સભાસદ હતા. તેની અઠવાડિયામાં બે સભાઓ થતી હતી. એક બેઠકમાં ગીતાનું પઠનપાઠન થતું અને બીજી બેઠકમાં મોટામોટા વિદ્વાનોનાં ભાષણો થતાં. સોસાયટી તરફથી "ધી ડૉન" નામનું માસિક પ્રસિદ્ધ થતું હતું. આ માસિકમાં રાજેન્દ્રબાબુ લેખો લખતા હતા, તેમજ આ સભા સ્વદેશીનો પ્રચાર પણ કરતી હતી.

આ સભાના કાર્યોનો રાજેન્દ્રબાબુ પર ખૂબ પ્રભાવ પડ્યો. તે દિવસોમાં તેમની સાર્વજનિક કાર્યો તરફની મમતા જોઈ સારાસારા વિદ્વાનો પણ તેમની પ્રશંસા કરતા હતા. સિસ્ટર નિવેદિતાએ તેમની તારીફ કરતાં કહ્યું હતું કે, તેઓ ભવિષ્યના નેતા છે. અને આજે એ ભવિષ્યવાણી ખરી નીકળી છે.

ઈ. સ. ૧૯૦૬ માં તેમણે બી. એ. ની પરીક્ષા આપી. આ વખતે તેઓ પરીક્ષાની વિરુદ્ધ હતા. તેમણે મહેનત કરી ન હતી, છતાં પણ પહેલે નંબરે ઉત્તીર્ણ થયા. કૉલેજમાંથી રૂ. ૫૦) અને યુનિવર્સિટીમાંથી રૂ. ૪૦) મળીને રૂ. ૯૦) ની તેમણે શિષ્યવૃત્તિ મેળવી આ પ્રસંગ બિહારને માટે ગૌરવનો હતો. વિદ્યાર્થીજીવનમાં તેમણે ઓછામાં ઓછા બાર સુવર્ણ-પદક મેળવ્યા હતા.

બી. એ. થયા પછીથી તેમણે એમ. એ. નો અભ્યાસ શરૂ કર્યો. સાથેસાથે કાયદાનો અભ્યાસ પણ ચાલુ કર્યો; પરંતુ અભ્યાસમાં તેમનું મન ચોંટયું નહિ. કોણ જાણે કેમ પણ તેમણે ઈંગ્લંડ જવા માટે ખર્ચનો બંદોબસ્ત કરવા માંડ્યો. તેઓ સાર્વજનિક પૈસાથી ઈંગ્લંડ જવાની વિરુદ્ધ હતા. તેમાં યે તેમની પ્રતિભા ઘણી હતી, તેઓ બિહારના અણમોલ રત્ન

જેવા હતા. આથી પૈસાની વ્યવસ્થા તો થઈ ગઈ. કપડાં વગેરેની તૈયારી પણ થઈ ગઈ અને પોતાના મોટાભાઈ શ્રી. મહેન્દ્રબાબુને પત્ર લખ્યો.

તે વખતે એક અજાયબ ઘટના બની. એક જ્યોતિષીએ તેમનો હાથ જોયો અને તેણે કહ્યું કે ઇંગ્લંડ જવાની હજી બહુ વાર છે. આ સાંભળીને સઘળા હસી પડ્યા. પરંતુ આ બાબત છેવટે સાચી પડી.

રાજેન્દ્રબાબુની પરદેશ જવાની વાતથી ઘરમાં સઘળા દુઃખી થયા. આ વખતે તેમના પિતા બિમાર હતા. રાજેન્દ્રબાબુ પૈસાની વ્યવસ્થા માટે અલાહાબાદ ગયા ત્યારે તેમનાં માતા તથા ભાઈ પછવાડેપછવાડે ગયાં. તેમણે બધાંએ ધાર્યું કે રાજેન્દ્રબાબુ પરદેશ જાય છે. પરંતુ તેઓ તો પાછા કલકત્તા જતા રહ્યા હતા. પરદેશ જવાની વાત સાંભળીને તેમના પિતાને આઘાત થયો, અને રાજેન્દ્રબાબુ તબિયત સુધરે ત્યાં સુધી રોકાઈ ગયા.

પરંતુ તેમના પિતા ગુજરી ગયા. આથી તો ઊલટું વધારે મુશ્કેલ થયું. પૈસા અને કપડાં તેમના મિત્ર શ્રી. સુખદેવબાબુને આપી દીધાં. આમ ભવિષ્યવાણી ખરી પડી અને તેમના મિત્રો હેરત પામી ગયા.

આમ ઇંગ્લંડ જવાનું મુલતવી રહ્યું. તેમનું મન ઉદાસ થઈ ગયું. એમ. એ. ના અભ્યાસમાં જોઈએ તેટલું ધ્યાન આપ્યું નહિ, અને ઊલટા સાર્વજનિક કાર્યોમાં વખત ગાળવા લાગ્યા. આ વખતે બંગભંગની ચળવળ ચાલતી હતી. આ આંદોલનથી તેઓ અલગ રહી શક્યા નહિ. બહિષ્કારમાં ભાગ લીધો, સ્વદેશીના પ્રચારમાં ભાગ લીધો અને એમ. એ. પાસ થવા માટે જ પરીક્ષા અપાઈ. ઉત્તીર્ણ તો થયા પરંતુ પ્રથમ સ્થાન ન મળ્યું.

આમ રાજેન્દ્રબાબુનું વિદ્યાર્થીજીવન પૂરું થયું. તેમના સાથીઓમાં સ્વ. શ્રી. સેનગુપ્તા અને શ્રી. સરકાર જેવા મહાન પુરુષો હતા.

## વકીલાત

રાજેન્દ્રબાબુનું નામ યુનિવર્સિટીમાં મશહૂર થઈ ગયું. તેમની પ્રતિભાથી સર્વ જ્ઞાત હતા. એમ. એ. ઉત્તીર્ણ થયા કે અધ્યાપકપદ લેવા માટે તેમને આગ્રહ થવા લાગ્યો. તે વખતે બાબુ વૈદ્ય નારાયણસિંહ મુજફ્ફરપુર કૉલેજના પ્રોફેસર હતા. તેઓ વકીલાત પણ કરતા હતા. તેમણે રાજેન્દ્રબાબુને કૉલેજમાં જોડાવાનો ખૂબ આગ્રહ કર્યો. તેનું કારણ એ હતું કે યુનિવર્સિટી તરફથી મુજફ્ફરપુર કૉલેજને અવારનવાર પ્રોફેસરો થોડા હોવાથી ભય રહેતો હતો. સર આશુતોષ મુખરજી યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર હતા. તેઓ બાબુ રાજેન્દ્રપ્રસાદને સારી રીતે ઓળખતા હતા, અને આથી જ કૉલેજના સત્તાવાળાઓ રાજેન્દ્રબાબુને અધ્યાપકમંડળમાં જોડાવાને આગ્રહ રાખતા હતા.

રાજેન્દ્રબાબુ અંગ્રેજીના અધ્યાપક તરીકે નિયુક્ત થયા. પરંતુ તેઓ ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજનીતિના વિષયો પણ શીખવતા હતા. પણ થોડા વખત પછી તેઓ કલકત્તા ચાલ્યા ગયા. તેમની ઇચ્છા વકીલ થવાની હતી. કુટુંબનાં માણસો પણ તેઓ વકીલ થાય તેમ ઇચ્છતાં હતાં. આથી તેઓ આર્ટિકલ્ડ કારકુન તરીકે કામ કરવા લાગ્યા. અને ઈ. સ. ૧૯૧૦માં તેમણે બી. એલ. ની પરીક્ષા પાસ કરી.

આ સમયમાં શ્રી. ગોખલેએ 'હિંદ સેવક સમાજ'ની સ્થાપના કરી. તેઓ

દરેક પ્રાન્તમાંથી સારાસારા કાર્યકર્તાઓ એકઠા કરવાની ગોઠવણમાં હતા. પોતાનું જીવન આ સંસ્થાને લોકસેવાઅર્થે અર્પી શકે તેવા યુવકોની શોધમાં હતા, તેમણે બિહારના નેતા શ્રી. પરમેશ્વરલાલજીને બિહારમાંથી એવા યુવકો બતાવવાનું કહ્યું. શ્રી. પરમેશ્વરલાલજીએ બિહારના અનુપમ રત્નનું નામ બતાવ્યું, તેમ જ તેમણે રાજેન્દ્રબાબુને સોસાઈટી વિષે અને શ્રી. ગોખલે વિષે માહિતી આપી. શ્રી. ગોખલેજીએ પણ બાબુ રાજેન્દ્રપ્રસાદને બોલાવ્યા અને સોસાઈટીમાં જોડાવા આગ્રહ કર્યો.

રાજેન્દ્રબાબુના વિચારો નાનપણથી જ લોકસેવા તરફ હતા. આ બાબતમાં તેમણે તેમનાં માતુશ્રીને પણ કહેલું કે, હું ખૂબ રૂપિયા કમાઉં તેવી ઇચ્છા રાખશો નહિ. તેથી એમણે પોતાના મોટાભાઈને પત્ર લખ્યો. આ પત્ર અજોડ છે, અને ખૂબ લાંબો છે. તેનો સારાંશ નીચે પ્રમાણે છે.

આપને યાદ હશે કે થોડા દિવસ પહેલાં હું શ્રી. ગોખલેને મળવા ગયો હતો. તે બાબતની વ્યાવહારિકતામાં મારું મન કશું કરતું નથી. મારી ઇચ્છા મારા ભાગ્યને દેશમાં હોમવાની થઈ છે. આ સાંભળીને આપને દુઃખ થશે. કેમકે તમે બધાએ મારા પર મોટી-મોટી આશાઓના કિલ્લા બાંધ્યા છે; ને તે એક પળમાં તૂટી પડી ધૂળમાં મળી જશે. હું કમાઉં તો કુટુંબને ઊંચે દરજ્જે લાવી શકું, પરંતુ આ ક્ષણભંગુર સંસારમાં સંપત્તિ, પદ અને મર્યાદા નષ્ટ થનાર છે!

તમો જાણો છો કે મારી મહત્ત્વાકાંક્ષા દેશની સેવામાં છે. હું આઈ. સી. એસ. થાઉં એમ ઇચ્છો છો પરંતુ મને તેમાં વિશ્વાસ નથી. આપ મને રજા આપો. તમો રજા નહિ આપો તો મને ખૂબ દુઃખ થશે; મને હતાશ કરશો નહિ.

'પરિવારને માટે મને ખર્ચ મળી રહેશે, પરંતુ ત્રણ હજારને ઠેકાણે ત્રીસમાં સંતોષ માનવો પડશે. અને ધારો કે કદાચ હું પ્લેગમાં મરી ગયો તો? શું તમો પરિવારનું રક્ષણ નહિ કરો? એ વખતે ભાગ્ય પર સંતોષ નહિ માનો?'

આ પત્ર વાંચીને શ્રી. મહેન્દ્રપ્રસાદને આઘાત થયો. બેઉ ભાઈઓ સાંજે ભેગા થયા. કલાકના કલાક ચર્ચા કરી. બેઉ રડ્યા. તેમનાં માતા વૃદ્ધાવસ્થામાં હતાં. તેમને પણ આથી આઘાત થશે; ને પિતાની માફક માતાના મૃત્યુના કારણવશ થવાશે. આ સાંભળીને રાજેન્દ્રબાબુ નિરાશ થયા. તેમણે નિર્ણય બદલી નાખ્યો.

આમ નિર્ણય બદલાઈ ગયો છતાં રાજેન્દ્રબાબુના વ્રતમાં જરા પણ ખામી આવી નથી. લોકસેવાનું કાર્ય પૂર્વવત્ કાયમ રાખ્યું. વકીલાત કરતાંકરતાં પણ ધ્યેયને સામે રાખ્યું.

તેમણે હવે કલકત્તામાં વકીલાત શરૂ કરી. હાઈકોર્ટમાં સારામાં સારા વકીલો તથા બૅરિસ્ટરો હતા, છતાં તેમના કાર્યમાં ક્ષતિ આવી નહિ. તે વખતે લૉર્ડ સિંહા, ડૉ. સર રાસવિહારી ઘોષ, સ્વ. દેશબંધુ દાસ, સ્વ. શ્રી. હસન ઇમામ, સર સુલતાન અહમદ, સર ગણેશ દત્ત સિંહ અને શ્રી. સહાય જેવા વકીલાત કરતા હતા. રાજેન્દ્રબાબુની કાર્યકુશળતા પર સર્વ ચકિત થયા હતા. થોડા દિવસો તો તેમનું નામ કલકત્તાના પ્રખ્યાત વકીલોમાં ગણાવા લાગ્યું.

વકીલાત કરતાંકરતાં રાજેન્દ્રબાબુએ એમ. એલ. ની પરીક્ષા આપી. આ વખતે તેમણે ખૂબ મહેનત કરી, ને પરીક્ષામાં પ્રથમ પદે ઉત્તીર્ણ થયા.

તેઓ કલકત્તાથી પટણા હાઇકોર્ટમાં વકીલાત કરવા ગયા. પટણામાં તેમની આમદાની

એકદમ વધવા માંડી. પરંતુ આ કમાણી કુટુંબ ભેગી થઈ જ નહિ. સાર્વજનિક કાર્યોમાં તથા ગરીબ વિદ્યાર્થીઓના ખર્ચમાં સર્વ પૈસા વપરાવા લાગ્યા. પરિવારને માટે પૈસા એકઠા કરવાનું તો ક્યાંય બાજુએ રહ્યું; ને માસિક ત્રણ હજારની કમાણીવાળા રાજેન્દ્રબાબુએ વકીલાતનો બહિષ્કાર કર્યો ત્યારે તેમની પાસે પૂરા પંદર રૂપિયા પણ નહોતા.

## શિક્ષણ અને સાહિત્યસેવા

રાજેન્દ્રબાબુ એમ. એ. માં હતા ત્યારે તેમણે બિહારી છાત્રસંમેલનની સ્થાપના કરી હતી. તેની શાખાઓ બિહારના સઘળા ભાગોમાં સ્થાપી. ઠેકાણેઠેકાણે વાચનાલયો અને પુસ્તકાલયો ખોલ્યાં, વ્યાયામમંદિરો ખોલ્યાં અને તેમાં લેખ લખતાં તથા ચર્ચા કરતાં છોકરાઓને શીખવવા માંડ્યું. આ સમેલનમાંથી મોટું દળ તૈયાર કર્યું. કેટલાંય હૃદયોમાં સેવાની ભાવના ઉત્પન્ન કરી. આ છાત્રસંમેલનનાં અધિવેશનો દેશના નેતાઓના પ્રમુખપણા નીચે થયાં, અને આની મહત્તા કેટલી હતી તે બિહારે સત્યાગ્રહ વખતે બતાવી આપ્યું.

આ વખતે ધારાસભામાં પટણા યુનિવર્સિટી બિલ રજૂ થયું હતું. આ બિલ બહુ જ ખરાબ હતું. બાબુ રાજેન્દ્રપ્રસાદે આની વિરુદ્ધ આંદોલન શરૂ કર્યું. તેમણે બિહાર પ્રાંતીય ઑફિસની બેઠક બોલાવી અને બિલ પર વિચાર કરવાને એક સમિતિ નીમી. તેમજ તેનું ખાસ અધિવેશન બોલાવવાનું ઠરાવ્યું. આનો પ્રચાર કરવા માટે રાજેન્દ્રબાબુએ ખૂબ મહેનત ઉઠાવી.

આ બિલ જો પસાર થાય તો બિહારની કેટલીક કૉલેજો બંધ થાય તેમ હતું. તેમજ શિક્ષણકાર્યમાં પણ ઉન્નતિને બદલે અવનતિ થાય તેમ હતું. યુનિવર્સિટીના સ્નાતકોને સેનેટના સભાસદો ચૂંટવાનો પણ અધિકાર મળતો નહોતો.

મહાસભાના લખનૌ ખાતેના અધિવેશનમાં આનો વિરોધ પસાર થયો. બિહારે પણ ખૂબ ધામધૂમથી વિરોધ કર્યો, અને છેવટે સંશોધિત બિલ પસાર થયું.

રાજેન્દ્રબાબુ શરૂઆતથી જ સેનેટના સભ્ય ચૂંટાયા. તેઓ ખર્ચાળ શિક્ષણપદ્ધતિથી વિરુદ્ધ હતા. તેમના વિચારો નીચેના ભાષણ પરથી સમજાશે.

'......હિંદુસ્તાનમાં યુનિવર્સિટીનું શિક્ષણ વાસ્તવિક રીતે રોટી કમાવાનું શિક્ષણ છે. યુરોપની યુનિવર્સિટીઓ આનાથી ભિન્ન છે. તે શિક્ષણના ઉચ્ચ આદર્શનું પાલન કરે છે, અને અન્વેષણ કાર્યને પ્રોત્સાહન આપે છે. ભારતની યુનિવર્સિટીઓ જીવિકા કમાવાનું સાધન છે. હું અહીંનું શિક્ષણ ભારતીય માતાપિતાઓના સાધનને અનુકૂળ આવે તેવું જોવાને ઈચ્છું છું....'

યુનિવર્સિટીમાં રાજેન્દ્રબાબુનું સૌથી મહત્ત્વનું કાર્ય દેશી ભાષાને માધ્યમ બનાવવાનું હતું. આના માટે તેમણે કેળવણીકારોમાં પ્રચાર કર્યો. તેમનાં વિદ્વત્તાભર્યાં ભાષણો કેવાં પ્રભાવશાળી છે તે નીચેનાં લાક્ષણિક વાક્યો પરથી સમજાશે:

'અંગ્રેજી રાજ્યે તેનો પ્રભાવ અમારા ખૂણેખૂણામાં પહોંચાડ્યો. હજી પણ અંગ્રેજી શિક્ષણ અને અંગ્રેજી ભાષાનો વિસ્તાર એટલો અધિક નથી થયો કે જેટલો થઈ શકત, તોપણ તેનો ખૂબ પ્રભાવ પડ્યો. તેનું ફળ એ આવ્યું કે, અંગ્રેજી શિક્ષિત સમાજ દુર્બળ અને પરાવલંબી થયો. તે અંગ્રેજી સભ્યતા, અંગ્રેજી પ્રતીભા, અંગ્રેજી શક્તિ, અંગ્રેજી સાહિત્ય અને અંગ્રેજી ગૌરવના ભાવથી એટલો દબાઈ ગયો છે કે પોતાના ઇતિહાસ, સાહિત્ય અને

શક્તિ પર ભરોસો પણ કરી શકતો નથી. વિજિત જાતિઓએ સ્વરાજ્યના સંગ્રામમાં પહેલાં વિજેતાનાં માનસિક આધિપત્યમાંથી પોતાને છોડાવવાનો પ્રયત્ન કર્યો, તેના ઉદાહરણરૂપ હંગરી અને આયર્લેન્ડનો ઇતિહાસ મોજૂદ છે.'

તેમણે સેનેટની બેઠકમાં ભાષણ આપેલું તેમાંનાં થોડાંક વાક્યો જુઓ:

'હું ભારતવાસીઓને અપીલ કરું છું કે આ ગુલામીમાંથી (મનુષ્યની ખંગ્રખમાં ખરાખ ગુલામી બુદ્ધિ સંબંધી છે) મુક્ત થાય, અને સાથેસાથે અંગ્રેજોને પણ અપીલ કરું છું, કે તેઓ તેમને આમાંથી મુક્ત થવામાં મદદ કરે. અમે અંગ્રેજી સાહિત્યના બહુ ઋણી છીએ, પરંતુ જો શિક્ષણ અંગ્રેજી ભાષા મારફત ન અપાયું હોત તો અમારું રાષ્ટ્રીય જીવન અને સંસ્કૃતિ બહુ જ ઉચ્ચ હોત. જો એમ ન હોત તો મેકોલે એ રિમાર્ક ન કરત કે હિંદી પોતાના રંગમાં અને ખૂનમાં હિંદી છે, પણ વિચારમાં અને કાર્યમાં યુરોપીય છે. જ્યાંસુધી બુદ્ધિ સંબંધી આત્મનિર્ભરતા નહિ થાય ત્યાં સુધી ફક્ત પુસ્તકિયા જ્ઞાનથી કંઈ પણ વળવાનું નથી......મારી દૃષ્ટિ ભવિષ્ય દેખે છે. હું એ દિવસ જોવાને ઇચ્છું છું કે જ્યારે દેશી ભાષા મારફત શિક્ષણ અપાશે ત્યારે ભારત ઉન્નતિશીલ અને મહાન થશે.'

આ ભાષણોની લોકો પર ખૂબ અસર પડી, ને આ પ્રસ્તાવ બહુમતે પસાર થયો. મેટ્રીક સુધી તો દેશી ભાષા માધ્યમ તરીકે શરૂ થઈ. તેમ જ કોલેજમાં હિંદીને એક ભાષા તરીકે સ્વીકારાઈ.

રાજેન્દ્રબાબુ કેવળ રાજનૈતિક વ્યક્તિ નથી પરતુ તેઓ સાહિત્યના સેવક પણ છે. તેઓ હિંદી ભાષાના પ્રેમી છે. જોકે શરૂઆતમાં તેમણે ફારસી ભાષાનો અભ્યાસ કરેલો, પરંતુ કોલેજમાં હિન્દીને ભાષા તરીકે લીધી હતી. લેખ લખવાનો શોખ વિદ્યાર્થી અવસ્થામાંથી જ થયો હતો. અખિલ ભારત હિંદી સંમેલન સાથે તેમને સારો સંબંધ હતો. ઈ. સ. ૧૯૧૩નાં અધિવેશનમાં તેઓ સ્વાગત સમિતિના મંત્રી હતા.

સન ૧૯૨૩માં મહાસભાના કોકોનાડા ખાતેના અધિવેશન વખતે તેઓ અખિલ ભારત હિંદી સંમેલનના પ્રમુખ ચૂંટાયા હતા, પરંતુ બિમાર પડવાથી ભાગ લઈ શક્યાં નહોતા. તેમનું ભાષણ અસરકારક હતું.

નિશાળોમાં ઉર્દૂ ભાષા શીખવી જ પડતી હતી. તે વિના આગળ અભ્યાસ કરી શકાતો જ નહિ. આથી હિંદી ભાષા માટેનાં તેમનાં પ્રવચનોની ખૂબ જ અસર થઈ અને હિંદી ભાષા નિશાળોમાં દાખલ થઈ. બિહારમાં નાગરી લિપિ માટે તેમણે ખૂબ મહેનત ઉઠાવી. તે વખતે કૈથિ લિપિમાં સર્વ સરકારી કાગળો તથા પુસ્તકો છપાતાં હતાં. આ સંબંધમાં પણ કેલકત્તામાં ભરાયેલા સાહિત્ય સંમેલનના અધિવેશનમાં પ્રસ્તાવ પસાર કરાવ્યો. કૈથિ લિપિ વિરુદ્ધ આંદોલન શરૂ કર્યું. છેવટે ધીરેધીરે આનો પ્રચાર ઓછો થયો અને નાગરી લિપિનો પ્રયોગ શરૂ થયો.

રાજેન્દ્રબાબુનું હિંદીમાં લખેલું પુસ્તક "ચંપારણમેં મહાત્મા ગાંધી" બહુ જ પ્રસિદ્ધ છે, તેમજ 'Economics of Khadi' (ખાદીનું અર્થશાસ્ત્ર) નામનું પુસ્તક સરસ છે. જેલમાં લખવા માંડેલું "ગાંધીવાદ"નું પુસ્તક હજી કાર્યના બોજાને લીધે અધૂરું જ પડ્યું છે.

દેશી ભાષાઓમાં તેઓ બંગાળી તો જાણે પોતાની માતૃભાષા હોય તેમ જાણે છે, તેમ જ ગુજરાતી પણ થોડીઘણી જાણે છે.

## કૌટુંબિક જીવન

રાજેન્દ્રબાબુનો વિવાહ નાનપણથી જ થયો હતો. તેમને બે પુત્રો છે. કુટુંબનો સઘળો ભાર તેમના મોટાભાઈ બાબુ મહેન્દ્રપ્રસાદ (તેમનો સ્વર્ગવાસ ગયા જૂનમાં થયો છે) ઉપાડતા હતા. તેમને ઘરની ચિંતા કદી પણ કરવી પડી નથી. તેમના નાના પુત્રના તિલકોત્સવના પ્રસંગે પણ તેઓ જાણે કે એક મહેમાન ન હોય તેમ ભાગ લેતા હતા. આખો દિવસ તેમનો કાર્યક્રમ ચાલુ રાખ્યો હતો, ને રાત્રે જ આ પ્રસંગમાં ભાગ લીધો હતો.

તેમનાં કુટુંબનાં માણસો સત્યાગ્રહની ચળવળમાં ભાગ લે તે માટે તેઓ બહુ જ આતુર હતા, છતાં કોઈની પર દબાણ કરવાને તેઓ વિરુદ્ધ છે. આથી તેમનાં પત્ની તથા પુત્રવધૂને સાબરમતી આશ્રમમાં શિક્ષણ લેવા માટે મોકલ્યાં હતાં.

તેઓ પડદાના રિવાજથી વિરુદ્ધ છે. સન ૧૯૨૮માં રાજેન્દ્રબાબુ ઈંગ્લંડ ગયા હતા. ત્યાં તેમને શ્રી. મગનલાલ ગાંધીના સ્વર્ગવાસની ખબર મળી, ને તેમના પુત્રને લખ્યું હતું:

"શ્રી. મગનલાલના સ્વર્ગવાસની ખબર સાંભળીને બહુ જ દુઃખ થયું. હું સમજું છું કે આ ઘટના પટણામાં થઈ. શું તમારી માતા આ કાર્યમાં મદદગાર થઈ પડી છે? આશ્રમમાં આટલા દિવસો ગાળ્યા પછી એટલી હિંમત અને આત્મવિશ્વાસ તો જરૂર આવવો જોઈએ. અને કંઈ પણ સેવાનું કાર્ય કરી રહેલ છે એવું સાંભળીને મને વિદેશમાં ખૂબ આનંદ આવશે. દેશની ઉન્નતિ ત્યાં સુધી નથી થતી કે જ્યાં સુધી સ્ત્રીપુરુષ બન્નેની શક્તિ એકત્ર થઈ કામ ન કરે. અત્યારે એની ખૂબ જરૂર છે; વિશેષે કરીને બિહારમાં, જ્યાં સ્ત્રીઓની અંદર કામ કરવાની ખૂબ આવશ્યકતા છે."

સત્યાગ્રહના યુદ્ધમાં તેમના કુટુંબની સ્ત્રીઓએ ભાગ લીધો. તેમનાં બહેનને ત્રણ માસની સજા થઈ હતી. તેમનાં પત્નીને પણ પકડવામાં આવ્યાં હતાં. આભડછેટથી તેઓ શરૂઆતથી જ વિરુદ્ધ છે.

## દેશસેવા

રાજેન્દ્રબાબુ કલકત્તાથી પટણા હાઇકોર્ટમાં વકીલાત કરવા આવ્યા હતા. આ વર્ષે લખનૌ મહાસભામાં રાજેન્દ્રબાબુએ અને બાબુ વ્રજકિશોરે ચંપારણના ખેડૂતોના અત્યાચાર સંબંધમાં આંદોલન શરૂ કર્યું હતું. પરંતુ આથી સરકાર પર કંઈ જ અસર થતી ન હતી. આથી ચંપારણના શ્રી. રાજકુમાર શુકલે મહાત્માજીને ખેડૂતોની દુર્દશા જોવાને વિનંતિ કરી અને તેમને પટણા તેડી લાવ્યા. મહાત્માજી રાજેન્દ્રબાબુને ત્યાં ગયા પરંતુ તેઓ ત્યાં ન હતા. આથી મહાત્માજી મુજફ્ફરપુરમાં ગયા અને તિરહુતના કમિશનરને મળ્યા. કમિશનરે મહાત્માજીને તિરહુતમાંથી બહાર જવાનો હુકમ કર્યો. પરંતુ મહાત્માજી એમ કંઈ માને તેવા ન હતા. તેઓ તો તપાસ કરવા આગળ વધવા માંડ્યા. પરંતુ તેમની ધરપકડ થઈ અને મુકર્દમો ચાલ્યો. છેવટે સરકારે મુકર્દમો ઉઠાવી લીધો, ને ગાંધીજીએ કાર્યનો આરંભ કર્યો.

એવામાં તો રાજેન્દ્રબાબુ પટણા આવી ગયા. તેમને આ હકીકતની ખબર પડી કે તરત જ કેટલાક સ્વયંસેવકો લઈ મહાત્માજી પાસે પહોંચી ગયા. એ દિવસોમાં મહાત્માજી સાથે કાર્ય કરનારાઓમાં બાબુ વ્રજકિશોરપ્રસાદ અને બાબુ રાજેન્દ્રપ્રસાદ હતા. આ સંબંધમાં ગાંધીજીએ આત્મકથામાં પણ લખ્યું છે કે બાબુ વ્રજકિશોર અને બાબુ રાજેન્દ્રપ્રસાદની નિરાળી જોડી છે. તેમની સહાયતા સિવાય એક પણ ડગલું ભરવું અશકય છે.

ચંપારણમાં તપાસનું કાર્ય સમાપ્ત થયું કે શિક્ષણનું કાર્ય શરૂ થયું. આ કાર્યમાં રાજેન્દ્ર-

બાબુ દેખરેખ રાખતા હતા. ખેડૂતોના મહાન કાર્યમાં ગાંધીજીનો વિજય થયો. આ વિજયથી રાજેન્દ્રબાબુ પર વિશેષ અસર થઈ. મહાત્માજીની તેમના પર છાપ પડી. પહેલેથી જ રાજેન્દ્રબાબુનું મન સેવાકાર્યમાં રોકાયેલું હતું, પરંતુ આ પ્રસંગે તેમની લજ્જા અને સંકોચ દૂર કર્યાં. પોતાનું કાર્ય પોતાની જાતે જ કરવું એ મહાત્માજીનો સિદ્ધાંત ખૂબ ગમ્યો.

એક વખતે તેઓ પોતાનાં એઠાં વાસણ માંજતા હતા. એટલામાં મહાત્માજી પાણી લેવા આવી પહોંચ્યા. રાજેન્દ્રબાબુને વાસણ માંજતા જોઈ તેમનાથી બોલાઈ જવાયું: "ઠીક, શું એ વાત તારીફની નથી કે મેં હાઈકોર્ટના વકીલોને પણ તેમનાં પોતાનાં વાસણો મંજાવ્યાં ?" આ સત્યાગ્રહથી રાજેન્દ્રબાબુને ખૂબ અનુભવ મળ્યો. અહિંસાના સિદ્ધાંતો પાળવામાં તેમની શક્તિ અજબ રીતે ખીલી ઊઠી.

રાજેન્દ્રબાબુએ સન ૧૯૦૬માં મહાસભાના કાર્યમાં ભાગ લીધો. આ વખતે તેઓ એમ. એ. માં હતા. પ્રમુખપદે શ્રી. દાદાભાઈ નવરોજી બિરાજ્યા હતા. રાજેન્દ્રબાબુએ સ્વયંસેવક તરીકે સેવામાં ભાગ લીધો. સન ૧૯૧૧માં તેઓ બિહારના પ્રતિનિધિ તરીકે દાખલ થયા. ત્યારપછી દરેક વખતે તેઓ ભાગ લેતા હતા. સન ૧૯૨૦ માં રાજેન્દ્રબાબુના પ્રમુખપદે બિહાર રાજનૈતિક સંમેલન ભરાયું. મહાત્માજી સાથે આટલો વખત કાર્ય કરવાથી તેઓ કાર્યપદ્ધતિથી વાકેફ થઈ ગયા હતા. આ વર્ષે તેમણે વકીલાતનો ત્યાગ કર્યો અને હજારો રૂપિયાની આમદાનીને ફેંકી દઈ દેશસેવામાં જોડાયા. સેનેટના સભ્યનું પણ રાજીનામું આપ્યું. મહાસભાના કાર્યની સાથેસાથે તેઓ મ્યુનિસિપાલિટી તથા લોકલ બોર્ડના ચેરમૅન તરીકે કાર્ય કરતા હતા. પરંતુ આવાં કાર્યોમાં કંઈ જ વળવાનું નથી એવો તેમને અનુભવ થયો, ને તે સંસ્થાઓમાંથી પણ રાજીનામું આપી છૂટા થઈ ગયા. રાજેન્દ્રબાબુએ કદી પણ માનચાંદની પરવા કરી નથી. આ વખતે તેમને મળેલો 'રાય બહાદુર'નો ઈલકાબ ત્યજી દીધો. તેમની સાથેના કેટલાય વકીલો જજ થયા હતા ને કેટલાય સર બન્યા છે, પરંતુ રાજેન્દ્રબાબુને આવાં લફરાંએ કદી આકર્ષ્યા નથી.

તે વખતે પટણામાં રાષ્ટ્રીય મહાવિદ્યાલય અને બિહાર વિદ્યાપીઠની સ્થાપના કરી, અને આખા બિહારમાં ઠેરઠેર રાષ્ટ્રીય શાળાઓ સ્થાપી. આ સઘળા કાર્યનો બોજો રાજેન્દ્રબાબુએ ઉપાડ્યો.

આ વખતે બેઝવાડામાં મહાસભાના સંગઠન માટે એક જોરદાર કાર્યક્રમ તૈયાર કર્યો હતો. ગામેગામ મહાસભાની સમિતિઓ સ્થાપવાની હતી. મહાસભાના એક કરોડ સભ્ય બનાવવાના હતા, અને તિલકફંડમાં એક કરોડ રૂપિયા એકઠા કરવાના હતા. બાબુ રાજેન્દ્રપ્રસાદ આ કાર્યમાં તેમના સાથીઓ સાથે ખૂબ મહેનત કરવા લાગ્યા. તેઓ બિહારને આગળ લાવવા મથતા હતા, અને જ્યારે સામૂહિક સત્યાગ્રહ શરૂ થયો ત્યારે બિહારે સારાસારા નેતાઓને જેલમાં મોકલીને રાજેન્દ્રબાબુના કાર્યને દિપાવ્યું. ઈ. સ. ૧૯૨૧માં અમદાવાદમાં ભરાયેલા મહાસભાના અધિવેશનમાં તેમની મહાસભાની કાર્યવાહક સમિતિના સભાસદ તરીકે ચૂંટણી થઈ, ને ત્યારથી તેઓ સમિતિના સભ્ય તરીકે કાયમ છે.

મહાસભામાં બે ભાગ પડી ગયા. ધારાસભાપ્રવેશમાં તેઓ માનતા ન હતા. આથી મહાત્માજીના કાર્યક્રમનો તેમણે સ્વીકાર કર્યો. અખિલ ભારત ચરખાસંઘની સ્થાપના થઈ. આ સંઘના પણ તેઓ આજીવન સભ્ય છે. આ સંઘનું કાર્ય બિહારમાં ચલાવવા માટે તેમને

નિયુક્ત કરવામાં આવ્યા. ખાદીના કાર્યમાં તેમણે સખત કાર્ય કર્યું છે, ને તેના પર આપેલાં પ્રવચન બહુ જ મહત્ત્વનાં છે.

નાગપુર સત્યાગ્રહ વખતે તેમણે બિહારમાંથી સ્વયંસેવકોની ભરતી કરી હતી. તેમનો પ્રભાવ એટલો પડતો હતો કે આ કાર્ય માટે કેટલાય સ્વયંસેવકોએ એ સત્યાગ્રહમાં ભાગ લીધો હતો.

પછી આવ્યો ઈ. સ. ૧૯૩૦ નો સત્યાગ્રહ, જેને માટે કેટલાં ય વર્ષોથી તૈયારી થતી હતી ને યુદ્ધ ચાલુ થયું. બિહારમાં તેમની સૂચના અનુસાર કર નહિ ભરવો, મીઠાનો કાયદો તોડવો અને દારૂ તથા પરદેશી વસ્ત્રોનો બહિષ્કાર શરૂ થયો. આ યુદ્ધમાં બિહારમાંથી હજારો સ્વયંસેવકો ગિરફતાર થયા, લાઠીઓ ચાલી અને ગોળીઓ પણ ચાલી. એક વખત તો રાજેન્દ્રબાબુ જોરદાર ફટકામાંથી બચી ગયા. એક સ્વયંસેવક કૂદીને વચ્ચે પડ્યો ન હોત તો તેમનું માથું ફૂટી ગયું હોત.

કોઈની પણ ધાર્મિક ભાવના દુખાય તે તેમને પસંદ પડતું નથી. મીઠાના સત્યાગ્રહ વખતે તેઓ રવિવારે કાર્ય બંધ રાખતા હતા, ઈસ્ટરના તહેવારોમાં પણ લડાઈ બંધ રાખતા; કેમકે કેટલા ય ઑફિસરો ખ્રિસ્તી હતા.

સરદારે જેલમાં ગયા પહેલાં રાજેન્દ્રબાબુની પ્રમુખ તરીકે નિમણૂક કરી હતી. પરંતુ સરદાર વલ્લભભાઈ પહેલાં જ રાજેન્દ્રબાબુની ધરપકડ થઈ. તેમને ૭ માસની સાદી કેદની સજા પ્રાપ્ત થઈ.

આ પ્રમુખપદ માટે કેટલાં ય વર્ષોથી તેમનું નામ સૂચવાતું હતું. જેલમાંથી છૂટ્યા બાદ તેમણે પ્રમુખનો હોદ્દો હાથમાં લીધો ને તેમના પ્રમુખપણા નીચે જ યુદ્ધ બંધ કરવાનો ઠરાવ પસાર થયો. આ સભાપતિના પદ માટે 'મોડર્ન રિવ્યૂ' માં લખ્યું હતું કે રાજેન્દ્રપ્રસાદ પ્રમુખપદના અધિકારી છે. રાજેન્દ્રબાબુ યુવાન રાજનૈતિકોમાં સંગઠનશક્તિ, ત્યાગ અને વાસ્તવિક કૃતિમાં કોઈથી પાછળ નથી પરંતુ બધાથી અધિકારી છે.

અને ઇ. સ. ૧૯૩૨ માં સત્યાગ્રહ યુદ્ધ ફરીથી શરૂ થયું. રાજેન્દ્રબાબુની ધરપકડ થઈ, ને પંદર માસની સખ્ત કેદની સજા પ્રાપ્ત થઈ. જેલમાં તેમની તબિયત ખૂબ લથડી ગઈ. આ દરદે તેમને અસહ્ય દુઃખ આપ્યું. આથી સારા ભારતમાં તેમના સ્વાસ્થ્ય માટે પ્રાર્થનાઓ થઈ, પ્રજાએ સરકાર પર દબાણ કર્યું, છતાં પણ સરકારે તેમને છોડ્યા નહિ. પરંતુ છેવટે તેમને જેલમાંથી બદલીને પટણાની ઇસપિતાલમાં મૂકવામાં આવ્યા, તોપણ કંઈ ફેર પડ્યો નહિ અને સત્તાવાળાઓ રાજેન્દ્રબાબુને છૂટા કરવાના નિર્ણય પર આવ્યા.

આ નિર્ણયનો અમલ થાય તે પહેલાં તો ધરતીકંપે બિહારને બે સેકન્ડમાં કચરી નાખ્યું, લોકો પાયમાલ થઈ ગયા, સારામાં સારો સમૃદ્ધિશાળી પ્રદેશ શ્મશાનમાં બદલાઈ ગયો. આ ધરતીકંપ ૧૫મી જાન્યુઆરીએ થયો અને રાજેન્દ્રબાબુનો છૂટકારો ૧૭ મીએ થયો. તેઓ હજી તો ચાલવા ફરવાને લાયક પણ નહોતા, પરંતુ રાજેન્દ્રબાબુએ પોતાના સ્વાસ્થ્યની પણ દરકાર કર્યા વિના એકદમ કાર્યનો આરંભ કર્યો. બિહાર સેન્ટ્રલ રિલિફ કમિટિની સ્થાપના કરી. એ કમિટિએ રાજેન્દ્રબાબુને પ્રમુખપદ આપ્યું. ધરતીકંપના શરૂઆતના દિવસોમાં જેમણે જેમણે રાજેન્દ્રબાબુને જોયા છે તેઓ જાણે છે કે તેઓ કેટલો પરિશ્રમ કરે છે. શરૂઆતના દિવસોમાં તેમનું સ્વાસ્થ્ય એટલું બધું તંદુરસ્ત ન હતું, છતાં પણ પરવા

વિનાના થઈને સવારથી સાંજ સુધી કાર્યમાં મશગૂલ રહેતા. કેટલાય મતાધિકારીઓની. અવગણના કરીને સવારના ચાર વાગે ઊઠે છે ને રાત્રે દશ વાગે આરામ લે છે.

લોકસેવા એ રાજેન્દ્રબાબુનું જીવનવ્રત છે ને નાનપણથી જ આવાં કાર્યોની લગની તેમને લાગી છે. ઈ. સ. ૧૯૧૩ની એક વાત છે. બિહારની દામોદર નદીમાં રેલ આવી હતી. આ રેલથી ગામડેગામડાં પાયમાલ થઈ ગયાં. તેથી કલકત્તામાં ઉંઘરાણું થવા લાગ્યું. આની ખબર રાજેન્દ્રબાબુને પડી કે તરત જ તેઓ કેટલાક સ્વયંસેવકો સાથે સંકટગ્રસ્ત સ્થાનોમાં પહોંચી ગયા. આખો દિવસ હોડીઓ લઈને ફરતા અને રાત્રે સ્ટેશનના પ્લેટફોર્મ પર સૂઈ જતા. તે વખતના જમાનામાં એમ. એ. એમ. એલ. થયેલો વકીલ આવું કાર્ય કરે એ આશ્ચર્યજનક હતું. દુકાળ વખતે પણ મુંબાઈ અને ગુજરાનમાંથી પૈસા એકઠા કરી લોકોને કષ્ટમાંથી ઉગાર્યા હતા.

કલકત્તાના મેયર શ્રી. બસુ તેમના કાર્યને જોઈને બોલ્યા હતા:

"મારું એ ભાગ્ય હતું—પછી તે સૌભાગ્ય હો કે દુર્ભાગ્ય—પણ હું સંકટગ્રસ્ત સ્થાનોમાં ફરી શક્યો અને સઘળી સ્થિતિ જોઈ. અને આ મુસાફરીમાં એક વ્યક્તિત્વ મારી નજરમાં આવ્યું, તે બાબુ રાજેન્દ્રપ્રસાદનું વ્યક્તિત્વ. રાજેન્દ્રબાબુ દેશની સંપત્તિ છે, એક રાષ્ટ્રીય સંપત્તિ છે. તેઓ પોતાના દુર્બલ સ્વાસ્થ્ય છતાં ધરતીકંપથી ખુવાર થયેલાઓના દુઃખ-નિવારણના મહાન કાર્યમાં જોડાઈ ગયા છે અને રાત્રિદિવસ કાર્ય ધપાવી રહ્યા છે. હું જાણતો નથી કે આ મહાન કાર્યના નેતૃત્વ માટે બીજા કોની સહાય મળી હોત ?"

'સ્ટેટ્સમેન' જેવા પત્રે પણ રાજેન્દ્રબાબુના ફંડનો આંકડો વધતો જોઈને પ્રશંસા કરી છે.

તેમનો ત્યાગ ઉચ્ચ છે, તેમની સેવા મહાન છે ને આવા ત્યાગમૂર્તિ રાજેન્દ્રબાબુને ભારત કેમ ભૂલે ?

આ બિહારના આત્માને, ભારતના અનુપમ હિતેચ્છુને, આજે ભારત પોતાના નેતૃત્વનો મુકુટ પહેરાવે છે.

'કિશત'

નિયુક્ત કરવામાં આવ્યા. ખાદીના કાર્યમાં તેમણે સખત કાર્ય કર્યું છે, ને તેના પર આપેલાં પ્રવચન બહુ જ મહત્ત્વનાં છે.

નાગપુર સત્યાગ્રહ વખતે તેમણે બિહારમાંથી સ્વયંસેવકોની ભરતી કરી હતી. તેમનો પ્રભાવ એટલો પડતો હતો કે આ કાર્ય માટે કેટલાય સ્વયંસેવકોએ એ સત્યાગ્રહમાં ભાગ લીધો હતો.

પછી આવ્યો ઈ. સ. ૧૯૩૦ નો સત્યાગ્રહ, જેને માટે કેટલાં ય વર્ષોથી તૈયારી થતી હતી ને યુદ્ધ ચાલુ થયું. બિહારમાં તેમની સૂચના અનુસાર કર નહિ ભરવો, મીઠાનો કાયદો તોડવો અને દારૂ તથા પરદેશી વસ્ત્રોનો બહિષ્કાર શરૂ થયો. આ યુદ્ધમાં બિહારમાંથી હજારો સ્વયંસેવકો ગિરફતાર થયા, લાઠીઓ ચાલી અને ગોળીઓ પણ ચાલી. એક વખત તો રાજેન્દ્રબાબુ જોરદાર ફટકામાંથી બચી ગયા. એક સ્વયંસેવક કૂદીને વચ્ચે પડ્યો ન હોત તો તેમનું માથું ફૂટી ગયું હોત.

કોઈની પણ ધાર્મિક ભાવના દુખાય તે તેમને પસંદ પડતું નથી. મીઠાના સત્યાગ્રહ વખતે તેઓ રવિવારે કાર્ય બંધ રાખતા હતા, ઈસ્ટરના તહેવારોમાં પણ લડાઈ બંધ રાખતા; કેમકે કેટલા ય ઑફિસરો ખ્રિસ્તી હતા.

સરદારે જેલમાં ગયા પહેલાં રાજેન્દ્રબાબુની પ્રમુખ તરીકે નિમણૂક કરી હતી. પરંતુ સરદાર વલ્લભભાઈ પહેલાં જ રાજેન્દ્રબાબુની ધરપકડ થઈ. તેમને ૭ માસની સાદી કેદની સજા પ્રાપ્ત થઈ.

આ પ્રમુખપદ માટે કેટલાં ય વર્ષોથી તેમનું નામ સૂચવાતું હતું. જેલમાંથી છૂટ્યા બાદ તેમણે પ્રમુખનો હોદ્દો હાથમાં લીધો ને તેમના પ્રમુખપણા નીચે જ યુદ્ધ બંધ કરવાનો ઠરાવ પસાર થયો. આ સભાપતિના પદ માટે 'મૉડર્ન રિવ્યૂ' માં લખ્યું હતું કે રાજેન્દ્રપ્રસાદ પ્રમુખપદના અધિકારી છે. રાજેન્દ્રબાબુ યુવાન રાજનૈતિકોમાં સંગઠનશક્તિ, ત્યાગ અને વાસ્તવિક કૃતિમાં કોઈથી પાછળ નથી પરંતુ બધાથી અધિકાંશ છે.

અને ઈ. સ. ૧૯૩૨ માં સત્યાગ્રહ યુદ્ધ ફરીથી શરૂ થયું. રાજેન્દ્રબાબુની ધરપકડ થઈ, ને પંદર માસની સખ્ત કેદની સજા પ્રાપ્ત થઈ. જેલમાં તેમની તબિયત ખૂબ લથડી ગઈ. આ દરદે તેમને અસહ્ય દુઃખ આપ્યું. આથી સારા ભારતમાં તેમના સ્વાસ્થ્ય માટે પ્રાર્થનાઓ થઈ, પ્રજાએ સરકાર પર દબાણ કર્યું, છતાં પણ સરકારે તેમને છોડ્યા નહિ. પરંતુ છેવટે તેમને જેલમાંથી બદલીને પટણાની ઇસ્પિતાલમાં મૂકવામાં આવ્યા, તોપણ કંઈ ફેર પડ્યો નહિ અને સત્તાવાળાઓ રાજેન્દ્રબાબુને છૂટા કરવાના નિર્ણય પર આવ્યા.

આ નિર્ણયનો અમલ થાય તે પહેલાં તો ધરતીકંપે બિહારને બે સેકન્ડમાં કચરી નાખ્યું, લોકો પાયમાલ થઈ ગયા, સારામાં સારો સમૃદ્ધિશાળી પ્રદેશ સ્મશાનમાં બદલાઈ ગયો. આ ધરતીકંપ ૧૫મી જાન્યુઆરીએ થયો અને રાજેન્દ્રબાબુનો છૂટકારો ૧૭ મીએ થયો. તેઓ હજી તો ચાલવા ફરવાને લાયક પણ નહોતા, પરંતુ રાજેન્દ્રબાબુએ પોતાના સ્વાસ્થ્યની પણ દરકાર કર્યા વિના એકદમ કાર્યનો આરંભ કર્યો. બિહાર સેન્ટ્રલ રિલિફ કમિટિની સ્થાપના કરી. એ કમિટિએ રાજેન્દ્રબાબુને પ્રમુખપદ આપ્યું. ધરતીકંપના શરૂઆતના દિવસોમાં જેમણે જેમણે રાજેન્દ્રબાબુને જોયા છે તેઓ જાણે છે કે તેઓ કેટલો પરિશ્રમ કરે છે. શરૂઆતના દિવસોમાં તેમનું સ્વાસ્થ્ય એટલું બધું તંદુરસ્ત ન હતું, છતાં પણ પરવા

# નવી ગુજરાતી કવિતાના યુગો*

માન્ય પ્રમુખશ્રી અને મિત્રો,

જે સંજોગોમાં અને જે વિષય ઉપર બોલવાનું મેં સ્વીકાર્યું છે, તે મારે શરૂઆતમાં જ કબૂલ કરી દેવું જોઈએ કે મને થોડોક અસ્વસ્થ બનાવે છે. 'સંજોગો' સંબંધી એટલું જ કહું કે પરીક્ષા આપવા જનાર વિદ્યાર્થીના જે સંજોગો હોય તે મારા છે. એ સંજોગો વધુ મુશ્કેલ તો એથી બને છે કે આપણા આજના પ્રમુખશ્રીની કીર્તિ એક આકરા પરીક્ષક તરીકે જાણીતી છે, ને તેમાં મારે નસીબે કદાચ તેમનાં કેટલાંક મન્તવ્યોથી જુદા પડવાનું પણ આવે. અને તે એવા પ્રકારનું હોય કે ન તેમને હું મારું દૃષ્ટિબિન્દુ પૂરું દર્શાવી શકું, ન તે પોતે સમભાવથી તે પ્રતિ જોઈ શકે. પણ મને એક એટલો સંતોષ છે કે આ પરિસ્થિતિ કંઈ નવી નથી. અનાદિકાળથી એ ચાલતી આવી છે, અને એમાંથી તો તુર્ગેનીવ જેવા મહાન કલાકારે *Fathers and Sons* ની તેની અમર કૃતિ સર્જી હતી. એટલે બે દુર્મેળ દ્વન્દ્વોનો સમાસ કરવાનો આજનો મારો પ્રયત્ન છે, અને એમાં જો નિષ્ફળતા મળે તો તેમાંથી એટલું જ ફલિત થશે કે બે પેઢી વચ્ચેનું અન્તર ન સાંધી શકાય એવું હંમેશ રહેતું આવ્યું છે તેમ આજે પણ રહેશે.

બીજી મુશ્કેલી વિષય સંબંધી છે. સાહિત્ય જેવા વિષયમાં સમકાલીનો મૂલ્યાંકનનો પ્રયત્ન કરે તો જો તેમનામાં અસાધારણ ઇતિહાસદૃષ્ટિ ન હોય, ભવિષ્યમાં પચાસ વર્ષ દૂરથી મારી તટસ્થ દૃષ્ટિથી જોવાની શક્તિ ન હોય તો તે નિષ્ફળ જ નીવડે. એ નિષ્ફળતા વહોરવાનો પ્રયત્ન કરવાની મારી લેશમાત્ર ઇચ્છા નથી. હું તો મારાથી બની શકે તેટલી તટસ્થતાથી આપણા ગુજરાતી કાવ્યસાહિત્યના જુદાજુદા ક્યા પ્રવાહો છે તે પ્રતિ માત્ર અંગુલિનિર્દેશ કરવા જ પ્રયત્ન કરીશ.

મારો વિષય નવી ગુજરાતી કવિતા છે. 'નવી' શબ્દ થોડીક સ્પષ્ટતા માગી લે છે. આપણી કવિતાએ જ્યારથી સંપ્રદાયની ઓથ છોડી જીવનના વધુ વ્યાપક ક્ષેત્રમાં પ્રવેશ કર્યો ત્યારથી હું નવી કવિતાનો યુગ લેખું. દયારામ સુધીના આપણા બધા કવિઓની કવિતા મોટે ભાગે સાંપ્રદાયિક હતી. એ પરિસ્થિતિમાં ફેરફાર થયો પશ્ચિમની સંસ્કૃતિ જોડેના આપણા સંપર્કથી. એ સંપર્કની પ્રથમ અસર આઘાતની હતી. આપણી જૂની માન્યતાઓ, જૂના આચારવિચાર એ બધા ઉપર એક પ્રચંડ કુઠારાઘાત થયો. એ કુઠારાઘાતના પ્રત્યાઘાતમાંથી એક મોટી વ્યક્તિ ગુજરાતને લાધી, તે નર્મદાશંકર. તેમણે પશ્ચિમની સંસ્કૃતિનાં સુંદર અને અનિષ્ટ બન્ને તત્ત્વોનું યથાર્થ દર્શન કર્યું હતું એમ તો ન જ કહી શકાય, પણ તેની કંઈક અસ્પષ્ટ ઝાંખી તો તેમને થઈ જ હતી, અને યથાર્થ રીતે એમ કહી શકાય કે ગુજરાતના રાષ્ટ્રમાનસે કવિ નર્મદદ્વારા થોડોક વખત આવિર્ભાવ પામવા પ્રયત્ન કર્યો.

* શ્રી વીલે પારલે સાહિત્ય સભાના ઉપક્રમથી પ્રો. બળવન્તરાય ઠાકોરને પ્રમુખપદે મુંબઈ, ફાર્બસ સભાહૉલમાં અપાયેલું ભાષણ.

અને પછી પશ્ચિમનાં ચડતાં પૂરની સારી અને નરસી બંને અસરોના ધસમસતા પ્રવાહમાં તે તણાઈ ગયું. એ રીતે નવી ગુજરાતી કવિતાનો યુગ યથાર્થ રીતે નર્મદથી લેખાય. નર્મદ સાથે દલપતનો પણ ઉલ્લેખ થવો જ જોઈએ; પણ નર્મદનો પહેલો ઉલ્લેખ મેં એથી કર્યો છે કે પશ્ચિમની અસરની રાષ્ટ્રીય પ્રતિક્રિયા નર્મદમાં સારા પ્રમાણમાં દેખાય છે. દલપતરામને તેમની જ એક પંક્તિ જેટલી સારી રીતે વ્યક્ત કરે છે તેવું ભાગ્યે જ લાંબાં વર્ણનોથી થઈ શકેઃ "ધીમેધીમે સુધારાનો સાર" એ તેમનું સૂત્ર. નર્મદનું તેથી ઊલટું. એથી નર્મદમાં આપણે એક મોટો dynamic force જોઈએ છીએ, અને તેની અસર તેનાં ગદ્ય અને પદ્યમાં સ્પષ્ટ છે. મારા વિષયની મેં જે મર્યાદા બાંધી છે તેમાં દલપતનર્મદ વિશે મને વધુ ચર્ચા કરવાની ઇચ્છા હોવા છતાં આથી વધુ વીગતમાં હું ભાગ્યે જ ઊતરી શકું. એથી એટલું જ જણાવીશ કે, નર્મદ સંક્રાન્તિયુગનો પ્રથમ કવિ હતો, તેનાં કાવ્યોમાં રાષ્ટ્રમાનસનાં પ્રતિબિમ્બ હતાં, અને તેના પછી જે યુગ આવ્યો તેને જો ધ્યાનમાં રાખીએ તો જૂનાં અને નવાં વચ્ચે તે એક પૂલ જેવો હતો; કારણ કે તેના પછી તદ્દન જુદી જ પરિસ્થિતિમાં આપણી કવિતા પ્રવેશ કરે છે.

એ જુદી પરિસ્થિતિના આદ્યાચાર્ય શ્રી. નરસિંહરાવ. તેમનાથી આપણું સાહિત્ય યુનિવર્સિટીની અસર હેઠળ આવ્યું. આપણે પશ્ચિમની કવિતાના સંપર્કમાં યુનિવર્સિટી શિક્ષણને પ્રતાપે આવ્યા. તેને લીધે પશ્ચિમની કવિતાનાં અનેક સ્વરૂપ, તેનું આયોજન (technique) તેનું વિષયવૈવિધ્ય વગેરે આપણને પરિચિત થવા મંડ્યું. એ અસરનાં વધુમાં વધુ પ્રમાણો પહેલવહેલાં શ્રી. નરસિંહરાવની કવિતામાં દેખાયાં. શ્રી. નરસિંહરાવે અંગ્રેજી કવિતાનો અભ્યાસ પ્રિન્સીપાલ વર્ડ્ઝવર્થ પાસેથી કર્યો. સાંભળ્યું છે તે સાચું હોય તો પ્રિન્સીપાલ વર્ડ્ઝવર્થ કવિ વર્ડ્ઝવર્થના કુટુમ્બના હતા, અને એમ હોય તો વર્ડ્ઝવર્થનાં કાવ્યોનું વાતાવરણ તેમના વર્ગમાં તે લાવે એ સ્વાભાવિક હતું. વર્ડ્ઝવર્થ ઇંગ્લાંડનો પ્રકૃતિકવિ. તેનાં કાવ્યોમાં પ્રકૃતિનું સ્થાન મોખરે છે. શ્રી. નરસિંહરાવનાં કાવ્યોમાં પણ એ જ તત્ત્વ આપણે જોઈએ છીએ, અને એમનાં કાવ્યો વિશે એમ કહેવાયું હતું કે ગુજરાતમાં પ્રકૃતિકાવ્યો પહેલવહેલાં એમણે આપ્યાં. પ્રકૃતિકાવ્યને એક વિશિષ્ટ અંગ ગણવાની આ દૃષ્ટિ લાંબો વખત ન ચાલી શકી, કારણ કે યુરોપમાં પ્રકૃતિકાવ્યો લોકપ્રિય થયાં તે માટે જે ઐતિહાસિક ભૂમિકા હતી તેનો આપણે ત્યાં સદંતર અભાવ હતો. યુરોપમાં પ્રકૃતિકાવ્યો લોકપ્રિય થવા મંડ્યાં ઇન્ડસ્ટ્રિયલ રેવોલ્યુશનને—ઔદ્યોગિક વિપ્લવને—પરિણામે. ઇન્ડસ્ટ્રિયલ રેવોલ્યુશને—ઔદ્યોગિક ક્રાન્તિએ—યુરોપની આખી સામાજિક પરંપરા પર કુઠારાઘાત કર્યો, અને જ્યાં જ્યાં ઔદ્યોગિક કેન્દ્રો હતાં ત્યાં ત્યાં સર્વત્ર માનવતાના નિઃશ્વાસો જાણે મૂર્ત સ્વરૂપ લઈ રોજે વળવા મંડ્યા. યુરોપનું જીવનસંગીત બસૂરું બની ગયું, તેની માનવતા જાણે કચડાઈ જવા મંડી, અને સહૃદય લોકોએ જ્યારે કારખાનાંમાં કામ કરતાં કૂમળાં બાળકોની મૂંગી વેદનાઓ જોઈ, હાડકાંનાં માળખાં જેવાં મજૂરોનાં કંતાઈ ગયેલાં શરીરો જોયાં, અને હજારો તથા લાખો માણસોને પોતાના ધંધા ગુમાવી બેકાર બનેલાં જોયાં ત્યારે તેમનો અન્તરાત્મા ત્રાહિત્રાહિ પોકારી ઊઠ્યો. તેમને માનવસમાજ ઉપર અણગમો છૂટ્યો, અને અકળાઈ ગયેલાં તેમનાં મને નિસર્ગની ગોદમાં આશ્રય શોધી છૂટકારાનો દમ ખેંચ્યો. યુરોપમાં પ્રકૃતિકાવ્યો પ્રજાજીવનમાં કાવ્યના એક વિશિષ્ટ અંગ તરીકે આવી સ્થાયી થઈ

શકયાં, અને તે તો તેની ઐતિહાસિક પરિસ્થિતિને અનુકૂળ હતું. આવા સંજોગોમાં આવાં પરિણામ કેટલાં સ્વાભાવિક છે તે એ ઉપરથી જોઈ શકાશે કે પ્લેટોએ તેના 'રિપબ્લીક'માં એક જગ્યાએ ફિલસૂફનું વર્ણન કરતાં જણાવ્યું છે કે પોતાની આજુબાજુ ધૂળ, ધુમ્મસ અને પ્રચંડ આંધીને ઉછળતી જોઈ, સમાજથી દૂર કોઈ એકાન્તમાં કોઈ દિવાલની ઓથે ફિલસૂફ પોતાનું સ્થાન શોધી લે છે, ત્યાં સમાજથી દૂર નિસર્ગનાં ચિન્તનમાં અને એકાન્તમાં તે પોતાનું શેષ જીવન વ્યતીત કરે છે. આપણે ત્યાં પ્રકૃતિકાવ્યને આપણી કવિતાનું વિશિષ્ટ અંગ ગણવાની આ પ્રકારની ભૂમિકા તૈયાર થઈ ન હતી; ઊલટું, એમ કહીએ તો ચાલે કે આપણાં જીવનમાં કુદરત અને માનવજીવન વચ્ચે એવું સુસંવાદિત્વ હતું કે મનુષ્યથી ભિન્ન કુદરતના વિચાર માટે આપણે ત્યાં અવકાશ જ ન હતો, અને તેથી જ પ્રકૃતિકાવ્યોની પરંપરા લાંબો વખત ચાલી શકી નહિ. છતાં નરસિંહરાવનાં કાવ્યોમાં પ્રકૃતિનું મંગળ તત્ત્વ જરૂર આપણને એક સુખદ વાતાવરણમાં લઈ જાય છે, અને એ કાવ્યોનું આપણા સાહિત્યમાં અવશ્ય મોટું સ્થાન છે. તેમનાં કેટલાંક વર્ણનો નિતાન્ત સુંદર છે. 'ઊઠી ઉષા કંઈ કેશ સમારતી' જેવી પંક્તિઓ, આજે આપણે ત્યાં એક રીતે કવિતાનો જુવાળ આવ્યો દેખાય છે છતાં, આપણી સ્મૃતિમાં તાજી જ છે. શ્રી નરસિંહરાવે ઊર્મિપ્રધાન કવિતાનાં સર્જનમાં, ઇતિહાસદૃષ્ટિથી જોતાં, મોટો ફાળો આપ્યો. અને ઊર્મિપ્રધાન કાવ્યોમાં સ્વાભાવિક રીતે જ સંગીતને મોટું સ્થાન મળે તે મુજબ તેમનાં કાવ્યોમાં સારા પ્રમાણમાં સંગીત આવવા પામ્યું.*

---

* પ્રકૃતિકાવ્યના મારા આ ઉલ્લેખ સબંધી આકરી ટીકા કરતાં પ્રમુખપદેથી શ્રી. બલવન્તરાય ઠાકોરે જણાવ્યું હતું કે ઔદ્યોગિક વિપ્લવની અસર પ્રકૃતિકાવ્યો ઉપર થઈ હતી એ વાત ખોટી છે. તેમણે એમ જણાવ્યું હતું કે પ્રકૃતિકાવ્યો પહેલાં લખાયા ને ઔદ્યોગિક વિપ્લવ ત્યારપછી થયો. સંભવ છે કે હું જે કહેવા માગતો હતો તે કદાચ બરાબર સ્પષ્ટ કરી શક્યો ન હઉં, અથવા તો તેમણે તે જુદા અર્થમા લીધુ હોય, પણ આ પ્રશ્નમા અંગત અભિપ્રાયોને લેશ માત્ર અવકાશ નથી.

પ્રકૃતિકાવ્યો સંબંધી હું જે કહેવા ઇચ્છું છું તે એ કે પ્રકૃતિકાવ્યનું નોખું, સ્પષ્ટ અંગ ગણવાની દૃષ્ટિ નવી હતી, બાકી પ્રકૃતિકાવ્યો માટે તો એમ કહી શકાય કે જગતમાં પહેલવહેલી જે કવિતા લખાઈ હશે તે બધી પ્રકૃતિકવિતા જ હતી. વેદની ઋચાઓ પ્રકૃતિકાવ્યો નહિ તો બીજું શું છે? પણ યુરોપમા પ્રકૃતિકાવ્યોની જે ભૂખ જાગી તે ત્યાના સંજોગોને લીધે. *Back to Nature* ની પહેલી ઘોષણા કરી ફ્રેન્ચ ફિલસૂફ રૂસોએ—તે વખતના કૃત્રિમ સમાજથી ત્રાસીને. એ ઘોષણા ધીરેધીરે લોકોમાં સ્થાન મેળવતી થઈ. ૧૭૮૯ના ફ્રેન્ચ વિપ્લવે આખા યુરોપને હચમચાવી મૂક્યું. યુરોપમાં એથી જબરદસ્ત સામાજિક ક્રાન્તિ થઈ, અને એની પ્રચંડ અસર હેઠળ રૂસોની એ ઘોષણા તરફ લોકો વધુ ને વધુ આકર્ષાવા લાગ્યા. લોકમાનસ આ જબરદસ્ત આઘાત હેઠળ હતું તેવામાં ઇન્ડસ્ટ્રિયલ રેવોલ્યુશન—ઔદ્યોગિક ક્રાન્તિ—નો યુગ આવ્યો. એ યુગે પ્રકૃતિપૂજાને ભારે ઝોક આપ્યો એમ મેં કહ્યું હતું, અને એની અસર હેઠળ જેની કવિતા વિકસી તે મોટા કવિ તરીકે મેં વર્ડ્ઝવર્થનો ઉલ્લેખ કર્યો હતો. હું સમજી શકતો નથી કે આમા પ્રો. ઠાકોર ઔદ્યોગિક વિપ્લવ કઈ તારીખથી લેખે છે, પણ સાધારણ રીતે વાટે તેનું સ્ટીમ ઍન્જિન સંપૂર્ણ કર્યું—૧૭૮૫માં—ત્યારથી તે ગણી શકાય. કાર્લાઈલનાં *Past and Present*ના ઉપોદ્ઘાતમાં ઔદ્યોગિક વિપ્લવની તારીખ સંબંધી લખતાં એ. એમ. ડી. હ્યુઝીસ, એમ. એ., લખે છે:

The best date for the beginning of the period is, perhaps, 1785, when Watt finally elaborated his steam-engine; whereupon, in conjunction with

નરસિંહરાવના બીજા સમકાલીનોના ઉલ્લેખ વિના મારું અવલોકન અધૂરું જ લેખાશે, પણ સમયની મર્યાદા તરફ મારાથી દુર્લક્ષ કરી શકાય એમ નથી એથી શરૂઆતમાં મેં

---

a great advance in the working of iron and steel, the newly harnessed power was set to the making of all kinds of other machines, of which the most important were Cartwright's power-loom, invented in 1785, and Crompton's *mule for spinning cotton, invented in 1779.*

રટલેજના યુનિવર્સલ એન્સાઇક્લોપીડિયામાં ઔદ્યોગિક ક્રાન્તિનું વર્ણન નીચે પ્રમાણે આપવામાં આવ્યું છેઃ

Industrial Revolution—name given to the transformation of a mainly agricultural to a mainly industrial community, as a result of development in production and transport by mechanical inventions; especially in England, during late 18th, and early 19th centuries. Use of coal in blast-furnaces, mechanical inventions for weaving and spinning, and application of steam power to industry and transport caused peasant population to flock to towns in order to reap benefits of industrial prosperity. Evils resulting (slums, scarcity of agricultural labour, etc.) still affect social life—Rutledge's Universal Encyclopaedia.

*After the great upheaval* caused by the transformation of *industry, after* the religious awakening of Methodism and Evangelism, the decisive shock to thought comes with the French Revolution. (*A History of English Literature by* Emile Legouis and Louis Cazamian, Page 1026.)

હવે આ રીતે જોઇએ—અને મેં મારાં ભાષણમાં જે કવિની અસરનો ઉલ્લેખ કર્યો હતો, અને જે ઉલ્લેખ મેં હેતુપુરઃસર કર્યો હતો,—કારણ કે તેની પ્રકૃતિપૂજા તેના પૂર્વગામી કવિઓ કરતાં જુદા પ્રકારની હતી ( Cf. His view of nature was entirely different ),—તેના કવનની મહત્વની તારીખો જોઇએ તો ઔદ્યોગિક વિપ્લવની જે અસરની મેં વાત કરી છે તે ખરી છે કે ખોટી તે સહેજે સમજાશે. નીચેની તારીખો જ તે બતાવશે.

૧૭૮૫ ઔદ્યોગિક વિપ્લવની શરૂઆત.
૧૭૯૮ લીરીકલ બેલાડ્સ, વર્ડ્ઝવર્થે કોલેરીજ સાથે મળી પ્રસિદ્ધ કરી હતી.
૧૮૧૫ પાવર લૂમના બહોળા ઉપયોગને પરિણામે હજારો વણકરો બેકાર થયા.
૧૮૫૦ વર્ડ્ઝવર્થનું મૃત્યુ.

શેલી અને કીટ્સ પણ આ ઔદ્યોગિક ક્રાન્તિના યુગના કવિ હતા તે તેમનાં જીવનની તારીખો ઉપરથી જણાશેઃ

| | | | | |
|---|---|---|---|---|
| શૈલી | જન્મ | ૧૭૯૨ | અવસાન | ૧૮૨૨ |
| કીટ્સ | ,, | ૧૭૯૫ | ,, | ૧૮૨૧ |

ઔદ્યોગિક ક્રાન્તિથી લોકમાનસને જે આઘાત લાગ્યો, અને જે આઘાતથી નિસર્ગ પ્રતિ તેમનું ધ્યાન ગયું હતું તે એ ક્રાન્તિના સંક્રાન્તિયુગની પ્રબળ અસર હતી, અને એ રીતે મારું વિધાન ખોટું છે એમ જો પ્રો. ઠાકોર કહેતા હોય તો તે કઈ રીતે એ હું સમજી શક્યો નથી. અને જો પ્રો. ઠાકોર કવિને દ્રષ્ટા તરીકે લેખતા હોય તો જે નવો યુગ ઊગ્યો હતો તેનું દર્શન સામાન્ય જનતાના કરતાં કવિને વહેલું થાય—કવિ પોતાના યુગથી આગળ વધી તેનાં બધાં સ્વરૂપને પ્રીછી શકે એ તદ્દન સ્વાભાવિક છે, અને એ રીતે એ કવિઓએ એ યુગમાંથી પ્રેરણા મેળવી હતી એમ કોઈ માને તો અવિદ્વત્તાનો તેની ઉપર આરોપ ન જ મૂકી શકાય.

જેમ જણાવ્યું છે તેમ મારે કેટલાક માર્ગસૂચક સ્તંભો તરફ જ અંગુલિનિર્દેશ કરવો છે, એટલે જે નામો મેં પડતાં મૂક્યાં છે તે સંબંધી એમ કોઈ રખે માને કે તેમના સર્જનનું મારે મને ઓછું મૂલ્ય છે.

આપણે એક બાજુથી પશ્ચિમના સાહિત્યની અસર તળે આવ્યા તો બીજી બાજુથી આપણા કવિઓના એક વર્ગે ફારસી કવિતાઓમાંથી, ખાસ કરીને સૂફીવાદમાંથી, પ્રેરણા મેળવી. એ આખા સંપ્રદાયમાંથી બાલાશંકર કંથારિયા, ત્રિભુવન પ્રેમશંકર ભરુત, મણિલાલ નભુભાઈ, કલાપિ વગેરેના નામનિર્દેશ સિવાય વધુ વીગતમાં ભાગ્યે જ અત્રે ઊતરી શકાય. એ અસર હેઠળ થોડો વખત ગઝલના અનેક અખનરાઓ થયા, અને અનેક ગઝલો લોકપ્રિય પણ થઈ. 'કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે', 'જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની', આદિ કવિતા પર કાળના ધમારાની હજુ અસર નથી થઈ તે જ બતાવી આપે છે કે ગુજરાતી કવિતાના વિકાસમાં એ વર્ગનો પણ ઠીકઠીક ફાળો છે.

પણ આ અસર લાંબો વખત ટકવા પામી નહિ. જેમજેમ યુનિવર્સિટી શિક્ષણ વધતું ગયું, તેમતેમ વધુ મોટો સમૂહ અંગ્રેજી અને અંગ્રેજી દ્વારા યુરોપીય સાહિત્યના સંપર્કમાં આવવા મંડયો અને બીજી બધી અસરો કરતાં કવિતાના સર્જનમાં એ જ અસર અગ્રસ્થાન ભોગવવા મંડી. નરસિંહરાવથી શરૂ થયેલી પરંપરાને આગળ ચલાવનાર બીજા સમર્થ કવિઓ પણ નરસિંહરાવે જે અરસામાં કવિતા લખવી શરૂ કરી તે અરસામાં થયા. તે બધામાંથી માત્ર ત્રણ નામોનો જ હું અત્રે ઉલ્લેખ કરવા ઇચ્છું છું. કાન્ત, બલવન્તરાય અને ન્હાનાલાલ.

શ્રી મણિશંકર રતનજી ભટ્ટે જે તખલ્લુસ પોતાને માટે પસંદ કર્યું હતું તે એટલું તો સાર્થ છે કે એવાં સાર્થ તખલ્લુસનાં બીજાં ઉદાહરણો શોધવાં મુશ્કેલ પડે. ખરેખર કાન્તની કવિતાને માટે તો 'લલિત કોમલ કાન્ત પદાવલિ' શબ્દો જ વાપરવા પડે. તેમની કવિતામાં શબ્દો ઉપરનું અસાધારણ પ્રભુત્વ, કલ્પનાનો નાજુક વિહાર, રસશાસ્ત્રનું ઊંડું ભાન આપણને ડગલે ને પગલે દેખાય છે. ઇયત્તાની દૃષ્ટિએ કાન્તનું સર્જન ઘણું અલ્પ છે, પણ જેટલું છે તેટલાથી ગે ગુજરાતી સાહિત્યમાં તેમણે અમર સ્થાન પ્રાપ્ત કર્યું છે એમ આપણે જરૂર કહી શકીએ. નરસિંહરાવની જેમ કાન્તમાં પણ ઊર્મિતત્ત્વ પ્રાધાન્ય ભોગવે છે. તેમનાં લાંબાં ખંડકાવ્યોમાં પણ એ જ મુખ્યતઃ છે એમ મારું માનવું છે, અને એ માન્યતાને એ બધાં કાવ્યો subjective છે એવા વિવેચકોના મતથી સમર્થન મળે છે, એટલે અંગ્રેજી ઊર્મિગીતો—'લીરીક'—ની યુનિવર્સિટી શિક્ષણ દ્વારા આપણી ઉપર જે અસર થઈ હતી તે કાન્તમાં પણ પૂરા પ્રમાણમાં દેખાય છે.

એ જ અસર ન્હાનાલાલમાં પણ ચાલુ રહેલી આપણે જોઈએ છીએ; પણ પોતાનાં કાવ્યોનાં ચિત્રણ માટે ન્હાનાલાલ, નરસિંહરાવ કે કાન્ત કરતાં વધુ વિશાળ પશ્ચાદ્ભૂ પસંદ કરે છે. કવિપિતા પાસેથી સાધારણ રીતે જ ઊંચી કાવ્યાભિરુચિનો વારસો તેમને મળેલો છે. હિંદુ સંસ્કૃતિના તે ભારે ઉપાસક છે. ઇતિહાસ અને ભૂગોળ તેમના માનીતા વિષય છે. ગુજરાતની ભૂગોળ વિશે એમને જેટલી માહિતી છે તેટલી આપણા બહુ ઓછા ભણેલાઓને હશે. તેમના એ ભૂગોળપ્રેમે લોકસાહિત્યમાં તેમને ઊંડો રસ લેતા કર્યા. કાઠિયાવાડનાં ગામડાંઓમાં તે ખૂબ ભટક્યા. ત્યાંનાં ભજનો ને રાસો તેમણે ધરાઈધરાઈને સાંભળ્યાં

અને પચાવ્યાં; અને તેમાંથી પ્રેરણા લઈ, તેના કેટલાક સુંદર શબ્દોને અપનાવી તેમણે ગુજરાતને રાસ આપ્યા. એ રાસ એટલા તો લોકપ્રિય થયા છે કે તેની વધુ વીગતોમાં ઊતરવું એ હવે પિષ્ટપેષણ જ લેખાશે. ન્હાનાલાલની કવિતાનું સ્વરૂપ અત્યંત મંગળ છે. નરસિંહરાવે માનવજીવનમાં વિષાદ જોયો, કાન્તે જીવનની કરુણતાનું હૃદયભેદક દર્શન કરાવ્યું, જ્યારે ન્હાનાલાલે ગુજરાતને પ્રાણવાન આશાવાદ અને આદર્શવાદની ભેટ કરી. તેમની પંક્તિએ–પંક્તિએ ઉલ્લાસ અને આશાના તેજસ્વી રંગો હિલોળા લે છે. તેમની કલ્પના કાલના અઘોર નીરસાગર પર તાલ દેતી, વિરાટને પોપચે ઝૂલતી, ફૂલડાંકટોરીનાં મધુ અને સૌરભનાં આપણને પાન કરાવતી, બ્રહ્માંડના ભેદોને ઉકેલવા મથે છે. હિંદુસંસ્કૃતિના તે પરમ ભક્ત હોઈ હિંદુઓનો કુટુમ્બપ્રેમ તેમના કાવ્યમાં સારી રીતે વિકસ્યો છે, અને તેમણે ગુજરાતને બક્ષેલું પિતૃતર્પણ અત્યારસુધી તો અજોડ રહ્યું છે અને કદાચ અજોડ જ રહેશે. તેમની કવિતાઓ આપણને અનેક ક્ષેત્રોમાં વિહાર કરાવે છે. એક બાજુ 'પરમ ધન પ્રભુનાં લેજો લોકમાં' 'દૂર થકી પણ દૂર હો અવધૂત! પ્રાણ થકી પણ પાસ'નું ચિત્ર દોરી, આપણા સમક્ષ ઉપનિષદની ભવ્યતા ઠાલવી, બીજી બાજુ તે રાષ્ટ્રપ્રેમ જેવી, કેટલાકને મતે ક્ષણિક ગણાતી, ઊર્મિને પણ ચિરંજીવ શબ્દોમાં વણી શકે છે. અહિંસા ઉપર તો હવે ગાડાં ભરાય એટલું સાહિત્ય લખાયું છે, પણ તેમની

સિંહને શસ્ત્ર શાં? વીરને મૃત્યુ શાં?
મૃત્યુનાં અમૃતને ઓળખો છો.

પંક્તિમાં રહેલું સૂત્રાત્મક સત્ય જે કલામય દેહમાં વિહરે છે તેવું અન્યત્ર ભાગ્યે જ જોવાનું મળે. મૃત્યુની ભવ્યતાનાં પણ કવિ ન્હાનાલાલે આપણને દર્શન કરાવ્યાં છે. આમ તેમની કાવ્યપ્રતિભા અનેક ક્ષેત્રોમાં વિહાર કરે છે છતાં કોઈ જો પૂછે કે ન્હાનાલાલનાં કાવ્યનું કેન્દ્ર શું? તો સર્વાનુમતે એક જ ઉત્તર આવશેઃ પ્રેમ—અને તેય લગ્નપ્રેમ. અને પ્રેમ ઊર્મિપ્રધાન તત્ત્વ હોઈ ન્હાનાલાલનાં કાવ્યોને આપણે મોટે ભાગે ઊર્મિપ્રધાન જ કહી શકીએ. ન્હાનાલાલનાં કાવ્યોની વિસ્તૃત ચર્ચામાં ઊતરવાનો મારો અત્રે હેતુ હોઈ જ નહિ શકે એટલે તેમના સંબંધી બીજી એકબે વીગતો ઉમેરી લઉં. છેલ્લા દાયકાથી ગુજરાતનું આખું પ્રજાજીવન ગાંધીજીના રંગે રંગાયું છે. દુર્ભાગ્યે ગુજરાતના આ મહાન કવિ એથી પરાઙ્મુખ રહ્યા છે. એમ છતાં ગુજરાત તેમની કવિતાઓને ઉલ્લાસપૂર્વક હજી યે વધાવે છે એ જ તેમની કાવ્યપ્રતિભાને સમગ્ર ગુજરાતના વન્દનનું અચૂક પ્રમાણ છે. બાકી, મર્યાદા કોનામાં નથી હોતી? અને કવિનાં કાવ્યોમાંય છે. અને તેમનું સર્જન એટલું તો વિશાળ છે કે એવી મર્યાદાઓનો તેમાં સહેજ અવકાશ રહે. કવિનું શબ્દો ઉપર પ્રભુત્વ હોવા છતાં અનેક જગ્યાએ તેમણે નબળા શબ્દપ્રયોગો કર્યા છે, અણઘટતી છૂટો લીધી છે, અને તેને પરિણામે તેમનાં કાવ્યોનું તે તે જગ્યાએ સૌંદર્ય ઘટયું પણ છે. તેમનું આપણાં બાળકોને કંઠાગ્રે એવું પેલું પ્રસિદ્ધ સ્તુતિનું અષ્ટક જ લ્યો. તેમાં તેમણે જોડણીની જે છૂટ લીધી છે, હ્રસ્વનો દીર્ઘ અને દીર્ઘનો હ્રસ્વ કર્યો છે, એથી જરૂર એ કાવ્યના માધુર્યને ક્ષતિ પહોંચી જ છે. આવી ક્ષતિ તેમનાં કાવ્યોના પ્રમાણમાં ઠીકઠીક દેખાશે. એથી ઊલટું, કાન્તમાં એવી ક્ષતિ ભાગ્યે જ જોવાની મળે, અને એટલે અંશે કાન્તે ઊગતા કવિઓ માટે દૃઢબંધ અને છતાં લલિત છન્દોનો સુંદર આદર્શ પૂરો પાડયો છે. ન્હાનાલાલની બીજી મર્યાદા ક્વચિત્ વધુપડતાં લાલિત્ય અને કલ્પના (fancy)ના અતિરેકની છે. વધુપડતી મીઠાશ મીઠાશના શોખી-

પણ કંટાળો આપે એ દેખીતું છે, એથી ન્હાનાલાલનાં કાવ્યોમાં કેટલીક વખતે વધુ-તી શીકાશ અને કલ્પનાથી એકતાનતા આવી જાય છે. પણ એ બધાં કરતાં કવિનાં કાવ્યની સૌથી મોટી મર્યાદા મને તો એ લાગી છે કે એ કાવ્યોનું અનુકરણ કરવાનું પ્રલોભન એટલું તો મોટું છે, અને નકલી વસ્તુ મોટે ભાગે ઉપહાસને જ પાત્ર નીવડે છે એ નિયમે એમની કવિતાનાં અનુકરણમાં જે કવિતાઓ લખાઈ તે એવી તો નમાલી, પોચી, ક્ષણજીવી અને ક્ષુલ્લક હતી કે તેથી થતા અણગમાએ મૂળ માટે પણ ક્વચિત્‌ક્વચિત્ અણગમો કેલાવ્યો. આ મર્યાદા કદાચ ન્હાનાલાલનાં ધ્યાનમાં પણ આવી હોય, પણ તેને દૂર કરવી એ તેમના હાથની વાત ન હતી. ન્હાનાલાલનો ઉલ્લેખ તેમની ડોલનશૈલીના ઉલ્લેખ વિના અધૂરો જ ગણાય. એ વિશે એટલું જ જણાવીશ કે એ શૈલીએ અનેક ચોમાસાંના વાનંતર જોયાં છતાં એનાં બીજને કૂણગા જ નથી ફૂટી શકતા એ જ એની સફળતા કે નિષ્ફળતા ઉપરનું ગુજરાતનું મોટામાં મોટું પ્રમાણપત્ર છે.

નરસિંહરાવ, કાન્ત અને ન્હાનાલાલને મે એકસાથે તેથી ચર્ચા કે એ ત્રણેનાં કાવ્યોમાં ઊર્મિતત્ત્વ પ્રધાનપદે છે, ને ત્રણે પ્રાચીન પરંપરાના પરમ ઉપાસક છે. એ ત્રણેના સમકાલીન —એ જ university group ના—એ જ અંગ્રેજી કવિતાઓના અભ્યાસમાંથી પ્રેરણા મેળવનાર, છતાં એ ત્રણેથી જુદી જ પ્રકૃતિના, જેને iconoclast—મૂર્તિભંજક—કહી શકાય એવા બલવન્તરાય ઠાકોરનું આપણા સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન છે. દુર્ભાગ્યે આજે તે પ્રમુખપદે છે એટલે એમનાં કાવ્યોની મર્યાદાનું નિરૂપણ તો કદાચ હું વિનાસંકોચે કરી શકું, પણ એમનાં કાવ્યોનાં સુંદર તત્ત્વો છે તેનું અવલોકન કરતાં મને અવશ્ય ક્ષોભ થાય છે. સંભવ છે કે તેમની હાજરીની અસરથી તેમનાં કાવ્યોની પ્રશંસામાં અમુક ટકા ઉમેરો થયો છે એવું માનનાર કોઈ વ્યક્તિ અહીં હોય પણ ખરી, પણ તે બધાંને જો મારા કથનમાં વિશ્વાસ રાખવા હું સમજાવી શકતો હોઉં, તો જણાવવા ઇચ્છું ખરો કે મેં જે નિરૂપણ કરવા ધાર્યું છે તેમાં અંગત તત્ત્વને મેં બને તેટલું દૂર રાખ્યું છે, તેમ મારું આજનું ભાષણ આપણી કવિતાનો કેવી રીતે વિકાસ થયો તે નિરૂપવાને અર્થે હોઈ વ્યક્તિઓને એમાં ગૌણ સ્થાન છે. બલવન્તરાયની કવિતાનો ઉલ્લેખ કરતાં આટલી પ્રસ્તાવના એથી જરૂરની હતી કે અત્યાર સુધી જે કવિઓનો મેં ઉલ્લેખ કર્યો છે તેમની કવિતા કરતાં એમની કવિતા જુદા પ્રકારની છે એટલું જ નહિ, પણ તેનો પ્રધાન સૂર પણ ભિન્ન છે. મેં શરૂઆતમાં જ જણાવ્યું તેમ બલવન્તરાય ભારે iconoclast છે. તેમણે કાવ્યશાસ્ત્રના આપણા સ્વીકારાતા આવેલા નિયમોમાં ક્યાંકક્યાંક છૂટ લઈ લીધી, અને ઊર્મિતત્ત્વ ઉપર ભાર ન મૂકતાં તેમણે વિચાર ઉપર ભાર મૂક્યો. નવા convertમાં જે ઝનૂન હોય કે fanatism હોય તેનો કદાચ ઘણાને એમનામાં ભાસ થયો હશે. તેમના એ ઝનૂનમાં ઊર્મિ-પ્રધાન કે સંગીતપ્રધાન કવિતાઓને એમને હાથે અન્યાય થયો છે એવું માનનાર પણ કોઈક હશે જ; પણ આપણી કવિતાને સ્પર્શક્ષમ ભૂમિ ઉપર લાવવાનો યશ જો કોઈને ઘટે તો તે બલવન્તરાયને મળવો જોઈએ. અંગ્રેજી સાહિત્યનો એમનો અભ્યાસ ઘણો ઊંડો છે, ને સંસ્કૃત સાહિત્યનું તેમનું જ્ઞાન પણ એવું જ વિશાળ છે. પોતાના ઊંડા અભ્યાસનું વાતાવરણ તે પોતાનાં કાવ્યોમાં લાવી શક્યા છે. વિચારપ્રધાન કવિતાના તે ઉપાસક હોઈ તેમણે શબ્દલાલિત્ય વગેરેની પરવા કરી નથી—જોકે તેથી એમ ફલિત નથી થતું કે

તેમનાં કાવ્યોમાં તેનો અભાવ છે. પણ અલબત્ત, એટલું તો ખરું જ કે વિચારપ્રધાન કવિતા માટેના તેમના આગ્રહને લીધે તેમણે તેમની શૈલીને ખરબચડ બનવા દીધી છે, અથવા તો બનાવી છે, અને યતિસ્વાતંત્ર્ય માટેની તેમની માન્યતાએ એ ખરબચડપણાને વધુ ખરબચડ બનાવ્યું છે. યતિભંગ સંબંધી આપણે ત્યાં ઠીકઠીક ચર્ચા થયેલી છે, અને તેનો છેવટનો નિર્ણય હજુ આવ્યો નથી, અને કદી આવશે પણ નહિ. પણ આપણી નવી કવિતાના નિરૂપણમાં એ પ્રશ્ન તરફ અંગુલિનિર્દેશ કર્યા વિના ચાલે એમ નથી. યતિભંગ માટે જો સબળ પક્ષ (strong case) રજૂ કરવો હોય તો આજે લખાતા પૃથ્વીનાં દૃષ્ટાંતોથી ઉદાહરણ આપી શકાય; પણ તે પરત્વે એમ કહી શકાય કે પૃથ્વીમાં એવો દૃઢબંધવાળો યતિ આવતો નથી. અને તેના આરોહઅવરોહ એવા સુંદર રીતે ગોઠવાયેલા છે કે તેમાં ગમે ત્યાં આરામ લેવા થોભી શકો. પણ બધા જ છંદો માટે એવું કહી શકાય એમ નથી. મંદાક્રાંતા, શિખરિણી આદિ છંદોમાં થયેલા યતિભંગ મને ક્વચિત જ રુચ્યા છે એ મારા છંદશાસ્ત્રના પરિમિત જ્ઞાન છતાં મારે સ્પષ્ટપણે જણાવવું જોઈએ. જો યતિ વિચારના અપ્રતિહત વહન માટે વિઘ્નરૂપ છે તો એ દૃષ્ટિએ તો છંદમાત્ર કૃત્રિમ અને અસ્વાભાવિક નથી? એક ગુરુ બોલ્યા પછી બે, ત્રણ કે પાંચ લઘુ જ આવવા જોઈએ, ને ત્યારપછી બે ગુરુ જ હોવા જોઈએ એ વિચારના વહન માટે મુશ્કેલીભર્યું નથી? મિલ્ટને 'પૅરેડાઈઝ લૉસ્ટ' લખતાં પ્રાસનાં બંધનો સામે બળવો કરી તેને barbarous—જંગલી—યુગના અવશેષ તરીકે ઓળખાવ્યા હતા; તો આપણે પણ છંદો માટે એમ કેમ ન કહીએ? પણ બલવન્તરાય એમ કહેવા કદી સંમતિ તો ન જ દર્શાવે; પણ એવી સૂચના સરખી પણ કોઈ કરે તો તેની સામે પ્રચંડ જ્વાળામુખીની જેમ ભભૂકે. એટલે મારે તો અહીં એટલું જ બતાવવું છે કે યતિનું બંધન ખાસ કૃત્રિમ નથી, તે સાથે એ પણ સ્પષ્ટ કરવું જરૂરનું લેખું છું કે કોઈ વખતે અપવાદ તરીકે યતિભંગ કરવો પડે તો તે વખતે તે કવિતાનાં ભૂષણરૂપ પણ નીવડે —પણ તે એટલો સ્વાભાવિક હોવો જોઈએ. મારા એક મિત્રના શબ્દોમાં કહું તો, નદી પોતાના માર્ગમાં કોઈ વખતે છલકાઈ જઈ ક્યાંકક્યાંક કિનારાની બાજુએ બાજુએ વહે તો તે જેવું સુંદર લાગે તેવું આ પણ લાગે. પણ નદી હંમેશ જ કિનારાની બાજુએ બાજુએ વહેતી હોય તો? આટલા લંબાણથી આ પ્રશ્ન મેં એથી ચર્ચ્યો છે કે યતિભંગ પછી છંદોભંગ એ બીજું જ પગથિયું છે, અને આજે જે નવા કવિઓ લખી રહ્યા છે તેમાં એવા છંદોભંગના ઇરાદાપૂર્વક કરેલા કે અજાણ્યે કરેલા દાખલા તમને અવશ્ય મળશે, ને તેવા છંદોભંગની કર્કશતા તમને જરૂર ખૂંચશે. પ્રવાહીપણાનાં ઓઠાં હેઠળ થઈ રહેલા આવા પ્રયોગોને હું પ્રયોગો જ નથી ગણતો. એનાં કરતાં ન્હાનાલાલની ડોલનશૈલી વધુ પ્રામાણિક—કારણ કે તે પોતાના સ્વરૂપ વિશે અગાઉથી જ સ્પષ્ટતા કરી લે છે. આ તો તમે ઉપજાતિ વાંચી રહ્યા હો, તેના નિયમિત સ્પંદન સાથે ડોલતા ચાલ્યા જતા હો, ત્યાં માર્ગમાં એવો પથરો આવી પડે કે તમારું બધું સંગીત મારું જાય. યતિભંગનાં જ આ સીધાં પરિણામ છે એમ હું લેખું છું. એટલે બલવન્તરાયે શ્લોકભંગનો જે બળવો કર્યો હતો તે મને જેટલો સ્વાભાવિક અને આકર્ષક લાગ્યો છે તેવો અલબત્ત આ નથી જ લાગ્યો; છતાં યતિભંગેય આપણને પ્રવાહી પૃથ્વી અપાવ્યો છે એ એની જેવીતેવી સેવા નથી, એટલે એની બીજી મર્યાદાઓ છતાં આપણી કવિતાના વિકાસમાં એને મહત્ત્વનું સ્થાન મળ્યું છે. મેં જણાવ્યું છે તેમ બલવન્તરાય

મૂર્તિભંજક છે. તેમણે બીજો બળવો ભાષા સંબંધી કર્યો. ગુજરાતી ગુજરાતીની પહેલવહેલું માન તેમને જ ઘટે. અમુક શબ્દ તો કવિતાને યોગ્ય જ નથી એવા પૂર્વગ્રહોને તેમણે લાત મારી દૂર ફેંકી દીધા. આભૂષણનો મોહ રાખ્યા વિના પોતાની કાવ્યદેવીને સ્વતેજથી જ તે તેજસ્વી અને વંદનીય બનાવવા મંડ્યા ને તેમાં તે સફળ થયા. હિંદુસ્તાનનાં ગામડાંઓનાં નાનાં ઝૂંપડાંથી માંડી અમેરિકાના સોસો મજલાના પેલા ગગનચુંબી મહાલયો સુધીનું જાતજાતનું સ્થાપત્ય તેમનાં કાવ્યોમાંથી મળશે. તેમનો વિચારનો પ્રચંડ વેગ, ગુજરાતી —તળપદી ગુજરાતી—ઉપરનું તેમનું અસાધારણ પ્રભુત્વ, મિલ્ટોનિયન ખંડોમાં પોતાના વિચારને વ્યકત કરવાની તેમની અસાધારણ પ્રતિભા—એ બધું જોતાં તો બલવન્તરાય પાસેથી ગુજરાતને મહાકાવ્ય મળવું જોઈતું હતું; પણ દુર્ભાગ્યે એ નથી થઈ શક્યું, છતાં ભવિષ્યમાં કોઈ દિવસેય ગુજરાતમાં કોઈ મહાકાવ્ય લખાય તો તેના લખનારાએ બલવન્તરાવનું ઋણ અવશ્ય સ્વીકારવું પડશે. બાકી, શબ્દો દ્વારા ચિત્રો સર્જવાની એમની શકિત ભાગ્યે જ બીજે કયાંય દેખાશે. તેમનાં 'તોડેલી ડાળ', 'પિયર ઘર', 'વધામણી', 'ભણકાર' આદિ કાવ્યોથી હું જે કહેવા ઇચ્છું છું તે સ્પષ્ટ છે.

યુનિવર્સિટી યુગનું વિહંગાવલોકન પૂરું કરતાં પહેલાં મલબારી અને ખબરદારનો ઉલ્લેખ થવો જરૂરનો છે. બન્ને પારસી હોવા છતાં—'છતાં' હું એથી કહું છું કે પારસીઓ માટે આપણી શિષ્ટ ગુજરાતી એક પરદેશી ભાષા જેવી જ છે—આ બન્ને કવિઓની સેવા ગુજરાતથી કદી ભુલાય એમ નથી. ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતાને પોષવામાં કવિ ખબરદારનો ફાળો ઘણો મોટો લેખાશે.

આ યુનિવર્સિટી યુગ સંબંધી ઉપસંહારમાં એકબે વાતો કહેવી જરૂરની છે. યુનિવર્સિટી માનસ એટલે શું? એ પ્રશ્નનો વિસ્તારપૂર્વક ઉત્તર તો મારાથી નહિ આપી શકાય, પણ તે સંબંધી એકબે મુદ્દા ચર્ચી લઉં. સાહિત્યના સર્જનમાં પ્રેરણા અનેક સ્થળેથી મળે છે. કેટલીક વખતે એક પ્રજાના સાહિત્યકારો પ્રજાકીય માનસના નેતા બની સંસ્કૃતિના ધ્વજવાહક બન્યા હોય છે. તેવા યુગમાં લોકસમૂહનું માનસ (mass-mind) જાગ્રત બન્યું હોય છે. અને તે યુગના સાહિત્યસ્વામીઓની પ્રેરણાનું તે કેન્દ્ર હોય છે. આવું ન હોય ત્યાં સાહિત્યસેવકો પોતાના સર્જન માટે પ્રેરણા ઇતર સાધનોમાંથી મેળવતા હોય છે. જેને હું યુનિવર્સિટી યુગ કહું છું તેમાં આપણા સાહિત્યકારોએ પ્રેરણા મેળવી તેમના અભ્યાસગૃહના ખંડોમાંથી. તે ખંડોમાં મિલ્ટન ને બ્રાઉનીંગ, ભવભૂતિ ને કાલિદાસ, ગેટે ને શીલર, વર્જીલ ને હોરેસ આદિ જગતના જ્યોતિર્ધરોનો તેમને પરિચય થયો. તેમનાં તેજ તેમણે ઝીલ્યાં, પણ તે તેજ બધાં ભૂતકાળનાં હતાં અથવા તો બીજા દેશોનાં હતાં. પ્રજાના મોટા ભાગ સાથે તેને લેવાદેવા ન હતી, ન પ્રજાના મોટા ભાગને તેની સાથે કંઈ લેવાદેવા હતી. અને આથી જ કદાચ આપણી પાસે આવા સમર્થ કવિઓ હોવા છતાં એ યુગમાંથી આપણને મહાકાવ્ય મળી શક્યું નહિ. એ યુગની પાસે અસાધારણ પંડિતાઈ હતી, શક્તિ હતી—ન હતું પ્રજાકીય અસ્મિતાનું ચેતન.

[અપૂર્ણ]

ઝીણાભાઈ રતનજી દેશાઈ

# ગાંધી બાપો

[ ભજનના ઢાળમાં ]

સતની સમશેરે મારો ગાંધી બાપો ઝૂઝતો રે જી.
એણે ધારી ધીરજની છે ઢાલ,
કે બખતર પહેર્યું પ્રેમનું રે જી. હો સતની૦ ધ્રુવ૦

દુઃખની દુનિયામાં એને સુખડાં ઉગાડવાં,
પાપી સંગાથે પાનાં પુણ્યોથી પાડવાં,
ધરતીના દવડા એને ઠારવા હો જી રે,
હો ઠારવા હો જી રે
હો ઠારવા હો જી રે. હો સતની૦

સ્વારથને કારણ ફૂલની કળી યે ના તોડવી,
પરને કારણ રે કાયા કાપી નિચોવવી,
કરુણાની છોળો રે ઉછાળવી હો જી રે,
ઉછાળવી હો જી રે
ઉછાળવી હો જી રે. હો સતની૦

ઊંડાં અંધારાં એ તો અળગી ઉજાળશે,
ધરમની નાળે ગાડાં દુનિયાનાં વાળશે,
પૃથવીમાં પરભુને ઉતારશે હો જી રે
ઉતારશે હો જી રે
ઉતારશે હો જી રે. હો સતની૦

સુન્દરમ્

# કોણ સાચું ?—મા કે બાપ ?

[ છસાત મિત્રોમાં એક ખાનગી પ્રસંગ ઉપરથી માતાના પ્રેમ વિશે વાતચીત થતાં તે જ વિષય ઉપર મિત્રોએ જુદીજુદી વાર્તા લખી. તેમાંથી 'માની ખોટ' પ્રસ્થાનના વૈશાખ ૧૯૯૦ ના અંકમાં અને શ્રી 'મયૂર'ની 'અથડાતાં પૂર' નવચેતનમાં પ્રસિદ્ધ થઇ. આ એ જ વર્ગની ત્રીજી વાર્તા છે.—તંત્રી ]

'અરે, અરે ! જનુ, આ બધો શો ઘોંઘાટ મચાવી દીધો છે?' નૌતમલાલે અંદર આવતાં જ અવાજને જરા કઠોર બનાવી કહ્યું.

જનુ અને તેના ગોઠિયાઓ લગ્નની ખોટી મિજલસનો ખેલ ખેલી રહ્યા હતા. વ્યવસ્થા અને શાન્તિના શોખીન ગૃહસ્થો પણ લગ્નમાં બુમાબૂમ કરી મૂકે છે ત્યારે બિચારાં બાળકોનું શું ગજું ? વાજાંવાળા થયેલા કનુ અને ચદુ મોટા અવાજે 'પ'ની બારાખડી પુકારી રહ્યા હતા. ત્રણચાર બાળકીઓ ત્રણચાર જુદાંજુદાં ગીતો ગાઈ રહી હતી અને 'હો' 'હો' કરી સાજનમાજન અને ગોરબ્રાહ્મણોની ખોટ પૂરી રહ્યા હતા.

નૌતમલાલનો અવાજ સાંભળતાં જ આવી લગ્નક્રિયા વિલાઈ ગઇ. સૌ એક પછી એક, ધક્કામુક્કી કરતા, ગભરાયેલા જેવા, ઘર છોડીને ભાગ્યા.

'જનુ, શું કરતા હતા, આ બધા ?" નૌતમલાલે જનુનો હાથ પકડી પૂછ્યું.

'રમતા'તા,' જનુએ ધીમે અવાજે જવાબ આપ્યો.

'રમતા'તા ? આવી રમત હોય ? આ બધું વીખી નાખ્યું છે; આ જાજમે બધી ધૂળધૂળ કરી મૂકી છે; આ સાંઠા ને પથ્થરથી આખું દીવાનખાનું ભરી મૂક્યું છે! આવી રમત હોય ? શું રમતા'તા ?'

'ઈ તો છે ને...બાપુજી, અમે લગનલગન રમતા'તા !'

'આવા ને આવા સંસ્કારો આ છોકરા પર પડ્યા કરશે. હજી આટલી ઉંમર છે ત્યાં 'લગન' રમવાની શરૂઆત પણ કરી દીધી ! અને તમેય આને કાંઈ જ કહેવાનાં નથી, કેમ ?'

'શું છે?' અત્યારસુધી ચોપડી વાંચી રહેલાં સૌ. નર્મદાબહેન, નૌતમલાલનાં ત્રીજીવારનાં પત્ની, ચોપડી વચ્ચે આંગળી રાખી બહાર આવ્યાં.

'તમે આવી ધમાલમાં હદ વાંચી શકો છો! અને આ છોકરા 'લગનલગન' રમે ત્યારે તમે અટકાવશો પણ નહિ કે ?'

'મને શી ખબર, એ શું કરે છે!' હજુય વધુ સરળતાથી નર્મદાબહેન બોલ્યાં.

'ન ખબર પડે ? ખબર પાડવા ધારો તો પડી શકે! ખરેખર, આ મને જરાય ગમતું નથી. આવી ગંદી કલ્પનાવાળા છોકરાઓ મારા જનુ સાથે રમે એ જરાય માફક નથી આવતું. અને સાથે તમેય એ ચલાવી લ્યો એ પણ ખોટું થાય છે.'

"છોકરાં છોકરાં સાથે ન રમે તો કરેય શું ?"

'સારું વાચન વાંચે; સારી વાતો સાંભળે; ફરવા જાય.'

'તમે તો બિચારા પર જુલમ કરો છો! હું પોતે તમે કહો તે રીતે ઘરમાં ગોંધાઈ રહી ફર્યા કરું. બચ્ચું એટલી વાતો કેમ સમજે!'

'તમે હવે કાળજી નહિ રાખો તો મારે સખત થવું પડશે. જો જનુ, મેં તને આ છોકરાંઓ સાથે ફરવાની ના પાડી છે કે નહિ?'

રમતનાં સાધનોના અવશેષને ભેગા કરવામાં બીજી વૃત્તિને સંતોષવા લાગેલો જનુ હતો ત્યાં જ સડક ઊભો થઈ રહ્યો. જે સતેજ કલ્પનાએ, ચારપાંચ બાળકો અને ક્ષુદ્ર વસ્તુઓમાંથી મોટા માણસનેય મહાન લાગે એવા ઉત્સવની ઝાંખી કરાવી હતી, તેણે એથી જરા વધુ તેજસ્વી થઈ વગરસાધને ઉત્સવનું ભાન તેને પ્રેર્યું હતું. બાળકની રમતમાં કુસંસ્કારોની સંભાવના તો આપણા એ રમતને નિહાળવાના દૃષ્ટિબિંદુમાં અને તેની અટકાયત કરવાના રૂપકનાં વાક્યોમાં સમાયેલી છે. ગમે તેવી સદોષ ક્રિયામાંથી બાળક તો પોતાને સૂઝે તેટલું જ નિર્દોષમાં નિર્દોષ તત્ત્વ સ્વીકારી રહ્યો હોય છે. માટે જ બાળકો રમતાં હતાં ત્યાં, અને ફરી રહ્યાં હતાં ધાંધાટ—આજનાં લગ્નમાં ગોંધાટ સિવાય બીજું નિર્દોષ તત્ત્વ નહિ હોય.

જનુ નિરુત્તર ઊભો રહ્યો. નર્મદાબહેન હસતાંહસતાં તેની બાજુમાં ગયાં અને તેને બાથમાં લીધો.

'હા, હા; એના વતી હું કહું છું કે તમે ઘણીવાર કહ્યું છે, અને હવે કદી નહિ રમે. કેમ, જનુ, નહિ રમે ને, ભાઈ!'

'ના, ના,' કહી જનુએ નર્મદાબહેનના સાળુના છેડામાં મોં છુપાવી દીધું.

'લો, બસ!'

નૌતમલાલને સમાધાન થયું હોય તેમ બતાવવા સિવાય બીજો રસ્તો રહ્યો નહિ, એટલે તે ધીમેધીમે અંદર ગયા. પાછળ માદીકરો પણ ગયાં.

સાથે લેવાઈ ગઈ હતી. એટલે શિક્ષણનો સદુપયોગ તેણે સનાતની રીતે, પતિના વ્યક્તિત્વમાં સ્વત્વનો લોપ કરી, બન્નેના સુખમાં વૃદ્ધિ કરવાના પ્રયાસમાં જ કર્યો હતો.

વૃદ્ધ અવસ્થામાં પતિભાવ નવેસર કેળવવો બહુ મુશ્કેલ છે, નાનપણથી સાથે રહીને કેટલાંય વર્ષો એ ટેવ નિભાવી હોય તોયે વૃદ્ધ પતિપત્ની સમાનભાવ વધુ અનુભવે છે; ત્યારે નૌતમલાલને તો એ ભાવની પુનરુક્તિ કરવાની હતી. એટલે તેના ગમે તેટલા પ્રયાસો છતાં એ ભાવ શિશુભાવ, વાત્સલ્ય, તરફ જ હળવે જતો હતો. યુવાન થતી જતી નર્મદા સમજપૂર્વક એ ભાવ નિભાવ્યે જતી હતી.

નૌતમલાલ નર્મદાને ભાગ્યે જ બહાર જવા દેતા. તેને પિયેર તો વરસમાં એકાદવાર બેચાર દિવસો માટે મોકલતા. સમાજ કે કુટુંબમાં પણ જ્યાં જ્યાં પ્રસંગે જવું પડે ત્યાં સાથે જ જતા. અને યુવાન દંપતીના આવા પ્રસિદ્ધ સહચારમાં જે એક પ્રકારનો સંકોચ બન્નેને છૂટાં રાખે છે તે નૌતમલાલ જેવા રીઢા પતિને જરાય અસર કરતો નહિ.

પણ ગમે તેટલી સ્નેહભરી છતાં આ અવસ્થા નર્મદાના શરીર ઉપર અસર કર્યા વિના રહી નહિ. આખો દિવસ એક જ જાતની જીવનપ્રણાલિમાં પુરાઈ રહેવું, એક જ પ્રકારની સૂર્યની ગતિ રાખી નિયમિતતાની સાંકળોમાં જકડાઈ રહેવું, એ તેના જીવનને ન સમજાય તેવી રીતે શોષવા લાગ્યું. સવાર, બપોર, સાંજ—સર્વદા નૌતમલાલના પાછલા જીવનની, પૌરાણિક મહાત્માઓની, કે પ્રતિષ્ઠિત કુટુંબોના આંતરજીવનની વાતો તેને અકારી લાગવા માંડી. એના જુવાન લોહીને ગતિ જોઈતી હતી; વિટંબણાઓ, મુશ્કેલીઓ અને મૂંઝવણોની વચ્ચેથી માર્ગ કાઢે એવી અદ્ભુત રસિકતા તેને માણવી હતી. આ વૃદ્ધજનને ગોઠે તેવી સરળતા, શાન્તિ તેના લોહીને ઠંડું કરી નાખતી. પણ છેવટ, ઘણીવાર બહુ મુંઝાતી ત્યારે ય, અંતે તે હસી પડતી. પતિનું આ અતિધ્યાન તેને અસહ્ય થાય છે એમ એણે કદીય જણાવ્યું ન હતું.

એ પછી થોડા વખતે જ જનાર્દનનો જન્મ થયો. પણ એ જેમજેમ મોટો થતો ગયો તેમતેમ નૌતમલાલ એ શિષ્યોના શિક્ષક બનતા ગયા. એનામાં નાનપણથી જ સારા—એટલે નૌતમલાલને ફાવે તેવા—સંસ્કારો પડે તે માટે તેમણે ચોક્કસ ઇલાજો લેવા માંડ્યા. તેની યોજનાનું મુખ્ય લક્ષણ પાડોશનાં ગંદાં વાતાવરણથી જનુને અલિપ્ત રાખવો એ હતું. એ માટે જનુને ક્યાંય બહાર રમવા જવાની, બહારનાં છોકરાંઓ સાથે વાતચીત કરવાની કે તેઓને ઘરમાં બોલાવી રમવાની ખાસ મના કરવામાં આવી. નર્મદાનું હૃદય ક્યારેક આ સામે વિરોધ ઉઠાવતું, અને તેથી બહુ જ કાળજીથી નૌતમલાલની ગેરહાજરીમાં કે તે ન જાણે તેમ, તે જનુને કેટલીક છૂટ આપતી. અને પરિણામે જનુના ચરણો ઘડીએકને માટે પ્રતિબંધિત ક્ષેત્રમાં રમી આવતા. આ બાબતની ક્યારેક નૌતમલાલને જાણ થતી ત્યારે તે ચિડાતા. પણ નર્મદા યુક્તિથી આવો પ્રસંગ સાચવી લેતી. અને કેટલીકવાર તો પોતાના પરના અંકુશો વધુ સજ્જડ બનાવીને, પોતાને મળતી છૂટનો ભોગ આપીને પણ બાળકની ઇચ્છા તૃપ્ત કરતી.

*

ઉપરના બનાવ પછી મર્યાદાનું પાલન કંઈક વધુ સખત થવા લાગ્યું. પણ જે વાત નર્મદાના મોં પર રેખાઓ નહોતી કહેતી, એની વાણી નહોતી કહેતી, એ વાત એના શરીરના

ફેરવાતા જતા રંગે અને પ્રતિદિન વધતી જતી નિર્બળતાએ કહેવા માંડી. અને નર્મદા મૂકપણે એ કહેવાઈ એટલી જ શાન્તિથી એ અણસાંભળી રહી. આથી ધીમેધીમે નર્મદા પથારીવશ થતી ચાલી. ડૉક્ટરોએ તેના રોગનાં જુદાંજુદાં નિદાન કરવા માંડ્યાં; પણ જે રોગ માનસશાસ્ત્રીઓના અભ્યાસનો વિષય હતો તેના નિવારણમાં શરીરશાસ્ત્રીઓ સફળ થઈ શક્યા નહિ. અને એક દિવસ સવારના ઊઘડતા પહોરે કાળદેવે નીતમલાલની નૈતિક આણ લોપી; જે પ્રદેશમાં સજીવ પત્નીની કલ્પના પણ તે ન પહોંચવા દેત ત્યાં તેનું ચેતન ઊડી ગયું. મરતી વખતે છેલ્લી ઘડીએ નર્મદા બોલી શકતી ન હતી, પણ એ પૂરા ભાનમાં હોય એમ લાગતું હતું. વ્યાધિગ્રસ્ત છતાં એણે નીતમલાલ સામે હસતું મોં રાખવા પ્રયાસ કર્યો, અને એવી જ રેખાઓ એ શબ પર કાયમની રહી ગઈ.

તે દિવસે નીતમલાલ પોક મૂકીને રોયા. સરળ અને હસમુખી નર્મદાની મૂક આજ્ઞાધારકતા તેની નજર સમક્ષ તરવર્યા જ કરી. તેને પરણ્યે ૭ વર્ષ થયાં, એ ૭યે વર્ષના લાંબા ગાળામાં પોતે માલિકીના હક્કે નર્મદાના દેહ અને જીવનકલાનો સુદ્ધાં કરેલો ઉપયોગ તેને યાદ આવવા લાગ્યો.

ખૂબખૂબ જાળવીને કોઈ પ્રિય લાગતા રમકડાને બાળક સાચવ્યાં કરે, અને જાળવણીની સાવચેતીમાં જ તે એકદમ હાથમાંથી પડી જઈ ભાંગી જાય ત્યારે બાળક જે બાધાપથી, દુઃખથી, પશ્ચાત્તાપથી તેના ટુકડા સામે જોઈ રહે, એવા કોઈ ભાવથી નીતમલાલ નર્મદાના જીવનના અવશેષો તરફ જોઈ રહ્યા. ઘરમાં સર્વત્ર, સર્વ સ્થળે નર્મદાની હસમુખી મૂર્તિ ફર્યા કરતી હતી. જાણે હમણાં જ અહીંથી, હમણાં જ ત્યાંથી, આછું હસતી એ બહાર નીકળી આવશે એવા ભણકારા વાગ્યા કરતા હતા. પણ એક છેલ્લી સ્મૃતિ આ બધાય ભણકારામાં આ સ્નેહમૂર્તિનાં અન્યથા સુખદ સ્મરણોમાં તીવ્ર વેદના ઉપજાવતી હતી. મૃત્યુની ઘેરી છાયા એના મોં પર પડી રહી છે, છતાં એ આજુબાજુ જોઈ હસવાનો પ્રયાસ કરે છે; આ દૃશ્યમાં નીતમલાલને માટે બહુ જ હતું.

જનાર્દનના મોં પરથી માતાના મૃત્યુએ તેજ હરી લીધું. તે મૃત્યુ પાછળનું તત્ત્વજ્ઞાન નહોતો સમજતો, એને મૃત્યુમાં માણસો શો ભાગ ભજવે છે તે ખબર ન હતી, છતાંય તેનો અર્થ તે જાણતો હતો. એણે કદીય 'બા ક્યાં ગઈ?' એમ પૂછ્યું ન હતું. એ માત્ર સ્વપ્નમનસ્ક થઈ પડ્યો રહેતો. એકલોએકલો રમતાં પણ તે થાકતો નહિ, અને કલ્પનાની આખી દુનિયા તે સર્જી શકતો. તેને આજે કોઈ પાસે જવાની પણ હોંસ નહોતી રહી.

નીતમલાલને સંસ્કાર કરતાં માનવતાની કિંમત હવે વધુ સમજાઈ. અનેક અધૂરી, ખોટી સામગ્રીઓથી ઘડાયેલો આપણો માનવઆદર્શ એક સામાન્ય પણ પૂર્ણવિકસિત માનવજીવન કરતાં ક્યાંય ઊતરતો છે, એવું તે સમજી ગયા હતા. તે નર્મદાને જેવી ઘડવા માગતા હતા તેવી તે થઈ અને ગઈ. એ કરતાં હતી તેવી રહી હોત તો? અને એ જ પ્રયોગ જનુ પર કરતાં તે પણ માને રસ્તે જાય તો? નીતમલાલ આ કલ્પનાથી ધ્રુજી ઊઠતા, અને દિવસે દિવસે બાળકને રમાડવા નવીનવી યુક્તિઓ કામે લગાડતા. તે જુદીજુદી જાતનાં રમકડાં લાવતા, જનુને ફરવા લઈ જતા, જુદાંજુદાં સ્થળો બતાવતા, વાર્તાઓ કહેતા અને શાન્તિના પડખામાં લઈ સૂતા.

'જનુ, તારે શું જોઈએ છે, ભાઈ?' એક વાર શાન્તચિત્તે સ્થિર બેઠેલા જનુને તેમણે પૂછ્યું.

બહાર શોરબકોરથી છોકરાંઓ ઘૂસપાણ મચાવી રહ્યાં હતાં.

"કાંઈ નહિ," જનુએ કહ્યું.

"ત્યારે એમ કેમ કરે છે?"

"હું કાંઈ કરતો નથી."

કાંઈ ન કરતા હોવું એ સભ્યતા છે; પણ આજે નીતમલાલને એ નહોતી જોઈતી.

"તારે કાંઈ જોઈએ છે?"

"ના, ના."

"ક્યાંય જવું છે?"

"ના—"

"ત્યારે—મરવું છે?"

જનુ કાંઈ બોલ્યો નહિ.

"આપણે રમીશું? શું રમીશું?"

"કાંઈ નહિ."

"આપણે આ છોકરાઓને બોલાવીશું?"

"ના, ના."

"પણ તે દિવસે તું નહોતો રમતો? આજે એવું નથી રમવું? જુઓ, હું તમને બધાંને જોઈએ તે રમકડાં આપીશ, ખાવાનું આપીશ, તમે આખો દિવસ રમ્યાં કરો. એવું કરીશું?"

"તો તો, બાપા, અમે જરાય ઘોંઘાટ નહિ કરીએ."

નીતમલાલ કઈ રીતે બોલે કે અત્યારે અંતરના વેદનાજનક ઘોંઘાટને ઢાંકવા તેને બહારના ઘોંઘાટની જ જરૂર હતી!

જનુના દયામણા વદનમાં એના સુસંસ્કારના ભારથી રિબાતી માતાનાં દર્શન નીતમલાલને થયાં. નર્મદાની આછીઆછી છાયા જનાર્દનની વિશાળ આંખોમાં તરવરવા લાગી, હસતીહસતી નર્મદા જાણે મોં પરની એકેએક રેખા પાછળ રમત કરતી હોય એવું સ્વપ્ન નીતમલાલે ઘડીભર ભોગવ્યું. આસ્તેથી એ વિશાળ છાયા સાંકડી થતી ગઈ; ધીમેધીમે જાણે માનવતાની સંપૂર્ણ ખીલેલી કલા મુખ પરથી ઓસરીને આંખોમાં ભરાતી હોય એમ જનુ નીતમલાલ સામે જોતો ઊભો રહ્યો. એક નિમેષ એ નર્મદાને પાંપણોમાં સમાવી જનાર્દને આંખો મીંચતાં, એને પાછી અવતારવા, નીતમલાલ જનાર્દનને ખેંચીને બાથમાં લીધો.

એ પળ ગઈ હતી. સંસ્કાર અને ચારિત્ર્યની પાછળ ફાંફાં મારતા સંસ્કારી જનોને માનવતાનું ક્યારેક થતું દર્શન ઊડી ગયું. જે આંખોમાં નર્મદા ઊતરી ગઈ હતી તેમાંથી પણ માનવતાનું તેજ ઊડી જતું હતું, અને તેને સ્થાને કોઈ અણઘડ કારીગરે ઘડેલી આજ્ઞાધારકતા આવી ગઈ હતી.

"બેટા, જનુ!" આંસુભરી આંખે નીતમલાલ બોલ્યા: "તું ખૂબ ઘોંઘાટ કરજે. તું ખૂબ રમજે તું મારું બધું વીંખી નાખજે. તું ગમે તેની સાથે ખેલજે. ગમે તે રમજે. નર્મદાની જે એક છેલ્લી સ્મૃતિ આજે મને મળી છે તે સદાય હૃદયમાં સાચવવા જેટલો અધિકાર મને મળે, એ સદાય મારી સામે સ્થિર રહે. એવી આશિષ આપજે."

જનુને આ વાત સમજાતી ન હતી.

બાલચંદ માવજી વરેરા

વ્યાવહારિક, ત્યાં સુધી જીવનના પ્રવાહને તે અભિવ્યક્ત કરનારી, તેને વધારનારી અને તેનું રક્ષણ કરનારી નથી હોતી ત્યાં સુધી તે અનર્થકારી જ થઈ પડે છે. અને તેથી જ એક વખતે જે સંસ્થા અત્યંત ઉપયોગી અને પ્રાણવાન લેખાતી હોય તે જ સંસ્થા અમુક કાળે પ્રગતિની બાધક થઈ પડેલી જોવામાં આવે છે. જીવનમાં જો બળ આવ્યું હોય, તેની ભાવનાઓનો વિકાસ થયો હોય, તો તે પોતાની અભિવ્યક્તિને સારુ યોગ્ય સાધન એની મેળે જ મેળવી લેવાનું છે. જીવનનું ઘડતર, પછી તે વ્યક્તિગત જીવન હોય કે સામાજિક, એમ જ બનતું આવ્યું છે અને હમેશાં એમ જ થશે, પણ હજી આપણામાં સ્વરાજની ભાવનાનો ખરો ઉદય જ નથી થયો, આપણા જીવનને વ્યાપ્ત નથી કર્યું અને તેથી તેને માટે જે ઉત્કટતા આપણામાં જોઈએ તે આપણે નથી બતાવી શકતા.

ગાંધીજીએ સ્વરાજ એટલે ગરીબોનું સ્વરાજ એમ ઘણી વખત કહ્યું છે. અને તેટલા સારુ તેમણે દરિદ્રનારાયણની ઉપાસનાને મહત્ત્વ પણ આપ્યું છે. જો સ્વરાજમાં ગરીબોને પૂરું ખાવાનું ન મળે, તેમના ઉપર અન્યાય થાય, તે સ્વરાજ તેમને મન નકામું છે. તેમને એવું સ્વરાજ નથી જોઈતું. દાદાભાઈ નવરોજીએ સ્વરાજ શબ્દનો પ્રથમ ઉપયોગ કર્યો ત્યારે તેમણે કયા અર્થમાં તેનો ઉપયોગ કર્યો હશે તે તો આજ કોણ કહી શકે? પણ ગાંધીજીએ 'ગરીબોનું સ્વરાજ' કહીને જે શક્તિ સ્વરાજ શબ્દમાં આરોપિત કરી છે તેમાંથી કેવળ એક જ પ્રેરણા મળે છે અને તે એ કે એ 'સ્વરાજ' માટે ગરીબમાં ગરીબ મનુષ્યને પણ અભિમાન હોવું જોઈએ. તેમાં ગરીબ પણ એમ કહી શકે: આ સ્વરાજ અમારું છે. તેમાં બધાને સરખો ન્યાય મળતો હોવો જોઈએ. કોઈ કોઈને દબાવી ન શકે. અન્યાય ને જુલમને તેમાં આડકતરું કે સીધું કશું જ સ્થાન ન હોય. આવું સ્વરાજ ક્યારે આવશે તે કહી ન શકાય; પણ આપણો પ્રયત્ન તો તે જ દિશામાં હોવો જોઈએ. એવો પ્રયત્ન જો કરવો હોય તો તેનો એક જ રસ્તો છે; તે એ કે સમાજમાં સૌથી નીચેની પાયરીના ગણાતા માણસોમાંથી જ તેના ચણતરનો આરંભ થવો જોઈએ, અને તે માટે આપણે ગરીબમાં ગરીબ અને જેના ઉપર વધારેમાં વધારે જુલમ થયો છે તેનામાં પ્રથમ પ્રાણ પૂરવા જોઈએ, તેને ઊંચો લાવવો જોઈએ અને તેના અધિકારો જે સમાજે ખૂંચવી લીધા હોય તે તેને પ્રથમ આપવા જોઈએ.

આપણે ગોરી નોકરશાહીને બદલે કાળી નોકરશાહી જો તે ગોઠવવી હોય અને તેને સારુ જ પ્રયત્ન કરતા હોઈએ તો વાત જુદી છે. તો આપણે જરૂર હરિજનો કે બીજા ગરીબ વર્ગનો અનાદર કરી શકીએ; પણ જો તેમ કરવું હોય તો આપણે અહિંસાની લડતમાં જોડાઈ જ ન શકીએ. અહિંસાની લડતનું એવું પરિણામ કદી ન આવી શકે. આજે ગોરી નોકરશાહી જે નભી રહી છે તે લોકો ઉપરની પોતાની સત્તા અને પોતાના પશુબળના પ્રભાવથી લોકોમાં ભયની તીવ્ર લાગણી ઉત્પન્ન કરીને ઊભી રહી છે. કાળી નોકરશાહીને પણ એ રીતે જ નભવું પડશે અને તેથી તેને અનુકૂળ માર્ગ જ સ્વીકારવો જોઈએ. આજે હિંસાનું જે અંતરિયન તંત્ર સરકારે ઊભું કરેલું છે તેને તોડી પાડી તેની જગાએ પોતાનું તેવું જ લોકોની ભયની લાગણી ઉપર આધાર રાખતું તંત્ર ઊભું કરવા જે માગે તેને સારુ બીજો કયો રસ્તો હોઈ શકે?

પણ સત્યાગ્રહનો રસ્તો જુદો છે. એનો આધાર 'આત્મશુદ્ધિ' ઉપર છે આત્મશુદ્ધિ એટલે આપણામાં જે દોષો હોય તે દૂર કરવા, અને એ રીતે આપણું બળ વધારવા માટે

જવું. તે અહીં સુધી કે અન્યાય જેવી કાંઈ વસ્તુ જ ન રહેવા પામે. શરીરમાં જેમ કંઈ બહારની વસ્તુ પ્રવેશે અને શરીર તેની સામે થઈ તેને કાઢી નાખવાનો પ્રયત્ન કરે છે, તેમ જ સમાજશરીરની બાબતમાં પણ થવું જોઈએ. અન્યાય કે અસત્યને તે જરા પણ સહન ન કરી શકે એવી એની રચના થવી જોઈએ. પ્રત્યેક મનુષ્યમાં અન્યાયનો વિરોધ કરવાની શક્તિ આવેલી હોય તો જ એ સંભવે. જેમ શરીર રોગથી નબળું પડી ગયું હોય તો તે બીજા રોગોના આક્રમણનો પ્રતિકાર નથી કરી શકતું, તેમ જ આ સમાજશરીરમાં જો અન્યાયનું ઝેર વ્યાપેલું હોય તો તે પણ અન્યાયોને પ્રતિકાર નથી કરી શકતું. એ શક્તિ જ તેનામાં નથી હોતી, અને તેનો અનુભવ આપણને આજે ડગલે ને પગલે થઈ રહ્યો છે. ઑર્ડિનન્સ રાજ્યના જુલમોથી લોકોમાં જે ભય વ્યાપી ગયો છે, તેથી લોકોનું જે નૈતિક પતન થયું છે તેમાં આપણી દુર્બળતાનો પડઘો બરાબર જોઈ શકીએ છીએ. આપણી સમાજરચનામાં કોઈ એવું ઝેર વ્યાપેલું છે જે ઝેર આપણને એક રાષ્ટ્ર તરીકે, એક સાચા માણસોના સમાજ તરીકે જીવવા નથી દેતું. પોતાનું કર્તવ્ય કરવા જેટલી શક્તિ તો આપણે થોડા જ બતાવીએ; પણ આપણે તેના કાર્યની મનથી પ્રશંસા કરતા હોવા છતાં દેશના કામમાં લાગેલા આપણા મિત્રોનો, સગા ભાઈનો પણ ત્યાગ કરીએ છીએ. એ કેટલી નિરાશાજનક સ્થિતિ કહેવાય!

પણ એમાં નિરાશ થવા જેવું નથી. આપણે જે મંથનનું કામ શરૂ કર્યું છે તેમાં નવનીત નીકળે તે પહેલાં સારહીન ફીણ જ ઉપર આવવાનું. આપણી લડતે આપણી કેટલીયે દુર્બળતાનું ભાન આપણને કરાવ્યું છે, અને કેટલીયે દુર્બળતા જેને વિષે આપણે કંઈ જાણતા હતા, પણ જેના પરિણામોનું આપણને પૂરેપૂરું જ્ઞાન ન હતું તેનું પણ એણે આપણને જ્ઞાન કરાવ્યું છે. અસ્પૃશ્યતા તેવી જ એક મહત્ત્વની આપણી દુર્બળતા છે જેનો લાભ લેવાનું આપણા હિતશત્રુઓને સહેજે મન થાય છે. મૅકડોનાલ્ડના કોમી સમાધાનના નિર્ણયથી એનું ભયંકર રૂપ આપણે જોઈ શક્યા અને એનો પ્રતિકાર કરવા સારુ ગાંધીજીએ પોતાનું જીવન હોડમાં મૂક્યું. આજ કેટલાંય વર્ષોથી અસ્પૃશ્યતાનિવારણનું કામ જોકે ચાલી રહ્યું છે પરંતુ હજુ હરિજનોમાં અને સવર્ણ હિંદુઓમાં જે અંતર છે તે અંતર પુરાયું નથી. અને સત્યાગ્રહીઓનો જે એક વર્ગ ઊભો થઈ રહ્યો છે તેમનામાં પણ અસ્પૃશ્યતા જડમૂળથી નાબૂદ કરવાની ઉત્કટતા જેવું કંઈ જોવામાં નથી આવ્યું. એટલું જ નહિ પણ અસ્પૃશ્યતાનું, ખાદીનું વગેરે કામોને ગૌણ સ્થાન અપાતું જાય છે એવો પણ અનુભવ થઈ રહ્યો છે. રાષ્ટ્રનું ઘડતર કોઈ દિવસ એકાંગી ન હોઈ શકે, અને જો બધી તરફથી તેને નક્કર ઘડવામાં જ આવે તો જે તરફથી ચણતરનો ભાગ પોલો રહ્યો હોય તે તરફથી તેને જરા ધક્કો લાગતાં તૂટી જ પડવાનું. રાજકીય, સામાજિક અને આર્થિક, એવાં ત્રણ સમાજનાં વિકાસનાં મહત્ત્વનાં અંગો છે. રાજકીય સ્થિતિની અસર સમાજના આર્થિક અને સામાજિક બંધારણ ઉપર જ પડે છે, તેમ સમાજના આર્થિક બંધારણની અસર પણ રાજકીય અને સામાજિક બંધારણ ઉપર પડ્યા વિના નથી રહેતી. સામાજિક માન્યતા અને વિશ્વાસોની અસર પણ તેના આર્થિક અને રાજકીય બંધારણ ઉપર પડવાની. એ ત્રણેનો જે વિકાસ થવાનો હશે તો સાથે જ થવાનો છે. જેમ ત્રણ મિત્રો એકબીજાની સાથે બગલમાં હાથ નાખીને આગળ વધવાનો પ્રયત્ન કરતા હોય

અને તેમાં ગમે તે એક મિત્ર પહેલાં કદમ ઉછાળતો નજર આવતો હોય છતાં ત્રણ મિત્રો સાથે ચાલે તો જ આગળ વધી શકે, એવું જ સામાજિક પ્રગતિનું પણ છે. સત્યાગ્રહ જેમ-જેમ વધારે ને વધારે અસરકારક થતો ગયો, જેમજેમ લોકોમાં રાજકીય અન્યાયનું ભાન થતું ગયું, તેમતેમ આપણા સમાજમાં રહેલા અસ્પૃશ્યતાના અન્યાય તરફ પણ આપણું ધ્યાન ખેંચાતું ગયું. અને ખાસ કરીને સરકારે જ તે અન્યાય આપણે તરત દૂર કરવો જોઈએ એવી પ્રેરણા કરી.

અહિંસાની લડતની ખરી ખૂબી જ એ છે કે તે જનસમાજની કેળવણી ઉપર આધાર રાખે છે. જનસમાજ એટલે આજે જેઓ રાજકીય, સામાજિક કે આર્થિક અન્યાયના ભોગ થઈ પડેલા છે તે ગરીબોનો વર્ગ. એ વર્ગમાં અન્યાયની સામે થવાની જેટલી શક્તિ આવશે તેટલા પ્રમાણમાં આપણી અહિંસાની લડત સફળ થતી જશે. પણ આમાંથી કોઈ એવું અનુમાન ન કાઢે કે એ રીતે જ જો પ્રગતિ કરવાની હોય તો આપણે અનંત કાળ સુધી સ્વરાજની વાટ જોવી પડશે. ગરીબો કચડાઈ રહ્યા છે. તેઓ તેનું દુઃખ અનુભવે છે. તેની વેદનાથી તેઓ મુક્ત થવા ઇચ્છે છે, છતાં આજે તેમનામાં જે અજ્ઞાન છે તેને કારણે એ વેદનાનું રૂપ કેવું છે, તેનું કારણ શું છે, એની તેમને કલ્પના નથી. જે લોકોને એ સત્યનું ભાન થયું છે, જેઓ તેનાં કારણો સમજ્યા છે, અને તેને દૂર કરવાના ઉપાયો પણ જેમણે પોતાની બુદ્ધિ પ્રમાણે શોધ્યા છે તે બુદ્ધિમાન વર્ગનું એ કર્તવ્ય છે કે એ સત્ય તેમને સમજાવે, અને ગરીબોના ઉપર થતા અન્યાયોનો પ્રતિકાર કરતાં પોતે હોમાઈ જાય એટલું એ વર્ગ કરી શકશે તો ખચિત જનસમૂહની આંખ પણ ઊઘડશે અને પછી તેમના પ્રયત્નને રોકી શકે એવી કોઈ શક્તિ આ દુનિયા પર નહિ જડે. છેલ્લાં દશ વર્ષમાં જન-સમૂહમાં અમુક અંશે તો જાગૃતિ આવી જ છે, પણ હજુ તે જેટલી આવવી જોઈએ તેટલી નથી આવી. એ લાવવા સારુ સત્યને સમજનારા સત્યાગ્રહીઓના ઉત્કટ પ્રયત્નની જરૂર છે. એટલી ઉત્કટતા આજે કેટલા સત્યાગ્રહીઓમાં છે તેના ઉપર જ આપણી આજની લડતનો મોટો આધાર છે.*

મોહનલાલ મગનલાલ ભટ્ટ

# રુચિભેદ

(શિખરિણી)

મને આશા પ્રેરે ગહન નભ પાંખો વિહરવા,
અને સ્વર્ગંગાના અમૃત અહિં નિશ્ચે વિતરવાં;
ચહે આત્મા ઊંચા ઉદયગિરિની પાર ઊડવા,
અને સ્વપ્નો સ્નેહે અભિનવ ઉષાનાં નિરખવા.

મને ઉલ્લાસોને પ્રકૃતિરચના રમ્ય ગમતી,
તરંગોના હાસ્યે મુજ હૃદયની ઊર્મિ રમતી;
નિશાની શાંતિમાં વિધુસુખ વિલોકું પ્રણયથી,
સુણું તારાઓનાં મધુર ગીતને મુગ્ધ ઉરથી;
ગમે એવા એવા વિધવિધ વિલાસો બહુ મને,
અરે! એ આનન્દો પ્રવિરલ, સખે! અવગણે.

પતંગોના જેવા ક્ષણિક તુજને રંગ ગમતા;
વિલાસોમાં રાખે વિચલ મહિં તું કેમ મમતા?
વહે આવી રીતે ઉભય ઝરણાં ભિન્ન પથથી,
સખે! તે શું થાશે સુયુત ફરી? રે! સંભવ નથી.

અમીદાસ

# સોયબીન્સ

[ ગતાંકથી ચાલુ ]

## ચીન-જાપાનમાં ઉપયોગ

સોયબીન માણસ અને ઢોરના ખોરાક તરીકે વપરાય છે. તેનું તેલ પણ તલ, અળસી, મગફળી વગેરેના તેલ માફક વેપારની વસ્તુ છે. માણસના ખોરાક તરીકે વાપરવામાં તથા તેલ કાઢવામાં પીળા દાણાવાળી જાતો ખાસ કરીને વપરાય છે, અને પશુઓના ખોરાકમાં વાપરવા માટે કાળા અને બદામી રંગના દાણાવાળી જાતો વધારે સુગમ છે. ચીન અને જાપાનમાં લોકો ચોખા પુષ્કળ વાપરે છે. ચોખા કર્બોદિતપ્રધાન ખોરાક હોવાથી ખોરાકમાં સમતા ( balanced diet ) આણવા માટે બાફેલા અગર ઉકાળેલાં સોયબીન ચોખા સાથે, આપણે દાળભાત ખાઈએ છીએ તેમ, મેળવીને ખાય છે. ચોખા અને માછલાં ઉપર જીવનાર ચીના અગર જાપાનીઝ તેની સાથે સોયબીનને ભેળવીને સખતમાં સખત કામ કરવાને લાયક થાય છે. ચોખાથી બીજા નંબરની ખોરાકની વસ્તુ ચીન અને જાપાનમાં સોયબીન છે.

### શાકભાજી

શાકભાજીમા પણ સોયબીનનો ઉપયોગ થાય છે. જ્યારે શીંગમાં દાણાની વધ પાકા દાણા કરતાં ૩/૪ ગણી થઈ હોય તેવે વખતે શીગો ચીણી લઇને વટાણાનું લીલું શાક કરીએ છીએ તેમ સોયબીનના દાણાનું રીંગણાં વગેરે સાથે મેળવણી કરીને શાક થાય છે. જે રીતે વટાણા કે લીલી તૂવેરનો ઉપયોગ કરી શકાય, તે બધી જ રીતે સોયબીનના લીલા દાણાનો ઉપયોગ થઈ શકે છે. શીંગોનું છોડિયું વાલોળ જેવું કૂમળું હોતુ નથી, એટલે તેનો શાકમાં ઉપયોગ થઈ શકતો નથી. કેટલીક વખત તો શીંગોમાંથી દાણા ફોલી કાઢવા પણ મુશ્કેલ પડે છે, તેવે વખતે દાણાને બદલે આખી શીંગો બાફી કાઢવામાં આવે તો પછી દાણા ઘણી સહેલાઈથી છૂટા પડી જાય છે. બાફેલા દાણાનો શાકમાં સારી રીતે ઉપયોગ કરી શકાય છે. આખા મગ, ચણા, વાલ વગેરેને બોળી રાખીને ફણગી ગયા પછી કઠોળ તરીકે વઘારીને ઉપયોગ કરીએ છીએ તેવો સોયબીનનો પણ ઉપયોગ થઈ શકે છે. ઘણા જલદી ફણગી જાય માટે પલાળ્યા પછી પોટલીમાં બાંધી શકાય છે. પલાળેલા દાણા જમીનમાં દાટી દીધા હોય તો ઘણા વહેલા ફણગી ઊઠે છે.

### કઠોળ

સોયબીનના આખા દાણાને બાફીને પણ ખાઈ શકાય છે અને ચણાવટાણા માફક શેકીને પણ તેનો ઉપયોગ થઈ શકે છે. ચણા વગેરે માફક બાફીને ખાવા માટે સૌથી સહેલી રીત એ છે કે સોયબીનને એક પોટલીમાં બાંધીને દાઝી શકાય તેવા ગરમ પાણીમાં એક રાત પલાળી મૂકવા. સવારમાં પાણી બદલી નાખીને ફરીથી એક કલાક સુધી

ગરમ પાણીમાં બોળી રાખવા અને પછી રાંધવા. આમ કરવાથી સોયબીનમાં વાલની જેમ એક જાતની ગંધ છે તે ઘણીખરી પાણી સાથે જતી રહે છે. રાંધતી વખતે થોડોક સોડા વાપરવાથી સોયબીન જલદી ચડી જાય છે.

*તૂવરની દાળ કરીએ છીએ તે રીતે સોયબીનની દાળ થઈ શકતી નથી.* આંધણમાં ઓરાયા પછી સોયબીનની દાળના ચણા કે તૂવરની દાળના તદ્દન અર્ધગોળ જેવા અર્ધગોળ દાણા લંબગોળ બની જાય છે. લંબાઈ પહેલાં કરતાં લગભગ બમણી થઈ જાય છે. બેઅઢી કલાક ખૂબ ઉકાળવા છતાં પણ દાણા ગળી જતા નથી માટે દાળ તરીકે ઉપયોગમાં તે નકામા થઈ પડે છે. માટે સોયબીનનો બીજાં વાલ, વટાણા વગેરે કઠોળો માફક જ ઉપયોગ થવો જોઈએ.

સોયબીનને શેકવા માટે દસ ટકા મીઠું નાખેલા પાણીમાં ૧૨ કલાક સુધી બોળી રાખવા. પછી તેને ધીમેધીમે અર્ધો કલાક સુધી ઉકાળવા. પછી પાણી કાઢી નાખીને શેકી કાઢવા.

## રોટલીમાં ઉપયોગ

આપણા ઘઉંના લોટની રોટલી અને ભાખરી પૂરી વગેરે કરવામાં સોયબીનના લોટનું મિશ્રણ કરવામાં આવે તો રોટલી, ભાખરી કે પૂરી વધારે પુષ્ટિકારક બને છે, પોચી બને છે અને કંઈક મીઠાશ પણ વધારે આવે છે. ઘઉંના લોટમાં ૨૫ ટકા સોયબીનના લોટનું મિશ્રણ બસ છે. શક્કરપારા વગેરે લાંબા સમય સુધી રાખવાની વસ્તુઓમાં સોયબીનના લોટને બદલે તેલ કાઢી લીધા પછી રહેલો સોયબીનનો ખોળ ( soybean cake or meal ) વાપરવો વધારે સારો છે; કારણ, લાંબા વખત પછી સોયબીનની અંદર રહેલું તેલ વિરસ ( ખોરું ) થઈ જવા સંભવ છે. ખોળ વાપરવો ગૃહસ્થને ન શોભે એવો વિચાર આ સ્થળે ન આવવો જોઈએ. ગંદી ઘાણીમાં પિલાયેલા ખોળને અમુક સમાજમાં સ્થાન ન હોય તે સમજી શકાય, પરંતુ સ્વચ્છ મિલમાંથી નીકળેલા ખોળ તરફ ઘૃણા રહેવી જોઈતી નથી. નીચેના કોઠા ઉપરથી સોયબીનના ખોળની કિંમત આંકી શકાશે અને લોટ વગેરે સાથે પણ તેની સરખામણી કરી શકાશે.

| | આર્દ્રતા ટકા | નત્રિલ ટકા | સ્નેહ ટકા | કર્બોદિત ટકા | કાષ્ટક ટકા | ક્ષાર ટકા |
|---|---|---|---|---|---|---|
| સોયબીનનો લોટ | ૬.૧૪ | ૩૯.૫૬ | ૨૦.૭૧ | ૨૬.૬૩ | ૧.૭૨ | ૫.૨૪ |
| સોયબીન ખોળનો ભૂકો | ૭.૧૦ | ૪૭.૩૦ | ૪.૫૦ | ૩૩.૮૫ | ૨.૦૫ | ૮.૨૦ |
| ઘઉંનો લોટ | ૧૦.૯૦ | ૧૨.૦૦ | ૨.૦૦ | ૭૩.૦૫ | ૧.૦૦ | ૧.૦૫ |

સ્નાયુ બાંધનાર પ્રોટીન ( નત્રિલ ) અને હાડકાં વગેરેની વધ ( growth ) માં આવતા ક્ષારોનો ભાગ સોયબીનના ખોળના ભૂકામાં સોયબીન અને ઘઉંના લોટ કરતાં પણ વધારે હોય છે તે ઉપરનું કોષ્ટક સાબિત કરી બતાવે છે. ઘઉંના લોટમાં સોયબીન અગર તેના ખોળનો લોટ વાપરવાથી પણ બનેલો ખોરાક ઘણો પૌષ્ટિક બની શકે તે પણ સિદ્ધ થઈ શકે છે. કામ કરનાર ગરીબ વર્ગમાં તેનાં ખાદ્યાન્નોમાં સોયબીનનો ઉમેરો થાય એ આશીર્વાદરૂપ થઈ પડશે એ પણ નિર્વિવાદ છે.

ગામડાંમાં જ્યાં લોટ દળવાની મિલો નથી, ત્યાં ઘેર સોયબીનનો લોટ દળવો જરાક

મુશ્કેલ છે. સોયબીનમાં તેલનું પ્રમાણ વધારે હોવાથી લોટ ઘંટીએ ચોંટી જાય છે, અને ઘંટી ખૂબ ભારે ફરે છે. (સોયબીનને દળતા પહેલાં તેની દાળ પાડી છોતરાં કાઢી નાખવાં ઠીક પડશે) આથી દળતી વખતે જ ઘઉંના ભેગી ચતુર્થાંશ પ્રમાણમાં દાળ મેળવી દઈને પછી દળવામાં આવે તો દળવું જરાક વધારે સુલભ થઈ પડશે.

## વૈદ્યકીય પોષક

સોયબીનનો કેટલાક રોગોમાં પથ્ય ખોરાક તરીકે પણ ઉપયોગ થઈ શકે છે. કેટલાક રોગોમાં દરદીથી મંડદ્રવ્ય —વિષ્ટ (starch) લઈ શકાતું નથી, ડાયબીટીસ (મધુપ્રમેહ) એક આવો રોગ છે. બીજા કેટલાક અશક્તો પણ મંડદ્રવ્ય પચાવી શકતા નથી. સોયબીનમાં મંડદ્રવ્ય નામનુ (trace) છે એટલે તેવા દરદીઓને અપાતા ખોરાકોમાં સોયબીનનો ઉપયોગ થઈ શકે છે.

ખુદ્દાણા, ઘઉં, અને બીજાં કેટલાંક બિયાંમાંથી કોફી બનાવી શકાય છે, તેવી રીતે સોયબીન પણ બરાબર શેકીને તેમાંથી કોફી બનાવી શકાય છે. ખુંદદાણાની બનાવેલી કોફી કરતા સોયબીનથી બનાવેલી કોફીમાં ખોરાક દ્રવ્ય ઘણા વધારે પ્રમાણમાં હોય છે.

## ખાતર

સોયબીનનો ખેતીમાં ખાતર તરીકે પણ ઉપયોગ થઈ શકે છે. બીજાં કઠોળની જેમ સોયબીનનાં મૂળિયાં ઉપર સૂક્ષ્માણુઓની ગ્રંથિઓ હોય છે. આ સૂક્ષ્માણુઓ હવામાંનો નાઇટ્રોજન જમીનમાં ઉતારીને જમીનને વધુ સમૃદ્ધ બનાવે છે. વળી 'શણુ બિયાં વગેરે વાવીને અમુક ઊંચાઈએ જતાં જમીનમાં ખેડીને દાટી દઈ, લીલું ખાતર (green manure) બનાવવામા આવે છે તે રીતે સોયબીનનો પણ લીલા ખાતર તરીકે ઉપયોગ થઈ શકે છે. આથી જમીનમાં વનસ્પતિદ્રવ્ય (humas)નો વધારો થાય છે અને બીજા પાક સારા ઉપજાવી શકાય છે સોયબીનને ફૂલ આવવા માંડે તે વખતે ખેડીને જમીનમાં દાટી દેવા જોઈએ. કારણકે તે વખતે ઘણોખરો નત્રિલ છોડવામાં એકઠો થયેલો હોય છે, પણ સોયબીન એટલો કીમતી પાક છે કે શણુ જેવા પાકને છોડીને ગ્રીન મેન્યોર તરીકે તેનો ઉપયોગ ન કરી શકાય. સોયબીનનો પાક લીધા પછી પણ જમીન બીજા પાક માટે વધારે તૈયાર બને છે

સોયબીનનો ખોળ પણ ખાતર તરીકે વાપરી શકાય છે, પરતુ તે ખોળ સીધો ખાતર તરીકે વાપરવા કરતાં તો વધારે સારી વાત એ છે કે ઢોરને તે ખોળ ખવડાવવો અને તેનું છાણ ખાતર તરીકે વાપરવું. ખોળમાં નત્રિલનો ભાગ વધારે હોવાથી ઢોરના ખાતરમાં પણ તે વધુ પ્રમાણમાં ઊતરે છે અને ઢોર દૂધ અગર તો કામ પણ વધારે આપે છે. સોયબીન અને સોયબીનના ખોળમાં ખાતરદાતાં તત્ત્વો નીચેના કોઠામાં જણાવ્યા પ્રમાણે છે. સરખામણી કરવા માટે કપાસના ખોળમાં રહેલાં તત્ત્વો પણ આપવામાં આવે છેઃ

| | નત્રિલ ટકા | એમોનિયા ટકા | ફોસ્ફોરિક ઍસીડ ટકા | પોટાશ ટકા |
|---|---|---|---|---|
| સોયબીન્સ | ૬·૫૧ | ૭·૯૦ | ૧·૩૬ | ૧·૮૨ |
| સોયબીનનો ખોળ | ૬·૭૭ | ૮·૨૩ | ૧·૩૩ | ૨·૦૦ |
| કપાસિયાનો ખોળ | ૬·૭૯ | ૮·૨૪ | ૨·૮૮ | ૧·૭૭ |

## સોયબીન-અમૂલ્ય ખોરાક

વનસ્પતિજન્ય કઠોળ, દાણા, બિયાં વગેરે ખોરાકોમાં સંપૂર્ણ નત્રિલ ( protein ) જણાતું નથી. તેમાં એક યા બીજા સંપૂર્ણ અમીનો એસીડની ઊણપ હોય છે. એટલે માણસ અગર પશુના શરીરના માંસલ અવયવોના બંધારણ માટે તે અધૂરા ખોરાકો ગણી શકાય. આથી માણસના ખોરાકમાં પ્રાણીજન્ય નત્રિલાન્નનો સમાવેશ કરવાની જરૂર રહે છે. કેટલીક રીતે જુદાજુદા ખોરાકો લેવામાં આવતાં એકની ખોટ બીજાથી પુરાઈ રહે છે; પરંતુ વનસ્પતિજન્ય ખાદ્યાન્નોમાં સોયબીન એક એવું કઠોળ છે કે જેની અંદર સંપૂર્ણ નત્રિલ છે. આ એક જ કારણ પણ એવું મુદ્દાનું છે કે સોયબીનને આપણે આપણા ખોરાકમાં ખાસ સ્થાન આપવું ઘટે છે.

### તત્ત્વનિર્માણ-તુલના

સોયબીનમાં રહેલાં તત્ત્વોની બીજાં કઠોળ તથા આપણાં બે મુખ્ય તેલી બિયાંમાં રહેલાં તત્ત્વોની સાથે સરખામણી કરી શકાય તેવી રીતે તે નીચેના કોઠામાં આપવામાં આવે છે: -

| | આર્દ્રતા | નત્રિલ | સ્નેહ | કર્બોદિત | કાષ્ટક | ક્ષાર |
|---|---|---|---|---|---|---|
| | ટકા | ટકા | ટકા | ટકા | ટકા | ટકા |
| સોયબીન | ૫.૨૫ | ૩૭.૦ | ૧૬.૩૫ | ૩૧.૦ | ૫.૦૫ | ૪.૮૦ |
| તુવરના ડોર | ૬.૩૨ | ૨૦.૭૫ | ૧.૫૦ | ૬૦.૭૭ | ૬.૫૦ | ૪.૨૬ |
| તુવરની દાળ | ૨.૫૨ | ૨૨.૦૯ | ૧.૩૫ | ૬૯.૩૧ | ૧.૦૦ | ૨.૯૩ |
| અડદ | ૬ થી ૧૨ | ૧૯ થી ૨૭ | ૧.૨૫થી૨.૬૦ | ૫૦ થી ૬૦ | ૪ થી ૬ | ૪ થી ૫ |
| ગુવાર | ૮ થી ૧૫ | ૨૮ થી ૩૦ | ૨.૫૦થી૩.૫૦ | ૪૨ થી ૪૭ | ૭ થી ૮ | ૩ થી ૪ |
| ચણા-મોટા | ૭ થી ૧૦ | ૧૯ થી ૨૦ | ૪ થી ૬ | ૫૨ થી ૫૯ | ૨ થી ૯ | ૩ થી ૦ |
| મસુર | ૮.૧૫ | ૨૫.૫૦ | ૧.૭૫ | ૬૩.૨૦ | ૫.૪૫ | ૬.૩૦ |
| મીઠા વાલ | ૯.૫૫ | ૨૩.૪૪ | ૨.૦૩ | ૫૩.૨૬ | ૭.૪૨ | ૪.૩૦ |
| કડવા વાલ | ૯.૦૮ | ૨૦.૭૫ | ૧.૧૧ | ૫૮ ૩૮ | ૬.૭૮ | ૩.૯૦ |
| મગફળી | ૨ થી ૪ | ૩૫ થી ૨૭ | ૪૫ થી ૫૪ | | | |
| તલ | ૨ થી ૪ | | ૪૪ થી ૫૮ | | | |

આપણાં હમેશનાં વપરાતાં કઠોળો કરતાં સોયબીનમાં નત્રિલ અને તેલ ઘણા વધારે પ્રમાણમાં છે એ પહેલી નજરે જ દેખાઈ આવે તેવું છે. ઘઉં જેવા અનાજ કરતાં પણ સોયબીનમાં નત્રિલ લગભગ ચારેકગણું છે. તેલી પદાર્થો સાથે સરખાવતાં પણ સોયબીન તેલી બિયું ન હોવા છતાં તેમાં તેલ ઘણા સારા પ્રમાણમાં છે. સોયબીનમાં રહેલું નત્રિલ ૯૨ ટકા અને તેલ ૭૦ થી ૮૮ ટકા સુધી પચી શકે છે.

### વીટામીન્સ શક્તિ ઉત્પાદન

સોયબીનમાં વીટામીન એ અને વીટામીન બી માલૂમ પડે છે. સોયબીનમાં એક શેર દીઠ લગભગ ૨૦૦૦ કેલરીઝ જેટલી ઊપજી શકે છે, શેર ચોખામાં ૧૬૩૦ અને ઘઉંમાં ૧૬૦૦ થી ૧૭૦૦ કેલરીઝ હોય છે, એક શેર મગફળીમાં લગભગ ૨૫૦૦ કેલરીઝ હોય છે. તેલનું પ્રમાણ વધારે હોવાથી મગફળીમાં વધારે કેલરીઝ માલૂમ પડે છે, પણ સોયબીનની માફક હમેશાં મગફળીનો ઉપયોગ થઈ શકતો નથી. આપણો મુખ્ય ખોરાક



## ૧ હિંદના અગિયાર વિદ્યમાન મહાપુરુષો

હિન્દના અગિયાર વિદ્યમાન મહાપુરુષો કોણ છે? પણ અગિયાર જ શા માટે? કારણ કે અગિયાર ખેલાડીઓ હોય તો એક 'ટીમ' બને બોલો ત્યારે, ફરી પૂછુ છુ આપણા અગિયાર મહાપુરુષો કોણ છે? પ્રશ્ન તો સાવ સહેલો છે, પણ એનો જવાબ ઘણો અઘરો છે એકવાર અગિયાર નામની યાદી કરવા માડો એટલે મુશ્કેલીનો ખ્યાલ આવશે મોટામા મોટો રાજપુરુષ કોણ, મોટામા મોટો કવિ કોણ, મોટામા મોટો વિજ્ઞાનશાસ્ત્રી કોણ, મોટામા મોટો તત્ત્વજ્ઞાની કોણ, અથવા માનવી પુરુષાર્થના આ કે પેલા ક્ષેત્રમા મોટામા મોટી પ્રતિનિધિ વ્યક્તિ કોણ, એનો જવાબ આપવો સહેલો છે પણ તમે અગિયાર મહાપુરુષોના નામ પૂછો, તો જરૂર એ બહુ કપરુ અને જોખમભર્યું કામ છે, કારણ કે એમા ઉપર કહ્યુ તેવુ કશુ સ્રતરુ વર્ગીકરણ નથી સહુથી પહેલી મુશ્કેલી તો મહાપુરુષ કોને કહેવો એ જ છે

સદ્ભાગ્યે, આનો નિર્ણય મત લઈને કરવાનો નથી આ કાઈ લોકપ્રિયતાની હરીફાઈ નથી વળી સહુ કબૂલ કરશે જ કે મહાપુરુષ અને નામાંકિત પુરુષ એ બેમા ઘણો સબળ ફેર છે, અને નામાંકિત પુરુષ મહાપુરુષ હોવા જ જોઈએ એવુ કાઈ નથી—ઘણા દાખલામા તો ઊલટુ જ હોય છે આ મુદ્દો ક્યા દાખલાથી સમજાવુ? મૌલાના શૌકતઅલી એક નામાંકિત પુરુષ છે, એથી કાઈ વધારે નથી પ્રોફેસર લાસ્કીનુ આ કથન સહુને માન્ય હશે 'સાર મિત્ર સર તેજ ઘણા નામાંકિત પુરુષ છે' હવે, અત્યારે હુ કહી શકતો નથી, કેમે પણ મારાથી ચોક્કસ રીતે કહેવાય એમ નથી કે સારા અગિયાર નામોની યાદીમા એમનુ નામ આવશે જ કે કેમ નિર્વિવાદ, ગાધીજીનુ નામ તો છે જ પણ મહાપુરુષ એટલે શુ? મહાપુરુષની વ્યાખ્યા કરવા કરતા તેનુ વર્ણન કરવુ સહેલુ છે મને લાગે છે, આ વિષયમા ડિઝરાયલી કરતા બીજુ કોઈ વધારે સારી રીતે કહી શકે નહિ એના જ્ઞાન અને ગમ્મતમાથી હુ એક લાક્ષણિક ફકરો ઉતારુ છુ

"મહાપુરુષ એટલે શુ? રાજ્યનો પ્રધાન એ મહાપુરુષ છે કે એક વિજયી સેનાધિપતિ કે પછી વિકમરની વયમા સજ્જ થયેલો કોઈ સદ્ગૃહસ્થ મહાપુરુષ છે? ત્યારે શુ ચરકોથી ઢંકાઈ ગયેલો કોઈ ફિલ્ડમાર્શલ સાચો મહાપુરુષ છે કે કોઈ મુખ્ય ધર્માધ્યક્ષ કે કોઈ રાજકુમાર? શુ રાજાને કે શહેનશાહને મહાપુરુષ કહેવો? મહાપુરુષ આમાનો કોઈ હોઈ શકે, પણ આ સધા મહાપુરુષ હોવા જ જોઈએ એવુ કાઈ નથી જે વ્યક્તિ તેના આખા જમાનાના માનસ ઉપર સહુથી વિશેષ પ્રભાવ પાડે છે તે જ સાચો મહાપુરુષ છે"

બસ, આપણને એક સાચો ને સગડ પાયો મળી ગયો હવે આપણે હિંદુસ્તાનના વિદ્યમાન મહાપુરુષોની નામમાળા ગૂથવાની મજેની રમત કરી શકશુ

પહેલું નામ નક્કી કરવામાં કશી મુશ્કેલી નથી; કારણ કે, એને વિશે કશો સંશય નથી, સહુની આંખે એ દેખાય એમ છે. આલંકારિક મેકોલેની માફી ચાહી દાવાપૂર્વક કહી શકાય કે એવરેસ્ટ એ સહુ ગિરિશૃંગોમાં ઉચ્ચતમ છે, મિસિસિપી સહુ સરિતાઓમાં લાંબામાં લાંબી છે, અને તાજમહાલ દુનિયાની બધી આરસની આરામગાહોમાં સુંદરતમ છે એ જેટલું સાચું છે, તેટલું જ આ પણ સાચું છે: મહાત્મા ગાંધી જીવતા પુરુષોમાં સહુથી મહાન છે. એમને વિશે આ શબ્દો ઉચ્ચારતાં માત્ર હિંદુસ્તાનનો જ ખ્યાલ રાખવાનો નથી. સારી દુનિયામાં એ અજોડ છે, અદ્વિતીય છે. જેમ શેક્સપિયર માટે તેમ ગાંધીજી માટે પણ કહી શકાય:

"શેક્સપિયર એ આપણી મોટામાં મોટી કૃતિ છે. દુનિયામાં આપણી બાજૂએથી પડકાર આપનાર એ એક છે, અને એની સામે પટા ખેલવા કોઈ જ તૈયાર નથી. સિરિયસની જેમ એને પોતાની વિશિષ્ટ મહત્તા છે. આપણા નભોમંડળમાંથી એને લઈ લો, એનો જન્મ જ થયો નથી એવો વિચાર કરો, પછી જુઓ જીવનની કલ્પનાસમૃદ્ધિ કેટલી ઊતરી જાય છે અને આપણે, જાણે ઇયેગોના શબ્દોમાં, 'ગરીબ બિચારા' ન હોઈએ એવા બની જઈએ છીએ."

એમની મર્યાદાઓ છતાં અને કાંઈ નહિ તો બે રાષ્ટ્રોના ભાવી ઉપર વિચિત્ર અસરો કરનારી એમની કાર્યપદ્ધતિની ભૂલો છતાં એમની મહત્તા એટલી બધી આત્મખ્યાત છે કે એમની આગળ બીજા બધા પ્રખ્યાત પુરુષો વેંતિયા દેખાય છે. એમણે એક બાજૂથી પોતાના વિચારો દ્વારા અને બીજી બાજૂથી નૈતિક આવિર્ભાવ દ્વારા આખી દુનિયાને ખળભળાવી મૂકી છે. ગોખલેના શબ્દોમાં એમણે ધૂળની માટીમાંથી મર્દો ઘડ્યા છે, અને શ્રી. સી. આર. રેડ્ડીના અનનુકરણીય શબ્દોમાં કહું તો એમણે આપણને વિસ્મૃતિના ઊંડા ખાડામાંથી કાઢી ઇતિહાસના પાના ઉપર ચડાવ્યા છે. એક શબ્દમાં એ અપ્રમેય છે.

સુખની વાત છે કે આપણા બીજા મહાપુરુષનું નામ પણ એટલી જ નિઃસંશયતાથી કહી શકાય એમ છે. રાષ્ટ્રના મહાન ઉત્થાનમાં જેમણે બીજા કોઈના પણ કરતાં વધુમાં વધુ ભાગ ભજવ્યો છે એવા એક પુરુષની નામગણના પછી એ જ ઉત્થાનમાં જે પુરુષે સૂર સરજ્યો છે અને જેમનો એ સૂર દિવ્ય એવા સંગીત દ્વારા પૂર્વ અને પશ્ચિમના બધા દેશોના બધા કર્ણોમાં ગૂંજી ઊઠ્યો છે તેવી વ્યક્તિનું નામ ગણાવવામાં કંઈક ખાસ ઔચિત્ય હોય એમ નથી લાગતું? પંડિત જવાહરલાલના આ અભિપ્રાય સાથે સહુ સંમત થશે: 'રવીન્દ્રનાથ ઠાકુરે આપણા રાષ્ટ્રીયત્વને આંતરરાષ્ટ્રીયત્વની દૃષ્ટિ આપી છે, અને તેને કલા, સંગીત ને શબ્દોના જાદુ વડે એટલી સમૃદ્ધ બનાવી છે કે તે જાણે નવજાગૃત ભારતવર્ષનું પૂર્ણ પ્રફુલ્લ પ્રતીક ન હોય!' શાંતિનિકેતનનો કવિ ખરેખર 'માનવસમાજનો કવિસમ્રાટ' છે.

હવે કોને ગણાવીશું? ખરી મુશ્કેલી હવે જ છે. ગુણો પ્રમાણે ક્રમ બાંધવાનો દેખાવ મારે નિરાશ થઈને છોડી દેવો પડે છે. મને લાગે છે, હવેની ચાર જગાઓ બુદ્ધિસમૃદ્ધ લોકોની એક આખી મંડળી માટે રખાવી જોઈએ. એવા ચાર વસુ અને રાય તથા રામન અને રાધાકૃષ્ણન પૈકી પહેલો કોણ ને પછી કોણ એમ કોઈ પૂછશો નહિ. મારાથી એ નક્કી નહિ થઈ શકે, કોઈ પણ એ નહિ કરી શકે. સર્વમાન્ય છે, એ ચારેએ સંસ્કૃત જગતની નજરમાં ભારતવર્ષનું પદ ઊંચું આણ્યું છે.

આમાં સર જગદીશચંદ્ર સહુથી વૃદ્ધ છે, તેઓ ૭૫ વર્ષના છે. એમના પોતાના શબ્દોમાં એમણે ‘ માનવસમાજના કલ્યાણઅર્થે પૂર્વ ને પશ્ચિમના વિજ્ઞાનને ઘનતર સંપર્કમાં લાવવા માટે ’ અવિશ્રાંત પ્રયત્નો કર્યા છે. અને એનું પરિણામ ? આજે આખી દુનિયા એમને સર્વશ્રેષ્ઠ જીવવિદ્યાશાસ્ત્રી તરીકે તેમજ ‘ નૂતન સૃષ્ટિના આવિષ્કારક ’ તરીકે આવકારે છે, અને બીજા કોઈ પણ રાષ્ટ્રે નથી સરજી એવી ભારતીય સંસ્કૃતિને ચિરજીવ કરનારી અંજેક્ક કદાચ અવિનાશી, ગુણશક્તિનાં જગત એમનામાં દર્શન પામે છે. ‘ ફોર્ટનાઈટલી રિવ્યુ ’-ના સાહિત્યવિભાગના તંત્રીએ એમને જે શબ્દોમાં નવાજ્યા હોવાનો અહેવાલ છે, તેથી વધુ ઉજ્જ્વલ યશગાથા હોઈ શકે ખરી ? આ રહી તેઃ ‘ સર જગદીશમાં ત્રણ હજાર વર્ષોની સંસ્કૃતિએ એવી ઊંચી પ્રતિનું વૈજ્ઞાનિક માનસ ખીલવ્યું છે, જેની આપણે પશ્ચિમમાં જોડ ન મેળવી શકીએ. ’

એક સુનામ રસાયણશાસ્ત્રી તરીકે, ઉદ્યોગના અધિપતિ તરીકે, એક વિદ્યાગુરુ તરીકે અને એક દેશભક્ત તરીકે, સહુથી વિશેષ ‘ સાદું જીવન અને ઉમદા વિચાર ’ના એક પરમ-ઉજ્જવલ દષ્ટાન્ત તરીકે સર પ્રફુલ્લચંદ્ર રાયનું સ્થાન હિન્દના વિદ્યમાન મહાપુરુષોમાં નિશ્ચિત છે. ગાંધીજીને બાદ કરતાં આ પીઢ આચાર્ય સિવાય બીજો એક પણ માણસ નથી જેને માટે સુયોગ્ય રીતે એમ કહી શકાય કે ‘ મહાન પુરુષ આટલો સાદો કદી નહોતો. ’ એમની નિરતર ઉદ્યોગપરાયણતા, એમની અખૂટ વ્યવસ્થ શક્તિ, એમની દેશદિલી અને ભૂતદયાનો એમનો ઉત્સાહ તેમ જ શિક્ષિત જુવાનોની બેકારી સામેનું તથા પ્રજાની ગરીબાઈ સામેનું એમનું અવિરામ યુદ્ધ—એ બધુ તેમના દેશજનોને માટે પ્રેરણાના એક ઝરણુ સમાન છે.

વિજ્ઞાનની શોધખોળ માટે ‘ નોબેલ ઇનામ ’ મેળવવું એ કાંઈ જેવીતેવી ગુણોત્તમતા નથી. તેમાં ય વળી, જીવનના પૂર્વાર્ધમાં તે મેળવવું એ માનવમહત્તાનું નાનુંસૂનું લક્ષણ નથી. હિંદને માટે એ ગર્વની વાત છે કે સર ચદ્રશેખર રામનનું સ્થાન આઈન્સ્ટાઈનની સાથે જ છે. પ્રકાશપ્રસરણની આખી કલ્પનાને ફેરવી નાખનારી એક અજબ શોધના એ પિતા છે, અને એ શોધે એમનું નામ વિજ્ઞાનની સૃષ્ટિમાં અમર કરી દીધું છે.

ફિલસફીના વિષયની મર્યાદાઓ જ એવી દેખીતી છે કે એક ફિલસૂફની કિંમત આંકવા જતાં એવું કશું ચોક્કસ હાથમાં નથી આવતું જેને કોઈ તેની આગળપડતી પ્રસાદી તરીકે ગણી શકે. છતાં, સર સર્વપલ્લી રાધાકૃષ્ણનનું નામ આપણી અગિયારની યાદીમાં સહેજે લઈ શકાય. બૌદ્ધિક સસ્કારિતા ને દર્શનશાસ્ત્રીય જ્ઞાનનું એક સર્વોત્તમ ઉદાહરણ તેઓ જ કદાચ પૂરું પાડે છે; મેથ્યુ આર્નલ્ડના શબ્દોમાં ‘ માધુર્ય અને પ્રકાશ ’નું તેમનામાં વિરલ મિલન પ્રગટ્યું છે. એક પડિત અને ચિન્તક તરીકે એમને આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા મળી છે, અને પૂર્વ તથા પશ્ચિમ આગળ તેમના પોતપોતાનાં દૃષ્ટિબિન્દુનું વિવરણ કરવામાં તેમણે એક સાંસ્કારિક ને આધ્યાત્મિક વકીલનો ભાગ ભજવ્યો છે. વિશદ વિવરણની અને વેધક વાગ્છટાની એમની પ્રાસાદિક શક્તિ એમના હરીબરિયાને માટે સ્પર્ધાજન્ય તો કોઈક વાર નિરાશાજન્ય થઈ છે. ‘ જીવનનાં રહસ્ય ’ને એક જ વાક્યમાં સમાવી દેવાની અથવા વિશ્વનાં રહસ્યોને એક કડીમાં સત્રિત કરવાની એમની પ્રતિભા કોઈકને જ હશે.

અગિયારની યાદી પૂરી કરવા માટે હજી બીજાં પાંચ નામોની જરૂર છે. જેમજેમ હું આગળ વધું છું, તેમતેમ સ્વાભાવિક રીતે મુશ્કેલી પણ વધે છે. કદાચ, તાત્કાલિક

મુશ્કેલી થોડી ઓછી થશે, કારણ કે હજી હું એક એવા પુરુષનું નામ નથી આપી ગયો જે, ગાંધીજીના અપવાદ સિવાય, આપણા દેશના મોટામાં મોટા રાષ્ટ્રીય કાર્યકર્તા છે. રાષ્ટ્રના જીવનભરના સેવક, એકેએક કસોટીના પ્રસંગે જોખમમાં ઊતરનાર, અણિશુદ્ધ દેશભક્તિ અને નિષ્કલંક પ્રતિષ્ઠાની મૂર્તિ, અને પ્રાચીન પ્રણાલિકા ને અર્વાચીન સ્વભાવના વિરલ સંયોગના દૃષ્ટાંતરૂપ પંડિત મદનમોહન માલવીયના નામ વિના ચાલે જ નહિ.

હવે કોણ ? મને પોતાને લાગે છે કે હવેની જગા નેક નામદાર શ્રીનિવાસ-શાસ્ત્રી, જેમનો ઉદય ભારતના અર્વાચીન ઇતિહાસમાં એક જ્વલંત ઘટના જેવો છે તેમને મળવી જોઈએ. ગોખલેના ઉત્તરાધિકારી તરીકે, ગાંધીજીના મિત્ર તરીકે, હિંદના એક સેવક ને રાજપુરુષ તરીકે, અને સામ્રાજ્યના એક વક્તા તથા એલચી તરીકે શ્રી. શાસ્ત્રીએ ઇતિહાસમાં નામના મેળવી છે. એમનામાં ઊંડી વિદ્વત્તાનો ને રાજપુરુષની વિશાળતાનો, અને ધર્મોપદેશકના જુસ્સાનો ત્રિવેણીસંગમ છે; એવા ભૂતદયાના સંદેશવાહકને આખી દુનિયા સત્કારતી આવી છે. 'નેશન અને એથિનિયમ'ના નીચેના વિધાનમાં જરાય અતિશયોક્તિ જણાતી નથી : "શાસ્ત્રીજી હિન્દની સર્વોત્તમ રાષ્ટ્રીય અભિલાષાઓના પ્રતિનિધિ છે— અખંડિત શુદ્ધ હેતુની બાબતમાં તેઓ ગાંધીજીના બરાબરિયા છે, તો વહેવારુ શાણપણમાં તેઓ ગાંધીજી કરતાં ક્યાંય ચડિયાતા છે."

નેક નામદાર શ્રીનિવાસ શાસ્ત્રી પછી, તરત જ, અનિવાર્ય રીતે, નેક નામદાર સર તેજ બહાદુર સપ્રુનું નામ મોઢે આવે છે. સાચુ છે કે 'દરેક પ્રકારના અસંગત લોકોએ દરેક જાતના અસંબદ્ધ મુદ્દા ઉપર' એમની ટીકા કરી છે. (એમ તો ગ્લેડસ્ટનની આ રીતે પ્રશંસાઓ પણ થઈ હોવાનું કહેવાય છે.) આમ છતાં, સર તેજની મહત્તાનો સ્વીકાર કર્યા વિના ચાલે એમ નથી. વકીલ તરીકે તેઓ મશહૂર છે; અને બંધારણશાસ્ત્રના કાનુગા તરીક કોઈ એમની ભાગ્યે જ બરાબરી કરી શકે એમ છે, તો એમનાથી કોઈ ચડિયાતો તો કોણ જ હોય ? દેશમાં કોમીવાદી ચોકડીઓ અને કાવતરાં સામે તેમ જ પરદેશમાં પરદેશી સ્વાર્થો અને કુનેહબાજીઓ સામે તેમણે હમેશાં એક રાજદ્વારી પુરુષ તરીકે રાષ્ટ્રનું ધ્યેય જહેમતપૂર્વક નરવું રાખ્યું છે. એક રાજપુરુષ તરીકે એમને ગોખલેની પ્રતિષ્ઠા મળી છે, અને સમૂહતંત્રના આદર્શની સ્વીકૃતિ તથા સિદ્ધિ માટે તેમણે બહાદુરીભરી લડત ચલાવી છે. એક માણસ તરીકે તો તેઓ 'તેમણે જે કાંઈ કહ્યું કર્યું છે તેની સમગ્રતા કરતો મહત્તર છે.' ઉત્તર હિંદુસ્તાનમાં જાણે કે આણ વર્તાવતી કાશ્મીરી પંડિતોની આખી જાતમાં પંડિત મોતીલાલજીને બાદ કરતાં, તેઓ ઉચ્ચતમ છે. એમનામાં જ્ઞાન છે, પણ મિથ્યા પાંડિત્ય નથી. એમનામાં વક્તૃત્વકળા છે, પણ તેમાં લચકો ને લપકો નથી; અને હિંદુ ભાવના; પાશ્ચાત્ય શિક્ષણ તેમ જ ઇસ્લામની અસર એ ત્રણેના સુભગ સંગમમાંથી જન્મેલી એમની સંસ્કારિતા છે. એમણે કદી કોઈ પક્ષ કે સમૂહ ઉપર આધાર રાખ્યા વિના હિંદુસ્તાનને નામે બોલવાનું પોતાનું પ્રમાણ મેળવ્યું છે, એ આજની એમની હિંદી રાજકારણમાંની ઉદયજ્યોતનો એક મોટો કીર્તિલેખ છે. જે લોકો એમની રાજદ્રોહી આકાંક્ષાની વાતો કરે છે, તેમને તેમના અજ્ઞાન માટે માફ કરી શકાય; કેમકે, ગમે તે દિવસે તેઓ રાજપ્રકરણનાં ધૂળ અને ધમાલનો સહર્ષ ત્યાગ કરી પુસ્તકો તથા પાઠપોના સંગ્રહમાંથી અજોડ આનંદ માણી રહેશે. માતૃભૂમિને ચરણે એમણે જે અનન્ય અર્ધ્ય અર્પ્યો છે, એમની જે મહાન બક્ષિસો છે, જેમાં આદર-

સમકાલીન પ્રખ્યાત પુરુષોની કલા ક્ષીણ થાય છે. મારી આ દબદબાભરી નામાવલિમાંથી કેટલાકનાં, કદાચ ઘણાનાં, નામ સમય નિર્દય રીતે ભૂંસી નાખશે. એક સૈકા પછી કદાચ આજના મહાપુરુષો મહાત્માજીના કેવળ સમકાલીન પુરુષો તરીકે જ (પુરાતત્ત્વના વિદ્યાર્થીઓને) પરિચિત રહેશે. કાલનાં એ વેર—અથવા વિનાશઝપાટા—પણ ખરે મધુર છે. 'ત્રિવેણી'માંથી]

## *(૨) બકરીનું પાલન

મહારાષ્ટ્રમાં સાંગલી નામનું દેશી રાજ્ય છે અને ત્યાં ખેતી અને ઉદ્યોગનાં શિક્ષણ માટે નાની શાળા છે. એ શાળાના એક શિક્ષક મિ. ગોહીને બકરીના પાલન વિશે સુંદર નાનું પુસ્તક લખ્યું છે અને તેમાં બકરીની ઓલાદ કેવી રીતે સુધારવી અને તેની માવજત કેવી રીતે કરવી તે વિશે પુષ્કળ માહિતી આપી છે. આપણા દેશમાં સુરતી, હૈદ્રાબાદી અને જમ્નાપુરી (લખનૌ તરફની) ઓલાદ સારી ગણાય છે. આવી ઓલાદના એક બકરાથી સામાન્ય દેશી બકરીઓની ઓલાદ સુધારી શકાય છે. આ પુસ્તકનું મરાઠીમાં ભાષાંતર થયું છે અને ગુજરાતીમાં થવું જોઈએ. લેખકે પ્રસ્તાવનામાં જણાવ્યું છે તે ખરું છે કે બકરી એ "ગરીબ માણસની ગાય છે." એ આપણા દેશમાં ૪ થી ૧૦ રતલ દૂધ આપી શકે, જો તેની માવજત સારી રીતે લીધી હોય તો. બકરીના દૂધમાં કેટલીક વખત એક પ્રકારની ગંધ આવે છે પણ તે કેવળ બકરી રાખનાર અને દોહનારની બેદરકારી અગર અજ્ઞાનને લીધે હોય છે. ખોરાકનાં પૌષ્ટિક તત્ત્વોની શોધખોળ માટે નીલગિરિ પર કુનૂરમાં જે સંસ્થા છે તેના નિષ્ણાત શોધક કર્નલ મેકકેરિસન કહે છે કે "બકરી અને મેઢાંનાં દૂધમાં ગાયના દૂધ કરતાં નત્રીલ અને ચરબીનું તત્ત્વ વધારે પ્રમાણમાં હોય છે અને 'એ' અને 'ડી' વિટેમિન સહેજ વધારે હોય છે. ખોરાક તરીકે એ દૂધ ઉત્તમ છે." જો બીજા દેશમાં બકરીની ઓલાદ સુધારવામાં આવે છે તેવું અહીં કરવામાં આવે તો હિંદી પ્રજાને ઘણો લાભ થાય." "આ દેશમાં જો પૂરતું દૂધ મળી શકે તો માંસ ખાવાની જરૂર નથી; પૂરતું એટલે ૧૧ થી ૨૫ રતલ, પણ આટલું દૂધ હિંદી છોકરાંઓને મળે છે ખરું?" ગાય અને ભેંસનાં દૂધ કરતાં બકરીનું દૂધ મનુષ્યના દૂધના જેવું વધારે છે અને વધારે સહેલાઈથી પચે છે. બકરીનો મુખ્ય ખોરાક લીલાં પાંદડાં છે તેથી વધારે ગુણકારી છે અને ઘણા હિંદી મલ્લો એ દૂધ વાપરે છે.

જે દેશમાં વસ્તીનો મોટો ભાગ ગરીબ અથવા કંગાલ સ્થિતિમાં રહે છે ત્યાં બકરીનું પાલન અતિ ઉપયોગી થઈ પડશે.

આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર થવું જોઈએ. સુ. મ.

## (૩) બંગાળી સ્ત્રીઓ પર અત્યાચાર

સરકારે બહાર પાડેલા સને ૧૯૩૨-૩૩ના વાર્ષિક રિપોર્ટમાં આટલી વિગત આપવાની જરૂર હતી કે સને ૧૯૨૬ થી ૧૯૩૧ સુધીનાં ૭ વર્ષમાં હિંદુ મવાલીઓ દ્વારા હિંદુ મુસલમાન સ્ત્રીઓ પર કેટલા અત્યાચાર થયા છે, અને મુસલમાનો દ્વારા કેટલા થયા છે? પરંતુ રિપોર્ટમાં માત્ર મુસલમાનોએ હિંદુ સ્ત્રીઓ પર કેટલા અત્યાચાર કર્યા છે અને હિંદુઓએ હિંદુ સ્ત્રીઓ પર કેટલા અત્યાચાર કર્યા છે તેના જ આંકડા આપેલા છે. ભલે આ વિષે

* Keeping Milk Goats in India: by J. L. Gobeen. Principal, Sangli Industrial and Agricultural School, Sangli. (S. M. C.)

રિપોર્ટમા કઈ ન લખેલુ હોય, પણ બગાળ નાઉન્સિલના એક પ્રશ્નના જવાબમાં ઓન૦ ગીડ સાહેબે એના આકડા આપેલા છે એ જવાબ પરથી તા ૧૨મી એપ્રિલના 'સંજીવની' ના અકમા ઉતારેલા આકડા આ નીચે આપ્યા છે—

મુસલમાન મવાલીઓના અત્યાચારનો ભોગ બનેલી સ્ત્રીઓ

| સન | હિંદુ સ્ત્રી | મુસલમાન સ્ત્રી | કુલ |
|---|---|---|---|
| ૧૯૨૬ | ૧૧૩ | ૪૮૧ | ૫૯૪ |
| ૧૯૨૭ | ૧૨૨ | ૫૭૬ | ૬૯૮ |
| ૧૯૨૮ | ૧૦૪ | ૪૬૦ | ૫૬૪ |
| ૧૯૨૯ | ૧૧૪ | ૬૭૬ | ૭૯૦ |
| ૧૯૩૦ | ૧૦૪ | ૫૩૧ | ૬૩૫ |
| ૧૯૩૧ | ૧૨૫ | ૫૭૩ | ૬૯૮ |

હિંદુ મવાલીઓના અત્યાચારનો ભોગ બનેલી સ્ત્રીઓ

| સન | હિંદુ સ્ત્રી | મુસલમાન સ્ત્રી | કુલ |
|---|---|---|---|
| ૧૯૨૬ | ૧૯૪ | ૯ | ૨૦૩ |
| ૧૯૨૭ | ૨૦૧ | ૩ | ૨૦૪ |
| ૧૯૨૮ | ૧૯૮ | ૧૦ | ૨૦૮ |
| ૧૯૨૯ | ૨૩૬ | ૮ | ૨૪૪ |
| ૧૯૩૦ | ૨૩૪ | ૬ | ૨૪૦ |
| ૧૯૩૧ | ૧૯૭ | ૩ | ૨૦૦ |

મુસલમાન પત્રો અને મુસલમાન નેતાઓ દ્વારા હમેશા એવો પ્રચાર થતો રહે છે કે હિંદુ સ્ત્રીઓના અપહરણનુ કારણ હિંદુ સમાજની વિરવૈધવ્યની પ્રથા છે હિંદુ સમાજનો જે દોષ હતો અને છે, તે દૂર કરવા માટે રામમોહન રાય અને ઈશ્વરચદ્ર વિદ્યાસાગરના સમયથી ચાલુ પ્રયત્ન થતો જ રહ્યો છ પરતુ મુસલમાન સમાજમા મવાલીઓની સખ્યા વધારે છે અને તેઓ જ મોટે ભાગે સ્ત્રીઓ પર અત્યાચાર કરે છે એ હકીકત તરફ મુસલમાન પત્રકાર અને નેતાઓની દૃષ્ટિ પડ તો અને તેઓ પોતાના સામાજિક અને વ્યક્તિગત ચારિત્ર્યશુદ્ધિ માટે પ્રયત્ન કરે તો કેવળ મુસલમાન સમાજ પર જ નહિ, પણ બીજા બધા સમાજ પર પણ ઉપકાર થશે, કેવળ હિંદુઓની ઉપર જ બધો દોષ લાદવાથી સામાજિક ઉન્નતિ નહિ, પણ અવનતિ જ થશે

'પ્રવાસી' માથી]

## (૪) રાજદ્વારી પુરુષો અને ચારિત્ર્ય

સિંહલની કારોબારી સભાના પ્રમુખે કોઈ યુવતીને રંજાડી હતી તેથી તેમની સામે કેસ ચાલ્યો હતો પરિણામે તેમને પચીસ હજાર રૂપિયા નુકસાનીના ભરી આપવા પડ્યા સિંહલવાસીઓએ તેમને પ્રમુખપદ માટે નાલાયક ઠરાવ્યા છે, એટલુ જ નહિ પણ તમામ રાજકીય કાર્યોમાથી દૂર કરવાનો ઠરાવ કર્યો છે

આયર્લેંડના શક્તિશાળી રાજદ્વારી પુરુષ પાર્નેલને ચારિત્ર્યહીનતાને કારણે રાજકીય ક્ષેત્રમાથી ખસી જવુ પડ્યુ હતુ સર ચાર્લ્સ ડિલ્ક ઇંગ્લંડના ઉદારમતવાદી પક્ષનો અગ્રણી હતો તેને ય ચારિત્ર્યહીનતાને કારણે નેતૃત્વ છોડી દેવુ પડ્યુ હતુ

આ સંબધમા આપણો દેશ કઈ દાખલો બેસાડવાની હિંમત કરશે કે ?

'પ્રવાસી' માથી]




**દર્પણના ટુકડા**:—કર્તાઃ અંબાલાલ પુરાણીઃ પ્રકાશકઃ મૂળજીભાઈ તલાટી, શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ.

નોંધપોથીમાં આત્મચરિત્રના રૂપમાં લખેલ આ એક સાદી રીતે કહેલી વાર્તા છે, અને વાર્તાકારને જે કહેવું છે તેને માટે આ શૈલી ઉચિત છે.

આ વાર્તામાં મુખ્ય બે પ્રકારની આકર્ષકતા રહેલી છેઃ એક તો નોંધ લખનાર પાત્ર (વાસુદેવ)ના આપણા સમાજ અને આપણી કલા અને સંસ્કૃતિ વિશેના છૂટક વિચારો. આ કહેવામાં લેખકની કુશળતા એ છે કે આપણી ખાવાની વાનીઓથી તે અજન્ટાની ચિત્રશૈલી સુધીના અનેક પ્રકારના સ્વતંત્ર વિચારો આપતાં છતાં ક્યાંઈ નિબંધનું અતિરેક સ્વરૂપ કે વાર્તાને ભારે પડે તેવી દીર્ઘસૂત્રતા આવતી નથી. અને તે સાથે એ વિચાર નોંધનારનો સ્વભાવ આપણી પાસે સ્ફુટ થતો જાય છે. આ સ્વભાવને લીધે જ તે આ પુસ્તકની બીજી આકર્ષકતા—ભિખારણનો જીવનપ્રસંગ, રૂખીની દીકરી શાન્તિ અને વિનોદની પ્રેમ, ગેરસમજણ, ખુલાસો અને છેવટે પશ્ચાત્તાપની ટૂંકી વાર્તા અને કુમુદ–ધનુના સુખી ઘરસંસારનાં ચિત્રો—એનું આ પાત્ર કંઈક નિષ્ક્રિય પણ રસિક અને સમૃદ્ધ અધિષ્ઠાન બની શકે છે. આવી સાદી વાર્તામાં પણ સુરુચિવાળા હાસ્યનાં છાંટણાં, પિતાતુલ્ય વાસુદેવની નજરે જોવા મેલો શાન્તિ–વિનોદનો અભિનવ પ્રેમ, કુમુદ–ધનુનો શાન્ત પ્રેમ, સર્વ વસ્તુને રસમય બનાવે છે. લેખકની શૈલીની ખૂબી એ છે કે સર્વ વસ્તુ, અધિષ્ઠાનભૂત વાસુદેવની પેઠે, આડંબર વિના, કેવળ સાદાઈથી, કશાના આત્મભાન વિના આવી, આપણાં હૃદયનાં મર્મોને સ્પર્શ કરે છે. શ્રી. અંબાલાલનું ગદ્ય પણ યથોચિત અને પ્રવાહી છે. વાર્તારસિક વાચકવર્ગને આ વાર્તા કંઈક નવા પ્રકારની અને તે સાથે રસિક અને આકર્ષક લાગ્યા વિના નહિ રહે.

**આશારામ દલીચંદ શાહ અને તેમનો સમય**:—રચનાર તથા પ્રસિદ્ધ કરનારઃ મૂળચંદ આશારામ શાહ, બી. એ. એલએલ. બી. એડવોકેટ (ઓ. એસ.) બોમ્બે હાઈકોર્ટ, માધવબાગ સામે, અમદાવાદ. કિં. રૂા. ૧.

આ પુસ્તકને અમે આવકાર આપીએ છીએ. આપણા દેશમાં જીવનચરિત્ર સાહિત્ય અને અમુક જમાનાનું સર્વાંગ ચિત્ર આપતું સાહિત્ય ઘણું ઓછું છે. તેમાં આ પુસ્તક પ્રામાણિક ફાળો આપે છે. શ્રી. મૂળચંદભાઈએ સમજણા થયા પછી પોતાના પિતાનો ન્યાતો કેટલોક નજરોનજર જોયેલો એટલે આ પુસ્તકની પ્રામાણિકતા વિશે સંદેહ લેવાનું કારણ રહેતું નથી. અને લેખક પોતાના પિતા વિશે લખે છે છતાં તેમણે ક્યાંઈએ પિતાના ગુણાનુવાદમાં અતિશયોક્તિ ન થાય તેની કેટ સુધી સંભાળ લીધી છે. ખરું પૂછો તો, તેમણે

આ પુસ્તકમાં અરુણ નામનો કુમાર સ્વપ્નમાં ગરુડ ઉપર બેસી પૃથ્વીની મુસાફરી કરે છે. પૃથ્વીની મુસાફરીને આવી વાર્તાનું સ્વરૂપ આપવાથી વસ્તુ અનેક રીતે આકર્ષક બન્યું છે. એક દેશથી બીજા દેશમાં જવાના માર્ગો સાધનો, રેલવે, સ્ટીમર વગેરે સામાન્ય વસ્તુનો પરિહાર કરી શકાય છે. વળી દરેક દેશમાં યથેચ્છ દૃશ્ય યથેચ્છ સમયે દેખાડી તેનું વર્ણન કરી શકાય છે. અને ગરુડ અને અરુણની વાતચીત દ્વારા ભૂત વર્તમાન બધાની વાતો રસમય રીતે અને રસમય હોય એટલી જ કહી શકાય છે. વળી શ્રીમતી હંસા બહેનને દરેક દેશનો પ્રત્યક્ષ પરિચય હોવાથી વર્ણનમાં સત્યનો રણકાર આવી શક્યો છે, અને તેમની સ્વદેશપ્રીતિ અને દેશસુધારણાની વિવેચનદૃષ્ટિ સર્વત્ર જાગ્રત રહેવાથી આખી વાર્તા રસમય તેટલી જ બોધક બની છે. આ પુસ્તકથી બાળસાહિત્યમાં તેમણે એક સુંદર ઉમેરો કરેલો છે. ચિત્રોથી પુસ્તક સુશોભિત તેમ જ બોધક બનેલું છે.

**સંવાદમાલાઃ**—રચનારઃ શાન્તિલાલ ઠાકર. એમ. એ. પ્રકાશકઃ મૂળજીભાઈ તલાટી, શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ. ૭ આના.

સંસ્કૃત સાહિત્યનાં પંચકાવ્યોમાંનાં કુમાર, રઘુ અને કિરાતમાંથી પસંદ કરી આમાં સાત સંવાદો અને બે સંદેશા મૂક્યા છે. પસંદગી ઉત્તમ છે એમ કહેવું જોઈએ. આ સંવાદો અને સંદેશા તેની ભાષાની સચોટતા, ગંભીરતા અને ગૌરવ માટે પ્રસિદ્ધ છે. કેટલાક તો રસની દૃષ્ટિએ પણ ઘણા જ અસરકારક છે. સંગ્રાહકે દરેક સંવાદ પહેલાં તે સંવાદની પૂર્વભૂમિકા સમજાવી છે, એટલે સંવાદનું રહસ્ય સુગમ થાય છે. શ્લોકોના અર્થ ગુજરાતીમાં કર્યા છે તેથી સંસ્કૃતના વિદ્યાર્થીને શ્લોકો સમજવામાં ઘણી મદદ થાય એમ છે. મેટ્રિકના વિદ્યાર્થીઓ તેમજ કોલેજના વિદ્યાર્થીઓ પણ આ રસપૂર્વક વાંચી શકશે. આમાંના ઘણા શ્લોકો તો મોઢે કરવાનું મન થાય એવા છે.

**સભાસંચાલનઃ**—લેખકઃ કીકુભાઈ રતનજી દેસાઈ. પ્રકાશકઃ જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન પ્રકાશન મંદિર, ગાંધીરોડ, અમદાવાદ. ૭ આના.

આ પુસ્તક ઘણું જ વ્યવહારોપયોગી છે. આપણામાં સામાન્ય રીતે ભણેલોગણેલો માણસ પણ સભામાં કેમ વર્તવું, તેનું કામકાજ કેમ કરવું અને સભા કેમ ચલાવવી, તે જાણતો હોતો નથી. પરિણામે તેથી સમયનો ઘણો વ્યય થાય છે, ઘણી નકામી માથાકૂટ થાય છે, પ્રમાણમાં કામ થતું નથી, અને માણસો એકત્ર થઈ વિચાર અને કાર્યનિર્ણય કરી શકતાં નથી. આ નાનું પુસ્તક ટૂંકામાં, સાદી ભાષામાં એ વિષયના નિયમો સારી રીતે સમજાવે છે. વિદ્યાર્થીઓને આપેલાં ભાષણોમાંથી જ પુસ્તક તૈયાર થયેલું હોવાથી તે સ્પષ્ટ, ક્રમબંધ અને સુગમ થાય તેવી રીતે લખાયેલું છે.

**સ્વદેશી સમાજઃ**—અનુવાદકઃ નગીનદાસ પારેખ. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. આઠ આના.

કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનાં ચાર વ્યાખ્યાનોનું આ ગુજરાતી ભાષાન્તર છે. કવિવર માત્ર કવિ નથી, જીવનના સર્વ દેશના વિચારક છે અને તેમને પોતાની દૃષ્ટિ છે. કવિ હોવા સાથે તેમની દેશદાઝ કેટલી તીવ્ર છે તે તો બધા જાણે જ છે. આ વ્યાખ્યાનોમાં યે તેમની દૃષ્ટિ અને પ્રેમનો સાક્ષાત્કાર થાય છે. અનુવાદક બંગાળી ગુજરાતી બન્નેના સારા અભ્યાસી અને લેખક છે એટલું જ નહિ પણ કવિવરના અંતેવાસી થઈ રહેલ છે, એટલે અનુવાદ પણ બધી રીતે સારો થયો છે.

**સત્યાગ્રહની મીમાંસા:**—લેખક: મગનભાઈ પ્રભુદાસ દેસાઈ: પ્રકાશક: ઉપર પ્રમાણે. ચૌદ આના.

આ પુસ્તકને અમે આવકાર આપીએ છીએ. વીસમી સદીની શરૂઆતથી આપણે સત્યાગ્રહ વિશે સાંભળતા આવ્યા છીએ, પણ તેની પદ્ધતિસર મીમાંસાનું આ હજી પહેલું જ પુસ્તક ગણી શકાય. આ પુસ્તકમાં સત્યાગ્રહનું એક સમાજધર્મ તરીકે મુખ્યત્વે નિરૂપણ કરેલું છે. સત્યાગ્રહની પાછળ સમાજશાસ્ત્રના અને નીતિના કયા કયા સિદ્ધાન્તો રહેલા છે, મનુષ્યસ્વભાવની કઈ વૃત્તિના અનુસંધાનથી સત્યાગ્રહનો આપણે સમાજમાં ઉપયોગ કરીએ છીએ, વગેરેનું શાસ્ત્રીય દૃષ્ટિએ આમાં નિરૂપણ છે. વિદ્યાપીઠમાં એક વિષય તરીકે આ શીખવાતું હતું તેને અંગે આ પુસ્તક તૈયાર થયું છે. પુસ્તકમાં પાશ્ચાત્ય સમાજશાસ્ત્રીઓ વગેરેના વિચારોનો પણ સારો ઉપયોગ કર્યો છે.

છતાં હજી એટલું કહેવાનું રહે છે કે કેવળ તત્ત્વદૃષ્ટિએ અને ઐતિહાસિક વિકાસ-દૃષ્ટિએ આ વિષયનો વિચાર કરવાનું બાકી રહે છે. અને અમને આશા છે કે એ કામ કોઈ અધિકારી વેળાસર ઉપાડી લેશે.

**જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ:**—પ્રયોજક અને પ્રકાશક: મોહનલાલ દલીચંદ દેસાઈ, એડવોકેટ. તવાવાલા બિલ્ડિંગ, ત્રીજે માળે, લોહારચાલ મુંબઈ નં ૨., કિં. ૬-૦-૦

આ લગભગ ૧૨૦૦ પાનાના પુસ્તકમાં શ્રી મહાવીર સ્વામીના સમયથી સં. ૧૯૬૦ સુધીના શ્વેતામ્બર જૈનોના સાહિત્યનું ક્રમબદ્ધ દિગ્દર્શન કરેલું છે. આ જ કર્તાએ આ પહેલાં જૈન ગુર્જર કવિઓનાં બે પુસ્તકો પ્રસિદ્ધ કરેલાં છે. આમાં તેમણે કાર્યપ્રદેશ વધાર્યો તે માટે તેમને અભિનંદન ઘટે છે.

પુસ્તકની પ્રસ્તાવના પ્રો. કામદારે લખી છે, તે ખાસ વાંચવા યોગ્ય છે. તેમાં આ પુસ્તકના ગુણો અને મર્યાદા બતાવવા ઉપરાંત તેમણે એ જ પ્રશ્નને અંગે ઉદ્ભવતી, જૈન સાહિત્યના ગુણો અને તેની મર્યાદાની ચર્ચા કરી છે. બન્ને લેખકોએ પોતે જૈન હોવા છતાં, જૈનોની કેટલીક પ્રગતિરોધક રીત અને રૂઢિઓ તરફ યોગ્ય રીતે ધ્યાન ખેંચ્યું છે.

આ પુસ્તક કર્તાની ઉદ્યમશીલતાનો સારો નમૂનો છે, અને તેમનાં બીજાં પુસ્તકો પેઠે, આનાથી એક સારા આકરગ્રન્થનો ઉમેરો થાય છે. અંદરનાં ચિત્રોથી પુસ્તક વધારે ઉપયોગી અને કિંમતી બન્યું છે.

આ પણ હજી ઇતિહાસ નથી, ઇતિહાસની સામગ્રી છે. અને કોઈ લેખક આનાથી ઇતિહાસ લખવા પ્રેરાય એવી આશા રાખીએ.

# રોજનીશી

૩૦-૮-૩૪ : હિંદી સૈન્યમાં વીસથી વધુ વર્ષ સુધી ધર્મગુરુ તરીકે કામ કરનાર રેવરન્ડ એલેક્ઝાન્ડર ફેરિયારનું અવસાન; જર્મનીમાં હિટલરનું નવું ફરમાન—પચીસ વર્ષથી ઉપરની ઉંમરના કુંવારાં યુવકો અને યુવતિઓને જાહેર અગર ખાનગી નોકરીમાંથી બરતરફ કરવાં; મુંબાઈના શેઠ સ્વ. મનસુખલાલ છગનલાલની મિલકતના ટ્રસ્ટીઓએ—જેમાં સરદાર પટેલ પણ એક છે—પ્રાંતીજમાં છાત્રાલય બાંધવા માટે રૂપિયા પંદર હજાર આપ્યા; કપડવંજ હાઈસ્કૂલમાં પડેલી હડતાલનું થયેલું સમાધાન નિષ્ફળ નીવડવાથી વિદ્યાર્થીઓએ નિશાળ છોડવા માંડી.

૩૧-૮-૩૪ : સરહદના ગાંધી શાંતિનિકેતનની મુલાકાતે; આયર્લેંડમાં ઈ. સ. ૧૯૧૬ ના બળવામાં અને ઈ. સ. ૧૯૨૨ ના આંતરવિગ્રહમાં ભાગ લેનારાઓ માટે પેનશનની જોગવાઈ કરતું બિલ ત્યાંની સેનેટમાં પસાર; ભાવનગર રાજ્યમાં બિલિયા અને કુંડલા મહાલોનાં પચાસેક ગામડામાં તીવ્ર દુકાળ પડવાથી રાજ્યે રાહત માટે વીસ હજાર રૂપિયાની રકમ મંજૂર કરી; જુલાઈ માસના 'મૉડર્ન રિવ્યુ'ના અંકમાં પરદેશનાં પત્રોમાંથી ઉતારા આપવા બદલ મંગાયલી રૂપિયા એક હજારની જામીનગીરી.

૧-૯-૩૪ : રાજશાહીથી મળેલા સમાચાર મુજબ જીવંત માનવીઓએ નહિ જોયેલું એવું પદ્મા નદીમાં ભયંકર પૂર—પાણીમાં ડૂબેલાં સંખ્યાબંધ ગામડાં, ઊભા પાકને ભારે નુકસાન; દહેરાદૂનમાં નોંધાયેલો ધરતીકંપનો એક ધીમો આંચકો; કેમ્બ્રિજ યુનિવર્સિટીની નવી લાયબ્રેરીનું પાંચ લાખ પાઉંડને ખર્ચે બંધાયેલું મકાન તા. ૨૨મી ઑક્ટોબરે ના. શહેનશાહ ખુલ્લું મુકશે એવી બહાર આવેલી હકીકત.

૨-૯-૩૪ : સરદાર પટેલના છુટકારા પ્રસંગે સાયક્લોસ્ટાઈલ પત્રિકા બહાર પાડવા માટે રાસના જાણીતા કાર્યકર્તા શ્રી આશાભાઈ લલ્લુભાઈની ધરપકડ; રાજ્યમાં પસાર થયેલા કાયદા મુજબ મહીસૂર સ્ટેટમાં, જૂનાગઢ, પોરબંદર, માંગરોલ, ગોંડળ, સિરસુર, કોટા, ઝાલાવાડમાં અને પાલણપુર એટલાં રાજ્યોમાં બનેલી દીવાસળીની આયાત સામે મુકાયલો પ્રતિબંધ.

૩-૯-૩૪ : લારખાના પોસ્ટ ઑફિસમાં થયેલો જબરો ધડાકો—એક વિદ્યાર્થીને ટપાલ નાખતાં થયેલી ઇજા; અમેરિકામાં મિલહડતાલની શરૂઆત.

૪-૯-૩૪ : શ્રી. રામદાસ ગાંધીની નાદુરસ્ત તબિયત હોવાથી હવાફેર માટે અમદાવાદમાં—શ્રી કસ્તુરબા પણ તેમની સાથે આવ્યાં છે; ઑસ્ટ્રિયામાં ઘેરાતાં યુદ્ધનાં વાદળ—ઇટાલિયન લશ્કરની ઑસ્ટ્રિયન સરહદ તરફ રવાનગી; વાંસુઆ નરેશને પદભ્રષ્ટ કરવા વિશેનો સરકારે કરેલો હુકમ.

૫-૯-૩૪ : સરહદના ગાંધીની કલકત્તાની મુલાકાત વખતે શહેર તરફથી માનપત્ર આપવાનો અને તેને અંગે રૂપિયા પાંચસો ખર્ચ કરવાનો કલકત્તા કોર્પોરેશને ઠરાવ પસાર કર્યો; અમેરિકાની હડતાલનો વિફરતો જતો મામલો—ત્રણ લાખ ઉપર ગયેલી હડતાળિયાઓની સંખ્યા.

૬-૯-૩૪ : આગામી મહાસભાના મુંબાઈ ખાતેના અધિવેશનના નક્કી થયેલા દિવસો—તા. ૨૬-૨૭ અને ૨૮ ઑક્ટોબર; ઇંગ્લંડમાં ગ્લાસગો નજીક ટ્રેઈનોનો ભયંકર અકસ્માત—ત્રણનાં મરણ, ચાલીસથી વધુને ઇજા, ડબ્બાઓનો ક્ચ્ચરઘાણ.

૭-૯-૩૪ : પંજાબ ગેન્ગ કેસમાં નવને જન્મદેશનિકાલ અને વીસને ત્રણથી દશ વર્ષ સુધીની સજા.

૮-૯-૩૪ : ન્યુયોર્ક પાસે 'મોરો કેસલ' નામની સ્ટીમર ઉપર વીજળી પડતાં ભયંકર હોનારત થયાની બહાર આવેલી હકીકત; શ્રી. દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકર ગુજરાત વિદ્યાપીઠ સામે મતભેદ ધરાવે છે તથા તેઓ ગુજરાત છોડે છે એવી બહાર આવેલી હકીકત; વર્ધામાં ગાંધીજી તથા માલવીયજી વચ્ચે થયેલી ચર્ચા.

૯-૯-૩૪ : ગુજરાત વિદ્યાપીઠમાંથી આપેલા રાજીનામા વિષે અને ગુજરાત છોડવાના પેતાના ઇરાદા વિષે શ્રી. દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકરે બહાર પાડેલું નિવેદન; મહાસભાની સ્વાગત સમિતિના સામાન્ય મંત્રી શ્રી. આબીદઅલી જાફરભાઇએ રાજીનામું આપ્યાની બહાર આવેલી હકીકત; જાપાનમાં સઈસોજી શહેરને આગ લાગતાં ૪૦૦ મકાનો ભસ્મીભૂત.

૧૦-૯-૩૪ : માલવીયજીના રાષ્ટ્રીય પક્ષ તથા પાર્લામેંટરી બોર્ડ વચ્ચે સમાધાની ન થઈ—પાર્લામેંટરી બોર્ડ તરફથી વડી ધારાસભા માટે જાહેર કરવામાં આવેલા ઉમેદવારો—પાર્લામેંટરી બોર્ડ અને કારોબારી સમિતિની સંયુક્ત સભાની બેઠક; સર મહમદ યાકુબનો મૌ. શૌકતઅલી સામેનો વાંધો કાયમ રખાયાથી મૌ. શૌકતઅલીનું નામ વડી ધારાસભા માટેના મતદાર વિભાગના મતદાર મંડળમાંથી રદ થયાની બહાર આવેલી હકીકત.

૧૧-૯-૩૪ : ઝાબુઆ નરેશને તેમના ગેરવહીવટના કારણે રાજ્ય બહાર રહેવાના ફરમાન વિષે હિંદી સરકારની બહાર પડેલી સત્તાવાર યાદી; સામ્યવાદી પ્રવૃત્તિઓના કારણે પંજાબમાં કેટલીક સંસ્થાઓ સરકારે ગેરકાયદેસર જાહેર કરી—અમૃતસરમાં કેટલાંક મકાનોની લેવાયલી જડતી.

૧૨-૯-૩૪ : બંગાળના ગવર્નર ઉપર ગોળી છોડનારાઓ સામેના કેસનો ચુકાદો—૩ ને ફાંસી, ૨ ને ૧૪ વર્ષની કેદ, ૧ ને ૧૨ વર્ષની સખ્ત કેદની સજા; અખિલ હિંદ મહાસભા સમિતિમાં ગુજરાત તરફથી મોકલાનારા ૧૨ પ્રતિનિધિઓની ચૂંટણી; આયર્લેંડમાં વાર્ષિક મહેસુલી કર વસૂલ કરવા સંબંધમાં ખેડૂતોમાં ફેલાયેલા અસંતોષના કારણે થયેલું તોફાન. ઝાબુઆની સ્ટેટ કાઉન્સીલના પ્રમુખ તરીકે કુવર દુલિપસિંહજીની નિમણૂક; ફાગવારાના બધા રાજદ્વારી કેદીઓનો છુટકારો.

૧૩-૯-૩૪ : રૂ. ૧૬૦૦૦ નો ગોટાળો કરવાના આરોપસર નિઝામ અને હૈદ્રાબાદની પોસ્ટ ઓફિસના જનરલ પોસ્ટ માસ્તરની મુંબઈની જનરલ પોસ્ટ ઓફિસમાંથી ધરપકડ.

૧૪-૯-૩૪ : સંયુક્ત પ્રાંતની મહાસભા સમિતિના મંત્રીપદેથી શ્રી. રફી અહમદ કિડવાઈએ આપેલા રાજીનામાની બહાર આવેલી હકીકત; શ્રી. શરદચન્દ્ર બોઝે પોતાની સામેના આરોપો પુરવાર કરી આપવા માટે સરકારને કરેલું આહ્‌વાન; વેનીસમાં મુસોલિની અને ઓસ્ટ્રિયન નેતા વચ્ચે ગુપ્ત મંત્રણા; સરદાર વલ્લભભાઈ પટેલે વરાડ પ્રાંતિક સમિતિની ૯મી સપ્ટેમ્બરની બેઠકનું ગેરકાયદેસર ઠરાવેલું કામકાજ.

૧૫-૯-૩૪ : કલકત્તામાં શ્રી. જે. એમ. બસુના પ્રમુખપદે અત્યાચાર વિરોધક પરિષદની મળેલી બેઠક; હિંદી મહાસભાની સ્વાગત સમિતિના સંયુક્ત ખજાનચી શ્રી. મૂલરાજ કરસનદાસે તીવ્ર મતભેદના કારણે પોતાની જગ્યાનું આપેલું રાજીનામું; શાહ અમાનુલ્લાહને હિંદમાં આવવાની પરવાનગી ન મળી એવી બહાર આવેલી હકીકત; અમરેલીના ૫૦ વર્ષના બુઢ્ઢાનું એક બાળા સાથેનું લગ્ન યુવકમંડળના પ્રયાસથી અટક્યાની બહાર આવેલી હકીકત.

૧૬-૯-૩૪ : શ્રી. શરદચન્દ્ર બોઝે હિંદી સરકારને લખેલો બહાર આવેલો પત્ર; અમદાવાદમાં કાળુપુર જિલ્લા મહાસભા સમિતિની કચેરી ખુલી મૂકવાની તથા રાષ્ટ્રધ્વજવંદનની ડૉ. ચંદુલાલ દેસાઈના હાથે થયેલી ક્રિયા; અમદાવાદમાં ગુજરાત સાહિત્ય સભાની વાર્ષિક સભા—નવા વર્ષની કારોબારી સમિતિની થયેલી ચૂંટણી; આયર્લેંડમાં હુલ્લડખોરોને વિખેરી નાખવા માટે પોલીસે કરેલો ગોળીબાર; સરદાર વલ્લભભાઈએ વર્ધા મુકામે મહાસભાના ગફારનગરનો નાખેલો પાયો; વરાડના સત્યાગ્રહી શ્રી. ભવાનભાઈની હજારોની મિલકત ૯૦૦ માં હરાજ થયાની બહાર આવેલી હકીકત; અંકલેશ્વરમાં સબ ડીવીઝનલ

મૅજિસ્ટ્રેટે સુલેહ જાળવવાનું જણાવી, સરિયામ નેળનો રસ્તો બંધ થવાથી જાગેલા ઝગડાના પરિણામે, ધાર્મિક ક્રિયા અથવા વરઘોડો કાઢવા માટે બહાર પાડેલો મનાઈ હુકમ.

૧૭–૯–૩૪ : પોતે મહાસભામાંથી નિવૃત્ત થવા ઇચ્છે છે તેનાં કારણો દર્શાવતું ગાંધીજીએ વર્ધામાંથી બહાર પાડેલું લાંબું નિવેદન; અમેરિકામાં વિફરેલો મિલ હડતાલનો મામલો—જ્યોર્જિયામાં જાહેર થયેલો લશ્કરી કાયદો—હડતાલિયાઓ તથા સિપાઈઓ વચ્ચે રમખાણ.

૧૮–૯–૩૪ : ગાંધીજીના નિવેદનથી મુંબાઈના મહાસભાવાદીઓમાં ફેલાયેલી સનસનાટી; સરકારે અમદાવાદ મ્યુનિસિપાલિટી પાસે ગુજરાત વિદ્યાપીઠનું મકાન પોતાને પાછું સોંપવાની કરેલી માગણીની બહાર આવેલી હકીકત; અલ્લાહાબાદમાં શ્રી કમલા નહેરુની ગંભીર માંદગી; ભયંકર આગથી અલાસ્કાનું નોમગામ ભસ્મીભૂત; કાનપુરમાં ગાંધીજી સામે કાળા વાવટાનો દેખાવ કરનાર સનાતનીને રૂ. ૩૫ના દંડની થયેલી સજાની બહાર આવેલી હકીકત; રાષ્ટ્રસંઘમાં ૩૫ વધુમતે સોવિયેટ રશિયાનો સ્વીકાર; ચોરીછૂપીથી સ્વીટ્ઝર્લૅંડમાં બૉંબ વગેરે પદાર્થો દાખલ કરવા સંબંધી જર્મનીએ સ્વીટ્ઝર્લૅંડની માગેલી માફી.

૧૯–૯–૩૪ : સર ઓસબોર્ન સ્મીથે ઈમ્પિરિયલ બૅંકની બોર્ડની સંમતિથી હિંદની રીઝર્વ બૅંકના પ્રથમ ગવર્નર થવાનું ગવર્નર-જનરલ-ઈન-કાઉન્સીલનું સ્વીકારેલું નિમંત્રણ; મુંબાઈમાં જુગારીઓનો પોલીસ ઉપર હુમલો તથા પોલીસનો તેમની સામે ગોળીબાર; અમદાવાદમાં શ્રી. દેવીદાસ ગાંધી તથા શ્રી. જયરામદાસ દોલતરામનું આગમન; સ્પેનમાં દારૂગોળો બનાવવાની સંપૂર્ણ લૅબોરેટરીનો લાગેલો પત્તો—યુનિવર્સિટીના વિદ્યાર્થીની ધરપકડ; બંગાળના ગવર્નરની સ્પેશિયલ ઉથલાવી પાડવાના કાવતરા સંબંધમાં એક બંગાળી યુવકની ધરપકડ.

૨૦–૯–૩૪ : દક્ષિણ હિંદમાં એક ભેદી વ્યક્તિ પોતાને હનૂમાનનો અવતાર કહેવડાવી સ્થળે સ્થળે પોતાના પૂંછડાથી મકાનોને આગ લગાડતો હોવાની બહાર આવેલી હકીકત; વિયેનામાં સામ્યવાદી ચળવળના સંબંધમાં ૮૦ જણાની ધરપકડ; અલ્લાહાબાદમાં શ્રી કમલા નહેરુની ચિંતાજનક સ્થિતિ; બિહાર ધરતીકંપ ફંડ બંધ કરવા સંબંધીની સરકારની જાહેરાત; ગાંધીજી અને અખિલ હિંદ પછાતવર્ગ મંડળના મંત્રી મિ. થવાટે વચ્ચે હરિજનોને વડી ધારાસભામાં મોકલવા સંબંધી પત્રવ્યવહાર ચાલ્યાની બહાર આવેલી હકીકત; દક્ષિણ અમેરિકામાં ભયંકર ધરતીકંપથી ૩ ગામો જમીનદોસ્ત, ૯ નાં મરણ તથા ૨૦૦ ઘાયલ.

૨૧–૯–૩૪ : જપાનમાં ભયંકર વાવાઝોડાથી સંખ્યાબંધ જાનોની ખુવારી—સંખ્યાબંધ મકાનો જમીનદોસ્ત—ઉથલી પડેલી ૧૦ રેલવે ટ્રેનો તથા ઓસાકા શહેર જળમય થઈ ગયું; બ્યારામાં મૅજિસ્ટ્રેટે કામદાર નેતા મિ. પાંગારકરને હુકમભંગ માટે બે માસની કેદ અને રૂ. ૫૦ દંડ અથવા ૧૫ દિવસ વધુ કેદની કરેલી સજા; મૌ. શૌકતઅલી સાત શહેરોના મતદાર મંડળમાંથી વડી ધારાસભાની બેઠક માટે ઉમેદવારી કરવા માગે છે એવી બહાર આવેલી હકીકત.

૨૨–૯–૩૪ : હિંદમાંની ત્રણ બ્રિટિશ શિપિંગ કંપનીઓના માલિકો અને સિંધિયા સ્ટીમ નેવીગેશન કંપનીની વતી મિ. વાલચંદ હીરાચંદ વચ્ચે ચાલેલી મંત્રણાના પરિણામે સિંધિયા સ્ટીમ નેવીગેશન કંપનીને લાભકારક કરાર થયાની બહાર આવેલી હકીકત; રેક્સહામની પાસે ગ્રેસફોર્ડ કોલિયરીમાં એકાએક ધડાકો થતાં ૧૦૦ માણસોનાં મરણ; જાપાનમાં વાવાઝોડાથી ૨૩૫૦ મકાન ડૂબી ગયાના, ૧૬૬૧ મરણ થયાના, ૫૪૧૪ ને ઇજા થયાના તથા ૫૯૨ ગુમ થયાના બહાર આવેલા સમાચાર; કઝાકીસ્થાનમાં ફાટી નીકળેલા બળવાને અંગે ૧૫૦૦૦ માણસોની ધરપકડ થયાની તથા બૉંબ દારૂગોળાની વૃષ્ટિ થતાં ઘણાં મકાનો નાશ પામ્યાની બહાર આવેલી હકીકત; ગાયની કતલ સામેના વિરોધ તરીકે

જાફરાબાદમાં પડેલી હડતાલ; જર્મની, હોલેંડ અને સંસ્થાનો વચ્ચે સમાધાની થયાની બહાર આવેલી વીગત.

૨૩–૯–૩૪ : તબિયતના કારણે સજાની મુદત પૂરી થતાં પહેલાં વેલોર જેલમાંથી શ્રી કમલાદેવી ચટ્ટોપાધ્યાયનો છુટકારો; બેલગામ જિલ્લાના મંજરી ગામ પાસે કૃષ્ણા નદીમાં હોડી ડૂબી ગયાની હોનારતને અંગે પૂનાના ૫૦૦ માણસોનાં મૃત્યુ થયાની બહાર આવેલી હકીકત; સાબરમતી નદીએ ત્રણના લીધેલા ભોગ; પં. જવાહરલાલે અલ્લાહાબાદના આનંદભુવનમાં શ્રી કમલા નહેરુની લીધેલી મુલાકાત; અમેરિકામાં કામદારોના મંડળ યુનાઇટેડ ટેક્સટાઇલે તથા આગેવાનોએ હડતાલનો અંત લાવી કામે ચડી જવા માટે સૂચના કરતું બહાર પાડેલું નિવેદન; અમદાવાદમાં ગુજરાતના રાજસ્થાની કાર્યકરોની મળેલી સભાએ નાતાલની રજાઓમાં ગુજરાત રાજસ્થાન પ્રજા પરિષદનું પ્રથમ અધિવેશન અમદાવાદમાં ભરવાનો પસાર કરેલો ઠરાવ; જાપાન અને રશિયા વચ્ચેના ઝઘડાની સમાધાની વિષે બહાર આવેલી વીગત; જલાલપુર તાલુકાના કરોડ ગામમાં પાતરાંમાં સાપ બફાઈ જવાથી એક આખા કુટુંબનું મરણ થયાની બહાર આવેલી હકીકત; નંગમલબમ (મદ્રાસ)માં દ્રૌપદી અમ્માના તહેવારોને લગતી અગ્નિ ઉપર ચાલવાની વિધિ દરમિયાન છ માણસો દાઝ્યાની તથા બેનાં મરણ થયાની બહાર આવેલી હકીકત.

૨૪–૯–૩૪ : અણે-કેલકર કરાર જેની રૂઇએ ડેમોક્રેટીક પક્ષે વડી ધારાસભા માટેની આગામી ચૂંટણીમાં ઉમેદવારો બહાર પાડવા નહિ એવું કબૂલ કરવામાં આવ્યું હતું તેને રદ કરવાનો ડેમોક્રેટીક કોંગ્રેસ પક્ષની કારોબારી કમિટીનો નિર્ણય; શીવકર બોંબ કેસના ચૂકાદામાં હાવરાના મેજિસ્ટ્રેટે બેને પાંચ વર્ષની તથા એકને છ વર્ષની સખત કેદની કરેલી સજા; કોટયામમાં એક કોળણે શિંગડાવાળા વિચિત્ર બાળકને જન્મ આપ્યાની બહાર આવેલી હકીકત; રતલામમાં બે રાજદ્રોહીઓની ધરપકડ થયાની બહાર આવેલી હકીકત; શ્રી કમલા નહેરુની માંદગીના કારણે શ્રી. જવાહરલાલ નહેરુને મુક્ત કરવા સંબંધી સીમલા અને નૈનીતાલ વચ્ચે ચાલેલા સંદેશાની બહાર આવેલી હકીકત; ફગવારામાં કપૂરથલાના શાસનવિરોધમાં અનશન કરતાં શુકલુરી નામના ૬૦ વર્ષના સત્યાગ્રહીનું અવસાન—સત્યાગ્રહમાં સજા પામેલા હિંદુ શિખ નેતાઓને કાળા પાણીની સજા થયાની બહાર આવેલી હકીકત; "લીડર"ના તંત્રી મિ. સી. વાય. ચિંતામણિને તેમાં પ્રગટ થયેલા કેટલાક લેખો માટે અલ્લાહાબાદની વડી અદાલત તરફથી મળેલી નોટીસ; ૧૭ પ્રાંતિક સમિતિઓએ આવતી મહાસભાના પ્રમુખ તરીકે બાબુ રાજેન્દ્રપ્રસાદને ચૂંટવાની કરેલી ભલામણની બહાર આવેલી હકીકત; સરદાર વલ્લભભાઈ અમદાવાદમાં આવવાના હોવાથી તેમના સ્વાગત માટે અમદાવાદમાં શરૂ થયેલી તૈયારીઓની બહાર આવેલી વીગત; વીરભૂમ રાજદ્રોહ કેસમાં ૨ જણને ૧૨ વર્ષ સુધી દેશનિકાલની, ૧ જણને ૧૦ વર્ષ સુધી સખત કેદની, ૧ ને ૭ વર્ષની સખત કેદની, ૫ ને ૬ વર્ષની સખત કેદની તથા ૮ જણને ૪ાા વર્ષની સખત કેદની થયેલી સજા; અમદાવાદમાં ૧૦૫ સટોડિયાની ધરપકડ.

૨૫–૯–૩૪ : મિ. ગિરધારીલાલ અગરવાલે એક પ્રજાજન તરીકે અલ્લાહાબાદની અદાલતમાં પં. જવાહરલાલ નહેરુને તાત્કાલિક છોડી દેવા સંબંધમાં રજૂ કરેલી અરજી; વર્ધામાં ગાંધીજી, સરદાર વલ્લભભાઈ તથા બાબુ રાજેન્દ્રપ્રસાદ વચ્ચે મસલત; કામદારોના કાર્યકર્તા કોમરેડ હરિપ્રસાદ દેસાઈનો સાબરમતી જેલમાંથી છુટકારો; મધ્ય પ્રાંતના ઉમેદવારો સંબંધમાં મહાસભાની પાર્લામેન્ટરી બોર્ડના સામાન્ય મંત્રી શ્રી. ભૂલાભાઈનું નિવેદન; હિંદ અફઘાન સરહદને મંજૂરી મળ્યાની તથા બ્રિટીશ હિંદ અને અફઘાન સરકારો વચ્ચે યાદીઓની આપલે થયાની બહાર આવેલી હકીકત.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧૮ આસો : ૧૯૯૦

# સાગર ને સ્વાતિ

ઉછળે મ્હેરામણ હાથો ઉછાળતો
અન્તર તેનું આજ હેલે ચડ્યું,
ઉરને અંધાર તેને આંખો ઉગાડતું
સ્વાતિનું આભથી અમૃત ઝર્યું !

નાચે મ્હેરામણ, હેલે ચડે નીર
માછીડા કોક આજ વ્હાણે ચડે,
સપનાં સાગરનાં વીણી વીણી તે
હીરા માણેકથી તેને મઢે !

ઉરને મ્હેરામણ મારે યે કોક દી
સ્વાતિનાં નીરનાં સપનાં હતાં,
આઘા પડ્યા પણ જગના કિનારા
માછીને કોક નહિ નજરે ચડ્યાં !

ઊછળે મ્હેરામણ, ઊછળે અશાન્ત ઉર
આઘા એ તીર કદી જોવા નહિ ? !
સપનાં મૂલવતો ગેબી માછી કો
મારો હશે અહીં જગમાં કહીં ?

સ્નેહરશ્મિ

# ક્યાં છે ભાઈબીજ ?

હિંદુ સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ જેવી હોવી જોઈએ તેવી નથી. આટઆટલાં વર્ષો ચર્ચા ચાલી છે, ઘણાં કુટુંબોમાં ફેરફાર થયો છે, લોકમતમાં પણ ઘણો ફેર પડ્યો છે; છતાં સ્ત્રીઓની સ્થિતિ આજે સંતોષકારક છે એમ ન કહી શકાય. પરિસ્થિતિના દબાણથી લાચાર થયા વગર જીવનમાં કશો ફેરફાર કરવો નહિ એ જાતની મુમૂર્ષુ જડતા સમાજ છોડે નહિ ત્યાં સુધી આવી જ સ્થિતિ રહેવાની.

આ સ્થિતિ એટલે શું ? આ સ્થિતિ એટલે સ્વભાવનું પારતંત્ર્ય, હૃદયની દુર્બળતા, અને સામાજિક ઉન્નતિનાં શ્રેષ્ઠ તત્ત્વો વિષેની નાસ્તિકતા. ચાલતી પરિસ્થિતિથી અકળાયેલું મન પ્રસન્નતા મેળવવા હિંદુ આદર્શના વૈભવકાળનાં ચિત્રો દૃષ્ટિ સન્મુખ ઊભાં કરવાને મથે છે, અને એ વ્યાપારમાં આપણને અત્યાર સુધી નિરાશ થવું પડ્યું નથી. મદાલસા, મેનાવતી, સુમિત્રા, વિદુલા કે જીજાબાઈ જેવી આદર્શ માતાઓ આપણે ત્યાં છે. આદર્શ પત્નીની બાબતમાં તો હિંદુસ્તાન દુનિયાના તમામ દેશને મોખરે હમેશાં રહેવાનું. સીતા, સાવિત્રીથી એમની નામાવલિ શરૂ કરવી સહેલી છે, પણ એ નામાવલિનો અંત ક્યાં ?

આદર્શ માતા અને આદર્શ પત્નીના દાખલાઓ આપણી પાસે ઢગલાબંધ છે, પણ આદર્શ બ્રહ્મચારિણીઓ વિષે તેમ ન કહી શકાય. પ્રાચીન કલ્પમાં નારીને ઉપવીત અપાતું એવાં થોડાંક વચનો સુલભા, ગાર્ગી, શબરી અને આત્રેયી (?) એટલા જ લોકવિશ્રુત દાખલાઓ છે. વેદવતી, ધૃતવ્રતા, વડવા, શુતાવતી વગેરે નામો તો નામો જ રહ્યાં છે. મોક્ષ એ જ પરમ પુરુષાર્થ માનનાર બ્રહ્મચારિણી સ્ત્રીઓના આટલા ઓછા દાખલા હોય એ સ્થિતિ શોભાસ્પદ નથી.

સ્ત્રીઓનું સામાજિક સ્વાતંત્ર્ય પણ જ્યાં કબૂલેલું નથી ત્યાં પારલૌકિક સ્વાતંત્ર્ય એટલે કે મોક્ષ વિષે ઉત્સાહ કોણ ધરાવે ? હિંદુ, ખ્રિસ્તી, બૌદ્ધ અને મુસલમાની ધર્મમાં પરલોકપ્રાપ્તિની બાબતમાં સ્ત્રીઓની શક્તિ વિષે ઓછીવત્તી શંકા જ બતાવેલી છે. આર્ય આનંદે બુદ્ધ ભગવાનને સીધેસીધા પ્રશ્નો જ્યારે પૂછ્યા ત્યારે બુદ્ધ ભગવાને આખરે કબૂલ કર્યું: 'નિર્વાણ મેળવવું એ સ્ત્રીઓને માટે અશક્ય નથી.' આ પ્રસંગ વિષે કુમારસ્વામી જેવા આધુનિક સંસ્કારી પુરુષ પણ આપણને પૂછે છે કે શું એ વાત સાચી નથી કે દુનિયાદારીની વૃત્તિ પુરુષો કરતાં સ્ત્રીઓમાં વધારે છે ? બંકિમચંદ્ર પણ 'આનંદમઠ'માં અસ્પષ્ટ રીતે સૂચવે છે કે મોક્ષધર્મ સાથે સ્ત્રીઓને હાડવેર છે.

આવી જ્યાં માન્યતા હોય ત્યાં આદર્શ બ્રહ્મચારિણીઓનો ફાલ ઓછો જ રહેવાનો ને ! અને મોક્ષપ્રાપ્તિની ઇચ્છા જ જ્યાં મોળી હોય ત્યાં બ્રહ્મચર્ય જેવી કઠિન દીક્ષા લેવાનું કોને સૂઝે ? ( यदिच्छंतो ब्रह्मचर्यं चरन्ति. )

तेऽपि यान्ति परां गतिम् એમ કહી ગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણે શૂદ્રો સાથે સ્ત્રીઓને પણ આશ્વાસન આપ્યું. પણ ભગવાને કોઈ આદર્શ બ્રહ્મચારિણી કેળવી હોય તો પુરાણકારોએ એની નોંધ લીધી નથી.

વીરમાતા, વીરાંગના, વીરકન્યા એવા બહાદુરીના આદર્શો આપણે ત્યાં પૂરતા નથી, તો યે ઘણા છે. તેજસ્વિતામાં એકલી દ્રૌપદી અને ઝાંસીની લક્ષ્મીબાઈ આપણી આગળ હોય તો યે આપણા સમાજનું મુખ ઉજ્જ્વળ કરવા માટે બસ છે.

આદર્શોના પ્રકારમાં એક ઊણપ માત્ર આપણને અતિશય સાલ્યા વિના ન રહે એવી છે. ગૃહસ્થાશ્રમ અને સંન્યાસ, મોટા મોટા સંઘો અને અવિભક્ત કુટુંબો, ગમે તેવું વર્ણન વાંચો અને આદર્શો તપાસો. આપણે ત્યાં આદર્શ ભાઈબહેનનાં ચિત્રો નથી જ એમ કહીએ તો ચાલે. શ્રી ભગવાને સુભદ્રા કરતાં પણ દ્રૌપદીનું વીરાપણું વધારે કર્યું એ એક ઉજ્જ્વળ દષ્ટાંત છોડી દઈએ તો બાકી શું રહ્યું ? મહેન્દ્ર અને સંઘમિત્રા એમને આદર્શ મિશનરી કહી શકીએ, પણ એમણે કંઈ આદર્શ બંધુભગિનીનો દાખલો બેસાડ્યો છે એમ ન કહી શકાય. આદર્શ બંધુભગિનીનો વિચાર કરતાં ઊમળકા સાથે એમનું સ્મરણ નથી થતું. આદ્ય અને આર્ષ કવિ વાલ્મીકિને પણ માનવી જીવનના બધા સંબંધો સૂઝ્યા, પણ એક ભાઈ-બહેનનો આદર્શ ચિતરવાનું સૂઝ્યું નહિ. અરે, પેલી બિચારી શાન્તાનો પણ ઉપયોગ કરતાં ન આવડ્યો. પૌરાણિક અને ઐતિહાસિક સાહિત્યમાં બંધુભગિનીનો આદર્શ રૂઢ થયેલો ક્યાં યે જોવામાં નથી આવ્યો, એટલું જ નહિ પણ કલ્પિત સાહિત્યમાં પણ આપણા કવિઓએ ભાઈબહેનનો ઉજ્જ્વળ આદર્શ ચિતરવામાં પોતાની પ્રતિભાનો ઉત્કર્ષ ક્યાં યે બતાવ્યો નથી. સમ્રાટ્ શ્રીહર્ષ એની બહેન રાજ્યશ્રીને છોડવવા જંગલમાં દોડ્યો છે એ પ્રેમળ પ્રસંગ અન્ય દેશના કવિઓના હાથમાં આવત તો કોણ જાણે એને લઈને એમણે કેટલાંય અમર કાવ્યો લખ્યાં હોત !

આપણા કવિઓએ આ અક્ષમ્ય પ્રમાદ શા કારણે કર્યો હશે ? જેને ભાઈ નથી એવી કન્યા જોડે પરણવું પણ ન જોઈએ, એમ કહેનાર આપણા શાસ્ત્રકારોએ પણ ભાઈબહેનના સંબંધ પાછળ પોતાની ધર્મબુદ્ધિ ઠાલવી નથી. આનું કારણ શું હશે ? બાલવિવાહ ? છોકરી આઠદશ વરસની થાય તે પહેલાં જ પરણીને સાસરે જાય, પછી ભાઈબહેનના સંબંધના વિકાસને અવકાશ ક્યાંથી રહે ? પણ આપણે ત્યાં પહેલેથી કાંઈ બાલવિવાહ થતો નહોતો. વેદમાં યમયમી એ પ્રખ્યાત યમલનો કાવ્યમય ઉલ્લેખ છે. યમ મરી ગયો અને યમીનાં આંસુ કેમે ખૂટે નહિ. બધા દેવોએ યમીને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો, પણ એનું સાંત્વન થાય નહિ. અંતે દેવોએ રાત્રિ નિર્માણ કરી. રાત્રિ વીતી અને યમી ભાઈના મરણનું દુઃખ કાંઈક વિસરી. એ રાત્રિ પછી જ આજ અને કાલ એવા ભેદ શરૂ થયો. તે પહેલાં હમેશાં આજ જ રહેતી.

વેદોએ યમયમીનો બંધુભગિનીનો પ્રેમ તો સરસ વર્ણવ્યો, પણ તેમણે એ રૂપક સાવ ચૂંથી નાખ્યું છે. સંભવ છે કે એ કારણે આપણા કવિઓ જે એકવાર વિરસ થયા તે પછી એમને ભાઈબહેનનો કાવ્યમય અને આધ્યાત્મિક સંબંધ ચિતરવાનો ઉત્સાહ જ ન રહ્યો. કચ અને દેવયાનીના સંબંધમાં પણ મામલો એમ જ વણસી ગયો. અને કવિઓ ભાઈ-બહેનના પવિત્ર સંબંધ વિષે નાસ્તિક થયા હશે. યુગો થયાં ભારતવાસીઓ દરવર્ષે ભાઈબીજનો તહેવાર ઉજવતા આવ્યા છે, છતાં એકે કવિને ભાઈબહેનના સંબંધને પ્રાધાન્ય આપી મહાકાવ્ય લખવાનું સૂઝ્યું નથી.

નિરાશ થયેલું મન જ્યારે હતાશ દૃષ્ટિ લોકસાહિત્ય તરફ ફેંકે છે ત્યારે તે આનંદાશ્રુથી ભીની થાય છે. ભાઈબહેનનો સંબંધ અનાદિ છે, હૃદયસહજ છે, સાર્વભૌમ છે. લોકહૃદય એને કેમ ભૂલે ? લોકગીતોમાં અને લોકવાર્તાઓમાં જ્યાં જુઓ ત્યાં ભાઈબહેનના મીઠા સંબંધનાં સંભારણાં વેરાયેલાં છે. ભવિષ્યનો સામાજિક આદર્શ ઘડનારા આજના કવિઓ ! આ અણખેડેલા ક્ષેત્ર તરફ દૃષ્ટિ નાખો, અને સ્ત્રીપુરુષ વચ્ચેના આ એકમાત્ર નિર્વિકારી, નિષ્કામ અને સમાન સંબંધને ચિતરવામાં તમારું શક્તિસર્વસ્વ ખરચો.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

# દુનિયાનો સોનાનો સંગ્રહ

ઈ. સ. ૧૯૩૦ માં લિવરપૂલના એક રૂના દલાલની પેઢીએ અમેરિકાના ટેકસાસના રૂબજારના પ્રમુખ ઉપર નીચે પ્રમાણે કાગળ લખ્યો હતોઃ

"આ મોસમમાં અમે અમેરિકન રૂ ઝાઝું ખરીદી શકીએ તેમ લાગતું નથી. બીજા દેશોની સરખામણીમાં એ રૂ અમને મોંઘું પડે છે. આ ઉપરાંત જે દેશો અમારો માલ મંગાવતા હોય તેવા દેશો સાથે વેપાર કરવો એ અમારા દેશને વિશેષ લાભકર્તા છે. અમારા મત પ્રમાણે અમેરિકાએ દુનિયાના અર્ધા ઉપરાંત ભાગના સોનાને પોતાની મધ્યસ્થ શરાફી સંસ્થામાં સંઘરી રાખીને ચાલુ દેશપરદેશના વેપારી વહેવારને નુકસાન પહોંચાડ્યું છે, અને તેથી દરેક દેશમાં ભાવો ગગડી ગયા છે એટલું જ નહિ પણ કાચા માલ અને તૈયાર માલની દેશપરદેશની આપલે પણ અટકી પડી છે. અમે હવે એવી રીતે વધુ સોનું સંગ્રહિત થાય એ સાંખી શકીએ તેમ નથી, અને તેથી જે દેશો અમારી સાથે માલની છૂટથી આપલે કરે તેની સાથે જ અમારો વેપાર ખિલવવો વાજબી ધારીએ છીએ.

"કાચો માલ અને બીજી આયાતો પેટે તૈયાર માલની નિકાસ ઉપર જ અમારા દેશનો આધાર છે. બીજી કોઈ રીતે અમે અમારી આટલી મોટી વસ્તીને નભાવી ન શકીએ.

"અમારી એવી માન્યતા છે કે વેપારઉદ્યોગની હમણાંની મુશ્કેલીઓનું મૂળ કારણ કુદરતી રીતે ચાલતા વેપારના વહેણમાં સરકારની દખલગીરી છે."

ઉપર જણાવેલા પત્રના ફકરા ઉપરથી હાલના વેપારઉદ્યોગની સ્થિતિનો ચોક્કસ ખ્યાલ કોઈને પણ આવી શકશે. જો કે ઉપરનો પત્ર તો ૧૯૩૦માં લખાયેલ છે, તે છતાં પણ તે હાલના સંજોગો વર્ણવી રહ્યો છે. અમેરિકા એ આક્ષેપોનો ઇનકાર કરે છે અને જણાવે છે કે જૂન ૧૯૧૪ થી જૂન ૧૯૨૯ સુધીમાં એનો સોનાનો જથ્થો ૨,૪૩,૩૦,૦૦,૦૦૦ ડોલર જેટલો વધ્યો, ત્યારે બેંકોએ એ દરમ્યાન વેપારને ૩૭,૬૮,૫૦,૦૦,૦૦૦ ડોલર જેટલી વધુ આંટની સગવડ આપી. આવા આંકડા બતાવી અમેરિકા એમ પુરવાર કરવા માગે છે કે એક ડોલર જેટલું સોનું અનામતમાં વધવાથી વેપારને ૧૫$\frac{1}{2}$ ડોલર જેટલી વધારે આંટની સગવડ મળે છે; આથી કરીને અનામત સોનાનો જથ્થો વધવાથી ભાવો ઘટવાનો નહિ પણ વધવાનો સંભવ છે. ૧૯૩૦માં ગમે તે સ્થિતિ હોય પણ વેપારઉદ્યોગની મંદી તો આજ સુધી પણ ચાલુ જ છે. ૧૯૩૦માં પણ જે દેશોમાં સોનાનો જથ્થો વધ્યો તે દેશોમાં ભાવો વધ્યા જ છે એવું કાંઈ નથી.

ઉપરના કથનને પૂર્તિ કરવાને માટે ૭ જુદાજુદા દેશની સોનાની અનામત જમાના આંકડાઓ ૧૯૧૨ અને ૧૯૩૦ના નીચે આપ્યા છે અને તે દરેક દશ લાખ ડોલરના આંકમાં છેઃ—

| | ડિસેમ્બર ૧૯૧૨ | જૂન ૧૯૩૦ |
|---|---|---|
| ગ્રેટ બ્રિટન ... ... ... | ૩૯૫ ... ... ... | ૭૬૮ |
| ફ્રાન્સ ... ... ... | ૬૧૯ ... ... ... | ૧૭૨૭૦ |
| જર્મની ... ... ... | ૨૧૩ ... ... ... | ૬૨૪ |
| અમેરિકા ... ... ... | ૧૪૯૫ ... ... ... | ૪૧૭૮ |
| જાપાન ... ... ... | ૧૨૯ ... ... ... | ૪૩૪ |
| હિંદુસ્તાન ... ... ... | ૧૨૪ ... ... ... | ૧૨૮ |

ઉપરના આંકડાઓને આધારે ૧૯૧૨થી તે ૧૯૩૦ સુધી એ છએ દેશોમાં વધેલી સોનાની અનામતના ટકા અને ૧૯૧૩માં ૧૦૦નો આંક મૂકી ચીજોના ભાવને હિસાબે ૧૯૩૦માં એ ચીજોનો સરેરાશ ભાવ એવો એક કોઠો આપણે તૈયાર કરીએ.

| દેશ | ૧૯૧૨થી ૧૯૩૦ સુધી સોનાની અનામતના વધેલા ટકા. | ચીજોની કિંમતને સરેરાશ આંક ૧૯૩૦ (Price Index) |
|---|---|---|
| ગ્રેટ બ્રિટન ... ... ... | ૯૪·૪ ... ... ... | ૧૦૬ |
| ફ્રાન્સ ... ... ... | ૧૭૯ ... ... ... | ૫૫૪ |
| જર્મની ... ... ... | ૧૯૨·૯ ... ... ... | ૧૨૪·૬ |
| અમેરિકા ... ... ... | ૧૭૯·૪ ... ... ... | ૧૩૩·૮ |
| જાપાન ... ... ... | ૨૩૬·૪ ... ... ... | ૧૩૬·૮ |
| હિંદુસ્તાન ... ... ... | ૩·૨ ... ... ... | ૧૧૬ |

ઉપરના આંકડાની સરખામણી કરતી વખતે એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે ચીજોની કિંમતનો આંક એકસોના આંકના ઉપરથી ઘડાયેલો છે, જ્યારે અનામતનો આંક એ સેંકડે ટકાનો ફેરફાર બતાવે છે. દાખલા તરીકે, ચીજોની કિંમતનો ૧૫૦નો આંક એટલે કિંમતમાં ૫૦ ટકાનો વધારો બતાવે છે, જ્યારે એટલો જ આંક ૧૫૦ સોનાની અનામતનો હોય તો તે તેટલા ટકા અનામત સોનું વધ્યું એમ બતાવે છે. ઉપરના કોઠા ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે ફ્રાન્સને બાદ કરતાં સોનાની અનામતના વધારાએ ચીજોની કિંમતમાં વધારો કર્યો છે, પણ અનામતનું પ્રમાણ ધ્યાનમાં લેતાં તે વધારો ઘણો જૂજ જ છે, જ્યારે ફ્રાન્સમાં કિંમતનો વધારો થયો તેનું એવું કારણ આપી શકાય કે એ દેશે પોતાનું ચલણ લડાઈ પહેલાંના કરતાં બહુ ઓછા ભાવે સ્થાપી કર્યું છે.

૧૯૩૦ સુધીના સોનાની અનામતના આંકડાઓ આપણે અત્યાર સુધી જોયા. હવે ૧૯૩૧ થી ૧૯૩૪ સુધીનો સમય લઈશું અને તે માટે જુદાજુદા ૧૪ દેશોની મધ્યસ્થ શરાફી સંસ્થાઓમાં સોનાની અનામતના આંકડાઓ દરેક દશ લાખ પાઉન્ડમાં નીચે આપીએ છીએઃ

| દેશ | ૧૯૩૧ જાન્યુઆરી | ૧૯૩૨ જાન્યુઆરી | ૧૯૩૩ જાન્યુઆરી | ૧૯૩૪ જાન્યુઆરી |
|---|---|---|---|---|
| અમેરિકા | ૬૦૪·૩ | ૬૧૩·૯ | ૬૪૭ | ૭૩૩·૩ |
| ફ્રાન્સ | ૪૩૨·૬ | ૫૫૪·૪ | ૬૬૮·૪ | ૬૨૦·૭ |
| ઇંગ્લંડ | ૧૪૫·૯ | ૧૨૦·૭ | ૧૧૯·૮ | ૧૯૦·૭ |
| સ્પેન | ૯૬·૭ | ૮૯·૧ | ૮૯·૬ | ૮૯·૭ |
| બેલ્જિયમ | ૩૯·૨ | ૭૨·૮ | ૭૪·૨ | ૭૮·૫ |
| નેધરલૅન્ડઝ | ૩૫·૨ | ૭૩·૩ | ૮૫·૩ | ૭૬·૩ |
| સ્વીટ્ઝર્લૅન્ડ | ૨૮·૪ | ૯૩·૧ | ૯૮ | ૭૯·૨ |
| ઇટલી | ૫૭·૩ | ૬૦·૧ | ૬૩·૨ | ૭૬·૭ |
| જાપાન | ૮૫·૪ | ૪૮·૧ | ૪૩·૫ | ૪૩·૫ |
| આરજેન્ટાઇન | ૮૪·૫ | ૫૧·૮ | ૫૧· | ૫૦· |
| જર્મની | ૧૦૮·૫ | ૪૮·૨ | ૩૯·૫ | ૧૮·૪ |
| સ્વીડન | ૧૩·૩ | ૧૧·૩ | ૧૧·૩ | ૧૪·૨ |
| પોલૅન્ડ | ૧૩· | ૧૩·૮ | ૧૧·૬ | ૧૧ |
| ઝેકોસ્લોવેકિયા | ૯·૪ | ૧૦ | ૧૦·૪ | ૧૦·૪ |
| કુલે | ૧૭૫૩·૯ | ૧૮૬૧·૪ | ૨૦૧૩·૫ | ૨૦૯૨·૬ |

ઉપરના કોઠા ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે સ્પેન, જાપાન, આરજેન્ટાઇન અને જર્મનીની મધ્યસ્થ શરાફી સંસ્થાઓમાં સોનાની અનામતમાં ઘટાડો થયો છે, જ્યારે સ્વીડન, પોલૅન્ડ અને ઝેકોસ્લોવેકિયામાં અનામતમાં જાણવા જેવો ફેરફાર થયો નથી. બાકીના બીજા દેશોની સોનાની અનામતમાં મોટો વધારો જ થયો છે. ૧૪ દેશોના ૨૦,૯૨૬ લાખ પાઉન્ડના કુલે સોનામાંથી ⅔ થી પણ વધારે સોનું અમેરિકા, ફ્રાન્સ અને ઇંગ્લંડની મધ્યસ્થ શરાફી સંસ્થાઓએ સંગ્રહી રાખ્યું છે, જ્યારે અમેરિકા અને ફ્રાન્સે બે વચ્ચે ⅔ થી પણ વધારે સોનું સંગ્રહ્યું છે. બેલ્જિયમ, નેધરલૅન્ડઝ, સ્વીટ્ઝર્લૅન્ડ અને ઇટલીનો જથ્થો પણ વધ્યો છે. લેણદાર દેશો એટલે નાણું ધીરનારા દેશોએ સોનું વધાર્યું છે, જ્યારે દેણદાર દેશોએ સોનું ગુમાવ્યું છે. આનું કારણ શું? દેણદાર દેશોનું દેવું, ખાનગી આસામીઓ તેમ જ સરકારને પરદેશમાંથી નાણું ઉછીતું લેવાની પડેલી ફરજને લઈને વધ્યું અને તેથી એવા દેશોને વાર્ષિક ભરણું લેણદાર દેશને ભરવાનું વધ્યું; બીજું, પરદેશોમાં લીધેલાં નાણાં પેટે દેશમાં નિકાસ કરતાં આયાત વધારે થઈ; ત્રીજું, લેણદાર દેશોમાં સરકારની નીતિને લઈને ચીજોના ભાવો ઊંચા ટકાવી રાખવામાં આવ્યા, જ્યારે દેણદાર દેશોની પેદાશના ભાવો ઘણા જ ઊતરી જવા પામ્યા. આથી દેશોને પોતાની આયાતનિકાસના ભાવમાં પડેલો ફરક તેમ જ દેવાનું વ્યાજ બન્ને ભરપાઈ કરવાનાં રહ્યાં. આ બેમાંથી એક જ રીતે થઈ શકે એમ હતુંઃ કાં તો, બીજી વધારે રકમનું દેવું કરે યા તો તે દેશો તરફ પોતાના સોનાની નિકાસ કરે. દેણદાર દેશોએ સોનાની નિકાસ કરી અને તેથી અમેરિકા, ફ્રાન્સ અને ઇંગ્લંડની મધ્યસ્થ શરાફી સંસ્થાઓમાં સોનાનો જથ્થો વધ્યો અને આંટ સંકોચાઈ અને બધી જાતનો વેપાર મંદો પડી ગયો. દેણદાર દેશોએ પોતાની આયાત ઘટાડી, જેને લઈને જે દેશોએ

નાણું ધીરેલું તેનો પરદેશનો વેપાર તેમ જ ઉદ્યોગોને ધોકો પહોંચ્યો. કારણ, દેણદાર દેશોએ એમનો માલ લીધો નહિ. આ પ્રમાણે વેપારની મંદીનું ચક્કર ફર્યા જ કરશે, જ્યાં સુધી લેણદાર દેશો પોતાનો માલ વેચવાનું અને બીજા દેશોમાંથી આયાત અટકાવવાનું દબાણ ચાલુ રાખશે. અમેરિકાએ ભાવો વધારવાને કરેલી અથાગ મહેનત છતાં આખી દુનિયાના ભાવો તુરતમાં સુધરે એમ આજે તો દેખાતું નથી.

દક્ષિણ આફ્રિકાના મુત્સદ્દી જનરલ સ્મટ્સે એવા અર્થનું કહ્યું છે કે જો દુનિયામાં સોનાનો જથ્થો વધે તો ચીજોના ભાવો એની મેળે જ વધે. આ કથન ખોટું છે એમ પુરવાર કરવાને નીચેનો કોઠો આપ્યો છે, જેથી જણાશે કે સોનાની અનામત ઓછી થતાં ભાવો વધ્યા છે અને સોનું વધતાં ભાવો ઘટ્યા છે.

| | સોનાની અનામત | ભાવોનો આંક | સોનાની અનામત | ભાવોનો આંક | સોનાની અનામત | ભાવોનો આંક | સોનાની અનામત | ભાવોનો આંક |
|---|---|---|---|---|---|---|---|---|
| દેશ | લાખ પાઉન્ડ | ૧૯૩૧ | | ૧૯૩૨ | | ૧૯૩૩ | | ૧૯૩૪ |
| અમેરિકા | ૬૦૪૩ | ૧૦૪·૬ | ૬૧૩૯ | ૯૨·૮ | ૬૪૭૦ | ૯૪·૫ | ૭૩૩૩ | ૧૦૩·૪ |
| ઇંગ્લંડ | ૧૪૫૯ | ૮૯·૩ | ૧૨૦૭ | ૮૬·૧ | ૧૧૯૮ | ૮૬·૯ | ૧૬૦૭ | ૯૦·૪ |
| જાપાન | ૮૫૪ | ૧૧૫·૬ | ૪૮૧ | ૧૨૧·૭ | ૪૩૫ | ૧૩૫·૬ | ૪૩૫ | ૧૩૨·૬ |
| જર્મની | ૧૦૮૫ | ૧૧૦·૯ | ૪૮૨ | ૯૬·૫ | ૩૯૫ | ૯૩·૩ | ૧૮૪ | ૯૬·૩ |
| ફ્રાન્સ | ૪૩૨૬ | ૫૦૨ | ૫૫૪૪ | ૪૨૭ | ૬૬૮૪ | ૩૯·૮ | ૬૨૦૭ | ૪૦૫ |

ઉપરના કોઠા પરથી આપણે જોઈ શકીએ છીએ કે જાપાનની સોનાની અનામત ૧૯૩૧માં ૮૫૪ લાખ પાઉન્ડ પરથી ઘટીને ૧૯૩૪માં ૪૩૫ લાખ પાઉન્ડ થઈ; જ્યારે ભાવોનો આંક ૧૧૫·૬ થી વધીને ૧૩૨·૬ એ જ સમયમાં થયો. ફ્રાન્સમાં સોનાની અનામત ઈ. સ. ૧૯૩૧માં ૪૩૨૬ લાખ પાઉન્ડ હતી તે વધીને ઈ. સ. ૧૯૩૪માં ૬૨૦૭ લાખ પાઉન્ડ થઇ; જ્યારે ભાવનો આંક ૫૦૨ થી ઘટીને ૪૦૫ એ જ સમયમાં થયો. અમેરિકા અને ઇંગ્લંડમાં સોનાનો જથ્થો વધ્યો છે, પણ ભાવો તે દરમ્યાન સ્થિર રહ્યા છે એમ કહી શકાય; જ્યારે જર્મનીમાં સોનાનો જથ્થો ઘણો જ ઘટ્યો છે, પણ તેના પ્રમાણમાં ભાવના આંકનો ઘટાડો ઘણો જ જૂજ છે. સોનાના જથ્થાના વધારાથી ભાવ વધે છે એ હમેશ સાચું નથી. એટલું પુરવાર કરવાને ઉપર જણાવેલ બીના પૂરતી છે.

દુનિયાના અગત્યના દેશોની સોનાની સ્થિતિની ચર્ચા ઉપર કરી છે. હવે આપણે ૧૯૩૧ થી ૧૯૩૪ સુધીની હિંદની સ્થિતિ ઉપર ચર્ચા કરીએ:

| સાલ | સોનાની અનામત–લાખ રૂપિયામાં | ભાવનો આંક |
|---|---|---|
| ૧૯૩૧ | ૪૪૪૦ | ૯૬ |
| ૧૯૩૨ | ૪૪૪૦ | ૯૧ |
| ૧૯૩૩ | ૪૪૪૦ | ૮૭ |
| ૧૯૩૪ | ૪૪૪૦ | ૮૯ |

ઉપરના કોઠા પરથી આપણે જોઈ શકીએ છીએ કે હિંદી સરકારની સોનાની અનામત રૂ. ૪૪૪૦ લાખ ઉપર સ્થાયી રહી છે, જ્યારે ભાવોનો આંક ૯૬ થી ઘટીને ૮૯ થયો છે. ૧૯૩૪ માં ભાવના આંકમાં થયેલો થોડો સુધારો પણ અમેરિકાએ અકુદરતી રીતે વધારેલા ભાવોને આભારી છે. જ્યારે દુનિયાના બધા જ દેશો એકેએક તોલો સોનું હાથ કરવામાં

| દેશ | ૧૯૩૧ જાન્યુઆરી | ૧૯૩૨ જાન્યુઆરી | ૧૯૩૩ જાન્યુઆરી | ૧૯૩૪ જાન્યુઆરી |
|---|---|---|---|---|
| અમેરિકા | ૬૦૪·૩ | ૬૧૩·૯ | ૬૪૭ | ૭૩૩·૩ |
| ફ્રાન્સ | ૪૩૨·૬ | ૫૫૪·૪ | ૬૬૮·૪ | ૬૨૦·૭ |
| ઇંગ્લંડ | ૧૪૫·૯ | ૧૨૦·૭ | ૧૧૯·૮ | ૧૯૦·૭ |
| સ્પેન | ૯૬·૭ | ૮૯·૧ | ૮૯·૬ | ૮૯·૭ |
| બેલ્જિયમ | ૩૯·૨ | ૭૨·૮ | ૭૪·૨ | ૭૮·૫ |
| નેધરલેન્ડઝ | ૩૫·૨ | ૭૩·૩ | ૮૫·૩ | ૭૬·૩ |
| સ્વીટ્ઝર્લૅન્ડ | ૨૮·૪ | ૯૩·૧ | ૯૮ | ૭૯·૨ |
| ઇટલી | ૫૭·૩ | ૬૦·૧ | ૬૩·૨ | ૭૬·૭ |
| જાપાન | ૮૫·૪ | ૪૮·૧ | ૪૩·૫ | ૪૩·૫ |
| આરજેન્ટાઇન | ૮૪·૫ | ૫૧·૮ | ૫૧· | ૫૦· |
| જર્મની | ૧૦૮·૫ | ૪૮·૨ | ૩૯·૫ | ૧૮·૪ |
| સ્વીડન | ૧૩·૩ | ૧૧·૩ | ૧૧·૩ | ૧૪·૨ |
| પોલેન્ડ | ૧૩· | ૧૩·૮ | ૧૧·૬ | ૧૧ |
| ઝેકોસ્લોવેકિયા | ૯·૪ | ૧૦ | ૧૦·૪ | ૧૦·૪ |
| કુલે | ૧૭૫૩·૯ | ૧૮૬૧·૪ | ૨૦૧૩·૫ | ૨૦૯૨·૬ |

ઉપરના કોઠા ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે સ્પેન, જાપાન, આરજેન્ટાઇન અને જર્મનીની મધ્યસ્થ શરાફી સંસ્થાઓમાં સોનાની અનામતમાં ઘટાડો થયો છે, જ્યારે સ્વીડન, પોલેન્ડ અને ઝેકોસ્લોવેકિયામાં અનામતમાં જાણવા જેવો ફેરફાર થયો નથી. બાકીના બીજા દેશોની સોનાની અનામતમાં મોટો વધારો જ થયો છે. ૧૪ દેશોના ૨૦,૯૨૬ લાખ પાઉન્ડના કુલે સોનામાંથી ⅔ થી પણ વધારે સોનું અમેરિકા, ફ્રાન્સ અને ઇંગ્લંડની મધ્યસ્થ શરાફી સંસ્થાઓએ સંગ્રહી રાખ્યું છે, જ્યારે અમેરિકા અને ફ્રાન્સે બે વચ્ચે ⅔ થી પણ વધારે સોનું સંગ્રહ્યું છે. બેલ્જિયમ, નેધરલેન્ડઝ, સ્વીટ્ઝર્લૅન્ડ અને ઇટલીનો જથ્થો પણ વધ્યો છે. લેણદાર દેશો એટલે નાણું ધીરનારા દેશોએ સોનું વધાર્યું છે, જ્યારે દેણદાર દેશોએ સોનું ગુમાવ્યું છે. આનું કારણ શું? દેણદાર દેશોનું દેવું, ખાનગી આસામીઓ તેમ જ સરકારને પરદેશમાંથી નાણું ઉછીનું લેવાની પડેલી ફરજને લઈને વધ્યું અને તેથી એવા દેશોને વાર્ષિક ભરણું લેણદાર દેશને ભરવાનું વધ્યું; બીજું, પરદેશોમાં લીધેલાં નાણાં પેટે દેશમાં નિકાસ કરતાં આયાત વધારે થઈ; ત્રીજું, લેણદાર દેશોમાં સરકારની નીતિને લઈને ચીજોના ભાવો ઊંચા ટકાવી રાખવામાં આવ્યા, જ્યારે દેણદાર દેશોની પેદાશના ભાવો ઘણા જ ઊતરી જવા પામ્યા. આથી દેશોને પોતાની આયાતનિકાસના ભાવમાં પડેલો ફરક તેમ જ દેવાનું વ્યાજ અને ભરપાઈ કરવાનાં રહ્યાં. આ બેમાંથી એક જ રીતે થઈ શકે એમ હતું: કાં તો, બીજી વધારે રકમનું દેવું કરે યા તો તે દેશો તરફ પોતાના સોનાની નિકાસ કરે. દેણદાર દેશોએ સોનાની નિકાસ કરી અને તેથી અમેરિકા, ફ્રાન્સ અને ઇંગ્લંડની મધ્યસ્થ શરાફી સંસ્થાઓમાં સોનાનો જથ્થો વધ્યો અને આંટ સંકોચાઈ અને બધી જાતનો વેપાર મંદો પડી ગયો. દેણદાર દેશોએ પોતાની આયાત ઘટાડી, જેને લઈને જે દેશોએ

નાણું ધીરેલું તેનો પરદેશનો વેપાર તેમ જ ઉદ્યોગોને ધોકો પહોંચ્યો. કારણ, દેણદાર દેશોએ એમનો માલ લીધો નહિ. આ પ્રમાણે વેપારની મંદીનું ચક્કર ફર્યાં જ કરશે, જ્યાં સુધી લેણદાર દેશો પોતાનો માલ વેચવાનું અને બીજા દેશોમાંથી આયાત અટકાવવાનું દબાણ ચાલુ રાખશે. અમેરિકાએ ભાવો વધારવાને કરેલી અથાગ મહેનત છતાં આખી દુનિયાના ભાવો તુરતમાં સુધરે એમ આજે તો દેખાતું નથી.

દક્ષિણ આફ્રિકાના મુત્સદ્દી જનરલ સ્મટ્સે એવા અર્થનું કહ્યું છે કે જો દુનિયામાં સોનાનો જથ્થો વધે તો ચીજોના ભાવો એની મેળે જ વધે. આ કથન ખોટું છે એમ પુરવાર કરવાને નીચેનો કોઠો આપ્યો છે, જેથી જણાશે કે સોનાની અનામત ઓછી થતાં ભાવો વધ્યા છે અને સોનું વધતાં ભાવો ઘટ્યા છે.

| દેશ | સોનાની અનામત લાખ પાઉન્ડ | ભાવોનો આંક | સોનાની અનામત | ભાવોનો આંક | સોનાની અનામત | ભાવોનો આંક | સોનાની અનામત | ભાવોનો આંક |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૯૩૧ | | ૧૯૩૨ | | ૧૯૩૩ | | ૧૯૩૪ | |
| અમેરિકા | ૬૦૪૩ | ૧૦૪.૬ | ૬૧૩૯ | ૯૨.૮ | ૬૪૭૦ | ૯૪.૫ | ૭૩૩૩ | ૧૦૩.૪ |
| ઇંગ્લંડ | ૧૪૫૯ | ૮૯.૩ | ૧૨૦૭ | ૮૬.૧ | ૧૧૯૮ | ૮૬.૯ | ૧૯૦૭ | ૯૦.૪ |
| જાપાન | ૮૫૪ | ૧૧૫.૬ | ૪૮૧ | ૧૨૧.૭ | ૪૩૫ | ૧૩૫.૬ | ૪૩૫ | ૧૩૨.૬ |
| જર્મની | ૧૦૮૫ | ૧૧૦.૯ | ૪૮૨ | ૯૬.૫ | ૩૯૫ | ૯૩.૩ | ૧૮૪ | ૯૬.૩ |
| ફ્રાન્સ | ૪૩૨૬ | ૫૦૨ | ૫૫૪૪ | ૪૨૭ | ૬૬૮૪ | ૩૯.૮ | ૬૨૦૭ | ૪૦૫ |

ઉપરના કોઠા પરથી આપણે જોઈ શકીએ છીએ કે જાપાનની સોનાની અનામત ૧૯૩૧માં ૮૫૪ લાખ પાઉન્ડ પરથી ઘટીને ૧૯૩૪માં ૪૩૫ લાખ પાઉન્ડ થઈ; જ્યારે ભાવોનો આંક ૧૧૫.૬ થી વધીને ૧૩૨.૬ એ જ સમયમાં થયો. ફ્રાન્સમાં સોનાની અનામત ઈ. સ. ૧૯૩૧માં ૪૩૨૬ લાખ પાઉન્ડ હતી તે વધીને ઈ. સ. ૧૯૩૪માં ૬૨૦૭ લાખ પાઉન્ડ થઇ; જ્યારે ભાવનો આંક ૫૦૨ થી ઘટીને ૪૦૫ એ જ સમયમાં થયો. અમેરિકા અને ઇંગ્લંડમાં સોનાનો જથ્થો વધ્યો છે, પણ ભાવો તે દરમ્યાન સ્થિર રહ્યા છે એમ કહી શકાય; જ્યારે જર્મનીમાં સોનાનો જથ્થો ઘણો જ ઘટચો છે, પણ તેના પ્રમાણમાં ભાવના આંકનો ઘટાડો ઘણો જ જૂજ છે. સોનાના જથ્થાના વધારાથી ભાવ વધે છે એ હમેશ સાચું નથી. એટલું પુરવાર કરવાને ઉપર જણાવેલ બીના પૂરતી છે.

દુનિયાના અગત્યના દેશોની સોનાની સ્થિતિની ચર્ચા ઉપર કરી છે. હવે આપણે ૧૯૩૧ થી ૧૯૩૪ સુધીની હિંદની સ્થિતિ ઉપર ચર્ચા કરીએ:

| સાલ | સોનાની અનામત—લાખ રૂપિયામાં | ભાવનો આંક |
|---|---|---|
| ૧૯૩૧ | ૪૪૪૦ | ૯૬ |
| ૧૯૩૨ | ૪૪૪૦ | ૯૧ |
| ૧૯૩૩ | ૪૪૪૦ | ૮૭ |
| ૧૯૩૪ | ૪૪૪૦ | ૮૯ |

ઉપરના કોઠા પરથી આપણે જોઈ શકીએ છીએ કે હિંદી સરકારની સોનાની અનામત રૂ. ૪૪૪૦ લાખ ઉપર સ્થાયી રહી છે, જ્યારે ભાવોનો આંક ૯૬ થી ઘટીને ૮૯ થયો છે. ૧૯૩૪ માં ભાવના આંકમાં થયેલો થોડો સુધારો પણ અમેરિકાએ અકુદરતી રીતે વધારેલા ભાવોને આભારી છે. જ્યારે દુનિયાના બધા જ દેશો એકેએક તોલો સોનું હાથ કરવામાં

મશગૂલ છે ત્યારે હિંદુસ્તાને ૧૯૩૧ ના સપ્ટેમ્બર કે જ્યારથી ઈંગ્લંડે સોનાનું ધોરણ છોડ્યું ત્યારથી સોનાની મોટા પ્રમાણમાં નિકાસ કરી છે. અત્યાર સુધીમાં થયેલી સોનાની નિકાસ કિંમત અને ઔંસમાં નીચે પ્રમાણે છે:

| ઈ. સ. | ઔંસ | લાખ રૂપિયા |
|---|---|---|
| ૧૯૩૦-૩૧ | ૮૬,૯૭૬ | ૪૯ |
| ૧૯૩૧-૩૨ | ૮૦,૭૯,૪૨૭ | ૬૦૭૭ |
| ૧૯૩૨-૩૩ | ૮૫,૨૬,૨૪૧ | ૬૬૬૪ |
| ૧૯૩૩-૩૪ | ૬૮,૩૦,૧૯૯ | ૫૮૧૫ |

જો હિંદુસ્તાને સોનાની આટલી નિકાસ ન કરી હોત તો દુનિયાના ચલણનો ઇતિહાસ આજે કંઈક જુદો જ હોત. હિંદને સોનાની બાબતમાં પાતાળકૂવાની ઉપમા આપવામાં આવે છે. પણ જો ઉપરની બન્ને બાબતોને ખોટી પાડવાની જરૂર હોય તો હિંદુસ્તાને સપ્ટેમ્બર ૧૯૩૧ પછી કરેલ સોનાની નિકાસના આંકડા તેથી ઊલટું પુરવાર કરવાને મોજૂદ છે.

ભૂતકાળમાં હિંદ જે સોનાની આયાત કરતું હતું તે સોનાની આટલી બધી નિકાસ કેમ કરે છે? હિંદની પેદાશની નિકાસને લઈને હિંદને હમેશ બીજા દેશો પાસેથી પોતાને હિસાબ પેટે લહેણું જ રહેતું અને તે લહેણા પેટે તે સોનું આયાત કરતું હતું; પણ લડાઈ પછી જ્યારે બીજા બધા દેશોનાં ચલણના ભાવો ઘટ્યા ત્યારે હિંદના ચલણના ભાવો વધારીને હૂંડિયામણ સ્થાયી કરવામાં આવ્યું અને તે શિ. ૧ પે. ૪ ને બદલે શિ. ૧ પે. ૬ ઉપર. શિ. ૧ પે. ૪ નો ભાવ લડાઈ પહેલાં ૨૦ વર્ષ સુધી ટકી રહ્યો હતો. તેની પરવા ન કરતાં, ઊંચા ભાવે નક્કી કરેલા હૂંડિયામણનું પરિણામ એ આવ્યું કે હિંદની પેદાશના ભાવો દુનિયાના બીજા દેશોના કરતાં ઘણા જ ઘટી ગયા અને તેને લીધે હિંદની ખરીદીની શક્તિ કમી થઈ અને કરો વધ્યા. આથી કરીને ખેડૂતોને જે બચત પોતાની પાસે હતી તે કાઢ્યે જ છૂટકો થયો. નાણું રોકવાની બીજી સગવડોને અભાવે ખેડૂતોની બચત સોના અને રૂપાના દાગીનામાં રોકાણી હતી, અને જે સોનું હમણાં દેશની બહાર જાય છે તે ખેડૂતોની કંગાળ હાલતને અંગે એમને ફરજિયાત વેચવું પડતું સોનું છે. આથી કરીને જ એ સોનાને "આપત્તિના સોના"ને નામે ઓળખાવવામાં આવે છે. જ્યાં સુધી અધિકારીઓને હિંદની સોનાની નિકાસ લાભકારી છે ત્યાં સુધી હિંદની આ લૂંટાતી દોલત અટકી શકે એમ નથી.

દુનિયાના સોનાના સંગ્રહની તપાસણી પૂરી કરીને આપણે કહી શકીએ કે અમેરિકા, ફ્રાન્સ અને ઇંગ્લંડ જે ત્રણ દેશો આખી દુનિયાનું ⅔ સોનું દબાવીને બેઠા છે તેમને કોઈક દિવસ તો એ સોનું છૂટું કર્યે જ છૂટકો છે. સોનું કાંઈ ખાવાની વસ્તુ નથી કે વખત જતાં તે વપરાઈ જશે યા તો દુકાળ વખતે લોકો તે ખાઈને નિર્વાહ કરશે. અને તેથી જ્યારે દુનિયાનો એકમેકનો વિશ્વાસ વધશે ત્યારે એ સોનું છૂટું થશે જ. જગાની દિવાલોની અને પોતાના જ દેશના સ્વાર્થની નીતિ વહેલીમોડી બદલ્યા સિવાય હવે ચાલે તેમ નથી, નહિતર દેશપરદેશનો આંતરરાષ્ટ્રીય વેપાર તદ્દન જ બંધ થઈ જશે. આ ઉપરાંત જે ધાતુ ચલણનો (bimetalism) અખતરો અમેરિકા કરી રહ્યું છે તે જો ફતેહમંદ થાય તો દેશપરદેશની લેનદેનીમાં સોનાની અગત્ય કાંઈક ઓછી થાય. અને તો એ ત્રણે દેશોને પોતે દબાવેલું સોનું બહાર કાઢ્યે જ છૂટકો. જો એ પ્રમાણે થાય તો સોનાના ભાવમાં વધારો થવો તો બાજુએ રહ્યો, પણ સોનાના ભાવો જરૂર ઓછા થઈ જાય.

ચંદ્રપ્રસાદ હ. દીવાનજી

# ધરતીની જાયા

તું તો અજબ વેશધારી, અનંત રૂપવાળી, બહુરૂપિણી,
છન્દછન્દ નાચે તું ન્યારી, દેવોની દુલારી, બહુરંગિણી.
પાંપણને પલકારે, ભરતી ત્રિલોક તું,
અંકે મયંકમઢ્યું વ્યોમ તારે ઝોકતું,
વૃન્દના વિહાર તારા ત્રિભુવન વિલોકતું,
સાગરની સુન્દરી હલેતી, દરશનિયાં દેતી, બહુરૂપિણી,
કોનાં ઓવારણાં લેતી, એ વાત જા કહેતી બહુરંગિણી. ૧
ઘેરા આકાશપટે છાયા ઘનશ્યામની,
સવિતાનાં તેજ ઝીલી ઝબકતી ભામિની,
રંગછોળ ફેંકતી આ વ્યોમકેરી સ્વામિની,
ઝૂલે દિશાઓને ઝોલે, દિગન્તો ઢંઢોળે, બહુરૂપિણી,
છૂપી પ્રગટ રંગ ઢોળે, ક્ષિતિજોને ખોળે, બહુરંગિણી. ૨
આછી તરંગમાળ દરિયાની લ્હેરતી,
પાંખો પસારી ઊડે પીંછાં શું વેરતી,
પીંજેલા પોલ સમી આભલાને ઘેરતી,
છૂટે અંબોડલે છકેલી, ઓ રૂપકેરી વેલી, બહુરૂપિણી,
આછેરી ઓઢણી સંકેલી, ઊડે રંગરેલી, બહુરંગિણી. ૩
ભગવાં ભભૂત ધરી ભીખે શું જોગણી,
કુંકુમની આડ તાણી ભાલે સોહાગણી,
ગાલે ગુલાબ ભરી કન્યા કોડામણી,
ઘૂમે તું કોણ ભેખધારી, વેરાગણ સંસારી, બહુરૂપિણી,
રંગની ઘડેલી કુમારી અલખની કુંવારી બહુરંગિણી. ૪
સન્ધ્યા ઉષાના આ રંગભર્યા કુંડ જો,
હાથે આ વાયુઓની પીંછીઓનાં ઝૂંડ જો,
લીધા પ્રતીક કાજ પૃથ્વીના ખંડ જો,
ખોલ્યો આકાશપટ પ્હોળો, તેં કૂચડો ઝબોળ્યો, બહુરૂપિણી,
રેખાનો રમ્ય રાસ દોર્યો, જીવનરંગ ઢોળ્યો, બહુરંગિણી, ૫
માનવનાં નેણમાં ન વેણમાં સમાતી,
સાત સાત રંગમાં ન ઝાલી ઝલાતી,
કલ્પનાની ડાળ તારા ભારથી દબાતી,
પલટતી વેશ–વર્ણ–કાયા, તેં વિશ્વો સરજાવ્યાં, બહુરૂપિણી,
પાથરતી પ્રાણભરી છાયા, ધરતીની ધન્ય જાયા, બહુરંગિણી. ૬

સુન્દરમ્

સ્ખલિત થઈને આ ટોળાંઓમાંથી એકાદમાં સામેલ થવા લાગ્યા. કોઈ ટોળામાં કૉલેજના 'રાજકારણ'ની અથવા તો ગયે વરસે ચૂંટણીમાં ફલાણોફલાણો કેવો ચાટ પડ્યો તેની વાતો ચાલતી હોય તેમ અસ્ફુટ અને ટુકડેટુકડે સંભળાતા શબ્દો ઉપરથી લાગતું હતું. પેલા આઘેના ખૂણા ઉપરના ટોળામાં ઘણાખરા કૉલેજના ક્રીડનપટુઓ—(અને તેથી કૉલેજના 'કાયમના ઘરાકો') એટલે મોટેથી ચર્ચા કરતા હતા કે એમની વાતનો વિષય છેલ્લી એમ. સી. સી. ની મૅચનો છે એ તરત જ ખબર પડી જતી હતી.

એ આખું દસ્ય રમણીય હતું. અંધારામાં ક્રીડાંગણના શ્યામ પૃષ્ઠભાગ ઉપર કાળાં ટપકાં જેવાં દેખાતાં એ શ્યામતર ટોળાંઓ અમાસની રાતે સમુદ્રના શ્યામ પટ ઉપર પોતાની સહેજ વધારે શ્યામલતાથી દૃગ્ગોચર થતા અસ્પષ્ટ ખડક જેવા લાગતા હતા.

સાંજને વખતે પણ પોતાની ઓરડી ન છોડનારા સ્કૉલરો સિવાય બીજા કોઈને આવું સુંદર દસ્ય જોવાનું મળતું નહિ હોય. ન તો દિવસને અજવાળે વાંચી શકાય, ન તો દીવાના પ્રકાશને અજવાળે, એવે વખતે દુનિયા ઉપર એક જાતની જે બીપણ અને ગમગીનીભરી છાયા પડી જાય છે તેમાં પણ એક અવર્ણનીય આનંદ રહેલો હોય છે. મૃત્યુના ઓળાનું સ્મરણ કરાવતી એ છાયાની ગંભીરતામાં કોઈ પણ જાતની છેડછાડ સહન થતી નથી, અને અજાણ્યે પણ માણસ પોતાનામાં ઊંડો ઊતરી જાય છે.

*

તે દિવસે મારું ચંક્રમણ ક્યારે પૂરું થયું અને હું ક્યારે એકાએક અભ્યાસના નિશ્ચય ઉપર આવ્યો તે અત્યારે યાદ નથી. ભૂમિતિના થોડા દાખલા ગણવાના ઇરાદાથી મેં આરામખુરશી છોડી અને ટેબલ સાથે મારા શરીરનો કાટખૂણો કરી, અભ્યાસની તૈયારી કરી ત્યાંથી બધું મને યાદ છે. અને એ પણ યાદ છે કે કોઈ પણ કારણ વગર મેં યુક્લિડની ભૂમિતિ કાઢવાને બદલે શાકુન્તલ કાઢેલું અને એ વાંચવાની શરૂઆત કરેલી. હજી ચાર જ લીટી વાંચી હશે, ત્યાં તો ધ...ડ દઈને બારણું ઊઘડ્યું અને અમારા મિત્રવર્ય વિનુભાઈ અંદર આવ્યા. બારણું ઉઘાડવાની નાજુક અને સભ્ય પદ્ધતિ ઉપરથી જ અમારી કૉલેજમાંથી એકાદ આંધળો વિદ્યાર્થી પણ કહી શકત કે પધારનાર સદ્‌ગૃહસ્થ બીજા કોઈ નહિ પણ વિનુભાઈ છે. પધાર્યા એનો વાંધો ન હતો. પણ અંદર આવીને ભાઈએ સીધો હાથ વીજળીના દીવાના બટણ ઉપર મૂક્યો, અને આશ્ચર્યથી ઓકારાન્ત થયેલા મારા શુભ મુખમાંથી કાંઈ શબ્દો બહાર પડે તે પહેલાં તો ઓરડીમાં અંધારું છવાઈ ગયું.—અંધારામાં શબ્દો સંભળાયા:

"Vinu said, let there be darkness and there was darkness."
(વિનુએ કહ્યું કે અંધારું ઉત્પન્ન થાઓ, ને અંધારું થયું.)

હવે વાત એમ છે, કે અભ્યાસને વખતે મને ત્રાસ જરા પણ સહન થતો નથી. અને અત્યારે તો હું ખાસ એક જાતના વાતાવરણમાં હતો. વિનુનું આ તોફાન મારાથી જરા પણ સહન થયું નહિ. મારું માથું ફરી ગયું ને મેં ક્રોધથી બૂમ પાડી: "ખબર છે સૃષ્ટિકર્તા પરમેશ્વર થયો છે તે! લાઈટ કરે છે કે નહિ, વિનુડિયા? નહિ તો પછી— "

"હી, હી, હી," અંધારામાં હાસ્ય સંભળાયું: "શું કહ્યું આપે? 'નહિ તો પછી?'

વાહ, વાહ, ઘણું જ સરસ! છોકરીએ આજે હિમ્મત કરી ખરી! ઘણું જ સરસ! ......
'નઈ તો પચી'! શું કહેવાના છો નઈ તો પચી? મારા લેંઘાના એક પગમાંથી આખો ને આખો પસાર થઈ જાય છે ને કહે છે 'નહિ તો પછી'!!"

"તું પહેલાં ઓરડીની બહાર નીકળ," મેં વધારે ચિડાઈને એ ઊભો હતો તે ખૂણા તરફ મોઢું કરી બૂમ પાડી.

"તને જો અંધારાની બીક લાગતી હોય તો તું બહાર જઈ શકે છે," તદ્દન ઠંડે પેટે અમારા બહાદુર મિત્ર ઉચર્યા.

હવે તો હદ થઈ ગઈ! ક્રોધથી હું બળી રહ્યો હતો, અને શું કરવું તે ન સૂઝ પડવાને લીધે બમણો અસહાય બન્યો હતો. એટલામાં વળી પાછો એ ધીર ગંભીર અવાજ આવ્યો:

"Vinu created darkness and saw that it was good. And then he said, let there be light and behold, there was light." (વિનુએ અંધકાર ઉત્પન્ન કર્યો અને જોયું કે તે સારો થયો છે. પછી તેણે કહ્યું કે હવે પ્રકાશ ઉત્પન્ન થાઓ—અને પ્રકાશ ઉત્પન્ન થયો.)

ફરીવાર ઓરડી પ્રકાશથી ઝળહળી રહી. અને અંજાઈ ગયેલી મારી અર્ધોન્મિલિત આંખોએ મેં એ સદૈવ હસતી મૂર્તિનું અવલોકન કર્યું. વિનુનું એ હાસ્ય જ બધાને એની આગળ નમાવી દેતું.

"કેમ આવે ઠંડે પહોરે આટલો બધો ગરમ થઈ ગયો?" વિનુભાઈએ શરૂ કર્યું. "તપી જવું એ તબિયત માટે ખરાબ છે અને—"

"ચૂપ કર. તારું ડહાપણ નહિ જોઈએ મારે!" મેં એને ઝાપ્યો.

"—અને ખાસ કરીને આપણા પાચક રસ ઉપર એ તપી જવાનું બહુ ખરાબ પરિણામ થાય છે," વિનુએ આગળ ચલાવ્યું, અને સાથેસાથે મારા હાથમાંની ચોપડી ઉપર નજર નાખી—

"ઓ...હો! હવે સમજ્યો! આપ શાકુન્તલ વાંચતા હતા? હવે ખબર પડી આપ કેમ ગુસ્સે થયા તે! ચોખ્ખું કહે ને કે હજી હમણાં જ શકુન્તલાને તેની સખીઓ રાજા સાથે એકલી મૂકીને ચાલી ગઈ છે ત્યાં મેં આવીને દખલ કરી! મિત્રવર્ય અરવિંદ, આવા અંગત પ્રસંગે અંદર ધૂસી આવવા માટે હું ઘણો જ દિલગીર છું, પણ મારે આપને એટલું જ જણાવવાનું છે કે મેં એ પ્રવેશ આખો વાંચ્યો છે અને આગળ કાંઈ ચુંબન, આલિંગન ઇત્યાદિ આવશે એવી આપની અપેક્ષા હોય તો તે ભૂલભરેલી છે, અને તેથી આપનો ગુસ્સો અસ્થાને છે. સિવાય એ ગુસ્સાની ખરાબ અસર આપણા પાચક રસ ઉપર—"

"જહાન્નમમાં જા તું અને એ તારો પાચક રસ!" હું બરાડી ઊઠ્યો.

"જો વળી પાછો તપ્યો? ઠંડો પડ, ભાઈ, ઠંડો પડ!" મને સમજાવતાપટાવતા વિનુએ આરામખુરશી ખાલી હોવા છતાં મને ઉપાડીને કોટમાં બેસાડી પોતે ખુરશી વિભૂષિત કરી ને વાત ચલાવી: "બધી વાત જવા દે ને પહેલાં એ વાત કર કે આજે તારી શકુન્તલા બોટિંગ માટે આવી હતી કે નહિ? આવેલી હોવી જ જોઈએ, નહિ તો તને ટેનિસકોર્ટ ઉપર આવતાં આટલું મોડું થાય જ નહિ!"

"કૉલેજની કોઈ છોકરીને મારી શકુન્તલા કહેતાં તને શરમ નથી આવતી?"

વિનુના રસિક સંભાષણથી મારો ગુસ્સો જવા લાગ્યો હતો છતાં જેમતેમ કરી ગંભીર રહી મેં એને પૂછ્યું.

"મેં ક્યારે 'મારી' શકુન્તલા કહ્યું ? હું તો 'તારી' શકુન્તલા કહું છું. નકામોનકામો અદેખાઈ શું કામ કરે છે? બોલ, આજે એ બોટિંગ માટે આવી હતી કે નહિ? અને એની હોડી પાછળપાછળ તારી હોડી લઈ જવાનો રોમાન્સ તેં કર્યો હતો કે નહિ?"

"અરે હા ! આજનો રોમાન્સ તો ખરેખર તને કહેવા જેવો છે. નદીની જમણી બાજૂના પેલા લાંબા ફાંટામાંનું પ્રખ્યાત સ્થળ તો તને ખબર છે ને ? માછીમારોનો પેલો 'ભૂતિયો કાદવ'? નદીના એ ખાંચાની વચ્ચોવચ્ચ આવેલા કાદવના અસ્તિત્વનું મને ભાન જ ન રહ્યું. વચ્ચોવચ્ચ થોડા જ ભાગમાં ઘાસ ઊગેલું જોઈને મને થયું કે એ ઘાસ વચ્ચે થઈને હોડી લીધી હોય તો કેવી મજા આવે! એક, બે, ને ત્રણ—મારી હોડીનો અગ્રભાગ એ 'ભૂતિયા કાદવ'માં એવો તો સજ્જડ ચોંટી ગયો કે હોડી ન હલે કે ચલે."

"નેપોલિયન બોનાપાર્ટનો પેલો પ્રખ્યાત હુકમ તને છે ?" મારી વાત વચ્ચે અટકાવતાં વિનુએ કહ્યું: "શત્રુ નજરે પડે કે તરત જ એ હુકમ આપતો: 'ચોરસ બનાઓ, ગધે ઔર પંડિત બીચમેં.' અને પછી તરત જ ભાર ઊંચકનારા ગધેડાઓ અને સલાહકાર સ્કોલર—પંડિતો સૈન્યની વચ્ચે આવી જતા. તું એક મોટો ગધેડો છે, કારણ તું સ્કોલર છે. કાંઈ નહિ તો આજે એક હજાર વરસ થયાં તું હોડી ચલાવતો હોઈશ પણ તને પેલો 'ભૂતિયો કાદવ' હજી ખબર નથી ! અને નદીના એ ફાંટામાં કોઈ જતું પણ નથી. પણ આપનું તો કાંઈક ખાસ કામ હશે! ઠીક ચાલો, પછી શું થયું ?"

"પછી શું થાય ? મારું કપાળ ? એક કલ્લાક બેઠો હતો. બધી જ હોડીઓ મુખ્ય પાત્રમાંથી પસાર થાય છે. એ ખાંચામાં તો કોઈ આવતું જ નથી. અને ઠેઠ એકએ ફર્લાંગ અંદર તો કોઈજ નથી આવતું. એ તો નસીબ મારા કે એક કલાકે એક હોડી આવી ને મને છોડવ્યો. મારી હોડી તો હજી 'ભૂતિયા કાદવ'માં જ પડી છે!......સાંભળ્યો આજનો રોમાન્સ? કે હજી કાંઈ કહેવું છે? સિવાય તને એક વાત કહી દઉં, મારું અને એ લીનાનું નામ તારે કોઈ દિવસ સાથે લેવું નહિ, મારે ને એને કાંઈ લાગતુંવળગતું નથી. એને જ શું પણ કોઈ પણ છોકરીને ને મારે લાગતુંવળગતું નથી."

"ન...થી કેમ લાગતુંવળગતું? બરા...બ્બર લાગેવળગે છે! તું સ્કોલર, એ સ્કોલર; તું બોટિંગ જાણે ને એ પણ જાણે; પછી લાગતુંવળગતું કેમ નથી? ને વળી આવતી કાલના વાદવિવાદના તમે બન્ને મુખ્ય વક્તાઓ! પછી પૂછવું જ શું? પણ દોસ્ત! ગમે એમ કરીને એ છોકરીનું મોઢું તું તારી સુંદર દલીલોથી બંધ ન કરે? એ લીનાને સ્ત્રીસ્વાતંત્ર્ય ઉપર ભસવાની બહુ ટેવ પડી ગઈ છે. કાલે તું જીતે તો તને એક કપ આપીશ."

"ચાનો કપ ને?" મેં હસતાંહસતાં કહ્યું. કારણ વિનુનાં વચનો કેવાં હોય છે તેની મને ખબર હતી.

*

"Buck up અરવિંદ! તમે તો આજના 'હીરો' કહેવાઓ! બરાબર ફેંસલો કરવાની! તમે તમારે રીતસર દીધે રાખજો," મેં કલબમાં પગ મૂકતાં જ મારા મિત્ર પ્રેમશંકરે મને આવકાર આપતાં કહ્યું.

"અરે લીના આગળ કોઈનું કાંઈ ચાલવાનું નથી.—( એ મહારાજ, જરા ઘી લાવજો તો!)—અને કોને ખબર કે તમારો આ 'હીરો' જાણી જોઈને પાછાં પગલાં નહિ ભરે?" ચાર રોટલીનો એક કોળિયો કરતાંકરતાં પ્રહ્લાદે મત આપ્યો. આખી કલબ હાસ્યધ્વનિથી ગાજી ઊઠી.

"લીના શું કે કોઈ શું; મારા પ્રામાણિક મત કદી ફરશે નહિ, સમજ્યા પ્રહ્લાદજી?" મેં સહેજ છાતી કાઢીને કહ્યું.

"શાબાશ છે......શાબાશ છે...... અરવિંદકી જય!" બધા બૂમ પાડી ઊઠયા.

"ભાઈઓ, આજકાલના કૉલેજના જુવાનિયાઓનું તો કાંઈ કહેવાય નહિ! પેરિસની ફૅશનેબલ સુંદરીઓ દિવસમાં જેટલી વાર પોતાનાં કપડાં બદલતી હશે એથી પણ વધારે વાર આ કૉલેજિયનો પોતાના મત બદલે છે," અમારી કલબના નિરાશાવાદી અને તત્ત્વજ્ઞાની મિત્ર તનસુખે તદ્દન અનાસક્તિથી એક રસગુલ્લું ડાબી દાઢમાં મૂકી દેતાં કહ્યું.

"છોકરીઓ કાંઈ ઓછી અસ્થિર હોય છે?" કૃષ્ણલાલનું પૌરુષત્વ ગર્જી ઊઠયું; "શરમ છે કે તમે બધા પુરુષો ઉપર તૂટી પડયા છો? સ્ત્રીઓ જેટલી અસ્થિર તો કોઈ નહિ હોય! જેની સાથે એક કલાક સુધી વાતો કરવા પણ તૈયાર નથી હોતી એની જ સાથે પરણીને આ છોકરીઓ આખો જન્મ પસાર કરવા તૈયાર થઈ જાય છે! આ તનસુખ તો તદ્દન સ્કૉલર લાગે છે!!"

*

જમીને હું કૉલેજમાં ગયો ખરો, પણ આજે મારું ધ્યાન ચોંટતું નહોતું. ક્યારે ચર્ચાસંઘની બેઠક થાય ને ક્યારે એકવાર આ વાદવિવાદ પૂરો થાય એમ જ મને તો થઈ ગયું હતું.

આખરે સાડાત્રણનો ઘંટ વાગ્યો. અને દસ મિનિટમાં જ આખો હૉલ ચિકાર ભરાઈ ગયો. વિષય જ એવો હતો કે એટલી ગર્દી થાય—"કોણ શ્રેષ્ઠ? સ્ત્રી કે પુરુષ?" એ વિષય હતો. રાબેતા મુજબ પ્રમુખશ્રી દસેક મિનિટ મોડા આવ્યા. અને પોતાનું મહત્ત્વ વધારવા, પ્રમુખના સ્થાન માટે પોતે કેમ નાલાયક છે તે ટૂંકમાં કહી, કોઈ પણ આગ્રહ ન કરતું હોવા છતાં 'સૌના આગ્રહ'થી તેમણે તે સ્વીકાર્યું; અને સભાનું કામ શરૂ થયું.

ચર્ચા છેડવાનું કામ લીનાનું હતું. એના ભાષણનો કેટલોક ભાગ આ પ્રમાણે હતો:

"........પ્રાચીન હિંદમાં પણ સ્ત્રીઓનું મહત્ત્વ ખૂબ હતું એ કોઈ પણ ઇતિહાસજ્ઞ તમને કહી આપશે. ગાર્ગી, વાચક્નવી, અને મૈત્રેયીના દાખલા આપણી પાસે મોજૂદ છે. સ્ત્રીસ્વાતંત્ર્ય અને સ્ત્રીની મહત્તા એ વસ્તુઓ ન સ્વીકારનારા મારા મિત્રો જરા એ તરફ નજર નાખવાની તસ્દી લેશે? સ્ત્રી એ તો પુરુષનું અર્ધું અંગ છે. એ અર્ધા ભાગને પૂરતું મહત્ત્વ નહિ આપો તો સમાજને અર્ધાંગ થયા વિના નહિ રહે. પશ્ચિમાત્ય દેશોમાં લોકો સ્ત્રીની મહત્તા સમજે છે........

"......અને આપણી વિદ્યાની અધિષ્ઠાત્રી દેવતા પણ કોણ છે?—સરસ્વતી—એક સ્ત્રી. સ્ત્રીનું શ્રેષ્ઠત્વ માન્ય ન કરનારા પુરુષો પણ આખરે તો આ સ્ત્રીની જ આરાધના કરે છે ને? સ્ત્રીઓ કરતાં પુરુષો શ્રેષ્ઠ છે એમ હવે કહેવાની જરૂર છે ખરી?......"

લીનાના ભાષણને અંતે તાલીઓનો જાણે વરસાદ વરસ્યો. એ જ્યારે ફરી પાછી

છોકરીઓમાં જઈને બેઠી ત્યારે એની બહેનપણીઓએ એના કાનમાં અદેખાઈ અને માન એ બન્નેથી ભરેલી સ્તુતિ ખૂબ રેડી. લીનાનું મોઢું ગૌરવથી અને શરમથી રાતુંચોળ થઈ ગયું હતું.

બધા હવે મારી તરફ જોવા લાગ્યા. વારો આવ્યો ત્યારે હું ઊભો થયો. પ્રોત્સાહન આપતા પોકારો વચ્ચે મેં વ્યાસપીઠ ઉપર જઈને મારી ટોપી સરખી કરી, અને રૂમાલથી મોઢું લૂછી મારું ભાષણ શરૂ કર્યું:

"પ્રમુખ શ્રી, ભાઈઓ અને બહેનો, તમે લોકોએ મિસ જોપીનું ભાષણ સાંભળ્યું છે. એકંદરે એમનું ભાષણ ઘણું જ જુસ્સાવાળું, મનોરંજક અને મુદ્દેસર હતું. દુ:ખની વાત એટલી જ છે કે એ મુદ્દાઓ તદ્દન અસંબદ્ધ હતા. અસંબદ્ધતા એ ગુણ છે કે દોષ એ વાત બાજુએ મૂકી દઈએ તોપણ મારે એટલું તો કહેવું જ પડશે કે એમણે રજૂ કરેલા મુદ્દાઓનું એમણે સર્વાંગિણ અવલોકન નથી કર્યું. વાચક્નવીની જ વાર્તા દાખલા તરીકે લો. જો તમે એ વાર્તા આખી વાંચી જશો તો તમને જણાશે કે એ બડબડિયા સ્વભાવની સ્ત્રીનું મોઢું યાજ્ઞવલ્કયે એક જ વાક્યથી બંધ કરી દીધું હતું. એ અદ્‌ભુત પ્રસંગ જો સ્ત્રીઓની મહત્તા દર્શાવતો હોય તો મિસ જોપીએ એ ધીરે રહીને કેમ છોડી દીધો કોણ જાણે!........વિદ્યાની દેવી ભલે સરસ્વતી હોય, પણ વિદ્યાનો મોટો દાદો તો ગણપતિ જ છે એ વાત કેમ ભુલાય? અને તમે સૌ જાણો છો કે ગણપતિ ઉત્સવ દરવર્ષે ઊજવવામાં આવે છે, જ્યારે બિચારી દેવશ્રીનો ઉત્સવ કોઈ ઊજવતું જ નથી!........સીતા અને હેલનથી માંડીને તે ઇંદોરની મુમતાઝ બેગમ સુધી આ સ્ત્રીઓએ જ્યાંત્યાં અનર્થપરંપરા જ ઊભી કરી છે...... આપણી કૉલેજમાં જ જુઓને! એક પણ સ્ત્રી-પ્રોફેસર નથી નિમાતા એ લાક્ષણિક નથી શું? મિસ જોપીના જ શબ્દોમાં કહીએ તો સ્ત્રીઓ પુરુષો કરતાં શ્રેષ્ઠ છે એમ હવે કહેવાની જરૂર છે ખરી?"

તે દિવસે જ્યારે મત લેવાયા ત્યારે મારો વિજય થયો એ જેમ કહેવાની જરૂર નથી, તેમ જ લીનાનું મોઢું જોવાજેવું થયું હતું એ કહેવાની પણ જરૂર નથી.

ત્યારપછી ચાર દિવસની આ વાત છે. હું મારી નાની હોડીમાં એકલોએકલો જતો હતો. સૂર્યબિંબ ક્ષિતિજની નીચે જવાને હજી એકાદ કલાકની વાર હતી. મારી પીઠ હોડીના આગલા ભાગ તરફ હતી, અને મોઢું સૂરજ તરફ હતું. ઝપાટાબંધ હલેસાં મારતોમારતો હું પાણી કાપી રહ્યો હતો. જ્યારે હું પેલા નદીના ફાંટા પાસે આવ્યો ત્યારે આજે પણ એ ફાંટામાં જવાની મને ઇચ્છા થઈ આવી અને એક જ બાજૂના હલેસાના એક સપાટા સાથે મેં હોડી અંદર વાળી. એકાદ ફર્લાંગ અંદર ગયા પછી આગળના ભાગનું અવલોકન કરવા મેં સહેજ મોઢું ફેરવી દૃષ્ટિ કરી—ઓહો!—દૂર દૂર પેલા 'ભૂતિયા કાદવ'-માં કોઈની હોડી સપડાઈ ગયેલી જણાઈ! મદદે જવાની ઇચ્છાથી મેં મારી ગતિ વધારી. અર્ધું અંતર કાપ્યા પહેલાં જ મને ખબર પડી ગઈ કે એ સપડાયેલી વ્યક્તિ બીજી કોઈ નહિ પણ મિસ લીના જોપી જ છે. મને એક અનેરી સંવેદના થવા લાગી. આ...હા! લીના સંકટમાં! કેટલું મારું નસીબ બલવત્તર છે!!

ધીરેધીરે હું પાસે ગયો.

"મહેરબાની કરી મને આ હોડીમાંથી છોડવશો? લગભગ એક કલાક થયા હોડી ચોંટી ગઈ છે. અને આ બાજુ એકે ય હોડી આવતી પણ નથી. જો મહેરબાની કરી........," લીનાએ આર્જવના સ્વરમાં મને કહ્યું.

"ના, ના, એમાં મહેરબાની શું? મેં શરૂ કર્યું. પણ એટલામાં મને શેતાનિયત સૂઝી. મને થયું આજે તો ખરો 'ચાન્સ' છે! મેં કહ્યું, પણ વાત એમ છે, મિસ જોષી, કે હું તમને જરૂર છોડવું પણ એક શરતે......"

"શી શરત?" એણે આશ્ચર્યથી પૂછ્યું.

મોઢું ગંભીર રાખી મેં જવાબ આપ્યો, "તમે જો પુરુષ શ્રેષ્ઠ છે એ કબૂલ કરતા હો તો હું હમણાં તમને છોડવું. અને સિવાય એક પુરુષ, એક સ્ત્રીને મુક્ત કરે છે એ વસ્તુ જ એ વાતને સિદ્ધ કરી આપે છે એટલે એમાં તમારો અંતરાત્મા પણ તમને નહિ ડંખે."

એના ચહેરા ઉપરના ભાવોનું હું બારીકાઈથી નિરીક્ષણ કરતો હતો. ખૂબ વિચારને અંતે એના હોઠ ઊઘડ્યા. એણે કહ્યું, "તમે શું એમ માનો છો કે કેવળ હું આફતમાં છું એટલે મારા પ્રામાણિક મતો હું બદલીશ? આપની એમાં ભૂલ થાય છે. તમારે મદદ કરવી હોય તો કરો, ને ન કરવી હોય તો તમારે રસ્તે પડો. બાકી, મારા મત બદલાશે નહિ એ વિષે ખાતરી રાખજો." બોલતાંબોલતાં એનું મોઢું ક્રોધથી રાતુંચોળ થઈ ગયું. એના ઉપર દૃઢ નિશ્ચય પણ સ્પષ્ટ દેખાતો હતો.

"જેવી તમારી મરજી. પણ તમે એક વસ્તુ ભૂલી જાઓ છો કે આ કકડતી ટાઢમાં તમારે આખી રાત આ 'ભૂતિયા કાદવ'માં જ પસાર કરવી પડશે. કારણ એક પણ હોડી આ ખાંચામાં આવતી નથી," મેં એને યાદ દેવડાવતાં ધમકી આપી. એના મનમાં ફરી ઝઘડો શરૂ થતો દેખાયો.

"તમે મારી અસહાય સ્થિતિનો ફાયદો લેવા માગો છો એ હું જાણું છું. પણ હું તદ્દન અસહાય છું એમ આપ નહિ સમજતા. આ રહી મારી શાલ મારી પાસે. એ ઓઢીને હોડીમાં જ સૂઈ જઈશ. અને ઠંડી હિમ થઈને મરી જાઉં તોયે મને પરવા નથી સમજ્યા? જાઓ હવે, તમને બહુ તકલીફ આપી. પધારો," મારા તરફ પીઠ કરીને બેસતાં એણે સંભળાવ્યું.

"જૈસી આપકી ખુશી," મેં હલેસાં પાણીમાં નાખી હોડી ચાલુ કરતાં હિંદીમાં ટપકાર્યું. હજી દસેક ફૂટ જ ગયો હોઈશ ત્યાં એકાએક લીનાએ કહ્યું:

"જુઓ મિસ્ટર અરવિંદ, વાત એમ છે કે આવી વિચિત્ર પરિસ્થિતિમાં........"

મને હર્ષવાયુ થશે એવી બીક લાગવા માંડી. ત્યારે શું હું ખરેખર જીત્યો? આ... હા! કૉલેજના બધા મિત્રોને કહેવા માટે કેટલો સુંદર પ્રસંગ મળી ગયો!!

લીનાએ ચલાવ્યું, "——આવી વિચિત્ર પરિસ્થિતિમાં અને કપરા સંજોગોમાં હું નાઇલાજે કબૂલ કરું છું કે સ્ત્રીઓ કરતાં પુરુષો શ્રેષ્ઠ છે. બસ? થયું તમારું સમાધાન!"

પણ હવે તો હું વિજેતા હતો, સરમુખત્યાર હતો! મને એટલાથી સમાધાન થાય એમ હતું જ નહિ. મેં નાકનું ટેરવું સહેજ ઊંચું કરી કહ્યું: "મારે તમારી 'વિચિત્ર પરિસ્થિતિ' અને 'કપરા સંજોગો' ને 'નાઇલાજ' ઇત્યાદિનું કામ નથી. ચોખ્ખેચોખ્ખું કહો કે 'હું માન્ય કરું છું કે સ્ત્રીઓ કરતાં પુરુષો શ્રેષ્ઠ છે.'"

એક ક્ષણ માટે એણે ફરી વિચાર કર્યો અને જમણી આંખે કહ્યું: "હું માન્ય કરું છું કે સ્ત્રીઓ કરતાં પુરુષો શ્રેષ્ઠ છે."

તરત જ મેં મારી હોડી એની હોડીના પાછલા ભાગ તરફ આણી, કારણ હોડીની બાજુમાં જવું અશક્ય હતું. એને મારી હોડીમાં લઈ લીધી, અને મારી સામે જ બેસાડી બોટ ક્લબ તરફ હોડી ફેરવી. લીના ચૂપચાપ બેઠી હતી. એની આંખો અશ્રુથી ભરાઈ ગઈ હતી. અંતરાત્મા એને ડંખ્યા કરે છે એ એના મુખ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું. હવે મને મારી મૂર્ખાઈનું ભાન થયું—આ શું કર્યું મેં ? કેટલી મોટી મૂર્ખાઈ ? શી બુદ્ધિ સૂઝી મને આ ? ગમે તે કરું તોપણ જે વસ્તુ બની ગઈ તે હવે ફરી કદી 'ન બની' એમ નહિ થઈ શકે !—મને પસ્તાવો થવા લાગ્યો. કોઈ પણ ઉપાયે જો હું લીનાને ફરી પ્રસન્ન કરી શકું તો તે મારે જોઈતું હતું. એને માટે હું ગમે તે કરવા તૈયાર હતો.

*

એકાએક ઠંડા પવનનો એક ઝપાટો આવી ગયો. લીના થથરી ઊઠી. "સ્સ્સ્...... કેટલી ઠંડી છે ! અરે ! પણ મારી શાલ તો હોડીમાં જ રહી ગઈ !" સાડીના છેડાથી પોતાને બરાબર વીંટી લેતાં લીનાએ કહ્યું.

મેં હોડી ઊભી રાખી—પાછી વાળી—લીના તો ઘણી ના પાડતી હતી કે શાલની કાંઈ એટલી બધી જરૂર નથી ને બોટ ક્લબના ચાકર તે લઈ આવશે. પણ હું કશું જ સાંભળવા તૈયાર ન હતો. શાલ વગર પાછા જવું નથી એ વાતનો મેં નિશ્ચય કરી લીધો હતો. લીનાનું એટલું પણ કામ કરવાના મારા ભાગ્ય ક્યાંથી ! મેં હોડી 'ભૂતિયા કાદવ' પાસે લીધી, ને વળી પાછી એ હોડી પાસે આણી.

"જરા ઊભા રહો. હું હમણાં શાલ લઈ લઉં," લીનાએ બેઠક ઉપરથી ઊભા થતાંથતાં કહ્યું.

પણ પસ્તાવાથી બળી રહેલો અરવિંદ એને કોઈ પણ કામ કરવા દે એમ હતું જ નહિ.

"તમારે તસ્દી લેવાની જરૂર નથી. હમણાં તમને લાવી આપું એ શાલ," મેં હલેસાં ઉપાડી લેતાં અને એને પરાણે બેસાડતાં કહ્યું. મારી હોડીનો આગલો છેડો મેં લીનાની હોડીના સુકાનની તદ્દન નજીક આણ્યો, અને બન્ને હોડી સ્થિર કરી હું લીનાની હોડીમાં ઊતર્યો. મલકાતે મોંએ મેં શાલ ઉપાડી—એ જ ક્ષણે મેં ડબડડડફ્ કરતો પાણીમાં અવાજ સાંભળ્યો. હું એકદમ ચમક્યો. પાછળ વળીને જોઉં છું તો લીનાએ હલેસાં પાણીમાં નાખેલાં અને તે ઝપાટાબંધ મારવાની શરૂઆત પણ કરેલી. શું થઈ રહ્યું છે એ મારા ભેજામાં ઊતરે તે પહેલાં તો એણે હોડી પચ્ચીસેક ફીટ આઘે લઈ પણ લીધી.

જબરી છોકરી ! આંખમાં આંસુ લાવી દેખાડનાર એ નાટકી છોકરી હવે એટલા બધા જોરજોરથી હસતી હતી કે આખી હોડી ડોલમડોલ થઈ રહી હતી. હું હવે પાંજરામાં પુરાયો હતો.

"આ શું, મિસ જોષી ?" મેં ગંભીર બની જઈ કહ્યું. "મારા ઉપકારનો બદલો તમે આ રીતે વાળો છો ? ચાલો, હવે મશ્કરી બહુ થઈ. હોડી લાવો જોઈએ આ તરફ."

"મિ. અરવિંદ, તમને હું જરૂર છોડાવું પણ એક શરતે," મારું વાક્ય જ મને એણે સંભળાવ્યું ને રૂમાલથી પોતાનું મોઢું દાબી દીધું.

"શી શરત ?" મેં પૂછ્યું. જોકે એ પૂછવાની જરૂર ન હતી. કારણ એ શરત શી છે એ હું સારી રીતે જાણતો હતો.

"તમે જો સ્ત્રી શ્રેષ્ઠ છે એ કબૂલ કરતા હો તો હું હમણાં તમને છોડવું. અને સિવાય, એક સ્ત્રી એક પુરુષને મુક્ત કરે છે એ વસ્તુ જ એ વાતને સિદ્ધ કરી આપે છે એટલે એમાં તમારો અંતરાત્મા પણ તમને નહિ ડંખે." બરાબર એ ને એ જ શબ્દોમાં લીનાએ મને શરત કહી સંભળાવી.

આ છોકરીની લુચ્ચાઈ ઉપર અને બાહોશી ઉપર હસવું કે ગુસ્સે થવું એ જ મને સમજાતું નહોતું. પ્રથમ રકઝક કરવાની કે શરત ન સ્વીકારવાની વૃત્તિ દેખાડી પાછળથી નમતું આપવાની મૂર્ખાઈ કરવાનું મન ન થયું. મેં વિચાર કર્યો કે એકવાર તો લીનાએ પણ નમતું આપ્યું છે તો પછી મારે પણ આપવામાં શો વાંધો હોઈ શકે? કૉલેજમાં પણ કોઈ જાણે એવો સંભવ ન હતો.

"ઠીક ત્યારે, સ્ત્રી શ્રેષ્ઠ! બસ?" મેં કબૂલ કર્યું.

"મારે તમારા 'ઠીક ત્યારે'નું ને 'બસ'નું કામ નથી. ચોખ્ખેચોખ્ખું કહો કે 'હું માન્ય કરું છું કે પુરુષો કરતાં સ્ત્રીઓ શ્રેષ્ઠ છે.'" ભારે પ્રયત્નથી હસવાનું ખાળી રાખતાંરાખતાં લીનાએ મને હુકમ કર્યો.

જરા પણ આનાકાની વગર એકાદ નિશાળિયાની જેમ મેં બોલી નાખ્યું, "હું માન્ય કરું છું કે પુરુષો કરતાં સ્ત્રીઓ શ્રેષ્ઠ છે."

હવે લીના બમણા જોરથી હસવા લાગી. એણે પોતાની હોડી પાસે આણી ને મને અંદર લીધો. અને આખરે અમે એ 'ભૂતિયા કાદવ'ની રજા લીધી. વળી પાછું મેં મારું હલેસાં મારવાનું કામ શરૂ કર્યું. આજે મને લાગે છે કે હું તે વખતે સહેજ ગમગીન દેખાતો હોઈશ; પણ સૂરજ ત્યારે મારી પીઠ તરફ હતો એટલે લીનાના એ બહુ ધ્યાનમાં નહિ આવ્યું હોય. લીના મારી સામે બેઠી હતી. અમે એકબીજાની સામે જોતાં હતાં. એકાએક એણે કહ્યું.

"કાદવથી બે ઈંટોને ચણીને જોડી દેવામાં આવે છે એ મને ખબર હતી. પણ આજે પ્રથમ જ ખબર પડી કે બે માનવી ઈંટો પણ કાદવથી જોડી શકાય છે," એણે મારી સામે મીંટ માંડીને જોતાં કહ્યું.

"લીના, લીના!" મેં હવે હલેસાં મારવાનું પણ મૂકી દીધું ને સાથેસાથે 'મિસ જોષી' એ શિષ્ટ નામ પણ મૂકી દીધું. "આ આખી વાત હવે હું લખી કાઢવાનો છું, અને માસિકમાં મોકલી આપવાનો છું. પણ એને નામ શું આપશું? 'મતાંતર' આપું?" મેં પૂછ્યું.

"ના, ના; એ તો બહુ ડાહ્યલું અને સંસ્કૃતમય લાગે છે. એના કરતાં એને 'ભૂતિયો કાદવ' એ જ નામ આપોને ને! એને લીધે તો આજનું ચણતર થયું!" લીનાએ ફરી મારી આંખમાં જોયું.

"ઠીક ત્યારે 'ભૂતિયો કાદવ,'" કહી મેં એની આંખની પાર જોવા પ્રયત્ન કર્યો. અસ્ત થતા સૂરજનાં કૂમળાં રાતાં કિરણો એના ગાલ ઉપર રમત કરી રહ્યાં હતાં. એના કુરલ કેશ, તોફાની આંખો, બધું જ, હા, હા, બધું જ—ટૂંકમાં એ અદ્ભુત દેખાતી હતી. હું જોઈ જ રહ્યો.

તમે વળી પૂછશો કે 'પછી શું?' પણ એ તો તમનેય ખબર છે ને મને ને લીનાનેયે ખબર છે, ત્યારે લખવાની શી જરૂર?

શંકરન્ કાલેલકર

# દીપોત્સવી

(મુક્ત પૃથ્વી)

સહસ્રશગ દીપકે
સુરેખપદ સ્વસ્તિકે
અમૂલ્ય હિરલા અને રતન ભૂષણે
ગુલાબ મધુ કેવડે, વિવિધ રંગ રંગોળીએ
મલિન મુખ શ્યામળું કૂંળડી કાય ઉજાળીને
સજી, બની ઠની
ભયંકર અમાસ રાત્રિ સૂચિભેદ્ય આશ્વિનની
ભમાવી જગ ઘૂમળે
ડુબાવી વમળે ઊંડે
સુદ્દર અતિગૂઢ મૃત્યુસુખ ક્યાંક ખેંચી જતી.

(ખંડ શિખરિણી)

પડેલા ભુલાવે
જનોને ઝુલાવે

(મુક્ત પૃથ્વી) મહા મધુર ઘેનમાં બિરદશુભ્ર દીપાવલિ.

પિતા! અણુઅણુ વિષે, જીવન ખંડખંડે બધે,
ઊંડે હૃદયમર્મમાં વહી ગઈ ઘણી ચે સદીઃ
જહીં—જનમ ગોત્રપે જીવનશુદ્ધિ પંકાયલી,
જહીં—નગદ દોલતે કીરતિ કેરી તુલના થઈ,
જહીં—સ્થગિત આત્મ ને હૃદયજ્યોત ઝાંખી પડી;
ઘમંડ ચતુરાઈ ને શરમહીણ શૃંગારની
બિભત્સ પ્રતિમા ઘડી, અતિભયંકરી નાગિની—
સમી પ્રલયવાહિની પરમ સભ્યતા-મોહિની,
સુઅચ્છ ભપકાભરી સુભગ સ્વાંગ અંગે ધરી
ઘૂમે જગ ભમાવતી નયન અંજને આંજતી,
અનલ ઉગ્ર સ્વાર્થપ્રતિ;
—પ્રચંડ નરમેધમાં જગસમસ્તની આહુતિ—
—સુદ્દર અતિગૂઢ મૃત્યુસુખ હાય! ખેંચી જતી.

(ખંડ શિખરિણી)
પડેલા ભુલાવે
જનોને ઝુલાવે
(મુક્ત પૃથ્વી) મહા મધુર ઘેનમાં ભિરદશુભ્ર આ સંસ્કૃતિ !

કૂડી કપટજાળ આ દ્વયસહસ્ર વર્ષો તણી
થઈ પ્રકટ, ભાર ભૂમિ કયમ રીત સ્હેશે હવાં ?
ખરે જ, ભૂતનો ઉતાર જયમ હોય મરચાંધૂંણી,
વિના લગીર યે દયા, ધખધખાવ એવી ધૂંણી
ઝળે રગત લાંય, અંગ કૃશ થાય, સંવેદના
વધે; શિર અનેકના જયમ ફટાક ફટ્ ફટ્ ફૂટે
ફૂટે તેહવા.

પરંતુ જગતાત ઓ !
સમસ્ત સૃજનાર ઓ ! કરીશ આમ સંહાર તું ?
ખરે અગમ ન્યાયનું ત્રાજવું
નિર્ણુવિવેક નિષ્ઠુર શું ?
નહીં; જગતનાથ તું, જગત તારનારો પ્રભુ !
થશે તવ કૃપાળુ હસ્ત થકી ક્રૂર આઘાત શું ?

વિરાટ ! તવ હસ્તપે,
પ્રફુલ્લદલપદ્મપે,
તુષારજલબિન્દુડે જગત બાપડું પોઢિયું;
અનંતતલ અબ્ધિમાં જગત–બિન્દુ ગણના કશી ?
છતાં ભરશુમાનમાં
અનમ માનમાં
ભલે તવ ભણી ન દૃષ્ટિ, ધનમાનમુગ્ધાંધ એ
સદા નિજરસે રમે, તવ દયા ભલે ના ચહે;
છતાં જનમ એહનો પ્રખર ક્રૂર આઘાતથી
કદી અફળ તું કરે ?

કૃપાળુ કરસ્પર્શથી
અખંડ ઉરસ્નેહથી
હસંત જનની ઝૂલંત શિશુ પારણે નીંદરે
ઉઠાડી જયમ ગોદ લે—કહીં ન જાય સ્વપ્નાં ઊડી—

(ખંડ શિખરિણી)

પિતા ! તેવી રીતે
દ્રવન્તી દ્દષ્ટિએ

(મુક્ત પૃથ્વી) ભયંકર અમાસ રાત્રિ સૂચિસેદ્ય આશ્વિનની
ઉજાળ, નવનૂતના શુભ પ્રભાત શુક્લાર્ધમાં.
જૂનાં વસન ભૂષણો, છોડશું સર્વ કૃત્રિમતા
તજી ક્ષણિક સ્વાર્થ ક્ષુદ્ર, ભયની ભરી વાસના,
વિરાટ વર વ્યોમમાં રમશું સર્વદા ત્યાં સુધા;
પ્રદીપ ક્ષણભંગુરા નહિ પછે વૃથા બાળવા.
—હસે પ્રકૃતિ સુપ્રભા વિશદ સત્ય ને સુંદરા.

## ઉપવાસી

# નાકની વાળી

આજે હિંદુસ્તાનના લગભગ બધા વિભાગોમાં હિંદુ સ્ત્રીઓ જુદાજુદા આકારની નથ નાકના અલંકાર તરીકે પહેરતી જણાય છે. ગુજરાત, મહારાષ્ટ્ર, સિંધ, પંજાબ, તેમ જ ઉત્તર તથા મધ્ય હિંદુસ્તાનના પ્રદેશમાં બધી હિંદુ સ્ત્રીઓના અલંકારોમાં નથનો સમાવેશ થયેલો છે. વળી નથને સૌભાગ્યનું ચિહ્ન ગણવામાં આવે છે અને વિધવાઓ તે પહેરતી નથી. હિંદુસ્તાનમાં નથ પહેરવાનો આ રિવાજ કેટલો જૂનો છે? સંસ્કૃત સાહિત્યમાં તો શબ્દકોષોમાં પણ આવા કોઈ અલંકારનો અર્થ દર્શાવતા શબ્દનો ઉલ્લેખ નથી. એટલે આ રિવાજ સંસ્કૃત સાહિત્યમાં* અને પ્રાચીન હિંદી સંસ્કૃતિમાં અપરિચિત છે એમ અબાધિત નિર્ણય કરી શકાય.

આ અલંકાર માટે આટલા શબ્દો વપરાય છે; ગુજરાતીમાં (જૂના સાહિત્યમાં) વાળી, નથ અને વેસર; મરાઠી તથા સિંધીમાં નથ, નથની, અને વેસર; મરાઠી તથા સિંધીમાં નથ. આ અલંકારના એક ભાગ તરીકે નાકમાં છિદ્ર પાડીને પહેરાવવામાં આવતા સોનાના વાળાને લીધે વાળી શબ્દ પ્રયોજાયો છે. બળદ અને ઊંટ જેવા પ્રાણીઓના નાકમાં પરોવવામાં આવતી રસ્સી માટે દેશ્ય શબ્દ णत्था છે. (હેમચન્દ્રની દેશી નામમાલા. ૪-૧૭) આ णत्था ઉપરથી નથ વ્યુત્પન્ન થયો છે. દેશી નામમાલામાં એ શબ્દનો અર્થ માત્ર नासारज्जु આપેલ છે, અને ઉદાહરણમાં પણ नासारज्जुरहितवृषभ—નાથ વગરના બળદ—નો ઉલ્લેખ છે. એટલે નાકના અલંકારના અર્થનો ઉદ્ભવ પછીના કાળમાં થયો છે એ સ્પષ્ટ છે. णत्था પરથી નાથ અને નથ બંને શબ્દ ઊતરી આવ્યા છે. નાથ-નામ પરથી નાથવું ક્રિયાપદ પણ બને છે અને તેનો અર્થ નાકમાં છિદ્ર પાડીને રસ્સી પરોવવી એવો થાય છે. वेसर (હિન્દી वेसर) શબ્દ સંસ્કૃત સાહિત્યમાં મળતો નથી એટલે તે કોઈ પરભાષાના અપરિચિત શબ્દમાંથી આવ્યો હશે. नक्वेसर શબ્દનો પ્રયોગ સાહિત્યમાં ઘણીવાર મળી આવે છે.

હિંદુસ્તાનમાં નથની આકૃતિઓ જુદીજુદી પ્રચલિત છે, તેમ પહેરવાની રીત પણ જુદીજુદી છે. ગુજરાતી સ્ત્રીઓ નાકનો ડાબો પડદો વીંધાવે છે અને મદ્રાસી સ્ત્રીઓ જમણો પડદો વીંધાવે છે. સાદામાં સાદી નથ માત્ર સોનાના વાળાને એક છેડાનો આંકડો બીજા છેડામાં ભરાવાય તેવી રીતે વાળીને બનાવવામાં આવે છે. તેમાં મોતી, હીરા, માણેક, નીલમ વગેરે જડીને બહુ મૂલ્યવાન નથ પણ બનાવાય છે જે કોઈ વાર મોરની આકૃતિ જેવી હોય છે અને તેથી જ નથને ગુજરાતી ભાષામાં 'મોર' નામ અપાય છે.

---

* પંડિત જગન્નાથરચિત 'રસગંગાધર'માં પૃ. ૧૫૮ પે 'नासार्णवस्थितमौक्तिकम्' એક ઉદાહરણ શ્લોકમાં છે. પણ પંડિત જગન્નાથે પોતાના શ્લોકો જ દૃષ્ટાન્ત તરીકે મૂક્યા છે, અને તે મુસલમાન સમય પછીના લેખક છે. તેમણે પણ આ અલંકાર માટે એક શબ્દ ન મળવાથી સમાસાત્મક શબ્દ વાપર્યો છે.

નારી તારી નાસિકાનો મોર
ન્હોય ભૂષણ ચિત્તનો ચોર

(પ્રેમાનન્દકૃત ઓખાહરણ)

સિંધી નથ એટલી બધી વજનદાર હોય છે કે પહેરનારના વાળની એક લટ તેના નીચેના ભાગમાં બાંધવી પડે છે. આ અલંકારનો બીજો એક પ્રકાર છે જે કાંટો કહેવાય છે. આમાં વાળો સ્ક્રૂની પેઠે વાળવામાં આવેલો હોય છે. તેનો એક છેડો નાકના વીંધમાં ખોસવામાં આવે છે અને બીજે છેડે વર્તુલાકારમાં ૭ થી સાત મોતી ગોઠવવામાં આવે છે. અને તેની વચ્ચે એક હીરો કે બીજું કોઈ કિંમતી રત્ન જડેલું હોય છે. આવા જ આકારમાં ઉપરના ભાગમાં ક્વચિત એક રત્ન જ જડેલું હોય છે અને તેવા અલંકારને જડ કહેવાય છે. વળી બીજા એક પ્રકારની નથને બુલાક કે બુલાખ કહેવામાં આવે છે. આમાં એક મોતી પરોવેલું હોય છે અને ત્રણ મોતી હોય તો વચ્ચેનું લાંબા આકારનું રાખવામાં આવે છે. આ બુલાખ બે નસકોરાં વચ્ચેના પડદામાં વીંધી પાડીને પહેરવામાં આવે છે. મુખ્યતઃ મુસલમાન સ્ત્રીઓ જ તે પહેરે છે, હિંદુ સ્ત્રીઓ પહેરતી નથી. જો હિંદુ માબાપોનાં બાળકો જીવતાં ન હોય તેઓ જીવતા રહેલા પુત્રને ક્વચિત આવી બુલાખ કે નથ પહેરાવે છે અને આવા પુત્રો બુલાખીદાસ, બુલાખીરામ, નાથાલાલ, નાથાશંકર વગેરે સંજ્ઞા પ્રાપ્ત કરે છે. જેના ઉપર નાથવાની ક્રિયા કરવામાં આવી છે તેવા અર્થમાં આ નામો ઘટે છે.

"અર્દ્વી સુરાનો પહેરવેશ અને હિબ્રૂ સ્ત્રીઓનાં શૃંગારસાધનો" નામના મી. આર. પી. ઉમરીગરના "દસ્તૂર હોશંગ મેમોરિયલ વોલ્યુમ"માં ૯૫મે પાને છપાયેલા લેખમાં (ફૂટનોટમાં) હિબ્રૂ સ્ત્રીઓના અલંકારોમાં નથનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે—જે વિશે ડી ક્વિન્સીએ નિબંધ લખેલો છે; અને મીડિયા પ્રદેશના medianite લોકોમાં પુરુષોના અલંકારમાં પણ નથનો ઉલ્લેખ છે.

સંસ્કૃત સાહિત્યમાં નથનો ઉલ્લેખ નથી એમ મેં ઉપર જ કહ્યું છે. કેટલાક આ પ્રસંગે 'ભોજપ્રબંધ'માં આવેલો મનાતો નીચેનો શ્લોક મારી સામે ધરે છે:

नासाभूषाङ्गदपिता वह्निवाहो दृगञ्जनम् ।
अहोभाग्यं गुर्जरीणां गृहसंमार्जने मनुः ॥

આ શ્લોકનો ભાવાર્થઃ ગુજરાતની સ્ત્રીઓ ધન્ય છે; કારણકે અંગદનો પિતા—વાલિ—વાળી તેમનો નાકનો અલંકાર છે, અગ્નિદેવનું વાહન—મેષ—મેશ તેમનું નેત્રાંજન છે, અને તેમનાં ઘર મનુ (સાવર્ણિ—સાવરણી) સાફ કરે છે 'ભોજપ્રબન્ધ'નો આખો ગ્રન્થ તરકટ છે એ વાત લક્ષમાં ન લઈએ તો પણ આ શ્લોક એની જાતે જ અવગણનાપાત્ર ઠરે છે.* કારણ કે તેમાં જે શબ્દો ઉપર શ્લેષ યોજવામાં આવ્યા છે તે શબ્દો અપભ્રષ્ટ થઈને કે બીજી રીતે પૂરેપૂરા ગુજરાતી જ છે.

| | |
|---|---|
| वाळी (ગુ.) = નથ | वालि (સં.) = વાનર અંગદનો પિતા |
| मेश (સં. मसी ઉપરથી) = આંખમાં આંજવાનું આંજણ | मेष (સં.) = ઘેટો |
| सावरणी (સં. संमार्जनी ઉપરથી) = સાવરણી | सावर्णि (સં) = सवर्णानो પુત્ર—મનુ |

* વળી આ શ્લોક બલ્લાલકૃત 'ભોજપ્રબંધ'માં કે મેરુતુંગના 'પ્રબંધચિંતામણિ'માં આવેલા 'ભોજ-પ્રબંધ'માં પણ નથી. 'પ્રબંધચિંતામણિ'ના દીનાનાથ શાસ્ત્રીએ કરેલા ભાષાંતરમાં સ્વીકારેલા કેટલાક પ્રક્ષેપોમાંનો આ એક છે. એટલે આ શ્લોકની સપ્રમાણતા કેટલી તે સ્પષ્ટ જ છે.

એટલે વિદ્વત્તાને અપમાનજનક ગણીને આ શ્લોકને હું ત્યાજ્ય ગણું છું.

હવે પ્રાચીન હિંદમાં નાકના અલંકારનું અસ્તિત્વ ન હતું તે માટે તે બાબતનું સમાધાન શું ? મારી માન્યતા એવી છે કે એ અલંકાર આપણે ત્યાં મુસલમાનોમાંથી આવ્યો. વળી આ અલંકાર મૂળ તો દાસત્વનું ચિહ્ન પણ કાળાંતરે એને માનવશરીરનું ભૂષણ બનાવી તેનું મૂલ્ય વધારવામાં આવ્યું. સંસ્કૃતિના અધઃપાતના સમયની સ્ત્રીઓની દાસત્વસ્થિતિનું દુઃખદ સૂચન આ અલંકારમાં છે, અને સ્ત્રીસુલભ માનવૃત્તિની ખુશામદ કરવા એને અલંકારનું રૂપ આપવામાં આવ્યું એમ અનુમાન કરું તો ? અરબસ્તાનમાં અને બીજા પ્રદેશોમાં નાક અને કાન વીંધવાની ક્રિયા દાસત્વની સૂચક હતી એ તો હવે સર્વસંમત બાબત છે. હિંદુસ્તાનમાં વિ સં. ૧૬૮૫ (ઇ. સ. ૧૬૨૯)માં આ બાબત પરિચિત હતી એવો ઉલ્લેખ મળે છે. એ યુગના જૈન લેખકની એક કૃતિમાં નીચેનો શ્લોક છેઃ—

तुं चेला ने ए उस्ताद;
गुरु से तो क्युं करणा वाद ?
गुरु वेचे पकडी तुज हाथ,
फाडी नाक परोवे नाथ.

(હીરવિજયસૂરિ રાસઃ ૨૭-૯)

જૈન સાધુ હીરવિજયના જીવનના એક પ્રસંગનું ચિત્ર આ શ્લોકમાં છે. એના એક શિષ્યે એના સામે બંડ કર્યું, તે વખતે એક ઘોડેસ્વાર (રાજાનો) એને ઉપર પ્રમાણે કહે છે, તેથી જ શ્લોકમાં ભ્રષ્ટ ઉર્દુ અને ગુજરાતીનું મિશ્રણ છે.

પરંતુ કેટલાક મને કહે છે કે ફારસી સાહિત્ય કે ભાષામાં પણ નાકનો અલંકાર પરિચિત નથી. તો મારો પ્રશ્ન એ છે કે મોતી પરોવેલી વાળી જે બે નસકોરાં વચ્ચે પહેરવામાં આવે છે તે એટલે કે બુલાક-क़ શું મુસ્લિમ અલંકાર નથી ? દક્ષિણ હૈદરાબાદના ખાન બહાદુર નવાબ અઝીઝ જંગ બહાદુરે રચેલા શબ્દકોષ—અસાફ્-ઉલ્-લુગાત્‌માં બુલાક્ શબ્દનો અર્થ આપતાં નીચે પ્રમાણે ચર્ચા કરી છેઃ

બુલાક્ શબ્દના ચાર અર્થ છેઃ (૧) વીંધ; (૨) નસકોરું; (૩) ઊંટના નાકમાં પરોવવામાં આવતી દોરી; અને (૪) નાકનો અલંકાર. ઘણાંખરાં પ્રમાણો અનુસાર બુલાક્ શબ્દ તુર્કી ભાષાનો લેખાય છે. તુર્ક લોકો આ અલંકારને પૂર્વ દેશનો લેખે છે. (અરબસ્તાન અને ઇરાન તુર્કોના પૂર્વ દેશ ગણાય.)

ગયાસ-ઉલ્-લુગાત્ નામના બીજા શબ્દકોષમાં પણ બુલાક્ = નથ, સ્ત્રીઓનું એક ઘરેણું (તુર્કમાંથી) એમ અર્થ આપેલો છે. સ્ટેનગાસે ફારસી કે અરબી ન હોવાથી બુલાક્ શબ્દ આપ્યો જ નથી.

બુલાક્ = (પહેલાં) ઊંટના નાકમાં પરોવેલી દોરી—(પછી) સ્ત્રીઓ પહેરે છે તે નથ. બુલાક્ શબ્દનું આ પરિવર્તન नत्था (દોરડ)ના દ્વિવિધ અર્થ જોડે સૂક્ષ્મ અને નિકટનું સામ્ય ધરાવે છે.

नत्था (૧) નાથ (દોરી), (૨) નથ (અલંકાર); આ સામ્ય પણ અર્થસૂચક જ છે.

આ ઉપરથી એમ જણાય છે કે નાકનો અલંકાર—નથ, બુલાક્, વાળી—આપણે ત્યાં મુસલમાનોના પ્રદેશમાંથી આવ્યો. નસકોરાં વચ્ચે પહેરાતી બુલાકમાંથી એક બાજુના પડદામાં

પહેરાતી નથ કેવી રીતે ક્યારે પ્રચારમાં આવી એ પ્રશ્ન સામે હું નિરુત્તર છું. આ સમગ્ર પ્રશ્ન ઉપર કોઈ વિશેષ પ્રકાશ પાડે તો રસપૂર્ણ ચર્ચાને અવકાશ છે.

[ પ્રસ્તુત ચર્ચાને અંગે નીચેની વીગતોની નોંધ પણ અસ્થાને નહિ ગણાય.

M. Williamsના શબ્દકોષમાં નીચે આપેલા શબ્દાર્થો છે:

नस्योत = નાથથી બાંધેલું

( नस्या = નાથ્ય )

नास्या = નાથ્ય

छिन्ननास्ये भग्नयुगे तिर्यक्प्रतिमुखागते।
अक्षभङ्गे च यानस्य चक्रभङ्गे तथैव च ॥
छेदने चैव यन्त्राणां योक्त्ररश्म्योस्तथैव च।
आक्रन्दे चाप्यपैहीति न दण्डं मनुरब्रवीत् ॥

( नास्या—बलीवर्दनासासम्बन्धिनी रज्जुः।—कुल्लूक भट्ट)

मनुस्मृति ८–२९१–९२

શેક્સપિયરકૃત હિંદી શબ્દકોષ (૧૮૬૧ ઈ. સ)માં આપેલા શબ્દાર્થો:

बेसर = નાકમાં પહેરવાની વાળી

बेसरा = એક જાતનું શિકારી પક્ષી

बुलाक—( क़ ) = નાકમાં પહેરવાનો અલંકાર ( નાકના વચ્ચેના ભાગમાં લટકાવવામાં આવે છે અને તેમાં મોતી કે બીજું કોઈ કીમતી રત્ન જડેલું હોય છે. )

હલ્ક – બા – ગોશ્ = ગુલામ — ( જેણે કાનમાં વાળી પહેરેલી હોય તેવો. )
| |
વાળી કાન

= દાસત્વના ચિહ્ન તરીકે જેણે કાનમાં વાળી પહેરી હોય તે.

( હિંદી શબ્દકોષ )

બાઈબલમાં પણ આ બાબતના ઉલ્લેખો છે તે *Temple Dictionary of the Bible* અને *Studies in the Bible* એ પુસ્તકો જોવાથી ખાતરી થાય છે. ]*

નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા

* શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાએ લખેલા Nose-ring વિશેના નિબંધનું ભાષાન્તર.
ભાષાન્તરકાર: ભાનુશંકર બા. વ્યાસ

# ખેડૂતનાં કરજ ફેડવાનો મોટો પ્રયોગ

બારડોલી તાલુકાની જમીનમહેસૂલની મોટી લડત વખતે તપાસમાં એવું જણાઈ આવ્યું હતું કે એ તાલુકાના ખેડૂતોને લગભગ એક કરોડ રૂપિયાનું દેવું હતું. આ દેશમાં ખેતી સિવાયના ઉદ્યોગની ખિલવણી થઈ નથી અને થઈ છે તેની સ્થિતિ, પરદેશી સરકારની આર્થિક રાજ્યનીતિને લીધે, ગમે ત્યારે બગડી જાય છે; તેથી જોકે ખેતીમાં જોઈએ તેવો કસ રહ્યો નથી તે છતાં ખેતીનો ધંધો કરવો પડે છે. કરજના ભારે વ્યાજ નીચે ખેડૂત કચરાઈ મરે છે, અને ઘણે ઠેકાણે ખેડૂતોની જમીન ધીમેધીમે શાહુકારોના હાથમાં જતી રહે છે.

આ પ્રકારની વસ્તુસ્થિતિ ભાવનગર રાજ્યમાં છે કે નહિ તેની ચોક્કસ તપાસ કરવા માટે ત્યાંના દરબારે છેક ૧૯૨૨ની સાલમાં એક સમિતિ નીમી. લીલિયા મહાલમાં પ્રાથમિક તપાસ કરતાં માલૂમ પડ્યું કે ખેડૂતોની સ્થિતિ ખરેખરી ભયંકર છે, અને તેનું મુખ્ય કારણ શાહુકારોની અનીતિવાન વ્યાજ ચડાવવાની પદ્ધતિનું હતું. ખાતેદારો તેમજ શાહુકારોની બારીક તપાસ થઈ અને એવું જણાયું કે આશરે ૨૩,૦૦૦ ખાતેદારોમાંથી ૫૫ ટકા જેટલા ખાતેદારો દેવામાંથી મુક્ત હતા અને બીજા એટલે દશેક હજાર ખાતેદારો જે આશરે ૧૨ લાખ રૂપિયાનું મહેસૂલ દર વર્ષે ભરતા હતા તેમને એકંદરે ૫૧ લાખ રૂપિયાનું દેવું હતું.

જે ૧૩,૦૦૦ ખેડૂતોને દેવું નહોતું તેમાં કેટલાક તો એટલા ગરીબ હતા કે તેમને એક પાઈ ધીરી શકાય એવું નહોતું અને તે કારણે દેવામુક્ત હતા. બીજા હતા તેમાંના મોટે ભાગે જેમતેમ કરીને સૂકો રોટલો ખાઈ શકતા, પણ જ્યારે ખરાબ વર્ષ આવતું ત્યારે દેવામાં ફસાઈ પડતા. તેમનો ખોરાક જાડો અને રહેણીકરણી સાદી અને કંગાલ હતી. પોતાનાં છોકરાંઓને સારી કેળવણી આપવા માટે કે આનંદ કે સ્વસુધારણાને માટે ખર્ચ કરવા માટે તેમની પાસે સગવડ હોય જ શાની!

જમીનમહેસૂલનું ભારણ અસહ્ય નહોતું એવું આ નિવેદનમાં જણાવ્યું છે. જમીન-મહેસૂલની રકમ ભારે હોય તો તે અસહ્ય થઈ પડે એ તો સ્પષ્ટ છે, પણ તે કવખતે સખ્તાઈથી વસૂલ કરવામાં આવે તો ખેડૂતને શાહુકારનો આશરો લેવો પડે છે એ અમલદારોએ ભૂલવું જોઈએ નહિ.

## મનુષ્ય કે રાક્ષસ?

ભાવનગર જેવા મોટા રાજ્યના અમલદારોએ પ્રગટ કરેલા આ નિવેદનમાં શાહુકારો કેવી રીતે ખેડૂતનું લોહી ચૂસી લે છે તેનાં દૃષ્ટાંતો આપ્યાં છે. ખરું જોતાં જે વર્ણન ભાવનગરના શાહુકારોની કાર્યપદ્ધતિનું આપ્યું છે તે પૂરેપૂરું અથવા મોટે ભાગે આખા હિન્દુસ્તાનને લાગુ પડે છે. પૂરી માહિતી આપીને આંકડામાં વીગતવાર પ્રગટ કરવામાં આવી છે. મહાત્મા ગાંધી જે અહિંસાના ખરા અમલ માટે વારંવાર આગ્રહ કર્યા કરે છે તેમણે ક્ષત્રિય સજ્જનને શાબાશી તથા સેનાની કહી છે, પણ શાહુકારોની અધમ અમાનુષી નિર્દયતાને માટે આ વિશેષણો પૂરતાં મજબૂત નથી. આ વ્યાજખોર અમલદારોએ લખ્યું છે કે:

"સદ્ભાગ્યે આપણા ખેડૂતો નરમ, પોચા અને વિનયી છે. જો તેમનામાં જુસ્સો હોત તો તેમણે બંડ ઉઠાવ્યું હોત. જો આપણે વખતસર પગલાં લઈને તેમને બચાવી નહિ લઈએ તો ભવિષ્યમાં ખેડૂતો બંડ કરશે એ બનવાજોગ છે."

આના કરતાં વધારે સખત ટીકા બીજી કઈ હોઈ શકે?

## શાહુકારનું વ્યાજ

શાહુકારો જે હડહડતાં જુઠ્ઠાણાં કરે, ખોટા દસ્તાવેજો કરે, ખોટા અંગૂઠા પડાવે, લખ્યું હોય તે ખોટું વાંચીને દસ્કત કે અંગૂઠા લઈ લે એ પ્રકારો એક બાજુએ રાખીને સામાન્ય રીતે પ્રચલિત ગણાતી રીતો ટૂંકમાં આપીશું.

(૧) પહેલી રીત સવાયાની છે. જેઠ, આષાઢ, ભાદરવો કે છેક આસો મહિનામાં રૂ. ૧૦૦ ખેડૂતને આપ્યા હોય તે રૂ. ૧૨૫ લખીને બીજા માગસર કે પોષમાં પાછા લેવાના હોય છે એટલે ૪ થી ૮ મહિનાની અંદર ૨૫ ટકા વ્યાજ લેવું એમાં કાંઈ ખોટું ગણાતું નથી. ખેડૂતને તો આ વ્યાજ ૩૭½ થી ૭૫ ટકા જેટલું થયું. જે ખેડૂતની સામે એક પણ વખત દાવો કરવાનો પ્રસંગ ન આવ્યો હોય તેમની પાસેથી પણ આટલું વ્યાજ લેવાય છે. જો ખેડૂત ગરીબ હોય તો તેની પાસેથી પાક લેવાની શરત થાય છે, એટલે દર રૂપિયા બેના ભાવે ૧ મણ કપાસ ગણીને ૬૨½ મણ કપાસ શાહુકારને આપવાનો હોય છે. જો તેટલો કપાસ ન આપી શકે તો બજારનો જે ભાવ હોય તે ભાવ ગણીને ખેડૂતને નામે લખાય છે. જો બજારભાવ રૂ. ૮ હોય તો રૂ. ૫૦૦નો નવો દસ્તાવેજ થાય છે.

(૨) પાકને બદલે અમુક તારીખે નાણાં લેવાની શરત (અટક) હોય છે. તેમાં એવું જોવામાં આવેલું કે માત્ર એક કે બે દિવસની વાર થાય તો પણ ભયંકર સખ્તાઈથી ચાર-પાંચ પટ વધારો કરવામાં આવે છે.

(૩) જો ખેડૂત શાહુકારને માલ સોંપી દે તો બજારભાવથી ૨૦–૩૦ ટકા ઓછા ભાવે તે દેવા પેટે જમા કરવામાં આવે; જો શાહુકાર પાસેથી કોઈ માલ ઉધાર વેચાતો લેવો પડે તો તેનો ભાવ ૨૫થી ૫૦ ટકા વધારવામાં આવે, વ્યાજનો ઉમેરો થાય, વગેરે કાંઈ-કાંઈ રમતો રમાય.

(૪) કોથળીછોડામણી, વ્યાજ પહેલેથી ચડાવીને પાછું વર્ષ આખરે ફરી ચડાવવાની રીત, જમે થયેલાં નાણાં અગર પાકની કિંમત બરાબર ન લખવાં, બે ચોપડામાં એક જ માણસના હિસાબ રાખવાની રીત, વગેરે કાંઈકાંઈ પ્રકારો આ સમિતિને જણાઈ આવ્યા હતા. વચમાં નાણાં પાછાં આપ્યાં હોય તે છતાં વ્યાજ તો કાપી આપે જ શાના?

(૫) આ નિવેદનમાં કઢારાની પદ્ધતિનો એક દાખલો આવ્યો છે તેમાં એક ખેડૂતે જે અનાજ લીધું હશે તેના કરતાં સવાગણું પહેલા બે વર્ષની અંદર પાછું આપેલું અને દોઢગણું ચાર વર્ષમાં આપેલું તે છતાં પાંચ વર્ષ પછી સાતગણું લહેણું નીકળ્યું હતું.

(૬) તેવી જ રીતે 'જલપ'માં જૂના દેવાને પેટે અનાજ પાકે ત્યારપહેલાં મહિનો બે મહિના પહેલાં બધું અનાજ જપ્ત કરીને અત્યંત ઓછા ભાવે જમા કરવામાં આવે છે.

આ સિવાય ઘણી બાબતો છે. ટૂંકમાં, આ સરકારી સમિતિનો અભિપ્રાય થયો છે કે ખેડૂત એક વખત શાહુકારના હાથમાં આવ્યો એટલે છૂટી શકતો નથી. આ ટીકામાં અતિશયોક્તિ નથી એવો તેમનો આગ્રહ છે. આવું જુઠ્ઠાણું અને લુચ્ચાઈ અપવાદરૂપ નથી.

પણ નિયમરૂપ છે. કવચિત ભાગ્યે સારો શાહુકાર જણાયો હતો પણ તે અત્યંત અપવાદરૂપ હતો. શાહુકારોનો બહુ મોટો ભાગ ભારે વ્યાજ લે છે, અને ખેડૂતોને લૂંટવામાં નિષ્ણાત બન્યો છે.

### ખરી વસ્તુસ્થિતિ

ત્યારે ભાવનગર રાજ્યમાં ખેડૂતની ખરી સ્થિતિ કેવી છે? એમાંના મોટા ભાગને વર્ષની આખરે એવી બચત થોડી જ રહે છે કે જેમાંથી શાહુકારનું વ્યાજ આપી શકે. સામાન્ય વર્ષોમાં ખેતીનો ખર્ચ અને સરકારી મહેસૂલ કર્યા પછી માત્ર પોતાના કુટુંબનો નિર્વાહ થઈ રહે એટલું ઉત્પન્ન થાય છે. બહુ સારું વર્ષ હોય તો બચત રહે તેવી જ રીતે ખરાબ વર્ષ પણ આવે છે, અને કુટુંબમાં લગ્નમરણના ખર્ચો પણ કરવા પડે છે. છેલ્લાં ૧૦–૨૦ વર્ષનો હિસાબ તપાસતાં એવો અભિપ્રાય આપી શકાય કે ખેડૂતને બચત રહેતી નથી.

આ સરકારી સમિતિનો અભિપ્રાય થયો. આપણે જાણીએ છીએ કે જીવનનિર્વાહ એટલે માત્ર જરૂરિયાતો સિવાય કાંઈ જ નહિ. સામાન્ય ખેડૂતોને છોકરાંઓને સારી રીતે ઉછેરવાં, સારું શિક્ષણ આપવું, સારો પૌષ્ટિક ખોરાક આપવો, એ કેવળ અશક્ય ચીજ છે. આવી વસ્તુસ્થિતિ હોવાને લીધે જે ખેડૂત શાહુકારના હાથમાં સપડાય છે તે પોતાની મેળે, સરકારની મદદ વિના, કદી દેવામાંથી છૂટો થઈ શકે એવું છે નહિ. જમીન વેચી હોય, બળદ વેચ્યા હોય એવા ખેડૂતો મજૂરો બન્યા છતાં શાહુકારોના પંજામાંથી નહિ જ છૂટયાના દાખલા જાણવામાં આવ્યા હતા.

તેથી સમિતિએ નિવેદન કર્યું કે જો ખેડૂતોને બચાવવા હોય તો સરકારે તેમને મદદ કરવી. જે દેશ કે રાજ્યનો ખેડૂત પાયમાલ થયો તે રાજ્ય પાયમાલ થયું સમજવું. આ સરકારી મદદે જુદું જુદું સ્વરૂપ લીધું.

(૧) ખેડૂતના રક્ષણનો કાયદો પસાર કર્યો. ઘણાં વર્ષો પહેલાં દક્ષિણમાં જે જાતનો કાયદો પસાર થયેલો તેમાં સુધારો કરીને આ કાયદો પસાર થયો. સિવિલ કોર્ટ હાલના કાયદા અને પદ્ધતિ પ્રમાણે ખેડૂતોને દેખીતા અન્યાય છતાં પણ મદદ કરી શકતી નહોતી તે સ્થિતિ ટાળવા માટે આ કાયદો કર્યો. આ કાયદાની સત્તાથી કોર્ટ બધો હિસાબ પહેલેથી તપાસીને કેટલાં નાણાં કેવી રીતે આપવાં તેનો નિર્ણય કરી આપે છે.

(૨) તેની સાથે સાથે દરબારે કરજ ફેડવાની યોજના કરી. આ યોજના જોકે ખેડૂત અને શાહુકારના સહકાર અને સંમતિથી અમલમાં મુકાય છે તે છતાં કહેવું જોઈએ કે દેશી રાજ્યોમાં અમલદારોની ઇચ્છા એટલે પ્રજાવર્ગની સંમતિ એવું થવાનો કાંઈક સંભવ છે. કોનાં દેવાં આપવાં, કેટલાં નાણાં ખેડૂતને ધીરવાં તેની મર્યાદા બાંધી આપી હતી. દાખલા તરીકે, જમીનમહેસૂલ ભરતો હોય તેના કરતાં ત્રણગણી રકમ કરતાં વધારે નાણું સરકારે ધીરવું નહિ. આ પ્રમાણે આશરે ૮૬ લાખ રૂપિયાનું દેવું માલૂમ પડ્યું. આખા રાજ્યનું વાર્ષિક જમીનમહેસૂલ આશરે ૨૬½ લાખનું હતું. શાહુકારોના ચોપડા તપાસીને ખેડૂતોનું દેવું ફિટાડવા માટે જે કમિટી નીમી હતી તેમાં બે અમલદારો,—એક ન્યાયખાતાનો, બીજો વસૂલાત ખાતાનો,—શાહુકારોના બે પ્રતિનિધિ, અને આ ચારે મળીને એક કે બે જે તે ગામના પ્રતિષ્ઠિત આગેવાનને ચૂંટે તે એટલાની કમિટિ નિમાઈ હતી. આ તપાસને અંતે ભાવનગર દરબારે ખેડૂતોને રૂ. ૨૦,૫૯,૪૭૩ દેવા પેટે આપીને શાહુકારોના હિસાબ ભૂંસી વાળ્યા. દરબારે લાંબા મુદતની લોન આપી છે એવું કહી શકાય. દરેક વર્ષે જમીનમહેસૂલ લેતી વખતે ખેતીનેની પાસેથી

રકમનું વ્યાજ વસૂલ કરવામાં આવશે. સહકારી મંડળો મારફત આવાં કરજો ફેડી શકાયાં નથી એ જાણીતી વાત છે. ભાવનગર દરબારે શાહુકારોને હાંકી મૂકવાનો પ્રયત્ન કર્યો નથી. દરબાર આશા રાખે છે કે શાહુકાર અમાનુષી વ્યાજ હવેથી નહિ લે. વખતે શાહુકારોની જરૂર પડશે એ વસ્તુસ્થિતિ સરકાર સ્વીકારે છે.

હવે મોટો પ્રશ્ન તો એ છે કે ખેડૂત પાછું દેવું કરશે કે નહિ? અને કરશે તો એની આંટ સચવાઈ રહી છે કે કેમ? વાત સાચી છે કે હજી ખેડૂતો ઘણા અજ્ઞાન, સામાજિક રૂઢિઓના ગુલામ, અને અણવિચારી છે. તેમનામાં શિક્ષણનો પ્રચાર ઘણો ઓછો થયો છે. પ્રજાના આગેવાનો પ્રજામત કેળવવાનો જોઈએ તેટલો પ્રચાર કરી શકતા નથી. શંકા એવી ઊઠે છે કે આવી સ્થિતિમાં આ મહાન અખતરો કરવો ઇષ્ટ હતો? ભાવનગર દરબારે અભિપ્રાય આપ્યો છે કે ખેડૂતનું દેવું ગ્રામપ્રજાનું સત્ત્વ ચૂસી લેતું હતું કેળવણી અને રૂઢિચુસ્તતા ઇત્યાદિ અનેક રોગોથી કોકડું એવું ગૂંચવાયેલું છે કે કોઈ ઠેકાણેથી દોરો કાપીને ગૂંચ કાઢવાની જરૂર હતી. દરબારે અનહદ હિંમત ધરીને આ મહાન પગલું લીધું છે. પરિણામ હવે જોવાનું રહ્યું. પણ ખેડૂતની બીજી બધી પરિસ્થિતિ સુધરે તેટલા માટે ત્રીજું પગલું સરકારે લીધું તે ગ્રામપંચાયતનું. આ પંચાયત મારફત ગામસેવકો નીમી ગામરક્ષણ, કેળવણી, સ્વચ્છતા અને આરોગ્ય, ખાળ, કૂવા, રસ્તા ઇત્યાદિનું કામ કરી શકાય એવી સત્તા ગામપંચાયતોને આપવામાં આવી છે.

ટૂંકમાં, દરબારે જે ત્રણચાર પગલાં લીધાં છે તે નીચે પ્રમાણે છેઃ (૧) ખેડૂતરક્ષણ-નિયમ, (૨) ખેતી સુધારવા માટે તગાવી, (૩) દેવાં ફેડવા માટેની યોજના અને (૪) ગામપંચાયતનો નિયમ.

વડોદરા જેવાં રાજ્યોમાં સરકાર જે પ્રકારનાં હીંગડાં મારે છે તેના કરતાં આ યોજનામાં સાચી સેવા અને કાર્યદક્ષતા છે. ખેડૂતમાં સ્વમાનની લાગણી ખીલવવા દેવાનો માર્ગ હોય તો આ છે. લૅન્ડ બૅન્કમાં લાગણી ન હોય, દરબારમાં વધારે હોવાનો સંભવ છે. સરકારને પણ ફાયદો ચોખ્ખો છે કે જમીનમહેસૂલ સહેલાઈથી મળી શકશે. સરકારે નાણાં રોકયાં છે તે ખેડૂતની જમીનની બાંહેધરી છે. શાહુકારના ચોપડા પર દેખરેખ રહ્યાં કરે તો એમની ભયંકરતા ઓછી થવાનો સંભવ છે.

પ્રજાકીય કાર્યકર્તા તરીકે મને એટલી જ બીક છે કે ભાવનગરના પ્રજાકીય કાર્યકર્તાઓએ દેવાં કરવાની વિરુદ્ધ, ખોટા ખર્ચોની વિરુદ્ધ, ખેતી સુધારવાની બાબતમાં, કેળવણી, આરોગ્ય વધારવાની બાબતમાં, પુસ્તકાલયો, અખાડા, ઔષધાલયો ઠેકઠેકાણે કાઢવા માટે જે પ્રજામત કેળવવો જોઈએ, મદદ આપીને સંસ્થાઓ કઢાવવી જોઈએ, ગામપંચાયતનો કટાવીને તેનો વહીવટ શીખવવો જોઈએ, તે બધું કામ ન થાય તો પરિણામ શી રીતે સારું આવે? દરબારે એક મોટું પગલું લીધું છે, વખતસર લીધું છે કે હદપાર વહેલું એ હું ન કહી શકું. મને એ રાજ્યનો એટલો બધો અનુભવ નથી. પણ જો પ્રજાવર્ગ, પ્રજાના આગેવાનો ખેડૂતોને સાથ નહિ આપે, જો સરકાર પ્રજાને જોઈના નિયમો (પુસ્તકાલય, અખાડા, કેળવણીની આંટ બાબતના) નહિ કરી આપે, તો 'શીસીફસ'નો પથ્થર પાછો જ્યાં હતો ત્યાં નીચે આવી જશે અને ખેડૂત વધારે હારી ગયેલો, વધારે નિરાશ અને હતાશ થયેલો થઈ જશે.

સુમન્ત મહેતા

# મને નહિ જગાડજો

મને નહિ જગાડજો,
પ્રસુપ્ત ચિત્તતારને ન છેડજો.
રચાય સ્વપ્નસોમ રમ્ય માનસે સદા રમી;
વિલાય દુઃખજાળ, બન્ધનો પ્રચંડ તૂટતાં—
હતાં હમેશ આત્મને સતાવતાં.
વિશ્વધૂળમાં દટાઈ સર્વ ભાવરશ્મિઓ
પ્રકાશહીણ જે બન્યાં, પુનઃ પ્રકાશતાં અહિં.
અહિં ન ઝેર દૃષ્ટિનાં, વિકાર ચિત્ત બાળતા,
ન હીણ માનવી તણા ઉરોતણી અહિં કથા.
અદૃષ્ટ જે સદા હતું,
મનોનિમગ્ન તે બધું,
રચ્યું જ મેં, સમક્ષ આજ સર્વ એહ દેખવું.
જગે સૂજેલ કલ્પનાતણી સુમૂર્તિ દૂર જે
હતી સદૈવ નાસતી, વિહાર તે સ્વતંત્રમાં
અહિં રમે ન દૂર જાય
વહાલથી મને જે સ્હાય.
સ્પર્શનાં સુખો સદાય કલ્પને રમ્યાં હતાં
તે બધાંય ભોગવું હવે ન જાગવા તમા.
અસત્ય નાશવંત સ્વપ્ન કોણ કહે ?
અસત્ય, નાશવંત વિશ્વજીવને
સદાય સત્ય સ્વપ્ન આત્મની કલા થકી રચ્યાં.
ન સ્વપ્ન એહ ભાંગજો;
ન આત્મને ઉઠાડજો;
સૂજેલ સ્વપ્નસોમથી મને નીચે ન પાડજો,
મને નહિ જગાડજો.

यादृरायण

# નવી ગુજરાતી કવિતાના યુગો

[ ગતાંકથી ચાલુ ]

**એ** પરિસ્થિતિમાં ફેરફાર થયો ૧૯૨૦થી. એ યુગના આપણે એટલા તો નિકટ છીએ—બલકે એ યુગ સાથે આપણે એટલા તો ઓતપ્રોત થયેલા છીએ કે તેની સંસિદ્ધિઓ સંબંધી બોલવાનું અતિસાહસ હું નથી કરવા ઇચ્છતો; પણ એ યુગમાં થયેલું દૃષ્ટિપરિવર્તન, અને આપણી કવિતા પર થયેલી તેની અસર વિશે તો ઉલ્લેખ કરવો જ જોઈએ. ૧૯૨૦ પછી એકલા ગુજરાતની જ નહિ, સમસ્ત હિંદની પ્રેરણામૂર્તિ ગાંધીજી બન્યા. ભવિષ્યનો ઇતિહાસકાર એ યુગને ગાંધીયુગ કહેશે—અને ગાંધીયુગ અને સુવર્ણયુગને પર્યાય શબ્દો તરીકે વાપરશે તેમાં ભાગ્યે જ આશ્ચર્ય પામવાપણું હોય. આજથી નહિ પણ વર્ષોથી જ્યારે જ્યારે ગાંધીયુગનો હું વિચાર કરતો આવ્યો છું ત્યારે તરત જ મારા મન સમક્ષ એથેન્સનો પેરીકલીસ યુગ, આપણો ગુપ્તયુગ કે ઇંગ્લંડનો ઇલિઝાબેથ યુગ તરી રહ્યો છે. દસેક દિવસ ઉપર જ વીલેપારલેની સાહિત્યસભામાં એ ઉલ્લેખ કરતાં મેં જણાવેલું કે જીવનનાં સર્વક્ષેત્રો ઉપર આજે ગાંધીજીની એકલા ગુજરાતમાં જ નહિ, હિંદસમસ્તમાં મહોર વાગી ચૂકી છે. પેલા હિંદી કવિએ યથાર્થ જ ગાયું છે કે 'ગાંધી તું આજ હિન્દકી એક સાન બન ગયા.' એ પંક્તિ જ્યારે મેં સાંભળી ત્યારે મને પેરીક્લીસ યુગના એથેન્સ માટેનું વીંકલેરનું પેલું વાક્ય—Athens for a time bore the face of Pericles યાદ આવ્યું હતું એ જ શબ્દોમાં જો કોઈ કહે કે India to-day bears the face of Gandhi અને તેના એ સૂત્રને ખોટું ઠરાવવા નીકળે તો તેની સામે પોતાનો પક્ષ (case) જીતી જતાં તેને જરાય મુશ્કેલી પડે નહિ. હું જાણું છું કે મારું આ કથન જેને ન રુચે એવા કેટલાક હશે પણ ખરા, કદાચ એથી ધૂંધવાઈ એ ઉપર તૂટી પડનાર પણ કોઈ તૈયાર થશે. પણ જેનામાં સહેજ પણ તટસ્થવૃત્તિ છે તે સત્ય સહેજે જોઈ શકશે. ૧૯૨૦ પછી આપણાં જીવનમાં સર્વદેશીય ક્રાન્તિ થઈ છે. પ્રજામાનસ જાગૃત બન્યું છે. આપણું સાહિત્ય વધુ જીવનસ્પર્શી બનવા માંડ્યું, પાંડિત્ય નહિ પણ true understanding માટે લેકો ઝંખવા મંડ્યા. એની અસર જીવનના દરેક ક્ષેત્ર પર પડી. યુનિવર્સિટી માનસ અને પ્રજામાનસ વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરવા હું આટલી વીગતોમાં ઊતર્યો છું. એ વીગતો જો ટાળી શકાત તો મને ઘણો આનંદ થાત. પણ જો આપણે સાચેસાચ આપણી કવિતાના વિકાસનું અવલોકન કરવું હોય તો આ ઉલ્લેખ અનિવાર્ય હતો. ૧૯૨૦ પછીનો યુગ કેવળ હિંદના ઇતિહાસમાં જ નવો યુગ છે એમ નથી. જગતભરના ઇતિહાસમાં એ તારીખની આસપાસના સમયથી પ્રચંડ ક્રાન્તિનું વાતાવરણ ફેલાયેલું છે. છેલ્લા વિશ્વવિગ્રહે જીવનના દરેક ક્ષેત્રમાં મૂલ્યપરિવર્તન કર્યું છે, અને યુરોપીય સાહિત્યમાંયે આજ તમે જોશો તો પાંડિત્ય ઉપર તેવો ભાર નથી મુકાતો જેવો true understanding ઉપર મુકાય છે. શિક્ષણનો જ દાખલો લો. જૂની નિશાળો જેમાં ગોખણપટ્ટી પર ભાર મુકાતો હતો, તેની જગ્યાએ

નવી નિશાળો—તેના psychology ઉપરના ઝોક સાથે અસ્તિત્વમાં આવી. એ નિશાળો જૂની નિશાળના પઢી પોપટ થયેલા વિદ્યાર્થી ઉત્પન્ન કરવા નથી ઇચ્છતી; એને તો બાળકને તેનું સાચું સ્વરૂપ શોધી આપવામાં સહાય કરી તેની વિશિષ્ટ શક્તિની ખિલવણીમાં મદદ કરવી છે. આવું જ સાહિત્યમાંય થયું છે—એટલે, ટૂંકમાં કહું તો સાહિત્યમાં શાસ્ત્રદષ્ટિની જગ્યાએ કર્તાદષ્ટિ આવી છે. એ સારું છે કે નરસું તેનો નિર્ણય આજે આપણે ન કરી શકીએ—એ હકીકત છે, અને તે રીતે જ આપણે એનો સ્વીકાર કરવો જોઈએ; અને જગતભરમાં જે પવન છે તેની અસર આપણે ત્યાં પણ હોય એમાં શી નવાઈ? એ અસર વધુ વેગવતી ગાંધીજીને લીધે બની—તેની લાંબી વીગતોમાં ઊતરવા કરતાં ૧૯૨૦ પછી કવિતાના ક્ષેત્રમાં જે કંઈ થયું છે તેનું ટૂંકું વિહંગાવલોકન જ અહીં કરી લઉં.

૧૯૨૦ પછી ગુજરાતની પ્રજાકીય અસ્મિતા તેની જુદીજુદી સંસ્થાઓ દ્વારા જાગવા માંડી. એવી સંસ્થાઓમાં ગૂજરાત વિદ્યાપીઠ, સત્યાગ્રહ આશ્રમ, નવજીવન વગેરેનો ખાસ ઉલ્લેખ કરવો ઘટે છે. એ બધાંના સાહિત્યફાળાની સમીક્ષાને અત્ર સ્થાન નથી, એટલે હું માત્ર કવિતા પૂરતો જ તેમનો વિચાર અહીં કરીશ. ૧૯૨૦નાં રાષ્ટ્રીય ઉત્થાને રાષ્ટ્રીય કવિતાની માંગણી કરી. એને પરિણામે ઢગલાબંધ રાષ્ટ્રીય કવિતાઓ લખાઈ, પણ તે બધામાંથી કવિના નામને સાર્થક કરે એવી તો વિરલ જ. રાષ્ટ્રીય કવિતાને કવિતા કહેવી કે કેમ?—એવો પ્રશ્ન કોઈક આ ચર્ચા હું શરૂ કરું છું તેવામાં જ પૂછશે. મારો તેમને એટલો જ ઉત્તર છે કે કવિતા માટે અ-વિષય હોય એવું જગતમાં કંઈ જ નથી, તો પછી રાષ્ટ્ર શા માટે કવિતાનો વિષય ન બની શકે? રાષ્ટ્રીય કવિતાને માટે એક દલીલ એવી થયેલી છે કે એવી કવિતાઓ અતિશયોક્તિભરેલી છે. તેમાં ઐતિહાસિક સત્ય નથી; તો હું તેમને પૂછું છું કે યુરોપનાં સારાં રાષ્ટ્રીય ગીતો એ દોષમાંથી મુક્ત છે ખરાં? અને બધી જ સારી કવિતાઓ સંપૂર્ણપણે આવા દોષોથી મુક્ત છે ખરી? એટલે આ પ્રશ્નની ચર્ચા ઉપાડતાં તરત જ પેલો પ્રશ્ન આપણી સન્મુખ આવી ઊભો રહે છે—"કલા કે કવિતા સાધ્ય છે કે સાધન?" દલીલોમાં ઊતર્યા વિના મારું મન્તવ્ય હું અહીં સ્પષ્ટ જ કરી લઉં. કલા કે કવિતા સાધ્ય હોઈ જ નહિ શકે—તે સાધન માત્ર જ હોવાં જોઈએ. સાધ્ય તો માનવજીવનનું કલ્યાણ—વિકાસ, ઉન્નતિ, કે એવું બીજું જે કંઈ નામ આપો છો તે. અને એ સ્વીકારીએ તો સારાં રાષ્ટ્રગીતોથી પ્રજા ચડે છે કે પડે તે આપણે જોવાનું રહ્યું. લા માર્સેલ્સ, થર્ડ ઇન્ટરનૅશનલ કે બ્રિટાનિયા કાવ્યોથી તે તે દેશના જનસમુદાયને લાભ થયો છે કે નુકસાન? એટલે રાષ્ટ્રગીતોમાંથી scientific exactitude શોધવા પ્રયત્ન કરવો એને હું તો એક જાતની prudery કે pedantry જ લેખું. દાખલા તરીકે, બંકિમચંદ્રનું વન્દેમાતરમ્ લો. તેનો રસસ્વાદ કરાવતાં

ત્રિંસ કોટિ કંઠ કલકલ નિનાદ કરાલે,
દ્વિત્રિંસ કોટિ કરધૃત કરવાલે—

આદિ સંબોધનોને છટ્! અતિશયોક્તિ! ફૂલણજીપણું! આદિ શબ્દો વડે કોઈ ઉતારી પાડવા પ્રયત્ન કરે તો કેટલા તેની સાથે સમ્મત થશે વારુ? એટલે હું તો રાષ્ટ્રગીતોની ચર્ચામાં આ દષ્ટિને અસ્થાને જ લેખું છું. એટલે હવે આપણે જોવાનું એ રહ્યું કે આ યુગે આપણને એવાં સારાં રાષ્ટ્રગીતો આપ્યાં છે કે કેમ? મેં શરૂઆતમાં જ જણાવ્યું છે તેમ થોથાં ભરાય એટલી રાષ્ટ્રીય કવિતાઓ આ યુગમાં લખાઈ, પણ તે બધીમાં ચિરંજીવી

અથવા કોઈક જ સર્જાઈ હતી. અને એમ છતાં એ બધીનું ઇતિહાસદૃષ્ટિએ મૂલ્ય છે જ. શરૂઆતમાં તો એ બધાં કાવ્યો ઉપરછલ્લાં જ હતાં. અને એનું કારણ પણ હતું. રાષ્ટ્રવાદ આપણે ત્યાં તેના ઉગ્ર સ્વરૂપમાં નવોસવો હતો; અને કલા દ્વારા આવિર્ભાવ પામતાં તેને વાર લાગે, ઘણા પ્રયોગોની તે અપેક્ષા રાખે, એ તદ્દન સ્વાભાવિક છે. એટલે શરૂઆતની કવિતાઓ માત્ર ક્ષણજીવી ઊર્મિઓના ઉછાળા જેવી જ હતી, પણ તેણે ધીરેધીરે રાષ્ટ્રવાદને અનુરૂપ સારા કલાદેહનું સર્જન શક્ય બનાવ્યું. એ ક્રિયાને થોડાંક વર્ષ લાગ્યાં, પણ પ્રજાજીવનમાં નવા વિચારોનો જે ગતિએ વિકાસ થાય છે તે જોતાં તો એ ગતિ ઘણી ભારે કહેવાય. ૧૯૨૦–૨૧ના અસહકારના મન્થને પ્રજામાનસને જાગૃત કર્યું. અસહકારનાં વળીતાં પાણી થતાં તેમાં કંઈક મન્દતા આવી એવું ઉપલક દૃષ્ટિએ જોનારને લાગ્યું, પણ વાસ્તવમાં તેમ ન હતું. પ્રજાનું આત્મમંથન ચાલુ જ હતું, અને ૧૯૩૦ના ઉત્થાને આપણે ત્યાં નવાં સર્જનનો એક મોટો જુવાળ આવ્યો. તેમાંથી જેને રાષ્ટ્રગીતના વર્ગમાં મૂકી શકાય એવી ઘણી કવિતાઓ આપણને લાધી. અનેક ઊગતા કે ઊગી ચૂકેલા કવિઓએ સારો સરખો હિસ્સો આપ્યો. તે બધાનો અહીં તો હું માત્ર નામનિર્દેશ જ કરી શકીશ—મેઘાણી, સુન્દરમ્, ઉમાશંકર, શ્રીધરાણી આદિ નામો સહેજે આપણી નજર સમક્ષ તરી રહે છે. મેઘાણીનાં કાવ્યો સંબંધી એટલું જ નોંધીશ કે તેમને યોગ્ય ન્યાય નથી થયેલો. એક બાજુ સામાન્ય જનસમુદાય તેમનાં કાવ્યોનાં ગેય તત્ત્વ તથા ઊર્મિઉછાળને લીધે ગાંડો બન્યો હતો, તો બીજી બાજુ આપણા સાક્ષર મનાતા વર્ગે તેની જોઈએ તેવી કદર કરી નથી. મારું માનવું છે કે આ બન્ને વર્ગે મેઘાણીને અન્યાય કરેલો છે. એ જરા આશ્ચર્ય જેવું નથી લાગતું કે વધુમાં વધુ લોકપ્રિય મનાતા કવિને સાહિત્યની જ્યારે જ્યારે સૂક્ષ્મ ચર્ચા થાય છે ત્યારે બહુ ઓછું સ્થાન મળ્યું છે? મને એનાં કારણોમાં એક તો એ લાગ્યું છે કે લોકોની વધુપડતી પ્રશંસાનું reaction કદાચ આપણા વિવેચક મનાતા વર્ગ ઉપર થયું હોય. આવું આપણા સાહિત્યમાં એકવાર નહિ, અનેકવાર બન્યું છે. બીજું, મેઘાણી પોતે પણ કદાચ એ માટે જવાબદાર હોય. તેમની પ્રતિભા સ્વતંત્ર સર્જન કરી શકે એવી હોવા છતાં તેમણે તેમની શક્તિનો મોટો ભાગ અનુવાદ કે અનુકૃતિ પાછળ ખર્ચ્યો છે, અને એક વસ્તુ ગમે તેટલી સુંદર હોય છતાં તે ક્યાંકથી સૂચિત થયેલી છે કે કોઈકની અનુકૃતિ છે એમ ખબર પડે એટલે તરત જ તેની કિંમતના અમુક ટકા ઘટી જાય છે. આ સારું છે કે નરસું એ જુદો પ્રશ્ન છે, પણ એ હકીકત છે. મેઘાણીની કૃતિને એથી પણ વેઠવું પડ્યું છે, અને ત્રીજું કારણ લોકસાહિત્યનો એમનો એટલો તો ઊંડો અભ્યાસ છે કે તેનું વાતાવરણ સ્વાભાવિક રીતે જ તેમનાં કાવ્યોમાં આવે અને કેટલાક ટીકાકારોને એમાં નવીન સર્જનનો અભાવ દેખાયો છે. એ ગમે તેમ હો—*મેઘાણીનાં રાષ્ટ્રગીતોએ આપણા સાહિત્યમાં પોતાનું* સ્થાન અવશ્ય લઈ લીધું છે, અને તેમનાં કેટલાંક પ્રાસંગિક કાવ્યોમાં પણ તે ચિરંજીવી તત્ત્વ લાવી શક્યા છે એ એમની સફળતાનો અચૂક પુરાવો છે. તેમનું 'છેલ્લો કટોરો' જ્યાં સુધી ગુજરાતમાં ગાંધીજી માટે થોડાઘણાયે આદર રહ્યો હશે ત્યાં સુધી ઉલ્લાસપૂર્વક વંચાશે એ વિશે મને જરાય શંકા નથી. આમ તેમનાં કેટલાંક કાવ્યોનું મૂલ્ય ઘણું મોડું હોવા છતાં કેવળ ઊર્મિતત્ત્વ ઉપર તેમનાં કાવ્યનો પાયો રચવા જતાં મેઘાણીને વેઠવું પડશે જ. બલવન્તરાયે વિચારપ્રધાન કવિતા ઉપર ઝોક નાખ્યા પછી ગુજરાતનું સર્જક માનસ કવિતામાંય કલાનાં ચિરંજીવી તત્ત્વો શોધે છે, અને કબૂલ કરવું જોઈએ કે વિચારપ્રધાન

કવિતા જ મોટેભાગે તો એ ભૂખ ભાંગી શકે. એ ખરું છે કે જનસમુદાય હજુ તેવી વિચારપ્રધાન કવિતા ઝીલવાની ભૂમિકા ઉપર નથી આવી શક્યો, પણ તેને માટે સતત પરિશ્રમની આવશ્યકતા અવશ્ય રહેશે, અને પ્રજ્નમાનસને જો ઊંચે લાવવું હોય તો તેની સપાટી ઉપર જઈને નહિ પણ ઊપલી સપાટી ઉપર ઊભા રહી તે પ્રતિ તેને ખેંચવાથી જ બની શકે. જો એક બાજુથી લોકોને ગાંધીજીએ એકવાર કહ્યું હતું તેમ કોશિયાઓ ગાઈ શકે, હળ હાંકનાર ખેડૂત ગાઈ શકે, દળણું દળનાર ડોશી ગાઈ શકે કે ઘાણી ચલાવનાર ઘાંચી ગાઈ શકે એવાં ગીતોની ભૂખ છે, તો બીજી બાજુ એ બધાં જીવનને ઉકેલી શકે, તે પ્રતિ સહાનુભૂતિ પ્રેરી શકે, ને તેને ઊંચે લાવી શકે એવી વિચારપ્રધાન કલાકૃતિની પણ જરૂર છે. પ્રજાને તો કોઈ બાલિકાના ઝાંઝરનાં મૃદુ રણકાર જેવાં ઝરણાંનીયે ભૂખ છે ને આભની અનન્તતા પ્રતિ અશાન્ત બની ઉછળી રહેતા, ઘુઘ્ઘુ ઘુઘવતા પ્રચંડ સિન્ધુનીયે ભૂખ છે. ઝરણું માણસની રસવૃત્તિને તૃપ્ત કરે, વિશાળ સાગર માણસના આત્માના અણુ-અણુને હલમલાવી મૂકી તેની દૃષ્ટિમર્યાદાને વિશાળ બનાવે. મેઘાણીમાં ઝરણાની એ મૃદુતા છે ને તે ધારે તો સાગરની એ ગહનતા પણ લાવી શકે.

મેઘાણીએ જે ક્ષેત્ર વણખેડ્યું રાખ્યું તે પ્રતિ ઉમાશંકર, સુન્દરમ્ અને શ્રીધરાણીની દૃષ્ટિ ગઈ અને તરત જ તેમણે તેને પોતાનું બનાવ્યું. ચૌદ પંક્તિનાં નાનાં સોનેટોમાં પણ તેમણે વિચારના મહાન મિનારાઓ સર્જ્યા છે, અને મિનારાના સૌંદર્યનું અવલોકન કરવા માટે જુદાજુદા અન્તરે ઊભા રહેવું પડે તેમ એને માટેય અન્તર જોઈશે. આજે આપણે તેની એટલા તો નિકટ છીએ કે સાચું અવલોકન કદાચ જ કરી શકીએ—એટલે તેવા પ્રયત્નમાં પડવા કરતાં પ્રથમ દૃષ્ટિએ થનાર અસર જ આપણે તપાસશું એવી અસર ઘણી વખત deceptive—છેતરનારી—હોય છે; પણ આપણે ઇચ્છીએ કે આપણે એવી સંભાળથી જોઈશું કે એવી ભીતિને બહુ ઓછું સ્થાન રહે. ઉમાશંકર હજુ તો વિદ્યાર્થી છે. તેમના કવનકાળને માંડ અડધો દાયકો થયો છે, પણ તેટલામાંય તેમણે ગુજરાતના સમર્થ વિવેચકોને પોતાનાં કાવ્યો પ્રતિ સન્માનથી જોવા આકર્ષ્યા છે. ૧૯૨૦થી રાષ્ટ્રગીતોના થયેલા ક્ષુદ્ર જેવા દેખાતા પ્રયત્નોનો પરિપાક ‘ વિશ્વશાન્તિ ’ જેવી કૃતિમાં આવ્યો છે એટલું એ ક્ષુદ્ર દેખાતી કૃતિઓનું મૂલ્ય આપણે સ્વીકારવું જ જોઈએ. ઉમાશંકરે પ્રજાજીવનના અનેક ક્ષણિક દેખાતા પ્રસંગોમાંથી ચિરંજીવી તત્ત્વો ઉપાડી આપણને સુન્દર કૃતિઓ અર્પી છે. ‘ એક ચુસાયેલા ગોટલાને ’ આદિ તેમની કૃતિઓ જોવાથી એ સ્પષ્ટ થશે. એવું જ સુન્દરમ્‌ને માટે પણ કહી શકાય. તેમનું ‘ કાવ્યમંગલા ’ બહાર પડતાં તેમની કવિતા હવે તો સહેજે ઉપલબ્ધ બની છે તેમાંના ‘ કાલિદાસને ’, ‘ સાફલ્યટાણે ’ આદિ કવિતાઓનો માટે જે કંઈ કહેવું છે તે સ્પષ્ટ કરવા હું ઉલ્લેખ માત્ર જ અત્રે કરી શકીશ. એ બધાં કાવ્યોમાં રાષ્ટ્રપ્રેમની ઊર્મિને ચિરંજીવી કલાદેહ મળ્યો છે, એ ઊર્મિ વિચારની સુદૃઢ બાંધ ઉપર પોતાની ઇમારત ખડી કરી શકી છે, અને ભવિષ્યમાં સાહિત્યજગતના પ્રવાસીઓ એ ઇમારતો તરફ પ્રશંસાદૃષ્ટિથી જોશે એટલું જ નહિ પણ તેનો વિશ્રામસ્થાન તરીકે પણ ઉપયોગ કરશે એમ આપણે વિનાબડાશે અને વિનાશંકાએ આજે જરૂર કહી શકીએ. શ્રીધરાણીનું ‘ સર્જકશ્રેષ્ઠ આંગળા ’ સહેજ જુદા વિભાગનું કાવ્ય હોવા છતાં, તેમાંનો પ્રસંગ આપણા રાષ્ટ્રીય ઇતિહાસ જોડે સંકળાયેલો હોઈ, હું તેને આ જ વર્ગમાં મૂકું છું. તેવી જ

રીતે તેમની 'સ્તંભ સ્વાતંત્ર્યનો' આદિ કૃતિઓ આપણા રાષ્ટ્રજીવનના અતિ હૃદયભેદક છતાં વીર પૌરુષથી ભરેલા પ્રસંગને અમર કરતી સુન્દર શબ્દરેખા છે. આમ આપણાં રાષ્ટ્રગીતો ગેય શબ્દરચનાથી શરૂ થઈ સ્પર્શક્ષમ છન્દોબદ્ધ કાવ્યદેહ પામી શક્યાં છે, અને એ યુનિવર્સિટી માનસ નહિ, પણ પ્રજામાનસની જાગૃતિનું પરિણામ છે, ૧૯૨૦થી શરૂ થયેલા યુગની એ સંસિદ્ધિ છે.

પણ આ તો એ યુગનાં અનેક અંગઉપાંગોમાંથી એકનો જ ઉલ્લેખ થયો. એ યુગનું વિહંગાવલોકન કરવા માટે તો એક સ્વતંત્ર વિષય જ યોજવો પડે. ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના સાથે આપણામાં શિક્ષણવિષયક દૃષ્ટિપરિવર્તન પણ થયું. બાળક જે અત્યારસુધી ઘરનું રમકડું હતું—બલકે ઘરના અને નિશાળના એક ખૂણામાં પડી રહેતું હતું—તે હવે પ્રજાની અણમૂલ સંપત્તિ લેખાવા મડ્યું, અને કવિઓની પ્રતિભાને પણ તેના પ્રતિ વળવું પડ્યું. એ પ્રયત્નોમાં સફળ અને અજોડ એવા એક જ પ્રયત્નનો અત્રે હું ઉલ્લેખ કરી શકીશ—અને તે ત્રિભુવન ગૌરીશંકર વ્યાસનો. બાળકો વિશે નહિ પણ બાળકો માટે તેમણે કાવ્યો સર્જ્યાં—અને તે બધાંમાં એટલું તો ઊંચું કવિત્વ હતું કે એકલાં બાળકોને જ નહિ, પણ મોટેરાઓને પણ તેમાંથી ઊંચી જાતનો આનંદ મળે. તેમનું સાગરનું વર્ણન, ગીરનાં જંગલો, ઋતુઓનાં વર્ણન આદિનું જેટલું મૂલ્ય આંકીએ તેટલું ઓછું. કોણ જાણે શાથી, પણ આજે એમનો કાવ્યસ્રોત અટકેલો દેખાય છે, છતાં તેમણે જે કંઈ આપ્યું છે તે ગુજરાતમાં નવું હતું, અને ગુજરાતની તે માટેની ભૂખ ઉત્તરોત્તર વધતી જ જાય છે. આપણે એટલું જ ઇચ્છીએ કે એ કવિની પ્રતિભા ફરીથી સતેજ બને, અને આપણાં બાળકોને લાધેલો સાચો કવિ ફરીથી તેમની વચ્ચે આવી તેમને કવિતાનો સાગર છલકાવી 'જળબંબોળ, જળબંબોળ' કરી દે.

મેં આપનો ઠીક ઠીક સમય લીધો છે, અને કહેવાનું તો ઘણું બાકી છે. શેષ, મુસીકાર ને હરિહર ભટ્ટ, દેશળજી પરમાર ને ચંદ્રવદન મહેતા, બેટાઈ ને મનઃસુખલાલ, રામપ્રસાદ શુક્લ ને પૂંજાલાલ, પતીલ ને બાદરાયણ, નલીન ભટ્ટ, રમણ ને અ. સૌ. પુષ્પા વકીલ, છન્દુલાલ અને ચીમનલાલ ગાંધી અને એવા એવા તો આપણા કેટલાય ઊગતા અને ઊગી ચૂકેલા કવિઓની સુંદર કૃતિઓ આપણી સમક્ષ ગુજરાતની ખીલતી જતી સાહિત્યની ફૂલવાડીનાં સુંદર પુષ્પોની જેમ વિકસી રહી છે. અંજલિમાં સાગરને સમાવનાર કોઈ અગસ્ત્ય જ એનો રસાસ્વાદ કરાવી શકે, એટલે જેને માટે હું વીગતોમાં ઊતરી નથી શકતો તેનાં સર્જનનું મૂલ્ય ઓછું છે એમ કોઈ રખે માને એમ શરૂઆતમાં મેં જે વિનંતિ કરી હતી તેની યાદ આપી આપણી કવિતાના પ્રવાહો ક્યાં જાય છે અને ક્યાં આપણને લઈ જશે તેનું ઊડતી નજરે આછું અવલોકન કરી મારું કહેવું પૂરું કરીશ.

એ પૂરું કરતાં મારે એક વિશિષ્ટ ઉલ્લેખ કરવાનો રહે છે. સાચો સમાલોચક કવિ જેટલો જ સર્જક છે, અને એ રીતે ૧૯૨૦ પછીના જે સમયનું આપણે નિરૂપણ કરીએ છીએ તેમાં એવો સાચો કવિસમાલોચક ગુજરાતને સાંપડ્યો. તેણે આપણાં સારાંમાં સારાં અને દરેક વર્ગના ઉત્તમ પ્રતિનિધિ જેવાં કાવ્યોનો સુન્દર સમુચ્ચય કર્યો. એ સમુચ્ચયે—રામનારાયણ પાઠકના એ 'કાવ્યસમુચ્ચયે'—ગુજરાતની ઊગતી પ્રજા સમક્ષ વિચારપ્રધાન કવિતાના સુંદર નમૂના મૂકી તેમની કલ્પનાને સતેજ કરી પ્રેરણા આપી. આ સમુચ્ચય ઉપર 'કાવ્યમાધુર્ય'નું ઋણ હતું

જ, અને એ રીતે હિં. ગ. અંજારિયાનો પણ અત્રે ઉલ્લેખ કરવો આવશ્યક લેખું છું. 'કાવ્ય-સમુચ્ચય'ની પ્રસ્તાવનામાં સમર્થ રીતે પાઠકે આપણા કાવ્યપ્રવાહોની સમીક્ષા કરી. એની અસર ઘણી મોટી થઈ છે એ નિર્વિવાદ છે. પાઠક એકલા વિવેચક જ નથી; કવિ પણ છે. વરસમાં એકાદવાર તે કયાંક ડોકિયું કરી જાય છે, એટલે જ્યાં સુધી તેમની કવિતાઓ એક સંગ્રહમાં ગ્રથિત થઈ બહાર ન પડે ત્યાં સુધી તો 'શેષ'ને કદાચ અંધારામાં જ રહેવું પડશે. બાકી, તેમનું 'ઉમા–મહેશ્વર', 'કાઠિયાવાડની એક સાંઝ' કે 'સિન્ધુનું નિમંત્રણ' જેવી અર્થગંભીર પ્રૌઢ કૃતિઓ ગુજરાતની કવિતાદેવીના કણ્ઠમાં ઝૂલતી માળામાંનાં સુંદર તેજસ્વી રત્ન જેવી છે.

હવે આપણાં અવલોકનનો ઉપસંહાર કરતાં ૧૯૨૦ પછીના જે યુગનો આપણે ઉલ્લેખ કરીએ છીએ તેનો પ્રધાન સૂર શો એમ જો કોઈ પૂછે તો એક જ શબ્દમાં તેનો જવાબ આપી શકાય—'આદર્શોપાસના.' આ યુગમાં આપણાં પ્રજાજીવનમાં આદર્શોનો એક પ્રચંડ જુવાળ આવ્યો છે, અને આપણી કાવ્યસરિતા, બ્રહ્મપુત્રાને ભેટયા પછી ગંગા જેમ અનેકધારે વિહરે છે તેમ, શત કે શતસહસ્રધારે વિહરી રહી છે. એની એક ધાર ઉપર સરળ, નિર્દોષ છલા–" દસમો ગ્રહ ભાઈ, તને સતાવે છે ને તે મારી બ્હેનને જો કંઈ દાન થાય તો પછી તો કોઈએ ગ્રહ બીજો અશુભ નથી" એવી મંગલગિરા ઉચરતી વિહરે છે, તો બીજામાં 'જ્યોતિરેખા'નાં મંગલ, શુચિ, પ્રતિબિમ્બ લહેરિયાં ખાય છે, તો વળી 'કૂલદોલ'ની સૌરભ પ્રાચીનતાના તેના મીઠા સૌરભ સાથે કોઈમાંથી આપણને મુગ્ધ બનાવતી વિહરે છે, તો કોઈની વીચિએવીચિએ તેનાં મધુર શીકરથી આપણને તરબોળ કરતો 'નલિનીપરાગ' થનગને છે, તો કોઈનાં મધુર સંગીતમાંથી 'પ્રણયકાવ્ય'ના આછા ધ્વનિ દાંપત્યના કુમાશ સાથે આપણા શ્રવણને ભરી કોઈ પ્રવાહ 'મને કોઈ બોલાવે'નું માનવ-જીવનનું સનાતન ગીત ગાતો કોણ જાણે કયા અગમ્ય પ્રતિ ગમન કરી રહ્યો છે—એ બધું જોતાં આત્મા પ્રફુલ્લ બની ઊઠે છે.

આમ ઊર્મિપ્રધાન કવિતાથી શરૂ થયેલી આપણી કવિતાદેવીએ ઊર્મિનાં એ અશરીર તત્ત્વોમાંથી ધીરેધીરે વિચારની કાયા સ્વીકારી. તે દેહસર્જનના પ્રજાપતિ બન્યા બલવન્ત-રાય, અને એ દેહમાં પ્રાણપ્રતિષ્ઠા કરી ગાંધીજીએ—અને હવે જાગૃત બનેલી એ પ્રજાકીય અસ્મિતા જગતભરના પ્રજામાનસ જોડે સમભાવ સાધવા ઝંખે છે. અને એથી હવે બીજું નવું ક્ષેત્ર આપણી કવિતા સમક્ષ ઊઘડવા મંડયું છે. રશિયાની સામ્યવાદી ક્રાન્તિએ જગત-ભરમાં માનવજીવનનું જે નવું મૂલ્યાંકન કર્યું છે તેની એ તાજી અસર છે. એ અસર એટલી તો તાજી છે કે એને વિશે આજે આપણે વધુ વીગતમાં ઊતરી નહિ શકીએ. પણ એ ક્ષેત્ર આપણે માટે ઉઘાડવાનો યશ જો કોઈને ઘટતો હોય તો તે મેઘાણીને છે, ને તેમણે એકવાર શરૂઆત કરી પછી તો એ ક્ષેત્ર તરત જ નવપલ્લવિત થવા માંડયું, અને આપણી પાસે 'પીડિતોનાં ગીત' અને 'કાયા ભગતની કડવી વાણી'ના સંગ્રહ પણ આવી પડયા. આ કવિતાઓ ચર્ચા માટે એક સ્વતંત્ર વિષય જ માગી લે છે એટલે તેને અત્યારે તો નિરુપાયે આપણે નિર્દેશ કરી પડતી મૂકવી પડશે.

અને હજુ તો આપણી કવિતા ક્યાં ક્યાં ઊડવા માગે છે તે આજનાં બધાં આપણાં સામયિકો જોઈશું તો આપણને ચકિત કરી મૂકશે. 'બૉમ્બ હેર' ઉપર કવિતા લખાય

એવું કોઈએ દસ વર્ષ પહેલાં માન્યું પણ હોત ખરું? ને આપણાં ગામોગામને વીંટીને પડેલા પેલા રેલના પાટાઓ, શક્તિની જીવન્ત પ્રતિમા જેવું પ્રચંડકાય પેલું એન્જિન, ને ઊંડાં અનન્ત આભની ગહનતા સામે પોતાની પાંખ વીંઝતું, ગૌરીશંકર અને કૈલાસનાં શિખરોને ટેકરીઓ જેવાં લેખવા ઝંખતું પેલું એરોપ્લેન! એ બધાં અનિવાર્ય રીતે આપણાં જીવન જોડે નથી સંકળાયાં? અને પ્રકાશસંવત્સરો દૂર તારાઓનાં તેજે ધરતી પર જ્યારે અજવાળાં થયાં છે ત્યારે અનન્ત બ્રહ્માંડની ગહનતા જાણે આપણી પડખે જ હાંફી રહી છે એમ નથી લાગતું? આપણી કવિતા એ બધાં ક્ષેત્રોમાં વિહરવા ઝંખે છે, એ એના અભિલાષ છે, મહત્ત્વાકાંક્ષા છે. એનું પરિણામ જે આવવાનું હો તે ભલે આવો.

પણ આ સ્વપ્ન જેટલું હૃદયંગમ છે તેટલું જ દુઃસાધ્ય છે. સામાન્ય સંસિદ્ધિ પણ ભારે તપશ્ચર્યાની અપેક્ષા રાખે છે તો અમર કાવ્યકૃતિને માટે તો અસાધારણ પરિશ્રમ, અભ્યાસ, સંયમ, તપ અને વિવેકદૃષ્ટિ જોઈએ જ. જેને સંસ્કૃતમાં ચ્વૈતુહિ કહેવામાં આવે છે તે દોષમાંથી આપણે ઊગરવું જ જોઈશે—ને મારે સખેદ નોંધવું જોઈએ કે આપણી ઊગતી કવિતા હજુ તેમાથી પૂરેપૂરી મુક્ત નથી. અર્થશૂન્ય 'જ' 'રે' વગેરેના પ્રયોગો આપણી કેટલીયે સારી કવિતાને હજુ કર્ણકટુ અને શિથિલબંધવાળી બનાવી વિરૂપ કરી રહ્યા છે. હ્રસ્વદીર્ઘની છૂટથી વિકૃત બનતા શબ્દોથી આપણી કવિતાનો દેહ હજુયે બેડોળ બને છે—એ બધાં ભયસ્થાનો પ્રતિ મારા જેવા આજના આપણા ઊગતા કવિઓનો સમવયસ્ક અંગુલિનિર્દેશ જ કરી શકે, પણ તેમાંથી ઉગારી તો આજના આપણા પ્રમુખ જેવા વડીલો જ શકે. તેમ ઊંચી કવિતાના સર્જન માટે ભારે સંયમની જરૂર છે, તેનો ઘણાને આજે કદાચ અભાવ લાગશે—એકાદ ઊર્મિ થઈ આવી, અને શબ્દોનાં ચોગઠાં ગોઠવી કવિતા કરી દેવાનું પ્રલોભન નાનુંસૂનું નથી. વ્યક્તિવિશેષનો ઉલ્લેખ કરવા કરતાં એટલું જ જણાવીશ કે આજના આપણા નવીન કવિઓમાં એવો સંયમ કદાચ ઓછો દેખાશે. અને એને પરિણામે લાંબાં ટિપ્પણો પણ જેમાંથી કોઈ પણ જાતનો અર્થ કાઢવા અસમર્થ નીવડે એવી અર્થશૂન્ય કવિતાઓ પણ લખાય છે. પ્રવાહીપણાને બહાને ગમે તેવા વિચિત્ર પ્રયોગો થાય છે. તેમાંથી પણ આપણા વડીલો જ આપણને ઉગારી શકે. એટલે જો ગુજરાતી કવિતા સારી રીતે નવપલ્લવિત થવાની હોય તો સમભાવી સમર્થ વિવેચકોએ તેનું સુકાન હાથ ધરવું પડશે—બાકી, આજ મને જે લાગી રહ્યું છે તે તો એ છે કે તેની જગ્યાએ આપણા માર્ગમાં અતિપ્રશંસાના અનેક ભયસૂચક પહાડો જ ખડા છે. એમાંથી આપણે ઊગરીએ તો આ નવયુગ પાસે એટલી તો શક્તિ છે, ભાવના છે, વિચારસમૃદ્ધિ છે અને સહૃદયતા છે કે તેની પાસેથી પ્રાણવાન કાવ્યસ્રોતની જરૂર આપણે આશા રાખી શકીએ, ને થોડા જ વખતમાં ગુજરાતની સાહિત્યવાડી કવિકોકિલોના કૂજનથી ગાજી ઊઠી ગુજરાતના પ્રજાજીવનમાં ચિરવસન્તનું જેમ, સૌન્દર્ય અને પ્રતિભા પ્રગટાવી શકે. એવા યુગ સત્વર આવો એવી પ્રાર્થના સહ આપ સહુએ આટલી ધીરજથી મને સાંભળ્યો તે બદલ આપનો, અને આ ભાષણ કરવાની વીલેપારલે સાહિત્યસભાએ મને તક આપી તે બદલ તે સંસ્થાનો આભાર માની મારું વક્તવ્ય હું પૂરું કરું છું; એમ કરતાં 'શેષ'ની એક સુન્દર કવિતાની કડીઓ મારા મનમાં લહેરી રહે છે. ને મારાથીયે એક શબ્દનો ફેર કરી પૂછી જવાય છે:

> મારે હૈયે હજારું રે વાતડી—
> હું તો કહું કહું એક ન કહેવાય રે!
> ભાઈબહેન! શું રે કહું ? શું ના કહું ?

સંપૂર્ણ ] ઝીણાભાઈ રતનજી દેસાઈ

# કેવું મૃત્યુ ?

ન ઇચ્છું મૃત્યુ હું જગતમહીં વિખ્યાત બનીને,
ભલેને ના જાણે મરણસમયે કોઈ મુજને;
ન ઇચ્છું, લોકો કહે: " વિબુધ, કવિ કે પંડિત ગયો, "
ભલેને કહેતાઃ " કો અકલહીણ મૂર્ખો મરી ગયો; "

પરંતુ ઇચ્છું કે, જવ તન થકી પ્રાણ નીકળે,
બધાં શસ્ત્રાસ્ત્રો ને બખતર ધર્યાં હોય બદને,
ભરેલું હો આગે કદમ; નિરખે તે જન કહે,
" સિપાહી કો સૂતો જીવનભર જુદ્ધે ઝઘડીને. "

હરિહર ભટ્ટ

# મારી ચંપાનો વર

લક્ષ્મી હજી તો કાઉભરી જિંદગીને ઊંબરે પગ માંડતી હતી ત્યાં જ એનું ભાગ્ય નંદવાઈ ગયું. અચાનક જ એનો પતિ તાવથી પટકાઈ પડ્યો અને પૂરાં બે વરસ પણ નહિ માણેલું એવું લગ્નજીવન સંકેલી લઈને ચાલતો થયો. લક્ષ્મીને માટે આખી દુનિયા હતી ને હતી થઈ ગઈ. માત્ર, પોતાના હવે નિરર્થક થઈ પડેલા પ્રફુલ્લ સૌંદર્યની કૂંપળ જેવી ચાર મહિનાની ચંપા એને મૃત્યુને તેડતાં રોકતી હતી.

સૌ કોઈએ કહ્યું કે લક્ષ્મીનો વર સાવ ઊંધા કપાળનો, એના નસીબમાં લક્ષ્મીનું રૂપ માયું નહિ. આમ મૂએલાને નિન્દી જીવતીને ઘણીવાર લોકો પ્રશંસા અર્પતા. કોઈ વહેમિયું વળી આવીને કાનમાં કહી જતું, 'કોઈ દુશ્મને મૂઠ જ મરાવેલી; નહિ તો તારા વરને ક્યાંય નખમાંય રોગ ન હતો. એના સુખની કેટલાને અદેખાઈ હતી તે!'

એ ગમે તેમ હોય, પણ એટલી વાત તો સાચી હતી કે લક્ષ્મી વરવાળી થઈ તે પહેલાં ગામનું સૌ કોઈ નાનુંમોટું પોતાની યોગ્યતાઅયોગ્યતાનો વિચાર પણ કરવા રોકાયા વિના જાણે લક્ષ્મીનો વર થવા માટે તૈયાર હોય એવું વાતાવરણ હતું. એમાં વાંક કોઈનો ન હતો. વાંક હોય તો હતો લક્ષ્મીના લાંબા સોનેરી ઝાંયવાળા ભરપૂર વાળનો, આંખના શાંત તોફાનનો અને જવલ્લે જ ફરકતા પણ તેથી તો દુર્દમ્ય ઉત્પાત મચાવતા સ્મિતનો.

અને એમ છતાં એનો કમનસીબ પતિ કટાણે ખસી ચૂક્યો! પેલા ભરચક લહરિયાળા વાળ એને મળ્યા હતા તે દિવસે એ જ વાળની એકેક લટે અનેક નિરાશ હૃદયો ફાંસીની યાતના પામી ખલાસ થઈ ગયાં હતાં. પણ ભૂંડાથી પોતાથી એ જિરવાયું નહિ! અને આજે એ જ વાળ, ફળાઉ ઝાડ ઉપરથી નમૂળીની વેલ ઝૂલને પીંખીને ફેંકી દે એમ, લક્ષ્મીના માથા પરથી ઉતારીને ફગાવી દેવામાં આવ્યા. એના હાથ પરથી કંકણ દૂર થયાં! અને, પહેલાં એ જ હાથ પર એ જ કંકણ જરીક જ રણકી જતાં ને તો તો મોટા બે આકાશી ગોળા જાણે ન અથડાયા હોય એવો માણસોનાં હૃદયોમાં ઘુંઘારવ થતો.

પણ એ બધું જ સમેટાઈ ગયું!

કોઈને કુતૂહલ પણ થતું કે આવી લક્ષ્મીથી વૈધવ્ય શે જિરવાશે; તો વળી નારીજગતનું કોઈ પિછાનદાર પ્રાણી વૈધવ્યને સહ્ય કરવાના ઇલાજે પણ લક્ષ્મીને પઢાવી દેવા તલપાપડ થઈ જતું; કોઈ સમદર્શી વિધવાથી લક્ષ્મીનો શોક સહ્યો ન જતો:

'તે આમ ધેશછાશ કરીશ, તો તું તો ભલે મરે, પણ સાથે આ છોડીએ શું પાપ કર્યાં છે તે...?'

'તું જ કાંઈ નવાઈની રાંડી છે? બાઈમાણસ છીએ તે નસીબે રંડાપણ પણ આવે...'

'સાચવી લેતાં આવડવું જોઈએ, બા! પેલી ચતુર તેર વરસની રાંડેલી તે જુઓ છોને, આપણી આંખો તળિયે ત્રીસ વરસની થઈ. કેમ ગંગાબહેન બોલતાં નથી? તમારી બહેનની

ડોશી ને કાશીબ્હેન, તમારા જેઠના દીકરાની વહુ ક્યારે રાંડી તેય કોઈ જાણે છે જરી! સમયસમય પ્રમાણે વરતી લેવું જોઈએ, બા! આપણે તો એટલું સમજીએ...'

'ને દે! દુઃખ તો સૌને છે. કોને નથી? હેવાનનમાંય પાણીઓ નરક જેટલો આપદા ભોગવે છે; ને કોઈ રાંડીખડી વળી સુખથી આયખું પૂરું કરતી આપણે ક્યાં નથી જોતાં!'

'હવે તમે પંચાત મૂકશો? રાંડેલાંની ને માંડેલાંની, આખી દુનિયાની વાતો લઈને આવ્યાં છો તે! બિચારીને રડાવીરડાવીને અધમૂઈ કરી નાંખી!'

બોલનાર કોણ છે તે જરી ઘૂમટો ઊંચો કરીને લક્ષ્મીએ પોતે પણ જોઈ લીધું. 'સારું થયું તે સૌને ચૂપ કર્યા!'

'વારુ, બાપ, આ ડોશી પર દયા રાખજે, ને બહુ રોઈશ મા!...'

'સુખ ઓછું આખી જિંદગી હોય છે!...'

'કંઈ કામકાજ હોય તો બેધડક કહેજે. મારા કિશોરને મોકલીશ......'

'હવે જાઓ છો તમે કામકાજવાળાં!' કહી પેલી બહાદુર બાઈએ વળી સૌને ધમકાવી કાઢયાં. અને પછી, એ સૌ તો શું રોયાં હતાં, રામી લક્ષ્મીને ખભે ડોક નાખી દઈ ધ્રૂસકેધ્રૂસકે રોઈ. એથી કદાચ એને પોતાને પણ નવાઈ થઈ હશે. થોડી વારે છાનાં રહીને એણે લક્ષ્મીનો ઘૂમટો પોતાના હાથ વડે આઘો કર્યો અને બે હથેળીઓ વચ્ચે એના મોંઢાને પકડી એની સામું એકીટશે તાકી રહી. મૂંઝાઈને લક્ષ્મી જ બોલી: 'સૌને તમે ધમકાવીને છાનાં કર્યાં, ને પોતે જ કેમ આટલું રોતાં હશો!'

'તું ન જાણે, લક્ષ્મી!' કહી રામી કાંપતી પાંપણે લક્ષ્મી સામું જોઈ જ રહી. એ પોતે ત્રીસ અંદરની પીઢ વિધવા હતી. એને તો બાળક પણ ન હતું. એનો વર જ બાળદશામાં ગુજરી ગયેલો.

'શું જુઓ છો?' અને પછી સહેજ ઉમળકાથી લક્ષ્મીએ ઉમેર્યું, 'આટલા વરસોમાંથી તો એમણે પણ મારી સામું નહિ જોયું હશે.' અને એટલું બોલતાં તો રામીની હથેળી નીચે લક્ષ્મીના ચહેરાના સ્નાયુઓ ખેંચાણના હોય એમ હાલવા લાગ્યા. હાથ સાહી લઈને રામી બોલી: 'એટલે તો કહું છું, રડ મા, લક્ષ્મી! જો પાછી હું પણ રોવા મંડી પડીશ હો!' અને પછી પાલવથી લક્ષ્મીનાં આંસુ લૂછતાંલૂછતાં એકદમ પુરુષના જેવો અવાજ કરી દઈ બોલી, 'વિધવાની ગત વિધવા જાણે. તારે તો હજી હવે એકડાં ઘૂંટવું છે. અને મેં તો એનું કેડકુંય છૂટી નાખ્યું. ગભરાઈશ નહિ જરીકે.' અને જરીક પાછી હઠી એની સામું તાકીને કહેવા લાગી: 'હું તો એ જ જોઈ રહી છું કે શું રૂપ છે! માથેથી વાળ ગયા તોયે એને શું! હાથ ચાટુડા સરખા થઈ ગયા તોય રજ પણ ખાલી ન પડે! કાંઈ નહિ, લક્ષ્મી, રડ્યે શું વળવાનું હતું? લગીરે ગભરાઈશ નહિ. તારો ધણી તૂટવા ક્યાંયનો હશે, ને કાળનો કોળિયો થઈ ગયો, તું તો નથી...'

ત્યાં નાની મધાએ પારણામાં જરી અમળાઈને પડખું ફેરવ્યું. એનાથી બંનેનું ધ્યાન જરીક એ તરફ ગયું.

'લોકનિંદા! લોક બોલ્યું વળી! આજનું ને આજનું જ. પેલીએ માદીના મધા. લક્ષ્મી, તને બધુંય સમાજી ગૌરાની પેઠે મોંઘમે સમજાવશે જરૂર.'

પારણામાં મધાએ જરી ઉંઆ કર્યો. લક્ષ્મી રામીની એકાએક ગંભીરતાથી ડઘાઈ જઈને

સૂનમૂન બેઠી હતી, એણે ઘોડિયા તરફ આંગળીનો ઇસારો કર્યો ને અંધારાં આવતાં હોય એમ આંખો મીચી દીધી.

'એ સાંભળી જશે ? કેવી ઘેલી ? એય મોટી થશે એટલે ઘણુંય સમજશે કે...'

ચંપાએ ઘોડિયું હચમચાવી મૂક્યું, ને મોટેથી રડી ઊઠી. લક્ષ્મી નક્કર અવાજે બોલી 'એનું શું ?' અને ઊઠીને ચંપાને છાતી સરસી લઈ લડાવવા લાગી: 'બાપ, મેં તો,, સત્તર-અઢારે કાઢયાં છે, તારે તો હજી.....'

'સૌ પછીથી ધીરેધીરે સમજી જાય છે,' કહીને રામી ચાલતી થઈ.

ચંપાને લક્ષ્મીએ એકાંતમાં આંસુથી ને વહાલથી નવરાવી, અને એની સાથે અનેક વાતો કરી.

'પેલી દુરગા મારી વાલેશરી થઈને કામકાજ કરવા એના કિશોરને મોકલવા તૈયાર થઈ ગઈ! ને રામી ? એને તો આખી દુનિયાથી જાણે વેર ન હોય! પણ એને શું ? ને એનું માનું તો મનેય શું ? પણ બાપ, તું તો પછી જીવતી જ મરે ને!... શાં લોક છે ? એમની ક્યાં હું સલાહ લેવા ગઈ હતી ? મારે મારું ઘર ભલું, આ ઘોડિયું ભલું! આટલી આ તું મોટી થાય, તને આબરૂભેર પરણાવું, તું તારે સુખી થાય, ને પછી એથી મારે વળી શું વધારે સુખ જોઈતું હતું ? જો કેવી હસી પડી ? જરી મોટી થઈ જા! પછી તો આપણે બેઉ વાતો જ કર્યા કરીશું, ને ઘર ભર્યુંભર્યું લાગશે. ને આયખું જતાં શી વાર ?... પાછી કેવી હાવરી એની ગઈ ? લે, હવે બહુ મચકો નહિ!... એમ ? ત્યારે તું ભૂલે છે. તું મને હજી ઓળખતી નથી. હું લક્ષ્મી નથી, ચંપાની બા છું.'

ચંપાની બા!

લોકોએ જોયું અને કહ્યું, 'આજલગી રાંડી તો એક લક્ષ્મી જ છે.'

'ધણી મૂઓ ને લક્ષ્મીય મૂઈ!'

'ક્યાં પહેલાંની રૂપરૂપનો અંબાર લક્ષ્મી ને ક્યાં આ કૂબડી ?'

કીકીઓ પર પાંપણોના પરદા ઢળી ગયા, ને અસલ તેજ એની મેળે ઝંખવાઈ ગયું. નિરર્થક હોઠ બિચારા નજીક ન હોવી જોઈએ એવી બે વસ્તુઓની પેઠે, ખિચોખીચ ભરેલી મોટરબસમાં પારકાની પત્ની ને પારકીનો પતિ મનોમન સમજીને અડોઅડ સાવ સંકોચાઈને બેસી રહે એમ સૂનમૂન પડી રહેતાં. શરીરના અણુપરમાણુઓ મૂળ જ્યાં એક હતું ત્યાં દબાઈને બબ્બે ત્રણત્રણ સમાઈ ગયા, અને સાડલામાં શરીર સરખું કંઈ હોય જ નહિ એવું જાણે લાગતું.

દુરગાનો કિશોર કંઈ કામકાજ હોય તો કરી આપવા બેચાર વાર આંટા ખાઈ ગયો. રામીએ વળી કોઈકોઈ આગળ લક્ષ્મીની ભાળવણી કરી હશે તે લોકો પણ અવારનવાર ફેરો ખાઈ ગયા. પણ લક્ષ્મી તો એને ખૂણે બેઠીબેઠી કાં તો વાસીદું ઊસરડી રહી હોય, કે કળશ્યાવાસણ કરતી હોય, કે અનાજ ભેળી રાખોડી બેળવતી હોય, અને એની આખી આકૃતિમાંથી જોનારને અણગમો જ માત્ર નિતરતો દેખાતો. દિવસેદિવસે એણે પોતાના મનને પીલી નાખ્યું હતું. પુરુષો શેના, સ્ત્રીઓ શેની, દુનિયા શેની ? લક્ષ્મીને તો એ ને એની નાની ચંપા. ચંપાની સમોવડી થઈને જાણે એની જોડે જીવ્યા કરતી. ચંપાને બેત્રણ

વરસ થયાં એટલામાં તો લક્ષ્મી વીસત્રીસ વરસ ઘરડી થઈ ગઈ. રામીએ જ એકવાર નાની 'ચાંપલી'ને લાડથી ટપલી લગાવતાં કહેલુંને કે "રાં', તું જ લક્ષ્મીને ખાઈ ગઈ!"

પછી તો લક્ષ્મી બહારનું કામ કરતી પણ થઈ. ઘરમાં ઢોરની સાથે ઢોર થઈને, ગાયભેંસના દોઝમાંથી થોડું ખરચ કાઢતી અને બહાર મોસમવાર ઘાસ, લાકડાં, ડાળમહૂડાં કરીને કંઈક મેળવતી, દયણાંખાંડણાં તો ખરાં જ.

આમ, પોતે દળાઈખંડાઈને ચંપાને ખિલવવામાં મશગૂલ રહીને વરસ પછી વરસ ગયાં તે જણાવાં પણ નહિ. પોતાની બધી આશાઓને ચંપાની આશાઓ સાથે એણે એકરૂપ કરી દીધી હતી. ચંપા સિવાયના લોકોને તો ગાંડી લાગે એવી રીતે પણ લક્ષ્મી કોકવાર વર્તતી. એણે કોઈ પુરુષ વિષે ભાગ્યેજ કદી વાત કરી હશે. માત્ર ચંપાના વરની વાત ઘણીવાર એના મોંઢામાંથી હોસભેર સરી આવતી ચંપાની ગોઠણ એને એકાંતમાં ચિમટી દઈ ચીડવતી હશે. એથીય વિશેષ સદીપણાથી લક્ષ્મી એને પજવતી, અને પછી સંતોષથી કહેતી, 'તું પરણી ઊતરે એટલે હું મારે જનમારો જીતી.'

કોઈ કે એકવાર કહ્યું: 'લક્ષ્મી, ચંપા તારી દીકરી નીવડી તો ખરી, હાં! બરોબર તારો ઘાટેઘાટ ઊપસ્યો છે!'

ચંપા સાંભળતી હતી. તે પોતાની બાની સામું જોઈ રહી, અને બાની સાથે પોતાની સરખામણી થતી જોઈ એને મનમાં નિરાશા પણ થઈ.

'હા, હા; કાળો, કાળો! સત્તરવાર કાળો. હું યે કાળી છું, ને તારો બાપે કાળો હતો. તું ક્યાંથી ગોરી પાકી આવી? કોઈ કાળો જ ગોતી કાઢવો છે, યાદ તો રાખ!' લક્ષ્મી રાતે ઊંઘી જતાં પહેલાં અંધારામાં સૂતાંસૂતાં ચંપાને ચિડવતી હતી. પંદર વરસ સુધી બિચારીએ કોઈ પુરુષની સામું પણ જાણે જોયું ન હતું. કોઈની જોડે વાતચીત પણ ભાગ્યે જ કરી હશે. હવે અત્યારે સૌ ચંપાના વરની પંચાતમાં નવરાં થતાં ન હતાં, ત્યારે ચંપાની બાને પણ એનો વિચાર કર્યા વિના ચાલે એમ હતું નહિ. અને ચંપાની તો એ ભાવ-સદ્‌ભાવથી ગોઠણ હતી, એટલે એ જણ સહેજ નવરાં પડે કે ચંપાના વરની તેવડમાં ચપાટે ચડી જતાં. ચંપાને તો આ બધું નવુંનવું કોડભર્યું, ઉમળકાભર્યું હતું. પણ લક્ષ્મીને માટે આ જૂના જિરણ કિલાઓ પર નવો ઘસારો હતો.

કોકવાર ઘરડી થઈ ગયેલી રામી બારણે ફરકી જતી ને કઠોર અવાજથી બોલતી: 'હવે ક્યારે આ લપમાંથી છૂટીશ? મોટી નવાઈની દીકરીવાળી!'

બન્યું એવું કે ચંપાના વર વિષે ખુદ ચંપાએ જેટલી ચિંતા નહિ કરી હોય, એટલી લક્ષ્મીએ કરી હશે. ચંપાને શા માટે પોતાના વર વિષે વિચારો કે તર્કવિતર્કો કરવા પડે? એનું બધું સંભાળનાર ક્યાં બા બેઠી ન હતી? લોકોએ તો માત્ર અંદરઅંદર વાત ઉડાડીને સૂચન આપ્યું કે ચંપા પરણાવવાલાયક થઈ ગઈ છે. અને લક્ષ્મીએ એ સૂચનને ઉપાડી લીધું. માતા તરીકે લગ્નની જવાબદારી વગેરે તો એણે ઉઠાવવાની જ હતી. મજૂરીથી પૈસા પણ એકઠા કર્યા હતા, એટલે ખર્ચખૂટણની ચિંતા ન હતી. પણ ચંપાનો વર પસંદ કરવો એમાં મુશ્કેલી હતી ને?

ચંપાનું ચિંતન પોતામાં ઉપાડી આપણે ગોઠવ્યું હોય એમ એના વર વિષે લક્ષ્મીએ

અનેક ભાવ ને ઉમળકાની લાગણીથી વિચારો કર્યા, 'બીજું તો શું, પણ મારી ચંપાનો વર આમ જરી ઠીક તો હોવો જોઈ એને?'

ચંપા બધે તોફાની, પણ બા આગળ જરી ઓછાબોલી હતી. દીવો રાણો કરી એક રાતે માદિકરી બન્ને સૂતાં હતાં ને લક્ષ્મીએ કહ્યું, 'પેલા કુબેર ડોસા પણ એમના દીકરા માટે પુછાવતા હતા....હ!...શું કહે છે?' ઉત્તર નહિ મળતાં તે ચંપાને માથે હાથ ફેરવી ફરી પૂછવા લાગી અને એણે નકારમાં માથું હલાવ્યું તે જાણીને ચિડાઈ ગઈ, બોલીઃ 'તો પછી એમ કહીશ તો કંઈ વર નવો ઓછો જનમાવવો છે? ડાહી થઈ જા!'

કોઈ મળવા આવનાર કહેતુંઃ 'એ ચાંપલી. આવી મા મળવી કળિજગમાં દોહ્યલી છે હો! એણે તને જીવને જોખમે મોટી કરી છે. એણે એનું બધું રૂપ, ઘર, બાર તને દઈ દીધું છે. ને પોતે હુમાઈ ને પણ તને અછોઅછો વાનાં કર્યાં છે. એ કહે એમ કરજે. એવી બા કોઈને મળી નથી. દીકરી માટે તે કોણ એની પેઠે મરતું હશે બીજું?'

ચંપા પણ સમજુ અને ડાહી છોકરી હતી.

'ત્યારે બા, તું જ કહેને?'

'હું શું કહું?'

'કેમ ત્યારે કોણ કહે? તું બા છે તે તુંરતો!'

'દીકરી તો તું છે ને! પરણવું તે તારે છે કે મારે?'

ને બન્ને હસી પડ્યાં.

શાંતિ.

'તો તેં મને મોટી જ શા સારુ કરી?'

'તને આવડી કરી, તો હુંય આવડી થવા પામી; નહિ તો હું કંઈ ઘરમાં માઉં એવી હતી? તારી ખાતર ઘરબારણું પકડી રાખ્યું એમ કે એક દિવસ તું મોટી થશે ને સારે આબરુદાર ઠેકાણે પરણીને સુખી થશે.'

'આ વળી તારી આબરુદારની વાત પાછી?' ચંપાએ છણકો કર્યો.

'તો હું ક્યાં તને કહુંયે છું. તેં પૂછ્યું એટલે તને કહ્યું. બાકી, હું તો તને રાજી રાખવા તો જીવું છું....ને એમ તો પાછી યાદ રાખજે કે હું તો મારો જન્મારો તારી આબરુ માટે જ જીવી છું,' લક્ષ્મી ગળગળા જેવી થઈ ગઈ.

ચંપાએ લાડથી માને કહ્યું, 'ત્યારે કહી દે ને.'

'મારી પાસે કહેવરાવે છે, તો ભલે. પણ હું તો નાના નાના અણઘડ જુવાનિયાઓથી ત્રાસું છું. પેલી ગૌરીનો વર હમણાં રાંડ્યો, એ ઠરેલ છે, આબરુદાર છે, દુનિયા ભમેલો માણસ છે, ને પૈસાપાત્ર પણ છે.'

'એવડો મોટો?' ચંપાથી બોલાઈ ગયું.

'જો, હવે બોલું તો કહેજે!...તે નાનો જોઈતો હોય તો સુંદરમાશીના દિયરને હજી કાલે જ છોકરો અવતર્યો છે. હાડ!'

અને હસવા જેવો પ્રસંગ ન હતો, છતાં બોળાં માદીકરી બને ખડખડ હસી પડ્યાં. ગામનાં સૌ લોકોએ વાહવાહ પોકારીઃ 'મા તે આનું નામ, ને દીકરી તે આવું નામ.'

'નસીબદાર છે, બાઈ. નહિ તો કાંઈ બધા જમાઈ આવા નથી હોતા.'

કોકવાર બંને જણાં વાતો કરતાં હોય, ને કોઈ બારણે ડોકાય ને જરી મલકાઈને ચાલ્યું જાય, ત્યારે લક્ષ્મીને થતું કે પોતે કેટલી બધી સુખી છે. હાંસીમાં કોઈ હસતું હશે, એની તો એને કલ્પના પણ ન આવતી. શા માટે આવે? પોતાના જમાઈ સાથે પણ છૂટથી વાતો કરવાનો એને શું હક્ક નહોતો? સંસારે કશા પણ ધારાધોરણ ઘડ્યાં વિના એવા કેટલાય હક્કો કુટુંબવ્યવસ્થામાં સ્થાયી રાખ્યા છે, ને કોઈને પણ એની સામે બબડવાનો હક્ક નથી. અને લક્ષ્મી ક્યાં આ પંદર વરસ કોઈનીય સાથે બોલવા ગઈ હતી? પૂનમલાલ તો એનો જમાઈ છે, એની જોડે તો એ બોલવાની, બોલવાની ને બોલવાની.

પણ ક્યાં કોઈ 'ન બોલ!' એમ કહેવાય આવે છે? અને કેટલાંય વરસોથી, કેટલાય જનમારાથી કોઈની પણ જોડે કદી બોલી ન હોય એમ લક્ષ્મી વાતે ચડી જતી, અને સમયનું પણ એને ભાન ન રહેતું.

'ચાલો પૂરું કરો હવે! મારે મોડું થાય છે...તમે ને એ આંબા નીચે ગયાં ત્યાં સુધી તમે કહ્યું,' પૂનમલાલે ઊભા થઈને અંધારું થઈ જાય તે પહેલાં ઘેર પહોંચી જવા માટે તૈયાર થતાંથતાં અધૂરી વાતનો તાંતણો મેળવી આપ્યો.

'મોડું તો થઈ જ ગયું છે, શી રીતે અંધારામાં જશો?'

'રોજ જાઉં છું કે આજ નવાઇ નો! ચાલો, ચાલો, વાત પૂરી કરો...હં! તમે ને એ આંબે પહોંચ્યાં. પછી?'

'હા; રોજરોજ મોડું થઈ ગયું હોય તોય જવા દઉં છું એમાં સૌ વઢે છે તો મને હોં, તમને નહિ.'

પૂનમલાલે બહુ જ ઉતાવળથી તૈયાર થતાં કહ્યું, 'અંધારું કે અજવાળું, ઘેર ગયા વગર છૂટકો છે?...હં, હં, પેલી વાત?'

'સસરાને ત્યાં તે રહેવાની વળી નવાઈ હોતી હશે?' પોપટની પેઠે લક્ષ્મી યંત્રવત્ બોલી ગઈ.

'તમે કહેતાં'તાં એ વાત કહી દોને એટલે ઊપડું. ઊલટું વધારે મોડું થાય છે.'

'તો કંઈ નહિ; કાલે. આજ ઉપર કંઈ છાપ છે?' લક્ષ્મીએ સાવધ થઈને કહ્યું. પૂનમલાલને લાગ્યું કે લક્ષ્મીને ખોટું લાગ્યું છે, એટલે એ નચિંત હોવાનો ડોળ કરીને ઘોડ્યો. જોકે ખરી વાત તો એ હતી કે લક્ષ્મી પોતાનું નાનપણ સંભારીને ગૌરી વિષેની વાત કહેતી હતી એ પૂરી સાંભળ્યા વગર એનાથી એક ડગલું પણ ખસાય એમ ન હતું.

'ચાલો, આ ઊભો. હવે તો કહેશોને?'

હસીને લક્ષ્મીએ કહ્યું: 'એમાં છે શું? કાલે કહીશ, પરમદહાડે કહીશ, તમે ફરી આવશો ત્યારે.'

'ના, ના; અધૂરી તો રાખો જ નહિ...હં. આંબા નીચે. પછી?'

'પછી, મેં એક પથરો વીંઝીને આંબા ઉપર નાખ્યો. કાંઈ કેરી નો ન પડી, પણ બે બંગડીઓ સામસામી અથડાઈ ને નંદવાઈ ગઈ......'

'હં!' જવાની ઉતાવળમાં, વાતમાં કંઈ ખાસ રસ ન પડ્યો હોવા છતાં પૂનમલાલે હુંકારો ભર્યો: 'પછી?'

ઝાઝું જતી નહિ. જેને મળવું હોય તે પોતાને બારણે આવે અને સમાજની માઝા અને હક્કની નીતિમાં રહીને મળી શકાતું હોય તો પોતે તેને મળે. ચંપાને નવાઈ થતી કે પોતાની પાછળ મરી જનારી લક્ષ્મી એને આમ સાવ ભૂલામણે નાખે છે!

ચંપાને સુવાવડ માટે પિયર લઈ આવવા લક્ષ્મી એને ઘેર ગઈ ત્યારે ફિક્કી માંદલી આંખોથી ચંપા પોતાનું રૂપ માએ ચોરી લીધું હોય એમ એની ભભક સામે જોઈ રહી.

આજ તો નહિ પણ, આવતે સોમવારે ચંપા પિયર જાય એમ નક્કી થયું. પણ વચમાં શનિવારે જ અચાનક લક્ષ્મીને કોઈએ આવીને અધ્ધરશ્વાસે સમાચાર આપ્યા કે પૂનમલાલને એકાએક બિમારી થઈ આવી છે. લક્ષ્મી એક ક્ષણ પણ ગુમાવ્યા વિના દીકરીને ત્યાં જઈ પહોંચી ને તરત જ જમાઈની સારવારમાં રોકાઈ ગઈ.

'ચંપા રોઈશ મા, ઝાઝી માંદગી નથી. હમણાં ફેર પડી જશે,' અને એને દવા લઈ આવવાનું કહી પોતે ઓશિકા પાસે બેસી પૂનમલાલનું માથું દખાવવા લાગી.

પણ માંદગીમાં ફેર ન પડ્યો. સૌ આખો વખત મટકું પણ માર્યા વગર ખાટલા પાસે બેસી રહેતાં.

ત્રીજા દિવસની રાતે માંદગી ભારે હતી. પૂનમલાલથી બોલાતું પણ ન હતું. ચંપા ખાટલાને છેડે બેસીને પગ દબાવતી હતી.

'મોંઘીબાઈ, તમે તે ક્યાં સાસરિયાં છો?...પણ, ચંપા, ઘરડાં માણસના દેખતાં જરી લાજમરજાદ રાખીએ. ખાટલા પર ન બેસીએ તો શું? લાવ, ખસ, નહિ તો હું પગ દબાવું.'

મોંઘીબાઈ સગડી આગળ ઝોકાં ખાતાં હતાં તે ઝબકી ઊઠીને ચિંતાથી જોવા લાગ્યાં કે માંદગી એકદમ વધી તો નથી ગઈ. ચંપાએ મોંઘી ને લક્ષ્મી બંને કરોડકરોડ વરસ નરકમાં રહે એમ મૂંગેમૂંગે શાપ આપીને નિઃશ્વાસ નાખ્યો.

દિવસ ને રાત એક આસને લક્ષ્મી ઓશિકે બેસી રહેતી ને એકાગ્રપણે સારવાર કરતી. કોકકોકવાર પૂનમલાલ આંખ ખોલતો ને જુદાંજુદાં મટકાંમાં એક જ ચહેરામાં લક્ષ્મીને અને ચંપાને જોઈ એના મોઢા પર પ્રસન્નતા છવરાતી. કોઈવાર ચંપા આવીને પતિનું ધ્યાન ખેંચવા ધીરેથી બોલાવે કે કંઈ કરે તો લક્ષ્મી પોતાના દરદીને સાચવવાની ફરજ કુશળપણે બજાવતી અને 'જરી જંપ્યા છે ત્યાં...' કહી ચંપાને છણકાવી કાઢતી.

બાના આ હદબહાર વધી પડેલા વહાલથી ચંપા અકળાઈ ગઈ હતી. પાંચમી રાત ભયંકર હતી. બહારનાં અંધારાંમાંથી જામીને બન્યો હોય એવો મૃત્યુદૂત સૌની નજર આગળ તરવરતો હતો. 'ચંપા ગંગાજળ લાવ જો!' 'ઝટ કરને, ચંપા, પેલી સોનાની કરચ લાવને!' 'અરે, નઘરી, તુલસી ક્યાં મૂકયાં?'

હવે શોધો કે ન શોધો, લક્ષ્મીનું બહાવરાપણું પણ થીજી ગયું; એના પોતાના શરીરમાંથી પણ પ્રાણ ચાલ્યો ગયો હોય એમ ભારેખમ થઈને એ નીચે ફસડાઈ પડી. એના પ્રાણને હવે ઊભા રહેવાનો આધાર જ શો હતો!

ભેગા થયેલા માણસોએ શબને ભૂમિ પર ઉતાર્યું.

લક્ષ્મી બીજી વાર રાંડી.

'તું રો માં, ચંપા. હું ક્યાં રોનારી બેઠી નથી?'

'હા, હા; લક્ષ્મી સાચું કહે છે. એ તો ગયા, પણ હવે તારે ઘર ઉઘાડું રાખવું હોય તો તારું નસીબ છે તે સાચવી રાખ,' બીજી કોઈ બાઈ બોલી.

'હા; દીકરો અવતરશે, તો કશી ખોટ નહિ રહે. ભલી હો તો ઊગતા જીવને ટૂંપી ખા માં!' ત્રીજીએ ટાપસી પૂરી.

અને રોજ એમ સૌ ચંપાને સમજાવતાં ને એને રોવા દેતાં નહિ. લક્ષ્મી ભલે રુવે. પણ સમાજ એને હક્કપૂર્વક રોવા દે કે ન દે, લક્ષ્મીને નસીબે રોવા સિવાય હવે કશું રહ્યું જ ન હતું. હવે ફરી પાછું દુઃખી દીકરીથી પોતાના જીવનને ભરી દેવું એ ખોટ છેડેથી જિંદગી શરૂ કરવા જેવું હતું. એણે રોયાં જ કર્યું, ન ખાધું, ન પીધું, ન આરામ લીધો.

* * *

'બાઈ, આપણા મુલકમાં આવી મા પાકવી મુશ્કેલ છે.'

'આ આટલી નાની ચંપા ન હોત તો એ તો એના વર જોડે જ મરી જાત.'

'ને જીવી તેય મૂઆ જેવી જ ને?'

'જીવી આટલી છોડી કાજે. બાકી એને જીવવું હતું?'

'ને ચંપા પરણી એટલે તો બસ શું ઘેલીઘેલી રહે!'

'રહે જ ને? ચંપા કાજે તો એણે આવરદા કાઢ્યો હતો.'

'હવે તે, ચંપાનું દુઃખ જોવા સારુ જીવે? સારું થયું તે એને ભગવાને ટાણે મોત મોકલ્યું.'

'લક્ષ્મી ગઈ, પણ એવી બીજી થવી મુશ્કેલ છે.'

કોઈની જીભ લક્ષ્મીનાં વખાણ બોલતાં થાકતી નહિ. ચંપા મૂંગીમૂંગી આ બધું સાંભળતી અને પોતાના દુઃખથી સમસમી રહેતી. લક્ષ્મીએ પોતાની જાતને ને પોતાનાંને દૂભવીને પણ સમાજને ક્યાંય દૂભવ્યો ન હતો એ ચંપા જોતી અને ભોળી બાની સરળ ચાલાકીથી આશ્ચર્યચકિત પણ થતી.

બે મહિના પછી એને દીકરી અવતરી, ત્યારે આડોશીપાડોશીએ એકદમ આવકારી તો નહિ પણ પછી સૌએ મન મનાવ્યું, 'દીકરી તો દીકરી, બાઈ, દીકરીએ દીવો રહેશે.'

દીકરી મોટી થતી ગઈ ને પોતાની નાની બાને પ્રસન્નતાના વાતાવરણમાં લાવતી ગઈ. અને ચંપા, બાનું વેર લેવા જાણે, બમણા વહાલથી દીકરીને ઉછેરતી રહી.

'વાસુકિ'

# પ્રાચીન અવશેષોમાં

( પૃથ્વી સૉનેટ )

વિલુપ્ત વિભવો તણાં સ્મરણશેષ આ સ્થાનમાં,
પડેલ પગલી પુરાતન યુગોની જોતો ભમી;
વિમાસું મન: કાલચક્રગતિ કેટલી કારમી!
અપૂજિત પડી રહેલ અવશેષ વેરાનમાં.

સમૃદ્ધ નગરો, સુરમ્ય સદનો રમે અભ્રમાં,
ધ્વજા યશ ઉડાવતાં સુભગ ભવ્ય દેવાલયો;
પ્રશસ્ત ગિરિ, દુર્ગ, પુષ્પવન ને વળી મંડપો,
વિભૂતિ સહુ તે શમી અતલ કાલના ગર્ભમાં.

પરાક્રમ મહા અને પ્રણયના પ્રસંગો તણી
કરી શ્રવણ જે કથા, સ્મરણચિત્ર રૂપે સ્ફુરે;
ઊંડી અકથ વેદનાજનિત ભાવ જાગે ઉરે;
વિશાદમય લોચને નિરખું લુપ્ત રંગો ભણી.

પ્રવેશ કરવા ચહું વિગતકાલની સૃષ્ટિમાં;
કહો પથ હશે કહીં, પડળ જે હરે દૃષ્ટિનાં:

અમીદાસ

## સોયબીનની આડ-પેદાશો ( By-products )

**આ**પણે જોઈ ગયા કે સોયબીન માણસ અને ઢોરનો ખોરાક છે. ખોરાક ઉપરાંત સોયબીનના બીજી આડ-પેદાશો ( by-products ) બને છે.

### તેલ અને ખોળ

વેપારની વસ્તુ તરીકે સોયબીનનું તેલ સોયબીનનાં બધાં તત્ત્વો કરતાં ઘણું કિંમતી છે. એક ટન સોયબીનમાંથી ૨૫૦ થી ૩૦૦ પાઉન્ડ સુધી તેલ નીકળે છે અને ૧૬૦૦ થી ૧૬૫૦ પાઉન્ડ ખોળ નીકળે છે. બાકીના ૧૦૦થી ૧૫૦ પાઉન્ડ કારખાનામાં કમજરે ( milling losses ) જાય છે. તેલ કપાસિયાના તેલને મળતું આવે છે, પણ કપાસિયાના તેલ કરતાં વધારે જલદી સુકાઈ જાય છે ( semidrying ). તેલનો રંગ સારો હોય છે પણ તેમાં એક જાતની ગંધ રહે છે. તેલના ખોરાકમાં ઉપયોગ કરવો હોય તો આ ગંધ કાઢવી જોઈએ.

અળશીના તેલની માફક રંગ અને વારનીસ બનાવવામાં સોયબીનના તેલનો સારી પેઠે ઉપયોગ થાય છે. વળી સાબુ બનાવવામાં, બાળવામાં, ઊંજવામાં ( lubrication ), છાપવાની શાહી બનાવવામાં, બનાવટી રબર અને ઑઈલ ક્લૉથ તથા દારૂગોળો (explosives) વગેરે બનાવવામાં તે વપરાય છે. વનસ્પતિનું ઘી ( oleomargarine ) બનાવવામાં પણ હોલેન્ડ વગેરેમાં તેનો વપરાશ થાય છે. તેલની નિકાસ કરનાર મુખ્ય દેશ ચીન અને ડેનમાર્ક છે અને તેની મોટા જથ્થામાં આયાત કરનાર નેધરલૅન્ડ્ઝ, ગ્રેટબ્રીટન અને જર્મની છે.

સોયબીનનો ખોળ ઢોરને ખવડાવવાના, ખાતરના અને માણસના કેટલાક ખાદ્યપદાર્થો બનાવવાના કામમાં આવે છે. તેનું ખાતર કરવા કરતાં ઢોરને ખવડાવવો વધારે હિતકારી છે. ખોળ બે રીતે બનાવવામાં આવે છે.

૧ સોયબીનને કચરી નાખીને વરાળમાં બાફી નાખવા. પછી તેને પીલવાથી તેલ છૂટું પડી જાય છે. આ રીતે કાઢેલા ખોળમાં ૪ થી ૯ ટકા સુધી તેલ રહી જાય છે.

૨ રાસાયણિક રીત—સોયબીનને કચરીને સીધા જ બેનઝીન જેવા કોઈ દ્રાવક પદાર્થમાં નાખવા. તેલ દ્રાવક સાથે મળી ગયા પછી દ્રાવણ ( solution )ને જુદું પાડીને નિર્બાષ્પણ ( distillation ) કરીને તેલ અને દ્રાવકને જુદાં પાડી નાખવાં. ખોળમાંથી દ્રાવકની ગંધ સમૂળ કાઢી નાખી શકાય છે. તેનો તે જ દ્રાવક ફરીફરીને તેલ જુદું પાડવામાં વાપરી શકાય છે. આ રીતથી તેલ કાઢવામાં આવે તો ખોળમાં ફક્ત એકથી બે ટકા તેલ રહી જાય છે. સોયબીનના ખોળનું પૃથક્કરણ આપણે આગળ જોઈ ગયા છીએ.

**સોય સોસ** અથવા શોયુ: ચીન અને જાપાનમાં આ વસ્તુ ખૂબ વપરાય છે. શાકભાજી માંસ, માછલી, ભાત વગેરે વસ્તુઓ સાથે આ વસ્તુ વાપરવાથી ખાણું લહેજતદાર બને છે.

ઘઉ અને સોયબીન સરખા પ્રમાણમાં લઈને તેને ખૂબ રાંધી નાખવામાં આવે છે. તેમાં સ્વાદ પૂરતું મીઠું નાખીને તેમાં ચોખાનો દારૂ બનાવવામાં વપરાતા સૂક્ષ્માણુઓ ( aspergillus oryzae ) દાખલ કરવામાં આવે છે અને લાંબા વખત સુધી ફેન (fermentation) થયા કરે છે. શોયુને તૈયાર થતાં લગભગ દોઢથી બે વર્ષ લાગે છે. શોયુ જાડા ઝીંકણિયા રંગનો (brown ) રગડો (thick liquid) હોય છે. જીભ ઉપર મૂકતાં તે ચચરે છે અને તેમાં અમુક પ્રકારની ખાસ લહેજત ( flavour ) રહે છે. તેની ગંધ અને સ્વાદ લગભગ માંસાર્ક ( beef extract ) જેવાં હોય છે. જાપાનમાં શોયુ રોજનું માથાદીઠ અઢી ઔંસ જેટલું વપરાય છે દરેક વર્ષે જાપાનમાં શોયુનાં લગભગ વીસ લાખ પીપ તૈયાર થાય છે.

## પનીર

સોયબીનનું ચીઝ ( પનીર ) પણ બનાવવામાં આવે છે. આપણે તે ખાવા માટે ટેવાયેલા નથી એટલે શરૂઆતમાં આપણને તે ન ભાવે, પણ ધીમેધીમે તેનો સ્વાદ રુચિકર થઈ જાય છે. ગાયના દૂધમાંથી બનાવેલું પનીર પણ અણટેવાયેલા માણસને શરૂઆતમાં તો સૂગ ઊપજે એવું લાગે છે. તે વસ્તુઓ માટે સ્વાદ ઉત્પન્ન કરવો પડે છે. સોયબીનનું પનીર દૂધના પનીર સાથે સરખામણીમાં રાખી શકાય જ નહિ, પણ ચીનજાપાનમાં તેનો વપરાશ પુષ્કળ છે. ચીનમાં તેને ટાઓ-હુ (Tao Hu) કહેવામાં આવે છે. ટાઓ-હુ બનાવવાની રીત નીચે મુજબ છે:—ધોળા સોયબીનને ત્રણ કલાક સુધી પાણીમાં પલાળી રાખવા. પલળી જાય એટલે તેને કચરીને ઝીણા કરી નાખવા અને પાણી નાખીને ખૂબ રાંધી નાખીને કપડામાં પાણી ગાળી નાખવા. ગળાઈને નીકળેલું પાણી ઠંડું પડે એટલે તેમાં દરિયાના પાણીનું શુદ્ધ કર્યા વિનાનું ( unrefined ) મીઠું નાખવું. મીઠું નાખવાથી પાણી અને દહીં જેવા પદાર્થ જુદા પડી જશે; પાણીને નિગાળી નાખીને વધેલા પદાર્થને દબાણ નીચે નિચોવીને નીકળી શકે તેટલું પાણી કાઢી નાખીને તેની બટ્ટીઓ ( cakes ) બનાવી દેવી. આ બટ્ટીઓને કેટલોક વખત રાખીને વાપરવામાં આવે છે. આ રીતે બનાવેલા તાજા પનીરને ટોફુ ( Tofu ) કહેવામાં આવે છે. ટોફુ બનાવવામાં અશુદ્ધ મીઠાને બદલે અમ્લ ( acid ) પણ વાપરી શકાય છે. ટોફુમાં નીચે મુજબનાં તત્ત્વો હોય છે:

| | |
|---|---|
| પાણી ૮૧·૩૫ ટકા | કાર્બોદિત ૦·૮૧ ટકા |
| સ્નેહ ૫·૧૯ ટકા | ક્ષાર ૦·૭૯ ટકા |
| નત્રિલ ૧૧·૪૬ ટકા | |

પાણીનું પ્રમાણ જેમ વધારે ઓછું રાખવામાં આવે તેમ બીજાં તત્ત્વોમાં પણ ફેર પડી જાય છે.

તાજા ટોફુમાં કંઈ ખાસ સ્વાદ હોતો નથી, પણ તેમાં મીઠું નાખીને ટોકળાં માફક તળીને ખાવાથી સ્વાદદાર બનાવી શકાય છે. ટોફુને બરફમાં જમાવી દઈને પછી નરમ થવા દીધા પછી અર્ધના તડકામાં મૂકી નાખીને પણ રાખવામાં આવે છે.

**નેટો**—સોયબીનને સારી પેઠે ચઢી જાય ત્યાં સુધી પાણીમાં કેટલાક કલાક સુધી બાફવા. બરાબર બફાઈ ગયા પછી તેને દાબીને પાણી કાઢી નાખીને બટ્ટીઓ બનાવી દેવી. આ બટ્ટીઓને પરાળમાં વીંટી દઈને હવા આવજા ન કરી શકે તેવી ( air-tight) ઠંડ લાગે તેટલી ગરમીવાળી ઓરડીમાં ૨૪ કલાક સુધી રાખી મૂકવી. આમ કરવાથી બટ્ટીઓમાં એક જાતની ફોરમ ( flavour ) ઉત્પન્ન થાય છે. પછી આ બટ્ટીઓનો ખાવામાં ઉપયોગ થાય છે.

**મીસો ( *miso* )**—સોયબીન નરમ થઈ જાય ત્યાં સુધી રાંધવા. પછી તેને પીસી નાખીને રાંધેલા ભાત અને અશુદ્ધ મીઠા સાથે ભેળવવા. આ બધા મિશ્રણને થોડાક ફેનક દ્રવ્ય ( ferment ) સાથે પીપો ( barrels )માં ભરી દેવું. બે મહિના પછી આ વસ્તુ ખાવાને લાયક થાય છે. રોટલી વગેરે ઉપર માખણ ચોપડીને ખાઈએ છીએ તે પ્રમાણે આ ચીજનો ખાવામાં ઉપયોગ થાય છે.

### સોય દૂધ

સોયબીનમાંથી દૂધ પણ બનાવવામાં આવે છે. જ્યાં ગાય, ભેંસ, બકરાં વગેરે દૂધાળ પ્રાણી હોય ત્યાં આ દૂધ બનાવીને વાપરવાની જરા પણ જરૂર નથી. ગમે તેવું સારું સોય-દૂધ પ્રાણીના દૂધને તો ન જ પહોંચી શકે. ચીનજાપાનમાં તેનો થોડો વધારે પણ વપરાશ છે ખરો. સોયબીનના દૂધમાં એક જાતની ખાસ ગંધ આવે છે તે રુચિકર નથી. વેનેલીન અગર કાઉમરીન આ દૂધમાં થોડાક પ્રમાણમાં નાખવામાં આવે તો આ ગંધ દાબી શકાય છે. સોયદૂધ બેત્રણ રીતે બનાવવામાં આવે છે.

(૧) ધોળા સોયબીનને નરમ થઈ જાય ત્યાં સુધી બાફી નાખવા અને પછી વાટી નાખવા. વટાઈ જવાથી પાણીમાં મળી જાય તેવા પદાર્થો તેમાં મળી જાય છે, અને બાકીના તળિયે બેસે છે. ઉપરનો ધોળો પાણી જેવો ભાગ નિતારી લઈએ તે સોયદૂધ. આ પ્રવાહી દૂધ જેવો દેખાય છે, અને દૂધને મળતો પણ આવે છે.

(૨) ઝીણા દળેલા સોયબીનના લોટને તેનાથી દસગણા પાણીમાં મેળવીને લગભગ અડધા કલાક સુધી ઉકાળવો. ચૂલા ઉપરથી ઉતારીને ઠંડું પડ્યા પછી પાણીનો ભાગ નિતારી લેવો અને કપડાથી ગાળી લેવો. નીચે લોટ જેવો ભાગ બેસી જાય છે. તેને સૂકવી નાખીને ઢોરના ખોરાકમાં અગર રોટલીભાખરીનાં લોટમાં મેળવણી કરવામાં અગર ખાતર તરીકે વાપરી શકાય છે. કપડાથી ગાળેલું પ્રવાહી સોયબીનનું દૂધ છે. તેમાં લગભગ નીચે પ્રમાણે તત્ત્વો હોય છે.

| | | | |
|---|---|---|---|
| નત્રિલ | ૩.૭ ટકા | કર્બોદિત | ૧.૮ ટકા |
| સ્નેહ | ૨.૦ ,, | ક્ષાર | ૦.૫ ,, |

એક શેર સોયબીનમાંથી ૯થી ૧૦ શેર સુધી દૂધ બનાવી શકાય છે. ઉપર બતાવ્યા પ્રમાણે તે દૂધ પીવામાં રુચિકર નથી તેમજ ચા, કૉફી, કોકો વગેરેમાં પણ વાપરતાં સારું લાગે તેવું નથી હોતું. વાછરડાં, સૂવર, કૂકડાં વગેરે પ્રાણીઓના ખોરાક તરીકે દૂધની જગાએ તે વાપરી શકાય છે.

(૩) પીળાશ પડતા રંગના સોયબીનને થોડા કલાક સુધી પાણીમાં પલાળવા. બરાબર ભીંજાઈ ગયા પછી તેને કચરીને ઝીણા કરી નાખીને તેનાથી ત્રણગણા પાણીમાં લગભગ અડધો કલાક સુધી રાંધવા. ઉપરનો નિતારી લીધેલો પ્રવાહી તે સોયબીન દૂધ. નીચે ઠરી ગયેલો ભાગ ઢોરના ખોરાક, ખાતર વગેરે તરીકે વાપરી શકાય. સોયબીનના ખોળમાંથી પણ દૂધ બનાવી શકાય છે, પણ તેમાં સ્નેહનો ભાગ હોતો નથી. ખોળમાંથી બનાવેલું દૂધ વાછરડાં, મરઘાં વગેરે પ્રાણીઓના ખોરાકમાં વાપરવાને લાયક હોય છે.

સોયબીનના દૂધમાં નીચેનાં તત્ત્વો હોય છે. બનાવવાની રીતમાં ફેર પડે અને પાણીનો ભાગ વધારેઓછો રહે તે પ્રમાણે બીજાં તત્ત્વો (ingredients)માં ફેર પડે છે. સોયબીનના દૂધ તથા સોયબીનથી બનતા બીજા પદાર્થોનું પૃથક્કરણ નીચેના કોઠામાં બતાવ્યા મુજબ છે:

| | આર્દ્રતા ટકા | નત્રિલ ટકા | કર્બોદિત ટકા | કાષ્ટક ટકા | સ્નેહ ટકા | ક્ષાર ટકા |
|---|---|---|---|---|---|---|
| સોયબીન પીળા | ૮·૨૫ | ૩૬·૩૫ | ૧૪·૧૮ | ૫·૪૩ | ૧૭·૨૨ | ૪·૭૫ |
| " કાળા | ૮·૩૩ | ૩૬·૦૦ | ૧૨·૪૨ | ૪·૭૯ | ૧૭·૮૭ | ૪·૬૯ |
| " નું દૂધ* | ૯૨·૦ | ૩·૭ | ૧·૮ | | ૨·૦ | ૦·૫ |
| તાજું ટોફુ | ૮૧·૩૫ થી ૮૯·૦ | ૧૧·૪૬ થી ૫·૦ | ૦·૮૧ થી ૨·૧૦ | | ૫·૧૯ થી ૩·૪૦ | ૦·૮૧ થી ૦·૫૦ |
| નેટ્ટો | ૧૫·૩૨ | ૪૧·૪૨ | ૧૫·૦૫ | ૧·૪૮ | ૨૩·૬૫ | ૩·૦૮ |
| મીસો | ૫૦·૭૦ | ૧૦·૦૮ | ૧૮·૭૭[1] | ૧·૪૧ | | ૨૬·૧૮[2] |
| શોયુ | ૬૩·૨૯ થી ૬૭·૪૨ | ૮·૩૧ થી ૭·૩૭ | ૫·૧૦[1] થી ૪·૦૬ | | | ૧૯·૪૬[2] થી ૧૭·૪૭ |
| પનીર ( ટાઉ–ફુ ) | ૭૬·૧૫ | ૧૩·૧૫ | ૧·૪૦ | | ૭·૦૯ | ૨·૪૧ |

સંપૂર્ણ ]

દિનકર પંડયા

* રીત બીજી પ્રમાણે બનાવેલા દૂધનું પૃથક્કરણ.

(૧) કર્બોદિત અને સ્નેહ બન્ને મળીને બતાવેલા પ્રમાણમાં હોય છે.

(૨) આ ક્ષારમાં ૧૫થી ૧૭ ટકા સુધી મીઠું હોય છે.

## References


1 *Hughes, H. D. and F. W. Wilkins*
*Iowa Ag. Exp. St. Bulletine, 228.*

2 *Morse, W. J.*
*U. S. D. A. Farmers Bulletin, 886, 973, 1520.*

3 *Noll, C. F.*
*Penn. Ag. Exp. St. Bul., 187.*

4 *Piper, C. V. and W. J. Morse.*
*U. S. D. A. Bul. 439.*

5 *Smith, C. D. and F. W. Robinson*
*Mich. Ag. Exp. St. Bul. 221.*

6 *Williams, C. B.*
*N. C. Ag. Exp. St. Circular, 31.*

7 *Williams, C. G. and J. B. Park*
*Ohio Ag. Exp. St. Bul. 312.*

8 *Williams Tibbles,*
*Foods, their Origin, Composition and Manufacture.*

9 *Woods, C. D. and J. M. Bartlett*
*Maine Ag. Exp. St. Bul. 106.*

10 *Year Books 1917—1930. United States Department of Agriculture.*

11 *Sahasrabuddhe, D. L.*
*Dept. of Ag. Bombay, Bul 124 ( 1925 ).*

# અન્ત્યેષ્ટિ-સત્કાર

## ૧

[ રાય બહાદુર કૃષ્ણકિશોર મૃત્યુશય્યા પર પડ્યા છે. એમના ત્રણ પુત્રો ચંદ્રકિશોર, નંદકિશોર અને ઇન્દ્રકિશોર મસલત કરી રહ્યા છે. દાકતર ઊભા છે. સ્ત્રીઓની આંખો આંસુથી ભરેલી છે. ]

ચંદ્ર૦ : કોને કોને લખું ?

ઇન્દ્ર૦ : રેનોલ્ડ્સ સાહેબને લખો.

કૃષ્ણ૦ : ( ભારે કષ્ટપૂર્વક ) શું લખશો, બેટા ?

નંદ૦ : તમારા મરણના સમાચાર.

કૃષ્ણ૦ : બેટા, હજી તો હું મર્યો નથી !

ઇન્દ્ર૦ : અત્યારે નથી મર્યા પણ એક વખત નક્કી કરી મરવું તો પડશે જ ને ?

ચંદ્ર૦ : જેમ બને તેમ જલદી સાહેબ પાસેથી condolence letters (દિલાસાપત્રો) મેળવીને વર્તમાનપત્રોમાં છપાવી દેવા જોઈએ. મૃત્યુસમાચાર વાસી થઈ ગયા પછી છપાવવાથી તેનું કાંઈ પણ મહત્ત્વ રહેતું નથી.

કૃષ્ણ૦ : જરા થોભો બેટા, પહેલાં હું મરી લઉં.

નંદ૦ : હવે થોભ્યે ચાલે એમ નથી, પિતાજી ! સિમલા અને દાર્જીલિંગમાં જે જે સાહેબોને પત્ર મોકલવાના હોય તેમનાં નામની એક યાદી બનાવવી જોઈએ. ( ચંદ્રકિશોરને ) તમે નામ બોલો.

ચંદ્ર૦ : લાટ સાહેબ, એલ્બર્ટ સાહેબ, વિલ્સન સાહેબ, બેરેસ, ફોર્ડ, મેકોલે, પિકોક—

કૃષ્ણ૦ : બેટા, અત્યારે કોનાં નામો લઈ રહ્યા છો ? તેના કરતાં ભગવાનનું નામ લો. આખરે તે જ સહાય કરશે. હરિ, હરિ—

ઇન્દ્ર૦ : બરોબર યાદ અપાવ્યું, હેરિસન સાહેબને તો ભૂલી જ ગયા હતા !

કૃષ્ણ૦ : બેટા, તેના કરતાં બોલો રામ, રામ.

નંદ૦ : હંઅ, રામસે સાહેબને તો ભૂલી જ ગયા હતા !

કૃષ્ણ૦ : નારાયણ, નારાયણ.

ચંદ્ર૦ : નંદકિશોર, લખો તો નોરન સાહેબનું નામ.

( કેશવપ્રસાદનો પ્રવેશ )

કેશવ૦ : વાહ ! તમે લોકો કેવા છો ? મુદ્દાનું કામ તો બાકી છે.

ચંદ્ર૦ : કહો, શું ?

કેશવ૦ : શ્મશાન જવાની procession શ્મશાનયાત્રામાં જે લોકો સામેલ થવાના હોય તેમને તો અગાઉથી ખબર આપવી જોઇએ ને ?

કૃષ્ણ૦ : બેટા, મુદ્દાનું કામ કયું ? મરવાનું કે માણસના સરઘસનું ? પહેલો તો હું મરીશ અને ત્યાર પછી—

ચંદ્ર૦ : એને માટે કંઈ ચિંતા નથી. દાકતરસાહેબ !

દાક્તર : છ.

ચંદ્ર૦ : હવે પિનાકી કેટલા વખતના મહેમાન છે? બધા લોકોને કેટલા વાગે આવવાનું કહું?

દાક્તર : એમ લાગે છે—(સ્ત્રીઓનું રડવું.)

કેશવ૦ : (ખિજવાઈને) માતા તમે તો ભારે ઉત્પાત શરૂ કરી બેઠાં છો! પહેલાં દાક્તરને તો પૂછી જુઓ. કેમ દાક્તર, ક્યારે મરશે?

દાક્તર: એમ લાગે છે કે રાત્રે—(ફરી સ્ત્રીઓ રડે છે)

નંદ૦ : આ તો ભારે આફત આવી કામની વખતે આમ કરે એટલે કામ ન થાય. તમ લોકોને રડવાથી શું મળવાનું છે? અમે મોટામોટા સાહેબોના દિલાસાપત્રો વર્તમાનપત્રોમાં છપાવી દઈશું. (સ્ત્રીઓને ત્યાંથી દૂર કરે છે)

કેશવ૦ : દાક્તર કેમ લાગે છે?

દાક્તર : મોઢાના રંગઢંગ ઉપરથી માલમ પડે છે કે મળસકે ચાર વાગે બધું ખતમ થઈ જશે.

ચંદ્ર૦ : ત્યારે તો હવે વધુ સમય નથી. નંદકિશોર પ્રેસમાં દોડતા જાઓ અને ઊભાંઊભાં સ્લીપો છપાવી લાવો.

દાક્તર : પરન્તુ પહેલી દવા—

કેશવ૦ : અરે! તમારું દવાખાનું કંઈ નાસી જવાનું નથી. પ્રેસ બંધ થઈ જશે તો ભારે મુશ્કેલી ઊભી થશે.

દાક્તર : રોગી ત્યાં સુધી—

ચંદ્ર૦ : તે માટે તો ઉતાવળ થાય છે કે સ્લીપ છપાયાં પહેલાં રોગી—

નંદ૦ : લો ત્યારે, અત્યારે જ હું સ્લીપો છપાવવા જાઉં છું.

કેશવ૦ : લખવું કે કાલે સવારે આઠ વાગ્યા પહેલાં procession નીકળશે.

૨

કેશવ૦ : કેમ દાક્તર! ચાર તો બાજુએ રહ્યા, પણ આ તો સાત વાગી ગયા!

દાક્તર : (શરમિંદા બનીને) એ તો હું જોઈ રહ્યો છું. પણ નાડી હજુ સુધી નબળી પડી નથી.

ચંદ્ર૦ : વાહ, તમે તો ખરા છો, દાક્તર! બરોબર આફતમાં મૂકી દીધા!

નંદ૦ : દવા લાવવામાં મોડું થવાથી જ આમ બન્યું. દાક્તરની દવા બંધ થવાથી જ પિનાકી કંઈક સારા થઈ ગયા છે.

કૃષ્ણ૦ : (પુત્રોને) અત્યારસુધી તમે બધા આનંદમાં હતા. હવે એકાએક ઉદાસ કેમ થઈ ગયા? મેં તો તમને પહેલેથી જ સારી શિખામણ આપી હતી. અને હું સારો પણ પહેલેથી જ છું.

કેશવ૦ : અમે પણ સારું જ કરી રહ્યા છીએ. સ્મશાનમાં જવાના વખતની ગોઠવણ (engagement) પણ કરી ચૂક્યા છીએ.

કૃષ્ણ૦ : ત્યારે તો મારે મરવું એ જ ઉચિત છે.

દાક્તર : (ખિજવાઈને) એક કામ કરો તો બધી ભાંજગડ મટી જાય!

ચન્દ્ર૦ : શું?

કેશવ૦ : શું ?
ચંદ્ર૦ : શું ?
નંદ૦ : શું ?
ડાક્તર : એમના બદલામાં તમારામાંથી કોઈ એક ચોક્કસ વખતે મરો એ વધારે સારું !

૩

[ બહારની બેઠક પર લોકોનું એકઠા થવું ]

કનૈયો : અરે, સાડાઆઠ વાગી ગયા ! રાહ કોની જોવાય છે ?
ચંદ્ર૦ : બેસો, જરા બીડી પીઓ.
કનૈયો : બીડી તો સવારથી પી રહ્યા છીએ.
બાલુ : કેમરે ? ઠાઠડીનો સામાન તો કંઈ માલમ પડતો નથી ?
ચંદ્ર૦ : બધું તૈયાર છે. અમે લોકોએ કોઈ જાતની ખામી રાખી નથી. પણ હવે માત્ર—
રામ૦ : શું છે ચંદ્ર ? હવે મોડું કરવું સારું નથી.
ચંદ્ર૦ : એ હું કંઈ સમજતો નથી, પણ—
હરિહર : મોડું શા માટે થઈ રહ્યું છે ? ઑફિસ જવાનો વખત થઈ ગયો. છે શું ?

[ ઇન્દ્રકિશોરનો પ્રવેશ ]

ઇન્દ્ર : ગભરાઓ નહિ. બધું તૈયાર છે. ત્યાં સુધી આ condolence letters વાંચો. (હાથોહાથ બધાને વહેંચે છે) આ લૈબર્ટ સાહેબનો, આ હૅરિસન સાહેબનો, આ સર જેમ્સનો—

ચંદ્ર૦ : આ લો. જરા વર્તમાનપત્રમાં પિતાના મરણના સમાચાર વાંચો. આ 'સ્ટેટ્સમૅન' છે, આ 'ઇંગ્લિશમૅન' છે.

મધુસૂદન : (જાદવને) જુઓને ભાઈ ! બંગાળીઓ punctuality ( નિયમિતતા ) કોને કહે છે તે જાણતા નથી.

ઇન્દ્ર૦ : ઠીક કહ્યું. મરવામાં પણ આપણે punctual નથી રહી શકતા !
(વર્તમાનપત્રો અને condolence પત્રો વાંચતાં વાંચતાં)
રાધાકૃષ્ણ : (આંખોમાં આંસુ લાવી) હરે ! હે દીનબંધુ !
નવીનચંદ્ર : હાય, હાય ! આવા સીધા સાદા માણસો પર દુઃખ પડે છે !
માધવ : (નિઃશ્વાસ નાખી) પ્રભો ! જેવી તમારી ઇચ્છા !
રસિક : "હૃદયવૃન્તે ખીલે કમળ જે" એ પછી શું છે ?...ભૂલી જવાય છે.

"હૃદયવૃન્તે ખીલે કમળ જે, તેને તોડે અસમય કાલ;
હૃદયમૃણાલ ડૂબે દુઃખદરિયે, કહો હાય ! એ કેવા હાલ !"

— આ પણ એવું જ છે. હૃદયમૃણાલ શોકસાગરમાં ડૂબે છે, આ કેવા હાલ ! અહા ! હા ! !

એ. ડી. એસ્કવાયર : O. Tempora, O. Mores !
શાસ્ત્રીજી : चलचित्तं चलद्वित्तं चलज्जीवन હાય, હાય, હાય !
વિશારદજી : यदुपतेः क्व गता मथुरापुरी रघुपतेः — ( કંઠ સુકાઈ જાય છે. )
દુઃખીરામ : હાય ! રાય બહાદુર કૃષ્ણકિશોર તમે ક્યાં ગયા ?
( નેપથ્યમાંથી ક્ષીણ સ્વરે )—હું અહીં છું, ભાઈ. મારા સમ, મોટા અવાજે બોલો નહિ. *

અનુવાદક સ્વ. મગનલાલ કે૦ મિસ્ત્રી

* ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના બંગાળી ચિત્રનો અનુવાદ.

# વાંસળીવાળો

કાનુડો વાંસળીવાળો—
કામણની કામળીવાળો—
કામધેનુનો ગોવાળો રે !

હોઠે વગાડે, હૈયાની હલકે, હેતનો પાવો રે !
હસમુખો ને હોંસીલો લેતો જીવનલ્હાવો રે !

હાથેહાથની ઝપટે, હામથી, કરતો કામો રે !
ઉદ્યમલીલાનો યોગેશ્વર ! જગવિસામો રે !

જીવનવનની છૂપી નિકુંજે, ઘૂમતો છાનો રે !
ચમકતી એની ચમત્કૃતિએ સૂચવે સાનો રે !

હાથે સુદર્શન ચક્ર ચલાવે, હોઠે ગજાવે વેણુ રે !
હોઠેથી હાથે હૈયું ઉતારે ત્યાં મ્હાલે સ્વતંત્ર રેણુ રે !

કુદરતની જેમ સંજોગ પ્રેરે ને જુગબળને પલટાવે રે !
માણુસ હૈયાંને જેમ જીતે એમ શ્રીકૃષ્ણ નચાવે રે !

લલિત

# લોકચર્યા

## ૧

## રત્નાગિરિ

સહ્યાદ્રિ પર્વત અને હિંદી મહાસાગર વચ્ચે આશરે ૧૬૦ માઈલ લાંબો અને ૩૫ માઈલ પહોળો આ જિલ્લો છે. અને દંતકથા પ્રમાણે પરશુરામે પૃથ્વી નક્ષત્રી કરીને સહ્યાદ્રિ પર્વત ઉપરની તમામ જમીન દાનમાં આપી દેવાથી બાણ મારી સમુદ્રને પશ્ચિમ તરફ ખસેડી આ પટ્ટી કાઢી પોતાને માટે રાખી. આ જિલ્લો અને ખાસ કરી ચિપલૂણ એ કાઠિયાવાડના મુત્સદ્દી નાગરોને મળતા આવતા કોંકણસ્થ ઉર્ફે ચિત્તપાવન બ્રાહ્મણનું આદિ-સ્થાન છે. અહીંથી તેઓ સતારા નજીક હોવાથી વાઈ ગયા અને ત્યાંથી સાસવડ થઈ છેવટ તેમણે પૂનામાં જમાવટ કરી. ચિપલૂણ પાસે વસિષ્ઠિ ને ઉત્તર કિનારે પરશુરામનું મંદિર છે, અને કાશી, રામેશ્વર, દ્વારકા વગેરે સ્થળે જનારા, જતાઆવતા યાત્રાળુઓ આ સ્થળે યાત્રા કરવા આવે છે.

આ જિલ્લો તેના ઘાટ, કિલ્લા, બંદર, કેરી, મજૂર અને નોકર, સર્પ, નદીઓ, ઊના પાણીના કુંડો, અને ગુફાઓ માટે સુપ્રસિદ્ધ છે.

સહ્યાદ્રિ પર્વતથી આ પ્રદેશમાં ઊતરી આવવાને માટે લગભગ દશ ઘાટ છે. તે ઘાટ ઘણા સીધા અને વાંકાચૂંકા હોય છે. તેમાં ચિપલૂણથી કરાડ જવાનો ઘાટ લગભગ દશ માઈલ લાંબો, ઘણો ચડાવવાળો, વાંકવાળો અને સાંકડો છે. આ ઘાટ ઉપર જવું એટલું જોખમભરેલું ગણાય છે કે ઘાટને બન્ને છેડે ભાડૂતી મોટરવાળાઓ નાળિયેર વધેરે છે. આ ઘાટને રસ્તે મારાં પૂજ્ય માતુશ્રીનાં અંતિમ દર્શનાર્થે જવા માટે મારે એકલીને ભાડાની બસમાં મુસાફરી કરવી પડી હતી. દરેક ઘાટ ઉપરથી પશ્ચિમમાં મહાસાગર અને નીચેનો ખીણનો દેખાવ સુંદર, ભવ્ય અને ભયાનક લાગે છે.

નાશિક જિલ્લાની માફક રત્નાગિરિમાં કિલ્લા ઘણા છે. તેની સંખ્યા લગભગ ત્રણસો ઉપર છે. તે કિલ્લાઓમાં કેટલાક જમીન ઉપરના અને કેટલાક દરિયાના કિનારા ઉપરના એવા બે જાતના કિલ્લાઓ હોય છે. કિનારા ઉપરના કિલ્લા બેટમાં અગર કિનારે નાની ટેકરી ઉપર હોય છે. કિનારા ઉપરના કિલ્લા પૈકી જયગઢ, રત્નાગિરિ, રાજાપુર, વિજયદુર્ગ, અને વેંગુર્લા એ મુખ્ય છે. બેટના કિલ્લાઓમાં સુવર્ણદુર્ગ અને સિંધુદુર્ગ એ બે મુખ્ય છે. રાયગઢ એ જમીન ઉપરનું શિવાજી મહારાજની રાજગાદીનું સ્થાન હતું. જેવી રીતે રાયગઢના કિલ્લાનું સ્થાન સહ્યાદ્રિ પર્વતમાં મહાડ પાસે વિકટ સ્થળે છે તેવી રીતે સિંધુદુર્ગના કિલ્લાનું સ્થાન માલવણ પાસે સમુદ્રમાં વિકટ સ્થળે છે. ઓટ હોય ત્યારે ત્યાં જતાં કાદવ નડે છે, અને ભરતી હોય ત્યારે ભોમિયા સિવાય ત્યાં જતાં ખડક નડે છે. તે કિલ્લાની અંદર એક મંદિરમાં અત્યારે પણ શિવાજી મહારાજની પૂજા થાય છે.

રત્નાગિરિમાં લગભગ ત્રીસ બંદરો છે. તેમાંનાં ચિપલૂણ, સંગમેશ્વર, રત્નાગિરિ, રાજાપૂર, માલવણ અને વેંગુર્લા એ મુખ્ય છે. રત્નાગિરિનાં બંદરો પણ બે જાતનાં હોય છે:

(૧) દરિયાકિનારે સંરક્ષિત અખાત અગર નદીના મૂળ આગળ આવેલાં, અને (૨) જમીનને અડીને ભરતીવાળી ખાડી ઉપર વહાણ જઈ શકે તેવે સ્થળે આવેલાં. ચાંચિવાની બીકને લીધે વેપારની જમાવટ ઘણેભાગે બીજી જાતનાં બંદર ઉપર થયેલી હતી, અને તેમાં પણ રાજાપૂર એ મુખ્ય મથક હતું. ત્યાં ઇંગ્રેજ અને વલંદાની વેપારની કોઠીઓ હતી. હાલ ઇંગ્રેજોની કોઠીમાં મામલતદારની કચેરી છે. રાજાપૂરમાં જે ઘડીએ વેપાર ધમધોકાર ચાલતો હતો, તે વખતે ભાટિયા વગેરે ગુજરાતીઓની વસ્તી સારી હતી, અને તેને લીધે કોંકણના આ જ ગામમાં ગુજરાત જેવી બાંધણીનાં ત્રણત્રણ ચારચાર માળનાં મકાનો જોવામાં આવે છે. બજારના મુખ્ય ચોકમાં જઈએ ત્યારે જાણે ભરૂચના લલ્લુભાઈના ચકલામાં શેઠજી અને મજમુદારની હવેલી વચ્ચે ઊભા હોઈએ એવો ભાસ થાય છે. રત્નાગિરિ જેવા મોટા બંદરે પણ જ્યાંથી દરરોજ ત્રણસોચારસો માણસો આવજા કરે છે, ત્યાં પણ અત્યારસુધી ત્રણચાર ફૂટ પાણીમાં થોડું ચાલી મછવામાં બેસી સ્ટીમરમાં બેસવા જવું પડતું હતું. હમણાં જ નવો ધક્કો બાંધી ખુલ્લો મૂકવામાં આવ્યો છે જેથી સ્ટીમરના ઉતારુઓને પાણીમાં ચાલવાનું દુઃખ કમી થયું છે.

સ્ટીમર ઘણેભાગે આગગાડીની માફક વખતસર આવે છે. છતાં પાંચદશ માઈલ દૂરથી સ્ટીમર દેખાય ત્યારે લગભગ એક કલાક અગાઉ બંદર અને ગામમાંથી જોઈ શકાય એવા સ્થળે દિવસે રાતો વાવટો અને રાત્રે બત્તી ચડાવવામાં આવે છે. અને દરિયામાં તોફાન થાય ત્યારે સ્ટીમર, વહાણ વગેરેની જાણ માટે (૧) સાવધાનતા, (૨) ચેતવણી, (૩) ભય, (૪) અતિશય ભય દર્શાવવાને માટે જુદીજુદી આકૃતિઓનાં કાળાં પાટિયાં તે જ સ્થળે ચડાવવામાં આવે છે.

રત્નાગિરિની આફુસ અને પાયરીની કેરીઓ મશહૂર છે અને તે ઘણે ઠેકાણે જોવામાં આવે છે. આંબાના વનમાં ફણસનાં ઝાડો પણ સારાં હોય છે. કાજુની પેદાશ પણ ઠીક છે, અને વેંગુર્લા વગેરે એકબે ગામમાં કાજુને સાફ કરી તેની વર્ગવારી કરવાનાં કારખાનાં છે. દરેક કારખાનામાં લગભગ રૂપિયા પાંચ લાખની કિંમતનાં કાજુનો વેપાર થાય છે. કાજુના વેપાર સંબંધી બે બાબતો ખાસ જાણવા જેવી છેઃ (૧) સ્થાનિક પેદાશ થોડી છે, પણ આફ્રિકામાંથી સાફ થવા ઘણો માલ અહીં આવે છે; (૨) વર્ગવારી થયા પછી પહેલા વર્ગનો માલ અમેરિકા ચડે છે, બીજા વર્ગનો માલ યુરોપ જાય છે, અને ત્રીજા વર્ગનો માલ અહીં રહે છે.

રત્નાગિરિ જિલ્લામાં ઘણે ભાગે જમીન હલકી, ટાંચી અને ખોતના કબજામાં હોવાથી અને પ્રમાણમાં વસ્તી વધારે હોવાથી માણસો ધંધાને અર્થે બહારગામ બહુ જાય છે. મુંબઈની મિલના મજૂરોનો ઘણો મોટો ભાગ અને મુંબઈની પોલીસનો મોટો ભાગ રત્નાગિરિ જિલ્લાનો હોય છે. મુંબઈની ખાનગી અને સરકારી ઑફિસોમાં પણ રત્નાગિરિ જિલ્લાના માણસો ઠીકઠીક હોય છે. આ માણસો મજબૂત, ખડતલ અને થોડામાં નિર્વાહ કરી શકે તેવા હોય છે. ત્યાંની મુખ્ય નાત મરાઠા, ભંડારી અને બ્રાહ્મણ છે તે પૈકી મરાઠા મજૂરી અને પોલીસની નોકરી કરે છે, બ્રાહ્મણો ઑફિસમાં નોકરી કરે છે, અને ભંડારી બાગાયત કરે છે અને કેટલાક મુંબઈમાં કોન્ટ્રેક્ટનો ધંધો કરે છે. તે પૈકી એક ગૃહસ્થ ભગુજીપીર—તેમણે લગભગ પોણો લાખ ખર્ચીને પતિતપાવનનું મંદિર બંધાવ્યું છે,

અને તે બધી કોમને માટે ખુલ્લું મૂક્યું છે. એક બીજું દેવાલય અને તેની સાથે પોતાની નાતના છોકરાઓ માટે તેમણે છાત્રાલય બંધાવ્યું છે, અને તે છાત્રાલયનો તમામ ખર્ચ તે પોતે આપે છે.

કેરીની માફક રત્નાગિરિ ત્યાંના સર્પને માટે પણ જાણીતું છે. સર્પદંશથી મોત પ્રમાણમાં વધારે થાય છે. રાજાપૂર અને દેવગઢ તાલુકામાં સર્પો ઘણા મોટા પ્રમાણમાં હોય છે. રાતી જમીન, રાતા ખરબચડા અને ભૂખરા પથ્થરની સાથે સર્પનો રંગ મળી જાય છે, અને તેથી તેને સહેલાઈથી જોવામાં મુશ્કેલી પડે છે. દિવસે લાકડી વિના અને રાત્રે ફાનસ અને લાકડી વિના ભાગ્યે જ કોઈ બહાર નીકળે છે. પુરણા જાતના નાના સર્પો બહુ ઝેરી હોય છે. અમે રત્નાગિરિમાં લગભગ પંદર દિવસ ફર્યા, પણ સદ્‌ભાગ્યે અમારી નજરે એક પણ પડ્યો નહોતો, જોકે તેની બીક તો હમેશાં રહ્યાં જ કરતી હતી.

સહ્યાદ્રિ પર્વત અને દરિયો નજીક હોવાથી વિસ્તારના પ્રમાણમાં નદીઓ ઘણી જ છે. આ નદીનાં પાણી ઊંડાં હોય છે, અને તેથી બાગાયતના કામમાં બહુ આવતી નથી. પણ આગળ સારાં બંદરો હોવાથી અને વીસપચ્ચીસ માઈલ સુધી ભરતીનાં પાણી જતાં હોવાથી વેપારના કામમાં તેમનો ઉપયોગ સારો થાય છે. રાજાપૂર અને માહાડમાં મહારાષ્ટ્રનો માલ દરિયામાર્ગે જવા માટે આવતો અને વેંગુર્લામાં કર્ણાટકનો માલ આવતો હતો. રેલવે થવાથી આ વેપાર લગભગ નહિ જેવો થઈ ગયો છે.

રસ્તા નદીનાં વાંકાચૂંકા કિનારે અને ટેકરીઓ ઉપર જતા હોવાથી તેમજ સડકો સર્પાકારે વાંકીચૂંકી જતી હોય છે, એટલે ભાગ્યે જ સપાટ હોય છે. પણ રંગ રાતો હોવાથી અને રાડક ખરબચડી નહિ હોવાથી મોટરની મુસાફરીમાં કંટાળો આવતો નથી.

સહ્યાદ્રિ પર્વત અને સમુદ્રની વચ્ચે આવેલા પ્રદેશમાં લગભગ પાંચ જગ્યાએ ઊના પાણીના ઝરા છે. આ પૈકી ઊના પાણીના ઝરાને લીધે ત્રણ ગામોનું નામ જ ઉનાળા પડ્યું છે. આ બધામાં રાજાપૂરથી એક માઈલ ઉપર આવેલો ઝરો સહુથી સારો છે, અને ત્યાં સ્ત્રીપુરુષને જુદાં નાહવાને માટે લોકલ બોર્ડ તરફથી સારી સગવડ કરેલી છે. સવારના ૭ વાગ્યાથી નવ વાગ્યા સુધી આ સ્થળે ભીડ બહુ જ હોય છે. આ પાણીમાં ગંધક છે એવું માલમ પડ્યું છે. ઉનાઈ, તુવા, લસુન્દ્રા અને વજ્રેશ્વરી કરતાં આ પાણી થોડું ગરમ હોય છે. આ બધામાં થાણા જિલ્લાના ભિવંડી તાલુકામાં આવેલા વજ્રેશ્વરીના કુંડો ઉત્તમ છે, અને એવી માન્યતા છે કે ત્યાંના પાણીમાં રેડિયમ છે. ચિપલૂણ, દાભોલખેડ, કોલ અને સંગમેશ્વર વગેરે જગ્યાએ ખડકમાં કોતરી કાઢેલાં મંદિરો અને ગુફાઓ છે. ઘણું ભાગે તે બુદ્ધની છે, પણ બાંધણી ઘણી સાદી છે. જોકે સાધારણ રીતે હોય છે તે પ્રમાણે તેનું સ્થળ ઘણું રમણીય છે.

પૂર્વે સહ્યાદ્રિ પર્વત, પશ્ચિમે હિંદી મહાસાગર અને મધ્યે નાનીમોટી ટેકરીઓ, નદીના વિભાગના સરોવરો, ડુંગરો, દરિયાના કિલ્લાઓ અને બંદરોને લીધે તથા તીક્ષ્ણ બુદ્ધિવાળા કોંકણસ્થ બ્રાહ્મણો અને મજબૂત તથા લડાયક મરાઠાઓને લીધે, વાંચ્યા અને સાંભળ્યા પ્રમાણે, આ પ્રદેશમાં મુસાફરી કરતાં જાણે સ્કોટલૅન્ડમાં મુસાફરી કરતાં હોઈએ એવું લાગે છે.

[illegible]

૨

## સુધારકની મુશ્કેલી

હરિજનો અને સવર્ણ ગણાતા લોકો વચ્ચે પોતાનાં બાળકોને જાહેર શાળામાં સરખા હક્કથી બેસવા દેવાની બાબતમાં વૈમનસ્ય ઉત્પન્ન થયેલું હોવાથી ગુજરાતના બે અનુભવી કાર્યકર્તાઓ જોડે હું એક ગામે સવર્ણ લોકોના પ્રતિનિધિઓને મળવા ગયો હતો. હરિજનોનાં બાળકોને જાહેર શાળામાં સરખા હક્કથી બેસવાનો પૂરો હક્ક છે, એવી સીધી વાત બંને ગૃહસ્થોએ જુદીજુદી રીતે લગભગ ત્રણચાર કલાક સુધી સમજાવ્યા પછી અને દલીલનું વજૂદ સ્વીકારવા કરતાં, આવેલા મહેમાનોના માનમાં તો કાંઈ બાંધછોડ કરવી, એવું સ્વીકારાયા પછી પણ ગામલોકો આગળ એક પ્રશ્ન ખડો થયો, કે હવે ઉજળિયાતોનો 'નોક' શી રીતે રહે! હરિજનો, દૂબળા, ભીલ, કોળી, વગેરે ગામડાંના મજૂરવર્ગનાં ગણાતાં માણસો પ્રત્યે પોતાનો માલિકી હક્ક મનાતો આવ્યો છે, અને તેમના ઉપર દરેક જાતનો દોર ભોગવવાને માટે પોતે સર્જાયાં છે, એવી માન્યતા એટલું ઊંડું ઘર ઘાલીને બેઠી છે કે તેની સામે અથાગ પ્રયત્ન કર્યા સિવાય આ પ્રશ્નનો નિકાલ કરી શકીએ તેવી સ્થિતિ નથી.

આ સંજોગોમાં દબાતા લોકોને બળવો કરવાનું સૂચવવું એ તરત જ સૂઝે એવું છે. પરંતુ આર્થિક દૃષ્ટિએ સંપૂર્ણ રીતે પરતંત્ર એવા આ લોકોને માટે આ સલાહ નકામી જાય છે, અથવા કોઈવાર ભારે પડી જાય છે.

સલાહ આપનાર આપણે છેવટ સુધી સાથ આપતા નથી, અથવા આપી શકતા નથી, અને લોકો ટકી શકે તેને માટે સક્રીય યોજના રજૂ કરી શકતા નથી. એટલે પરિણામે આવા ભાઈઓ મુશ્કેલીમાં આવી પડે છે.

જ્યાં જ્યાં કોઈ પણ દબાયેલો વર્ગ પોતાના હક્ક સ્થાપિત કરવા પ્રયત્ન કરશે ત્યાં આવા પ્રસંગો બનશે એવો સંભવ છે. તેને માટે એકસામટી વિચારણા સામાજિક કાર્યમાં રસ લેતી સંસ્થાઓ કરે એ જરૂરનું છે.

પરીક્ષિતલાલ મજમુદાર

# પુલિન

**પુલિનને તેની** દશમી વર્ષગાંઠે ચાંદીનું એક ઘડિયાળ ભેટ મળ્યું હતું. ઘડિયાળ બહુ સુંદર હતું. એ બહુ ભારે પણ હતું. આ ઘડિયાળ જૂના વખતનું હતું. મૂળ એ પુલિનના દાદાનું હતું. એનો દાદો કલકત્તામાં મરી ગયો ત્યારે એના બાપ નિખિલ પાસે એ આવ્યું હતું.

અને નિખિલ પણ મરી ગયો હતો એટલે એ પુલિન પાસે આવ્યું. એની વિધવા માએ એ રાખી મૂક્યું હતું અને જ્યારે પુલિન દશ વરસનો થયો ત્યારે હવે એ એની સંભાળ રાખી શકશે એમ કરીને માએ પુલિનને ભેટ આપ્યું. એની બહેન ઉમાએ એને ચાવી આપતાં શીખવ્યું. એનું પાછલું ઢાંકણુ ખોલીને અંદરના બીજા એક ઢાંકણુ પર "તારી જિંદગીપર્યંત વફાદારીપૂર્વક હું તને મારી સેવા આપીશ," એમ લખેલું હતું તે પુલિને વાંચ્યું.

ઘણાં વરસ પહેલાં ઘોષ કુટુંબ કલકત્તાથી મુંબઈ આવી રહ્યું હતું અને પુલિનને ઘડિયાળ મળ્યું તે અરસામાં પરેલમાં એક અંધારી ગંદી ચાલમાં રહેતું હતું.

પુલિનનું રહેવાનું ચાલના કાતરિયાના ભાગમાં હતું. શિયાળામાં અહીં ઠંડી ખૂબ લાગતી અને ઉનાળામાં તાપ પણ ખૂબ લાગતો.

પાંચ વર્ષ સુધી દરરોજ રાત્રે પુલિને ઘડિયાળને નિયમિત ચાવી આપ્યા કરી હતી. પછી એક રાત્રે તે ચાવી આપતો હતો ત્યારે અંદરના ઢાંકણુ પર લખેલા અક્ષરોનું રહસ્ય એકાએક તેને સમજાયું અને એને ભયંકર વિચાર આવ્યો.

ઘડિયાળને એ હમણાં જ ચાવી આપી રહ્યો હતો. એણે બારીમાંથી નીચે જોયું તો એક મોટરલોરીની આસપાસ ભેગું થયેલું લોકોનું ટોળું એની નજરે પડ્યું. બધા લાંબા-લાંબા હાથ કરીને કાંઈ ગુણગણ કરી રહ્યા હતા. પછી તેઓએ રસ્તા પરથી કોઈને ઊંચકી લીધું. અકસ્માત થયો હોય એમ લાગતું હતું. મોટરલોરીથી કોઈ છૂંદાઈ ગયું હતું.

પહેરણુ પહેર્યા સિવાય જ પુલિન ઝપાટાભેર નીચે ઊતર્યો, અને રસ્તા પર આવીને ઊભો. એણે ટોળામાં અનિલને ઊભેલો જોયો એટલે તેને હાંફતાંહાંફતાં પૂછ્યું: "શું છે? છે શું?"

અનિલે કહ્યું: "પેલી વિધવા ગંગાની છોકરી, બિચારી છૂંદાઈ મરી." પુલિને જરા ડોક લંબાવીને તે છોકરીને જોઈ લીધી. તેના મોંમાંથી લોહીની એક નાની ધાર નીકળેલી જણાતી હતી. બિચારી ગંગાની છોકરી મરી ગઈ.

જ્યારે પુલિન પાછો ઉપર પોતાની ઓરડીમાં ગયો ત્યારે એની નજર પહેલવહેલી પેલા ઘડિયાળ પર પડી. જોરથી તે ટીક્...ટીક્ અવાજ કરતું હતું. ઘડીભર તો તેણે તેના તરફ તાકી રહીને અવાજ સાંભળ્યા કીધો. ટીક્–ટીક્............ટીક્–ટીક્ એક–બે...... એક–બે......જરા પણ ઉતાવળથી તે નહોતું ચાલતું. તેના પોતાના હૃદયના ધબકારા જેવું

ચાલ્યા કરતું હતું. એક સરખી ગતિથી તે ટીક્–ટીક્ કરી રહ્યું હતું. એની ગતિમાં જરા પણ ફેરફાર નહોતો થતો. અને જો કોઈ વખત એ અટકી જાય તો ઘડિયાળીને ત્યાં લઈ જાઓ કે પાછું ટીક્–ટીક્ કરતું થઈ જ ગયું સમજવું.

પુલિનને તરત જ પેલી છોકરીનો વિચાર આવ્યો. તેનું નાનું હૃદય હમેશને માટે બંધ પડી ગયું હતું અને કોઈ પણ ઘડિયાળી હવે તેને પાછું ચાલતું કરી શકે તેમ હતું નહિ. આ વિચાર ખરેખર ભયંકર હતો. હવે એ નવી દૃષ્ટિથી ઘડિયાળ તરફ જોવા લાગ્યો. ખરેખર, એ ભૂત જેવું જ હતું. એ કદી બંધ પડતું જ નહિ.

તેણે તેને હાથમાં લીધું. ચાંદીના ઠંડા ઢાંકણુનો સ્પર્શ થતાં જ તેના શરીરમાં કંપારી આવી. ટીક્–ટીક્ . . . . . . ટીક્–ટીક્–ટીક્ . . . . . . ટીક્–ટીક્. કોઈ ગૂઢ હેતુ સાથે તે નિરંતર ટીક્–ટીક્ કર્યા જ કરતું.

"તું મારા કરતાં વધારે જીવવાનું, અરે દુષ્ટ!" તે ધીમે અવાજે બોલ્યો. "હું મરી ગયો હોઈશ તે પછી પણ તું તો ટીક્–ટીક્ કર્યા જ કરશે. તને બનાવ્યું તો છે માણસે; તારા બંધ પડેલા હૃદયને માણસ ફરી ધબકારા કરતું કરી શકશે. પણ જ્યારે મારું હૃદય બંધ પડશે, ત્યારે ફરી પાછું એને કોઈ માનવી ચાલુ કરી શકે એમ નથી."

આ એવો ભયંકર વિચાર હતો કે હાથમાં ઘડિયાળ સાથે તે ત્યાંનો ત્યાં થોડી મિનિટ સુધી થંભી ગયો. પછી તે પોતાની પથારીમાં પડ્યો. રાતના કેટલીયે વખત તે જાગી ઊઠ્યો; અને દરેક વખત કાન પર પહેલો અવાજ ઘડિયાળનો જ પડતો.

તે મોટો થતો ગયો તેમતેમ એને તે ઘડિયાળ સ્થાયીપણાની મૂર્તિ જેવું લાગતું ગયું. તે જ્યારે નિરાશ થતો કે કાંઈ આપત્તિ આવી પડતી ત્યારે તે ઘડિયાળને હાથમાં લઈ કાન આગળ ધરીને તેના હૃદયના નિયમિત ધબકારા—ટીક્–ટીક્ સાંભળ્યા કરતો. કદી થાકે નહિ એવા આ હમેશના પોતાના વફાદાર સાથીને સાંભળવામાં તે પોતાનું દુઃખ ભૂલતો. ઘડિયાળ પર તેનો પ્રેમ વધતો જતો હતો. બ્રાહ્મણો રોજ સંધ્યા કરે તેમ તે હમેશ તેને ચાવી આપતો. એક પણ વખત તે ચાવી આપવાનું ભૂલ્યો નહોતો, અને ઘડિયાળ પણ હમેશ બરાબર વખત આપતું.

જ્યારે તે વીસેક વરસની ઉંમરનો થયો ત્યારે તેણે પોતાના બાપનો જ ધંધો કરવા માંડ્યો. તેણે સામે જ નીચે કરિયાણાની દુકાન ખોલી. પચીસ વરસનો થયો ત્યારે પરેલમાં કંદોઈની દુકાન ચલાવતા બિપિનબિહારીની છોકરી રેખા જોડે તે પરણ્યો. અત્યાર સુધીની એની જિંદગીનો સૌથી મહત્ત્વનો આ દિવસ ખૂબ ધામધૂમથી ઉજવાયો હતો. બીજે જ દિવસથી હમેશની પેઠે તેણે દુકાનમાં જવા માંડ્યું હતું. પણ થોડીથોડી વારે રેખા નીચે દુકાનમાં આવી જતી અને એ પુલિનને બહુ જ ગમ્યું. તે અવર્ણનીય સુખ અનુભવવા લાગ્યો.

પણ પહેલી જ રાત્રે મુશ્કેલીઓ ઊભી થઈ. ઓરડીમાં ઘડિયાળ ટીક્–ટીક્ કર્યા કરતું તે રેખાને ગમ્યું નહિ. પુલિનના ઘડિયાળની નાડીના ધબકારા તેની ઊંઘમાં ખલેલ કરતા. પુલિનથી ઘડિયાળ દૂર કરી શકાય તેમ નહોતું. પોતાની ઘડિયાળ વિના સૂવા કરતાં પોતાની ધણિયાણી વિના સૂવાનું તે વધુ પસંદ કરે એમ હતું; એટલે રેખાનું કાંઈ ચાલ્યું નહિ; પણ બંનેનાં મન જરા ઊંચાં થયાં ખરાં.

પુલિનનાં રેખા જોડે લગ્ન થયાં તે પછી વરસ દહાડે રેખાને એનું પહેલું બાળક અવતર્યું. આ વખતે પુલિન ખૂબ ચિંતાતુર રહેતો. પહેલાં તો એને કશો ખ્યાલ આવેલો નહિ, પણ પ્રસવના દિવસો જેમજેમ નજીક આવતા ગયા તેમતેમ એને વિચારો આવવા લાગ્યા હતા. રેખા પોતાનું જ લોહી ધારણ કરનાર બાળક એને આપશે એ ખ્યાલ આવતાં એ રાજી થયો. એ આશા રાખતો કે એ બાળક એનો દીકરો હોય. પણ રેખાનેં શું થશે? બાળક કેવું હશે? વગેરે વિચારોમાં તે ચિંતાતુર રહેવા લાગ્યો. અને એની ચિંતા સામાના હૃદયમાં દયા ઉપજાવતી.

ત્રણ કલાક પહેલાં દાયણ પ્રસૂતિની ઓરડીમાં ગઈ હતી; આ બધો વખત પુલિને ઓરડીની બહાર આંટા માર્યા કર્યા,—દશ પગલાં આગળ અને દશ પગલાં પાછળ એમ આંટા મારતો રહ્યો; બબ્બે ત્રણત્રણ મિનિટે તે પોતાના ઘડિયાળની સામે જોતો, જાણે પોતાની બધી ચિંતાનું નિવારણ કરે એવું કાંઈક તે ઘડિયાળમાંથી તેને મળવાનું હોય નહિ! પણ ઘડિયાળ તો ટીક્–ટીક્ કરતું ચાલ્યા જ કરતું હતું. આખરે બાળકના રુદને વાતાવરણની શાંતિનો ભંગ કર્યો, ત્યારે પુલિને તેમજ બીજાંઓએ જાણ્યું કે ઘોષ કુટુંબમાં એક જણનો વધારો થયો હતો.

આ બનાવ પછી ઘડિયાળનું મહત્ત્વ પુલિનને મન વધ્યું. વારંવાર તે તેનો ઉપયોગ કરતો. પોતાની જિંદગીના મહત્ત્વના બનાવોનું સ્મરણ તે ઘડિયાળ તેને કરાવતું; એને એનાથી આશ્વાસન મળતું. એ કેટલું વફાદાર, ભરોસાદાર અને ઉપયોગી હતું! પુલિનને એ ઘડિયાળ જીવનની પ્રતિમા હોય તેવું—પોતાના જીવનની પ્રતિમા જેવું જણાવા લાગ્યું. જ્યારે પણ એને એના જીવનની કોઈ આનંદની ઘડીનું સ્મરણ કરવું હોય—અને એના એકધારા વ્યવહારના જીવનમાં પણ એવી કેટલીક ધન્ય ઘડીઓ હતી—ત્યારે એ પોતાના ઘડિયાળને ખિસ્સામાંથી બહાર કાઢીને કાન આગળ ધરતો કે જેથી તેના હૃદયના ધબકારા એ બરાબર સાંભળી શકે.

તેનું નાનું પ્રિય ઘડિયાળ કેવું લીસું, ગોળ, ચકચકતું હતું! પહેલી વખત એ રેખાને મળ્યો તે ઘડીના આનંદનું તથા એના પહેલા દીકરા રાખાલના જન્મનું સ્મરણ કરાવનાર એવું એ નાનું ઘડિયાળ એને પ્રાણસમાન પ્રિય થઈ પડ્યું હતું.

રાખાલના જન્મ પછી વરસો વીતી ગયાં હતાં, અને એ દરમ્યાન રેખાએ બીજાં ઘણાં છોકરાંને જન્મ આપ્યો હતો. પણ એ બધી વખતે પુલિનને કાંઈ ખાસ ચિંતા કે ગભરાટ નહોતો થયો. વરસ જતાં ગયાં તેમ રેખા પણ ચીડિયા સ્વભાવની થતી ગઈ અને પુલિન રેખાના કરતાં ઘડિયાળને વધારે ચાહતો થયો હતો.

પુલિન કરિયાણાની દુકાનમાં કાંઈ ખાસ કમાતો નહોતો. પોતાના કુટુંબનું ગુજરાન માંડમાંડ એમાંથી તે કાઢતો. જ્યારે તે સાઠ વરસનો થયો ત્યારે તેણે દુકાનનું બધું કામકાજ રાખાલને સોંપી દીધું. એનાં બીજાં છોકરાં પણ મોટાં થયાં હતાં. અને તેમાંનાં કેટલાંકને તો પરણાવ્યાં પણ હતાં. રેખાના વાળ ધોળા થઈ ગયા હતા. ચહેરા પર કરચલીઓ પડી હતી. પુલિને લાંબી દાઢી રાખી હતી અને એની આંખને હવે ઝાંખ વળવા આવી હતી. તે ઘરડો થતો ગયો તેમતેમ તે ઘડિયાળનો તથા તેના પાછલા ઢાંકણ ઉપર લખેલા શબ્દોનો વધારે ને વધારે વિચાર કરવા લાગ્યો: "હું મરી જઈશ ત્યારે એ કોને આપતો જઈશ?" એવો

એ વિચાર કરતો. પણ પોતાના જીવનની જોડે એ ઘડિયાળ એટલું તો ઓતપ્રોત થઈ ગયેલું હતું કે બીજાના હાથમાં એ હોય તે ખ્યાલ એ સહી શકતો નહિ.

એક દિવસ એ બજારમાંથી ઘેર આવતો હતો ત્યારે એના ઉપર આફત આવી પડી. બે માણસોએ પાછળથી આવીને એને રોક્યો. એ બંનેની પાસે રિવૉલ્વર હતી. એની છાતી સામે રિવૉલ્વર ધરી અને બીજાએ એનાં ગજવાં તપાસવા માંડ્યાં.

પુલિન જરા પણ ગભરાયો નહિ, કારણ કે જરાવાર પહેલાં જ પોતાની પાસે જે કાંઈ રોકડ હતું તે બધું દુકાનમાં ખાલવી આપ્યું હતું. એણે વિચાર્યું: "મારી પાસેથી લઈ જવાનું છે શું જે?"

પણ એટલામાં તેને ઘડિયાળ સાંભર્યું. અને જેવું પેલા બદમાસે ગજવામાંથી ઘડિયાળ બહાર કાઢ્યું કે તરત જ એ બોલી ઊઠ્યો, "એ નહિ. બીજું જે જોઈએ તે લો, પણ ઘડિયાળ રહેવા દો. જોઈએ તો રૂપિયા આપું—વીસ, પચીસ, ત્રીસ; ઘડિયાળ પાછું આપો."

"ચૂપ રહે. એક શબ્દ વધારે બોલ્યો છે તો છાતી વીંધીને ગોળી ચાલી જશે," આટલું બોલીને પેલાએ તેને એક ધક્કો મારીને હડસેલી મૂક્યો અને પછી બન્ને જણુ ચાલતા થયા.

પુલિનની આંગળીએ વીંટી હતી તે લેવાનું પેલા લોકો ચૂકી ગયા હતા. પણ વીંટીની પુલિનને શી કિંમત હતી? જે કીમતી હતું તે તેનું ઘડિયાળ તો લૂંટાઈ ગયું હતું.

ઘડિયાળ વિના તેને બધું નવુંનવું લાગવા માંડ્યું. તેને કશું સૂઝ પડતું નહિ. ઘર હવે તેને ઘર મટી ગયું હતું. રેખા, છોકરાં બધાં તેને પોતાનાં મરી ગયેલાં લાગ્યાં. જિંદગીમાં હવે તેને કશો રસ રહ્યો નહિ. તેના જીવનમાં કોઈ ભયંકર નિર્જનતા વ્યાપી ગઈ. તેણે તે રાતે કશું ખાધું નહિ, ઊંઘ તો આવે જ ક્યાંથી? મધરાતે વિચારમાંથી એકાએક ચમકીને ઘડિયાળનો ટીક્-ટીક્ અવાજ સાંભળવા ગયો, પણ તેની આસપાસ ભયંકર શાંતિ વ્યાપી રહેલી તેણે અનુભવી. માત્ર એક અવાજ આવતો હતો અને તે તેની બાજુમાં પડીને ઘોરતી તેની પત્નીનો ઘરઘરાટ હતો.

જ્યારે તેણે ઘડિયાળની વાત ઘેર આવીને રેખાને કરી હતી ત્યારે તેણે પોલીસચોકી પર ખબર આપી હતી. પણ તે લોકોએ તેને કાંઈ દાદ આપી નહોતી. "આ લત્તામાં આવા તો અનેક બનાવો બન્યા કરે છે. અમે પણ શું કરીએ? ઘડિયાળ જ ગઈ છે ને? અમારાથી બનતું કરીશું. પણ પાછું મેળવવાની આશા ફોગટ છે."

એક અઠવાડિયું વીતી ગયું. પુલિનને માટે ભારે દુઃખના આ દિવસો હતા. રેખાને ચિંતા થવા લાગી. રેખા બહુએ સમજાવતી છતાં પુલિન નહિ જેવું જ ખાતો. થોડીક મિનિટ માટે તે પોતાનું દુઃખ ભૂલી જતો; પણ જ્યારે તે પહેલાંની પેઠે ઘડિયાળ કાઢવા ગજવામાં હાથ નાંખતો પણ ઘડિયાળ હાથમાં ન આવતું, ત્યારે પાછો તે દુઃખમાં ડૂબી જતો, અને આ વખતની તેની વ્યથા દેખી ખમાતી નહોતી.

રાત્રે જાગતો પડી રહેતો ત્યારે પુલિન પેલા ઢાંકણુ પરના શબ્દો યાદ કરતો: "તારી જિંદગીપર્યંત વફાદારીપૂર્વક હું તને મારી સેવા આપીશ." એ પોતે જીવતો હતો, છતાં ઘડિયાળ તેને સેવા નહોતું આપતું. ઘડિયાળે તેને દગો દીધો હતો એ ખ્યાલ એના મગજમાંથી ખસતો નહોતો. હવે તે તેની સેવા બજાવતું નહોતું; ઘડિયાળે તેને દગો દીધો હતો, અને હવે તે તદ્દન નિરાધાર થઈ પડ્યો હતો.

પણ એક દિવસે એણે તેને પાછું જોયું. ભીંડી બજારમાં એક મુસલમાનની જૂની પુરાણી દુકાનમાં એણે તેને જોયું. ઘડિયાળ એવું જ હતું—ચકચકતું, ગોળ, ચાંદીનું. આનંદ અને આવેશભર્યો તે એ દુકાન પર ચઢી ગયો. દુકાનમાં બધી ચીજો પર વરસોની ધૂળ ઠરેલી હતી. દુકાનદાર બુઠ્ઠો હતો અને બધી ચીજો જ્યરપથર પડેલી હતી, તેમાં આ ઘડિયાળ એક ચળકી રહ્યું હતું. પુલિને કહ્યુંઃ "પેલું ઘડિયાળ મારે ખરીદવું છે. પાંચ રૂપિયા આપીશ."

પાંચ રૂપિયા? પાંચ રૂપિયા તો એક અઠવાડિયાનો ઘરખરચ. પણ કાંઈ છૂટકો છે! ઘડિયાળ તો લેવું જ જોઈએ.

દુકાનદારે તેના અડધા ઊંઘરેલા હોઠમાંથી ધીમે અવાજે જવાબ આપ્યોઃ "દશ રૂપિયા પડશે!"

'તો દશ રૂપિયા લે.'

ધ્રૂજતી આંગળીઓએ પુલિને પોતાના ગજવામાં હાથ નાખ્યો. ધીરેધીરે ભારે ચિંતાપૂર્વક તેણે દશ રૂપિયા ગણી આપ્યા. દુકાનદારને રૂપિયા આપ્યા પછી તેની પાસે બે જ રૂપિયા બાકી રહ્યા. આખું અઠવાડિયું આ બે જ રૂપિયા ઉપર હવે ચલાવવું પડશે. દુકાનદારે એક લાકડી ઘડિયાળની કડીમાં ભેરવીને તેને હાથ અડકાડ્યા સિવાય જ પુલિનની આગળ ધર્યું. પુલિને તે તરત જ લઈ લીધું.

હતું તો પોતાનું જ ઘડિયાળ. ફરી પાછું આવ્યું ખરું. ચાંદીનો સ્પર્શ કેવો શીતળ લાગતો હતો! બરાબર પહેલાંનું જ વજન હતું. દેખાવ પણ તેનો તે જ હતો, અને એવું નાનું ધડકતું હૃદય! એના ધબકારા! કાને ધરી જોયું પણ ટીક્-ટીક્ ક્યાં? જરા પણ અવાજ આવતો નહોતો. તે ચાલતું બંધ પડ્યું હતું. એવું નાનું હૃદય ધડકતું નહોતું.

પુલિન એકદમ ત્યાંથી ચાલતો થયો. રસ્તા પર થોડીથોડી વારે તે અટકી જતો અને ઘડિયાળ કાને ધરી જોતો, અને પછી માથું ધુણાવતો. ખરેખર તે બંધ પડ્યું હતું. ટીક્-ટીક્ થતું જ નહોતું. ખરેખર એણે દગો દીધો હતો. તે મરી ગયું હતું. વિધવા ગંગાની છોકરીના જેવું જ તે મરી ગયું હતું! પણ એમ કેમ બને? ઘડિયાળી એને સુધારી શકશે! ઘડિયાળી એના હૃદયને ફરી ધબકારા કરતું બનાવી શકશે. મરી કેમ જાય? ઊંઘતું હશે ઊંઘતું!

આમ ગણગણતો પુલિન હાથમાં ઘડિયાળ લઈને રસ્તા પરની ભીડમાં થઈને પોતાનો માર્ગ કરતો આગળ ચાલ્યો. ઘડિયાળીની દુકાન તરફ તે જતો હતો.

એક જ ખ્યાલમાં ગરકાવ થઈ ગયેલા પુલિને રસ્તો ઓળંગ્યો અને જેવો તે સામી બાજુએ જઈ પહોંચ્યો કે તરત જ તેના હાથને કોઈનો હડસેલો લાગ્યો અને એના હાથમાંનું ઘડિયાળ છૂટીને તડ દઈને પથ્થરના ફૂટપાથ પર પડ્યું અને પડતાંની સાથે તેના ચૂરેચૂરા થઈ ગયા. ફૂટપાથ પર તેનાં નાનાં યંત્રોના ઝગારા ટુકડા આમતેમ વેરાઈ ગયા. એની નાનીનાની માંસપેશીઓ, નસો, જ્ઞાનતંતુઓ અને એવું નાનકડું હૃદય—એ બધાં ફચ્ચરઘાણ થઈ ગયાં.

ગભરાયેલો, બેબાકળો બની ગયેલો, એકાએક જે બની ગયું તેથી અવાક્ થયેલો પુલિન રસ્તાની બાજુએ જડ જેવો ઊભો રહ્યો હતો. એવામાં એક ટુકડો ગગડતોગગડતો રસ્તાની વચ્ચોવચ્ચ જતો પુલિનની નજરે પડ્યો. આના ઉપર પેલા શબ્દો કોતરેલા હતા.

તે તરત જ તેની પાછળ દોડ્યો. રસ્તા પરનાં વાહનોનાં પૈડાંથી તેને બચાવવા માટે તે તેની પાછળ ધસ્યો, પણ તેની આંગળીઓએ તે ટુકડાને પકડી પાડ્યો કે તરત જ પાછળથી એક ઘરઘરાટ સંભળાયો.

* * *

"કોણ છે? છે કોણ?"

એક નાનો છોકરો જરા દૂર હતો તે આગળ આવ્યો. પણ તે નીચો હતો, અને લોકો ડોકાં લંબાવીલંબાવીને કોને ઊંચકીને ગાડામાં નાંખવામાં આવે છે તે જોતાં હતાં એટલે એનાથી બરાબર જોઈ શકાયું નહિ. થોડીવારમાં ટોળું વિખરાઈ ગયું. જ્યાં અકસ્માત થયો હતો તે જગ્યા પર વ્હેરનો ભૂકો નાંખવા માટે બેત્રણ સિપાઈ જ ત્યાં રહ્યા.

ગાડામાં બે જણ શબની પાસે બેઠેલા હતા. તેમાંના એકે અકસ્માત નજરોનજર જોયો હતો.

તેણે કહ્યું: "જબરો વાણિયો, લોભ ક્યાં ઘસડી જાય છે તેનું એ ઉદાહરણ."

બીજાએ કહ્યું: "જો તો ખરો; એણે એટલો સખત પકડી રાખ્યો છે કે હજી પણ એને છોડાવી શકાતો નથી."*

અનુવાદક
ડીકુભાઈ રતનજી દેશાઈ

## વિજ્ઞપ્તિ

ગુજરાત સાહિત્ય સભા તરફથી ચાલુ વર્ષ માટે વર્ષ દરમ્યાન પ્રકટ થતા સાહિત્યની સમાલોચના કરવાનું કાર્ય શ્રી જ્યોતીન્દ્ર હ. દવે (નર્મદ ચકલો, આમલીરાન, સુરત)ને સોંપવામાં આવ્યું છે, તો સર્વે લેખકબંધુઓ તથા પ્રકાશકોને આગ્રહપૂર્વક વિનંતિ છે કે તે ભાઈને પોતાનાં પુસ્તકો સમીક્ષા માટે મોકલી આપવાં.

અમદાવાદ

લિ. મંત્રીઓ,
ગુજરાત સાહિત્ય સભા

---

* ટૂંક સમયમાં પ્રગટ થનાર 'ખોવાયેલા તારા' નામના વાર્તાસંગ્રહમાંથી.

# એ અપ્રકટને

મધ્યાહ્નતણાં કિરણો તપતાં,
બળતી ધરતીનાં મૃગજળમાં,
આ નિર્જન ઉજ્જડ પાદરમાં,
તુજ ખંડિત સ્વપ્ન મને દિસતાં.

નભ ઘેરાતાં વાદળદળમાં,
વૃક્ષોનાં મંદ વિકંપનમાં,
નિષ્પંદ ઊભેલાં સરજળમાં,
તુજ અંતર દુઃખભર્યાં દિસતાં.

ઢળતી સંધ્યાનાં કિરણોમાં,
ગમગીન નિસ્તબ્ધ સમીરનમાં,
આ શ્યામલ અંધ નિશાતલમાં,
તુજ જીવનતેજ જતાં દિસતાં.

મમ અંતરનાં અધળાં દુઃખમાં,
નભતારકનાં નયને જલ ત્યાં,
ક્ષત ચંદ્ર રેખનાં દર્શનમાં,
તુજ એ નયનો રડતાં દિસતાં.

સ્વપ્નસ્થ

# ગુજરાતી સાહિત્યના પરમભકતઃ દી. બ. કેશવલાલ ધ્રુવ

## સાહિત્યજીવનઃ સમીક્ષા

ઈસ્વી સન ૧૮૮૨માં બી. એ. ની પદવી લઈ કેશવલાલભાઈ મુંબાઈની શારદમાતની વિદાય લે છે, અને સ્થૂલ દૃષ્ટિએ જગતે જાણેલું વિદ્યાર્થી જીવન પૂરું કરે છે. એમના વિદ્યાર્થી જીવનના ઘડતરમાં મેં અન્યત્ર જણાવ્યું છે તેમ, માર્ગદર્શક મોટા ભાઈના સતત સહવાસથી, સ્વામી દયાનંદના અસામાન્ય શબ્દજાદુથી અને ડૉ. ભાંડારકર જેવા ગુરુઓની પ્રેરણાથી તેમના હૃદયનો ગૂઢ અભિલાષ કાળક્રમે ભીષણ સંકલ્પના સ્વાંગ સજે છે. પછી તો એક રમણીય કલ્પના તેમના મનશ્ચક્ષુ આગળ અવનવાં દૃશ્યો રજૂ કરે છે. સંસ્કૃત સાહિત્ય, સંશોધન, ભાષાશાસ્ત્ર, છંદઃશાસ્ત્ર, ગુર્જર પ્રાચીન સાહિત્ય, બધાંય મળી તેમના મનોરાજ્યની મર્યાદા દાખવે છે; અને દૂરદૂર વિવેચન, વ્યાકરણ, કાવ્ય વગેરે તે મર્યાદાઓને વિસ્તારવા મથતા હોય તેમ તેમને દૃષ્ટિગોચર થાય છે. બસ, ત્યારથી આ ગંભીર અને ગૌરવાંકિત નવજુવાન સરસ્વતીના એક અને અટલ પૂજારી બને છે. તે સાહિત્ય સાથે એકતા સાધે છે, અને સમાજસુધારો, ધર્મ તથા રાજકારણને ઉવેખી ધ્રુવની નિશ્ચલતાથી શ્રીયુત ધ્રુવ તેમના નક્કી કરેલા ક્ષેત્રમાં જ પોતાની સર્વ શક્તિઓ સમર્પે છે. સતત શ્રમ, અખૂટ ઉત્સાહ, અવિરત તપ અને નિશ્ચલ ધ્યેય શું ન સાધી શકે?

પ્રથમ તો આ નવીન પદવીધરને 'મુગ્ધાવબોધ' અને 'મુદ્રારાક્ષસ' આકર્ષે છે. પછી જયદેવ અને અમરુ, ભાસ અને ભાલણ એમ કેટલાયનો તે શબ્દદેહ નિરખવા તલસે છે. ભાષાશાસ્ત્રના ભીતરમાં નજર નાખી તે પ્રાકૃત અપભ્રંશનાં ગર્ભદ્વાર નિહાળે છે, અને વૈદિક સાહિત્યમાંથી દૂરદૂર વિચરતી દૃષ્ટિએ પ્રકાશનાં પરમાણુઓ શોધે છે. તેમને હૈયે કંઇકંઇ કોડ છેઃ સાહિત્યનો વિવિધ વિકાસ સાધવાના, સંશોધનથી તેને સમૃદ્ધ બનાવવાના, ઉચ્ચ વિવેચનથી તેને વિશિષ્ટ કરવાના, વ્યાકરણથી તેને વિશુદ્ધ કરવાના, ભાષાશાસ્ત્રથી ગુજરાતીનો ભૂતકાળ જાણવાના અને છંદોના અભ્યાસથી પિંગળશાસ્ત્રના ધોરી પ્રવાહ નિરખવાના. પણ આ બધું એકલે હાથે કેમ થાય? ત્રણત્રણ શતકનાં ભગવાન ભરદ્વાજને ઇન્દ્રે આયુષ્ય દીધાં. ત્યારેય વેદજ્ઞાનના પર્વત સરખા રાશિમાંથી તેમણે એક મૂઠી જ ભરી હતી. અને જો ચોથા શતકનું આયુષ્ય મળે તો હજુય તે અનન્ત વેદો પાછળ જ મચ્યા રહેશે, એવો તેમણે મનોરથ વ્યક્ત કર્યો હતો. એ અનન્ત જ્ઞાન, એ મર્યાદિત માનવજીવન અને એ માનવજીવનના અનન્ત અને અમર્યાદિત મનોરથો. નિષ્કામ કર્તવ્ય એ જ કાર્યસિદ્ધિની એક કૂંચી છે, એ જ્ઞાને કેશવલાલભાઈને તેમના અભિમત માર્ગે જતાં નવીન બળ અને ધૈર્ય આપ્યું.

અને આ સાહિત્યસેવકની વિદ્વત્તાનાં યોગ્ય મૂલ્ય અંકાય તે હેતુથી સહેજ વિષયાન્તર કરીને પણ અહીં એક વાત જણાવી લઉં. ગુજરાતની વેપારપ્રધાન વૃત્તિએ અને વર્તમાન સંક્રાન્તિયુગની વિશિષ્ટતાએ તેના સાહિત્યભક્તોને યોગ્ય ઉત્તેજન નથી આપ્યું, એટલું જ નહિ, પણ તેમના તરફ અધિક અંશે તટસ્થ ઉપેક્ષા જ દાખવી છે. આવી ઉપેક્ષાવૃત્તિએ

ગુજરાતી સાહિત્યનો વિકાસ અવરોધ્યો છે, તેના કવિ અને લેખકોને ક્વચિત રોટી વિના ટળવળતા રાખ્યા છે, તો ક્વચિત તેના સમર્થ સાક્ષરોને તેમના પોતાના જ આપબળ ઉપર છોડી દઈને એકલા અટૂલા રહેવા દીધા છે; અને આમ ગુજરાતી વાઙ્મયને ઘરકૂકડી સ્ત્રીની માફક ઘણુંખરું ગુજરાતની ચાર સીમાઓમાં જ પૂરી રાખ્યું છે. લક્ષ્મીનંદનોની અમી નજર વિના અને સધ્ધર સાહિત્ય સંસ્થાઓના સહકાર વિના ગુજરાતી સરસ્વતીનાં વહેણ ભારતવર્ષના પરપ્રાંતમાં ન જતાં ગુજરાતમાં જ થંભી ગયાં છે, અને તોયે તે સરસ્વતીનાં જળ પોતાના જ પ્રદેશની સાહિત્યપ્રિય જનતાની તૃષા સંપૂર્ણ છિપાવી શકતાં નથી!

કેશવલાલભાઈને સાહિત્યનાં આ સામાન્ય બંધનો ને પ્રતિકૂળતાઓ ધ્યાનમાં રાખવાનાં જ હતાં. પણ નીચાણમાં વહેતાં જળ અને અભિમત સંકલ્પની સિદ્ધિ માટે નિશ્ચયાત્મક બનેલા મનને કોણ રોકી શકે? પરાક્રમશૂરાથી તે કાંઈ પ્રારંભશૂરા બનીને જ સંતોષ સેવાય નહિ. સરસ્વતીના આ અહર્નિશ જાગૃત ભક્ત સ્વાધ્યાય ચાલુ રાખે છે, અને અનેકવિધ મુશ્કેલીઓ કે પ્રલોભનોને મહાત કરી આગળ માર્ગ કાપે છે. તેમના ઉદ્યોગને સીમા નથી, તેમની કાર્યશક્તિને બંધન નથી, તેમના ધૈર્યને હદ નથી. ક્યાંયે અધીરાઈ નહિ, ઉતાવળ નહિ, છીછરાપણું નહિ. સ્વાધ્યાય, સંશોધનવૃત્તિ અને સંગીનતાઃ એ બધાંનો ત્રિવેણીસંગમ સાધતા આ સાહિત્યભક્તની ભક્તિ અખંડિત રાખવાને એક જ જ્વલંત અભિલાષ, એક જ ભીષણ નિશ્ચય બસ હતાં.

વિદ્યાપીઠની પદવી લીધી તે જ વર્ષમાં 'મુગ્ધાવબોધમૌક્તિક' નામે વ્યાકરણનો ગ્રંથ મોટાભાઈ પ્રસિદ્ધ કરે છે. 'મુગ્ધાવબોધમૌક્તિક' કે 'મુગ્ધાવબોધઔક્તિકઃ' શુદ્ધ નામ કયું? પ્રસિદ્ધકર્તાએ તેને મૌક્તિક માન્યું. કેશવલાલભાઈ માનપૂર્વક મોટાભાઈથી જુદા પડી એક લેખ દ્વારા સ્વતંત્ર મત દાખવે છે, અને 'મુગ્ધાવબોધઔક્તિક'નાં મૂલ્ય આંકી તેના સંપાદકની ત્રુટિઓ સમજાવે છે. વ્યાકરણ સંસ્કૃતનું છે, ને ઉદાહરણો જૂની ગુજરાતીનાં છે, એ શ્રી. નરસિંહરાવભાઈએ પ્રગટ કરેલા મત સાથે ધ્રુવસાહેબ મળતા થાય છે. પોતાના લેખમાં, સંદિગ્ધ પ્રશ્નોને કેશવલાલભાઈ અણિશુદ્ધ છણે છે, મોટાભાઈના ઉતાવળિયા અને અપરિપક્વ વિચારોની ક્ષતિ દર્શાવે છે, અને એક સૂક્ષ્મ સંશોધનદૃષ્ટિએ 'મુગ્ધાવબોધ'નો પંડિત હેમચંદ્રની અષ્ટાધ્યાયી સાથે સળંગ સંબંધ બેસાડે છે.

આ જ વર્ષમાં એટલે ઈ. સ. ૧૮૮૨માં વિશાખદત્તનું 'મુદ્રારાક્ષસ' તેમને અદ્ભુત રીતે આકર્ષે છે. તેના સૂક્ષ્મ અભ્યાસથી તેમને અનેક હકીકતો નવીન સ્વરૂપે દેખાય છે. તેમની પારદર્શક દૃષ્ટિ કેટલાક કૂટ પ્રશ્નોનું મંથન કરી તેમાંનું નવનીત તારવી લે છે. તેમાંથી 'મુદ્રારાક્ષસના મલયો' અને 'મુદ્રારાક્ષસના કર્તા વિશાખદત્તનો સમય' એ બે ગહન વિદ્વત્તાયુક્ત લેખો ઇંગ્રેજીમાં તૈયાર થાય છે. એક ભારતવર્ષના 'ઇંડિયન એન્ટીક્વેરી'માં પ્રસિદ્ધ થાય છે; અને બીજો ઓસ્ટ્રિયાના 'વિયેના ઓરીએન્ટલ જર્નલ'માં. એકથી સ્વદેશે અને બીજાથી પરખંડે તેઓ આમ પોતાની સાક્ષરતા સિદ્ધ કરે છે.

એ નિબંધ લખાયો ત્યારપહેલાં મલય પ્રદેશ દક્ષિણમાં આવ્યો એમ મનાતું હતું. તત્કાલીન વિદ્વાન તેલંગ પણ આ જ મતનું સમર્થન કરતા હતા. કેશવલાલભાઈ તેમના લઘુ લેખથી આ પ્રચલિત મતને પરાસ્ત કરે છે. અને પુરવાર કરે છે કે મલય તે દક્ષિણમાં નહિ પણ નેપાલની પશ્ચિમમાં આવ્યું.

'વિશાખદત્તનો સમય' લખી આ ઊગતા વિદ્વાન પૂર્વ અને પશ્ચિમના પંડિતોનો સામનો કરે છે. વિશાખદત્ત બારમા સૈકામાં થયો એમ વિલ્સનનો મત હતો. કૈ. તેલંગની કાળગણનાએ તેને આઠમા સૈકામાં મૂક્યો હતો. 'મુદ્રારાક્ષસ'નો કર્તા તો આઠમા સૈકાથીયે પહેલાં છઠ્ઠા કે સાતમા સૈકામાં થઈ ગયો, એમ ધ્રુવસાહેબ પુરાવાથી સિદ્ધ કરે છે, અને પોતાનું વિશિષ્ટ વર્ચસ્ દાખવી પંડિતોની પ્રશંસા પામે છે.

ઇંગ્રેજી જેવી વિદેશી ભાષામાં તેમણે જીવનભર આ બે જ લેખો લખ્યા છે. પણ આ બે લઘુ લેખો વડે વિદ્વદ્કીર્તિ તેમને વરી ચૂકી હતી. માતૃભાષાનું અભિમાન તેમને પરભાષામાં લખવા ભાગ્યે જ પ્રેરે છે, અને આ દૃઢ વૃત્તિને લીધે તેમણે મુંબઈ યુનિવરસિટીએ નિયત કરેલાં પદ્યરચના ઉપરનાં ભાષણો પણ ગુજરાતીમાં જ આપ્યાં છે.

આવી સંગીન ભૂમિકા પછી 'મુદ્રારાક્ષસ' તેમના સ્વાધ્યાયનું કેન્દ્ર બને છે. શૃંગારરસની ઊણપથી નાટ્યસાહિત્યમાં નવીન ભાત પાડતું આ નાટક તેના ઉચ્ચ કલાવિધાન, અને તેની ત્વરિત કાર્યગતિના કારણે આ નવજુવાનને અકથ્ય આકર્ષણથી અને વધુ નિકટતાથી નિમન્ત્રે છે; અને યુગબળો તેમાં સાથ આપે છે.

ત્યારે તો ભાષાંતરનો જ ખાસ યુગ હતો. ગુજરાતને સંસ્કૃત અને ઇંગ્રેજી સાહિત્યની ઉત્કૃષ્ટ સંપત્તિનો ભોક્તા બનાવવાની તે યુગના સમર્થ સાહિત્યકારોને પણ સ્વયંભૂ ઇચ્છા થતી. રણછોડભાઈ, મણિલાલ દ્વિવેદી, બાલાશંકરઃ બધાય ભાષાંતરના પ્રદેશમાં પણ ઘૂમતા જણાય છે, ત્યારે કેશવલાલભાઈને પણ આવાં ભાષાંતર ઉપર કલમ ચલાવી સાહિત્યસેવા કરવાનો અભિલાષ સ્ફૂરે છે. અને આ પ્રેરકબળો અને આ અભિલાષ તેમની પાસે 'મુદ્રારાક્ષસ'ના સમશ્લોકી ભાષાંતરનો નિર્ણય કરાવે છે.

'મુદ્રારાક્ષસ' મોટાભાઈ હરિલાલ કૉલેજમાં પાઠ્યપુસ્તક તરીકે ભણેલા. તેથી સ્વાભાવિક રીતે જ લઘુબંધુને પણ તે વાંચવાની વૃત્તિ થઈ હતી. 'મુદ્રારાક્ષસ' તે વખતે પણ ગુજરાતીમાં ઉતારવામાં તો આવ્યું જ હતું. ભાવનગરના દિવાનસાહેબ સામલદાસના જમાઈ સવાઈલાલે તેનું ભાષાંતર કર્યું હતું, પણ તે સમશ્લોકી નથી. તેલંગવાળી 'મુદ્રારાક્ષસ'ની આવૃત્તિનો પણ કેશવલાલભાઈ ઘણો લાભ લે છે, પણ તેના પાઠોની પસંદગીમાં પોતે એકમત નથી થઈ શકતા. કેટલાક જુદા જ પાઠ આધારપૂર્વક તેઓ રજૂ કરે છે, અને આખાયે નાટકનું સમશ્લોકી ભાષાંતર ઈ. સ. ૧૮૮૯ માં કકડેકકડ 'બુદ્ધિપ્રકાશ'માં પ્રસિદ્ધ કરે છે. આ પુસ્તક તે તેમના સંગીન અભ્યાસનું પ્રથમ પુષ્પ. પૂજ્ય ભાંડારકરનું ગુરુઋણ ફેડવા, કેશવલાલભાઈ સંસ્કૃત આર્યાની બે લીટી લખી આ કૃતિ તે ત્રિખંડી વિદ્વાનને અર્પણ કરે છે, અને પોતાનો ભક્તિભાવ દાખવે છે.

કાળક્રમને અવગણીને પણ 'મુદ્રારાક્ષસ' વિષે ધ્રુવસાહેબે આદરેલી પ્રવૃત્તિઓનો સળંગ ઇતિહાસ જાણવો તે આવશ્યક અને મનોરંજક છે. અને તેથી જ 'ભેળની મુદ્રિકા'ની વિશેષ વીગતો રજૂ કરું છું.

સંસ્કૃત 'મુદ્રારાક્ષસ'ની પ્રચલિત આવૃત્તિઓના ભ્રષ્ટ, લુપ્ત, અસંબદ્ધ પાઠો અને પ્રક્ષિપ્ત ભાગો તેમના મનમાં એક નવો જ વિચાર સ્ફુરાવે છે. 'ભેળની મુદ્રિકા' તો પોતે સ્વીકારેલા પાઠો કે સંશોધેલી સંસ્કૃત આવૃત્તિ પ્રમાણે જ ગુજરાતીમાં અવતારવામાં આવી હતી. પણ પોતે પસંદ કરેલા પાઠો કે સ્વીકારેલી શુદ્ધિઓ જાહેરમાં મૂક્યા વિના તે ભાષાંતરની કૃતિનાં

સાચાં મૂલ્ય કોણ પિછાને ? આ ઉપરથી જ તેમનામાં 'મુદ્રારાક્ષસ'ની આવૃત્તિ સંશોધવાના અભિલાષ જાગે છે. પાઠોના નિર્ણય અને શુદ્ધિ માટે તેઓ 'મુદ્રારાક્ષસ'ની પચાસેક જુદી-જુદી પ્રતો જુએ છે, ને વિવિધ પાઠો નોંધી લઈ અભ્યાસપૂર્ણ દૃષ્ટિએ તેમનાં તુલનાત્મક મૂલ્ય નક્કી કરે છે. ઉતાવળ અને અધીરાઈના આ યુગમાં તો આવું કાર્ય 'ખોદવો ડુંગર ને કાઢવો ઉંદર' જેવું લાગે. વર્ષો સુધીના આ શ્રમભર્યા પ્રયત્નો પછી કેશવલાલભાઈ સંસ્કૃત 'મુદ્રારાક્ષસ'ની પ્રથમ આવૃત્તિ ઈ. સ. ૧૯૦૦માં પ્રસિદ્ધ કરે છે. મહારાષ્ટ્રના 'ઇન્દુપ્રકાશ'માં તેની પ્રશંસાયુક્ત સમાલોચના આવે છે, અને મુંબઈનું અઠવાડિક 'ગુજરાતી' અનુકૂળ અભિપ્રાય આપી તેની સગર્વ નોંધ લે છે.

આયુર્વેદાચાર્ય ભાખે છે કે સુવર્ણાદિ ભસ્મો અનેકાનેક પટ દેવાથી જ વિશેષ ચમત્કારિક નીવડે છે. જેમ પટ વધે તેમ તે ભસ્મનાં મૂલ્ય પણ વધે. કેશવલાલભાઈ કુશળ વૈદ્યની માફક પોતાનાં પુસ્તકોને પટ દેવાના પ્રયોગ કરી તેમને મહામૂલ્યવાન બનાવે છે. કોઈકને આવા ફેરફારો અયોગ્ય અને અનિષ્ટ લાગે તો નિરુપાય ! સત્ય તો ગમે તેટલું મોડું પણ ઉચ્ચારી શકાય છે. પોતાની ત્રુટિઓ, સ્ખલનો, અપૂર્ણતાઓને શા માટે દૂર ન કરવાં ? ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો, એ ન્યાયે ધ્રુવસાહેબના એક જ પુસ્તકની ભિન્નભિન્ન આવૃત્તિઓમાં અવનવા સુધારાવધારા અને ફેરફારો હોય છે જ. અને આવી જ વિચાર-સરણીએ સંસ્કૃત 'મુદ્રારાક્ષસ'ની બીજી આવૃત્તિ તેના વિશિષ્ટ સ્વરૂપે અસ્તિત્વમાં આવે છે.

સંસ્કૃત 'મુદ્રારાક્ષસ'ની પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ થઈ, તેવામાં જર્મન પંડિત હીલેબ્રાન્ટ આ જ નાટકની સંશોધિત આવૃત્તિ તૈયાર કરવાના હેતુથી વિશેષ સામગ્રી મેળવવા હિંદુસ્તાનમાં આવે છે, પ્રાંતિપ્રાંતમાં પરિભ્રમણ કરી તેની જુદીજુદી હાથપ્રતો એકઠી કરવાના તેમને અભિલાષ છે. આ કારણે પૂનામાં તેઓ સંસ્કૃતના સુવિખ્યાત સાક્ષર ડૉ. ભાંડારકરને મળે છે. પ્રેમાળ ગુરુ શિષ્ય ધ્રુવે સંશોધેલી સંસ્કૃત 'મુદ્રારાક્ષસ'ની પ્રથમ આવૃત્તિથી પરિચિત છે; અને આ પ્રસંગે તેમણે કરેલી સૂચનાથી જ કેશવલાલભાઈ પોતાની આવૃત્તિની એક પ્રત હીલેબ્રાન્ટ માટે ડૉ. ભાંડારકરને મોકલી આપે છે. આ જર્મન પંડિત પછી સારાયે ભારત-વર્ષમાં—નેપાલ સુદ્ધાં—ભ્રમણ કરી 'મુદ્રારાક્ષસ'ની પચાસેક હાથપ્રતો પ્રાપ્ત કરે છે, ને તે બધીની મદદથી પોતે એક નવી આવૃત્તિ પ્રગટ કરે છે તેમાંથી કેશવલાલભાઈને સંશોધન-દૃષ્ટિએ નવો પ્રકાશ પાડનારાં પુષ્કળ સાધનો મળી આવે છે. પોતાની આવૃત્તિમાં યોજેલા કલ્પિત પાઠોમાંથી લગભગ ત્રીજા ભાગના ખરા પડ્યા છે, એમ હીલેબ્રાન્ટની આવૃત્તિ ઉપરથી તેમને પ્રતીતિ થાય છે. તેવામાં જ પૂનાના પ્રોફેસર બેલ્વલકરની સૂચનાથી ત્યાંના અગ્રગણ્ય પ્રકાશક સરદેસાઈ કેશવલાલભાઈ પાસે સંસ્કૃત 'મુદ્રારાક્ષસ'ની બીજી આવૃત્તિની માગણી કરે છે. આ પ્રસંગ આપણા ગુર્જર સાક્ષરને નવી આવૃત્તિ તૈયાર કરવાની પ્રેરણા આપે છે. તેઓ જર્મન પંડિતની આવૃત્તિનો સંપૂર્ણ લાભ લે છે, ને સ્વતંત્ર બુદ્ધિએ તેમાં કેટલાય સુધારા સૂચવે છે. આવા પટ પામેલી આ દ્વિતીય આવૃત્તિ મહારાષ્ટ્રમાં પણ માન મેળવે છે, ને પ્રમાણભૂત ગણાઈ ત્યાંના વિદ્વાનોની મુક્તકંઠે પ્રશંસા પામે છે. પરપ્રાંતમાંયે, ને તે પણ સંસ્કૃત પુસ્તક સંબંધી સંસ્કૃતપ્રિય મહારાષ્ટ્રમાં જ પોતાની વિદ્વત્તાનો વિજય-ડંકો વગડાવનાર ગુજરાતીઓ આજે પણ કેટલા વિરલ છે ! આ પુસ્તકનાં પ્રામાણ્ય ને પ્રશંસા મહીસૂર વિદ્યાપીઠને પણ આકર્ષે છે, ને ત્યાં તેનો પાઠ્યપુસ્તક તરીકે સ્વીકાર થાય છે.

'મુદ્રારાક્ષસ'ની ગુજરાતી અને સંસ્કૃત આવૃત્તિઓ તૈયાર કરવામાં વચ્ચેવચ્ચે સમયનાં કેટલાંય અંતર પડ્યાં હતાં. એવા અંતરેઅંતરે બીજી આવૃત્તિઓ પણ હાથ ધરવામાં આવતી. અને કેશવસાહેબનું 'અમરુશતક' આ જ રીતે ગુજરાતી કાયા પામ્યું છે. મૂળ તો તે સંસ્કૃતમાં 'કાવ્યમાળા સીરીઝ' તરફથી પ્રસિદ્ધ થયેલું. તેની છએક ટીકાઓ પણ જાહેરમાં આવી છે, ને તેમાં વૈરાગ્ય અને શૃંગાર, બંનેના અર્થ છે, એ માન્યતાના કારણે આ છમાંની કેટલીક ટીકાઓ તો નિરર્થક જ છે. છતાં 'કાવ્યમાળા સીરીઝ'માં આવેલી ટીકા તથા શ્રી. છગનલાલ વિદ્યારામ રાવળે મોકલેલી ટીકાનો શ્રીયુત કેશવલાલભાઈ સ્વાધ્યાય માટે સંપૂર્ણ ઉપયોગ કરે છે. અને પાઠ તથા અર્થ નક્કી કરી ઈ. સ. ૧૮૯૩ માં તેને ગુજરાતી શબ્દદેહ અર્પે છે. આ પ્રથમ આવૃત્તિ તેઓ સંસ્કૃત આર્યા લખી કચ્છના મહારાવને માનપૂર્વક અર્પણ કરે છે, અને તે રીતે કચ્છનાં મીઠાં સંસ્મરણોને મહિમા અર્પે છે. આ ભાષાંતરથી કેશવલાલભાઈ અમરુને ગુજરાતીમાં અમર કરે છે. પોતાની ઉચ્ચ રસિકતા અને ગહન વિદ્વત્તાની ગુજરાતી સાહિત્યપ્રિય જનતાને સવિશેષ જાણ કરે છે, અને એકંદરે, ગુજરાતના દામ્પત્યજીવનને તેમાંનાં ભાવપૂર્ણ ચિત્રોથી અંકિત કરે છે.

વળી, 'ગીતગોવિંદ'ના કર્તા પણ કેશવલાલભાઈને વર્ષોથી આકર્ષી રહ્યા છે. પોતે ઇંગ્રેજી ત્રીજા ધોરણમાં હતા ત્યારે મોટાભાઈના મુખેથી તેની પ્રશંસા સાંભળેલી હતી. કોઈ જૂનાં પુસ્તકો વેચનારને ત્યાંથી હરિલાલભાઈને 'ગીતગોવિંદ'ની શિલાછાપની ચિત્રવાળી એક જૂની આવૃત્તિ મળી આવી હતી. બટુક કેશવલાલ ઉપર ત્યારે પણ જયદેવે ભૂરકી નાંખી હતી. અર્થ ન સમજાય છતાં આ ચપળ વિદ્યાર્થીને તેનાં સંગીત અને શબ્દાલંકારને કારણે 'ગીતગોવિંદ' વારંવાર વાંચવામાં ખૂબ રસ પડતો.

વર્ષો ઉપરનાં જયદેવનાં એ અમર્થ જાદુ કાંઈ છેક અફળ જાય ખરાં કે? એક નવીન પ્રસગ 'ગીતગોવિંદ'ના આકર્ષણમાં નવીન જ ભાત પાડે છે. કેશવલાલ વિદ્યાર્થીઅવસ્થામાં જ વ્રજલાલ શાસ્ત્રીકૃત 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' વાંચે છે, અને 'ગીતગોવિંદ' ઉપર જૂની ગુજરાતીમાં કરેલી ટીકાનો તેમાં પ્રસિદ્ધ થયેલો નમૂનો આ નવજુવાનનું જયદેવ તરફનું માન વિશેષ જાગૃત કરે છે. પછી તો કોલેજકાળમાં આ કોડીલા ભાષાંતરકાર 'ગીતગોવિંદ'ને ગુજરાતી શબ્દદેહ આપવા ઇચ્છે છે. ઈ. સ. ૧૮૭૭ થી ઈ. સ. ૧૮૮૩ સુધીમાં તેઓ 'ગીતગોવિંદ'ની ચોવીસે અષ્ટપદીઓનું દેશી રાગોમાં ભાષાંતર કરે છે. પણ શ્લોકો હજુ બાકી છે. આ દરમ્યાન 'કલાન્ત' કવિ બાળાશંકર પાસેથી 'ગીતગોવિંદ'નું એક હિંદી ભાષાંતર કેશવલાલભાઈને મળી આવે છે. આ હિંદી ભાષાંતર પ્રખ્યાત રાયચંદ કવિનું છે; પણ તે કઠિન અને સંસ્કૃતમય છે. આપણા ખંતીલા સાહિત્યભક્તને આથી સંતોષ નથી થતો.

પણ 'ગીતગોવિંદ'ના ભાષાંતર ઉપરની વિચારસરણી આટલેથી જ વિરમતી નથી. તેનું પોતે દેશી રાગોમાં કરેલું ભાષાંતર પ્રસિદ્ધિ પામે ત્યારપહેલાં હજુ કેટલીયે સૂક્ષ્મ વિચારણાની તે અપેક્ષા રાખે છે, એમ કેશવલાલભાઈને લાગ્યાં જ કરે છે. ઈ. સ. ૧૮૮૭થી દોઢેક વરસ સુધી તેઓ કચ્છમાં આલ્ફ્રેડ હાઈસ્કૂલના હેડમાસ્તરના હોદ્દા ઉપર છે. ત્યાં શાળાના ઇનામમેળાવડાનો વાર્ષિક સમારંભ નજીક આવે છે, અને કચ્છના મહારાવ પોતે પણ આ પ્રસંગે પધારનાર છે. આ પ્રસંગ માત્ર શાળાના સંચાલકોને પ્રેરણા ને ઉત્સાહ અર્પે છે, અને એ વિદ્યારસિક રાજવીના રંજનઅર્થે પ્રસંગને સવિશેષ શોભાવવાના તેના હેડમાસ્તરમાં પણ કંઈકંઈ અભિલાષ જાગે છે.

ફરીથી જયદેવ અગોપ રહી તેમના આગળ ગુંજે છે: "મારા 'ગીતગોવિંદ'થી વધુ માધુર્ય અને વધુ રસિકતા તમને ક્યાં મળશે ? તેનાથી જે ન રીઝે તે અરસિક જ ગણાય." આ અદ્ભુત સ્વરેથી તેમને નવીન દર્શન લાધે છે. કેશવલાલભાઈ તરત જ पश्यति दिशि दिशि रहसि भवन्तम् । એ પંક્તિથી શરૂ થતી અષ્ટપદીને સમશ્લોકી ગુજરાતીમાં ઉતારે છે, અને સમારંભપ્રસંગે તે વડે સર્વ શ્રોતાજનોને જયદેવે કલ્પેલા ભક્તિરસના ભોક્તા બનાવે છે. પ્રસંગ પુરવાર કરે છે કે 'ગીતગોવિંદ'ને સમશ્લોકી ગુજરાતીમાં ઉતારાય તો જ તેના કર્તાને પૂરો ન્યાય મળે, અને મૂળનું માધુર્ય અક્ષત રહે. 'અમરુશતક'નું સમશ્લોકી ભાષાંતર કરવા કેશવલાલભાઈ સમર્થ થયા હતા, તો પછી 'ગીતગોવિંદ'ને ભિન્ન દેશી રાગોમાં ઉતારવાનું દૌર્બલ્ય કેમ દૂર ના કરવું ? આ વિચાર માત્ર તેમને વિશેષ પ્રેરણા આપે છે. પાંચ-છ વર્ષમાં ધીમેધીમે 'ગીતગોવિંદ' ગુજરાતી ભાષાના નવા સમશ્લોકી સ્વાંગ સજે છે; અને આ નવું ભાષાંતર કકડેકકડે 'કૃષ્ણમહોદય' માસિકમાં છપાય છે, અને તંત્રી બાળાશંકર ભાષાંતરકાર તરફની પોતાની પ્રસન્નતાના પ્રતીકરૂપે દરેક છાપેલી પ્રતો કેશવલાલભાઈને મોકલી આપે છે.

પણ આ ભાષાંતર કરવામાં શી રીતે સફળતા મળે ? તેમાં કયું કલાકૌશલ્ય જોઈએ ? ભાષાંતરકલા એ કાંઈ દરેક અભ્યાસીનો ઇજારો નથી, કે પ્રાકૃત જનોની સર્વસામાન્ય સંપત્તિ નથી. ભાષાંતર કેવળ શબ્દોના પલટાથી નથી થતું, કે ભાષાના ફેરફારથી નથી નીપજતું. શબ્દોના પર્યાય ખડકવાથી કે કેવળ સમશ્લોકી સ્વરૂપ આપવાથી જ જો પ્રાસાદિક ભાષાંતરો થતાં હોત, તો કેશવલાલભાઈ જેવાને સમર્થ ભાષાંતરકાર તરીકે આવાં ભવ્ય માન આપવાનું આપણને કારણ ન હોત. ઉત્તમ ભાષાંતરનું કાર્ય એ કાંઈ સહેલું ને શ્રમવિહોણું સામાન્ય કાર્ય નથી. તેમાં કોઈ કોઈ વખત એક વાક્ય કે એક પંક્તિ પાછળ કલાકો ને કલાકો ને દિવસો ને દિવસો ગાળો તોયે સંતોષ ન થાય. વિજય વાંછતા ભાષાંતરકારે મૂળ કર્તાને સંપૂર્ણ સમજવા જોઈએ, તેનાં સમયબળોને લક્ષમાં લેવાં જોઈએ, તેના જીવનપ્રસંગોને નિરખવા જોઈએ, તેની કૃતિનું હાર્દ ગ્રહણ કરવું જોઈએ. તેને મૂળ લેખકની મર્યાદાનાં બંધન છે, અને છતાંયે તેને વિવેચકથી વધુ સૂક્ષ્મ દૃષ્ટિ વાપરવી પડે છે. મૂળ કર્તા સાથે સંપૂર્ણ એકતા સાધી, ભાષાંતરકાર સ્વભાષામાં તેનો સંપૂર્ણ પ્રતિનિધિ બને છે. પણ તે પ્રતિનિધિત્વ કેવળ શબ્દોનું નહિ, પણ ભાવનું છે; ભાષાનું નહિ, પણ રસનું છે. ભાષાંતરકારને મૂળ લેખકનાં બંધનો સ્વીકારીને પણ સ્વભાષાની મર્યાદાઓ, ખૂબીઓ અને વિશિષ્ટતાઓ ધ્યાનમાં રાખવાની હોય છે. તાદાત્મ્ય, રસસંક્રાન્તિ અને પાઠશુદ્ધિની ત્રણ પાંદડીઓવાળા બીલીપત્રથી જ તે તેના મહાદેવની ઉપાસના કરે છે. એકતા ને ભક્તિવિનાનું ભાષાંતર તે જીવંત ને પ્રાસાદિક નહિ, પણ કેવળ શુષ્ક ને રસવિહોણું થાય છે.

ભાષાંતરના આ આદર્શો કેશવલાલભાઈને પણ માર્ગદર્શક થાય છે. મૂળના શબ્દને નહિ, પણ ભાવને તેઓ અનુસરે છે. શબ્દેશબ્દથી નહિ, પણ મૂળ કૃતિના હાર્દને નિરખતાં-નિરખતાં તેઓ આગળ ચાલે છે. જેમ મૂળ કવિ સરળ અને પ્રતિભાસંપન્ન, તેમ તેને પરભાષામાં ઉતારવાનું કાર્ય વધુ કઠિન થાય છે. જેમ મૂળ લેખક વધુ કૃત્રિમ, જેમ તેનામાં શબ્દાલંકાર ને ઝડઝમક વિશેષ, તેમ તેનું ભાષાંતર વધુ સહેલાઈથી થાય. મૂળ લેખકની વિશિષ્ટતા પ્રમાણે આ માર્ગદર્શક ને મૂળભૂત સિદ્ધાંતોમાં ક્વચિત્ ફેરફાર પણ થાય છે.

જેમકે, 'મેળની મુદ્રિકા'માં ભાષાંતરકારે તેના માધુર્ય તરફ ન જોતાં તેની કાર્યસંગતિ ( unity of action ) ઉપર જ વિશેષ ધ્યાન આપ્યું હતું. 'પરાક્રમની પ્રસાદી' ઉપર આવીશ, ત્યારે આ વિષય ઉપર વધુ વિવેચન કરીશ. હાલ તો પ્રસ્તુત વિષય ઉપર જ પાછો આવું છું.

'ગીતગોવિંદ'ના ભાષાંતરમાં પણ કેશવલાલભાઈ મૂળ કવિને જ વળગી રહે છે. જયદેવ જો ગુજરાતી જાણતો હોત, તો જેવું તે 'ગીતગોવિંદ' રચત, તેવું જ 'ગીતગોવિંદ' ગુજરાતીમાં ઉતારવાના આપણા કેશવલાલભાઈને કોડ છે. શબ્દાલંકાર નહિ, પણ રસસંક્રાન્તિ તરફ જ તેઓ મીટ માંડે છે. મૂળ કૃતિને જ માર્ગદર્શક માનવા છતાં તેઓ સ્વભાષાને વફાદાર રહે છે, અને એ રીતે જ પોતાના ભાષાંતરને તેઓ ભાવવાહી ને પ્રાસાદિક બનાવે છે. 'ગીતગોવિંદ'નું માધુર્ય અને તેનું ભક્તિહાર્દ આમ ગુજરાતીમાં તેઓ સચોટ ઉતારે છે. તેથી જયદેવ વધુ જયવંતો બને છે, ને ભાષાંતરકાર વધુ ભક્તિમાન થાય છે.

સ્થળસંકોચ અને સમયનો અભાવ મને આટલેથી અટકવાના આદેશ આપે છે, તોયે થોભતાંથોભતાં બે બોલ કહી નાખું. પોણોસો વર્ષનું આયુષ્ય પૂરું કરતા આ સમર્થ સાહિત્યભક્તને, આ ભાવવાહી ભાષાંતરકારને ભરપૂર ભક્તિભાવે અને પ્રણતશિરે હું પ્રણામ દાખવું છું. અંતમાં તેમના શબ્દદેહ વધુ વર્ચસ્ દાખવે, તેમની લેખિની તેમના સકલ જ્ઞાનભંડાર ખુલ્લા કરે, અને તેમનાં દીર્ઘ આયુષ્ય અને દઢ સેવા ગુજરાતી સાહિત્યને વધુ ઉપકારક થાઓ, એમ આજે જગતૂપિતાને પ્રાર્થીને વિરમું છું.*

**શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી**
એમ.એ.,એલ્એલ્.બી.

* આ લેખની તમામ હકીકતો મને પૂરી પાડવા માટે શ્રી. કેશવલાલભાઈનો હું અત્યંત ઋણી છું.—શં. ગા. શાસ્ત્રી.

# વિચારચંક્રમણ

ગયા 'પ્રસ્થાન'ના અંકમાં હિંદના અગિયાર મહાન જનો વિશે 'ત્રિવેણી'માં આવેલ લેખનો અનુવાદ પ્રસિદ્ધ થયો છે. તેમાં એક બાબત ખાસ ધ્યાન ખેંચે છે. એ અગિયારેય નામોમાં કોઈ મુસલમાનનું નામ નથી. નામાવલી તૈયાર કરનાર હિન્દુ છે એ ખરું, પણ મુસલમાનનું નામ તેણે ટાળ્યું હોય એમ જણાતું નથી. ત્યારે આનું કારણ શું? મને

**હિંદના વિદ્યમાન અગિયાર મહાન જનો**

મુખ્ય કારણ એ લાગે છે કે મુસલમાન ભાઈઓ પોતાનો ધર્મ જુદો છે એમ માનીને આપણા દેશના જૂના સાહિત્યને પોતાનું સાહિત્ય માની તેમાંથી પ્રેરણા મેળવતા નથી, અને ભાષાનો પણ મમત્વથી અભ્યાસ કરતા નથી. બીજું કારણ એ જણાય છે કે મુસલમાન ભાઈઓ આ દેશને પોતાનો ન માનતાં, ધાર્મિક અભિમાનને પ્રાધાન્ય આપી હિંદ બહારની ભૂમિને મમતાથી જુએ છે. જે વર્ગ બોલાતી ભાષાને અને તેના સાહિત્યને પોતાનું ન માને અને પોતે રહેતા હોય એ ભૂમિને પોતાની ન માને, તેમાં રહેતા સમાજને પોતાનો ન માને, તેમના જીવનનું ઘડતર ક્યાંક એવું અપૂર્ણ રહી જાય કે જેથી ખરેખરાં મહાન થવા જેવી હૃદયમાં ભરતી આવી જ ન શકે! જીવનને ચેતનામય અને ભર્યુંભર્યું કરનાર ભાષા, સાહિત્ય અને દેશ અને સમાજ તરફની મમતા છે.

× × ×

હમણાંહમણાં ગુજરાતમાં એકબે લગ્ન એવાં થયાં જેની આખા ગુજરાતમાં ખૂબ ચકચાર ચાલી. બીજાનાં કૃત્યોની ટીકા કરવાથી, એક અંગ્રેજ વિચારક કહે છે કે, સમાજ કૃત્યોની સારાસારતા પારખતાં શીખે છે, અને અનિષ્ટ કૃત્યોથી દૂર રહેતાં શીખે છે. આ પરિણામ થોડે અંશે આવતું હશે. પણ આપણા સમાજમાં તો આવી ચકચાર માત્ર

**આપણી જડતા અને નિન્દાપ્રિયતા**

સુરુચિના અભાવનું અને પારકી નિન્દા કરવાની માણસની કામનાનું જ એક લક્ષણ છે. કોઈ પણ માણસ ખરાબ છે એમ સાંભળવામાં સામાન્ય માણસને જાણે કંઈક મજા પડે છે. એવા સમાજમાં માણસો વધારે ને વધારે નિન્દાખોર બનતાં જાય. અને આપણા સમાજમાં એમ અત્યારે છે પણ ખરું. આપણા સારા ગણાતા માણસો પણ નિન્દા કરતાં અને સાંભળતાં પાછું વળી નથી જોતા. તેમાં પણ પુરુષ કરતાં સ્ત્રીની નિન્દામાં વધારે રસ પડે છે. આ હીનમાં હીન વૃત્તિ છે. સ્ત્રીની નિન્દામાં રાચવું તેના કરતાં પુરુષને માટે વધારે અણછાજતું ભાગ્યે જ કાંઈ હોય. લગ્નની ચકચારમાં આ હીન વૃત્તિને પણ તૃપ્તિ મળે છે. અને વર્તમાનપત્રસાહિત્યે સોંઘાપણાને પોતાનો આદર્શ માન્યો તેનું એક પરિણામ એ આવ્યું કે સુરુચિવાળા નાના વર્ગની આવક પ્રમાણમાં તે અવગણી શકે એવી થઈ ગઈ. મોટો વર્ગ જો નિન્દાથી ખુશ થતો હોય તો તેને શા માટે ખુશ ન કરવો? અને એમ નિન્દાપ્રચારનું ક્ષેત્ર પહેલાં કરતાં સહસ્રગણું થયું! વાંચવાથી માણસ વધારે સારો સંસ્કારી જ થાય છે.

એવું કાંઈ નથી! નિન્દા કરતાં માણસની હલકામાં હલકી ગુપ્ત રીતે દબાઈ રહેલી વૃત્તિઓ ઉશ્કેરાય છે અને ઉપર આવે છે.

આપણા હિન્દુ સમાજમાં એક ઊંડી જડતા એવી રહેલી છે કે કોઈ પણ અનિષ્ટ બનાવ બને ત્યારે સમાજ આખો ઉશ્કેરાય, જેમને નુકસાન થયું હોય તે વ્યક્તિઓ કાળો કલ્પાન્ત કરે, અને છેવટે બધું સમય ગયે વીસરાઈ જાય, પણ કોઈ તે અનિષ્ટના કારણનો અને તેના ઉપાયનો વિચાર ન કરે. અનિષ્ટના આઘાતથી ઉત્પન્ન થયેલી બધી શક્તિ નિન્દા અને કલ્પાન્તમાં વહી જાય, કશું પણ નવું સર્જન ન થઈ શકે.

× × ×

**લગ્નવિચ્છેદ અથવા છેડાછૂટકો**

આપણા જુવાનોમાં હમણાં લગ્નવિચ્છેદ વિશે પુષ્કળ ચર્ચા થાય છે. દરેક જુવાનને પોતાની મેળે પત્ની પસંદ કરવાની કામના જાગી છે પણ તે પ્રમાણે વર્તવાને આપણા સમાજમાં અવકાશ નથી. એટલે પરિસ્થિતિને લીધે, માબાપના આગ્રહ વગેરે અનેક કારણોથી તેને પરંપરાથી ચાલી આવતી રૂઢિથી પરણી લેવું પડે છે. આ પરિસ્થિતિનો સર્વ અસંતોષ પછી તે બિચારી પત્ની ઉપર ઢોળે છે. પોતાની પત્નીમાં વિકાસની અને પ્રેમની કેટલી શક્યતા છે તે જોવા જેટલી તે ધીરજ રાખતો નથી, અને સંસારમાં મળતી સર્વ નિષ્ફળતાના પાપનો ટોપલો તે પત્ની ઉપર ઊંધો વાળે છે. વ્યવહારમાં સ્ત્રીઓ સાથે છૂટથી ફરે છે, અને કલા અને અલૌકિક પ્રેમના બહાના નીચે ગમે તે સ્ત્રી સાથે સંબંધ રાખવાનો પોતાનો હક માને છે. અલબત પુરુષને કે સ્ત્રીને પોતાનો લગ્નસાથી પોતાની મેળે પસંદ કરવાની સમાજે સગવડ કરી આપવી જોઈએ. પણ તે સગવડ તો સમાજ ધીમેધીમે કેળવી શકશે. દરમિયાન પરિણીતાનો તિરસ્કાર તો સમાજ અને વ્યક્તિ બન્ને સામે પાપ છે. કેટલાક માને છે કે લગ્નવિચ્છેદનો કાયદો બીજા દેશોમાં છે તેવો અહીં હોય તો બધું અનિષ્ટ નાબૂદ થાય; પણ કોઈ પણ સુધરેલા દેશમાં 'અમને બનતું નથી' એટલા જ કારણથી લગ્નવિચ્છેદ થઈ શકતો નથી, એ ધ્યાનમાં રાખવું જોઈએ. અર્થાત્ આપણો પત્નીથી અસંતુષ્ટ યુવાન કોઈ પણ દેશ કરતાં વધારે છૂટ માગે છે.

*અલબત્ત કેટલાક રશિયાનો દાખલો લે છે. ત્યાં લગ્નના જેટલી જ સગવડથી લગ્ન-*વિચ્છેદ મળી શકે છે. પણ ત્યાંની પરિસ્થિતિ વિના ત્યાંની સગવડ અહીં માગી શકાય નહિ. એક તો કામાકર્ષણની બાબતમાં ત્યાંના લોકનું માનસ જ આપણા સમાજથી ઘણું ભિન્ન છે. બીજું ત્યાં પણ લગ્નવિચ્છેદ વખતે પુરુષને પોતાની કમાણીનો ⅓ છૂટી થનારી પત્નીનાં બાળકોના નિર્વાહ અર્થે આપવો પડે છે, એટલે સાધારણ સ્થિતિમાં માણસને લગ્નવિચ્છેદ પોસાય જ નહિ. આપણા યુવાનો યથેચ્છ લગ્નવિચ્છેદનો વિચાર કરે છે તે સાથે પોતાની કમાણીનો ⅓ બાળકોને માટે આપવાનો વિચાર કરે તો ઘણાનો નવો સ્નેહ થોડોઘણો તો ઓસરી જાય એમ લાગે છે. વળી રશિયામાં બાળકોને રાજ્ય સાચવે છે એ સ્થિતિ આપણે ત્યાં ન હોય ત્યાં સુધી રશિયન લગ્નવિચ્છેદની વાતો કરવી એ નકામી છે, અને રશિયાનું રાજ્ય દરેક વ્યક્તિને કામ સોંપી તેનો નિર્વાહ કરવો એ પોતાનો ધર્મ (રશિયાના લોકો આ શબ્દથી કેટલા ભડકે!) માને છે, એવી કોઈ વ્યવસ્થા અહીં નથી એટલે લગ્નથી છૂટી પડેલી સ્ત્રીના નિર્વાહનું કશું સાધન અહીં નથી. આવી સ્થિતિમાં પત્નીને છોડવા ઊભા

થયેલા યુવાને પોતાની આવકનો ½ કાયદાથી ફરી નહિ પરણી શકતી સ્ત્રીને ન આપવો જોઈએ? રશિયાના લગ્નવિચ્છેદના કાયદાની વાતો થાય છે તે સાથે આ ½ છૂટી પડતી પત્નીને આપવાની વાતો કેમ નથી થતી?

રશિયા વિશે સ્વચ્છંદની ખોટી કલ્પના

અને રશિયાએ જેમ ધર્મનો ઉચ્છેદ કર્યો છે તેમ લગ્નના કે સ્ત્રી સાથેના વ્યવહારમાં રાખવા જોઈતા સંયમનો પણ ઉચ્છેદ કર્યો છે એમ માનવું એ ભૂલ છે. કોઈ સમાજ એમ ચાલી શકે નહિ. રશિયાના ક્રાંતિકાર લેનિનનું જીવન ઘણું જ સંયમી હતું. તેણે અનેક સ્ત્રી સાથેના સ્વેચ્છાચારને, એક જ વાસણને મોંઢેથી બધા ફૂંકીને પીધા કરે એના જેવો જુગુપ્સાકારક આચાર કહ્યો છે. સંયમ એ કામના જેટલો જ મનુષ્યના સ્વભાવનો એક અંશ છે, અને તેને ઉચિત જગાએ ન પ્રયોજનાર સમાજનો નાશ જ થાય છે.

આ બધું ખરું. પણ આવા દાખલાથી માબાપોએ જુવાન સ્ત્રી પુરુષોને એકબીજાનો પરિચય કરી, એકબીજાને ઓળખી લગ્નસંબંધ બાંધવાને સમર્યાદ છૂટ અને અવકાશ આપવાં જોઈએ. એટલું પણ આપણાં માબાપો આમાંથી નહિ શીખે તો સમાજનાં બળો વધારે વિકૃત રૂપો લેતાં જશે.

અને વડોદરા રાજ્યે લગ્નવિચ્છેદનો કાયદો કર્યો છે તેવો કાયદો હિન્દુ, મુસલમાન વગેરે સર્વે કોમોને માટે હિતકર રૂપમાં થવો જોઈએ તેમાં ધર્મનો બાધ ગણવો જોઈએ નહિ.

× × ×

સમાજસુધારાનું બદલાતું સ્વરૂપ

સમાજસુધારાના ઇતિહાસમાં કેટલાંક સીમાચિહ્નો જોવા જેવાં છે. સ્વાભાવિક રીતે સમાજસુધારાનો પ્રથમ વિચાર સમાજના બુદ્ધિજીવી વર્ગોને આવ્યો. આ વર્ગનો ઘણોખરો ભાગ પહેલાં સરકારી નોકરીમાં હતો તેથી અને રાજકીય સ્વતંત્રતા માગવા પહેલાં સમાજતંત્ર સુધારી સમાજને સ્વતંત્રતા માટે લાયક કરવો જોઈએ એમ તેઓ માનતા હોવાથી, સમાજસુધારણા રાજકીય હિલચાલથી સ્વતંત્ર અને અલગ ચાલી. કેટલાક દસકા સુધી સમાજસુધારણાના કાર્યક્રમમાં પરદેશગમન, વિધવાવિવાહ, વ્યક્તિસ્વાતંત્ર્ય, સ્ત્રીસ્વાતંત્ર્ય, સ્ત્રીકેળવણી અને જરા આથી મોડેમોડે, અસ્પૃશ્યતાનિવારણ એવા જ વિષયો રહ્યા. વીસમી સદીના પહેલા દશકામાં દેશની આર્થિક પ્રગતિને આવશ્યક સ્વદેશી, મજૂરીના કલાક ઘટાડવા, તેના દર વધારવા, ખેડૂતો અને મજૂરોની સ્થિતિ સુધારવા વ્યવસ્થિત હિલચાલ કરવી, વગેરે કાર્યોનો સમાવેશ કરવા જેટલો સમાજસુધારાનો કાર્યક્રમ વિશાલ કરવાની સૂચનાઓ થઈ હતી પણ તે થઈ શક્યું નહિ. તે પછી પૂજ્ય ગાંધીજીનો હિંદના રાજ્યપ્રકરણમાં પ્રવેશ થતાં સ્વતંત્રતા મેળવવી અને સમાજને સુધારવો એ બન્ને સમાજની ઉન્નતિ માટે એકસરખું આવશ્યક હોવાથી રાજ્યપ્રકરણી હિલચાલમાં અસ્પૃશ્યતાનિવારણ તેમજ હિન્દુ-મુસલમાન એકતાને દશવિધ કાર્યક્રમમાં સ્થાન મળ્યું. તે પછી લગભગ પંદર વરસ 'નવજીવન'માં અને ભાષણોમાં પૂજ્ય ગાંધીજીએ આત્મશુદ્ધિ, નીતિ, સંયમ વગેરેને રાજ્યપ્રકરણી લડત માટે આવશ્યક બતાવ્યાં. અર્થાત્ સર્વ નૈતિક, સામાજિક, અર્થપ્રકરણી અને ધાર્મિક સુધારા પણ આ પંદર વરસ રાજ્યપ્રકરણી રૂપે આપણી પાસે આવ્યા.

હવે ફરી લાગે છે કે રાજ્યપ્રકરણી સુધારા અને કાર્યક્રમો અને અર્થપ્રકરણી અને સામાજિક સુધારાના કાર્યક્રમો જુદા પડશે. આપણે દેશની છેલ્લી લડતમાં જોયું કે દારૂનિષેધ જેવી શુદ્ધ સામાજિક સુધારણા પણ રાજ્યપ્રકરણી નેતાઓથી આગળ ચાલતી હતી તેથી સરકાર તરફથી તેના પર દમન થયું. છેલ્લા દોઢ દસકામાં રાજ્યપ્રકરણી લડતના ખરા નેતા, મહાત્માજી, પોતાને જે લડાઈની પદ્ધતિમાં શ્રદ્ધા છે તે પદ્ધતિની લડાઈ અત્યારે લોકોને માટે શક્ય નથી માનતા. તેનું પરિણામ એક જ હોઈ શકે કે ફરી પાછી સામાજિક અને અર્થપ્રકરણી સુધારણા રાજ્યપ્રકરણથી જુદી પડી આગળ ચાલે.

પણ એનો અર્થ એવો નથી કે અત્યાર સુધીની રાજ્યપ્રકરણી લડત નકામી ગઈ છે અને હવે આપણે સમાજસુધારાને જૂને ચીલે ચાલવું. અત્યાર સુધીના કામ કર્યાના સર્વ સંસ્કારો, અનુભવો, શક્તિઓ, કાર્યપદ્ધતિઓ, નવા કાર્યક્રમોમાં આપોઆપ આવશે અને નવીન રીતે કાર્યકર નીવડશે.

× × ×

**'ગુરુશિક્ષા'નો પ્રયોગ**

અમદાવાદમાં મુંબઈની 'પ્યુપિલ્સ ઓન સ્કૂલ'ના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોએ કવિવર રવીન્દ્રનાથ ટાગોરની 'તોતાકાહિની' વાર્તાનું નાટક ભજવ્યું. પ્રયોગ કેવો થયો તે વિશે શ્રોતાઓમાં રસમય અને વિવિધ પ્રકારની ચર્ચા થઈ. મતભેદનું એક કારણ એ તો હતું જ કે વિદ્યાર્થીઓ પાસેથી કેટલાની અપેક્ષા રાખવી, તેમની પજવાડે કેટલું શીખવવાનો કેટલો શ્રમ લેવાયેલ છે, આ પ્રયોગનો હેતુ મૂળથી જ કેટલું સિદ્ધ કરવાનો હતો, એ સંબંધી જુદીજુદી કલ્પના હતી. પણ તે સિવાય સિદ્ધાન્તની ચર્ચા પણ થઈ હતી. શું ગુજરાતની પોતાની કળા જ નથી કે આપણે નાટકો, સંગીત અને નૃત્ય બધું પરપ્રાન્તમાંથી આણવું? પ્રયોજયેલી સંગીતપદ્ધતિમાં નવીનતા કરતાં ખાસ વિશેષ શું છે? આ નાટકપદ્ધતિમાં પડદા નથી પણ બીજો સરંજામ અને સાજ પણ ઓછો ખરચાળ નથી. આ નાટકપ્રયોગ મૂળ રવીન્દ્રનાથની પ્રયોગપદ્ધતિનું કેટલે અંશે સાચું પ્રતિબિમ્બ છે એ પ્રશ્ન પણ ચર્ચાતો હતો.

આ બધા પ્રામાણિક મતભેદો હતા. તે સર્વ છતાં એટલું તો સ્વીકારવું જોઈએ કે આપણા તખ્તા પર ભજવાતાં નાટકો જોનાર વર્ગને આ નવીનતાનો પરિચય પથ્ય થશે. કવિવર રવીન્દ્રનાથના સૂક્ષ્મ કટાક્ષો, અને કેળવણી જેવા શાસ્ત્રીય વિષયની પણ નાટકદ્વારા મશ્કરી થઈ શકે છે એ દૃષ્ટિ જ આપણને ઘણું નવું બતાવશે. અલબત આ બંગાળી કલાના સ્વીકારની પાછળ ગુજરાતની ગરબા ગરબીની કળાની ઉપેક્ષા હોય તો તે તેટલે અંશે આવકારયોગ્ય નથી. તેમજ આ પ્રયોગમાં કેટલાક નટો 'સ'નો ઉચ્ચાર 'શ' કરતા હતા તે જો બંગાળીની અસર હોય તો એટલે સુધી બંગાળીની અસર નહિ થવા દેવી જોઈએ. ગુજરાતી ઉચ્ચારો, વાકયભાર, સર્વમાં સુધારાને અવકાશ હતો—પણ પઠનમાં તો લેખક ગણાતા ઘણા ગુજરાતીઓ પણ યોગ્ય રીતે ઉચ્ચાર ને પ્રવાહી વાચન કરી શકતા નથી ત્યાં આ બાળ-વિદ્યાર્થીઓનું શું કહેવું? પણ બંગાળી કલાને પણ અપનાવવાની, અને તેના પર પ્રભુત્વ મેળવી તેમાંથી નવી ગુજરાતી કલા ઉત્પન્ન કરવાની જરૂર તો છે જ. અને એ દૃષ્ટિએ શ્રી વકીલ, ખરી રીતે કહીએ તો શ્રીયુત વકીલ અને શ્રીમતી વકીલ, (કારણ આ શાળા એ દંપતીના સહકારથી ચાલે છે જે દાખલો આપણે અભિમાન લેવા જેવો છે) બન્નેનો પ્રવાસ અભિનન્દન યોગ્ય છે.

વકીલદંપતી એક શાળા ચલાવે છે તે દાખલાથી એક એવો બીજો દાખલો હમણાં જ જોયો તે સ્મરણમાં આવે છે. ( કાર્યક્ષેત્રનો વિસ્તાર કે કેળવણીની પદ્ધતિ એવી એક પણ બીજી બાબતમાં અહીં સરખામણી ઉદ્દિષ્ટ નથી. ) એ દાખલો તે શ્રીયુત ચંદ્રશંકર શાસ્ત્રી અને એમનાં પત્ની શ્રીમતી તારાબહેન શાસ્ત્રીનો, જેઓ બન્ને ભરૂચમાં કુમારિકામંદિર ચલાવે છે. શ્રીયુત શાસ્ત્રીના પિતા પ્રાચીન ઢબે રહેનાર શાસ્ત્રી છે. તેમણે જણાવ્યું કે 'અમે બ્રાહ્મણો, અમારો વર્ણધર્મ અધ્યયન, અધ્યાપન, એટલે હું પણ આ નવા સાહસમાં બન્નેની સાથે સંમત થયો.' એ પણ ધ્યાન રાખવા જેવું છે કે આ શાળામાંથી શાસ્ત્રીદંપતીને કશી આવક મળતી નથી. માત્ર શાળાસંચાલનના સામાન્ય ખરચ પૂરતી થોડી ફી લેવામાં આવે છે. આ શાળાનું નિત્યનું શિક્ષણકામ જોવાનો મને પ્રસંગ નથી મળ્યો, પણ આવી શાળામાં જે એક લક્ષણ સામાન્ય રીતે હોય છે તે અહીં પણ હતું—વિદ્યાર્થિનીઓને આ શાળા મારી છે એવું અભિમાન હતું, અને અનેક મહેમાનો સાથેની વર્તણૂકમાં એઓ વિવેકવાળાં અને સાચી લાગણીવાળાં હતાં. આપણા યુવાનો ગામડાંમાં કામ કરવાનું શોધે છે તેમાંથી કોઈ આવું સાદું દેખાતું કામ પણ કરવા માંડે તો !

શિક્ષક દંપતીનો એક બીજો દાખલો

રા. વિ. પાઠક

## ઊગ્યાં સખિ ! સોણલાં રૂપાળાં

૧

ઊગ્યાં સખિ ! સોણલાં રૂપાળાં હો નિંદરના આભમાં,
જેમ ઊગે રાતના સિતારા હો ઊંડાં આકાશમાં;
ઝબક ઝબક સ્મરણ સમા,
જૂનાં જૂનાં સ્વપ્ન સમા.
એમ ઊગ્યાં સોણલાં રૂપાળાં હો નિંદરના આભમાં,—
—ઊગ્યાં સખિ !

૨

જેમ હસે કુસુમડાં રસીલાં હો અરુણના ઉજાસમાં,
યૌવનના કોડ સમાં;
સ્નેહના સુહાગ સમાં,
એમ ઊગ્યાં સોણલાં રૂપાળાં હો નિંદરના આભમાં—
—ઊગ્યાં સખિ !

૩

જેમ લસે બીજકલા ઘેનમાં હો કેસરનાં આભમાં,
આશાના બોલ એમાં;
પૂનમના કોલ એમાં,
એમ ઊગ્યાં સોણલાં રૂપાળાં હો નિંદરના આભમાં—
—ઊગ્યાં સખિ !

'સુબા'

પરગણાની વસ્તી ૧૯૩૧માં ૪૩,૮૫,૮૨૫ હતી. કેળવણી પાછળ ૧૯૩૩-૩૪માં ખર્ચવાની રકમનો આંકડો ૧૨,૭૧૭,૩૫૪ પાઉન્ડ અથવા આજના ભાવે ગણીએ તો ૧૬,૯૫,૬૪,૭૨૧ રૂપિયા જેટલો હતો.

એટલે એનો અર્થ એ થયો કે ૪૪ લાખ માણસોની કેળવણી પાછળ લંડનની પરગણા પંચાયત લગભગ ૧૭ કરોડ રૂપિયા ખર્ચે છે અને ૨૭ કરોડ માણસોની કેળવણી પાછળ હિન્દુસ્તાનની સરકાર, લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓ ભેગાં મળીને ૧૭ કરોડ રૂપિયાથી પણ ઓછું ખર્ચ કરે છે. લંડનમાં માત્ર ૧૭ કરોડ રૂપિયા જ કેળવણી પાછળ નથી ખર્ચાતા. દાખલા તરીકે, લંડન યુનિવર્સિટીને પરગણા પંચાયત તરફથી જેટલી મદદ મળે છે તેના કરતાં વધારે નાણાં તે પોતે ખર્ચે છે. પણ જો માત્ર લંડન પરગણા પંચાયતનો ખર્ચ ગણીએ તોપણ દરવરસે માથાદીઠ રૂ. ૩૮ થાય.

'મોડર્ન રિવ્યુ'] રામાનંદ ચટ્ટોપાધ્યાય

## (૨) રશિયામાં કેળવણી

ન્યૂયોર્કના ઇન્ટરનેશનલ પબ્લીશર્સ તરફથી હમણાં 'ધ સ્ટેટ ઑવ સોવિયેટ યુનિયન' નામનું પુસ્તક બહાર પડ્યું છે. તેમાંથી આ વિષે નીચેની માહિતી મળે છે.

આખા સોવિયેટ રશિયામાં બધે જ પ્રાથમિક કેળવણી ફરજિયાત કરી દેવામાં આવી છે. ૧૯૩૦ની આખરે વસ્તીના ૬૭ ટકા લખી વાંચી જાણતા હતા તેને બદલે ૧૯૩૩ની આખરે ૯૦ ટકા લોકો લખી વાંચી જાણે છે.

૧૯૨૯ માં શાળાપાઠશાળામાં જનારી સંખ્યા ૧૪,૩૫૮,૦૦૦ હતી તે ૧૯૩૩માં ૨૬,૪૧૯,૦૦૦ થઈ.

૧૯૨૯ માં શાળાની કેળવણીની પૂર્વેની કેળવણીનો લાભ લેનાર બાળકોની સંખ્યા ૮,૩૮,૦૦૦ હતી તે ૧૯૩૩ માં ૫,૯૧૭,૦૦૦ થઈ.

૧૯૨૯ માં છાપાંનો ફેલાવો ૧૨,૫૦૦,૦૦૦ હતો તે ૧૯૩૩ માં ૩૬,૫૦૦,૦૦૦ થયો.

'મોડર્ન રિવ્યુ']

## (૩) પ્રેસ ઍક્ટની જન્મકથા

લૉર્ડ મોરલીને પ્રેસ ઍક્ટ દાખલ કરવાનું ગમતું નહોતું. પણ આરેકોર વીંટી વળેલાં વિરોધી રોળાંઓ આગળ ભલે ને ગમે તેવો મહાન અને બળવાન હોય તોયે એક માણસનું શું ચાલે? શહેનશાહથી માંડીને નાનામાં નાના સિવિલિયન સુધી બધાય હિન્દી રાષ્ટ્રીય પક્ષની માગણીઓના વિરોધી હતા. કમાન્ડર-ઇન-ચીફે માગણી કરી હતી કે જબરદસ્ત પ્રેસ ઍક્ટની જરૂર છે. આને બાદશાહે ટેકો આપ્યો હતો. પણ લૉર્ડ મોરલી અને પ્રધાન મંડળ એની વિરુદ્ધ હતા. પણ મોરલી આખરે વાઇસરૉયના આગ્રહને વશ થયા. આ બધાં પાછળ રમાયેલા પ્રપંચ જાણીને સૌ કોઈને અચંબો થાય એવું છે. મિ. હિન્ડર્ડ આઈ. સી. ઍસ. (રિટાયર્ડ) પોતાના નવાં પુસ્તક 'ફૉર્ટી ફોર ઇયર એ પબ્લિક સર્વન્ટ' [સરકારી નોકરીનાં ચાલીસ વર્ષ]માં લખ્યું છે:

"સેક્રેટરી ઑવ સ્ટેટની કાઉન્સિલના વડા સભ્ય સર વિલિયમ લી વૉર્નરે મને ઇન્ડિયા ઑફિસમાં બોલાવ્યો. પહેલાં તેણે મારી પાસે વાત તદ્દન ખાનગી રાખવાનું વચન લઈ લીધું અને પછી મને કહ્યું કે હું હમણાં હિન્દમાં પ્રેસ ઍક્ટ દાખલ કરવાની બાબતમાં લૉર્ડ મોરલીની સંમતિ મેળવવાનો પ્રયત્ન કરી રહ્યો છું. મારું કામ સહેલું કરવા તમો છાપામાં કંઈક લખો તો સારું. 'ટાઈમ્સ'માં લખો તો સૌથી સારું. લૉર્ડ મોરલીને સમજા-

વતાં મને ખૂબ મહેનત પડે છે. મેં માથાથી બનતું બધું કરવાનું વચન આપ્યું. મારો એક મિત્ર વેલન્ટાઈન શિરોલને ઓળખતો હતો તેની પાસે મેં પરિચયપત્ર લખાવી લીધો અને હું 'ટાઈમ્સ'ની ઓફિસમાં ગયો. શિરોલે મને સારો આવકાર આપ્યો અને હું જે લખું તેના પર વિચાર કરવા કહ્યું. મેં તેને ચાર લેખો લખી મોકલ્યાઃ (૧) 'કિચકવધ' ખાડિલકરકૃત એક રાજદ્રોહી નાટક; (૨) મિ. ટિળક અને દક્ષિણનાં રાજદ્રોહી છાપાં; (૩) ચિપલુણના ચિતપાવનો; (૪) હિન્દની પ્રાચીન રાજનીતિ. આ બધાય લેખો સ્વીકારાયા. અને પહેલા લેખના તો યુરોપની બધીય ભાષાઓમાં અનુવાદ સુદ્ધાં થયા. બીજા અને ત્રીજા લેખ ઉપર તંત્રીએ નોંધ લખી. મારા લેખોને લીધે જે ચકચાર પેદા થઈ તેને પરિણામે વેલન્ટાઈન શિરોલને હિન્દુસ્તાન મોકલવામાં આવ્યા. આમાંથી 'ઇન્ડિયન અનરેસ્ટ' પુસ્તક જન્મ્યું, અને તેને પરિણામે ટિળકે શિરોલ, ટાઇમ્સ અને મેકમિલન કંપની ઉપર બદનક્ષીનો દાવો માંડ્યો.

સર વિલિયમ લી વૉર્નર અને હું મૂંગા જ રહ્યા. લોર્ડ મોરલીએ આ લેખો કોણે લખ્યા છે એ જાણવા આકાશપાતાળ એક કર્યા. વેલન્ટાઈન શિરોલે એ લખ્યા એવું પોતે માને છે એમ બતાવવાનો ઢોંગ કરી એમણે તેને ધન્યવાદ આપવા પત્ર લખ્યો. શિરોલ પણ માથાનો મળ્યો. તેણે પણ તે ધન્યવાદ સ્વીકારી લીધા અને લખ્યું કે તમને એ લેખો ગમ્યા જાણી મને ખૂબ આનંદ થયો છે. ત્યાર પછી થોડા જ દિવસોમાં લોર્ડ મોરલીએ પ્રેસ એક્ટને મંજૂરી આપી."

'ઇન્ડિયન રિવ્યુ']

## (૪) બાળકોના હક્ક

કેટલાય આગળ વધેલા દેશોએ જાહેર કર્યું છે કે બાળકોને કેટલાક જન્મસિદ્ધ હક્કો મળવા જોઈએ. આ ઉપરથી લીગ ઓફ નેશન્સ તરફથી બાળકોના હક્કોનું જાહેરનામું બહાર પાડવામાં આવ્યું છે. તેમાંના થોડા હક્કો નીચે ઉતાર્યા છેઃ

(૧) બાળક પોતાનો ભૌતિક અને આધ્યાત્મિક વિકાસ સાધી શકે એટલાં સાધન એને મળવાં જોઈએ.

(૨) બાળકોમાં જે ભૂખ્યાં હોય તેમને ખોરાક મળવો જોઈએ, માંદાં હોય તેમની માવજત થવી જોઈએ, પાછળ પડી ગયાં હોય તેમને મદદ મળવી જોઈએ, પતિત હોય તેમનો ઉદ્ધાર થવો જોઈએ. નિરાધાર અને અનાથને આશ્રય અને સહાય મળવાં જોઈએ.

(૩) આફતના સમયમાં બાળકને પહેલી વહાર મળવી જોઈએ.

(૪) બાળક પોતે ગુજરાન કમાઈ શકે એવું કરવું જોઈએ. અને એનો કોઈ ગેરલાભ ન ઉઠાવી જાય એ બાબત ખૂબ કાળજી રાખવી જોઈએ.

(૫) બાળકને એ રીતે ઉછેરવું જોઈએ કે પોતાની શક્તિનો ઉપયોગ માનવબંધુઓની સેવામાં કરવાનો છે એવું એને ભાન થાય.

'મોડર્ન રિવ્યુ']

## (૫) "મુસલમાનોને હિન્દમાં રહેવાનો હક્ક નથી"

મથાળું વાંચી સૌને કુતૂહલ થાય એ સ્વાભાવિક છે. આ મુસલમાનોના કોઈ કટ્ટર વિરોધીના આવેશભર્યા ઉદ્ગાર હશે એમ સૌને થશે, પણ ના; આ તો અલીગઢ મુસ્લીમ યુનિવર્સિટીની વિદ્યાર્થી સભાએ ચર્ચા કરીને પસાર કરેલા ઠરાવના શબ્દો છે. એ ઠરાવ નીચે પ્રમાણે છેઃ

" આ સભાનો એવો અભિપ્રાય છે કે મુસલમાનોને હવે હિંદમાં રહેવાનો કશો જ હક્ક નથી."

આ સભામાં યુક્ત પ્રાંતના આગેવાન જમીનદારો ઉપરાંત છત્રીના નવાબસાહેબ અને ખાનબહાદુર શેરવાણી પણ હાજર હતા અને તેમણે પણ ચર્ચામાં ભાગ લીધો હતો.

ઠરાવની તરફેણ કરનારાઓએ જણાવ્યું હતું કે મુસલમાનોમાં સાચી અને ઊંડી દેશભક્તિનો અભાવ છે. સરકારનાં રમકડાં બની પ્રધાનપદ લેવું એમાં અને સાચી દેશસેવામાં આસમાનજમીનનો ફેર છે. વળી મુસલમાન પ્રધાનના અમલ દરમ્યાન જ દેશસેવા કરનાર અનેક સ્ત્રીપુરુષોને જુલમો સહન કરવા પડયા હતા.

ઠરાવનો વિરોધ કરતાં છત્રીના નવાબે જણાવ્યું કે મુસલમાન ધર્મ વધુમાં વધુ સમાજવાદી ધર્મ છે.

તરફેણ કરનારાઓએ કહ્યું હતું કે ધર્મમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાંતો જ્યાં સુધી આચારમાં ન મુકાયે, જ્યાં સુધી મુસલમાનો લોકસમૂહમાં ભળીને તેમની ઉન્નતિ માટે પ્રયત્ન ન કરે, ત્યાં સુધી તેમને મુસલમાન કહેવડાવવાનો પણ હક્ક નથી.

ઠરાવ બહુમતે પસાર થયો હતો.

*'ફ્રી પ્રેસ જર્નલ'માંથી ]*

## (૬) હિટલરની લગ્ન સંબંધી દશ આજ્ઞાઓ

**જર્મનીમાં** હમણાં વસતી વધારવાની જરૂર છે એટલે લોકોને પરણવાનો ખૂબ આગ્રહ કરવામાં આવે છે. પુરુષો બહુપત્ની કરે તો તેને પણ ઉત્તેજન આપવામાં આવે છે. લગ્ન સંબંધી હિટલરે દશ આજ્ઞાઓ બહાર પાડી છે તે નીચે આપી છે:

૧. યાદ રાખો કે તમો જર્મન છો.
૨. જો તમારામાં તમારા પૂર્વજોનું લોહી હશે તો તમે કુંવારા નહિ રહેશો.
૩. તમારા શરીરને પવિત્ર રાખો. ક્ષણિક સુખ તમારા સ્વાસ્થ્યનો હમેશને માટે નાશ કરી નાખશે, અને તમારી અને તમારાં બાળકોની ઉપર શાપ થઈને ઊતરશે.
૪. તમારા આત્માને પવિત્ર રાખો.
૫. જર્મન તરીકે તમો તમારો સાથી પણ શુદ્ધ જર્મન જ શોધો.
૬. કોઈ પણ નિર્ણય કરતા પહેલાં તમારા સાથીના પૂર્વજો સંબંધે પૂછપરછ કરો.
૭. બાહ્ય સુંદરતા માટે સ્વાસ્થ્ય ખૂબ મહત્ત્વની વસ્તુ છે. એટલે તમારી પોતાની અને તમારા સાથીની ડાકટરી તપાસ થાય એવો આગ્રહ રાખો.
૮. કેવળ પ્રેમને કારણે જ લગ્ન કરો. પૈસાનું મહત્ત્વ સ્થાયી નથી, અને એના વડે સ્થાયી સુખ પણ મળી શકતું નથી. ક્ષણિક કામુકતાનો કેફ એ પ્રેમ નથી.
૯. પોતાને માટે રમતનો બેરુ ન પસંદ કરશો પણ જીવનસાથી—કોમરેડ—પસંદ કરજો. ઉમરમાં ઝાઝો ફેર હોય છે તો લગ્નજીવન ભયંકર બની જાય છે.
૧૦. તમારે વધુમાં વધુ સંતાન મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

## (૭) 'હિન્દુ'ની વ્યુત્પત્તિ

સામાન્ય માન્યતા એવી છે કે 'હિન્દુ' શબ્દ મૂળ ફારસી છે અને તેનો અર્થ 'કાળું' થાય છે. પણ વિખ્યાત ચીની મુસાફર યુઆન સ્વાંગે પોતાના હિન્દના પ્રવાસની નોંધમાં 'હિન્દુ' શબ્દની વ્યુત્પત્તિ આપેલી છે તે જુદી જ છે. તે લખે છે:

" માનવોનું જીવન કાળી ઘોર રાત્રિ સમાન છે. જો પ્રભાતનો રખેવાળ ન હોત તો માનવજીવન સૂર્ય આથમ્યા પછીની તારાભરી રાત્રિ જેવું બની જાત. રાત્રિને તારાનો પ્રકાશ મળે છે ખરો, પણ તે કંઈ નિર્મળ ચંદ્રની તોલે ન આવે. અને બુદ્ધરૂપી દિવાકર આથમી ગયા પછી ચંદ્રની પેઠે પ્રકાશ રેલાવવા, હિન્દમાં લોકોને બોધ દેવા અને નિયમ વર્તાવવા માટે સંતોની હારમાળા ચાલુ રહ્યા કરી છે. આ જ કારણે એ દેશને ' યીન્-તુ ' [ સં० इन्दु ] કહેવામાં આવે છે.

યુઆન સ્વાંગ પછીનો એક લેખક આ નામ ( તિયેન-ચુ=ચંદ્ર )ની સમજૂતી આપતાં લખે છે કે રાત્રિના સમયે પ્રકાશતા બીજા તારાઓમાં ચંદ્ર જેવો શ્રેષ્ઠ અને મહાન છે તેવો જ આ દેશ દુનિયાના બીજા દેશોમાં શ્રેષ્ઠ અને મહાન છે એટલે જ એને ' હિન્દુ ' [इन्दु] કહેવામાં આવે છે.

' મૉડર્ન રિવ્યુ ' ] **શ્રી વિ. ડૈકીની**

## (૮) સૂર્યમાળાનો નવો મણકો

સૂર્યમાળાનો નવામાં નવો મણકો પ્લુટો.

એ પૃથ્વીના કદના $\frac{1}{10}$ ભાગ જેવડો છે.

એ પૃથ્વીથી આશરે ૩,૭૫૩,૬૦૦,૦૦૦ માઈલ દૂર છે.

એની આસપાસ વાયુમંડળ છે નહિ. એટલે એના પર જીવસૃષ્ટિ ટકી શકે એમ નથી.

સૂરજની આસપાસ ફરી રહેતાં એ ૨૪૮$\frac{1}{2}$ વરસ લે છે.

૧૯૮૯ ના સપ્ટેમ્બરની ૩૦ મી તારીખે એ પૃથ્વીની વધુમાં વધુ નજીક આવશે.

૧૯૬૮ માં યુરેનસની એટલે બંને પાસે થઈને જવાનો છે, કે એ બંને એકબીજા ઉપર આકર્ષણ કરી શકે, એટલે તે વખતે ખગોળશાસ્ત્રીઓને એના કદ વગેરે વિષે વિશેષ ખ્યાલ આવી શકે. એમ હોવાથી તે વખતે એનું ખાસ નિરીક્ષણ કરવાનું નક્કી થયું છે.

પ્લુટોને શોધાયાને ચાર વરસ થયાં છે. ત્યારથી આજ સુધીમાં એને વિષે આટલી હકીકત જાણવામાં આવી છે. હારવર્ડની વેધશાળાના આચાર્ય શ્રી. કેમ્પબેલે આ વિગતો પ્રસિદ્ધ કરી છે.

ફ્લેગસ્ટાફ, એરિઝનમાં આવેલી લોવેલ વેધશાળાએ જ્યારે પ્લુટોની શોધ કરી ત્યારે એવી ગણતરી કાઢવામાં આવી હતી કે એનું કદ પૃથ્વી કરતાં જરા મોટું છે, એ પૃથ્વીથી સાડા ચાર અબજ માઈલ દૂર છે, અને સૂર્યની આસપાસ ફરવામાં એને ૩૩૦ થી વધુ વરસ લાગશે.

હારવર્ડના અને દુનિયાના બીજા વેધશાસ્ત્રીઓ એને વિષેની માહિતી ભેગી કરવા મથી રહ્યા હતા. છેલ્લાં ત્રણ હજાર વરસમાં શોધાયેલો આ ત્રીજો ગ્રહ છે.

શ્રી. કેમ્પબેલને કોઈકે પૂછ્યું કે " ૧૯૬૮ કે ૧૯૮૯ સુધી રાહ જોતાં કદાચ તમને વેધશાસ્ત્રીઓને કંટાળો આવ્યો તો પછી એને વિષે જાણવાનો કોઈ બીજો ઉપાય છે ? "

" હા. જો પ્લુટોનો કોઈ ઉપગ્રહ મળી આવે તો ખૂબ મજા પડે. પછી અમે એને વિષેની ગણત્રીનો તાળો મેળવવા શક્તિશાળી થઈએ. આજે તો યુરેનસ જ એની પાસેમાં પાસેનો ગ્રહ છે એટલે અમારી ગણત્રી કરવી હોય તો યુરેનસની ગતિ ઉપરથી જ એ કરવું પડે.

' પીપલ ' ]




**પ્રાથમિક શાળામાં શિક્ષણપદ્ધતિઓ : પ્રાથમિક શાળામાં શિક્ષક :—** લેખક : ગિજુભાઈ. પ્રકાશક : ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ. શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. કિંમત ( અનુક્રમે ) આઠ આના: દશ આના.

પહેલા પુસ્તકમાં પશ્ચિમમાં વિકાસ પામેલી અને ત્યાંના શિક્ષણશાસ્ત્રે નિરૂપેલી પદ્ધતિઓની ટૂંકી પણ સ્પષ્ટ રૂપરેખા દાખલા સાથે સાદા શબ્દોમાં આપેલી છે. તે ઉપરાંત આપણા દેશમાં પરંપરાથી ચાલતી આવતી વર્ગપદ્ધતિ, ઉસ્તાદપદ્ધતિ વગેરેનું પણ વર્ણન કર્યું છે. લેખકે બને ત્યાંસુધી તટસ્થ ભાવે બધીનું વર્ણન કરેલું છે. જોકે તેની તુલના કરી પોતાનો સ્વતંત્ર અભિપ્રાય પણ આપેલો છે. તેમના બધા અભિપ્રાયો સાથે બધા મળતા ન થઈ શકે પણ તેમના અભિપ્રાયો મનનયોગ્ય તો છે જ. આટલા નાના પુસ્તકમાં તેમણે બહુ સ્પષ્ટ રીતે વિવેચન કરેલું છે. બીજું પુસ્તક હાલના પ્રાથમિક શાળાના શિક્ષકને ઉત્સાહ પ્રેરનાર વ્યાખ્યાનો રૂપ છે.

**હાલતાં ચાલતાં :—** લેખક પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત દસ આના.

સારો શિક્ષક ચોવીસે ય કલાક શિક્ષક છે. અહીં લેખકે પોતાના વર્ગના જ અનુભવો નહિ, પણ જીવનના ગમે તે સમયના અનુભવોમાંથી જે કાંઈ વિચારપૃથક્કરણની દૃષ્ટિએ, બાળકોના શિક્ષણની દૃષ્ટિએ, કહેવા જેવું લાગ્યું તે કહેલું છે. તે એક રીતે પૃથક્કરણશાસ્ત્રની દૃષ્ટિવાળા બાળશિક્ષકની નોંધપોથી જેવું છે. બાળકોના સ્વભાવ, તેની રુચિ, તેની વિકૃતિ વગેરે સંબંધી, તેમજ શિક્ષકે બાળકો તરફ રાખવાની વૃત્તિ, વગેરે સંબંધી આમાંથી ઘણું જાણવાનું મળશે. અમને ખાસ કરીને તેમની બાળકોને વાર્તા કહેવાની પદ્ધતિ આકર્ષક લાગી છે. શિક્ષકોએ અને માબાપોએ આ ખાસ વાંચવા જેવી ચોપડી છે.

**શાંત પળોમાં :—** લેખક : ગિજુભાઈ. પ્રકાશક : ગોપાળરાવ ગજાનન વિદ્વાંસ. શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. ૭ આના.

આ નાના પુસ્તકમાં શ્રી ગિજુભાઈએ, આપણે જેને કાવ્યમય ગદ્ય કહીએ તેવી શૈલીમાં પોતાનો અનુભવ મૂકવાનો પ્રયત્ન કર્યો છે. તેમાં તેમના અનુભવનો સાર અને અનુભવથી ઊપજતી શ્રદ્ધા નાનાં નાનાં ગદ્યમુક્તકો રૂપે આવે છે. લેખકનો અનુભવ સાચો છે અને તેથી તેમનાં વાક્યો અસરકારક નીવડે છે. શ્રી ગિજુભાઈ શિક્ષક છે અને ઘણા મોટા વર્ગ ઉપર તેમની શૈલીની અસર છે એટલે સાથે સાથે ચેતવણી આપવી જોઈએ કે આ શૈલીની સફળતા અનુભવ અને ભાષાની ભવ્યતા ઉપર, શબ્દોની સચોટતા ઉપર છે. દીર્ઘસૂત્રતા, ગૌરવયુક્ત ભાષાનો સ્વાંગ પહેરી પેસી જતાં પ્રાકૃત સત્યો, અને એક જ પ્રકારની વાચાલતા આ શૈલીને ઉપહસનીય બનાવે છે. સત્યનું પાકું સ્પષ્ટ અને એ લેખકને માટે શુદ્ધ સ્વરૂપ દેખાયા પછી જ આ શૈલીનો આશ્રય લેવો જોઈએ.

**સ્વામી** :— અનુવાદક : રમણલાલ પી. સોની. પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિંમત ૧-૪-૦

શરદબાબુની પાંચ વાર્તાનો આ સંગ્રહ છે જો કે વાર્તાઓના કદમાં ઘણો ફેર છે છતાં બધી ટૂંકી વાર્તા જ ગણાય તેવી છે. શરદબાબુની વાર્તાના રસજ્ઞને આ વાર્તામાં પણ નૈવીદ રસ મળશે. તેમાં પહેલી 'સ્વામી' તેના અપૂર્વ વસ્તુને લીધે અને નાયકના ઉદાર ભવ્ય સ્વભાવને લીધે સૌથી સારી લાગશે. તે ઉપરાંત શરદબાબુની નવા જમાનાની સ્ત્રીની કલ્પના અહીં જુદે રૂપે મૂર્ત થાય છે—' ધૂળમાં રતન 'ની વાર્તામાં—એક નર્તકીને રૂપે, અને તેમાં પણ આપણે તેનું સ્ત્રીત્વ અને તેના પ્રેમની સચ્ચાઈ જુદે રૂપે જોઈએ છીએ. ટૂંકમાં, આ સંગ્રહ પણ શરદબાબુની બીજી વાર્તાઓની પેઠે લોકપ્રિય થશે.

**સોરઠની સાગર કથાઓ** :— સંપાદક : ગુણવંતરાય આચાર્ય. પ્રકાશક : રામુ પરમાનન્દ ઠક્કર, સ્વાધીન મુદ્રણાલય, રાણપુર. કિંમત ચાર આના.

કાઠિયાવાડની પ્રજા જૂના સમયથી દરિયાઈ વેપાર અને મુસાફરી ખેડનારી છે; જો કે આ નાના પુસ્તકમાં આપેલ વાર્તાઓ બહુ જૂની નથી. આ વાર્તાનું વસ્તુ ઝાંખું ઝાંખું પણ ઇતિહાસનાં પુસ્તકોમાંથી અને માની શકાય એવી લોકોની વાતોમાંથી મળેલું હોવાથી વાર્તાલેખક પોતાને માત્ર સંપાદક જ કહેલ છે. પણ લેખકની લાક્ષણિકતા તેમની વાર્તામાં જણાઈ આવે છે. તેમને શૌર્ય સાહસ નિઃસંકોચ મનનો આવેશ અને વ્યક્તિનાં કે સંઘનાં વેગીલાં કાર્યોનું વર્ણન કરવાની હથોટી આવી ગઈ છે અને તેથી, તેમની વાર્તામાં સાહસનો અને તેના પ્રકટીકરણનો પ્રકાર એક જ હોવા છતાં, તેમની વાર્તામાં રસ આવે છે. અમે ઇચ્છીએ છીએ કે હજી ઇતિહાસનો વધારે ઊંડો અને વિગતવાર અભ્યાસ કરી તેઓ ઐતિહાસિક લાંબીટૂંકી નવલકથા લખવામાં હાથ અજમાવે.

**પદ્ધ્વનિ** :— કર્તા : ભવાનીશંકર વ્યાસ; પ્રકાશક : ઊર્મિ પ્રકાશન મંદિર. કરાચી.

લેખકે પોતાના નામથી કે ' અતિથિ ' કે ' નીલકંઠ 'નાં તખલ્લુસોથી બહાર પાડેલી ૧૧ વાર્તાનો આ સંગ્રહ છે. કર્તાનો આ પહેલો જ સંગ્રહ છે છતાં તેમાં તેમણે પોતાની શૈલી હસ્તગત કરી લીધેલી જણાય છે. તેમની ભાષા પ્રવાહી અને સરલ છે, જો કે કોઈ કોઈ જગાએ વધારે ઘરમથુ ભાષા વાપરી શક્યા હોત તો વધારે સારું. આ સંગ્રહમાં તેમના પ્રિય વિષયો અને વિચારો જણાઈ આવે છે. જુવાન માનસને આકર્ષતો ગામડું અને તેના લોકો તરફનો પક્ષપાત, માણસની ખુદ્દલાઈ, પુરુષની સ્ત્રી તરફની બેવફાઈ વગેરે તેમના પ્રિય વિષયો જણાય છે. તેમનાં વર્ણનો આકર્ષક છે, અને આબેહુબ કરવાનો તેમણે સારો પ્રયત્ન કર્યો છે. પણ આ પ્રથમ દર્શન આપતા લેખકને આ બધા ગુણોનાં ભયસ્થાનો જણાવવાની જરૂર જણાય છે. આવી વાર્તામાં ઘણી વાર વર્ણન જ વાર્તાને ખાઈ જાય છે અને વાર્તા માત્ર વર્ણનને અવકાશ આપતા ચિત્ર જેવી થઈ રહે છે. ઘણી વાર માણસની ખુદ્દલાઈ બતાવવામાં કોઈ ખાસ રહસ્ય આવતું નથી. ઘણી વાર વાર્તામાં અમુક પરિણામ લાવવા જતાં કાર્યકારણની સાંકળ સંભવિતતામાં અત્યંત તકલાદી બની જાય છે. કર્તાને જીવનનાં અનેક ક્ષેત્રો ખેડવાનો ઉમંગ છે, તો તેમાં તેઓ આ ભયસ્થાનોથી તરીને સફળતા મેળવે એમ અમે ઇચ્છીએ છીએ.

**પત્રપુષ્પ:**—લેખક: બળવંત ગૌ. શંઘવી. પ્રકાશક: લક્ષ્મીપ્રસાદ એ. વોરા. બી. એ. એલએલ. બી. સાંકડી શેરી અમદાવાદ. મૂલ્ય નવ આના.

આને લેખકે પોતે નવલિકા, કથની અને દંતકથાનો સંગ્રહ કહેલો છે. અર્થાત્ આ બધાં સર્જનો વાર્તાની કોટિએ પહોંચ્યાં નથી. ઘણાં સર્જનો માત્ર ચિત્ર જેવાં થઈ અટકી પડયાં છે. લેખકની ભાષા પણ હજી પૂરી ઘડાઈ નથી. 'આમુખ'માં શ્રી નવલરામે કહેલું છે તે પ્રમાણે હજી વસ્તુને કલાનું સ્વરૂપ આપવાની ધારી સિદ્ધ થઈ નથી. પણ એ સઘળું શ્રમસાધ્ય છે. કર્તાને અનુભવમાંથી વસ્તુની પસંદગી કરવાની દૃષ્ટિ છે, રસની વિવિધતા સાધવા તરફ ધ્યાન છે, અને વસ્તુનો સ્પર્શ કરીને જ તેને લેવા ઇચ્છે છે એ ગુણોથી પ્રયત્ને તેઓ સારી વાર્તા ઘડી શકે એ સંભવિત છે. તે સાથે અમારે કહેવું જોઈએ કે ઉપદેશ આપવાનો આગ્રહ કે અક્ષરો જાડા કરીને તે તરફ ધ્યાન ખેંચવાની યુક્તિ વાર્તા-કલામાં અસ્થાને છે. તેમ જ વાર્તાનું વસ્તુ પણ સ્વતંત્ર જ વિકસાવવા—અન્ય લેખકમાંથી લઈ તેને પ્રયોજવાના પ્રલોભનમાં ન પડવા—અમે ભલામણ કરીએ છીએ. છેલ્લી વાર્તા 'સુવર્ણ યુગનો ચક્રવર્તી' આ સંગ્રહની બીજી વાર્તા કરતાં જુદા પ્રકારની છે. લેખકે ઐતિહાસિક વસ્તુની વાર્તા રચતાં પરંપરાથી આવતા વસ્તુના સત્યાસત્યની પરીક્ષા કરવી જોઈતી હતી—ખાસ કરીને આપણા ઈતિહાસના શેખરભૂત અશોક જેવા સમ્રાટ વિશે લખતાં.

લેખકને અમે સફળતા ઇચ્છીએ છીએ.

**ગીતા-ધર્મ-વ્યાખ્યાન માળા:**—લેખક અને પ્રકાશક: ગણપતિશંકર જયશંકર શાસ્ત્રી. ગીતા ધર્મચર્ચા મંડળ, વડાલી (ઈડર રાજ્ય). વ્યવસ્થાપક: માધુભાઈ રેવાજી વર્મા. શીરસ્તેદાર—ન્યાયકોર્ટ, વડાલી. બાર પુષ્પોનું વાર્ષિક મૂલ્ય રૂ. ૧-૦-૦ છૂટક નકલના ૦-૧-૬

ગીતા ઉપરનાં વ્યાખ્યાનો છે. તેમાં અનેક પ્રમાણો આપી વક્તવ્ય પ્રતિપાદિત કરેલું છે. લેખકનો પક્ષપાત કર્મયોગ તરફ સ્પષ્ટ રીતે છે તે આવકાર યોગ્ય છે. જિજ્ઞાસુઓને ઉપયોગી છે.

**સાહિત્યકાર:**—વર્ષ ૧ લું: અંક ૧ લો. શરદ અંક. સપ્ટેમ્બર ૧૯૩૪. પ્રકાશક: સાહિત્યસભા તરફથી પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી એમ. એ. એલએલ. બી. પ્રમુખ, વડોદરા સાહિત્ય સભા. વાર્ષિક લવાજમ રૂ. ૩. બહારગામ માટે રૂ. ૩-૧૨-૦ છૂટક નકલ બાર આના. પરદેશ માટે ૬ શિલિંગ.

વડોદરાસાહિત્યસભા તરફથી પ્રગટ થતા આ માસિકને અમે આવકાર આપીએ છીએ. આનો ઉદ્દેશ નીચેના શબ્દોમાં જણાશે:

"બનશે તેટલું મધુર વાચન પૂરું પાડવા અમે પ્રયત્ન કરીશું, પણ મધુર સાહિત્યના કરતાં શિષ્ટ સાહિત્યને અમે વધારે પસંદ કરીશું, ને લેખકોની પસંદગી વખતે આનંદ આપે છતાં શિષ્ટતાથી વિમુખ કરાવે એવા લેખોને અમે તિલાંજલિ આપીશું. અમારા વાચકોને ગમશે શું તે પર અમે નજર રાખીશું ખરા પણ માત્ર ગમે તેવું જ છાપવું એ અમે અમારો ઉદ્દેશ રાખી શકીશું નહિ. રસિકતા અમને પ્રિય છે, પણ રસિકતા ખેડતા અહિતકર સાહિત્ય કરતાં અરસિક હિતકર સાહિત્યને અમે વધારે પસંદ કરીશું..."

આ ઉદ્દેશોમાં રહી કામ કરતા આ સામયિકને અમે સફળતા ઇચ્છીએ છીએ અને તેને ઉત્તેજન મળશે એમ આશા રાખીએ છીએ.

રા.

૨૯-૯-૩૪ : જાપાનમાં તોફાન. તેથી રૂ. ૩ લાખની ગાંસડીઓનો નાશ અને ૨૩૦૫ મરણ પામ્યા તથા ૭૮૩૭ ઘાયલ થયા.

૩૦-૯-૩૪ : લીંબડીમાં 'રોશની' પત્ર મંગાવનારને રૂ. ૫૦૦ દંડ અને ૬ મહિનાની કેદની સજા થશે એવાં બહાર પડેલાં જાહેરનામાં.

૧-૧૦-૩૪ : અમદાવાદમાં રાષ્ટ્રપતિ સરદાર વલ્લભભાઈનું આગમન. તેમનો જાહેર સત્કાર, તેમના હાથે થયેલી ધ્વજવંદનની ક્રિયા. "લડત હજી બંધ પડી નથી," એવી સરદારની હાકલ; જ્યોતિસંઘમાં સ્ત્રીઓની સમક્ષ સરદારનું પ્રવચન—દેશ અપંગ છે, માત્ર તે પુરુષના પગે ચાલે છે એવો તેમણે કાઢેલો સૂર; ગુજરાત પ્રાંતિક સમિતિમાં કાર્યકરો સાથે સરદારની મંત્રણા; અમદાવાદ મ્યુનિસિપાલિટીએ ગૂજરાત વિદ્યાપીઠના મકાનનો સરકારને પાછો સોંપેલો કબજો; બનારસમાં સમાજવાદીઓની પરિષદે ૯ કલાકની ચર્ચાને અંતે મહાસભાના વલણ સામે રોષ દર્શાવતા પસાર કરેલા ઠરાવો.

૨-૧૦-૩૪ : વાંકાનેરનરેશે ખાદી માટે આપેલા રૂ. ૧૦૦૦; મુંબઈ-કલકત્તામાં ઉજવાયેલી ગાંધી જયંતી; અમદાવાદમાં સરદાર વલ્લભભાઈએ હરિજન આશ્રમની લીધેલી મુલાકાત; વિદ્યાપીઠના વહીવટ વિષે સંચાલકો સાથે તેમને થયેલી ચર્ચા; કલકત્તામાં શ્રી. નેલી સેન ગુપ્તાના પ્રમુખપદે વિદ્યાર્થીઓની સભામાં 'સરહદના ગાંધી'ને આપવામાં આવેલું માનપત્ર.

૩-૧૦-૩૪ : પં. જવાહરલાલ નેહરુએ શ્રી કમલા નેહરુની લીધેલી મુલાકાત; અમદાવાદમાં ગુજરાત પ્રાંતિક સમિતિની સભામાં સરદાર વલ્લભભાઈનું ઉદ્બોધન; મહાસભાની તેમણે સ્પષ્ટ કરેલી પરિસ્થિતિ; મહાસભાના બંધારણમાં થનારા ફેરફારોની તેમણે કરેલી આગાહી; અમદાવાદના શહેરીઓની જાહેર સભામાં તેમણે ગુજરાતની ફરજ સ્પષ્ટ કરતું કરેલું નિવેદન; મુંબઈ તરફ તેમની રવાનગી. વડોદરા રાજ્યમાં શેમાલ્દા ગામ પાસે એક જ્વાળામુખી ધુંધવાતો હોવાની બહાર આવેલી હકીકત; રાંદેરની મ્યુનિસિપાલિટીએ હિંદી વજીર સામે રૂ. ૧૦,૦૦૦ની રકમ મેળવવા સંબંધમાં માંડેલો દાવો; હિંદમાં રીઝર્વ બેંકની સ્થાપના વિષે હિંદી સરકારે બહાર પાડેલી જાહેરાત; કાકોરી કેસના હડતાલ ઉપર ગયેલા કેદીઓ વિષે સંયુક્ત પ્રાંતના ગૃહમંત્રીએ બહાર પાડેલું નિવેદન; નડિયાદમાં શ્રી શંકરાચાર્યના પ્રમુખપદે મળેલી મુંબઈ પ્રાંતિક વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની પ્રથમ બેઠક.

૪-૧૦-૩૪ : ગાંધીજીના નિવેદન વિષે ગુજરાત મહાસભા સમાજવાદી પક્ષ તરફથી બહાર પડેલું છાપાંજોગું નિવેદન; હિંદી સરકારની પુનઃરચનાને અંગે અમલદારોના રીઝર્વ સંબંધમાં બહાર પડેલી સરકારી યાદી; કલકત્તામાં શહેરીઓ તરફથી ખાન અબ્દુલ ગફારખાનને મળેલું માનપત્ર; મુંબઈમાં શ્રી. જયકરના પ્રમુખપદે મળેલી સભામાં શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રીએ ગાંધીજી સામે કરેલી ટીકા; સિમલામાં મળેલી કોનઝરવેટિવોની પરિષદમાં શ્વેત-પત્રના ઠરાવ વિષે મચેલી ધમાલ.

૫-૧૦-૩૪ : સ્પેનમાં નવા પ્રધાનમંડળમાં ત્રણ કૅથોલિકોની નિમણૂક સામે વિરોધ તરીકે સમાજવાદી ટ્રેડ યુનિયનો તરફથી જાહેર થયેલી સામાન્ય હડતાલ—માડ્રિડમાં હુલ્લડ; ડૉ. અન્સારી પાછા હિંદમાં—રાજકીય પરિસ્થિતિ વિષે તેમણે દર્શાવેલો અભિપ્રાય; સરદાર વલ્લભભાઈના હાથે મુંબઈમાં ખુલ્લી મુકાયેલી સર્વ વર્ગો માટે રેસ્ટોરાં; મુંબઈમાં સ્વયંસેવિકા દળનાં શ્રી પેરીનબહેન કેપ્ટન તથા ૧૦૦ દેશસેવિકાઓએ આપેલાં રાજીનામાં; દિલ્હીના મ્યુ. કમિશનર લાલ મદનમોહનલાલની તેમના ઉપર બજાવવામાં આવેલી ૨૮૦૦ રૂપિયાની બે ડીક્રીઓના કારણે થયેલી ધરપકડ તથા જમીન ઉપર થયેલો છુટકારો; સ્પેનના હુલ્લડમાં ૩૧નાં મરણ થયાની તથા ૪૧ ઘાયલ થયાની બહાર આવેલી હકીકત.

૬-૧૦-૩૪ : મુંબઈ યુનિવર્સિટીએ મદ્રાસ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ સામેનો પાછો ખેંચી લીધેલો પ્રતિબંધ; સ્પેન અને કેટેલોનિયા વચ્ચે ખૂનખાર જંગ—આખા સ્પેનમાં લશ્કરી કાયદાની જાહેરાત; દીનબન્ધુ સી. એફ. એન્ડ્રુઝ વિલાયતના પંથે; સ્પેનમાં સંખ્યાબંધ સમાજવાદીઓની ધરપકડ—મકાનો તથા દેવળો ભસ્મીભૂત.

૭-૧૦-૩૪ : શ્રી. ભૂલાભાઈ દેસાઈની ચૂંટણીના સંબંધમાં કામ કરનારાઓની તપાસ રાખવા માટે ભરૂચની પોલીસને મળેલા હુકમો.

૮-૧૦-૩૪ : અલ્લાહાબાદમાં માંદગીને બિછાને પડેલાં શ્રી કમળા નેહરુની મુલાકાત પં. જવાહરલાલે લીધી; શ્રી. રવીન્દ્રનાથ ટાગોરે મુલાકાત દરમિયાન ગાંધીજી મહાસભામાંથી નિવૃત્ત થશે તો તે આફતરૂપ થઈ પડશે એવો દર્શાવેલો અભિપ્રાય.

૯-૧૦-૩૪ : યુગોસ્લોવિયાના રાજા એલેકઝાંડર ફ્રાંસમાં ગોળીબારથી ઠાર; સ્પેનમાં નાગેલા બળવા સંબંધમાં ગૃહમંત્રીનું નિવેદન; ગોળીબારથી ઘાયલ થયેલા ફ્રાંસના વિદેશખાતાના પ્રધાન મો. બાર્થોનું મરણ; માલદીવના સુલતાન મહમુદ શમસુદ્દીન ઇસકંદરને પદભ્રષ્ટ કર્યા સંબંધીનું તેના વડા પ્રધાનનું નિવેદન.

૧૦-૧૦-૩૪ : તબિયતના કારણે શ્રી કમલા નેહરુની અલ્લાહાબાદમાંથી ભોવાલી તરફ રવાનગી; ફ્રાંસના પરદેશ ખાતાના પ્રધાન મોં. બાર્થોના મરણથી તેમની જગ્યાએ મો. ડુમરોએ કામચલાઉ સંભાળેલો હોદ્દો; યુગોસ્લોવિયાની રાજગાદી રાજકુમાર પીટરને આપવાનો વિધિપુરઃસરનો બહાર પડેલો ઢંઢેરો; સંયુક્ત પ્રાંતોમાં વડી ધારાસભાની ચૂંટણી માટેના નિમણૂંકપત્રો તપાસવાના દિવસે યાદીમાં પં. મદનમોહન માલવીયાનું નામ ન દેખાતાં તેમના નિમણૂંકપત્ર સામે કલેક્ટરે લીધેલો વાંધો.

૧૧-૧૦-૩૪ : વડી ધારાસભાની આગામી ચૂંટણી પરત્વેનું ગોરખપુર-બિનમુસ્લિમ વિભાગ તરફનું પં. કૃષ્ણકાંત માલવીયાનું નિમણૂકપત્ર નામંજૂર થયું—અલ્લાહાબાદના જીલ્લા મેજિસ્ટ્રેટે પં. મદનમોહન માલવીયાનું નિમણૂકપત્ર ગેરકાયદેસર ઠરાવ્યું; વડી ધારાસભાની ચૂંટણી માટેની ઉમેદવારી શ્રી. નરીમાને પાછી ખેંચી લીધી તથા તેમની જગ્યાએ શ્રી. કનૈયાલાલ મુનશીએ ઉમેદવારી નોંધાવી; મુંબઈની ચોપાટીની રેતી ઉપર લોકમાન્ય તિલકનું ફૂલડલાઈટ બાવલું મૂકવાની દરખાસ્ત કોર્પોરેશને ઉડાડી દીધી; અમદાવાદમાં શ્રી. ભૂલાભાઈનું આગમન—વડી ધારાસભાની આગામી ચૂંટણી વિષે તેમણે આપેલું જાહેર ભાષણ—અમદાવાદના અને જીલ્લાના કાર્યકર્તાઓ વચ્ચે તેમનું પ્રવચન—" વડી ધારાસભાની આગામી ચૂંટણીમાં મહાસભા પરની પ્રજાની શ્રદ્ધાનું માપ નીકળશે " એવો તેમણે કાઢેલો સૂર; ફ્રાંસમાં આંતરપ્રદેશના પ્રધાન મોં. આલ્બર્ટ સૅરોટે આપેલું રાજીનામું.

૧૨-૧૦-૩૪ : નડિયાદ મ્યુનિસિપાલિટીએ શ્રી. ભૂલાભાઈ દેસાઈને આપેલું માનપત્ર.

૧૩-૧૦-૩૪ : બારસમાં વડી ધારાસભાની આગામી ચૂંટણી વિશે શ્રી. ભૂલાભાઈ દેસાઈનું ભાષણ; ફ્રાન્સના નવા પ્રધાનમંડળની થયેલી નિમણૂક; પેરિસથી કપૂરથલાના મહારાજાએ પોતે પાછા ન ફરે ત્યાં સુધી ફગવારા ખાતે મળનારી હિંદુશીખ પરિષદના અધિવેશન ઉપર મૂકેલો પ્રતિબંધ; ભોપાળના નવાબે પોતાના રાજ્યમાં અમલમાં મૂકેલો પ્રેસ એક્ટ.

૧૪-૧૦-૩૪ : સુરતમાં શ્રી. ભૂલાભાઈ દેસાઈએ વડી ધારાસભાની આગામી ચૂંટણી વિશે કરેલું પ્રવચન.

૧૫-૧૦-૩૪ : અમદાવાદ મ્યુનિસિપાલિટીએ ૩૧ વિરુદ્ધ ૧૯ મતે ગવર્નરને માનપત્ર નહિ આપવાનો પસાર કરેલો ઠરાવ; ગાંધીજીએ વર્ધાથી છાપાંજોગા બહાર પાડેલા નિવેદનમાં મહાસભામાંથી નિવૃત્ત થવાનો જણાવેલો આખરી નિર્ણય; ફ્રાન્સના માજી પ્રધાન મી. પોંકારેનું પેરિસમાં અવસાન; શોલાપુરમાં લાગેલો ધરતીકંપનો આંચકો.

૧૬-૧૦-૩૪ : ફીલીપાઈનના ટાપુઓમાં થયેલા ભયંકર દરિયાઈ વાવાઝોડાથી સંખ્યાબંધ મકાનોનો નાશ—બંધ પડી ગયેલો સંદેશાવ્યવહાર; અજમેરના પ્રતિનિધિઓ તરીકે મુંબઈવાસીઓ સંબંધમાં અખિલ હિંદ મહાસભા સમિતિએ બહાર પાડેલું નિવેદન; મહાસભાની સુધારણા વિશે ગાંધીજીએ વર્ધાથી બહાર પાડેલું ઐતિહાસિક નિવેદન.

૧૭-૧૦-૩૪ : આગામી વડી ધારાસભાની ચૂંટણીમાં ઉત્તર વિભાગ તરફની એક બેઠક માટે મી. ચમનલાલ નારાયણભાઈ મહેતાએ ઉમેદવારી પાછી ખેંચી લીધી; ગાંધીજીએ મહાસભાના બંધારણમાં સૂચવેલા સુધારાઓને અમદાવાદના સમાજવાદી પક્ષે ટેકો આપતો કરેલો ઠરાવ.

# અનુક્રમણિકા

આશ્વિન : ૧૯૯૦ — અંક ૬




લવાજમ — હિંદમાં રૂ. ૫ — પરદેશમાં રૂ. ૬॥ — છૂટક અંક રૂ. ०॥

પ્રકાશકઃ રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રીઃ પ્રસ્થાન કાર્યાલયઃ પારસી અગિયારી સામેઃ ખમાસાચોકીઃ અમદાવાદ.
મુદ્રકઃ ગજાનન વિશ્વનાથ પાઠકઃ આદિત્ય મુદ્રણાલયઃ રાયખડરોડઃ અમદાવાદઃ તા. ૨૨-૧૦-૧૯૩૪